# સ્ત્રીબોધ.

કહે નપોલ્યન દેશને, કરવા આબાદાન; સરસ રીતછે એજકે, દો માતાને જ્ઞાન.

## પુસતક ૧૮ મું

જાનવારીથી ડીસેમબર સન ૧૮૭૪ સુધી.



મુંબઈના
દફતર આશકારા છાપાખાના મધે છાપ્યુંછે.
સને ૧૮૭૪.

# સાંકલીઉં સ્ત્રી બોધના પુસતક ૧૮ માનું.

## વારતા, કાંહાંની, કીસ્સા, ઈતીઆદી.



## સંસાર ચીતરો.



## વઈદક શાસ્ત્રને લગતા વીશયો.



## સીધ પદારથ વીગ્નાન.



## તવારીખ વીશયો.



## જનમ ચરીતરો.



## લોક વરણન.

## નશીહતી વીશયો.



## પરચુટણ હેવાલો.



## ઘરઘતુ નુસકા.



## કવીતા.



---

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૮ મું. | જાનેવારી ૧૮૭૪ | આંક ૧ લો.

## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીન વારતા.

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

### ૧. (બાબ ૧ થી ૩ સુધી.)

#### બાબ ૧.

"પૈસે લોભ વધે છે બહુ,
પૈસે વ્યસની થાય સહુ;
કેફ અને કામિનિઓ સંગ,
રોજ રોજ તે રમતા રંગ.
ઠાઠ માઠ કરવે તે શુર,
પતરાજી કરવે બાહદુર."

નર્મ કવિતા.

"ઓરત જાત!—તે કીરતારની જાનદાર પેદાયશોમાં ઘણીજ ખુબસુરત, ઘણીજ શીરીન, અને ઘણીજ નાજુક! તારામાં સુખછે, તારામાં સંતોશછે, તારામાં સચાઇછે! સંસારને ચલાવનાર, વેપારને વધારનાર, દરબારને દીપાવનાર! કોણ મેળવશે પટો તારો?"

ઘણીજ આતુરતાથી પોતાનું માથું નીચું નમાવીને, તથા પોતાના બંધે હાથ એકેક સાથ બરડાગમી ભેલવીને, ધીમે કદમે પણ મજબુત પગલે ચાલતાં ઉપર મુજબના સખુનો બોલતો એક જવાન મુસાફર સુંદર નદી દજલાના શેહેરે મેદાઇન તરફના કીનારા ઉપર ફરતો હતો. તેનો પોશાક એક રાહના મારેલા મુસાફરને બરનો હતો, તોપણ તે ઉપરના શોનેરી અટાપટા તેની કોઇ પણ રીતની ઉંચી બુનીયાદ જાહેર કરતા હતા. તેના દેલ ઉપર એક ભુરા રંગનો ચલકતો દગલો નાંખેલો હતો, અને માથાં ઉપર સુફેદ પીછોડી એ ખુબ જોરોરથી વીટલાઇને પાઘડીની ગરજ સારી હતી. તેના પગ છેક જાંગસુધી બુટના ચામડાંથી ઘંકાપલા હતા, કે જે તમામ ધુલ અને કીચલથી ખરડાઇ ગયલાં હતાં. તેની ચાલણ ધીમી હતી, તોપણ તે મજબુત કદમ ધરતો હતો. તેની શીકલ જોકે રસતાના એજાઓથી તમામ ખરાબ થઇ હતી તોપણ વાદલાંમાંના આફતાબની મીસાલે તે ખુબસુરત અને દીપકતી માલુમ પડતી હતી. તેનું કપાલ પોહોલું અને ચલકતું હતું, તોપણ પીછોડીથી તેનો મોટો ભાગ ઘંકાપલો હતો. તેના ચેહરાની ખુબસુરતી કુદરતે બખશેલા સુંદર છુટાછવાયા બાલોથી ઓર વધી હતી; તોપણ તે બાલો એટલી ઉમરે નહી પુગેલા હતા કે આ મુસાફર તે ઉપરથી એક ઉમરમાં આવેલો યા એક જવાનીમાં ખીલેલો ગબરૂ ગણાઇ શકાય. નહી,—તે તદન છોકરવન દીસતો હતો: અને જોકે તેના ચેહરા ઉપર કોઇ વાતની ચીંતા દાવો કરતી હતી, તોપણ તે એક અઢાર ઓગણીસ વરસ કરતાં વધારેનો માલુમ પડતો ન હતો. આવી નાની ઉમર છતાં જારે તેનાં દેલમાં ઉભાઇ આવતા જોસસાઓનો પદછાયો તેની શીકલ ઉપર હુબહુ પડતો હતો તારે આટલી ઉમરમાંજ તે કોઇ પાકો મરદ હોય એવો ખેયાલ થોડોક વખત સુધી આવતો હતો.

અને ખરેખર તે એક તેવોજ નર હતો. તેની ચશમોનો ચમકારો—જેમાં મીઠાશ, નરમાશ, દયા અને ધીરજ સાંમટાં નજર આવતાં હતાં તે—ખરેજ આ જવાન મુસાફર તરફ જોનારનો પયાર ઉશકેરતો હતો. અને વલી તે પયાર, જારે તેજ ચમકારામાં દુખ અને દેલગીરી અને બલાપા જેવી કાંઇ નીશાનો જણાતી હતી તારે, દયામાં બદલાઇ જતો હતો. ખચીત તે એક દુખી પુરૂશ જાહેર થતો હતો. થોડે થોડે વારે જોકે તે દાબી રાખવાને ઘણાંબી ફાંફાં મારતો હતો તોપણ તેના મોહોડાંમાંથી "આહ" અને "અરે" ના શબદો નીકલતા હતા. તે કોઇવાર પોતાના પાઉંની ગતી નરમ પાડતો અને પોતાની છાતી પર હાથ મુકતો હતો; પણ વલી તુરતજ જાણે તેમાંનું કાંઇજ નહી હોય તેમ તે આગલ વધતો હતો.

પાંચે ઇંદરીઓને બખશેશથી ભરપુર અને ખુશહાલ કરનારી વખણાયલી નદી દજલાને કીનારે આવેલાં મકાંનોમાં, પવન ઠંડી લેહેરીને અને ખુશબોઇને પાંથરી નાખતો હતો, એ મકાંનો, અથવા મેહલોમાં એક તે લતા તરફ આવેલા બીજાઓ કરતાં કદે, રંગે અને બલ્કે બોલંદ અને સુંદર દીસતો હતો. સાસાની પાદશાહોના વખતમાં પેશદાદી, કેયાની કે બીજા ખાંનદાનોના અમલ કરતાં, ઇરાંન ચીતરકાંમ, મોતરકામ, નકશીકાંમ અને બાંધકાંમને લગતાં

બીજાં સઘલાં કાંમો અને કારીગીરીઓમાં ઘણું આગલ વધેલું હતું. આગલા જમાંનાથીજ ઇરાંનીઓ જેટલી શોભા ભપકામાં ધરાવતા હતા તે કરતાં વધારે તેઓ લડાઇ અને રાજદરબારી કાંમોની ફતેહમાં ધરાવતા હતા; તેટલા માટે જેટલી તારીફ બાંધકાંમની વીદયા અને હોનરમાં તેઓ મેલવવાને દાવો કરી શકયા હોય તે કરતાં વધારે તારીફ એ બાબતમાં તેમના પાડોશી ભાઇઓ—તુરાનીઓ—મેલવી શકયા હતા અને તેજ તુરાની પલાંનો ઉપર આજે ઘણાંખરાં શોભાયમાન બાંધકાંમો થાયછે. એના કારણ માટે સાસાની પાદશાહોના વખતમાં ઇરાનના મેહલોની જો કાંઇબી ખુબી થતી હોયતો તેનો જશ એજ તુરાનીઓને ઘટેછે, જેઓને ઇરાંનીઓ મોટાં આદરમાનથી બોલાવતા હતા, તથા જેમનો એ બાબેનો હોનર તે વખતની દુનયામાં ઘણો વખણાયલો અને આશકાર હતો.

હવે જે મેહલ વીશે આપણ બોલીએછે તે નદીને કીનારે એક, સીધા સરવ મીસાલે ઉભેલો હતો. તેની બાંધણી, તેનો ભપકો, અને તેનું નકશીકામ ઇતયાદી, ઇતયાદી વીશે વીસતાર કરવાને આપણ થોબીશું નહી. આ મકાનમાં દાખલ ધવાને એક મોટો દરવાજો હતો અને તેની આસપાસ ડાબી અને જમની બાજુએ લગાર છેટેથી બીજા બે નાના દરવાજા હતા. તેઓ સરવે લોઢાંના હતા. આ નાના દરવાજામાંના એકને મથાલે આ વખતે જોકે હજીતો ખોરશેદ તદન નાબુદ થયો નહી હતો તોપણ તરણ મોટા ચેરાગો પુર તેજ સાથે બલતા હતા. વચલા ચેરાગની બરાબર નીચે "બાગ તરફનો રસતો" એવા મોટા શોનેરી હરફોથી એક પાટીઉં આરસીનાં તખતા મીસાલે ચલકતું હતું. આ દરવાજા આગલ એક નાની દેવડી હતી અને તે ઉપર પાંચ જબરદસત સીપાહીઓ ચલકતી મયાનમાં ખોસેલી તલવારો અને જેબીઆ કંમરે લટકાવી ખડા ઉભા હતા. તેઓના ચેહરા બરકાર દેખાતા હતા, તોપણ તેઓ લાલ ટોટી સરખા સુરખ બની રેહવાથી તેઓ કોઈ જાતની ખુશહાલીમાં હોય એવું અનુંમાન જતું હતું. તે સાથે વલી તેઓ કોઇના આવવાની રાહ જોતા હોય તેમ ઘડી ઘડી બાહાર હોકયું કરયા કરતા હતા.

આ વખતે આફતાબ તદન ગેબ થયો, અને સમી સાંજની નોબત થઈ, અને તોપ પડી. એથી પેલા સીપાહીઓ ચમકયા અને વધારે વીહીલે ડોલે કોઈ આવનાર પરોણાની વાટ જોતા ઉભા.

"સાંજતો પડી ચુકી," તેઓમાંનો એક પોતાના સોબતીઓ તરફ ફરીને બોલયો; "પણ હજી તેતો આવયો નથી."

"સઘલાઓ આવી ચુકાછે," બીજાએ કહયું; "ખોટી માતર તેનીજછે."

"ભેંસ કરતાં બકરી જલદી દોડેછે," તરીજો બોલી ઉઠયો; "માટે બકરી આવી તેથી ભેંસની આશા છોડવી જોઇએ શું ?"

"તોબી પણ કેટલોવાર ?" ચોથો સીપાહી પુકારી ઉઠયો: "હુંતો—"

"બઇરી કીધીછ કે મશકેરીછે ? જવાન બઇરીસાથ પરણવાનાં તો એજ દુખજો ભાઇ," બાકી રહેલો દરબાનબોલયો.

"તું ભુલેછ, યાર," પેહલાએ જવાબ આપયો; "તે હજી પરણયોછ કાંહ ? હજીતો આદરયોછે !"

"આદરયો છે ? મારા બાપ ! હજીતો આદરયોછે ? બાપાજીનો બુમોજતો જાણે !"

"એટલામાંજ અજાયબીછે કે ? આપણા શેઠના સસલા દોસતોનોજ એજ અહેવાલછે ?" પેહલો ફરીથી બોલયો ? "જો: પેલો બુઢો બામાશ, બાનું વરસની ઉમરે પુગોછ, તેને ઘેર છોકરાં છે, છઈયાંછે, તેનાં છોકરાંછે; તોપણ તે બાવીસ વરસની બેહવર બાનુ સાથ ગયાં પખવાડીયાંમાં પરણયોછે !"

"બાવીસ વરસની ! કમબખતી તેના બાપની—પરણતાના ને પરણતીના !"

"અને વલી પેલો દેવની શીકલનો દેરનદામ પરીની સુરતની પરીચેહરને મારે કેટલાં વરસનો તું જાણેછ ! બે નવરાનો ગુણાકાર તે પેલા દેવની ઉમર, ને બે નવરાનો સરવાલો તે પેલી પરીનાં વરસ."

"આતો ખરેખર જોલમની વાતછે. આપણા પાદશાહનાં અદલ રાજમાં આવો જુલમ થાય, એતો ધોલે દીસે ચોરી કીધી કેહવાય," એક બોલયો.

"હવે આ ગંજાવર ગેવની વાત સાંભલો," પેહલો સીપાહી ફરીથી બોલયો; "તે બેતાલીસ વરસનોછે પણ તેટલી મુદતમાં જોકે તે બેતાલીસ ઓરતો સાથે અદરાઈ ચુકોછે તોપણ કોઇનીબી સાથે તેણે નેકા પાડયા નથી, તેતો કોઈ એવી બાયડી શોધેછ કે જે—"

"અરે ચુપ, બેવકુફ !" એક વલી ડાહયો થઈ નીકલયો; "તું કોણને વીશે બોલેછ ? પાદશાહના નજદીકના ખેશીને માટે બુરૂં બોલવાની આપણને સતા નથી."

"અરે બેસરે," પેહલાએ ઉતર વાલયો; "ઇનસાફનાં રાજમાં ઇનસાફજ બોલાયછે.

"ખબરદાર !" તેઓની વચમાં એક બોલી ઉઠયો: "જો કોઇ દુરથી આપણી તરફ આવેછે."

હજીતો આ સીપાહી આટલા બોલો બોલી નથી રહયો તેવામાં એક જવાન શખસ મુસાફરના લેબાસમાં તાંહાં આવી લાગો. તે કોઈજ નહી પણ આપણે શરૂઆતમાં જે પુરૂશ વીશે બોલયા હતા તેજ હતો. તેને ઓલખતાંને વાર પેલા સીપાહીઓ પોતાની તલવાર માન સાથે ઉઠાવી મુગામંતર થઇ ગયા, અને જમીન બોસી કીધી. પેલો જવાન તેમનાં આ માન વીશે કસોબી વીચાર રાખયા વગર, અથવા જો ખરૂં બોલીએતો, તેના રસતા વચે સીપાહીઓછે એવો કસો પણ સંદેહ મનમાં લાવયા વીના દરવાજો પસાર કરી જતો હતો; પણ તેવામાં એક સીપાહીએ તેને થોડોવાર અંટકાવયો.

"આહ, જવાન ફરામરોજ," તે બોલયો. "આજે કેટલે દીને તમો કાંહથી ? અને વલી આવા ઉંડા વીચારમાં !"

પેલા જવાને હવે પોતાનું માથું જે અતાર સુધી નીચું કરીને ચાલતો હતો તે ઉંચકયું અને તેને બોલાવનાર તરફ ફરયો. તુરત તે બંધે શખસોની આંખમાં પયાર દીપી નીકલયો, અને તેમના ચેહરા હસતા જણાયા. પણ એ સીવાય પેલો જવાન બીજો કોઈ પણ રીતનો ઉતર વાલયા વીના દરવાજામાં દાખલ થયો, અને તેનો ઓલખીતો

સીપાહી મેહરખાંન નજરથી તે ગુમ થયો તાંહાંસુધી તેની તરફ ટીકીને જોતો ઉભો રહયો.

“એક ઘણોજ સુંદર છોકરો છે આ !” તે પોતાના સોબતીઓ તરફ ફરીને બોલયો. “એનો દરેક ભલો ગુણ એક શાહજાદાને ભજાવે એવોછે.”

આટલા સખુનો—પેલો સીપાહી બોલે નહી તેવામાં એક દોડતો ઘોડસવાર તાંહાં આવી લાગો, અને પેલાઓને સલામ કરીને પોતાની ખબર કહી કે “ગંજાવર ગેવ” જેની તેઓ રાહ જોતા હતા તે આવી લાગોછે.

“ઘણો જલદી આવયો !” એક બોલયો; “હજીતો સાંજ કાંહાં પડીછે ?”

“કામદાર સરદારોની એકેક ઘડી તે એકેક દીવસ જાયછે, સાહેબ,” ગેવના સીપાહીએ પોતાના શેઠ તરફથી જવાબ વાલયો.

“કાંમમાં શી મના, જી ?” પેહેલાએ કહયું. “એક મુકી બીજી, અને તીજી અને એમ કરતાં આ બેતાલીશમી નાજનીન સાથ આદરણી કરવી એ ખરેખર મોટુંજ કાંમ ગણાયતો.”

ગેવનો નોકર જવાબ આપી શકયો નહી; કેમકે આ વખતે દરવાજાની છેક લગલગ “ગંજાવર ગેવ” નો પાલખી આવી પોંહચી, જેને માન આપવા થકી સીપાહીઓ કદમબોસીને માટે વાંકા વલી પાછા ઉઠે નહી તેવામાંતો એક વીજના ચમકારાની મીસાલે તે પાલખી બાગ તરફ ચાલી ગઈ. પાલખી જાય તેની આગમજ ગેવનો સીપાહી પેહલેથી આગલ ચાલયો, અને પોતાના ધણીના આવી પોંહચવાની ખબર બાગ અને મકાંનના માલેકને આપી. પેલી પાલખી એક ઝાડ પાંનો અને તે ઉપર ચઢેલા મઘમઘતાં ફુલોના વેલાઓથી બની રહેલી એક ગલી આગલ ઉભી રહી, અને તુરતજ પરઘામ અને કરનાયના આવાજ તેને માન આપવા માટે થયા, એટલુંજ નહી પણ વલી છેક દુરના ભાગમાંથી એક મોટી લોઢીનો આવાજ સંભલાયો.

આ સઘલી ધામધુમો વચે આ પાલખીમાંથી એક નદન ફરબે મરદ ઘણોજ મુશકેલીથી બાહેર નીકલયો. નીચે પાઉં મુકતાંજ બે માણસોએ તેને પોતાની ખાંધ ઉપર ઉઠાવી લઈ જવા માંગયું, પણ તેણે ના પાડવા ઉપરથી તેઓ તેની પછાડી ઉભાં રહયાં. પોતાના જાડા પણ પોચા બોજાને માહ મુશકેલીથી ઉઠાવતો આ ગંજાવર શખસ એક સીપાહીની પુઠે પુઠે આગલ ચાલયો. એમ કરતાં તેઓ થોડુંક ચાલીને બાગના વચલા ભાગ આગલ આવી લાગા, તાંહાં તેઓ એક સુંદર આરાસતેહ કરેલી જગા આગલ ઉભા રહયા.

હંઇઆં ઝીની સુંવાલી રેતીની ઉપર શોના રૂપાના તારોથી વણેલો, તરેહવાર તરાંહથી ભરી નાંખેલો એક મોટો ફરશ બીછાવેલો હતો; અને તેની વચમાં પથરની એક મોટી—અથવા બે કકડાની જોડેલી સંગેમરમરની એક ચોખંડ ટેબલ મુકેલી હતી, જેની આસપાસ મોટા તકીઆઓની ખુરશીઓ ઉપર દશ યા બાર માણસો બેઠેલાં હતાં. તેમની નજદીક તરણ તરણ દરેકને માટે ચઢઉતરની જામો મુકેલી હતી. એઓમાં સઘલાઓની બેઠક સરખીજ હતી, તોપણ એક બેઠક જે ટેબલને માથેજ હતી તે તે ઉપર બેઠેલા શખસને લીધે, સરવે કરતાં વધારે ધયાન ખેંચતી હતી.

આ બુલંદી અને બીરાજનાર શખસ એક નાજવાન પચીશથી સેજ ઉપરની ઉમરનો લાગતો હતો. તેનો ચેહરો ખુબસુરત હતો ખરો, પણ ઈરાની ખુબસુરતીઆં લાલી કરતાં તે સુફેદી વધારે દેખાડતો હતો. સઘલા તેના પોશાકમાં તેની પાઘડી જે કોઈબી રીતે ઈરાની પાઘડી જેવીં ન હતી, તે અને ખરેખર તેજ પાઘડી, અથવા ખરૂં બોલીએતો તેજ ટોપી તેને તે ઈરાની નથી એવું જાહેર કરતી હતી. આ ટોપી, જારે તેની સાથવાલા સઘલાઓએ પોતાની પાઘડી માથાં ઉપર ઘાલેલીજ રાખી હતી તારે, તેણે ટેબલ ઉપર એક ઠેકાણે મુકી રાખી હતી, અને પોતે બોડે માથે બેઠો હતો. તે શાનશાહ નાસેરવાનનો બેટો શાહાજાદો નોશેજાદ હતો.

આ અજાયબ જેવા જવાન શખસની જમની બાજુએ ગંજાવર ગેવની જગા કરવામાં આવી હતી. તેની ડાબી બાજુએ ખુરશી ઉપર ૪૦ થી ૪૫ વરસની ઉમરનો એક મરદ બેઠો હતો. તેનું આંગ જાડું હતું, તોપણ નવા દાખલ થનાર ગંજાવર ગેવના જેવું તે ફરબે ન હતું. તેનાં માથાં ઉપર એક લાંબી કાલી શોનેરી મખમલની ટોપી ઘાલેલી હતી, જેના ભારથી જાણે તે થાકી ગયો હોય એવા ચાલા ઘડી ઘડી કરતો હતો. પણ તેનો દેખાવ લગાર ગંભીર અને કોઈ જાતની ફીકરનાં દબાણમાં હોય એવો જણાતો હતો. તે આ મકાનનો માલેક ગોરગોન હતો, તેની પાસે એક બુઢો પણ મજબુત શખસ બેઠેલો હતો, જેનો ચેહરો આ સઘલાઓમાં હસતો અને ખુશ દેખાતો હતો. તેનાં મોંઢાં ઉપર હજીતો શરાબ ચાખવાની આગમજથીજ લાલી પરકાશી નીકલી હતી. તેનું મોઢું બાલોની પીડાથી તદન ખલાસી પાંમેલું હતું. તેનો પોશાક તેનાં બુઢાં શરીરને માફકસરનોજ હતો. તે નામીચો સોદાગર બાગાસ હતો.

આ બુઢા શખસની સામેની ખુરશી વલી એક અજાયબ જેવાં માણસથી રોકાઈ હતી. જો આ મજલેસમાં સઘલા માણસો જેઓ બીરાજયા હતા તેમનો પોશાક ભપકા ભરેલો અને રોબ મારતો હતો, તો આ શખસ તદન રદ થયલા ઉતારૂ લેબાસમાં હાજર થયલો હતો. જો તે મજલેસના સઘલાઓનો ચેહરો ખુબસુરત અને ઈરાની દીસતો હતો, તો આ મરદ એક એબીપાલ અને દેવની સુરત ધરાવતો હતો. જો બીજા બીરાજનારાઓ સુંદર બાલો—કાલા કે સુફેદથી વધારે સુંદર લાગતા હતા તારે આ દેવજાદો એકબી બાલ વગરનો, કાલી રૂશનાઈ સરખા ચેહરાનો, પોતાની મોટી ચલકતી આંખોમાં ખુન ભરીને આસેપાસે ફેરવતો હતો. એવું છતાં પણ તે ઈરાની દીસતો હતો અથવા જો તેમ નહી હોયતો, તેનો પોશાકતો ખરેખર એક ઈરાનીનોજ હતો.

એ સઘલાઓ સીવાય તે મજલેસના બીજા બાકીના શખસો આપણું વધારે ધયાન ખેંચી શકતા નથી માટે તેમને પડતા મુકી, એટલુંજ કહીશુંનો ચાલશે કે બીજાઓની માફક તેઓબી ગંજાવર ગેવના આવવાની કોયલ પેઠે રાહ જોતા હતા.

એવામાં ગેવ આવયો. તેને માન આપવા માટે સઘલાઓ ઉઠયા; મગર ટેબલને માથે જે જવાન શખ્સ બપકામાં બેઠો હતો તેણે પોતાની નજરબી ફેરવી નહી અને પોતાની જગા પણ છોડી નહી. કાલી કાશમીરી શાલવાલા મરદે ગેવનો હાથ પકડીને તેની ખુરશી ઉપર બેસાડયો, અને પછે પોતાની જગા ઉપર તે બેઠો.

"આ માન ઘણું જછે, સોદાગર ગુરગીન," ગેવ બોલયો; "મને મોટી શરમ પેદા થાયછે કે મારે થકી નામવર શાહજાદાને તેમજ તમો સરવે સાહેબોને ખોટી થયું પડયું. હું માફ માગુંછું, અને અરજ કરૂંછું કે આપણું કામ ચલાવવું."

"ઓ હો, તેનું શું છે સાહેબ," પેલો સરવેથી બુઢો અને હસમુખો મરદ બોલી ઉઠયો; "જવાન બાયડીની આ દરણીમાં રોકાયલાઓ મારે અમારે ખોટી રેહવુંજ જોઈએ."

"સોદાગર બામાશ," ગેવે કહયું, "હું તમારી કને માફ માગુંછું; મેં તમોને પેહલાં જોયા નહીં. તોપણ આ દરણીની રોકાણ કરતાં જવાન બાયડી પરણી લાવયા પછીની રોકાણ વધારે હોયછે."

"અજબ જેવી વાત એજછેતો," કાલી કાશમીરી શાલવાલો શખ્સ બોલયો; "તમો કરતાં સોદાગર બામાશનાંજ લદી આવવાની અમોને મોટી ફીકર હતી."

"પરણયા બાદ કેમ ચાલવું, અને બઈરીને શું શું ધડા આપવા તે બીનાથી કાંઈ સરવે કોઈજ જાણીતા હોતા નથી," એ રીતે બામાશ લગાર છાતી કાઢી બોલયો.

"અને તેટલા માટે પોતાની આદરેલી ઓરત સાથ કેમ ચાલવું તે શોખવા ફીજે નામવર ગેવ તમારા ચેલા થશે, એવી મને આશાછે," તે મંડલીમાંનો એક બોલયો.

"બાખુશીથી!" ગેવે જવાબ વાલયો; "પણ તે ધડો એવો નહી હોવો જોઈએ કે મારી કાલી દાઢીના બાલેબાલનો મને ભોગ આપવો પડે!"

આ તાણો બુઢા બામાશને જબરો હતો. લોકો કેહતાં હતાં કે આ સોદાગર બાવીશ વરસની બેહવર બાનું નામની એક ઓરત સાથે પરણયો તાર પછે તેના સઘલા બાલો ખરા જવા લાગા, તે એટલે સુધી કે ૭ માસમાંતો તે તદન બોડકો થઈ ગયો. આ તાણાનો જવાબ પોતાના ખુશ મીજાજથી અલબતે બામાશે આપયો હતો, પણ તેવામાં ખાનાની રકાબીઓ એકેક સાથ અફડાતી મેજપર આવી પડી, તેથી કાંઈ પણ બોલયા વગર મુગો થઈ તે ઉપલી વાત ખાઈ ગયો. નવાલાઓ ઉંચકાવા લાગા, અને જામો ઉઠવા લાગી, તેની કસી હદ રહી નહી. કેટલાં શેકારોથી ભરાઈ ગયલી રકાબીઓ ખાલી થઈ ગઈ, અથવા કેટલી જાતના દારૂના શીશાઓની કેટલી સંખ્યા નોકરો ઉઠાવી ગયા તે કેહવાનું કાંમ આપણું નથી. પણ એ સઘલાંઓ વચે શું શું વાતચીત થઈ તે જણાવવાની આપણી ફરજછે.

પોતાના મેજબાન સોદાગર ગુરગીન, તે કાલી કાસમીરી શાલવાલા શખસની સલામતી લેવાબાદ, ગંજાવર ગેવે પોતાના દોસતોને આ મુજબ કહયું:—

"સાહેબો," તે બોલયો, "આજે આ જગાએ આપણને મલવાનું કારણ એછે કે આપણો પેગામબર ઘણો બોજરગ અને માન પામેલો મજદક પોતાના પાક ધરમને લીધે કેટલાબધા ચેલાઓ સાથે મારયો ગયેછે, તેણે જે મજહબ ઈરાંનમાં ફેલાવીને સઘલાઓને સરખો ઈનસાફ આપવા માંગયો હતો, તે ઈનસાફ તેનાં મારયા જવા પછે લોકોને આપવાનું આપણે માથે લેજીએ. વધારે ખોલી રીતે, એમકે—પેગામબર મજદક દરેક ઓરતનો ઉપભોગ દરેક મરદને કરવાની છુટ આપી ગયો હતો, એટલુંજ નહી પણ હરેક કોઈની દોલત ઉપર બીજા હરકોઈનોબી ભાગ લેવાનો દાવોછે એવો કાનુન તે જણાવી ગયો હતો, તે કાનુન આપણે પકડીએ અને આપણે તેને પગલે ચાલીને હાલ તુરત તો છુપી રીતે આપણું કાંમ આગલ ચલાવીએ. એકાએક પારકી ઓરતો ઉપર દાવો કરવાનો આપણ હાલમાં હક મેલવી શકશું નહી માટે એમ કરવાનો પાકો વખત આવે તાંહાંસુધીતો આપણે એકથી વધારે ઓરતો છુપી રીતે કરીએ, પછે તે ઓરતો પરણેલી હોય કે કુંમારી તેની શી ચીંતાછે? આ આપણો ઠરાવ શું તમો સરવે એકમતથી પસંદ કરોછો!"

"એકમતથી કબુલછે, હા, કબુલછે," આ પરમાંણે સરવે કોઈ બોલી ઉઠયા.

"તારે હવે આપણી મંડલીનો વડો નામવર શાહજાદો નોશેજાદ આપણને દરેક કાંમમાં મદદ કરવાને તઈઆરછે, માટે આવતી કાલે આપણ સઘલાઓ આ મોટું શેહર છોડીને નાંનાં ગાંમડાંઓ અને શેહરોમાં છુપી રીતે ફરી વલીએ, અને આપણાથી પરણાય તેટલી ઓરતો પણીએ અને બીજા અગનાનોને તેમ કરવાને ઉશકેરીએ; અને એ રીતે જારે આપણે સઘલે શેહેરે, શેહર ફરો વલી આપણું કાંમ નકી કરશું તારે એકદમ આપણા મરનાર પેગામબર મજદકનો ધરમ તેની ખરી ખુબી સાથે આપણ લોક જાણીતો એકવાર ફરીથી કરીશું, અને—અને—"

"હા, ખરૂં બોલવામાં કદી અચકવું જોઈતું નથી," પેલો જવાન શાહજાદો નુશેજાદ જે અતારસુધી મુગો હતો તે બોલી ઉઠયો. "અને—પાદશાહ નોશેરવાંનને એ આપણો નવો ધરમ કબુલ કરવાની ફરજ પાડીશું!"

જેવો નોશેજાદ બોલા રહયો કે તેણે અને બીજાઓએ આ મુજબનો એક આવાજ કેડેથી સાંભલયો. "એક આદેલ પેદરનો આ નાફરમાન અને નીમકહરામ બેટો જોયો!"

આ બોલોથી સરવે કોઈ ચમકયા. તેઓએ આસપાસ જોયું, તેઓ પોતાની જગાથી બાહેર નીકલયા પણ તે આવાજ કાંહથી આવયો અને તે કોણનો હતો તે તેઓ પારખી શકયા નહી. ગેવનો છેલો ઠરાવબી કબુલ કરીને આ બાહેરથી શોભાઈતા પણ અંદરખાંનેથી બુરા શખ્સો ઉઠયા, અને મોડી રાતે પોતાને મુકામે ચાલતા થયા.

---

## બાબ ૨.

"મનીજેહ—ઓ બાપ હું અરજ કરૂંછું કે તમારા સેહેતા છવને ના કુહરવો, તમારો ગુસો મને લાગવાનો નથી કેમકે એક વધારે ધીરજવંતો હાથ સરવે ગમ અને દહેસતને તાબે કરેછે." (બેજન અને મનીજેહ.)

એ મુજબ જારે સરવે કોઈ પોતાના દેલને હલકાંને બદલે લગાર ભારી કરીને પોતપોતાને મુકામે ચાલતા થયા તારે આપણે ઉપર કહયું તેમ રાત મોડી ગઈ હતી. પણ

તે એટલીબધી મોડી નહી હતી કે જે વખતે સઘલે ચુપકી
દીતુંજ રાજ ફેલાઇ રહેછે. તે દીવસો પુણેમ પછેના હતા
તેથી ચાંદ તુરતનોજ નીકલીને સઘલી જગા રૂપેરી કરતો
હતો. તેનાં કીરણો જોકે ખામીવાલાં હતાં તોપણ આવે
તાઢે પોહરે તે એવાંતો થંડાં અને સુંદર લાગતાં હતાં કે
એકવાર દુનયાની સઘલી ફીકર દુર કરીને આ ચંદણી પો
રવાને એક શખસનું મન લલચાય.

અને ખરેખર એજ રીતે એક શખસને આ ચંદ
ણીએ પોતાની ખુબસુરતીથી લલચાવયો હતો. જારે પોતા
ના સઘલા દોસતો ઉઠીને ચાલતા થયા તારે કાલી કાશમી
રી શાલવાલો ઘરધણી સોદાગર ગુરગીન, ભારી દીલે ફીકર
માં ગેરફતાર, તરેહવાર અંદેશાથી ભરપુર, તે જગા છોડીને
બાગના એક મધ્ય ભાગ તરફ ચાલયો. પવનના ધીમા સ
પાટાથી કદાચ દાડમડીની એકુ ડાલી હીલીને પોતાનો
મજબુત કાંટો તેની આંખ તરફ ટોકતી તો તેનોબી કસો
દર રાખયા વગર ગુરંગીન આગલ ચાલયો. થોડુંક ચા
લયા બાદ તે એક નાની ચણી લીધેલી ફરસબંદીની બેઠક
આગલ આવયો, અને તાંહાં વચોવચમાં ઉડતા પાણીના
નાના ફુંવારાની ચાવી ફેરવીને તેમાં પોતાનું માથું તેણે
ધોયું અને પછે એક મઘમઘતો ધોતો રોમાલ કાટી પોતાનું
મોહડું લુછી તે ઉપલી બેઠક ઉપર બેઠો. પણ થોડાવાર ન
હી ગયો એવામાં તેનાં મોઢાંમાંથી નીચે મુજબના શબદો
નીકલવા લાગા.

"બઈરી જોઈયેછ, બઈરી, મને બઈરી !

"બઈરી વગર કેમ રેહવાય, બઈરી વગર કેમ જીવા
ય, બઈરી વગર બીજું શું ? પઈસા, દુનયા, અને જીંદગી
બઈરી વગર હરામછે. બઈરીની વાતજ કોણે કહીછે ? પઈ
સાતો ઘણાબીછે પણ બઈરી વગર શું કરૂં ? સુખતો ઘણું
બી છે પણ બઈરી વગરનું સુખ શું હોય ? કોણને કહું કે
વગર બઈરીએ હું સુખીછું ? બઈરીની ગેરહાજરી તે સુખની
ગેરહાજરીછે. બઈરી સાથે સુખ પોતાની મેલે ચાલી આવે
છે, અને મારેતો તે સુખ મેલવવુંછે તારે મને બઈરી
જોઈયે કેની ?

"બઈરી હોયતો મારી તાપ જાય, તાઢ જાય, તાણ જા
ય. વગર ગરમીએ મને તાપ ચઢેછે, વગર ઠંડીએ મને
તાઢ ચઢેછે, વગર ગુસસે મને તાણ ચઢેછે. હવે બઈરી
હોયતો એ સંધાનો ઉપાય થાય. વલી બઈરી વગરનું જી
વતર નથી, બઈરી વગરની મોહબત નથી, બઈરી વગરનો ધ
રમ નથી. ઘેરનો દીવો, સંસારનો દીવો, અને દુનયાનો દી
વો બઈરીછે, એવુંછે તારે મને બઈરી નહી જોઈયે ? અ
લબત, જોઈયે પેહલી ! એકની હું પાંચ કરૂં, પાંચની પચીશ
કરૂં, પચીશની પાંચશો કરૂં ! મને કોણ પુછેછ ?

"અને તોપણ બઈરી વગર હું ભુખોછું, બઈરી વગ
ર હું તરસો છું, બઈરી વગર હું નાગો છું. બઈરી હોયતો
મને ખોરાકની જરૂર નથી, શરાબની ગરજ નથી, પોશાકની
હાજત નથી બઈરી વગર, અએ ખોદા, તું જોકે મને કેટ
લું બધું દુખ ખમવું પડેછે ! બે કથરોક ધાન, બે શીશા શ
રાબ, અને બે દીવસની ટુકી ઉંઘ એ મારાં બઈરી વગરનાં
દુખોછે. એટલાં બધાં દુખો ખમવા છતાં મને બઈરી ન
હી મલે. મારા દોસતો કહેછે કે હું શો બાયડી પરણુંતો
મને બારી નથી. સારી આલમ કેહેછે કે હું ગમે તે સા
થે નેકા પાડુંતો પાદશાહ વઠેકથી ના પાડી શકાવાનું નથી.
પણ વલી મારૂં મન કહેછે કે હું એક બાયડી સીવાય વ
ધારેનો ધણી કદીબી થનાર નથી. એ વાત ખરીછે, અને
એ કારણને લીધેજ હું પેગાંબર મજદકના પગલાંપર છુટાપ
ણાથી ચાલતાં અચકુંછું, અને તેથીજ એકજ, ફકત એક
જ ઓરતની શોધમાં ફરૂંછું.

"બઈરી જોઈયેછ, બઈરી, મને બઈરી !"

આ મુજબ પોતાનાં મનમાં જે શબદો ગોઠવાતા ગ
યા તેમ આ બઈરી ધુંડવા નીકલેલો લોભી સોદાગર હવા ઉ
પર તે શબદોને ફેંકતો ગયો. એ સઘલો વખત તે એમજ
જાણતો હતો કે તેના શબદો તેના મોઢાંમાંથી નીકલીને હ
વા ખાઈ જતી હતી અને તેથી કસી પણ દરકાર વગર તે
બોલયો જતો હતો. મગર છેલા શબદો, જે તે લગાર મોટે
થી અને ભાર મુકીને, જેવો તે બોલી રહયો કે તુરતજ તે
ની પછાડી સુકાં પાદડાં ખખરવાનો કકડો આવાજ તેને
સંભલાયો, અને પોતાનું માથું તે બાજુએ ફેરવતાંજ એક
ઓરતનો આકાર તેની નજરે પડયો.

વાંચનાર, હુંઈઆં એક બીજો માહતાબ આવીને ઉ
ભોછે ! પણ આહ ! કુદરતના મોટા ચીતારાની કલમ કેવી
તરેહના ચીતારો ઘડેછે તેનો ખેયાલ આવાં ચીતરો જોયા
વીના આપણને કેમ આવશે ? તારે હાલમાંતો આ નવા
માહતાબની એક સાદા પોશાકમાં ઉભેલી નાજનીન તરીકેજ
આપણ ઓલખાણ કરીશું; કેમ કે આ સુંદર ચીતરની ખુ
બીઓ અને ખુબસુરતીઓ વીશે વરણન કરવાનો આ રાત
નો વખત અને ફુંવારા આગલની જગા પુરતાં લાયક ન
થી. જેવી આ છોકરી નજદીક આવી કે ગુરગીનની છા
તી બેસી ગઈ અને જોકે તેણે બોલવાની કોશેશ કરી તોપણ
ફકત "આહ !" સીવાય તેનેથી બીજું વધારે બોલી શકા
યું નહી. વલેકીન તેણે પોતાનો જોર એકઠો કરીને બોલ
વાને ઠરાવ કીધો, મગર તે બોલે તેની આગમજતો, તેનાં ગ
લાંમા નાજુક હાથો નાખીને પેલી નાજનીન બોલી ઉઠી.

"બાપ, બાપ, કાંપે તું એટલો દુખી થાયછે ? શા મા
ટે એટલી બધી ઈજા તારાં સરપર ખેંચી લીએછે ? શા વા
સતે એટલી બધી દેલગીરીને રસતો આપેછે ? અફસોસ,
તારી પોતાની હાલતથી એટલો દુખી થઈને શું કરવા બી
જાઓને દુખી કરેછે ?"

"છોકરી, દીકરી,—" ગુરગીન અજાયબ અને ગુસે
થઈને બોલયો, "દીકરી, જા હુંઈઆંથી; વાહલી બેટીજા.
જા, મારી આગલથી તું જો. શું કારણછે તને કે મારા ખા
નગી વખતમાં મારી વચે આવવી નડેછે ? જા, જા, તારૂં કા
મ નથી, જા !"

"પણ જાઉં તે હું કાંહાં ?" તે છોકરી ફીકી પડીને
બોલી, "આ તારૂં ઘરછે, એજ મારૂં ઘરછે, તોપણ એ ફ
રાખ મકાન મારાં સુખનું રેહઠાણ નથી. એક બલાની
માફક હું સંધે ભટકતી ફરૂંછું, પણ ઠરીને બેસ
વાની મને જગા જડતી નથી ! જાંહાંબી હું બેસુંછ
તાંહ તારી સુરત મારી સામે ઉડી ઉભી થાયછે, અને તે

સુરતથી જોકે મને સંતોશ ઉપજેછે તોપણ, તે ઉપર દીલગીરી તથા દુખને દાવપેચ રમતાં જોઈને મને અસંતોશ પેદા થાયછે, અને તેજ કારણને લીધે હરઘડી તારી હાજરીમાં રેહવા ચાહુંછું. તારે શું તું મને હાંકી કાહાડેછ ?"

આ પેદર તરફની મોહબતે ખરેખર મોહબતને વધારવાને બદલે ઘટાડી. ગુરગીનને તે ગમયું નહી, અને એક જોશ કરીને તે બોલયોઃ—"દુખી થઈને દુખી કરનારી છોકરી, હવે બસ, ઘણું થયું; જા હુંઈઆંથી જા. બસ તારી જબાનને હવે વધારે હીલતી હું જોવશ નહી. હું કહુંછું કે જા." અને એટલાંમાંજ લગાર નરમ પડીને, તોપણ પોતાની ઓહોદાસતો જેમની તેમ પકડીને તેણે કહયું—"જા, બેટી, જા. ફરંગીજ, મારી નજદીકથી—ગુરગીનની હજુરથી—તારા બાપની આગલથી હવે જા."

"જાવાની હું કદી નહી," તે છોકરી લગાર તાણથી બોલી. "તું મારો બાપ,—શું બેટીની હાજરી તને દુખી કરેછે ? હું તારી બેટી,—શું બાપને મારી કમબખત સુરત નાપસંદછે ? જો તેમજ હોવતો બે ઘડી વધારે તારી આગલ બેસીને હું તને ધીરજ આપશ, તને થંડો પાડશ, તને સુખી કરશ. બાવા, ગુરગીન, પેદર, ખચીત હું તમને સુખી કરશ."

આટલા સખુનો બોલતાંજ આ ખુબસુરત છોડી બાપ તરફના નીરદોશ પયારથી તેને ગલે વલગી, અને તેની ડાઢીના બાલમાં આંગલાં ઘાલી તે સાથ રમત કરવા લાગી. પણ જે બદ જાતે હોયછે તેને મન સાથ સઘલું નેક તેબી બદજછે. તેણીને આ રીતે રમત કરતાં જોઈ ગુરગીન ઝનુનથી પોકારી ઉઠયો—"બદકાર, દુર થા, અરે તું મારી બેટી થઈને કેટલી બધી છુટ લેછે ? અરે દુર—દુર ! બદકરમ છોકરી, દુર થાં, દુર જા !"

"હા આ !" તે નાજુક અબલા તદન નીસાસો મુકીને બોલી; "એ શું ? એક બાપ પોતાની બેટીની પ્યારાં દેલની મોહબતને ધીકારે અને તેનો બુરી મતરાનીથી વીચાર લાવે ! શું કયાંમત નજદીક આવીછે ?" પણ પછે તુરત પોતાની ચલકતી ચશમમાં આંસુ લાવી તેણી બોલી, "પેદર, પેદર, આજે તું કેમ એટલો બધો હવેરો બની ગયો છે ? તું કેવા સખુન બોલેછે તે તું જાણતો નથી; અને વલી તે સખુન તું કોણને બોલેછ તેબી તુંને ખબર નથી. છતે વરે શા માટે ભુખે મરેછે ? છતી બાયડીએ, ઓ બાપ, તું શા માટે બાયડી શોધેછે. જે હકદાર તારી બાયડીથી હક વાજબી મેલવવાનુંછે તે કેમ શોધતો નથી ? અફસોસ !"

"અરે, અફસોસ ના ખા, મારી ફરંગીજ," તે નીરદય બાપ બોલયો; તુંએ મને એક લાખ રૂપીઆનો બોલ કહયો ! એક કરોડ રૂપીઆની તેં મને શીખામણ દીધી. હું તેજ રસતે હવે જઈશ, મારી છોકરી; હું ઓરતનીજ શોધમાં હવે ફરીશ, અને પારકે ઠેકાંણેથી તું મારી ફરીયાદ થોડીજ સાંભલશે, કારણકે ચંદરોજમાં હું બઈરી કરીશ. અને મારી તરફના વધારે વીશવાસથી એટલું જાણ મારી લાડકી, કે હું બઈરીની શોધમાંજ ફરૂંછું. એ મારો વીચાર મેં તારેથી એટલા માટે છુપાવયો હતો કે રખે તું તેમાં અડચણ લે."

"આહ, મારા વાહલા પેદર," ફરંગીજ ઘણીજ ખુશહાલીમાં આવી બોલી, "શું તમારા બોલો ભરૂસો રાખવા જોગછે ? શું તમારી વાત ખરી માનું ? શું અંતે તમે તમારી ભુલ જોઈને ઠેકાંણે આવયા ?"

"હા," ગુરગીને કહયું; "મારી બેટી, હું કબુલ કરૂંછું કે આટલા દીવસ સુધી હું બેવકુફ હતો કે મારી મોહારદાર વગર હું એકલો જીવયો. પણ આજે જારે તેં મને રજા આપીછે તારે એ બાબતની વધારે ઉલટથી હું તલાશ કરીશ."

"અય બારે ખોદા !" ફરંગીજે પોતાના પાઉંપર પડી ખોદા આગલ અરજ ગુજારી બોલી; "મારી નીરદોશ, બેગોનાહ માદરને શોધી કાહાડવામાં મારા નામવર પેદરને પુરતી મદદ આપજે !" પછે પોતાના બાપ તરફ ફરીને તેણી બોલી, "શું તમારી શોધમાં હું તમોને મદદ નહી કરૂં ?"

"શું તું, મારી બેટી ?" તે પેદરે પુછયું; "તું મને મદદ આપશે ? ઇનશાલા ઓતાલા ! તે આજે મને નવો જનમ આપયોછે, મારી ફરંગીજ ! પણ બેટી એ તારૂં કામ નથી."

"પણ બાવા તમે જાણોછ કે મારી માદર કોણ દેશમાં ભટકતી હશે ? તેણી બીચારી કેવી હાલતે ફરતી હશે ?"

"નહી દીકરી, તું ભુલેછ. તેણીતો આપણા જેવા સોદાગરી મેહલમાં વસેછે, અને તું જારે તારો સુંદર પોશાક પેહરીને એક પરી બનેછે તેવો પોશાકતો તેણી દરરોજ બદલેછે. તેણી કાંહાંછે આમ તું પુછેછ કે ? તો જાણ કે તેણીતો આપણાંજ શેહરમાંછે !"

"આહ, શું તે હજી જીવેછે ? અને આપણાંજ શેહરમાં ? અરે બોલો, તે કાંહાંછે ? હું તેને જઈ ભેટું, અને ખુશીનાં આંજુ સાથે મારા પેદરનો ગુનાહ મારે મોઢે કબુલ કરી માફીની ચશમ સાથે પાછી તેની મેહબુબ બનવાની આજીજી કરૂં. બોલો, તેણી કાંહાંછે ? અરે, જો હું જાણતી હોવું કે તેણી કાંહાંછે !"

"બેટી, હું ફરીથી કહુંછ કે એ તારૂં કામ નથી," ગુરગીન બોલયો; "તેનાં ઘણાં કારણોછે. મુખય એ કે તેણી તારા પેદરને પસંદ કરશે કે નહી તેનો હજીતો મને મોટો શકછે. વલી તેણીના બીજા દીલદારોછે——"

"શું બાવાજી, તમે શું બોલયા ?" ફરંગીજે જીવ નાંખીને પુછયું. "તેણીના બીજા દીલદારોછે ? તેણી તમોને પસંદ કરશે નહી ? એમ કોણે કહયું વારૂ ? અરે એમ કેમ બને ? એ સંધી વાત ગલતછે. એવી ગલત કે કે જેવાં ગલત માછલીના બીંગડાંછે. હું તેણી પાસે જઈને એ વીશેનો ખોલાસો માંગશ, હું તેણીની વરતણુકનો સઘલો અહેવાલ તેણીને મોઢે બોલાવશ, અને પછે તમારી ખાતરી કરી આપશ—હા, બાવાજી તમારી ખાતરી કરી આપશ, કે મારી માદર વીશે જે શક તમો બતાવોછો તે તદન ગલતછે; અને તેણીને તમારાં મકાનમાંથી વગર તકસીરે કાઢી મુકવાનાં એક પાપમાં ( કે જે પાપને માટે હાલમાં તમો પસતાઓછો તેમાં ) હવે તેણીની આબરૂંને હીણું લગાડવાનું એક બીજું જબુન પાપ તમે કીધુંછે. હવે તારે બોલો, તેણી કાંહાંછે ?"

"કોણ કાંહાંછે ?" ગુરગીન ગુસ્સે થઇને બોલયો.

"કોણ વલી, મારી માદર !" ફરંગીજે ખાહેશથી કહયું.

"કોણ તારી માદર ?" તે બાપે ડોલા ચડાવી પુછયું.

"કોણ મારી માદર ! મારી નેકનામ માદર માહબાનુ !" તે બેટીએ ધીરેથી કહયું.

"માહબાનુ !" ગુરગીનથી જેટલો ગુસો કરાય તેટલો કરીને તથા જેટલું લાલ થવાય તેટલો થઇને તે બોલયો; "માહબાનુ ! પેલી સીહાબાનુ ! પેલીના પાક, પલીદ, બલા ! પેલી કવચ, કસકુનમ, કાહબાહ ! પેલી કે જેની તું બદબખત બેટી ! પેલી ચંડાલ ચુડેલ ! પેલી બદફેલ, બેશરમ, બેહયા, બેવફા, બેતુમાહ, બે——— !"

જો તે જવાન છોકરી વચે પડી ન હતેતો આ ઘાતકી બાપ અને બરધાર પોતાની જબાનને બુરા સખુનો બોલવામાં કદી અટકાવી શકતે નહી. "ગાલ તમારી બંધ કરો," ફરંગીજ પોલા ચલકતા ડોલા ઉંચા કરી બોલી, "મારી પોતાની માદરને મારા પોતાના પેદરને મોઢેથી એ રીતની ગાલો ભાંડવા દઇશ નહી. ગાલ તમારી બંધ કરો સાહેબ; અપમાન આપી, ગુરૂં બોલી, તરસ લગાડી તેણીને તમારાં મકાનમાંથી આપણાં શેહરમાંથી, સરવેની જાણમાંથી દુર કરીને શું હજી તમે ધરાયા નથી કે હજી તમારી બેગુનાહ ઓરતને આ રીતની ગાલ આપીને હેરાન કરોછો ?"

"કોણ મારી ઓરત ? તે કાંઇ મારી ઓરત નથી. મારી ઓરત છેજ નહી, અને હતીબી નહી."

"શું ? તમારી ઓરત હતીજ નહી ? તારે કોણ સગાઇ હું તમારી અને તેણી સાથે ધરાઉંછું ? શું હું તમારી બેટી, અને તેણી મારી માદર નથી ? તેણી તમારી ઓરત હતી સાહેબ, એવી ઓરત કે જેનો નમુનો સારી જેહાનમાં શોધેલો જડે નહી."

"કધુ નહી, કદી નહી." ગુરગીન ભવાં ચઢાવી બોલયો.

"અરે લયાનત !" ફરંગીજે કહયું; "પણ હું માહબાનુની બેટી છું."

"હશે, તેનું મને શું !"

"કાંપે, તમો મારા પેદરછો; શું નહી ?"

"જુઠું, જુઠું, તદન જુઠું ! તું **મારી** બેટી નથી."

"તારે કોણ મારો બાપ !" ફરંગીજ અજબ થઇને બોલી.

"પુછ તેને કે જેને તું માદર કેહવા માંગેછે ! પુછ તેને કે કોઓ નાપાક તારો બાપછે ?"

"અરે બાપ, બાપ, એ તું શું કરી રહયોછે ! આજે તારૂં ઠેકાણું નથી."

"એ ખરી વાતછે, છોકરી; તું જાણતી નથી કે તારી માદર કોણની સાથે પરણીને કોણની ઓરત બની હતી ? જા પુછ તેને કે તેનો પરણેલો ખાવંદ કોણ અને પયારો ખાવંદ કોણ હતો ? જા, તેને પુછીને ખોલાસો મેલવ કે એ બંને એકજ હતા કે જુદા ? તારેજ તું જાણશે કે તું **મારી** બેટી નથી !"

"એ સઘો તારો વેહમ હશે, મારા પેદર," ફરંગીજ થોડીવાર રહીને બોલી.

"પેદર ! હું **તારો** પેદર નથી. ફરીથી બોલેતો સંભાલીને બોલજે. તને ને મને કશો સંબંધ અને સગાઇ નથી, તોપણ જો દુનયામાં આ જાતનીબી એકુ સગાઇ હોયતો તું મારી ઓરતના પરણેલા નહી પણ પયારા ભરથારનું ફરજંદ છે. પણ પછે થોડે વાર વાત ફેરવીને તે બોલયો,—"હવે સાંભલ, છોકરી, હું જે ખુશી થઇને ઓરતની શોધ કરૂંછું તે બીજી ઓરતછે, જેની સાથ નેકા પાડનાર છું, તેણીને તારે માદર તરીકે બોલાવવી જોઇશે."

"જાંહાંસુધી મારી માદરનું નામ મારા હોઠો ઉપર છવાવુંછે તાંહાંસુધી કોઇનેબી હું માદર તરીકે ઓલખતી નથી."

"શું સુંદર શાહાબાનુનેબી નહી ?"

"કોણ ! શાહાબાનું મારી કાકી, મારી બીજી માદર ! તે મારીમા ? ઓ ! કુફરપણું, ઓ ! હરાંમ કામ, ઓ ! લેઆનત, ફીતકાર ! મારી માદર થાય તેની આગમજ હું મરી જવશ."

"છોકરી, મોઢું તપાસીને બોલ. ગુરગીન એક સખુનનોછે."

"અને તેમજ હું પણ એકજ સખુનની છું. સાંભલ અયે મારા બાપ, કે જો તું આ તારૂં પગલું મુકેલું પાછું ઉઠાવી શકે નહીતો પાદશાહ આ દેસનો તું ગુનેહગાર થશે !"

"ઘણું થયું, હવે ઘણું થયું !" ગુરગીન ગુસામાં આવી બોલયો. "નાપેકાર દુકની, પાપી, તારી માદર જેવીજ બેવફા, જા મારા ઘેરમાં તારૂં વધારેવાર હવે કાંમ નથી. જા, નીકલ, દગાખોર !"

અને એ રીતે બોલી પોતાની જગાએથી તે જુસસામાં ઉઠયો, અને ફરંગીજ જે ઠેકાંણે ઉભી હતી તે તરફ કુદયો અને તેણીનો નાજુક હાથ પોતાના રાખશી હાથમાં પકડી ઘાટકીપણાથી એક મજબુત ઝટક મારી જેવી તેણીને પાસેના ફુંવારાના પથર ઉપર યા તેનાં પાંણીમાં તે ફેંકવાની નીમ કોશેશમાં હતો તેવામાં એકાએક ગેબી રીતે તેનો હાથ કોઇ પાછલથી મજબુત પકડી લીધો.

---

## દરીઆનો ખારાસ.

વાંચનારી બાનુઓ, આપણી આસપાસના દરરોજના સાધારણ બનાવો તથા દેખાવોમાં કેટલુંબધું જોવાનું અને જાણવાનું છે, અને તોપણ દરરોજ આપણ તે બનાવોના સંબંધમાં આવવા છતાં તેમને લગતી તે જાણવાજોગ બીનાઓથી આપણ કેવા અણજાણ રહીએ છઇએ—જેવા અણજાણપણામાં જનમયાં તેવાંજ અણજાણપણામાં આપણ મરણ પામીએ છઇએ. એવો એક સાધારણ બનાવ દરીઆવના ખારાસને લગતો છે. મુંબઇના કીઆં રેહેનારાંઓએ દરીઆવ જોયો નહી હશે અને તોપણ કેટલાં રેહેનારાંઓ કહી શકશે કે દરીઆવ ખારો કાંએ છે તથા કેમ છે ? એ ખાર કાંહાંથી લેવાયોછે ? એ ખાર કેટલો છે ? એ સવાલોની ટુક સમજ આપણ હેઠલ આપીશું.

દરીઓ ખારો કેમ છે તેનું કારણ ઘણું સેહેલછે. દુનીઆંની સપાટી ઉપર ખારનો મોટો જથો ફેલાયલોછે. નીમખ તે જુદા જુદા ખારો માહેલો એક ખાર છે, પણ તે પાણીમાં જલદી પીગલી જાયછે તેથી દુનીઆંના દરીઆવોના પાણી સાથ તે ઘણું મળી જાયછે અને એ રીતે દરી

આવ ખારો થાયછે. સરોવરો અને નદીઓમા પણ એક સ દરજે ખાર ભેલાયલો રેહેછે, તે હીઆંવેર કે મીઠાં પાણીની નદીઓમા પંણ ખાર નહી હોય એમ નથી. એ સઘળો ખાર તે નદીઓ તથા સરોવરોમાથી દરીઆવને પોંહોંચેછે. પણ વળી દરીઆવના પાણી સુરજની ગરમી વગેરેથી બાફના આકારમા ઉડી જવાની કીરીઆ હંમેશની જારી છે, અને તે બાફના વાદલાં બનેછે તથા વરસાદના આકારમા તેમનું તાજું પાણી પાછું જમીન ઉપર ઉતરેછે, તે પાણી વળી પાછો ખારાસ પોતાની સાથ લઇને પાછું દરીઆવમા જાયછે અને એ રીતે ચાલયા કીધાથી દરીઆના પાણીનો ખારાસ સઉથી વધારે થયોછે. તેમાથી પાણી ઉડી જતું રેહછે, પણ ખારતો જેમનોતેમ રેહેછે અને વળી નવું પાણી પોંહોંચતું થાય તેની સાથ નવો ખારાસ મળતો જાય છે અને તેથી દરીઆના પાણી જેવાં ખારાં પાણી બીજાં કોઇ નથી તેનો ખોલાસો તરત મળી આવેછે.

આ ખોલાસા ઉપરથી કદાચ એવું ધારવામા આવશે કે જારે ખોદાતાલાએ આ પરૂથવીને પેહેલવેહેલી બનાવી હશે તે વખતમા તેના પાણીમા ઓછો ખાર હોવો જોઇએ. કેટલાક વીદવાંનોનું મત એ પરમાણેનુંજ છે. દરીઆવનો ખારાસ જમીન ઉપરના નીમખ તથા બીજા ખારના ઘસડાવાથી થયછે એમ જો હોય, અને જેમ વરસાદ પડતો તથા નદીઓ વેહેતી જાય તેમ નવો ખાર દરીઆમા ધોવાતો જાય એવી વીદીઆની સમજ જો કબુલ રાખીએતો તે ઉપરથી વીદવાનોના મતને ટેકો મળેછે કે જેમ વખત જાયછે તેમ દરીઆવ વધારે ને વધારે ખારો થતો જાયછે. હમણાજ તેનો ખારાસ એટલો છે કે એ પાણી મોહોમા લેવાતું નથી, અને આપણા નાક ઇઆ ગલામા જાયતો ચચરાટ પેદા કરેછે, પણ જો ઉપલી વીદીઆ ખરી હોયતો હવે પછેના જમાનાઓમા, આપણી ઓળાદની ઓળાદના વખતમા દરીઆનો ખારાસ કેવી પરકારનો થઇ પડશે તેની સમજ મળતા નથી.

હાલ દરીઆનો ખારાસ કેટલો છે, તે વીદીઆએ શોધી કાહાડયુંછે. હાલનો ખારાસ વીદવાનોએ ભરયોછે તથા માપી જોયોછે. તેમની ગણતરી એવું બતાવેછે. દુનીઆની સપાટીઉપરના દરીઆવોમા ૩૦૫૧૩૪૨ કીઉબીક જીઓગરાફીકલ માઇલ નીમખ છે, ઇઆને આલપસનો પરવત જેટલાં મટોડાં, ફતર, ઇંતીઆદીથી બનેલોછે, તે સઘલા જથા કરતાં પાંચઘણું નીમખ દરીઆના પાણીમા ભેલાયલુંછે. નીમખનો એ જથો હીમાલીઆ પરવતના જથા કરતાં માતર એક તરૂતયાંઉંસ ઓછો છે. આ ગણતરી કરતાં દરીઆની સાધારણ ઉંડાઇ નામાંકીત હમબોલટની ગણતરી મુજબ ૩૦૦ મીટરની ધારીછે; પણ લાપલેસ નામનો વીદવાન દરીઆવની મધીઅમ ઉંડાઇ ૧૦૦૦ મીટરની ગણેછે અને તે વધારે ભરોસા ભરેલી ગણતરી છે; તે હીસાબે દરીઆવ માંહેલાં નીમખનો જથો હીમાલીઆ પાહાડના જથા કરતાં બમના થાનેખી વધારે ઉતરેછે. દરીઆની સરેરાસ ઉંડાઇ બે માઇલની ગણતાં તથા નીમખનું પરમાણ સેંકડે ૩॥ ટકાનું લેતાં વીદવાંનો ગણતરી કરેછે કે દરીઆમા એટલું નીમખ છે,કે ૭૦૦૦૦૦૦ (૭૦ લાખ) ચોરસ માઇલના વીસતાર ઉપર એ સઘળાં નીમખથી ૧ માઇલની જડાઇનું પડ કરી શકાય!

બીજા બોલોમા બોલીએતો દરીઆવમા નીમખ એટલુંબધુંછે કે જો પરૂથવી પર તેનો પોપડો અથવા ઠરો કીધો હોયતો પરૂથવીના કદમા એટલો વધારો થાય કે સુરજને અસત પામતાં હાલના કરતાં વધારે વખત લાગે અથવા દીવસ વધારે લાંબો થાય-!! અને તોપણ અજાએબ જેવું છે કે દરીઆવના નીમખના આટલાબધા જથા છતાં દરીઆવનું કદ જરા વધયું નથી, એટલુંબધું તે પાણી સાથ પીગલી ગયુંછે. દરીઆવના પાંણીમા કેટલું નીમખ છે, તે જો શોધી કાહાડવું હોયતો એક સારો ઉપાય આ છે—એક ટુવાલને તડકામા સુકવીને તરાજવાંમા સંભાલથી તોલો તથા તે વજન સંભાલથી નોધી રાખો. પછે તે ટુવાલને દરીઆવના પાણીમા બોરી કાઠીને તથા તે ટીપાય નહી તેમ થોડું નીચવીને ફરીથી તોલી જોવો અને તેની નોધ કરો. તાર પછે વળી તેને સુકવો અને એજ પરમાણે તોલી જોવો. સુકવયાથી પાણી ઉડી જશે અને ટુવાલમા નીમખ રહી જશે. તે જુદી જુદી નોધો સરખાવી જોતાં વજનમા જે તફાવત માલમ પડશે તે નીમખનો જાણવો.

હવે છેલો સવાલ એ રહયોછે કે દરીઆવ ખારો કાંએ છે ? તેને ખુદરત ખારો કાંએ રાખેછે ? દરીઆવ ખારો છે, તે કારણો વગર નથી. તે ખારો છે તેથી ચોકસ ખપનો છે, તે ખારાસ ખાશ ઉપયોગ ધરાવેછે. એ વીશે જુદા જુદા વીદવાંનો જુદાં જુદાં મત આપી ગયાછે. કેટલાકો એવું કેહેતા હતા કે તેને ખારો બનાવાની મતલબ એ છે કે એ પાણી સડી જાય નહી તથા વાસ નહી મારે પણ ચોખાં રેહે. પણ આ મત ખોટું ઠરેછે, કેમકે જીવતાં (દોડતાં અને હીલતાં) પાંણી ખારાં કે મીઠાં હોય તોપણ તેમા ગમે એટલો સડો પોતાની મેલે નાશ પામવાની ખુદરતે ગોઠવણો કરેલી છે. કરોડો બંધ જીવ જાનવરો ઘણા ખારાં પાંણીમાં ઉભાઇ જાય છે, તેમની મતલબજ, પરોફેસર ઓવનના કેહેવા મુજબ કોહોવાતી ચીજોનો ભખશ કરવાની છે, તેમજ જાનદાર વસતુઓને જીવતી રાખવાની છે. તેઓ એકેકને હાથ મરેછે અને પાછાં જનમેછે, તથા જનમીને પાછાં મારેછે અને એ રીતે જાનદાર વસતુઓની વસતીનુ ચકર જારી રેહેવાથી તેઓ કોહી જતી અટકેછે. આવું હોવાથી દરીઆવને સાફ રાખવા માટે ખારાસ જરૂરનો હોય એમ નથી.

બીજો એક શબબ એવો બતાવામા આવેછે કે દરીઆવ ખારો હોવાથી તે જલદી બંધાઇ નહી જાય અને વેપાર વેહેવારમા ખલલ નહી પડે એવો ખુદરતે મકસદ રાખીછે. એ વાત પણ આજનાં વીદવાનો ખોટી પાડેછે. તાજાં તથા મીઠાં પાંણી કરતાં તરણ ડીગરી ઓછું પારો જાયતો ખારૂં પાંણી બંધાયછે, તારે એટલા એજ તફાવતને થકી ખાર હમેરયો નહી હોય. પણ પરોફેસર આપમાન એક બીજો શબબ જણાવેછે જેને વીદવાંનો વધારે બાહાલ રાખેછે. તે શબબ એ છે કે દરીઆવના પાંણીને બાફના આકારમા ઉડી જવાની કીરીઆને મધીઅમ હદમાં રાખવાને દરીઆવનો ખારાસ કામ લાગેછે. તાજાં પાંણી કરતાં ખારાં પાંણીને સુકાતાં ઘણો વીલમ લાગેછે.

## રૂમી તવારીખ માહેલા સફાઓ.

### ૫.

### ટલસ હોસટીલીઅસ.

જેવું શુલેહ ભરીઉં રાજ નયુમાનુ થયું તેટલું ખુનરેજી ભરીઉં એની પછી ગાદી ઉપર આવનાર તલસ હોસતીલીઅશનુ નીપજ્યું. રોમોઉલસના મરણ પછી જેમ થોડો વખત સીનેટે રાજ કરયું તેમજ આ વખતે પણ બનયું. પણ તલસને જલદીથી લોકોએ પસંદ કરેઓ, અને તે નેમનુક સીનેટે બાહાલ રાખવાથી એ ધણી ૬૭૩માં ગાદી ઉપર આપો. એના રાજનો મોહોટો બનાવ તે આલબા સેહેરની સાંમઘે એણે કરેલી લડાઇછે, જેનો અંત આલબાના પડી ભાગવામાં અને પલેબીઅનનોની શુરૂઆતમાં થાયો હતો. લડાઇ થાવાનુ કારણ એ હતું કે બંધે રાજયવાલાઓ જેમ લાગ ફાવે તેમ એકેકની રઇએતને લુટફાંત કરી હેરાંન કરતા હતા; પણ જો લડવઇઆ તલસ જેવો રાજા રૂમીઓનો ગાદી ઉપર હતે નહી તો લડાઇ લાંબી ચાલતે નહી. આએ રાજાને તો લડાઇજ કરવી પસંદ હતી તારે શુલેહ કોહાંથી થાએ ! આલબન લોકો તેઆના રાજા કલુલીઅસનાં હોકમ તલે રોમથી ૪) માઇલ દુર છાવણી નાખી પડયા. પણ એ રાજા થોડા વખતમાં મરણ પાંમેઓ જેની જગાએ આલબનોએ મેટસ ફુરેટસને રાજા ઠેરવીઓ. બેહુ દુસમેનના લસકરો એકેકની સાંમધે છાવણી નાખી ઘણો વખત શુધી પડયાં હતાં, તેવામાં બેહુ રાજવાલાઓએ એવું ઠેરવયું કે એકેકી તરફથી તરણ તરણ પુરૂસોને ચુંટી કાહાડવા અને તેઓની લડાઇમાં જે બાજુ જીતે તે બાજુનુ રાજ લડાઇમાં પણ જીતેલું ગણવું. એ મુજબ રૂમીઓએ હોરેસીઆઇ નામના તરણ ભાઇઓને ચુંટી કાંહાડીઆ અને તેઓની સાંમધે આલબનોમાંથી કયુરેશાઇ નામંના તરણ ભાઇઓ નીકલીઆ અને તેઓ વચે લડાઇ ચાલી, જેના દરમીઆનમાં હોરેશીઆઇ નામના ભાઇઓ માંહેથી બે ભાઇઓ મરણ પાંઆ પણ એક ભાંઇ તદન બનચી ગયો હતો, તેમજ કયુરેશીઆઇ માંહેથી તરણે ભાઇઓ થોડા થોડા ધાએલ થાયા હતા, એવો બનાવ જોઇ પેલા બનચેલા હોરેશીઅશે એક તાલ લગાવી અને લડાઇના મેદાંનમાંથી નાહાસી જાતો હોએ તેવું ઢોલ ધાલી દોડવા લાગો જેની પાછલ પેલા તરણે ભાઇઓ થોડે થોડે અંતરે લાગા. લાંબે સુધી દોડવા પછે પેલો હોરેશીઅશ એકાએક ફેરી ગયો અને જે પેહેલો કયુરેશીઅશ મલેઓ તેને મારી નાખેઓ, આગલ ચાલતાં બીજાને મારેઓ, અને તેમજ તરીજાને પણ જમીનદોસત કરેઓ જેથી રૂમીઓની ફતે થાઇ અને આલબનોને રૂમીઓના તાએબા હેઠલ જાવું પડયું. બાહાદુર હોરેશીઅશે લડાઇ જીતવાથી રૂમ સેહેરમાં મોહોટી ખુશાલી ચાલી, અને રાજાએ હોકમ કીધો કે એને ઢોલ અને નગારાં સાથે બાઆબરૂથી સેહેરમાં દાખલ કરવો.

હવે હોરેશીઅશની બેહેન એક કયુરેશીઅશની સાથે બંદરાએલી હતી, જેથી જેવી તેણીને ખબર થાઇ કે તેણીનો જે ખાવંદ થનાર હતો તે તેણીના ભાઇથી મરણ પાંમેઓછે, તેવીજ તે વીલાપ કરતી, સેહેરના દરવાજામાં, પોતાના ભાઇને શરાપ દેતી, તેને આવી મલી. આ બનાવ જોવાથી તે ભાઇનો ગુસસો થોભયો નહી તેથી તેને તરતજ ખંજર ભોંકી મારી નાખી, જે ઉપરથી હોરેસીઅશની સીનેટની સાંમધે તપાસ ચાલી પણ તેની મોહોટી ચાકરીના બદલામાં સરકારથી તેને માંફી બખસવામાં આવી હતી.

તલસ હોસટીલીઅસે બીજી લડાઇ ફાઇડેનીના મુલક ઉપર કરી અને કબુલાત મુજબ હાર ખાયેલા આલબનોના સરદાર મેટસ ફુરેટસે રૂમીઓને મદદ આપી, તેમજ ફાઇડેનીના પાડોસી રાજવાલા વીએનતાઇનો (ઇઆને વીઆઇ સેહેરના રેહેવાસીઓ) એ ફાઇડેનીના લોકોને મદદ આપી; પણ રૂમીઓને મેટસે જે મદદ આપી હતી તે મધે તેની બદનીસતા હતી, કારણકે તેની ધારણા જો રૂમાઓની જરાબી લડાઇમાં હાર ખાલજ પડી તો ફાઇડેની સાથે જોડાઇ જઇ રૂમની સાંમણેજ લડવાની હતી. પણ એ ધારણામાં તે ફાવેઓ નહી કારણકે લડાઇમાં રૂમીઓએ દુસમનને સીકસત આપી, અને તલસને એ વાત ખબર પડતાંજ તેને દગાખોર મેટસને બે ઘોડાની રથ સાથે બાંધી મારી નખાવાનો હોકમ કરેઓ, અને આલબા ગામને પણ તારાજ કીધું. એ તારાજ થાએલા મુલકના લોકો રૂમમાં આવી વસીઆ, જેઓ મધેથી અમીર અને ઉમરાવોને રૂમના પેહેલી પદવીનાં માંણસો સાથે જોડીઆ અને બાકીનાઓનો એક વરગ ઉભો કીધો જેને પલેબીઅનોને નામે ઓલખવા લાગા. આ પલેબીઅનો વીશે આગલ ચાલતાં ઘણું બોલવામાં આવશે માટે ધેઆંનમાં રાખવું કે એ વરગની સુરૂઆત તે આલબાના પડી ભાગવાથી થાઇ હતી.

તલસે પોતાના મુલકને આ રીતે જોરેમંદ કરવા બાદ સેબાઇન લોકો સાથે લડાઇ કરી જેમાં પણ રૂમીઓની જીત થાઇ. હવે રૂમીઓ ઉપર એક ન ધારેલી આફત આવો પડી, ઇઆને સેહેરમાં મરકી ચાલી જેની પણ દરકાર ન કરતાં તલસ દુસમન ઉપર લડાઇ ચલાવતો હતો પણ અંતે આ મરકીથી તે કાહેલી થયો, અને તેમાંથી સારો નહી થાએ તેટલાં તેના મેહેલ ઉપર વીજલી પડી અને તે મેહેલના પડવાથીજ તે મધે દટાઇ મુવો. કરાઇસટની અગાઉ ૬૪૧ ના સાલમાં એના રાજમાં જેનસનું દેવલ એક દીવસે પણ બંધ થાયું હતું નહી.

કાઉસ.

---

## લુછાં લીલાંઉખાંના.

આપણી તરફ કોઇ રખડતા લીલાંઉ વાળાઓ જેવી લુછાઇ કરેછે તેને ટકર મારે એવી લુછાઇ વેલાત અને અમેરીકા ખાતે થાયછે. નયુયારક શેહેરનો એક દાખલો મી૦ બારનમ નીચે પરમાણે લખેછે:—

એક દીને એક રસતા ઉપરથી એક બોજરગ પાદરી ચાલી જતો હતો; તેવામાં તેના કાન ઉપર આ શબદો પડયા—

"આ હડી, આ હંડીએ જાયછ; બેની ઉપર આરયો;

આ હડીએ જાયછે. 'આ જાયછ, જેને ગમે તે વધે. આ જાયછ, આ ગયું જો, ગયું જો, ગયું—ગયું ! "

આ આવાજ ઉપરથી પાદરીને આસપાસ જોતાં એક સીડી માલુમ પડી, જેને મથાલે એક વાવટો ઉડતો હતો. તે ઉપર ગયો અને જોયું તો એક લીલાંઉખાંના જેયો દેખાવ નજરે પડયો. લોકો ટોલાબંધ હતું. લીલાંઉવાળો એક શોનાનું ઘડીઆલ એક ખરીદદારને આપીને 'બીજું' એમ. આઇ. ટોબીયાસનું પેહલા નંબરનું શોનાનું ઘડીયાલ કાઢીને આસપાસની ભોડ આગળ ધરતો હતો તેવામાં પાદરી તાંહાં જઈ પુગો. આ ઘડીયાલની કીમત એક બેથી તરણ ડાલરો સુધી વધવા લાગી. પાદરીએ તે ઘડીયાલ જોવા માંગયું. તેને માલુમ પડયું કે સસતાંમા સસતી કીમતે જો તે વેચાયસે ચાલીસથી ઓછા ડાલરે તે કદી પણ વેચાય નહી. એ ઉપરથી તેણે સાડાતરણ ડાલર કીધા પણ તેની પાસે ઉભેલા એક છપરખંધા શખસે તે ઉપર ચાર ડાલર વધારયા. આ ઉપરથી પાદરી લલચાયો અને સાડાચાર આપવા કબુલ થયો.

સાડાચાર ડાલર બોલતાંજ વધારે વધારવાની આશા વગર લીલાઉવાળાએ તે ઘડીઆલ જરાવાર ઉંઘાડ ધાંક કરી, લુછી નાછી, કાગળમા વીટાલી પાદરીને સવાધીન કીધું. પાદરીજીએ તુરત તે લીધું અને જેવા સાડાચાર ડાલર પાકીટમાથી કાઢીને આપવા જતા હતા તેવામા તે પુકારી ઉઠયો કે—"હંઈ નહી, સાહેબ, હંઈ નહી, સાહેબ; કલારક (મેહેતા)ની આફીસ પાછલા ઓરડામાછે તાંહાં જાઓજી." પાદરી હરખમાંજ તે ઓરડા તરફ ગયો, અને ઘડીયાલ હાથમાંજ રાખીને ડાલર ટેબલપર મુકયા. રસીટ તઈઆર કરીને મેહતાએ આપી. પાદરી તે વાંચતાંજ પોકારી ઉઠયો, "શું ! પચાસ ને ચાર ચોપણ ડાલર, ને ઉપર વળી અડધો ડાલર ? એ રસીટ મારી નથી. આ ઘડીયાલની કીમત તો સાડાચાર ડાલર અંકાઈછે; સાડીચોપણનું હું ઘરાક નહી."

આ ઉપરથી તે કલારકે મશકેરીમા પુછયું—"શું શેઠજી ! સાડાચાર ડાલર ! વાહ વાહ પાદરી સાહેબ, ટોબી પાસ જેવા ઘડીયાલીના આવાં પેહલા નંબરના ઘડીયાલો સાડાચાર ડાલરેજ ઉડી જતાં હોયતો તે ભીખ નહી માંગે ! તમારાં જેવાં ઘરાક વગર ચાલે સાહેબ, એની કીમતતો સાડી ચોપણ ડાલરછે."

આ બંધેની તકરારથી જાણે ગડબડ વધીને લીલાંઉખાંનામા સાધ આવતો હોય એવું ડોલ ઘાલીને માલેક કલારકની આફીસમા આવયો, અને ધમકીથી પોતાની મુકી ચઢાવી પાદરીને કહયું કે—"સાહેબ, તમારા જેવા ધરમ ગુરૂઓથી અમારી ઉપર ઠગાઈ ચલાવાશે નહી. અમે કોઈને દુખ દેશું નહી તેમજ અમે કોઈની તરફથી ખમશું પણ નહી. કલારક જે આંકડો માંગેછે તે ચુકવી આપો. આપવોતો પડશેજ, અગર તમારી મરજી એ ઘડીયાલ પાછું વેચી નાખવાની હોયતો મને આપો, હું એનું વધારે દામ ઉપજાવી આપીશ."

ગરીબ બીચારો પાદરી આ છેલા બોલોથી ખુશી થયો અને ઘડીયાલ આપયું, પણ તેના નાણાં—સાડીચોપણ ડાલર !—તેને પેહલાં ચુકવી આપવાં પડયાં. તુરતજ તે ઘડીયાલની કીમત સાડાચાર નહી, સાડીચોપણબી નહી પણ સાઠ ડાલર ઉપજી. કલારકે સોએ દસ ટકા પરમાણે પોતાનું કસટમ કાપી લીધું, જે જતાં પણ પાદરી મગન થયો કારણ કે તેને એક અરધા ડાલર કરતાં જાજી ખોટ ગઈ નહી હતી. ઘડીયાલના પઈસા લેઈ તે ઘર ગયો, અને પાકેટ કાઢી ફરીથી ગણયા, પણ તેને એક લુછાઈ હમણા માલુમ થઈ. તે એ હતી કે કલારકે તેને જે ડાલર ગણી આપયા તે તેણે આપેલા તેજ નંહી પણ બીજા, તદન ખોટાજ, ડાલર હતા ! તે શીકા તદન ખોટા હતા !

તે બીજે દીને પેલે ઠેકાણે ગયો, અને લીલાંઉખાંના તથા લીલાંઉવાળાની ઘણીબી શોધ કરવા છતાં તેઓ જડયા નહી. તેણે પોલીસની મદદ લીધી. શોધ કરવામા બાકી રાખી નહી પણ કસું વલયું નહી. અંતે પાદરી બીચારો ઠેકાણે પડયો; કારણ કે બારનમ કેહછે તેમ પોલીસ એવા ઠગારાઓને મદદ કરેછે, અને તેમાં પોતાનો ભાગ પડાવેછે !

૫૧૦

—oooo—

## બેગુનાહ માણશો કેમ મારયાં જાયછે ?

આ ચાલુ સદીમાં એકવેલા બે પારસી જવાનો, કલીઆની કે જાંહાં તે વેલા એક રીજમીંટ પડી હતી, તાંહાં જવા સારૂં મુંબઈથી નીકલીયા. આ બે જવાનોને નીશાલમાંથીજ દોસતી પડી હતી જાંહાં તેઓએ તબીબની તાલીમ લીધી હતી, અને એકજ જગાએ ચાકરી પણ મલી હતી.

આ બેઉની ઉમર બાવીસ વિરસની હતી; અને એવા વખત સાથ ઉછાછલાપણું, તુનડાઈ તથા મોજ મેલવવાની ખાએશ હમેશાં જોડાયલી હોયછે તે તેઓમાં પણ હતી. તેઓ બંને ગરીબ હતા તેથી ગાડામાં મુસાફરી કરતા હતા. રસતામાં કોઈબી મલતું તેની મજાખ મશકેરી કરતા, તથા કોઈ ગરીબ માણસ કાંઈ માંગવા આવતું તો તેને મોહોટા દીલ સાથ પોતાથી બને તેટલું આપતા હતા.

તેઓ કલીઆનો આવી પુગા પણ રાત પડવાથી તાંહાંનાં એક પીઠામાં રાતવાસો કરવાનો ઠેરાવ કીધો, કે સહવાર પડતાં ઉઠીને કેમપ, કે જે તાંહાંથી ચાર પાંચ માઈલ દુર હતી, તાંહાં જઈશું.

આ પીઠુ નદીના કીનારા આગલ હતું તેથી તાંહાંનો દેખાવ ઘણોજ રમણીક લાગતો હતો; અને તેની તરફ મુસાફરની નજર ખેંચાવા સારૂં ઘરની પહોસમાં એક ઉંચી લાકડી ઉપર ધજા ઉરાડવામાં આવતી હતી.

તેઓ પીઠામાં ગયા તે વેલા નવનો સુમાર હતો. પીઠાંવાલાએ બે પારસીઓ, અને તેબી વલી ભપકાદાર, જોઈ તરત તેઓની આગલ આયો અને સલામ અકરામ કીધી અને આસતે રહીને પુછીયું કે તેઓ કાંહાંથી આવીયાછે અને તાંહાં આવવાનુ કારણ શું. તેઓએ પોતાની મતલબ થોડા શબદોમાં તેને કહી સંભલાવી તેથી પીઠાંવાલો બોલીયોઃ—

"હાહેબ તમો આવીયા તો અમારા માથાંપર પણ તમો હાએબ જેવું કાંઈ નથી જો તમારી મરજી હોયતો મારા ઘરમાં આજ વાલ ને હોજરી રાંધેલીછે તે ને બુમલા હુકાનો પાટીયો કરાઉ, દારૂ તમારી નજરમાં આવે એટલો પાજો તેની ક્ષ્યઆં કાંઈ ખોટ નથી! હુવાનુ તો કાંઈ નથી, આ

બાજરછે તે ઉપર એકકું ગોદરૂ નાંખીને હુંજો." આ સાંભલી પેસતનશા, જે ઘણો બોલકનો હતો તેણે જવાબ આપીયો: "કાંઈ ફીકર નહી તમારાથી જે બની શકે તે કરો; અમારા સારૂ તમારાં ઘરનાં માણસોને તજદી ન આપતા."

પીઠાંવાલો "અરે તબદી ને બરબી હાની. ભાઈ પેટને હારૂ હરવે કરવું પડે. અરે હીરાં, આ પરોનાને હારૂં કાંઈ જમવાનું કર ને પછી ભાઈઓને તેડજે."

તેઓએ કપડાં કાઢીયાં અને હાત મોઢું ધોયું પછી દુકાંનના એક ખુલા ચોકમાં બેઠા. આ વખતે પુનમનો ચાંન પોતાના પુર જોશમાં પરકાશતો હતો અને સરવે ચીજપર પોતાનો રૂપેરી છાંપો નાખતો હતો. દુકાંનની અંદર તરેહ કીસમના લોકો દારૂ પીવા આવતા હતા તેઓ આ બે પરોણા સામું જોઈ પીઠાંવાલાને અથવા અપસમાં પુછતા હતા કે એ કોણ શેહેછે. દુકાંન બંધ કરવાનો વખત થયો કે દુકાંન બંધ થઈ અને કોઈ પણ ઘરાક તાંહાં રહયું નહી. થોડાવારમાં હીરાં એક ખુમચામાં ભોણું કરીને લાવી તેમાં ઉપર કહેલું ગોશ તથા પાટીઆ સીવાએ દહી, ઈડાં અને ગામની કાંઈ માછલી હતી. દુકાંનદાર તથા આપણા આ બે જવાંનો સાથે બેસીને જમેછે એટલામાં એક બીજો પારસી એક પોરટમેનટો તથા કોલીને માથે એક બોચકું લઈને આવીઓ. પીઠાંવાલો તરતજ ઉઠીયો અને આ નવા આવનાર પરોણાને જમવા સારૂ સાથે લઈ ગયો. આ પરોણો કોણ હતો અને તેનું નામ શું તે હજીરસુધી કોઈ જાણતું નથી. જમતાં જમતાં એકએકની સલામતી લેવાઈ અને નજદીક અગીઆરને સુમારે તેઓ જમી રહયા. પીઠાંવાલાએ તરણ ગોદરાં અને તરણ ચાદર લાવી આપી, તેઓએ વીચાર કીધો કે ભોંય ઉપર સુવા કરતાં બે બાસતીઓ સાથે મુકી, તે ઉપર એક ગોદરૂં નાખી દરએક જણાએ જુદું સુવું. આ વાત પેલા છેલા આવનારને પસંદ પડતી હતી તેથી તે તરત બોલી ઉઠીયો કે એમ કરીએતો ઘણું સારૂં.

હવે આ પીઠું કેવી રીતે આવેલું હતું તે જાણવું ઘણુંજ અગતનું છે. ઉતરદસા તરફ દુકાંનનું મોહોડું હતું, પશચીમે તથા પુરવે મોહોટા વાડા હતા જાંહાં તરેવાર વનસપતી ઉગાડવામાં આવી હતી, દખશીણે ખુલો વાડો હતો જાંહાં આપણા પરોણાઓ સુતેલા હતા. આ વાડાની પછવાડે બામબુની વાર હતી અને તેમાં એક બારણું હતું. આ બારણું દર રાતે બંધ કરવામાં આવતું હતું. આ વારની પછવાડે થોડેએક છેટે નદી વેહેતી હતી.

આપણા બે જવાંનોમાના મનચેરશા એક બાજુ તથા પેશતનશા બીજી બાજુ અને વચમાં પેલા પરોણા, એ પરમાંણે સુતાં. નવા આવનાર શખસે ટકીઆને બદલે પોતાનો પોરટમેનટો માથાં તલે લીધો. આ પોરટમેનટોમાં દસહજાર રૂપીઆ હતા. આ વાત, તેઓ સરવે જમતા હતા તાંહાં કરી હતી. આપણા જવાન તબીબોએ પોતાના માથાં તલે તકીઆને બદલે પોતાંના હથીઆરોની પેટીઓ હતી તે લીધી. પેશતનશા સુતી વખતે બોલીઓ "ભાઈઓ, આ દુનીઆમાંની આપણી દોલત આપણાં માથાં તલે વઈને સુઈયે છીયે."

થોડાવારમાં પેશતનશા તથા પેલો અણજાણીઓ સખસ સુઈ ગયા પણ મનચેરશાને જરાબી ઉંગ આવી નહી. કદાચ અણજાણી જંગાથી, કદાચ બીછાંનામાં માંકડ હોવાથી અથવાતો તે ઘણોજ થાકી ગયો હોય તેથી તેને નીરાંતે ઉંગ આવી નહી અને પછોડા મારવા લાગો. તેના વીચારો ભમવા લાગા તથા શેતાંન તેના આંગમાં ભરાયો. પેલા અણજાણીયા પુરૂશના પોરટમેનટો ઉપર તેનો વીચાર દોડીયો! મનચેરશાને મનસે દસહજાર રૂપીઆ એ એક મોહોટી દોલત હતી. તેને એવો ખેઆલ આવીયો કે અગરજો આ પઈસા તેના હોવતો તે શુનું શું કરે. છેલે આવા વીચારપરથી પેલા માણસનું ખુન કરી તેના પઈસા લઈ લેવાનો ભુત ભરાયો. તેણે પોતાના મન સાથ હજારો યુકતીઓ લગાડી. છેલે તેણે ઠેરાવ કીધો કે પોતાના માથાં તલે હથીઆરોની પેટીછે તેમાની એક ચાલની છરી વડે સફાઈથી એનું ગલું કાપી નાખીશનો તે માણસ જરા પણ બુમ પાડી શકશે નહી. પછી તેનાં મુરદાંને પાસેની નદીમાં નાખી દઈશ અને પાછલે દરવાજેથી, પેલા પઈસા લઈ નાહાશી જવશ, અને નદીકાંઠે એકુ કોટીયું હશે તેમાં બેસી પેલીપાર ઉતરી જઈશ.

આવો વીચાર તેના મગજપર ઘણોવાર સુધી ભમીયા કીધો. છેલે તેને તાબે થઈ પોતાની જગાએથી ઉઠીયો, પોતાની પેટીમાંથી પેલી નાશકારક છરી કાહાડી અને આસતે રહીને પેલા અણજાણીઆ માણસના બીછાંના આગલ ગયો. આ વખતે તે ભર ઉંઘમાં પડેલો હતો. જારે મનચેરશા પેલી છરી લઈ તેની નજદીક ઉભો રહી વીચાર કરતો હતો કે આવું પાપી કાંમ કરૂં કે નહી તેવામાં પેલા માણસે ઉંઘમાં કોર મરડી અને બોલીયો "પાક પરવરદેગાર તારી મદદ હોજો?"

આવા તેના બોલવાથી મનચેરશા સથીર થઈ તાંહાંજ ઉભો રહયો. તેનાં મગજમાંથી સેહેતાંન નીકલી ગયો અને પેલી ખુની છરી એક બાજુએ નાખી દઈ પેલા માણસ આગલથી દુર ગયો. થોહોવાર રહી પેલી વારનું બારણું ઉઘાડીયું અને નદીકાંઠા આગલ તાજી હવા લેવા ગયો. આ હવાથી તેના મગજમાંનો તાપ નરમ પડીયો અને નજદીક કલાક સુધી તે તાંહાંજ ફરીયા કીધો, જારે તેનું મન સાંત થયું તારે નદીકાંઠા આગલ ગુડણમરડીયે પડી તે સાહેબની બંદગી કીધી, પછી પોતાની જગાએ જઈને શુતો. શુતાંવારજ તેને ઉંઘ આવી ગઈ, પણ તે ઘણોવાર રહી નહી. થોડાવારમાં તેની ઉંઘ જતી રહી કારણ કે જે પાપી વીચારોએ તેના ગનમાં વાસો કીધો હતો તે વારેવાર ઈયાદ આપતા હતા તેથી તેને ભારે દુખ ઉપજતું હતું. તેના કાને, જેમ એક ગરતાં માટલાંમાંથી પાણી ટપકતું હોય તેમ અવાજ આવવા લાગો. આ અજાએબ રીતે આપતો સાદ તેણે ઘણોએકવાર સુધી સાંભલીયો પણ પાછી ઉંઘ આવવાથી તે અવાજનું કારણ શું છે તે તપાસી પાવીના શુઈ ગયો તે સહવાર સુધી ઉઠીયો નહી.

માણસોની બુમ તથા આસપાસ દોડતાંઓના પગલાંના અવાજથી મનચેરશા જાગી ઉઠીયો અને જાણે અરધી ઉંઘમાં હોય તેમ પોતાની જગાએથી ઉભો થયો. જારે તેણે પોતાના બીછાનાની પડોસમાં પેલા અણજાણીઆં માણસનું સર તેના બદનથી છુટું તથા ખાસતી નીચે લોહીથી ખબોચીઓ ભરાયલો જોયો તારે તેની અજાએબીનું શું બી

યાન થાય ! તે વખતે ધાસતીથી તેનું આખું આંગ ધ્રુજ
વા લાગું, રાતનાં સાંભલેલો પેલો ટપકતો અવાજ જારે તે
ના કાને પાછો પડીયો તારે તેનો જીવ કાંપવા લાગો ! મન
ચેરશાએ એક કારી ચીચીઆરી પાડી અને ઉધે મસતકે
પેલા લોહીના ખબોચીઆમાં પડીયો.

જારે તેને સુંધ આવી તારે પોતાને બે સીપાઈઓની
વચે બેઠેલો જોયો, અને કેટલાંએક માણસો ઘભરાટમાં તે
ના સામું જોતાં હતાં. એક બાસતી ઉપર તેની સામે તે
નાં કાગજો, હથીઆરનો દાબડો અને પેલી લોહીથી ખર
ડાએલી છરી જેથી આ ખુની કામ કરવામાં આવીયું હતું
તે પડેલી હતી. તેની સામે રીજમીટનો વડો ડાકટર, જે
ના હાથ હેઠલ તે ચાકરી કરવા જતો હતો તે બેઠો હતો.
આ સઘલો મામલો જોઈ મનચેરશા પાછો બેશુધ થઈ જ
તો હતો પણ પેલા સીપાઈઓના હાથમાં સરકાથી ભીનવે
લું પોતું હતું તે તેના નાક આગલ ધરીયું તેથી જરા તીખ
લાગીને પાછો શુધમાં આયો.

"એને મારી પાછલ લાવો," એમ કહી પેલો વડો ડા
કટર તાંહાંથી ઉઠીયો. પેલા સીપાઈઓએ મનચેરશાને પા
ખરાંમાંથી પકડીને આસતે આસતે ચલાવીને તાંહાંની તુરં
ગમાં લઈ ગયા. આ વખતે તેના પગ ધ્રુજતા હતા, તે
આંખો ફાડીને જોતો હતો, તેના દીલમાં જાણે વીજળી ભ
રાઈ હોય તેમ વારેવાર ચમકીયા કરતો હતો અને તે પોતે
કાંહાંછે તે તેને માલમ ન હતું.

પેશતનશા તાંહાંથી નાહાસી ગયો હતો અને પેલા મ
રનારનો પોરટમેનટો ગુમ થયેલો હતો.

બે દાહાડા સુધી મનચેરશાને પુછવામા આવીયું પણ
કાંઈ જવાબ તેનાથી દેવાઈ શકાયો નહી કારણ કે આવા
અચરતુંબ બનાવથી તેની છાતી બેસી ગઈ હતી. છેલે જારે
તેનાથી બોલાયું તારે માતર નીમલા સખુનો બોલતો હતો.
"અરે ! હું નીરઅપરાધીછું ! અરે ! હું નીરઅપરાધીછું."

તરીજે દાહાડે રીજમીટના કરનલને બોલાવી તેની આ
ગળ પેલા પીઠાંમા તે રાતના તેને જે વીમારો આવીયા હતા
તેની સરવે વાત પેહેલેથી માંડીને કહી. આ સાંભળી કર
નલે પુછીયું કે "તારો દોસત કાંહાં ગયો અને તેનું શું
થયું ?"

આ સાંભળી મનચેરશા બોલી ઉઠીયો "અરે ! એવું
કામ તે કદી કરે એવો નથી. કદાચ સહવારના તે ઉઠીયો
હશે તારે આવો ભયંકાર બનાવ જોઈ ઘભરાઈ જઈ હીંઆં
થી નાહાસી ગયો હશે."

કરનલ—"તારેતો પેલો પોરટફોલીયો હીંઆંજ રેહેવો
જોઈએ."

મનચેરશા માથે હાથ મુકીને રડવા લાગો પછી થોડો
વાર રહી એકદમ બોલી ઉઠીયો—"અરે હું નીરઅપરાધીછું.
આવું કામ મેં મારા સપનામાબી કરવાની હીમત કીધી ન
થી. અરે એ કામનો વીચાર કરવોજ દુશટછે."

કરનલ—"હા, તું ઘભરાના તારો ઈનસાફ થાય તાં
હાં લગી થોબ, તું નીરઅપરાધીછે એવી મારી ખાતરી થાય
છે તેથી કદાચ તું છુટી જશે."

મનચેરશા—"ઓ મારી પીયારી મા તારૂ શું થશે !
જોકે પેલાં માણસનું મેં ખુન નથી કીધું પણ તેણીનું ખુન
મારી આવી હાલતથી થશે."

કરનલ—"અએ નાદાન જરા ધીરજ રાખ અને તે
સાહેબ તારો મદદગાર થશે."

થોડા દાહાડા રહી તેની તપાસ થઈ. આ વેલા તે
ણે હીમત પકડી અને સાખશીઓને પોતાથીજ જેમ બની
યું તેમ ઉલટ પાલટ તપાસીયા, પણ અફસોસ જેવુંછે કે તે
ની પાસ કબુલ કરાવવામા આવીયું કે પાછલની વારનું
બારનું રાતના ઉઘાડવામા આવીયું હતું કે નહી ? રાતના
તાંહાંથી તે બાહેર ગયો હતો કે નહી ? જે છરીથી પેલા કમ
નસીબનું ખુન કરવામા આવીયું તે તેનીછે કે નહી ? તે છરી
તેણે પોતે હથીઆરની પેટીમાથી કાઢી હતી કે નહી ? અને છેલે
આ સઘલું કરવાની મતલબ ચોરી અને ખુન કરવાની હ
તી કે નહી, ખલાસીઓએ તેને રાતના બાહેર જતાં જોયો
હતો તેથી નીયાયાધીસેએ એવો ઠેરાવ કીધો કે પેલી કોઠલી
નદીકાંઠે દાટવા સારૂં તે બાહેર ગયો હશે. સરવે શાખસી
તેની વીરૂધ ગઈ અને છેલે લાવી લાવીને એ વાત મુકી કે
તેને મારી નાખવાની ધારણા રાખી હતી કે નહી. આ
સવાલનો જવાબ કોઈથી દેવાઈ શકાઓ નહી તેથી રીજ
મીટના ધારા પરમાંણે તેને ગોલીથી મારી નાખવાનો હુક
મ થયો.

આ પછી મનચેરશા ઘણોજ સાંત રહયો અને બાકી
નો વખત તે શાહેબની બંદગીમાં ગુજરીયો. બીજે દીવસે
કરનલને તેડાવીયો અને તેને કહયું—"કરનલ, મારી એ
ક અરજછે તે હું ધારૂંછું કે તું કરીઆ વગર રેહેનાર ન
થી, તે એછે કે તું પોતે મારી માં પાસ જજે અને કેહેજે
કે હું નીરઅપરાધીછું, એવું મેં મરતી વખતે જણાવીયુંછે."

કરનલે તેમ કરવાની કબુલાત આપી.

જારે સીપાઈઓ તેને લેવા તેની કોટડીમાં આયા તારે
તેનો ચેહેરો હસમુખો થયો અને પોતાના મોહોતને મલ
વા, વગર આનાકાનીએ સામે ગયો. કોટડીથી તે જાંહાં
તેને મારી નાખવામાં આવીયો તાંહાંસુધી ધીમે કદમે ચાલી
ને ગયો અને જે બંદુકો તેનો પરાણ લેવા તેની સામે ધ
રી સીપાઈઓ ઉભા હતા તેની સામે ટીકી ટીકીને જોયું.

થોડીવારમાં મનચેરશા એક મુરદું થઈને પડીયો, પણ
એકબી ચીસ પાડી નહી અને છેલીઘડી સુધી હીમત રાખી.

આ ઉપર જણાવીયો તે બનાવ પછી પંદર વરસે એ
ક શખસ, કે જે એક મોહોટો વેપારી હતો અને ઘણોજ
સુખમાં રેહેતો હશે એવો ભપકો કરતો હતો તે પોતાના હા
થે મરણ પાંમીયો. કરાંમીઆં તે નીચે પરમાંણે એક કાગ
જ લખી પોતાની ટેબલ ઉપર મુકી ગયો હતો:—

"મારી જીંદગી ઉપર જે બોજોછે તે હવે હું ખમી
શકતો નથી. આવું કાંમ કરવાને વાસતે અને બે ચીજે
ફરજ પાડીછે—એક મારૂં હઈયું અને બીજું મગજ. પં
દર વરસ સુધી એક જાતના રોગનો હું ભોગ હતો, તે એવું
હતું કે માણસજાતે સોધી કાહાડેલી કોઈબી શીકશા કરતાં વ
ધારે જબુન હતું. પનદર વરસ શુધી, બે ભયંકાર ગુનાહા એક
ખુન અને બીજી ચોરી, મારાં હઈયાંને એક કીડાની માફક કો
તરી ખાતા હતા, અને આ થાને વધારે દુખ એ થતું હતું કે
એક બેગુનાહ માણસનો મારા પાપને સારૂ પરાણ લેવા

માં આવીયો હતો, તે દર પલે મને ઈયાદ દેતું હતું. મેં
જે પાપ કીધું છે તે કોઈ દાહાડેબી જાહેર થાશે એવી નેમ
થી તેનો તુલેસલવીલ હેવાલ લખી મારી કબટના નાના ખા
નામાં મુકેલોછે જેની કુંચી આ કાગજમાં બીડીછે. મેં આ
ગુસના પનજામાંથી બનમયાની જે કોશેશ કીધી તેમાંતો
હું પાર પડીયોછું પણ તે સાહેબનો ચાબકો મારા ઉપર
ચાલુજછે. પનદર વરસ શુધી મેં એક જાતનો પરદો મા
રા મોહો ઉપર નાખોયો હતો, તે આજે પડેછે. મારૂં ખ
રૂં નામછે. લા૦ પેશતનશા."

૬૦

## રંગની ભાશા.

વાંચનારી બાંનુઓ, આ ચોપાંનીયાંમાં આગળ રંગ
વીશે અને તેનેજ લગતી તેના સંબંધ ધરાવનારી બાબદો
આવી ગઈ હશે, તેમજ તેનું વીશતારીને બેયાન થયું હશે;
પણ આ જોગવાઈએ માતરે રંગોનો ભરમ અને બીજા બો
લમા બોલીએતો "રંગની ભાશા" જે વીશે આપણી વાંચ
નારી અબલાઓમાની ઘણી થોડી શહમજતી હશે, તે વીશે
બે બોલ લખવાની રજા લઈયેછે. આ ઠેકાણે રંગ શાના
બનેછે, તથા તેની ચોકશ કેટલી જાતછે, એવું જે આગળ
વચાઈ ગયું તે ફરીથી લાવવાને દરૂશત ધારતા નથી.

**શફેદ રંગ**—શરવે રંગની અંદર શફેદ રંગ પેહેલું
નામ ધરાવેછે, કારણ કે રોશની જે આખી દુનીયાંની હઈયા
તીનું મુલછે તે શફેદછે. શફેદ રંગ પોતે પવીતરાઈની નીશાં
નછે. આદમજાત તરફ લાગુ કરતાં માલમ પડેછે કે એ
રંગ ડાહાપણ, પાકીજગી, પાક દામાન અને નીરદોશપણું,
વગરે શદગુણો બતાવેછે અને તે નીચે કહેલા દાખલા ઉપર
થી માલમ પડશે. ખોદાઈ ડાહાપણ અને દરજ્જો શફેદાઈ
થી ગણાતો આવયોછે. પારસીઓના ધરમ ગુરૂઓજ માત
રે નહીં, પણ તે દીનના પકડનાર અદના અને આલા સર
વે શફેદ પોશાક પેહેરવાનું ફરમાણ સમજેછે; બધી દીનમા
ફરેશતાઓને શફેદાઈનું રૂપ આપવામા આવેછે. તે
મજ અશલના ખરીસટી પાદરીઓ શફેદ પોશાક પે
હેરતા હતા. ખરીસટીયાન ઓરતો શાદીને વખતે ઘ
ણું કરી શફેદ પોશાક ઈયાતો શફેદ બુરખો પાક દામાનની
નીશાન તરીકે પેહેરેછે. હાલના હીંદુ, મુશલમાન અને પાર
સી વેપારીઓ શફેદ પોશાક અને જામાને આબરૂ, હોરમ
તની નીશાન દાખલ ગણેછે. જેમ આબરૂ અને નેકી જા
લવવાને આપણે ફીકર હોયછે તેમજ શફેદ પોશાકને જાલ
વવાને આપણે વધારે કાલજી હોયછે કે રખેને તેને દાઘ પ
ડે. દુધ, જે વગર આપણે આદમજાત જીવી શકે નહીં અ
ને જે માતાની છાતીમાથી પીઈને આપણ ઉછરયા તે પણ
શફેદછે. બુઢાપાની દાહાડી, જે બુજરગીની નીશાનછે તે
શફેદછે. લડાઈમા શુલેહનો વાવરો શફેદછે. શફેદ રંગ આ પ
રમાણે કુદરત અને માણશજાતની સાથે સંબંધમા આવેલોછે.

**રાતો રંગ**—જુવો પેલું સમીસાજનું શુરજના અસ
ત થયા પછીનું આકાશ, તેતો જેવો વધારે ફીરતીવાલો દે
ખાવ બીજો કોઈ નથી, તે રંગ જેમ ઇછા અને દોલત બતાવે
છે તેમજ એક પલમાં ખુનામરકી કરનાર ગુશો અને કયા
મતના આતશની તે નીશાણછે. તે શરવ શકતીવાન ખો
દાએ પેદા કીધેલા દરેક જીવજંતુઓ જેની હઈયાતી લોહી
છે તેનો રંગ કેવોછે; અલબત લાલ. વલી ખુનરેજી અ
ને લડાઈની નીશાણ લાલ રંગથી જાહેર થાયછે. વેલાત
દેશમાં વઈદાની જાહેર શાળા મલેછે તયારે તેઓ લાલ પો
શાક પેહેરેછે, કાંયકે તે વઈદોના ધંધાની નીશાણછે. બા
રશણો, તમો પરણોછો, પરણાવોછો, નવજોત કરોછો તયારે
શગનનો ચાંલો કરવાનુ કુંકું જે પેલા હીંદુ રાજાની પાડે
લી ફરજથી આજશુધી તમારે "કપાલે ચોંતીયું" તેનો
રંગ પણ રાતોજછે.

"દોનો દસતોશે મેદી લગાઈ" ઈતીયાદી.

આ ગીતની લાઈન પરમાણે, હીંદવાંની ઓરતો જેમ
આપણ લોકો ખુબશુરતી વધારવાને ઘરેણાઓ પેહેરેછે તે
મ તેવોના વીચાર પરમાણે હાથની હથેલી અને પગના ત
લીયાં મેદીના પાલાથી લાલ રંગેછે. ઈંગરેજી ઇનસાફની
અદાલતોમાં અપરાધીઓની શેશનમાં જડજો જે પોશાક પે
હેરીને બેસેછે, તે લાલ રંગનો છે, જે શખતાઈની નીશાણ છે.

**આશમાની રંગ**—આ રંગને આપણે બલુ
કહીએછે. આશમાન ઈયા ગગન ઉપરથી એ બોલની
ઉતપતી થઈ. તે જયારે ખુલું હોયછે તીયારે તેનો રંગ
આશમાની હોયછે. ઈંગરેજ લોકો કહેછે કે એ રંગ
માયા અને પેયારની નીશાણછે, અને તે ઉપરથી એ લોકો
બલુ આંખવાલાં માણશોને વખાણ કરેછે. આપણે દે
શી લોકો પણ બલુ આંખવાલાં (માજરા) માણશોને પકાં
અને હશમુખાં ગણીએછ. મોહોટા દરીઆવોના પાંણી
બલુ હોવાથી એ રંગ સખાવત અને મનનું સાંતપણું
બતાવેછે. ખરીસતી લોકો વખતની દેવી અને હવાઈ
પરીયાંનાં પોશાક એ રંગનો આપેછે; વલી બીજુતો એ રં
ગ દાઘ વગરની આબરૂ દેખાડેછે, પારશીઓમાં મોહોટાં
ઘેરના મેહેરબાઈ પોતાને વાસતે તથા પોતાનાં ખુબશુરત બા
લકને વાસતે બલુ શારી, બલુ ઈજાર અને બલુ જબલાં, દ
ગલા વધારે પસંદ કરેછે.

**પીલો રંગ**—હાલના વખતમાં બેવફાઈ અને શર
મની નીશાન તરીકે ગણવામાં આવેછે, પણ અસલના લો
કો એનો અરથ તદન જુદોજ કરતા હતા; જમીનનું શુનું
અને ગગનમાં ઉગતા સુરજ ઉપરથી તેઓ એ રંગને વધતી
અકલ અને દોલતની નીશાન તરીકે ગણતા હતા. ખરી
સટી ધરમની શરૂઆતમાં પીલાં રંગનો જબો, જેણે દુનયા
તજી દીધી હોય તે પેહેરતા હતા. હાલના વખતમાં હીંદુ
લોકો, તેમજ ઘણા પારસીઓ અને મુસલમાનો લગન, જ
મન અને ખુશાલીને વખતે ઘેરમા બારી બારણાઓ ઉપર
હલધના ખરપતાં કરેછે અને તેના સારા શગન ગણેછે.
હાલ ચીન, જેપાન અને ઈરાનનાં બાદશાહી ખાનદાનનો
પોશાક પીલોછે.

**લીલો રંગ**—આશા, ખુશાલી, તાજગી અને બાહા
દુરી એવા ગુણો લીલો રંગ બતાવેછે; વસંત રૂતુમાં ઝાડો

અને જમીનનો રંગ લીલો બની જાયછે, અને ગોયા આખી દુનીયાં લીલોતરીથી ભરાઈ જાયછે. ધંધાદાર આદમીઓ કામથી ફારેગ થયા પછી લીલાં મેદાંનમા ફરવાને કેવા આતુર હોયછે. લીલો રંગ વલી આંખને શુખકારક ગણાયછે. જેમ આશા દીલને શુખ આપેછે તેમ લીલોતરી જમીનને રૂપ આપેછે. લડાઈમા ફતેહ કરનાર લડવઈયાને માથે લીલો હાર પેહેડાવવામાં આવેછે અને તેથી તેને બાહાદુરીની નીશાન ગણવામા આવેછે. મુસલમીન ધરમનો ઝુહનડો લીલા રંગનોછે.

**કાલો રંગ**—આખી દુનીઆની અંદર જેટલી માણુસ જાતછે, અને જેટલા તેઓના ધરમછે, તેવો સઘલામાં કાલો રંગ શોક, ગમી અને ભય બતાવેછે, એતો તમો જાણતા હશો. એ રંગ ઉપર જેઓ વીચાર પેદા થાયછે તે ભયંકાર હોયછે. દોજખ અને તેની અંદર વશનારાઓને કાલા ચીતારવામાં આવેછે. કાલી રાતે અંધારામાં પાપી માણસ બુરાં કરતુકો, ચોરી, ખુન વગેરે કરેછે. બીજા રંગમા ઉલાથી જે છાપો પડેછે તે કાલાં રંગની અંદર ઉલાથી પડતો નથી, અને તે ઉપરથી આશા ભંગ થવાની નીશાન કાલો રંગ ગણાયછે. જે માણુસે કાલાં કામો કીધાં તે માણુસની આ દુનીઆમા તેમજ પેલી જયાનમાં શુખની આશા રહી નહી.

**ગુલાબી રંગ**—જુવાની, તનદરોસતી અને પેયાર, જે સરવે માણુસને પસંદછે તે એ રંગ બતાવેછે. જુવાન બચાંઓના ગાલ કેવા ગુલાબી હોયછે; ગુલાબનો રંગ જોઈને દીલને કેવી ખુસી પેદા થાયછે.

**જાંબુરો રંગ** બાદસાહી સલતનત અને સતા દેખાડેછે. અસલ ગરીશના અને ફરાનસનાં બાદશાહી ખાનદાનનો પેહેરવાશ એ રંગનો હતો. ખરીસતી ધરમ તથા વડા પાદરીનો પોશાક જાંબુરોછે.

**નારંગીનો રંગ** કવી વીચાર બતાવેછે, ગાયણુની દેવીઓને પોશાક એ રંગનો આપવામા આવેછે. બમન.

## નીમકહલાલ કલેરી.

સુખને વખતે સાથી થવાને હંમેશાં સઉ કોઈ તઈઆર થાયછે; પણ દુખને વખતે દેલાસાનો એક સખુન પણ દવા તરીકે બોલવાને દોસત વટીક ના પાડેછે. ખરા દોસતની દોસતીની પરીખશા ખરાબ દીવસેજ થાયછે, તેમજ ખરા નોકરની નીમકહલાલીની તપાસ પણ પડતે દાહાડેજ થાયછે. જે ધણીનું નીમક ખાધું તે ધણીને તેનાં માઠાં નશીબને વખતે છોડી દેવામાં જો એક નોકર નીમકહરામ ગણાયતો તેજ ધણીને તેની આ બદબખતીમા હંમેશાં વલગી રહી, તેના થોડાંક દુખનો બાર પોતા ઉપર ખેંચી લઈ, પોતાના સુખના મોટા ભાગનો ભોગ આપી પોતાના ધણી વીના પોતાને એક સુણું ઢોર ગણીને જે નોકર કામ કરે તે નીમકહલાલ કરતાં પણ એક દરજજે વધારે ગણાવો જોઈએ. અલબતાં તે પોતાના ધણીનો આ વખને નોકર નહી, પણ ખરો દોસત લેખાવો જોઈએ.

ઈ. સ. ૧૭૯૨ નું વરસ ફરાંસની તવારીખપર એક કાલો સકો બતાવેછે. એ વખતે પાદશાહ અને પરજા વચે પજરયા કરતા એક જબરા કજીઆએ મોટો આકાર પકડયો અને તેજ વરસમા પાદશાહ સોલમો લુઈ પોતાની બાયડી, બેહન, બેટી અને નાના બેટા સાથે "લેજીસલેટીવ આસેમબલી" નામની એક ફીતુરી ટોલીના હાથમા કેદ પકડાઈ ગયો. બચવાની કસી આશાનો એક છાંટો પણ રહયો નહી, કેમકે જાંહાં જુઓ તાંહાં ઘબરાટ અને શોહર અને "છુટાપણું, છુટાપણું" સીવાય બીજા કસા પોકાર હતા નહી. "પાદશાહ" એ નામનેજ સરવે કોઈ ધીકારતું હતું અને જેનેથી અજાણતાંમા એ નામ બોલાયું કે તે લુઈની તરફનોછે એવુંજ સમજવામા આવતું હતું. જોકે રાજા "લુઈ સોલમો કોઈબી રીતે ખરાબ માણસ નહી હતો, તેથી ઉલટું ઘણા મનપસંદ ગુણો તે ધરાવતો હતો; તોપણ કમનસીબે તે એવા વખતમા પાદશાહ થયો હતો કે જે તેને અનુસરતો નહી હતો. પોતાની પરજાને સુખી રાખવાને તે રાજી હતો, તોપણ પોતાના વાજબી હકો આપી દેવાને તે નાખુશ હતો." તોપણ તે પરજાતો તેના એ સરવે હકો લઈજ લેવા બેઠી હતી. એ રીતે આ "પાદશાહ" નો ખેતાબ ધરાવનાર ફરાંસનો છેલો રાજા કેદ પકડાયો.

લુઈનો એક નાનો શાહજાદો, જે કદાચ તેની પછે વારેસ થઈ શકતે, તેનો એક ખેદમતગાર નોકર કલેરી નામે હતો. કલેરીનું કામ આ નાના ડાફીનને નહવાડવા, કપડાં પેહરાવવા, બાલ હોરવા અને તે સુવા જાય તાંહાં સુધી તેની સાથેનું સાથેજ રેહવાનું હતું. જેવી આ નીમકહલાલ નોકરે પોતાના પાદશાહને કેદ પકડાયાની ખબર સાંભલી તેવોજ તેણે લેજીસલેટીવ આસેમબલીને અરજ કરી પોતાના ધણી સાથે પોતાનેબી કીલામા બંધ કરવાની ખાહેશ જણાવી. કલેરી પરણેલો હતો, તથા તેને પેટે ફરજંદો હતાં, તેમની પણ દરકાર કરયા વગર આ વફાદાર શખસ કેદ થયો. આ બંદીખાંનાના ચાર માલ હતા તેમાંના તરીજા અને ચોથા ઉપર પાદશાહ અને તેના કુટુંબને રાખવામા આવયાં હતાં.

એક દીને સાંનના કલેરી રાણીના ઓરડામા દાખલ થયો. તેને જોતાંજ તે ખુબસુરત રાણી મેરી એનતનેટ જાણે પોતાનું અરધું દુખ ઓછું થયું હોય તેમ ખુશહાલ થઈ, અને કલેરીને પોતાના બેટાની આરેજતને માટે અરજ કરી, પણ કેદ પડયા પછે આખા આઠ દીવસ સુધી રાણી, તેણીની નણંદ અને નાની શાહજાદી એઓએ પોતાના બાલ હોરી સાફ કીધા ન હતા તેથી રાણીએ કલેરીને આ ઓરતનું કામ કરવાની અરજ કરી, પણ કલેરી પોતાના દેલોજનથી તે કામ બજાવવાની કબુલાત આપે તેની આગમજ એક અમલદાર, જેને પાદશાહનાં દરેક કાંમકાજની દેખરેખ રાખવાને માટે એક જાસુસ તરીકે છુપયો રાખેલો હતો તે, આ વખતે અંદર ઘુસયો અને કલેરીને ધમકી આપીને કહયું કે તેણે પોતાના કામ સીવાય બીજાની વચે પડવું નહી. કલેરીને મનથી આ ધમકીએ પેહલ વેહલા અપસગણ હતા. તોપણ બીજા આઠ દીવસ સુધી પાદશાહનું દરેક કામ કરયા કીધું. આ વખતે મો. હયુ નામનો એક શખસ લુઈનું સંધું કાગજ પતર તથા ખબર વીગેરેનું કામ છુપાછુપ કરયો

જતો હતો તેને પકડી લઈ ગયા; એ ઉપરથી ગરીબ કલેરી એ પોતાના ભવીશનો ચેતવણી ઘણી ધીરજથી લીધી. બીજી સહવારે એક અમલદારે આવીને રાજાને ખબર આપી કે મો. હ્યુને હવે તે વધારેવાર જોઈ શકશે નહી; જે ઉપરથી લુઇ બોલયો કે, "કંઈ ફીકર નહી, મારો કલેરી તેનું કામ બજાવશે."

એક દીને મોહોલામાંથી ગાંડાં ગુરપર આવેલાં લોકોનું એક મોટું સરઘસ ધોલ, તાસા સાથે જતું હતું. પાદશાહી કુટુંબને ખબર કરવામાં આવી હતી કે તેઓએ બાહેર ફરવું નહી. એવામાં તેઓની બારી આગલ એક લાંબી લાકડી ઉપર એક ખુબસુરત ઓરતનું રોકું લટકાવેલું લોહીલુહાન તેઓએ ધરયું. આ રોકું પરીંસેસ ડી લેમબેલ નામની શાહજાદી જે રાણી મેરીની ઘણીજ પયારી સહી હતી તેણીનું હતું. આ ટોલામાંથી કેટલાકોએ કહયું કે આ દેખાવ જોવાને રાણીએ બારી આગલ આવવું જોઈએ, પણ એ વાતની સામે ઘણાઓ થયા. એ પરમાણે હરરોજ બનાવો બનવા લાગા. રાજા બીચારો સહવારે છ વાગે ઉઠીને પોતાને હાથેજ માથું ઓરતો હતો, અને કલેરી તેના બાલ હોરતો હતો. પછે એક નાની જેવી કોટડીમાં જઈ તે થોડોવાર બંદગી કરયા બાદ નવ વાગા સુધી વાંચતો હતો. કલેરી એ વખતે પાદશાહના ઓરડાનું સંધું સોજું સાજું કરતો, પલંગ પાંથરતો, કચરો વારતો અને ટેબલ બીછાવતો, પછે તે રાણીના ઓરડામાં જઈને ડાફીનને એશકી બનાવયા બાદ, મેરી તથા બીજી છોકરીઓના બાલ સાફ કરતો હતો, અને જો કોઇ પણ નવી ખબર તેઓને જણાવવાની હોયતો તે આ વખતે તેમને કેહેતો હતો. એ પછે તેઓ ખાવા બેસતાં હતાં, અને બાકીનો વખત તાંહાંજ ગુજારતાં હતાં.

રાજા પોતાના બેટાને વાંચતા શીખવતો, કવીતા મોઢે કરાવતો, ભુગોલ વીદ્યા ભણાવતો અને નકશા ચીતરાવતો હતો, અને રાણી વલી કંઈ નવા ધડા તેને આપતી હતી. એ રીતે બપોર પડતાં, જરે એક વાગે તેઓ પાસેના નાના બાગમાં ચોકી પેહરા સાથે લગાર લટાર મારી આવતાં હતાં. એજ વખતે નાના ડાફીનને વધારે કસરત કરાવવા થકી કલેરી તેની સાથે દોડવાની શરત બકતો હતો, દડાદાવ રમતો, અને તેને ખુશી કરતો હતો. બે વાગે જમીને રાજા રાણી પીકેટ નામની રમત રમતાં હતાં. ચાર વાગે રાજાના સુવા પછે રાણી તથા શાહજાદીઓ વાંચવામા પોતાનું ધયાન આપતાં હતાં. એ વખતે કલેરી ડાફીનને કોઈ પાડની સુધ જોડણી લખાવતો અને એ વીગરે સારા સારા ફરેંચ ગરંથકારોનાં લખાણોમાંથી શાહજાદાને માટે રાજા લખાવે તેમ નકલ કરતો હતો. આઠ વાગે ખાધા બાદ ડાફીન સુવા જતો જેની આગમજ રાતની બંદગી તે પોતાની માતા આગલ ભણતો હતો.

થોડા દીવસ વધારે ગયા નહી એટલામાં કલેરીને છુપી રીતે ખબર મલી કે રાજાને તેના કુટુંબથી જુદો પાડવામાં આવનારછે. આ ખબર સાંભલીને તે પોતાના મનમાંજ મુઝીયા કીધો, પણ રાજાને તે કેહવાની તેની હીમત ચાલી નહી. તેની આ ભીતી રાજા તુરત પામી ગયો, અને કહયું કે, "એ કરતાં વધારે પયારનો મેં કેયેખી, સરસ દાખલો જોયો નથી. તું બેફીકર રેહ, કારણ કે સઘલાં દુખોને માટે હું અસલથીજ તઇયાર થઈ રહેલો છું." એ વાત પછે તરણ દીવસમાં રાજાને પોતાનું કુટુંબ છોડવું પડયું. અરે! એ વખતનો દેખાવ કેવો આંખ ભરે તેવો હતો! વફાદાર કલેરી પોતાના ધણી સાથે તેનાં નવાં કેદખાનામાં ગયો. હંઇઆં ફકત એક બીછાણા સેવાય બીજું કશું હતું નહી. કલેરીને માટે દુર શુવાનું દીધું હતું; પણ ધણીથી દુર બીછાણાપર શુવા કરતાં ધણીની નજદીક ભોંયપર શુવાને નીમકહલાલ કલેરી રાજી હતો. બીજી સહવારે રાજાએ પોતાનાં કુટુંબને મલવા માંગયું, પણ તે વાત ના પાડવામાં આવી, અતાર શુધી રાજાએ તે દીને કશું ખાધું હતું નહી. થોડાવારમાં લીંબુના શરબતનું એક પયાલું અને એક રોટી સાથે એક નોકર દાખલ થયો. રાજાએ આ બક્ષેશ પણ સંતોશથી કબુલ કીધી. તેણે કલેરીને પોતામાંથી અરધી રોટી આપવા કીધી, જે તે નોકરે ઉપકાર સાથે ના પાડી. પણ રાજાએ પોતાની આંખમાં આંજુ લાવીને ફરીથી આપી જે કલેરીએ ભીણી આંખે કબુલ કીધી.

કલેરીની બાયડી પણ પોતાના ધણીના જેવીજ વફાદાર હતી. તેણી કલેરીને માટે દર અથવાડીએ સોજાં કપડાં લાવતી હતી, અને તે તકે કાંઇ નવી ખબર હોય તે કેહતી હતી. વલી કોઇ વખતેતો બંદીખાનાની નીચે નુસપેપર વેચતી હોય તેમ તે ખબરો મોટો દહવારો પાડીને બોલતી જે કલેરી તુરત સમજી જતો હતો.

આ વખતે ગરીબ કલેરી સપડાઈ જતો બચયો. એક પેહરેગીર સાથે તેને કાંઇ ઓલખાણ હોવાના સબબથી તે તેની સાથે વાત કરતો હતો તેવામાં એક અમલદારે તેને પકડયો કે, પેલા પેહરેગીરે કલેરીને એક કાગજ આપયું તે મેં સાંભલયું છે. કલેરીને ઇનસાફની દરબારમાં લઇ ગયા, જાંહાં છ કલાક શુધી તેને બંધ રાખવામાં આવયા બાદ નયાયાધીસની હજુર બોલાવયો. કલેરીએ પોતાનો હીમતથી બચાવ કીધો કે, "જો મને તે પેહરેગીરે કાગલ આપયું તે આ અમલદારે સાંભલયું હોયતો તેજ વખતે તે કાગજ પડાવાની તેની ફરજ હતી, તેમ તેણે શામાટે નહી કીધું?" માજીસતરેટે આ ઉપરથી તેને છોડી દીધો.

પણ એવામાં કલેરી માંદો પડયો. પણ એ વખતે તેની મુદારા કોણે કીધી હશે? રાણી અને શાહજાદીઓ પોતાથી બને તેટલા ફેરાં તેની નજદીક આવી દીલાસો આપી જતાં. નાનો ડાફીન આખો દીવસ તેની હાજરીમાં રેહતો. રાજાની બેહન પોતાથી બને તેટલી તેની સંભાલ કરતી, અને રાજા પેહરેગીરો નહી જોય તેમ દર રાતે તેની આગલ આવી વાતો ચલાવતો. એ રીતે છ દીવસ પસાર થયા, અને કલેરી સાજો થયો. એક દીને તેને ખબર મલી કે રાજાની તપાસ ફલાણે દીવસે નકી થવાનીછે. આ ખબર કેમ જાહેર કરવી તે વીષે તે ફરીથી વંમલમાં પડયો. પણ ખરી મેહરબાની અને વફાદારી ખબરો છુપાવામાં નહી પણ જાહેર કરવામાં હોયછે. તેણે તે ખબર રાજાને જણાવી, અને પોતાની ફરજ બજાવી. બારવણે સહવારે તે ખબર ખરી પડી. પારીસનો કોટવાલ રાજા કને આવયો અને તેને પોતાની તપાસ માટે તઇઆર થ

વા કહયું. કલેરી રાજાની ટોપી અને દગલો લેઇ આવયો. હવે કલેરી ફક્ત રાજાનીજ હજુરમાં રહયો.

તપાસ ચાલી અને તેમાં રાજાને ફાંસીની સજા થઇ. એ ખબર રાજાને મલતાંજ વફાદાર કલેરી અને લુઇની આંખો સાથે મલી, અને બંધે પાણીથી ભરાઇ ગઇ. રાજાએ તેને પોતાની દાઢી બોરવા કહી, પણ કલેરીને પોતાના ધણીના મોતનો ફટકો એટલો તો જોસથી લાગો હતો કે જો આ સમય સુચક રાજા તેને મજબુતીથી ધરી નહી લેતે તો તે નીચે તુટી પડતે. અંતે રાજા હીમત રાખીને બોલયો કે—"ચાલ, ચાલ, હીમત પકડ!" તરણ દીવસમાં પોતાના મરણની તઇઆરી કરવા માટે રાજાએ માગેલી મેહતલ આપવામાં આવી નહી; પણ તેના કુટુંબ સાથે તેને છેલી મોલાકાત કરવા દેવામા આવી. અંતે રાજા પોતાના મરણની એક રાત આગમજ બીછાણે જતાં કલેરીને હોકમ કરી ગયો કે સહવારે પાંચ વાગે તેને ઉઠાડવો. પાંચ વાગે કલેરી ચુહલો સળગવા મંડી ગયો. રાજાએ પુછ્યું—"શું પાંચ વાગા?"—"વાગા, સાહેબ." કલેરી બોલયો—"શું પાદરી આવયોછે?" ફરીથી રાજાએ પુછ્યું; તારે પેલા નોકરે ઉતર વાલયો કે—"હા નામવર, તે મારાં બીછાણાપર સુતોછે"—"તારે તું કાંહાં?", "હું તમારી નજદીકની આ ખુરશી ઉપર. અએ નામવર શું તમો એમ ધારોછ કે આવે વખતે હું મારી દરકાર રાખું?"

એક જોશ ભરેલી શેકહાંડ થઇ. પાદરી આવયો, અને ગયો. ફાંસીની વખત થઇ, કલેરીએ ફાંસીના લાકડાં તરફ પણ રાજાની સાથે જવા માગયું, પણ કલેરીની માંગણી છતાં તેને તાંહાં જવા દીધો નહી. રાજા હવે છેલે પોતાના આ ખરેજ ખરા નીમકહલાલ નોકર નહી પણ દોસતથી છુટો પડયો. કલેરી તદન બેસુધ થઇ ગયો. એ હાલતમાં કાંહાં સુધી રહયો તેની તેને ખબર પડી નહી. સંધું થઇ ચુકું છે એવી ખબર ફક્ત પદઘામના અફડાવાથીજ તેણે જાણી. એ બનાવ પછે તે વેલાત નાહાસી ગયો, જાંહાં તેની આ રીતની ચાલથી ઘણા જણ તેના દોસત થયા. તેની ઘોર આસ્ત્રીયા દેશની રાજધાની શેહર વાયનામાંછે, જેની ઉપર આ પરમાણેનું એક સાદું નામ છે:—"નીમકહલાલ કલેરી."

## એક કુતરાની વફાદારી.

એક કુતરાની વફાદારીની ઘણીજ અચરતકારક વાત નીચે પરમાણે છે. રશીઅનોની જબરદસત અને વખણાએલા લશકરની કુચની વખતે મોટા નેપોલીઅન બોનાપારટના લશકરમાના એક સીપાઇની પાસે એક કુતરો હતો, જે તેનો રોજનો સોબતી હતો. જયારે તે લશકર મોસકો તરફ પાછું ફરયું તયારે એક નદીમાં બરફના મોટા રાખસી કટકા બાગી પડેલા હતા અને આ તરતા કડકાઓ ઉપરથી સીપાઇઓ ઓલંગી ગયા. કાંઇએક કમનસીબે નીમકહલાલ ફાઇડો (જે તે કુતરાનું નામ હતુ) પોતાના ધણીથી છુટો પડયો, અને એક બરફના કડકાઓમાના એક કડકા ઉપર તે ઝરાની નીચે ઘસડાઇ ગયો. તે રશીઅન શીયાલાના દુખોમાંથી પેલા સીપાઇએ તેના સોબતીએ સાથે આગલ કુચ કીધી પણ ફાઇડોના જેવું કંઇજ જોયું નહી, અને તે મરી ગયો હોય તેમ તેને વાસતે શોક કીધો.

મહીના અને મહીના પછે એક લસકરી ચાકરી કરવાને તે અસકત ફરેંચ સીપાઇ ફલોરેનસ શેહેરના એક મોહોલામાંથી જતો હતો તેવામાં એક દુબલો અને દુખી દેખાવનો કુતરો ધીમેથી પોતાની પુછડી હીલવતો તેની આગલ દોડયો, અને તેના હાથ ચાટવાની કોશેસ કીધી. તે વગર બોલાવે આવેલા પરાણીને તે સીપાઇ નેતરનો એક ઝપેટો મારવા જતો હતો, તેવામાં તે કુતરાના દેખાવમાની કોઇ ચીજે તેનું ધયાન ખેંચયું; તેણે તેને ઘણી બારીકીથી ધયાન રાખીને જોયો, અને તેની અજાએબી અને ખુશાલીમા શોધી કાહાડયું કે તે તેનો જુનો ફાઇડોજ હતો કે જને તેને રશીઆના બરફ દરમીઆન છેલલો જોયો હતો. તે નીમકહલાલ પરાણીને તેના ધણીના ઘેરમાં લઇ ગયા, અને સંભાલ તથા માયા જે તેને ઘટારત હતી તે તેને મલી.

પણ તે કુતરાએ જીવવાની કેવી રીતે હીકમત કીધી હશે, અને કેહવાઇ નહી શકાએ તેટલા માઇલોની મુસાફરી કરવાને પોતાના ભુલા પડેલા રસતાઓને તેને પસાર કરવા પડયા હશે, ઘણીએક પોહોલી નદીઓ તેને ઓલંગવી પડી હશે, અને પાહાડોની હારો, કે જેઓએ તેને રોકયો હશે, તે પસાર કરવી પડી હશે, એ સમજવાને મુશકેલ છે, અને કુતરાઓની વફાદારીના ઘણાએક દાખલાઓમાં એ વાત ઘણી પરસીધછે. શો૦ જ૦ રી૦

## ખરૂં નીરદોશીપણું.

એક ઉગામણુ તરફ ફરી આવેલો મુસાફર કેહછે કે સમીરના તરફ અરમાની લોકોનું ગોરસથાન (મુસલમાન લોકોના જેવું) શેહેરથી થોડુંએક દુર હટાવેલુંછે. તે લીલાં ઝાહાડોના છટકાવથી ભરેલુંછે, અને જેઓ તાંહાં મરી ગયાં હોય તેઓને વાસતેજ નહી, પણ જેઓની લાગણીઓએ આ પરમાણે અંધારી ચાદર નહી હોયી હોય તેઓને વાસતેબી તે એક ખુશનુંમા આસરો લેવાની જગાછે. હીઆં એક સહવારના હરઘા રમતીયાલ ચેહરાવાળી, ઉદીયોગી, બહુ આંખોવાળી અને આફતાબી ઝુલફાંવાળી એક નાહાની છોકરી કે જે એક હાથમા એક ચીનાઇ પેયાલું અને બીજા હાથમા તાજા ફુલનો હાર લઇ જતી હતી તેણીની સાથે મહને મુલાકાત થઇ. એક જગા ગમગીનીનો ઘણો લાગ લેતી જણાઇ, તેમાં પેલી છોકરી આ ચલકતી ચીજોનું શું કરતી હશે તે જાણવાને ઘણી ખુદરતી અજાએબી લાગવાથી મેં તેણીની ચપલ હીલચાલ તપાસી. એક સાદા સંગેમરમરના તકતાથી ગલેફ કીધેલી એક એકાંત ગોર આગળ આવી પોંચીઆ પછે સેહેજસાજ દેખાઇતી ખાંચો કે જે સપાટ લેખની પાટીના ખુણામા કોતરી કાહાડેલી હતી તેની અંદર પેલીએ બીયાં નાખીયાં, કે જે પેલાં પેયાલાંમા ભરેલાં હતાં, અને તે લેખની પાટીની સવચ સપાટી ઉપર પેલો ફુલનો હાર મુકીયો.

મેં પુછીયું—"સાવાસતે, માહારી સીરીન છોકરી તું તેમાં પેલી નાહાની પેયાલીઓની અંદરના બીયાં મુકેછ?"

પેલીએ હરખા તાજુબી ભરેલા દેખાવથી જવાબ વાલીયો—"તે આ જગાએ પખશીઓને લાવવાને વાસતેછે; તેઓ આ ઝાડ ઉપર ઉતરી બેસસે" (ઉંચે આંગલીથી સરોવરનું ઝાડ બતાવેછે); —"તેઓ તે બીયાં ખાધા પછે ગાએન ગાએછે."

મેં પુછીયું—"તેઓ કોણુને ગાંએછે! તુંને કે એ કમેકને?"

પેલીએ જહુડપંથી જવાબ વાલીયો—"અરે, નહી! માહારી બેહેનને. તે આ જગાએ ઉંઘેછે."

મુસાફર—"પણ તાહારી બેહેનતો મરી ગઇછે."

છોકરી—"અરે, હા, સાહેબ! પણ બધાં પક્ષીઓ ગાએછે તે તે સાંભલેછે."

મુસાફર—"વારૂં, અગરજે તાહારી બેહેન પક્ષીઓ ગાએછે તે સાંભલેછે, તો તે ફુલના હાર જોઇ શકતી નથી."

છોકરી—"પણ મેં તેયાં હાર મુકીઓછે તે પેલી જાણેછે. તેણીને હમારા ઘેરમાંથી લોકો બાહાર લઇ ગયા તેની અગાઉ મેં તેણીને કહયું હતું કે હું દરરોજ સહવારના આવસ અને તેણીને મલશ."

મુસાફર—"તે બેહનને તેં ઘણીજ ચાહી હશે; પણ તું તેણીની સાથે કદી કંઇ વધારે વાત કરી શકશે નહી, કદી તેણીને પાછી મલશેબી નહી."

પેલી છોકરીએ ચલકતા ચેહરા સાથે જવાબ વાલીઓ "હા, સાહેબ, હું તેણીને બેહેસતની અંદર મલશ."

મુસાફર—"પણ હું ભરૂસો રાખુછ કે તે તેયાં જાઇ ચુકીછે."

છોકરી—"નહી; તેઓ મહને આ જગાએ લાવશે તેયાં સુધી માહારી બેહન આ ઝાડ નીચે ઘોબેછે, અને તેયારે હમો બેહસતમાં સાથે જવાના." શો૦ જ૦ રી૦

---

# પારીસના પેહેલવાંનો.

પારીસ—ફરાંનસના જે દલેર પેહેલવાનોએ છેલી મોટી લડાઇમાં નામદારી મેળવી તેઓના વરતાંત એક પછે એક વાંચનારી બાંનુઓને માટે પરગટ કરતા જઇશું. પણ સઉથી પેહેલાં પારીસની બાહાર બાહાદુરી પામેલા એક ફરેંચ પેહલવાનનો હેવાલ હીંઆં રજુ કરવા માંગીએ છઇએ. એ પેહેલવાન જેનરલ યુરીચ છે. સટરાસબરગના નામીચાં શેહેર ઉપર છેલી મોટી લડાઇથી આવી પડેલાં શંકટનું વરણન તથા ચીતરો ગયાંજ અંકમા અમે આપયાંછે. તે વખણાયલાં શેહેરનો તેના શંકટો વચે જે હાકમ હતો તે આ જેનરલ યુરીચ હતો. શુંદર સટરાસબરગની આ લડાઇએ જે પાએમાલી કીધીછે, તે જાણવા સાથે જેના વખતમાં એ પાએમાલી થઇ અને જેણે તેનીએ આફત વચે ઘણી સંભાલથી તેના બચાવ કરયો તેને તવારીખ કદી ભુલી જશે નહી.



જેનરલ યુરીચ.

જેનરલ યુરીચ ફરાનસના લશકરનો એક વખનાયલો સરદાર છે. તે સટરાસબરગની નજદીકમા બેડન પરગણાના ફ્રાલસબરગ નામના શેહેરમા જનમયો હતો. તેણે કરીમીઆની લડાઇમા ઘણી વાખવાખી મેલવી હતી, પણ તેની ખરી બાહાદુરી ફરાનસ અને જરમની વચેની છેલી લડાઇમા તેણે દેખાડી હતી. તે આસરે સાઠ વરશનો, ઠુમકી દાહાડીનો, મોટાં અને જાડાં માંથાંનો, તથા કઠણ સવભાવનો અને પકા ઠરાવવાલો સરદારછે. જારે સટરાસબરગ ઉપર જરમંનોએ ઘેરો નાખયો તારે એ શુંદર શેહેરની સઘલી હકુમત તેના હાથ તલે હતી અને જે બે મહીના સુધી ઘેરો ચાલુ રહયો તથા ટોપોના જબરદસત મારા તલે શેહેર પાએમાલ થયું તે અરસાના સંકટો વચે ધીરજ, હીકમત અને ઘણી મરદાનગી બતાવી આ સરદાર સરવે લોકોના પેંઆરો થયો હતો. પેઆરો વાંચનારાઓ,

લડાઇના મેદાનમાં જે હીમત દેખાડવાની હોયછે, તે ઘેરાઇ ગયલાં શેહેર માહેલી હીમતથી જુદીજ જાતની છે. લડાઇના મેદાનમાં તો દેશને ખાતર બાહાદુરીથી પોતાનો જીવ આપીને પરવારી જવાનું, મોતથી છુટકારો મેલવવાનો હોયછે, પણ એક ઘેરાઇ ગયલાં શેહેરમાતો દુકાલ, ભુખમરો, મરકી, આગ અને પામેમાલી વચે સઘલું ધીરજથી પોતેજ ખમવાનું નથી, પણ શેહેરની આખી ઉસકેરાવલી રઇએતની તે સઘલું ધીરજથી ખમે એવી તજવીજ રાખવી પડેછે અને તેમા ખરી બાહાદુરી છે.

આવી કીસમની બાહાદુરીમાં જેનરલ યુરીચે નોધી રાખવા જોગ દાખલો આપયો છે. સટરાસબરગ શેહેરની એક મોટી ખાશ મુશકેલ એ હતી કે તે અસલ જરમન શેહેર હોવાથી તેમાના ઘણાક રેહેવાશીઓ દુશમનની પખશના હતા, માટે જારે તેઓએ જરમનોને શેહેર બાહેર આવી પહેલા જોયા તારે પેહેલેથીજ રેહેવાસીઓના એક મોટા ભાગે શેહેરને દુશમનોને તાબે કરવા માગયું. પણ આ વખતે જેનરલ યુરીચે એક શખત ઢંઢેરો કાહાડીને એવો દર બેસાડી દીધો કે જે બીહીકના અથવા નબલા હતા, તેઓએ હવે શેહેરને તાબે થવાને બદલે શેહેર ખાલી કરી જવા માગયું. તેઓને મોકલાવી દેવા સારૂં જેનરલ યુરીચે બે ખાશ ટરેનો દોડતી કીધી અને પછે જરમનોએ ઘેરો ઘાલતાંમા એવાજ શેહેરીઓ બાકી રહયા કે જેઓ દુશમનને તાબે થવા કરતાં મરવું પસંદ કરતા હતા. જેનરલ યુરીચે શેહેરમા મોટું નવું લશકર હુમેરયું, કીલેબંદીને મજબુત બંધ કીધી અને લોકોમા તેણે એટલી હીમત વધારી કે જારે તેમને તાબે કરવાનો પેગામ લઇને જરમન હલકારો શેહેરમા આવયો, તારે આખે રસતે લોકો તેની પુછવાડે દોડયા અને તે કાસદ સમજે એટલા માટે તેની જરમન ભાશામા તેઓ પોકાર મારવા લાગા કે "અમે તાબે થવાના નથી." જારે તે હલકારો જેનરલ યુરીચને પોતાને મલયો તારે તાબે થવાનો ઇનકાર કીધા બાદ જેનરલ યુરીચ પોતાના મેહેલની બારી ઉંઘાડી રસતા ઉપર ભેગી મલેલી મોટી ઠઠ આગલ વાંકો વલી નમયો તથા તેમની હીમત અને ઉલટને ગોયા ઉતેજન આપયું.

આવો મામલો જોવાથી જરમનોએ ટોપનો મારો ચાલુ કરયો. અરે! તે કેવો દરામનો ગજબ! પંદર દાહાડા પછે તે એટલો વધી પડયો કે એકેક મીનીટમાં પંદરથી વીસ ગોળા આવી પડવા લાગા. શેહેરના નામીમા દેવલની સાંમે એક મોટા રસતાથી માતર એકસો વારને તફાવતે દુશમનોની મોટી મોટી ટોપો ગોઠવેલી જણાઇ અને એજ પરમાણે શેહેરના સઘલા અગતના ભાગો સામે ટોપોના બીહામના મોહડાં માલમ પડવા લાગાં. આવો મામલો જોઇને વળી શેહેરીઓના એક ભાગે હીમત છોડી દીધી અને લશકરના મોટા ભાગ સાથ મળી જઇ દુશમનોને તાબે થવા માટે ગવરનરને ફરજ પાડવાનો ઠરાવ કરયો. આ વાતની ખબર પડતાંજ જેનરલ યુરીચે શેહેરની દેવાલે દેવાલ એક તારની નકલ ચોહોડાડી, જેમા પરૂશીઅનોની એક મોટી શીકસતની ખબર આપેલી હતી. આ ખબરથી લોકોને પાછી ધીરજ આવી અને જેઓ ગવરનર સાથ નાફરમાની કરવા બાહાર નીકલયા હતા, તેઓ પાછા મુગા મુગા પોતપોતાને ઘર ગયા. ગરીબ બીચારા શેહેરીઓ! ટોપોના મારાથી બચવા સારૂં ઘણાખરાં લોકો ભાંએરાઓમા રહયાં હતાં, પણ તેમના ઉપર ઘરોના પડવાથી અથવા સલગી જવાથી સેંકડો માણસો ભાંએરાંનીજ અંદર દટાઇ મુવાં હતાં.

ટોપોનો આ મારો એટલો ભયંકાર હતો કે જરમનોના સરદાર બેડનના ગરાંડ ડયુકે તે દરામના દેખાવને ચીતારવા તથા વીસતારવા માટે બરઠાલડ આરબાક નામના એક વખણાયલા લખનારને તે દેખાવ નજરે જોવા સારૂં બોલાવયો હતો અને આ તે લખનારના પોતાના બોલો અમે ટાંકીએ છઇએ, "સટરાસબરગ બલેછે! અરે અફસોસ! સટરાસબરગમા આગ લાગીછે! આ બે બોલમા ગઇ રાતની મારી સઘલી ભય, દેહેસત અને નાસુરાદી સમાવેલીછે. આગના ભભુકાની વીજલીના ચમકારથી હજી મારી આંખો ચમચમેછે, હજી મારા હાથો ધ્રુજેછે. આતો સેંટ બરઠાલોમીનો દાહાડો* પાછો જાગયોછે, પણ આ કતલમા આપણો વાંક નથી. જેઓ પોતાના માંથાંને કીરતીથી સણગારવા માગેછે, તેઓને સર આ કતલનું પાપ છે. આપણેતો ગઇ કાલેબી સટરાસબરગના હાકમ (જેનરલ યુરીચ) ને એક વીસવાશુ અમલદાર જોડે કેહેવાડયું કે તું બાહાર આવીને અમારી ગોઠવેલી ટોપોનું બળ જો, કે તેથી તારી ખાતરી થશે કે તારી હુજત ફોકટની છે, અને અમોને તું આ શુંદર શેહેરના કોઇબી ભાગ ઉપર ગોળા ફેંકવાની ફરજ પાડેછે, તેમા અમોને મોટું દુખ ઉપજેછે. પણ એ હાકમ સમજતા નથી. તેણે જવાબ દીધો કે હું જો તમારી ટોપોને જોવા આઉંતો એવું સમજાય કે જાંણે તાબે થવાની મારી થોડી ઘણી મરજી હોય, પણ નહી, મેંતો ઠરાવ કરયો છે કે મારી પાસે એકબી માણસ અથવા એકબી કારટીજ હશે તાંહાંસુધી તમારી સાંમે લડશ."

જેનરલ યુરીચ ઉપર આ સંકડાસ એટલી મજબુત આવી પડી કે એકવારતો તેણે દુખી હાલતમાં પોતાના દુશમનો ઉપર કાસદ મોકલીને ઘાનુ કપડું, પાટા તથા દવા મંગાવી અને દુશમનોએ ખુશીથી તે સઘલું મોકલયું. શેહેરમા આગ ચોમેર ફેલાઇ પણ તેને હોલવનાર કોણ હોય! જે ભાંએરાંમાથી બાહાર નીકલે તેની કમબખતી. ટોપોના ગોળા આવતા ને આવતાજ, ફાટતા ને ફાટતાજ, ખરાબી અને ફના ફાતીઓ કરતાને કરતાજ હતા. અને તોપણ કુટુંબ કબીલાંઓ પોતાના સગાં વાહાલાંઓની શોધમા મોહલે મોહોલે ફરતાં અને તેઓની કકલાટ તથા બુમના આવાજ તલે ટોપોના દુરથી ગગડતા ગગડાટનો આવાજ પણ દકાઇ જતો હતો. સટરાસબરગની મજબુત નાટકશાળાના ભાંએતલીઆમા ૨૦૦ ઓરતોએ જઇને આસરો લીધો હતો, પણ ટોપોના ગોળાથી તે નાટકશાળા સલગી જવાથી તે સઘલી ઓરતો તેમા બળી મુઇ. ૧૦૦ થી ૧૫૦ રતલ વજનના, આગ લગાડવાની ધારણાથી બનાવેલા ભયંકાર ગોળાઓ હવામાં ઉંચે ઉડીને શેહેરમા આવી પડતાંવાર ફાટી જતા અને તેની સાથે ઘરોના ઘર તુટી પડતાં. તરણ તરણ મજલાના ઘરમાથી તે ગોળા છેક હેઠલ આવી ભાંએરાં

*૧૭૯૮ મા પારીસ ખાતે ચાલેલી મોટી કતલ.



આખરમાં જર્મનોને તાબે થયા પછી ફ્રેન્ચોનું તે શેહરમાંથી નીકળી જવું.

મા ફાટતા અને સેંકડો માણસો તેમા ઠારેઠાર મારયાં જતાં હતાં. શેહેરમા પુશકલ મોઘવારી ચાલી રહી હતી. તવંગરો ભાંએરાંમાં પડી રેહેતા હતા, પણ ગરીબોનેતો કામકાજ સારૂં બાહાર ફરવું પડવું હતું અને તેથી ઘણી ખરાબી થતી હતી.

જેનરલ ચુરીચને આ વખતે લશકરની સરદારી ચલાવવી પડી, લડાઇ ચલાવવી પડી, દુશમનોના મારાનો ઉતર ટોપોથીજ કેમ અને કેટલો વાલવો તેના હુકમો આપવા પડયા, એટલુંજ નહી પણ એજ વખતે શેહેરમા સમાધાનો રાખવાનું, નાશનો બનતો અટકાવ કરવાનું, લોકોના જાન માલ બચાવાનું, આજારી અને ઘાએલોની માવજત કરવાનું, દુકાલને અટકાવાનું, ખોરાકી પોશાકી બરાબર પોંહોંચતી કરવાનું ઇતીઆદી સઘલું કામ એને માથે આવી પડયું. તેણે શેહેરમા આઠ ઇસપીતાલ સથાપી અને તેમા દરદીઓની માવજત કરવા બાબે હુકમ કાહાડયો. વળી શેહેરના જે લોકો બાહેર નીકલી જવા માગે તેમને સલામત મોકલાવી દેવાની તેણે ગોઠવણ જારી રાખી, પણ લશકરના માણસોને બાહેર જવાની તેને સખત મનાઇ કરી. આસરે ૧૫૦૦ રેહેવાસીઓને ટોપોનો મારો થવા પછે બાહેર જવા દીધા હતા. તેમની નીશાણીને માટે તેમને વાવટા મળીતા હતા. શકતીવાલા લોકોને સફેદ, ગરીબોને બલુ, તથા ભીખારીઓને રાતો વાવટો પસાર થવાની નીશાણી દાખલ મળતો હતો. આ મારા વચે સટરાસબરગની હાલત તપાસવા માટે સુવીટજરલાંડ દેશથી એક ડેપયુટેશન આવયું હતું, તેઓએ આંજુ ભરી આંખોથી શેહેરની બીસમાર હાલત જોઇ હતી, તે વખતેબી થોડાક લોકો તાબે થવા માગતા હતા, પણ બીજાઓ વળી સામા થતા હતા.

આ ડેપયુટેશન બેવાર જેનરલ ચુરીચની મુલાકાતે ગયું હતું. પેહેલી વખતતો જેનરલ ચુપ અને ગંભીર રહયો હતો, પણ બીજી વખત તેની છાતી ભરાઇ આવી હતી. ડેપયુટેશને આગમચથીજ મત બાંધયું હતું કે આવી હાલતમા જાજીવાર નીભાશે નહી, પણ શેવટે તાબે થવું પડશે. જેનરલ ચુરીચ એ મતને મલતો થતાં બોલયો કે "આ મામલો કદી ટકેજ નહી, હવે છેડો નજદીક છે. મેં ઘણી લડાઇઓ મારી છે, ક્રીમીઆમા હું ગયો છેઉં, પણ આના જેવું ભય ભરેલું મેં કાંઇ દીઠું નથી." એક વખતે એટલો ઘબરાટ થયો કે મીઉનીસીપાલ કાંઉનસીલે ઠરાવ કરયો કે શેહેરની દુરદસા પારીસ ખાતે લખી જણાવવી અને હવે શું કરવું તે બાબે તાંહાંથી હુકમ મેલવવો. આ મથીઅમ દરસખાતને જેનરલ ચુરીચે ખુશીથી ટેકો આપયો, તે ઉપરથી જણાયછે કે તાબે નહી થવાનો પોતાનો ઠરાવ પાર પડેતો બીજી સઘલી નરમાસ રાખવાની હીકમતમાં તે પુરો હતો. તેણે ઠરાવ કરયો હતો કે સટરાસબરગની સઘલી ખાખ થઇ જાય તારે આવોને ધુલના ફાકા ભરે એવી રીતે દુશમનના હાથમા માતર ખાલી ખાખ જવા દેવી.

શેહેર એટલું નબલું પડયું હતું કે દુશમનો જો થોડાં લશકરનો ભોગ આપી હલલો કરતે તો તેઓ જીહીતી શકતે. પણ દુશમનોએ જોયું કે લડાઇ વગર આપથીજ શેહેર તાબે થાય તો લડાઇ લઇ જવી નહી. બીજા હાથ ઉપર જેનરલ ચુરીચે ઠરાવ કરી રાખયો હતો કે શેવટે તો તાબે થવું પડશેજ, માટે જો જરમનો લડાઇજ ચલાવેતો પોતાની મેલે તાબે થવું. પણ જરમનો ધસારો લાવયા નહી, એટલે ચુરીચે મુગો મુગો ઘેરો ચાલવા દીધો જેથી દુશમનનાં ૬૦ હજાર માણસોને તેણે રોકી રાખયાં અને ફ્રાનસના બીજા ભાગો ઉપર તેમને ખરાબી ચલાવતાં ગેયા અટકાવી રાખયા. પણ એમ કરતાંબી અંતે તેનુ વલયું નહી. જારે કીલામા મોટા ભોગ પડયા, જારે દુશમનોને પોતાની મેલે ચાલી આવવાનો રસતો થયો, જારે જેનરલ ચુરીચે જોયું કે હુજત કરવામાં ફાયદો નથી તારે એક પલવારબી સામો થવાને બદલે તેણે તાબે થવાનો પેગામ મોકલયો અને તેજ વેલા પોતાની રઇએતમા તેણે આ પરમાણે ઢંઢેરો કાહાડયો.

"છેલા બે મહીના મારી જીંદગીના છેલા દીવસ સુધી મને યાદ રેહેશે અને કેશાન તથા વખાણુના જે જુસા તમે મારી છાતીમાં ઊશકેરયાછે, તે જુસા મારા જીવનાં ચેરાગની સાથેજ હોલવાઇ જશે. તમે પણ તમારા બુઢા સરદારને કવડાસ વગર યાદ કરજો, કે જે સરદાર, તમારા ઊપર પડેલી આફત અને શંકટો જો નડી બનત તો ઘણો ખુશી થાત, પણ જે દેશ પોતાના બચાંઓ વીશે માહેતમ કરેછે તે દેશ તરફની ફરજ આગલ એ સરદારને સઘલા નરમ જુસાઓ સાથે પોતાની છાતી બંધ કરવી પડીછે. ચાલો હવે, શેહેરીઓ, બની શકે તો હાલના દલગીરી અને દુખ ભરેલા વખત ઊપર આંખો મીંચીએ અને ભવીશ તરફ નજરને ફેરવીએ. તાંહાં (ભવીશમા) કમબખત માણસનો દીલાસો હજી મલે છે—કે જે આશા છે."

તાબે થવા પછે જેનરલ ચુરીચે પોતાની ચાલચલણ એવીજ વખાણુવા જોગ રાખી. ફરંચો દુશમનોને અપમાન નહી કરે તથા નવો ફીતનો નહી જગાડે તેના તેણે બંદોબસતો કીધા. આડી ચાલના માણશોને શખત સજા કરી તેણે દોર બેસાડયો અને એ ઉપરાંત બીજી સઘલી એવી લાએકી વાપરી કે તાબે થવા પછે તથા જરમનો સાંમે ફરીથી લડાઇ નહી ચલાવાનો કોલ આપી જારે તે છુટો થયો તથા પારીસ ગયો તારે એ પાએતખત શેહેરે પોતાના એ પેહેલવાનનો એવી ધુમધામથી તથા માનથી આવકાર કરયો કે જાને તે હારેલો નહી પણ જીહીતેલો સરદાર હોય અને જીહીતેલા સરદારનેબી તેટલું માન નહી મળે. દુશમનો સટરાસબરગ શેહેરમા દાખલ થવા પછે ચુરીચની હાકમીનો અંત આવયો. એ વખતે તેનું લશકર દુશમનોની ફતેહથી એવું ખીજવાઇ ગયું હતું તથા કેદીઓ તરીકે શેહેરમાથી બાહેર નીકલતી વેળા તે લશકર એટલું સુરપર ચઢયું હતું કે પોતાની બંદુકો તેઓએ ભાંજી નાખી તથા હથીઆરોને નદીમા ફેંકી દીધાં. તે બનાવનું એક ચીતર પાસેના સફા ઉપર આપી આ હેવાલ સમાપત કરીએ છઇએ.



# વશ કરવાનો વેહેમ.

(નીસારીનો એક સાધારણ બનાવ).

ખરશેદબાંઇ—અરેરે, મોંકીઆઇ મારી શું કરૂં ? મારો વરતો કઇ નઇજી. ઘણીબી ફીકીં મારૂં છ, પણ મુઉં મારૂં નશીબતો શાનું હાશે ! જોણ,હવેતો કોઇ જે કઇ કહે તે કરૂં, ચાલોની નહીતો પેલા ધુનવાવારાને તાં જાઇએ.

માકીઆઈ આસી—પણ તેનાંનાએ (જેશોએ) કહેલું તેમ શંધું તુંએ કીધેલું કેની ? નહીંતો તો જાઈને અમથી વરી જુહો નહી પરી પરી જાઈએજો.

ખર૦—હારે માશી શંધું તેણે કહેલું તેમ કીધેલું. લેઓની તમુને બધું ફરીથી કહો જાઉં, પેલું બે ચોકી ઉતી કેની તે લુબાંને ધુંપીને પછી મારા વરના શુવાની અગાઉ એક તેના અશીશાં તરે મુકી ને બીજી પગની ગમથી મુકો, ને પેલી રકાબી ચોખા પોંણીમાં ધોઈને કશાની અંદર ભેરીને પાવા કહેલી તેતો મરે જોવની મારા વરના પીવાના પોંણીમાં દોવીને આપેલી પણ તેનાંનોતો મારે હાતનું પોંણીબી નઈ પીતા તે શંખી નકાખી ગઈ.

માકી૦—જો ખશલી એ શંધું રેહવા દે ને ચાલ કાલે બપોર પછી પેલા શુનાને કરશવારાને ઘેર જાઈએ. જોની પેલો મોંણુકનો વર પેહલાં કેવો ઉતો કે મરતાં તેની બઈરીનું મોતું નઈ જોતોતો, પણ તે રોરીએ આ રોશનખાં પાશે કઈ એવું છુમંતર કરાવીઉં કે પછી મોંણકનો વરતો જોંણે તેનો ગોલામ થઈને મોંણેકબાઈ મોંણેકબાઈ કરેચ ને ચાવીઓ ખાએચ.

નવાજબાઈ (એક પડોશણ)—અરેરે, ચાલોની, હુંબી તારેતો જરા આઉં, ને મને છોકરાં કેદારે થાશે તે પુછું ન ઈતો ઓંજનીજ રઈ જાવશ કે ?

આવાંબાઈ (એક બીજી પડોશણ)—વરી તેની આગર કઈ મુકવાતુંબીકે ! જો અમથુંજ હોતેતો હુંબી વરી જરા આવતે ને પુછતે કે મારા વર વેલવેલપર કનટરાજ કરેચ ને તે પઈશાવારા થઈને આવશે કે પાછા એવાને એવાજ નરોજીઆ રઈ જશે !

શીરીન—(એક મુંબઈથી આવેલી પરાંની) ઓવાએ, મુએ શું તે તે કઈ ખોદાએનો દીકરો ખોકરો આવયોછ કે બધુંજ તમારૂં પારખી આપશે !

માકી૦—તે દીકરી તું શું જોંણેચ ? "નદી પછારી ઓવારાતો હોએજ." એવા એવા નઈ હોએતો આએ મારી ખશલીના વર જેવાઓતો બઈરીને ઘેરમાં રેવાબી નઈ દે. એતો રોરી જરાબી અઇં તઈં ધકેલા ખાએચ તેથી તે જરાબી દબેલો રેહચ.

શીરીન—બાવારે શું બોલોચ ? ખરશેદબાઈના વરતો ઘણાજ દાહાપા દેખાએચ. નીચેથી ઉંચું નથી જોતા તે શું છે ! ખરશેદબાઈતો હમેશ તેવન સાથે હશ બોલ કરેચ તે હું જોઉંચલી.

માકી૦—અપેલ વરેરે તે હશ બોલનો કરતો. એકેકને નજરે નજર જોવાના હોવાઈ તે અશબોલ શું કરતોતો ?

ખર૦—ચાલોરે માએ, તેની પંચાતી શું લોક શું જોંણતાંતોંજો ? "અંજાણીઓને ઓંધરાં બરોબર" એનોનાં શું જોંણે તે એમજ કહેતો ? ને વરી મંબઈથી આવેલાં ને જરા શીખેલાં તે એવાં લારકાં થાએ.

માકી૦—ચાલો ચાલો, કોંણ કોંણ કાલે હમારી શાથે આવવાનો ? તે બધાં કહી જાઓ કે ભાતીઉં બાતીઉં તઈઆર કરીએ (આએ વખતે ખર૦-આવાં૦-નવાજ એ સઘલાં પોતાનું નામ કહેછે).

નવાજ૦—અરેરે પણ તે રોશનખાંતો મુશલબોંની બોલીમાં બોલશે તે આપરેતો શમજશુંજ નઈ તે કેમ કરશું ?

માકી૦—હું વારેઘડીએ તો જાઉંચ તે જરા જરા તો શમજુંચ ને બોલુંચલી.

હવે શઘલાં શુનાને કરશ ગયાં.

રોશનખાં—(પોતાની ભાશામાં) કીઉં માણકબાઈ ! આજ તુમ બોહ દીનશે ઉમેરે ઉઆં ભુલે પરે હો.

માકી૦—(તુટી ભાગી અને જેમ ગમેતેમ મુશલમાની બોલીમાં) બાપા કીઆ કરીએતો ઉમેરેકુતો ઈદરકુ આવીઆ વગર નઈજ ચાલતે કુતે.

રોશનખાં—બોલો માઈ કીઆ ફરમાશ હુએ જો હોએ શો કહો અભી અછા કરદેતાહું.

માકી૦—જોવજી, આએ મારી બેનકી લરકી થાએચ, ને ઉશકા ખાવન છેકેની તે બોત વરસ થયાં ઈશકી શાતે રૂશાએઓચ તે હમે લોકે બોતબી ફોંફાં મારીઆં પણ કુચબી નઈ વલતેકુ તે તુમારીકી પાશે આંયોચ.

રોશનખાં—(આએ નવી ધયની બોલી તરફ હશીને) અછા ભલા—કીઆ બાઈ તુમેરા ખાવીંદને તુમેરી શાથ કુચ ટંટા હુએ ? જો અઈશા હોવેતો અઈશા બોલો, ઓર કુચ ઓ તુમેરી શાથ મોંશે બોલતેજ નઈ, ઓર કીઆ કુચ તુમેરી અદેખાઈ કરતે હુએ કીઆ ?

માકી૦—નઈજી દેખોની, ઉશકા ખાવન જરા બોત ઈ શકીછે, તે એ ઓરત ઈશકુ ગમતીકુ નઈ, તે ઈશકો બરે બાપાછે તેને કેહચકુકે મને દુશરી બઈરી કરાવ નઈતો ઈશકી શાતેતો નહીકુ બોલવાનો; તે બાપા કુચ એવું કરો કે એ બઈરી ઈશકુ ગમે ને ઈશકી શાતે ખુબ બોત બોલે.

રોશનખાં—અછા ઈશમે કીઆ હુએ ? મેં અઈશા કરૂં કે ઓઈન ખાવીંદ તુમેરી પાશ એક પંદરા દીનમે હાથ જોરકર ખરા રેવે.

નવાજ૦—એ મરૂરે તમારા મોનાપરથી, તારેતો તમારૂં મોતું મીઠાઈએ ભરૂં.

આવાં૦—ચાલ ખશલી હવે. મને શું મોંણેચ ? જો તારો વર તારી શાતે મજાથી બોલે ચાલેતો. ચાલ મને કઈ નઈ જોઈતું એક પોંચ રૂપીઆ મોંણ.

માકી૦—મોંણેતો હરમાનને તુને શાનું મોંણે ? તું અરમોન બરમોન છેકે ? વરી બીજું શું જીઆરે ખશલીનો વર એની શાતે રાતશે તીઆરે આપરે પાછા શુનાને કરશ મદીલો ને મીઠાઈ મરાવા આવશું તીઆરે તુને લાવશું.

નવાજ૦—ઓ લેરે શઉ તારૂં શીરૂંરે એમ શું વરી તમે બીચારીને ખરચ કરાવોચ ?

ખર૦—હા હા, જરૂર આપરે આવશું, ને શાતે એક બકરો, મરગીબી મરાવશું ને હોંજ કપાવીને પાધરા દશતુરને વછીરે જાશું.

રોશનખાં—દેખો બાઈ તુમારા ખાવીંદ કીઆ ધંધા કરતે હુએ ?

ખર૦—ઓ ઉમારો મોબેરીકોજતો. વરી દુશરો શું કરે !

રોશનખાં—બાઈ અબ તુમ એશા કરો કે તેરા ખાવનકા મેં તુછનેકા રૂમાલ હોવે ઈશકુમેં દેતા હું, એ ટાકર શલગાકર ઈશકી ધુંઈ દેઓ, પીછું એ ચીઠી હુએ ઈશકુ ચોખે પોણીમેં ઘોલાલો, ઓર એ પાણીશે એ રૂમાલ ભીંજાવ, પુછ ઈશકુ શુકાકર ઈશકો જગાપર રખ છોરો. અઈશા અઈશા એક પંદરા દીન કરો, ઓર દુશરા એ તાવીજ હ

એશો તુમેરી બાજુપર હરદમ રખો, પીછું દેખો કેશા હોતાહુએ.

નવાજ૦—ઝી મીઆંઝી, વરાં દુશરી વખતભી ઇદર આવનેકુ પરચેકુકે ?

માકી૦—મરેરે મુઆ શમજ્યકેની કે બશ હવે ફરીથી કોંમન નઇ પરશે, બશ હવેતો શંધુ આપરૂં ફ તે ધારો ને પેલું મોંણેલું છે તે લાવશું ને એનોંનોંને જે ખોદાએજી આપુને આપશે તે આપાંને પગે લાગશું.

રોશનખાં—નઇ બાઇ હમ કુચ અઇશા શમજતે ન ઇ. કીઆ કુચ ભીખારી બીખારી દેખે હુએ કીઆ ? હમ શબકોઇકો દવા નહી કરતે હુએ. અમતો અભી તુમેરા મોં દેખકર દવા દેતેહુંજી, કીઉકે તુમ અછે આદમી દીશતે હોવ, ઇશ બાતશે અવલશે તુમ અભી એક પંદરા રૂપે દેજઓ, પીછુ જદ તુમેરા કાંમ ફ્જલ હોવે ઇશ બખત હમ પ આશ રૂપે તુમેરી પાશ લેંગે.

ખર૦—બાપાજી હુમેતો ગરીબ છઇએ તે એટલાબધા રૂપીઆ કાંથી આપશું ? જોવ મરીજાઉ એટલું ધરમનું કોંમ થશે.

રોશનખાં—જદતો તુમેરી મરજી. હમ કુચ ફોકટ ધંધે કરનેવાલે નહી, ઓતો તુમેરી લાએકીકે બાશતે હમને ઇતનેજ રૂપે લીએ, લેકીન તુમેરી જગાપર જો કોઇ દુશરે મુંબઇવાલે હોવેતો શોશો રૂપે લેવે, લેકીન જાવ પાંચ રૂપે કમતી લેંગે મગર અભીતો પંદરા રૂપે લેંગે, કીઉકે હમકુ ઇશકી કુચ ફીરીઆ કરને પરીંગી.

માકી૦—કીઆઝો મીઆંઝી ? જો હુમારા નોલાદારૂ અભી હોતેતો હુમારા કોંમ મફત કરકુદેતે તમેતો કઇ બોતજ બારીગરા થાતેકુતે.

ખર૦—બાપા તુમેરૂંભી રઇઉ ને ઉમેરૂંભી રઇઉ જાવ બધા મલીને વીશ રૂપીઆ આપશુંજ (આએ વખતે શધલાં પેલા મીઆંનાં કાલાવાલા કરેછે ને ખાનગી રીતે ખુબ શમજાવેછે).

રોશનખાં—દેખો બાઇ એશેતો નહી હોઇંગે મગર અભી પંદરા રૂપે દેજાઓં પીછું બાશ દીજીઓ (એવી રીતે રૂપીઆ આપવા કબુલ થયાં ને પેલા મીઆંએ ધોંગ ધતુરા કરીને ચીઠી કાકરા આપીઆ.)

આવાં૦—(દાણા ને દોરીઉ ચીતીને મુકેછે) બાપા જો વની મારા વરને વાશતે કંઇ કમાઇ આવશે કે ? એવુંજ.

રોશનખાં—તુમેરા ખાવીંદ કીઆ ધંધા કરતે હુએ ?

આવાં૦—બાપા વેલવેલપર કનટરાનદારછે.

રોશનખાં—(દાણા જોવાનો ધોંગ કરીને) જદતો ઇશકે નશીબમે હુએતો શઇ, લેકીન જો અછી તરાંશે કાંવ હોઇંગે ઓર નફા હોઇગેતો ઇશકા નશીબ ખીલેગા મગર કુચ વીલમ લગેગા.

આવાં૦—બાપા તારેતો તમારે ઘેર એક ખુમચો બરોને શાકર.

નવાજ—બાપા જોવતી મારેતાં કંઇ ફરજંદનું કેમછે ? કંઇ થાશે કે એવુંજ, જે હોએ તે કઇ દેજો મરૂં.

રોશનખાં—(દાણા જોઇને) બાઇ તુમેરે નશીબમે ફરજંદતો હુએ, લેકીન અબતુલીક તુમેરા નશીબ નંઇ દોરા હુએ, મગર તુમ મેનત લેકર ઇશકા ઇલાજ કરોતો અલા તુમકું એક ફરજંદ દેવે.

માકી૦—બાપા લાવોની તમે કેવ તેમ કરીએ ઇશમે શું છે ? "શરીઆ થઉં દરીઆ સારા" બશ તમારો બાપા પનોંતો મંતર લાગશે કે મેરીતો પુરી ખાતરીછે કે હમારૂં કોંમ પાકીઉં થાશે.

ખર૦—મરીજાઉં એને ઘેર એક તમારા જોવો મજાનો છોકરો આવે તેવું કંઇ કરોની મરૂં.

એવામાં બનાવ એવો બનીઓ કે ખરશેદબાઇનાં શુનાને કરશ જાવાની ગડબડ મોહલામાં ફેલાઇ હતી, તેથી તે વાત ખરશેદબાઇનાં ધણીને ખબર પડી, તેને ઘણું ખરાબ લાગ્યું ને તેનો મીજાજ ગઓ, અને તેણે તરત પોતાના મા બાપને ચેતાવીઆં ને પોતાના બે તરણ દોશતોને લઇને અને પેલી શીરીનબાઇ નામની પરાંતી કે જેની તરફથી તેને પકી ખબર મલી હતી તેને શાખશી તરીકે રાખીને તેઓ સઘળા શુનાને કરશ ગઓ, તીઆં જઇને જોએછેતો ગોઆના ખાનગી ઓરડામાં પેલાં બધાં બેશીને વાત કરેછે તેવામાં ખરશેદબાઇની તથા સઘળાં બઇરાંની પેલાઓ ઉપર નજર પડી જેથી ઘણાંજ ગભરાઆં. ખરશેદબાઇનો ધણી તથા મીતરો મંડીઆ તે પેલા મીઆં શાહેબને ખુબ મેકીજીલાવી અને પેલાં બઇરાંને ઘેર લાવીને આખા ગામમાં ફજેતી કીધી, તે એવી રીતે કે સઘળાંની પાશે પેલા ચીઠી કાકરા હતા તે લઇને આખા ગામમાં દેખાડીઆ અને પેલો ખરશેદબાઇનો વર જે ઘણો રાંક શવભાવનો હતો તેણે આવી ઓરત શાથ છુટાછેરા કરવા ધારીઉં પણ તેમ કરતાંભી ખરાબ લાગે માટે બચારો મનમાને મનમાં બરીને બારવને આપઘાટ કરીને મરણ પામીઓ.

---

## પરચુટણ બાબતો.

ગેઆસ લાઇટ—૧ ટન કોલસાની ૮ થી ૭ હજાર કીઉબીક ફીટ ગેઆસ બનેછે. મોહલાઓમા કલાકેનાં પાંચ કીઉબીક ફીટ ગેઆસ બલેછે. ાા ઇંચની નલીમાનો દીવો ૨૦ મીનબતી જેટલી રોશની આપેછે, ૧ ઇંચ વાળો દીવો ૧૦૦ મીનબતી જેટલી આપેછે, બે ઇંચવાળો ૪૫૦ મીનબતી જેટલી, અને ૩ ઇંચ વાળી નળીના ગેઆસના ૧ દીવાનો ઉજાસ ૧૦૦૦ મીનબતી જેટલો રહી શકેછે. લંડનની ગેઆસ કંપનીઓ વરશ દાહાડે ાાા ટન કોલસો ખપાવેછે, જેમાથી તેઓ ૫૦૦૦૦૦૦૦૦ કીઉબીક ફીટ ગેઆસ બનાવેછે અને તેમાથી શેહેરના ૧૦ હજાર તથા ઘરેમા ૭૫ હજાર દીવાઓને ગેઆસ પુરી પાડેછે.

---

પેટરોલીઅમના બલતાં તેલની બરમા દેશમાં મોટ પેદાસ છે. તાંહાં એક ઠેકાણે એ તેલના ૫૦૦ થી વધારે કુવા છે અને તેમાંથી દર ૪૦૦૦૦૦ હાગસેડ તેલ નીકલેછે.

---

શાખશી ઇંડાં—એપીઓરનીસ નામનું એક પંખશી જે આગળ મોડાગાસકરમાં રેહતું હતું તેણે બે શાખશી ઇંડાં મેલયાં હતાં, જેમાંનું ૧ ફુટ લાંબું તથા ૧૧ ઇંચ

પોહોળું હતું, બીજું તેથી જરા નાહાનું હતું. પારીસના એક સંગરહસથાનમાં એટલાંજ કદનાં ઈડાં આજ મળી આવેછે. એક ઈડું એવું મોટું નોધાયલુંછે કે તેમાં ૧૩ બાટલી ભરીને પાંણી સમાતું હતું. આ ઈડાં જેમ રાખશી છે, તેમ તે ઈડાં મેળનારાં પખશીના માળા પણ રાખશી કદના હોયછે. કપટાન કુક એવા એક માળાનો હેવાલ આપેછે કે જે જમીન ઉપર લાકડીઓ ખોસીને બાંધેલો હતો, તે ૨॥ ફીટ ઉંચો હતો અને તેનો ઘેરાવો ૨૬ ફીટનો હતો !! કપટાંન ફલીંડરસ એવાજ એક રાખશી માળાનું બેઆંન કરેછે, જે બે ફીટ ઉંચો હતો અને જેને બાંધવામા તે પખશીએ વાપરેલાં સોટીયાં તથા દાંખલીઓથી એક ગાડું ભરાયું હતું !!!

---

**શીખેલું કોઈ દાહાડે કાંમનું જછે**—લારડ નેલસન જારે કપટાન હતો તારે તેણે જોયું કે તેની મનવાર ઉપર પારનેલ નામનો એક મેહુતો ડાવે હાથે લખતો હતો. લારડ નેલસને તાજુબ થઈ પુછયું કે "પારનેલ ડાવે હાથે તારાથી અજબ લખાયછે." પારનેલે કહયું કે એમાં કઠણ કાંઈ નથી. એ ઉપરથી લારડ નેલસન, જે કાંઇ પણ નવું શીખવાને હોંશીલો હતો, તે ડાવે હાથે લખતાં શીખયો અને તારપછે જારે ટેનરીફની મોટી લડાઈમાં તેનો જમનો હાથ ૨૯ થયો તારે એ સુરા સરદારને ડાવે હાથે લખતાં શીખેલું અતીશય કાંમ લાગું.

---

**રાતો સમુદર** રાતો કાંએ છે ? મોંશીઉ હેરનબરગ નજરે જોવાથી કેહેછે કે વીદવાંનોએ જે બારીક જીના જાનવરોની એક નવી વસતી શોધી કાહાડીછે, તે જાંનવરો આ સમુદરમાં ઉભાઈ જાયછે અને તેથી તેનો રંગ રાતો દેખાયછે. પણ ડાકટર બોનાર કેહેછે કે એ સમુદર લીલોછે, અને તેનું કારણ તે એમ જણાવેછે કે તેના ઘણાખરા ભાગ ઉપર છાલકાં પાંણી તથા તલીએ પીલી રેતી છે, જેમા આ સમાનનો બલુ રંગ ભેલાવાથી તે બેહુ મળીને લીલો રંગ બનેછે.

---

**પોશાકો** ઘણીવાર સલગી ઉઠેછે. બચાંનાં પોશાક અથવા ઓરતોના જીણા પોશાકને દીવાની જરા જાર લાગેછે તો પછે કેટલી ખરાબી થાયછે ! એ ખરાબીને ચોકસ દરજે અટકાવાનો એક ઉપાય આ છે. તે કપડાંને ધોતી વેળા છેલાં પાંણીમાં થોડી ફટકી નાખવી. ફટકીના પાંણીમાં તેને છેલું ધોવાથી તે જલદી નહી બળે એવું થાયછે.

---

**એક અસલ બાયડીનો ધણી**—એક કલાંટ ઓરતના ધણીએ પોતાના એક કવેસર દોસતને કહયું કે "ભાઈ કલાંટ ઓરતો વીશેની તારી કવીતાની એક નકલ મને ઉતારી આપ" તે દોસતે જવાબ દીધો કે "ભાઈ નકલની તને જરૂર શી છે ? અસલજ તારી પાસેછે તે બસ છે."

---

**કામ**—સુનાની ખાંન. એક રાત નીરાંતે કાહાડવાનો અકસોર ઉપાય. સઉથી સરસ દવા. જગતનો સાંચો. ધંધાના અકરનું તેલ, અને જીંદગીના આસીરવાદનો મીઠાસ. મજુરનો દરરોજનો સોખતી. જીવનો શાખશી. આલસુને માટે ભુખમરો. ઇજતનો રસતો. ખુદરતનો પેહેલો કાયદો. ગરીબનો એકપુરો વારસો. ગરીબની જરૂરીઆત. તવંગરની ગમત. એ બધાંનું નામ—કામ.

(ઇંગરેજી ઉપરથી).

---

## રમુજે ફુરસત.

૧. થેંડીમાંજ પડછ મારૂં કાંમ—બે શબદોને જોડોતો મારૂં નામ;
પેહેલાને લપેટો બીજો બોલ—મારી શોભાનુંબી કરો હવે તોલ.

નોશેરવાન.

૨. એવું કીઉં પરાણીછે કે શવારે ચીઆર પગે ચાલે, બપોરે બે પગે, અને શાંહાંજે તરણ પગે ચાલે.

૩. જનો શદા હીણો કાંએ ? રાણો શદા માંનવંતો કાંએ ? ગધો શદા ભીડો કાંએ ?

૪. એક ગાંધી પોતાની દુકાંનપર ફકત ચીઆર કાતલાં (જોખ) રાખતો હતો અને એક શેરથી તે એક મણ શુધી જોખવાને બીજા કાતલાંનો ઊપીઓગ નહી કરતો હતો તીઆરે તે દરેક કાટલાંનું વજન શું હશે.

૫. ૩ જણાઓ કેટલાંક ફલો વેચવા નીકળીઆ તેમાં ૧લા પાસે ૧૦ નંગછે, ૨ જા પાસે ૩૦ નંગછે અને તરીજા પાસે ૫૦ નગછે પણ તેઓએ પોતપોતાનાં સંધાં ફલો વેચીને સરખાજ પઇસા ઘેર લાવવા જોઇએછે અને વળી સંધાને એકજ ભાવે વેચવા જોઇએછે ?

બામજી.

---

## શખાવત વીશે શીખામણ.

### ઠુમરી.

રાગ—કાફી અને દેશની મેલાવટ.

"છાંડ લંગરવા મુરખ મેરી બાંહીરે—" એ રાહ.

હાથ લંબાવ સમો સમો જોઈ ભાઇ રે,
હીત માંનો શુભ શખાવત માંહી રે. હાથ૦

જર ઝમક છત્રપતી સમ છે છતાં,
નાહેક ખાંચે હાથનું,
નાહેક, નાહેક, નાહેક રે,
હાંરે નાહેક, નાહેક, નાહેક રે,
બલી રે બખીલ તારી જરની શોખાઇ રે. હાથ૦

ધનને જોબનને વતન સારૂં વાપરો.
લાએક લખશે લોક તે,
લાએક લાએક લાએક રે,
હાંરે લાએક લાએક લાએક રે,
જગમાં જીવાડો તમ હંમેશની ભલાઇ રે. હાથ૦

K. N. K.

---

મુંબાઈ, દફતર આશકારા પરેસમાં બેહેરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ:—બેહેરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૧ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૮ મું. ફેબરવારી ૧૮૭૪ અંક ૨ જો.

## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

### બાબ ૩.

"કામકાજ કરંછૂં મથી, નહી ઉલહાસે જાણ,
પરવશ કેદી હું છઉં, ખરેખરૂં તૂં માન;
મને જંખના એહની, કહારે જોતી જોઉં,
મને જંખના એહની, કહારે સાથે સ્હોઉં;
મને જંખના એહની, જોઉં ચાલતી કેમ!
મને જંખના એહની, વદતી સૂણું તેમ—"

"વજેસંગ ને ચાંદબા,—" નરમદા.

એક કુત્રની ભીસાલ ઉડીને ફરંગીજે યાતો કુંવારાના પુતલોંને પોતાના રગદથી રંગીન બનાવયું હતે કે યાતો પાણીમાં પડીને પોતાનો જાન તે સાહેબને હવાલે દીધો હતે. પણ ઘડીની મદદ તે કીરતારે મોકલી અને તેણીનો ખુની પીતા પોતાની નીચ યુકતીમાં નીશફલ થયાથી પોતાના આ નવા હરીફ ઉપર ગુસાની ચશમથી જોતો ઉભો રહયો.. તેને જોતાંજ તેનું ઝનુનથી ઉકલી આવેલું લોહી એકદમ તેનાં બદનમાં બંધાઈ ગયું, અને જાણે તે શખસ તે કોઈ તેનો ગુરૂ મલયો હોય તેમ હવે ગુસાને બદલે પશેમાનીથી તેની તરફ જોઇ નહી શકાયાને લીધે તેણે પોતાની નજર નીચે નાંખી દીધી.

આ અચીંતી મદદ કરનાર પેલા ગુરગીનનો ઉસતાદ કોણ હતો?

વાંચનારે પેલા જવાન છોકરવન ઉમરના શખસને યાદ કરવો જોઇએ, જેને અવલ આપણે નદી કીનારે ફરતાં અને તાર પછે બાગના દરવાજામાં દાખલ થતાં જોયો હતો. જો કે તેણે પોતાના સઘલા જોરથી ખુનપર આવેલા ગુરગીનનો દસત પકડ્યો હતો તોપણ, કદાચ ગુરગીનના એકાએક નરમ પડી જવાથી અથવા તો તે સોદાગર તરફનાં પોતાના માનને લીધે આ જવાને તેનો પકડેલો હાથ છોડી દીધો. પણ ગુરગીનમાં એટલી તાકાત નહી હતી કે હવે પોતાના શેકારને તે પાછો પકડે—અને પાછો પકડીબી શકે એવું હતું નહી.

ફરંગીજ તાંહાંથી તુરતજ ગુમ થઈ ગઈ હતી.

"શરમને ખાતર," તે જવાન બોલયો, "મારા કાકા એ તું શું કરેછ? શું કમબખતીએ તને પેરયોછે કે તું તારાં પોતાનાંજ ફરજંદ ઉપર હાથ ઉઠાવેછે?"

"મારૂં ફરજંદ!" ગુરગીન બોલયો; "કોણે કહયું કે એ મારૂં ફરજંદછે! તું મને છોડ, મને છોડ, બસ છોડ; હું એનો જીવ લેવશ!"

"પણ કાંઇ કારણ વાહલા કાકા?"

"કારણ એજ કે એ મારી બેટી નથી. હું એને મારી કાહાડીશ. રાખવાનો નથી. બસ, કદી નહી, શો વરસે નહી.—ફરામરજ, મને છોડેછ કે નહી?"

"પણ ગરીબનો વાલી ખોદાછે," ફરામરજ તેને ખોટી કરીને બોલયો—જો કે હમણા તેનો હાથતો તેણે છોડી દીધેલ હતો. "તું કાહડી કાડશે તો બીજા ઘણા એના મદદગાર મલશે."

"કોણ, તું!" ગુરગીન અદેખી અને ધીકારથી ભરેલી ચશમથી બોલયો; "હા, તું એનાપર મોહીતછે." પણ પછે લગાર ધીરે રહીને ડાહપણ કરતો તે કેહવા લાગો, "પણ બેટા ફરામરજ, મારી વાત સાંભલ. આ છોડીને તજી દે. એણી તારે લાયક નથી. તારી એ ઓરત થઈ શકશે નહી."

"હા! કાકા" ફરામરજે ટકોરથી જવાબ આપયો; "કદાચ તું નાપાડતો તેમ બને ખરૂં?"

"ના, તેમ નથી," તેના કાકાએ કહયું; "તોપણ એ તારી ઓરત તો બનનાર નથીજ! બેટા તું જાણતો નથી કે એતો તારી—તારી—એ તારી, તારી—

"હા, એ મારા કાકાની બેટી અને તેટલા માટે મારી બેશાવંદછે, એમજ કેની?" ગુરગીનને આનાકાની કરતો જોઇને ફરામરજ બોલી ઉઠયો.

"નહી. સાંભલ; તે કરતાંબી વધારે—એતો તારી બેહનછે!" તેનો કાકો બોલયો. "ફરામરજ, ફરંગીજ તા

રા બાપની બેટીછે. સાંભલ—તારા કાકાની ગેરહાજરીમાં તારી કાકીના તારા બાપ સાથના લાડનું એ ફલછે ! "

"આહ ! "

"હા, ખરેખર એમજ છે; અને એમજછે એમાં થોડોજ શકછે. વાસતે એક બેહેન સાથ પરણવું જેટલું જ ગુન તું સમજતો હોય, તેટલાં જગુન આ છોકરી સાથનાં તારાં લગનછે. એને છોડ, ફરામરજ, અને તું મારો બેટો અને વારેસછે. એને તજી દે, એને છોડી દે. એને જેહનમમાં જવા દે."

"નહી; કધુ નહી, કધુ નહી," ફરામરજ પોકાર મારી બોલયો; "જાહસુધી કે આ મારી ધાંટીની ઘંટીને ગતી છે તાંહાંસુધી જીનહાર એમ બનશે નહી. તોપણ સબર," તે થોડોવાર વીચાર કરીને બોલવા લાગો; "તને તારી ઓરતની વફાદારી ઉપર શક લઇ જવાનું શું કારણ મલયું તે જાંણવું જોઇયે."

"તેબી હું તને કેહવશ," ગુરગીને કહયું; "સઘલી જાતનાં પાપોમાં બેવફાઇનું પાપ વેહેલું ફુટેછે. તે પાપે તારી કાકીને સપડાવી. તે પાપે મારી ઓરતને જાહેર પાડી. તેજ પાપે છેલે તેણીને સજા કીધી."

"અરે એ સંધો વેહેમછે તારો," પેલો ભતરીજો બોલયો; "મારા કાકા, અય્યે સોદાગર ગુરગીન, સઘલો જુઠો અને તને દુખી કરનારો આ તારો વેહમછે; બાકી બીજું એમાંનું કસું નથી. મને ખચીત લાગેછે કે જોકે મારી વાહાલી કાકી વીશે કોઇબી રીતે તારી ખાતરી થઇ નથી તારે, વેહમથી નીપજેલો ગુસો જે હમેશાં ખોટો હોયછે તેને આધીન થઇને તેં એકદમ એક નાકદર અને નાસબર પગલું ભરી દીધુંછે, જે પાછું ખેંચવાની હવે શરમ અને ખેજાલતને લીધે તને હીમત થતી નથી."

"મારી ખાતરી નથી થયલી એમ તું કેહછે ! " તેનો કાકો બોલયો, જે વખતે તેના ડોલા એકવાર ફરીથી લાલ દમકવા લાગા, અને તેઓમાં ખુન ભરાઇ આવેલું જણાયું; પણ તુરત તે દેખાવ તેણે બદલી નાખયો અને નરમ પડીને કેહેવા લાગો—"સાંભલ, છોકરા, સાંભલ—પણ એ વાત ઘણી લાંબીછે, અને તે તારી આગલ બોલવામાં ફાયદો બી નથી. હવે તું જોકે આજ પાંચ વરસ થયાં હું મારા મકાંનમાં જરાબી કરાર વના પડેલોછું. મારૂં ઘર ચલાવનારૂં કોઇ નથી. મારો મદદગાર સોબતી કોઇ નથી."

"અરે જો તેં તે માહતાબને મુખનીને કાઢી મુકી નહી હને ! "

"કાઢી નહી મુકે ! હવે જોકે મારે બીજી ઓરત પરણવી જોઇયે."

"બીજી ઓરત પરણવી જોઇયે ! અરે શું બે બાયડી કરવાનો વાંક તારી ઉપર સાબેત કરવા માંગેછે ! જો, તું બોલે તે આગમજ વીચાર કર."

"પેહ ! દુર નાસ અય્યે નાના વકીલ ! " ગુરગીન પોકારથી બોલયો; "તારી કાકી અને હું પરણેલાં હતાં તેની ગવાહી શું છે ! મોહબતસર અમે પરણયાં હતાં; અને અમારાં લગનની વાત એક બુઢા મોબેદ સીવાય બીજું કોઇજ જાણતું ન હતું, જે મોબેદ આજ વરસો થયાં ગુજરી ગયોછે. અને વલી બે બાયડી કરવામાં પાપ શું છે ! પેગામબર મજદકતો આખી દુનયાંની ઓરતો ઉપર આપણો ઇલાખો લખી ગયોછે ! "

"મજદક ! " ફરામરજે કહયું; "વાહલા કાકા, શું તું તે ઠગારાનો ચેલો થવા માંગેછે ! અરે તું સારીપેઠે જાણેછ કે આપણા નોસેરવાન આદેલ પાદશાહે હમણાજ તે ઠગારા અને તેના સોબતીઓને સજાએ પોંહચાડયાછે; તારે તે બલામાં તું કાંયે સપડાવા માંગેછે ! "

"છટ, છટ, છોકરા, હું સંધું જાણુંછું," ગુરગીન લગાર તુછકારથી બોલયો;" "પણ કોણ દરકાર કરેછે તેની ! આપણો પાદશાહ પોતે બે બાયડીનો ખાવંદછે તારે આપણે રઇયત કાંયે નહી બઇરીપર બઇરી કરીયે ! "

"ખોદા, મારા કાકાને બચાવજે ! તે પોતાની બેટી ઉપરથી ઓરતપર અને ઓરતપરથી હવે પોતાના પાદશાહ ઉપર ઉતરેઓછે; પણ તેને ખબર નથી કે ઇનુસાફની ચુંગાલ કેવીછે ! "

ફરામરજના આ અડધા ધીમા અને અડધા મોટા બોલોનો સઘલો ભાગ જોકે ગુરગીને સાંભલયો નહી તોપણ છેલા બોલો તેના કાનના ઘોલ ઉપર આબાદ અઠડયા, અને તેથી તે ગુસાથી બોલયો—"શું તારે તું મને ખોલો કરવા માગેછે કે ! શું તારી મતલબ મને નાગો કરવાંનીછે કે ! અરે, શું મારો ભરમ તું ફોડશે એવું ધારેછે કે ! "

"એક વાત મારી તું કબુલ કર. તારી ઓરતને શોધી કાઢવાની કોશેશમા ફરીને બીજી ઓરતો તરફ નેઘાહ રાખવી દુર કર, એટલે તને કોઇની ધાસતી નથી."

"અને અગરજો તેમ હું નહી કરૂંતો."

"પાદશાહ નોશેરવાનનો તું ગોનેહગાર છે ! " એટલા શબદો બોલીને ફરામરજ તાંહાંથી ચાલતો થયો, અને ગુરગીન તેની આ ધમકીનો "આમીન ! " એટલોજ ઉતર આપીને તેનાં પગલાં ગણતો ઉભો રહેયો. થોડાવારમા બાગના ઝાહોના ગુછાં વચે ફરામરોજનો આકાંર ગુમ થઇ ગયો, અને તેથી ગુરગીન પોતાનું મોહું ફુંવારાના પાણીથી ધોવાની મતલબે તે તરફ ગયો, અને તાજાં પાણી માટે આવી ફેરવેછે એવામા થોડેક છેટેથી એક જીની સાંસોલીનો તેને આવાજ સંભલાયો, જે તુરત તેણે ઓલખયો, અને અતાર સુધી જેવાં ભારી દેલનો તે હતો તે કરતાં કોઇ નવી ખાહેશને માટે વધારે ભારી દેલ કરીને આ સાંસોલી વજાડનારની રાહ જોવા લાગો. એક લેજામા ઉતાવલે કદમે ભારી પગલે દોડતો એક રાખશસની સુરતનો શખસ તાંહાં આવી લાગો, અને ગુરગીનને નમસકાર કરી તેના પાઉં ઉપર પડયો. પણ એઓ વચેની ભેલવત વીશે બોલયા આગમજ વાંચનારને એક અગતની બાબતની યાદ આપવી જરૂરની હોવાને લીધે આ શખસોને આપણ હંઇયાંજ થોડોવાર પડતા મેલીએ.

સોદાગર ગુરગીન હાલમા ગમે એટલો બુરો માલુમ પડે તોપણ થોડાંજ વરસ ઉપર તે તેવો નહી હતો. તેના જેવી આંટ, તેના જેવો સોદો અને તેના જેવી દોલત પરાવનારા તે વખતે ઇરાનમા થોડાજ સોદાગરો હતા. તે દેશે દેશ ફરનારો અને પોતાનું નામ વધારનારો હતો. પાંચ વરસની વાત ઉપર તે ચીન દેશ સુધી સફર કરી આવયા બાદ તેની ઉંધલી હાલત ફરી ગઈ, અને આજે આપણ જોઇ

અછ તવા ત અક દહેશતનાક શખસ થઈ પડયો. તે પર ણેલો હતો અને એક વગર નમુનાની ઓરત ધરાવતો હતો; તોપણ પાંચ વરસ થયાં તેણે તે પોતાની વાહાલી ઓરતને કાહી મેલી અને એક કુમારી જીંદગી ગુજારતાર તે થઈ પડયો.

આમ કરવાનું કારણ એક નવાઇ સરખો બનાવ હતો. સતર વરસના વાત ઉપર જારે તે પોતાનું દેશ છોડી હીંદુસતાનના હીરા અને મોતીના મોલકથી છેક ચીન દેશના રેશમી શેહરો તરફ, સોદાગરીને અરથે ગયો તારે તેની ઓરતને હમેલ હતા, આ દેશો તરફથી તે જલદીથી પાછો ફરશે એવી તેને ખાતરી હતી પણ દેશેદેશ ફરતાં અને અમીર ઉમરાઓ સાથ સંબંધ પડવાથી નજદીક બાર વરસની મુદત ગુજરી ગઈ; જે અડસામા તે પોતાની વાહાલી ઓરતને પોતાનાં શેહરમાં એખલી મુકી ગયો હતો, તેણી ઉપર એક દુખદાયક અકસમાત બનયો.

સોદાગર ગુરગીન મોટી દોલતનો સાહેબછે, આમ સરવે કોઇને ખબર હતાં; અને જોકે તે સખીતો કોઇ દીવસે હતે.જ નહી તોપણ જેમને તે થોડાંઘણાં નાણાં ધીરધાર કરતો હતો તેઓ ઉપર એટલીતો ધાંપ મલાવતો હતો કે તેના કરજદારો તેનો બુરો દીવસ આવેલો જોવાને ચાહતાં હતાં. એ રીતે જારે ગુરગીન પોતાની પયારી ઓરત માહબાનુને છેલી ચુમી લઈને હીંદુસતાંનને રસને ચીન તરફ રવાના થયો તારે તેને ખબર નહી હતી કે તેનું ઈરાન છોડી જવું તેના દુશમનોને મન સાથ તેનું આ દુનયા છોડી જવા જેવું હતું. ગુરગીનને જવાને એક માસ નહી થાય તેવામાં તેની મોટી દોલત ઉપર ઘણાં પતંગીઆંઓ ખેંચયાં. પણ ખરેખર તે બલી મરવાને માંટેજ હતાં, કેમ કે બાનું માહબાનુનાં મકાંનમાં જે દીવસે ચોરી થઈ તેની બીજેજ દીવસે ઠગારા પેગાંમબરીનો દાવો કરનાર મજદક અને તેના ચેલાઓને કતલ કરવામાં આવયા અને તેથી ઘણું સુધી એ વાંશોની ફીકર કોઇનેબી રહી નહી,

તોપણ મજદકનો મજહબ હરામપર બેઠેલા નઠારા શખસોને એટલોતો વાહાલો લગો હતો કે બે પઈસાની રોજીપર સંતોશ પકડવાને બદલે તેઓ એવીજ દલીલ લાવતા હતા કે "સરવે ચીજનો સરખે હીસે ભાગ થવો જોઈએ;" અને તેટલા માટે એકવાર ફરથી ગુરગીનના આ મધપુડા તરફ બેમાણ વધયું. પણ નીશફલતાજ તેનું બી પરીણામ હતું. હવે તારે અદેખાઈ વધી, અને ચોરીથી જારે નહીંજ વલયું તારે આ મકાંનને આગ લગાડી જેમ લુટાય તેમ લુટ ચલાવાને બદમાંસોએ ચુકતી દીધી અને જોકે પોતાની કોશેશમાં તેઓ ફાવયા તોપણ મતલબ તેઓની ઉંધી વલી. આગથી મોટું ગંજાવર મકાંન ભસમ થઈ પડયું, પણ ગુરગીનની મોટી દોલતનો પટો કોઇને હાથ આવયો નહી. આ બનાવથી જોકે ચોરોતો હારયા તોપણ થયું એટલું કે બીચારી કમનસીબ માહબાનું ઘરબાર વગરની થઈ પડી. તેણીનું ગુજરાંન થઈ શકે તે કરતાં વધારે નાણું અલબતે ગુરગીન તેણીને સવાધીન કરી ગયો હતો, જોકે બીજા છુપા ખજાંનાંની લોકોમાં જે વાતો ચાલતી હતી તે વીશે તેણી બેખબર હતી; પણ જારે આગમાં તેણીનાં સઘલાં જરઝવેર અને પોશાકો રાખ થઈ ગયા તારે તે સાથે જે પુંજી ઉપર તેણીનો હક હતો તેબી તે વખતની ગડબડમાં ઉડી ગઈ.

એ રીતે ગરીબ બીચારી માહબાનું જારે પઈસા અને ઘરબાર વગરની થઈ પડી તારે તેણી પોતાની એક નવી ખુશહાલીનાં દરશન કરવાની તઇઆરીમાંજ હતી. તેણીનું આ વખતે કોઇબી ખેશી કે નજદીકનું હાજર હતું નહી. તેનો બાપ ખુરાસાનનાં કોઇ દુર ગાંમમાં હતો, અને બીજા સગાં વીશેતો તેણીને કસી ખબર પણ હતા નહી. તોપણ જારે બીજાં ભલાં માણસો તેણીને દીલાસો દેતાં હતાં તારે તેઓ તેણીને સલાહ આપવાને ચુકતાં ન હતાં કે તેણીના ખાવંદનો વડો ભાઇ (જેઠ) સોદગર મોલાદ તેણીનીં આ વખતે પરવરશી કરશે પણ આ મોલદ પાસે જવાનીં માહબાનુની હીમત ચાલતી ન હતી. તેણીને ખબર હતી કે આ બંધે ભાઇઓ વચે સારી સમજુતી હતી નહી, અને તેથી પોતાના નાના ભાઈની ઓરતની આવી માઠી હાલતને વખતે દેલગીર થઈ તેણીની દયા કરે તેના કરતાં સોદાગર મોલાદ તેણીને ધીકારી કાઢી હાંસી કરે એ વધારે બને એવુંછે એમ તેણી વીચારતી હતાં, પણ વાતતો તેથી જુદીજ બની

મોલાદે પોતાની ભાભીને એક નાનો ઓરડો સવાધીન કીધો, અને પોતાની બેહન તરીકે માન આપી તેણીની માવજત કીધી. હઈઆં માહબાનુએ એક માહતાબને ચેહરેની બેટીને જનમ આપયો, અને તેણીની દરરોજની દીપતી ચશમોના સુખમા પોતાનું દુખ અને ભરથારની થોડા દીવસની જુદાઈ ભુલી ગઈ. મોલાદ સોદાગરની મુદારા માહબાનું કદી ભુલી નહી ગઈ, અને જોકે તેણીની મુલાકાત પોતાના જેઠ જોડે એકબી દીવસ થઈ ન હતી, તોપણુ તે પારકે હાથે તેણી વીશે એટલીનો ખબરોદ અને ખબર અંતર કરાવતો અને રખાવતો હતો કે કોઇ બીજે શખસ પોતાની ખાસ હાજરીથીબી તેમ કરી શકે નહી.

એ રીતે દીવસે દીવસે ખુબસુરતીમા ખીલતો આ માહતાબ વધયો અને હઈઆં તેનો એક જોડીયો રમતીઆલ મલી આવયો. માહબાનુ ઘરબથી છુટી તે વખતે અફડાતફડી અને નાચ કુદ, તથા બુમ બરાડ કરતો એક નાનો ચાર વરસનો પોટો સોદાગર મોલાદનો મેહલ ગજાવી સરવેને હસાવી મુકતો હતો. આ છોકરાની જોડે નાની ફરંગીજ મોટી થઈ: ફરામરજ અને ફરંગીજ, બે ભાઈઓના બે છોકરાં, આ કાકા કાકાના અડધાં ભાઈ બેહન, એકેકની નજર હેઠલ મોટાં થયાં, અને ફરંગીજના જનમ પછે અગીઆર વખત વરસાદના છાંટા, ટાઢની ઘંડી અને ઉનાલાનો તાપ તેઓને માથેથી પસાર થઈ ગયાં.

એ વખતે એક નવી ખુશીનો ખબર આવી; અને જોકે પેહલાંતો તે માહબાનુને મન સાથ ખુશી હતાં તોપણ અંતે તે તેણીનું દુખ થઈ પડી. સોદાગર ગુરગીન ચીનથી શીનો બની આવી પોંહચયો. હજીતો કીનારાપર ઉતરતાંજ તેના દોસતોથી તેને સઘલી ખબર તેના મકાન વીશે મલી, પણ તે વીશે તથા તેની ગયલી દોલત વીશે તે જેટલો દેલગીર થાય તે કરતાં વધારે, જારે તેણે સાંભલયું કે તેની ઓરતે તેના બેરાદરના મકાનમા આશરો લીધો હતો અને તાહાં એક બેટીને જનમ આપયો હતો, તારે તે ગજગજ કુદવાં

લાગો. અલબતાં ગુરગીનના દોસતો તે મીલાદના દુશમન એક નહીતો બીજે રસતે હોવાજ જોઈએ. તેઓએ આ છંછેડાયલા સાંપના ગુસાને વધારે ઉશકેરી ખોટી બીનાંને ખરી કરી આપી અને આ વેહમી ભરથારના વેહમને વધારી આપયો. તેઓએ ગુરગીનના શકને મજબુત કરી આપયો કે ગુરગીનના જવા બાદ નવ માસ કરતાં વધારે મુદત પછે માહબાનુએ આ બેટીનો જનમ આપયો હતો.

આ સઘલા હેવાલો ઉપરથી ગુરગીનનું માથું ચમકયું અને પોતાના ભાઈ તથા ઓરત તરફ તેણે ખુની નજર રાખી. તેણે પોતાની ઓરતને તેના મકાનમાથી ધકા સમેત બાહેર કઢાવી અને મીલાદને એક ધમકીનો હોકમ કેહેવા ડયો કે તેણે તેનાથી હંમેશાં બીહીવું ! એટલું બધું છતાંબી બાપ તરીકેની મોહબત તેનાં દેલમાં વસી તેથી કે કોણ જાણે શાકારણથી પોતાની આ હકદાર બેટી ફરંગીજનેતો પોતાનીજ જોડે રાખી.

હવે એ વાતનેબી પાંચ વરસ ગુજરી ગયાં, અને ગુગીન બીજી ઓરતની ખટપટમાં પડયો.

મજદકના મહજબને છુપી રીતે માન આપનારા બીજા ઘણાઓ હતા તેમની જોડે જોડાયલો જો કે તે પોતેબી હતો, તોપણ તેઓની મુઆફેક પાંચ પચોશ ઓરતો કરવાને બદલે ફકત એકજ ઓરતના પયારથી સબુરી પામવાને તે રાજી હતો. હવેરે જે ઓરતની પુઠે મંડેલો હતો તે વલી ગુરગીન વીશે એક નવો બદ વીચાર પેદા કરનારી વાત હતી. તે એમજ જાણતો હતો અને તેને જણાવવામાંબી તેના દોસતો તરફથી એવુંજ આવયું હતું કે ફરંગીજ ગુરગીનની નહી પણ મીલાદની બેટી હતી, અને તે ઉપરથી હવે તેણે પોતાનું આ વેર એવી રીતે લેવાનો ઠરાવ કીધો કે મીલાદની માનુ અને તેની ભોજાઈ સાથે પરણવું !

એ કારણને માટે આ ભોંજાઈને તે જાંહ જાંહ મલતો તાંહતાંહ કંટાલો આપતો અને તોશતોશ કરતો હતો. તે એક દીઅર તરીકે તેણીની મુલાકાતે જઈ એક દીલદાર તરીકેની વાતો કરતો અને એક દુશમન તરીકે પાછો ફરતો હતો. પણ એ સંધુ પોતાના ભાઈ મીલાદની તદન બેખબરીમાંજ તે કરતો હતો. એમ કરતાં એક દીને કંટાલીને તેણે પોતાની ભોજાઈ ઉપર એક કાસદ મોકલયો, અને પોતાની નાહક અને ગેરવાજબી માંગણી કરી. ભોંજાઈ જો કે પોતાનો દરજજો સારીપેઠે સમજતી હતી તો પણ ગુરગીનની આ માંગણી વીશે પોતાનાં ખાવીંદ આગલ કસું પણ બોલતી ન હતી

તેમ કરવાનો તેણીના દીલમા એક સુભ અને ઉમદા છુપો હેતુ હતો. પોતાની હકદાર દેરાનો તરફ પાછું તેનું દેલ ખેંચવાને તેણી કોઈ યુકતી શોધતી હતી. એ કારણને લીધે તેણી ગુરગીનના પેગામોનો ભાગો તુટો જવાબ દેતી હતી.

પણ હવેતો ગુરગીન જીવપર આવયો હતો, અને ભોંજાઈના ઘણી કબુલાનો રદ થયલી તેણે જાણી હતી તેથી પેહેલા બાબમાં આપણે જોયું કે સઘલાઓ પોતાને ઘર ગયા બાદ ગુરગીન બાગના અધીપ ભાગમાં જઈ બેઠો હતો તે પોતાનો છેલવેહલો પેગામ તેણે તેણી ઉપર મોકલયો હતો તેની તે રાહ જોતો હતો. પણ તેટલામાં પોતાની બેટી અને ભતરીજા સાથે જે બોલાચાલી તેને થઈ તેતો આપણે જોઈ લીધીછે; હવે જારે મોહું સાફ કરવા તે પડયો હતો તેવામાં તેનો મોકલેલો પેગામી આવી પોંહોંચયો, અને ગુરગીન પોતાનું કામ અધુરૂં નાંખી, વીહાલે હાથે રોમાલ હીલવતો પેલાની નજદીક ગયો અને પુછયું.

"કેમ, કેમ, શું ખબર ? કેવો ખબર ? બોલ, અરે બોલ જલદી !"

"હુ ! હા !" પેલો રાક્ષસ મોહું મોહું વકાસી બોલયો, "હુ ! હા ! જેવું દામ તેવું કામ ! જેવું દામ તેવું કામ!"

જાણે પોતે જે દામ આપયું હતું તે આ બીહીક લાગે એવા પેગામીને થોડું પડયું હશે અને તેથી તેણે તેનો પેગામ બજાવવામાં ખાંમી રાખી હશે એવી ધાસતીથી ગુરગીને તેને પુછયું;—"આહ ! લોભી માણસ, શું મેં તને થોડું દામ આપયું હતું ?"

"છટ છટ, સોદાગર સાહેબ," પેલાએ જવાબ આપયો, "એમ કોણ કેહે ? તમો મોટું દામ આપે, તમારૂં સારૂં કાંમ થાય !"

"પણ તારે શુંછે, તું શું ખબર લાવયોછ ?" અધીરો પડીને ગુરગીને પુછયું "બોલ તુરત, કાંએકે રાત ઘણી ગઈછે, અને મને ધીરજ રેહતી નથી."

આ પેગામીના કેહેવાનો ગુરગીને એવો સાર કાઢયો કે તેની ભોંજાઈએ તેને બીજે દીવસે સાંજે તેણીનાં મકાંન ઉપર કોઈ નહી જુએ તેવી રીતે છુપો બોલાવયો હતો, કે જાંહ તેણી તેને જવાબ દેનાર હતી. આ ખબરથી ગુરગીન પોતાનો ગુસો નરમ પાડીને મઘન થયો, અને એક રૂપાંનો શીકો પોતાના આ બીહામણા પેગામી—કે જેને વાશે આપણને હવે પછે વધારે બોલવાનુંછે તે—ને આપીને એક અકડ વકડની, વગર હુંઘ અને વગર સુખની રાત કાઢવા માટે મોટી રાતે પોતાના નરમ પણ તેને મન સાથ કંટાલા ભરેલાં બીછાંણા તરફ ચાલયો; અને આ બદશીકલ પેગામી પોતાના મોટા હાથમાં સપડાયલો રૂપાંનો શીકો ઉછાલતો બાગમાંથી બાહેર નીકલી નદી તરફ ગુમ થઈ ગયો !

---

## બાબ ૪.

"રાયે કીધી આખરે, બાકી ગાલે એક,
કુમળા કરમાં આપિયું, વચન ન્હોટું નેક."

. . . . . .

"હવે નહી વ્હલો શૃંગાર,
હુંતો આ ટાણે જાનાર;
ચતુર ડાહિઓ સમજુ નાર,
આપ મને ઉજેજન યાર."

વજેસંગ ને ચાંદબા.

એટલું છતાં પણ હજી સીયાહ રાતનું રાજ પુરૂં થયું ન હતું.

અને તે કેવી રાત ! માહતાબ એક ઘણાજ સુફેદ ચલકતી રૂપાની થાલીની થોડીક કોર ખરી ગયલી હોય તેવા આકારમાં પોતાનાં પુર તેજ સાથે આકાશ ઉપર સેતારાઓનાં લશકર સાથે કોઈ દુરના મુલક તરફ કુચ કરી જતો હોય એમ માલુંન પડતો હતો, અને તેના એવા ઠાઠ સાથે આસ

પાસના સુંદર દેખાવોનો શું ઠાઠ! પવનની ધીમી લેહ્કીથી લીલાં પાદડાંઓ હાલીને જારે એક જાતનું કુદરતી ગાયન કરતાં હતાં, તારે નાંનાં ડર પા કોચરમાં ભરાઈ બેસેલી કસાડી અને તેની જાતના જાનવરો સુર વગરનું અને કંટાલા ભરેલું પોતાનું ગાણું ગાતાં હતાં. રસતાઓ સઘળા જાણે બરફની ચાદર પાંથરી હોય અથવા રૂપાનું પતરૂં જડી લાંધું હોય તેવા ઉજલા દીસતા હતા. ઈનસાન જાતીનો જો કે સંસારો જણાતો ન હતો, તોપણ દુરથી સઘળી ચુપકીદીમા બે ચાર પગલાંનો આવાજ કાને પડતો હતો.

આવી ખુશનોમા રાતની રામશાની ભોગવતો એક શખ્સ પોતાના માથાં ઉપર લાલ શાલ વીટાલીને મદાઈન શેહરના મોટાં રસતા ઉપરથી આડો ફાટી જમના હાથ ઉપરની એક ગલીમા પેઠો. જોકે ચંદરની રોશની આ ગલી માંબી પેવશ થયલી હતી તોપણ ઉંચાં ઘરો અને સાંકડા ચોકને લીધે એક બાજુએ તદન અંધારૂંજ પડેલું હતું. આ અંધારી જગા ચાંદણી કરતાં વધારે પસંદ કરીને આ અંજાણો શખ્સ સીધોને સોધો આગળ ચાલયો, પણ તુરત કોઈ જાતની તેના દેલમા છુપી ઈશારત થવાથી એકદમ તે ઉભો રહી ગયો, અને સેહેજ વખત સુધી પોતાના કાન ખુલા કરીને જાણે કાંઈ સાંભલતો હોય તેવી રીતે ધયાન આપવા લાગો. તુરતજ તેની ખાતરી થઇ હોય તેમ જણાયું, અને પોતાની કંમરેથી એક નાનું હથયાર ખેંચી કાઢી તેણે તેને પોતાની બોંહેમા ખોસયું, અને તે અંધારી હારમા આવેલાં એક મકાનના રવેશના એક થાંભાનો પોતાની પીઠને ટેકો દઇ તે વીહીલી આંખે જોતો ઉભો રહયો.

થોડોવાર સુધી ઉભો રેહવા છતાં તે જેમ ધારતો હતો તેમ કોઈ મુદઈ યા શતરૂ તેની નજરે નહી પડવાથી તે પોતાની મુસાફરી આગળ વધારવાની તઈઆરી કરતો હતો તેવામા આગળના કરતાં વધારે મોટો આવાજ માણસના પગલાંઓનો તેણે સાંભળયોં, અને તેથી વધારે હીમત કરીને મક્કમ અને મજબુત પગલે તે પોતાની જગા ઉપર ઉભો. થોડો વખ્ત નહી ગયો એટલામા ચાર શખ્સો તે ગલીને બીજે નાકેથી દાખલ થયા. તેમના મોહડાં છુપાવેલાં હતાં; તેમના કદ જોરાવર અને બાહાદુર માલુમ થતાં હતાં. તે સઘળાઓના હાથમા જાડાં કુતકાં અને દંગોરાં પકડેલાં હતાં. ધીમે પણ મજબુત પગલે તેઓ આગળ જતા હતા. હવે તેઓ લગભગ જાંહાં પેલો મુસાફર ઉભેલો હતો તાંહાં આવી લાગા અને આંખ વીચી ઉંઘાડે તેટલામા તેઓ તેને છોડીને આગળ ચાલી જતે, એમા થોડોજ શક હતો; મગર તેટલામા એક મુરગના પોકારવાથી તેઓમાના સઘળાઓની નજર તે તરફ પડી અને ભોગજોગે જે થાંભાનો ટેકો લઇને પેલા અંજાણો શખ્સ ઉભેલો હતો તેજ થાંભાને મથાલે એક પાટીયાંના કકડા ઉપરથી તે મુરગ પુકારતો હતો.

મુરગના પોકારની દરકાર વગર સઘળાઓ પેલા શખ્સ તરફ ફરયા, અને વગર બોલવે પોતાના ભારી કુતકાં ઉચકી ગુસા ભરેલી ચશમથી તેના ઝારા જોવા પડયા, પણ વગર બોલ બોલવે યા પોતાની હીંમતનો દાખલો દેખાડયા વગર પોતાના ઝારા જોવા દે એવો આ મુસાફર મરદ નથી એવું તેઓએ જલદીથી જાણ્યું.

"ખબરદાર!" તે બોલયો; "કોણ લોકો તમોછો, અને શા મારે શેહરે મદાઈન જેવાં પાદશાહી રાજસથાનમા આવી ખુશનોમા રાતે ફરોછો તે જાહેર કરો? શું સતા તમો ધરાવોછ, કે——"

પણ હજીતો તે પોતાનું બોલવું પુરૂં કરે તેની આગમજ તેઓમાનો જે વડો હતો તે બોલી ઉઠયો—"અને તું કોણછે કે પોતેબી એખલો આ એકાંત ગલીમા ફરવા નીકલીને અમોને સવાલ કરેછે?"

"શું બેહરામ કે?" પેલો અજાણો મરદ અજબ થઈને પેલા બોલનારનો હાથ પકડી પોકારી ઉઠયો.

"શાહજાદો! શાહજાદો!" પેલા ચારે શખ્સો પોતપોતામાં ગુસ ગુસ કરવા લાગા.

"હા, સાહેબ" તેઓમાંનો એક વડો હતો તેણે કહયું, "હું તેજ બેહરામછું કે જેણે તમોને પંદર દીવસની વાત ઉપર આજ ગલીમાંથી લુટાઈ જતા બચાવયા હતા. તે દીવસે તો તમો છટકી ગયા પણ આજે બચી શકશો નહી. લાવો પઈસા!"

"પઈસા?" પેલો એખલો શખ્સ બોલયો; "હા, હું ના પાડતો નથી કે તેં તે દીને મને જતો મેલયો હતો, પણ જો સંભાલ, અએ મરદ હવેથી તારો ને મારો મેલાપ આપણ બેમાંના એક શખસને ભારી પડશે."

"તે તો હું સારીપેઠે સમજુંછું કે કોણને ભારી પડશે?" બેહરામે કહયું. "પણ વેકો સાહેબ, નહીતો આજ પછે તમો મને ફરીથી મલવાબી પામશો નહી. કોઠલી, તમારી કોઠલી, સાહેબ!"

"કોઠલી?" ફરીથી પેલા પારકાએ કહયું. અને તુરતજ પોતાની બોંહેમાં છુપાવેલું હથયાર એકાએક કાઢીને બેહરામનો જમનો હાથ પોતાના ડાબા હાથે ઉંચકી પોતાને જમને હાથે તેની પાંસલીની અંદર એકદમ ભોકી દીધું. "આ મારી કોઠલી, સાહેબ!"

આ વખત તે પેલા અજાણા મરદનાં મોતનો હતો; કાંએકે જેવો બેહરામ એક નાપેકાર અને ભુરપારો આવાજ કરીને ભોંય ઉપર પડયો તેવાજ તેના સોબતીઓએ પોતાની લાંબી છુરીઓ કંમરેથી ખેંચી કાઢી ખુની આંખે તે પારકા તરફ ધરી. એક લેજામાં તરણ લાંબી ઝેરી છુરીઓનાં કાંઈ શેંકડો જખ્મોથી તે શખસ વીંધાઈને બેહરામ કરતાં વધારે મરતતોલ હાલતે જમીનપર પડયો હતે, કેમકે સમય તેવોજ હતો, પણ ખોદાનો હાથ તેની અને તેના ખુનીઓની વચે આડો હતો. પોતાના ખુની ડોલા બાહેર કાઢી, તથા દાંત કકડાવીને અને એકુ બે બદ સખુનો વાપરીને જારે પોતાનું આ વેર લેવાની તઇઆરીમાં તેઓ હતા તેવામાં એક બીજા મુરગે આવાજ કીધો, અને તે આવાજ પછે તેજ ઘડીએ થોડેજ છેટેથી ચેતવણીની સીસોટીનો આવાજ કાંને પડયો કે તુરતજ પોતાના શેકાર ઉપર શરાપના શબદો ફેંકી બેહરામને પોતાની ખાંધ ઉપર ઉઠાવી એક ઉગત રસતે તેઓ એક બોલ બોલતાંમાં નીકલી ચાલયા.

તેઓ દશ કદમ દુર નહી ગયા હશે એટલામાં દશ ઘોડે સંવાર માણસો નાગી તલવાર સાથે તે ગલીમાં આવી લાગાં.

"કદાચ આપણે વલી ભુલયા હોશું," તેઓમાંનો એક બોલયો.

"નહી સાહેબ," બીજાએ જવાબ આપયો; "પણ આપણે મોડા આવયા."

"તારે કરો ઉતાવલ, જોઈએ," પેહલો બોલયો; અને તુરતજ તેઓ પેલા મુસાફરની નજરેથી ગુમ થઈ ગયા.

ખોદાનો ઉપકાર માનીને યા પોતાનાં દેલને વધારે દેલગીર કરીને આ અજાણો આગલ ચાલયો, તે કહેવાઈ શકાતું નથી. કાંએકે ઉપકાર તરીકે તે એકબી સખુન શુકરાનાનો બોલયો નહી, તેમજ આવો મોતની ઘડીનો બનાવ બની ગયે તોપણ પોતાનાં દેલમાં તે વીશે કસોબી ખેદ હોય એવું તેના ચેહરાએ દેખાડી આપયું નહી. આ લાંબી ગલી તેણે વીતાલી અને તેને આથેજ એક નાનું ઘર હતું તેના ચોક આગલ તે થોડોકવાર ઉભો રહયો. એટલામાં એક તરીજો સુરંગ જાગી ઉઠયો, જેથી હવે તેની ધીરજ ઉડી જવા લાગી, અને જાણે પોતાનાં દેલ સાથે વીશવાસ નહી હોય તેમ તે વખાસણમાં પડયો.

"જાઉં કે નહી," તે અરધે પરગરે સાદે બોલયો. "ઘણું મોડું થયુંછે."

પણ પાછો વીચાર તેણે મકમ કીધો, અને આસપાસ જોઈને ઉપલાં ઘરના દરવાજા ઉપર ટકોરા વગાડયા. તરણ વખત તેણે ધીમે સાદે ટકોરા મારયા, અને પછે એક ખંખાર મારીને એક નાનો આંચકો દરવાજાને લગાવયો. એ હાલતમાં તેને ઘણીવાર ઉભું રેહવું પડયું નહી. ધીમો આંચકો મારતાંને વારજ બારણું ઉઘડયું, અને માહતાબની રેશની એક જવાન અને ખુબસુરત ઓરત ઉપર પડી. તદન સાદા પોશાકમાં તે નાજનીન તદન હસતા ચેહરા સાથ આ પારકા શખ્સની સામે ઉભી રહી. પેલો અજાણો તેણીનો દસત પકડી પોતાની આંખ સાથે લગાડી બોલયો—"શીરીન!"

શીરીન એક ખુબસુરત ઓરત હતી. તેણીની ઉમર આયગે વીસ વરસની હોય, એટલી તે જવાન દીસેતી હતી. તેણીના બાલ વીખરાયલા અને પછાડીથી છાતી ઉપર ઝુલતા હતા. તેણીના દેલમા સુફેદ સાદો રાતનો પોશાક માલુમ પડતો હતો. પણ એ સંધા કરતાં ઉપરવારી તેણીના ચેહરાપર પરકાશી નીકલેલું હસવું હતું. દરેક વાંચનારે કબુલ કરશે કે એક ચેહરો ગમે એવો ખુબસુરત હોય પણ જો તે કડવો અને ગમગીન હોયતો તે આપણે મન સાથ ઘણોજ નાપસંદછે, પણ તેને બદલે એક ગમે એવો બેડોલ ચેહરો આપણે આપણા મન ભાવતો હસતો જોઈએતો તે આપણને વધારે પસંદ પડેછે. તારે શીરીન જેવી ખુબસુરત નાજનીનનું હસતું મોહોડું સાથે ખુબસુરતબી હતું તારે તેણી સાથ વાત કરનારનું મન અને દેલ રાજી થાય તેમા થોડીજ નવાઈછે.

પેલા પારકાને મોઢેથી પોતાનું નામ બોલતું સાંભલીને શીરીનના ચેહરા ઉપર સુરખી ચઢી આવી જે માહતાબના કીરણોથી આબાદ માલુમ પડી. "પણ આવી મોડી રાતે—અરે બામદાદે એકાએક તું કાંહાંથી આવયો, મારા વાહલા? આહ! તારા ચેહરા ઉપરનું પાણી ઉડી ગયલું હું જોઉંછું. શું બનાવ બનયોછ, નુશ——?"

"ખબરદાર, મારી શીરીન!" પેલો પારકો બોલયો; "વધારે વાત કરવાનો મારી પાસે વખત નથી. શીરીન, હું તને છેલી સલામ કરવા આવયોછું."

"છેલી સલામ, ઓ ખોદા!" શીરીન દેલગીર દેલથી બોલી. "વાહલા, તું કાંહાં જાયછે?"

"શીરીન, વાહલી, દેલગીર થવાનું કસું કારણ નથી. જવું તો મારે જોઈયેજ. સામેની ટેકડીઓ ઉપરથી સુરજ ડોકયું નહી કરે તેટલાંતો મારે આ શેહર છોડી જવું જોઈએ. હું આ વખતે આવયો તે એટલાજ માટે કે તારો પેદર—"

"મારો પેદર, મારો પયારો પેદર!" તે જવાન અબલા નીચું જોતી બોલી. "તે કારે આવશે? પયારા ખાવંદ, શેહરગીર હઈઆં કાંહાંછે?"

"શું શીરીન? હું તો જાણતો હતો કે તે તારી સાથે જછે; અને તેટલા માટેજ આપણી મુલાકાતનો મેં આ વખત ઠરાવયો, પણ તારે કાંહાં ગયોછે તે તારો પેદર?" પેલા પારકાએ પુછયું.

"નુશજાદ, જો આપણી મુલાકાત એજ મુજબ રોજબરોજ થયા કરશેતો શું આસપાસના લોક આપણે વીશે ખરાબ વીચાર નહી લાવશે? તું અને હું સેવાય કોણબી જે ગવાહ આપણા નેકાહનોછે? મારો બુઢો બાપ વડીક જાણતો નથી કે મેં તને મારૂં તમામ દેલ આપીને તેના પુરા વીશવાસનો તીરસકાર કીધોછે. વાહલા ભરથાર, આ પણા લગનની વાતથી સરવેને જાણીતાં કરવામા શું ખોટુંછે?"

"મારી પયારી બાનું," નુશજાદ બોલયો, "એટલી ઉતાવલી નાથા. સંધું થશે, અને તે હવે જલદીજ થશે. મેં એ વીશે વીચાર કીધોછે, અને હવે જલદીથી લોકો આપણા નીકાની વાત જાણશે; પણ તે મારેથીજ જાણશે હોં, શીરીન, રખેને તું એ વીશેની ખબર કોઈને કહે...મત

"ભરથાર, તું સારીપેઠે જાણેછ કે મેં આ... આ ખ ખાનદાને પુછવાની પણ હીમત કીધી નથી ...ઠપેલા રૂપાંનો તારે માટેનો પયારને થકીછે. તારે ...કલી નદી તરફ શુ ણો ભરમ જાહેર કરવાની મને

"શાબાશ, મારી ...

એ થોડાજ શખ્સોને ...બાબ ૪.

"શીરીન, શી...

ટલામાં પોકાર આવય...ર, બાજી ગાલે એક,
આપયું નહી. "એવું, વચન મોહોટું નેક."
"હું ધારૂંછ કે નાનો.

"હા, બાવા ગ્રાહલા શૃંગાર,
'લી છોડતો નથી," તે ટાણે જાનાર;
જ મારાં પાસાંમાં સુ...ઓ મમજનું નાર,
"પયારો છોકરે ...ઉત્તેજન મોર."
વજેસંગ ને ચાંદબા.

હશે કે એ છોકરાએ... હજી સીવાહ રાતનું રાજ પુરૂં થ
પછે લગાર ફીકે ચેહરે...
ને રજા આપ."

"ભરથાર, ભર...! માહતાબ એક ઘણાજ સુફેદ
દગી મને પસંદ નથી... થોડીક કોર ખરી ગયલી હોય તેવા
રી કનેઆમાં નામ ખ...જ સાથે આકાશ ઉપર સેતારાઓ
રખાન પેદર—તથા ...રના મુલક તરફ કુચ કરી જતો હોય
...ા, અને તેના એવા ઠાઠ સાથે આસ

સવાસ મુકીને બોલી. "મને ઘણી વખત એવું થયુંછે કે મારા બાવા આગલ સઘલી ખરી વાત જાહેર કરૂં, અને તેની રજા વગર મેં જે પગલું ભરયુંછે તે મારે માફ માંગું. પણ અફસોસ, તેં જે ગંભીર સોગંદથી મારા હોઠ બંધ કીધાછે તે કોણથી ઉપડે ?"

એવામાં વલી ફરીથી એક જીનો સાદ સંભલાયો, અને "શીરીન, તમે કાંહછો ? જાઓ બા, મને એખલો છોડીને કાંહાં ગયાં ?" એવો સવાલ બોલો સંભલાયો.

"નોશજાદ, ખાવંદ, મેહરબાની કરીને ઘેરમાં આવો, નાના કેખુસરોનો ફંટાલો આપણ બંધેને ઈજા કરેછે."

"નહી, વાહલી; હવે હું જાઉંછ. ઓ હો, મારે જવુંજ જોઇએ," નુશજાદે કહયું. "શીરીન, એક જતી વખતનો બોસો લેવાદે!"

"ઓ વાહલા ખાવંદ, જો તું જાણે કે કેટલા અને કેવા પયારથી હું તને ચાહુંછું !" શીરીન ડચકાં ખાતી બોલી, "અરે હું તો એખલી પડુંછું તારે મારી આ જીંદગીને એક પાપજ સમજુંછું, કે મારાં અતલગનાં ખેશીઓને બી જણાવયા વગર મેં તારી સાથે દેલ બાંધયું અને બાંધયું તો બાંધયું, પણ તારૂં ખાનદાનબી જાણી લીધું નહી. અને નહી લીધું તો નહી, પણ તારી હકદાર ઓરત તરીકે બી ગણાતી નથી. એ, એ ભરથાર, એ વીચાર મને વધારે દુખી કરેછે. શું આ દુખની કસી દવા નથી ?"

"છે, છે, વાહલી ખાનું, પણ તે ઉતાવલની દવા નથી." ગમગીન ચેહરે તે શાહજાદો બોલયો. "હું કોણ છું તે હજી તારેથી છુપું રેહવામાંજ મારી અને તારી આબરૂછે, અને મારી ઓરત તરીકે જાહેરમાં તું આવ તેમ માંગેછે, પણ તેમ બનવુંબી આ વખતે મુશકેલછે;" તાની ફરે વીચાર કરીને આગલ ચલાવયું, "તો પણ મ તેવામા આં એક વીચાર આવેછે; પણ તેમ તું, મને લાગેછે ગલાંઓનો તેરૂ નથી. શું તું મારી સાથે આ ઘેર છોડી જશે ?"
મકમ અને મજબુત તે ઓરત પોકાર મારીને બોલી, "અરે !
થોડો વખત નહી ગયો એટલ—પણ શું તેનું ઘરબી છોડાવા
બીજે નાકેથી દાખલ થયા. તેઓ કે તારો મારાં મન ઉપર કે
તેમના કદ જોરાવર અને બાહાદુર મ આ કાંમમાંતો હું તારે
સઘળાઓના હાથમા જાડાં કુરકાં અને ાનો કએ કાંહાં જાય !
ધીમે પણ મજબુત પગલે તેઓ આગ થા થાય ! શું એ વીના
તેઓ લગભગ જાંહાં પેલો મુસાફર ઉભે
લાગા અને આંખ વીચી ઉંઘાડે તેટલા એ." તે હુજતખોર ભર
આગળ ચાલી જતે, એમાં થોહેજ શ
મા એક મુરગના પોકારવાથી તેઓમા એ મારા પેદર વગર ન
તે તરફ પડી અને જોગજોગે તે થાંબ
અંજાણો શખ્સ ઉભેલો હતો તેજ થ રોછ તારે મેં બોલાવયાં
ટીપાંના કકડા ઉપરથી, તે મુરગ પુકારં બોલતો એક ચાર વર
ીરીનના બંધે હાથોને

મુરગના પોકારની દરકાર વગર રાણી સાંભલીને શરમી તરફ ફરયા, અને વગર બોલવે પોતાનું ઉપર લઈ એક બોસો મુસા ભરેલી મશાલથી તેનાં ઝારા જોધાલક હતું. તેનાં દેલ બોલ બોલવે યા પોતાની હીંમતનો દા આંમડાંનાં પતલાં મો પોતાના ઝારાં જોવા દે એવો આ મુસાઅને . બાલ સઘલા કે તેઓએ જલદીથી જાયંપ.

પાલ ઉપર પડેલા હતા. તોપણ તેના ગાલો ઉપર કુદરતે પોતાનેજ નકશ-કશ દસતે કીરમજની છાંટ છટકાવી હતી. અને તે કેવી છાંટ ! અરજંગ ચીતારાનો ચીતાર તેની આગલ જાણે પાંણી ભરતો હતો ! તે ખુબસુરત છોકરો પોતાની બેહનના જેવાજ સઘલા ઘાટ અને ઘટમનો હતો; અને તેણીના જેવાજ મીઠા અને હસતા ચેહરાનો હતો.

"એક સુંદર લાડકોછે આ !" શાહજાદો પોતાના મનમાં બોલયો.

"પણ તમે હઈઆં શું કરોછ, શીરીન ?" તે નાના કેખુસરોએ પુછયું "બાવાની ગેરહાજરીમાં આ કોણ પારકા મરદ સાથ તમો વાતે પડયાંછો કે કએને તદન ભુલી ગયાં."

"પયારા બેટા, મારા લાડકા કએ, એમ નહી બોલીએ !" શીરીન તે તેણી કરતાં ચપલ પોટાને ડાહી થઈને સમજાવા ગઈ. "એતો આપણા બાવાના દોસત થાય. તું એવણને નથી ઓલખતો કે ? પેલે દાહડેબી બાવા પાસેનાં ગાંમમાં ગયા હતા તારે એવણ આવયા હતા તે ?"

"હા," કએ બોલયો; "પણ તારે એ બાવાના જવા પછેજ કેમ આવેછ ? બાવાનો દોસતદાર હોયતો બાવા હોય તારેજ કેમ નહી આવતા ?"

"છટ, છટ ગાંડા છોકરા !" શીરીન વીચારમાં પડીને બોલી. "એવણ શું જાણે કે બાવા ઘેરમાંછે કે બાહેર ગયાછ ?" પણ એટલામાં તે છોકરો શીરીનની કેદ ઉપરથી ઉતરી પડયો, અને મકાંનમાં પાછો કુદતો ચાલી ગયો. હવે રોશનીબી ચોબાજુએ પરકાશવા માટે ડોકીયાં કરતી હતી માટે એક છેલી કોટી કરી, મોહબતનો બોસો દેઈને આ બંધે ભરથાર અને બાયડી છુટાં પડયાં ! પણ તે આગમજ શાહજાદો, પોતાની હવે પછે નામ ધરાવનાર શાહજાદીને પુછી ગયો કે—"શીરીન, આપણો ભરમ તું છુપો રાખી શકશે ?"

શીરીને જવાબ દીધો નહી; પણ શું તેણી ખરેખર પોતાના ભરથારનો સખુન બજા લાવશે કે ?

—॥॥—

## રૂમી તવારીખ માહેલા સફાઓ.

### ૬.

### સરવીઅસ તલીઅસ.

રોમ સેહેરનો છઠો રાજા સરવીઅસ તલીઅસે ૪૪ વરસ રાજ કરેઉં હતું. એના જનમ વીશે નાસીયા લખનારાઓ જુદું જુદું કહી ગયાછે, પણ આટલું તો ચોકસછે કે તે એક લડાઈમા બંદીવાન તરીકે પકડાએલી ઓરતનો છોકરો હતો. એ છોકરા ઉપર રાણી તેનેકુઈલનો ઘણો પેઆર લાગેલો હતો, જેથી રાણીએ એને પોતાના છોકરાની માફકજ ગણીને એને કેળવણી આપી, અને આગળ ચાલતાં એ છોકરો ઘણો હુશીઆર અને ચંચલ નીકર્લીઓ.

જયારે સરવીઅસ ઉમરનો થાયો તયારે રાજાના લસકરમા દુસમનોની સાંમને બલતવારીથી લડવામા તે ઘણી વાખવાખી મેલવતો હતો. એટલુંજ નહી પણ રાજ ચલાવવાના કાંમમા તેની સલાહ ઘણી અમુલય થાઇ પડતી હ

# અઝમતી તેલ.

નવસારી કસબાથી સુમારે ૧૦) માઇલને અંતરે એક ગામડાંમાં નવલ અને દારાબ નામના બે ખેડુનો વસતા હતા. નવલ જાતે ઘણો અસરાફ અને મીલનસાર માણસ હતો અને જેઓ સાથે તેને વેહેવાર પડતો હતો, તેઓ એને ઘણો ચાહાતા હતા. પણ એથી ઉલટાજ સવભાવનો દારાબ હતો. એનો સવભાવ એવો હતો કે તે કોઇને સલાંમ કરવાને કદુબી હાથ ઉચકતો નહી તેમજ લોકો સાથે સારા સખુનથી ખબર અંતર પુછવામાં તે પોતાનો અમુલય વખત રોકવાને રાજી હતો નહી! તે સાફ કેહેતો કે "મારા ઓલખીતાઓને મારી વાત પસંદ ન "હી હોએતો તેઓએ મારી સાથે વેહવાર રાખવો નહી." એવી તેની ચાલથી (જે કે તે પોતાના વેહેવારમાં ઘણો પરમાનીક માણસ હતો) તોપણ લોકો તેની તરફ ધીકારથી જોતા હતા. ગમે તેવોબી પોતાથી હલકો માણસ હોએ તેને, નવલ સલાંમ કરવામાં કાંઇ નીચું જોતો નહી—પોતાની ઓલખાંન માહેલા દરેકને માટે તેના મોંહાંમાં સારા સખુન ભરેલા હતા—અને દારાબની માફક તે કોઇની ઉપર બી ખરાબ સબદ ઓચરતો નહી. નવલ અને દારાબના સવભાવથી વાકેફ થવા પછે આપણે હવે જોઇએ કે તેઓ પોતાનો સંસાર કેવી રીતે ચલાવતા હતા, અને તેટલા માટે તેઓની જીંદગીનો એકજ દીવસ તે સાહેબોએ કેવી જુદી જુદી રીતે ગુજારીઓ તે આપણે વાંચીએ.

"માહારી વાહાલી જરા પેલી તેલની સીસી લાવેતો," એમ નવલે પોતાની બઇરીને બોલાવીને કહયું. તે ઘરના બારણાની કલ દરૂસત કરતો હતો તે કરવા બાદ તે મધે તેલ મુકવાની તેને જરૂર પડી હતી. જેવી તેની સ્ત્રી, જે દરેક કાંમમાં પોતાના ધણીને રાજી રાખવામાં મગરૂર હતી તેણીએ ઉપલા સખુનો સાંભલયા કે પોતે ઝાડુથી કમરો કાહાડતી હતી તે ઝાડુ નાખી દઇ બાવરચીખાનામાંથી તેલ લાવવાને દોડી જે લાવી પોતાના ધણી આગલ ધરીઉં. નવલે તે સીસી મધે એક પીછ હતું તેને કરી કલની કુંચીને તેલ લગાડીને અને તે કલમાં કુંચી લગારી એક દજન વખત ફેરવી. પેહેલાં કુંચી ફેરવવામાં ઘણી મેહેનત પડતી હતી, પણ થોડો વખત ફેરવી કે નવલનો છોકરો નાથલો કેરશાશ પણ પોતાના ખચકલાં આંગલાંએ કુંચી ફેરવવા લાગો. એટલું કરવા બાદ નવલે પોતાના ગજવાંમાંથી છરી કાહાડી અને તેના મોજાગરાંને પણ તેલનો ઇસારો લગાડીઓ, અને થોડો વખત તે છરી ઉઘાડ ધાંક કીધી-જેનો ઉઘડતાં અને બંધ થાતાં "કલીક કલીક" થાતો અવાજ નાથલા કેરશાશને ઘણો પસંદ પડેઓ. હજુ એક ચીજમાં તેલ લગાડવાનું બાકી હતું. તેના બેલના ગાલ્લાંનાં પઇડાં સેજ ધરીપર ઘસડાતાં હતાં જેમાં પણ તેણે તેજ સીસી મધેથી થોડું તેલ લગાડીયું. એટલું કરવા બાદ નવલ પોતાની મુસાફરીએ નીકલયો કારણ કે તે દીવસે નવસારી કસબામાં બજાર ભરાવાનું હતું અને તયાં પોતાનો માલ વેચવા તેને જાવાનું હતું. તે ગાલ્લાં પર ચઢતાં બોલયો કે "મારી વાહાલી સુખી રેહેજે હું બજારમાં જાઉંછ; તેમજ આબાદ રેહેજે મારા લાડકા કેરશાશ" અને આવા મીઠા સખુનો જાતી વેલા તેણે વલી પોતાની બઇરીના સવભાવને પણ ગોયા તેલ લગાડીયું હતું. એવા ધણીને માટે કેઇ ઓરત મગરૂર નહી રેહે?

પેલા નાથલા કેરશાશને પેલી કલનો અવાજ એટલો ગમીઓ હતો કે આખો વખત કલીક કલીક કલીક કરતો પરવારતો હતો નહી. તે કંઇબી ખરાબ કાંમ કરતો તો તેની માએ તેને કેહેતી હતી કે તેના બાપ આવશે તયારે તે તેની ખરાબ ચાલ વીશે ફરીઆદ કરશે અને પછે તેનો બાપ તેને કદુબી "મારા વાહલા" કરીને કેહશે નહી. "કલીક કલીક" ની મસતી સામે આ સાદી તકરાર કેરશાશના ધેઆંનમાં ઉતરતી, અને ઉપલા બે સખુનો તેના બાપના મોંહાંમાંથી રોજ સાંભલવાને એટલો તો રાજી હતો કે મશતી કરવાનુ મુકી દઇ તરત પોતાની છબ અને ટાળવાંથી પેલો કલીક કલીક અવાજ કરી મોજ મેલવતો, આખાં ઘર મધે દોડતો હતો. જવા આગમજ નવલને પોતાના માણસ નસરવાંનને એક કાંમ સોંપવાનું હતું જે નીચલા સખુનોમાં તેને ફરમાવયું. "આપરે, નસવાંન પેલા હોલને તેલ લગાડવાનુછે તે જો ફરસુદ પરે તો લગારી રાખજે, તેલની સીસી બાવરચીખાંનાના બારણા પાછલ તાંગેલીછે તે જોજે" એટલું કહી ખુશ ચેહરાથી, ખુશી દીલો પાછલ મુકી નવલે પોતાના બેલ પુચકારાં ચલાવયા.

હવે આપણે નવલના પહોસી દારાબ તરફ ફરીએ. તે પણ આ સવારે બજારમાં જનાર હતો. એનુ કાંમ આપણે જોયુંછે કે જે ચીજ સલેસાઇ અને સભયતાથી બને તેમ ન કરતાં તે ચીજ જોરથી બજાલાવવી. આ બાબદારે જે જે કાંમો નવલે કરેઆં તે તે કાંમો દારાબના વીચારમાં પોતાની આબરૂથી હલકાં હતાં.

શેહેરમાં જવાને માટે એ પોતાનો હડી હડી ચેરનો એક એક જોરો પેહેરવાને ગયો જે જોડો છેલો પેહેરયો હતો તયારે પાંણીમાં ભીનાવાથી અને પાછલથી તેને તેલ લગાડવાનું બેહેશતી ભુલી ગયાથી, લાકડાં જેવો કઠન થયો હતો માટે તે પગ પર ચઢાવતાં એને એટલી તો મુશકેલી પડી કે પગ ઠોકવે, જોરો આફાડવે, અને ઝીજાજ પોહોવા પણ તે જોડો પગ પર ચઢે એવું એને લાગું નહી. સરવાલેથી ઘણી મેહેનતે એક જોડો ચઢીઓ, અને જયારે એક પેહેરીઓ તયારે બીજો પણ પેહેરવોજ જોઇએ તેથી વધુ ઠોકથાક કરીઆથી અને વધુ ગુસસે થાવાથી તે પણ ચઢીઓ. આ બનાવથી દોલા કાકાના મીજાજનું કાંઇ પુછવુંજ નહી. કુકડતા અને ચટકતા ખાવાને બેઠા. પણ રોટલી ઘણી જાડી અને સુકી હતી, દુધ ઘણું મોરૂં હતું, ઇંડાં કોહેલાં હતાં, અને બીજી સરવે ચીજ ખરાબ હતી. એ દરેક ચીજ ઉપર ટીકા કરતાં એ પોતાની ઓરતને ધુજાવતો હતો જે બાપડી એક ખુણામાં બેઠી બેઠી સાંભલેઆ કરતી હતી. પણ દારાબને ખબર નહી હતી ને જોડાને જરા તેલ લગાડીઉં હતેતો નાસતો ઘણો તાજો લાગતે. દોલીકાકાએ નાસતો ખાવા બાદ પાછલે બારણે પોતાનું ગાલ્લું જોડી આ લવા માંડયું તેવામાં રસતામાં કાંઇ યાદ આવેઆથી આગલાં બારણાં આગેલ આવેઆ, અને ઉઘાડવા ગયા-પણ

જેમ જોડાને તેલ જોઈતું હતું તેમ આ બારણાના મી
જાગરાને પણ જમાનાનું તેલ પુરીઉં હતું નહી, તેથી તે
ઉંઘાડતાં જરા એવનને મેહેનત પડી ખરી. તેમ કરવા બાદ
જતી વેળા એવણે પોતાની બઈરીને હોકમ આપેઓ "ખબરદાર
જો હું આઉં તેટલાંમાં મારી દગલી સીવયા વગર રહીશતો,
કેમકે કાલે મને મોટા દેસઈને મલવા જાવુંછે, અને
આવી જુની દગલો પેહેરી જવામાં મારી આબરૂ નથી."
પણ બારણું જલદીથી નહી ઉઘડયું હતું તેથી એ ભાઈનો
મીજાજ ગયલો હતો, અને તેથી તે બારણું જોરથી મોટા ધ
બકારા સાથે પાછું બંધ કરવા ગયા પણ તેના અવાજથી
આખું ઘેર ધ્રુજયું અને દોલીકાકાના ધણીઆંનીને પોતાના
બાપ તરફથી મલેલી એક હાંડી તેના હુકમાંથી તુટી નીચે
પડી, અને કટકેકટકા થઈ ગઈ. એ હાંડી આખા ઘર
માં એકજ સુંદર ચીજ હતી જેના ભાગવાથી દોલીકાકાના
ધણીઆંનીનો ઘણો મીજાજ ગયો અને તે બાઈએ પોતાનો
સારો દીવસ બલાપામાં કાહાડયો.

હાંડીની દરકાર ન કરતાં દોરાબ પોતાનાં ગા
લલાંમાં બેસી રસતો કાપવા લાગો પણ વરસાદ બ
હુ પડવાથી કાદવ ઘણો થાએલો હતો, તેથી ગા
લું પણ ઘણું ધીમે ધીમે ચાલતું હતું. જોડો પેહેરવામાં,
ખાંણું ખાવામાં, અને બારણું ઉઘાડ ધાંક કરવામાં એને એ
ટલો વખત ખોયો હતો કે જો જલદી બજારમાં પુગે નહીતો
માલ પાછો ઘેર લેઈ આવવો પડે. એવું તેને લાગવાથી બે
લોને પરાંણી ભોંકતો અને લાકડી મારતો ચલાવતો હતો
પણ તેથી કાંઈ વધુ ઝડપથી જતો હોએ તેવું નહી હતું.
એ ધીમી ચાલતું કારણ સું ? ગાલલાંના પઈડાંને તેલ લગાડે
લું હતું નહી, તેથી બેલોની ઝડપમાં ચલાવવાની તેની સ
રવે મેહેનત ફોકટમાં જાતી. અંતે બેલોને લાકડી મારતાં
તે લાકડીનો છુંછો થાઇ જાવાથી ગાલ્લું ઉભું કરી દોરાબ
જંગલમાંથી એક લાકડી કાપવા બેઠો અને તેટલા માટે ગજ
વાંમાંથી છરી કાહાડી, તેનું પાંનું ઉંઘાડતાં તે મધે પણ તે
લ નહી લગાડેલું હોવાથી ઘણું જોર કરતાં દોલીકાકાના જ
મના અંગોઠાનું જીવતું નખ તુટી ગયું ! અને તેથી તેમાં
દરદ થાવા લાગું. પણ એટલાથી દોલીકાકા થોભયા નહી.
તેણે અંતે છરી ઉંઘાડી લાકડી કાપી અને પાછા બેલો
ને મારતા ટેકડીપર ચડાવા લાગા. પણ દરેક ચીજ જોર
લગાડવાથી કાંઈ બનતી નથી. તેથી બેલોએ ઘણું જોર ક
રી ચાલવાથી થોડા વખતમાં ગાલું તદન જમીન ઉપર
પડયું, જેનું કારણ એવા દોરાબ ગાલ્લાંપરથી ઉતરી બેલ
તરફ ઘુરકતો જંગલ વચે વગર મદદે અટકી પડયો હતો.

વાંચનારી બાંનુઓ તમારા ધનીઓને રોજી ઉપર વ
દાએ કરતાં હમેશ હસતે ચેહેરે મોકલજો, અને ન
વલ અને દોરાબ વચેનો ફેર ધેઆંનમાં રાખજો. એમ ના
ધારતાં કે નવલને પોતાના રસતામાં અડચણો નડી હતી
નહી. ના—તેને કાદવના અને ટેકરીના તેજ રશતાપરથી
જવું હતું, પણ સારા સવભાવ અને ખુશ મીજાજને લી
ધે તેની આગલ આ અડચણો કુચ બીસાદમાં હતી નહી.

નવલને બજારમાં પેસતાંજ રશતાના નાકાપર ઘેર
વેચનારી એક બુઠી ઓરત સાથે વાત થઈ, "કેમછે રતન
કાંઈ બજારમાંથી મંગાવુંછે કે" નવલે પુછયું.

"હા" રતન બોલી "એક શેર દાર ને બશેર ચોખા લા
વજે દીકરા, લે આ પઈશા, તારા દીકરા જીવે અને આ
ઈશમાં ઉમેરા થાય."

અને રતને તેને હાથ લાંબો કરી પઈસા આપીયા
જે નવલ લેઈ ચાલતો થયો. નવલના બે સખુનથી તે બુ
ઠી ઓરતનુ દીલ એટલું તો મઘન થયું કે તેણીએ નવ
ને હજાર હજાર દુવા દીધા.

નવલ બજારમાં જઈ પોતાનો માલ વેચી, બુઠી ર
તનના ચોખા દાલ લેઈ પાછો ફરીઓ, અને ઘેર તરફનો
શતો લીધો. આનીગમ દોલીકાકાને તપાસ કરતાં માલ
પડયું કે બેલની ખોંધીપર રેહતી લાકડાંની હાંસરી ભાગ
ગઈ હતી તેથી તેને વીચાર કરી એવું ઠેરવયું કે બેલ
ઘેર મુકી આવી પછે ગાલું ઘેર ઘસરી લેઈ જાવું. પણ બે
મુકી આવી ગાલું લેવા આવે તેટલાંતો સાંજ પડે તેથી આજુ
બાજુના લોકો પાસે દોરડું માંગવા લાગો કે તે બાંધી બ
દ જોડી આસતે આસતે ગાલું લેઈ જાએ. પણ જેમ અ
વા સમયમાં દોરાબ લોકોને મદદ આપવામાં પછાત રે
તો હતો, તેમ લોકોએ પોતાની વારીએ તેને કોઠું આપયુ
નહી, જેથી દોલીકાકા ગાલું મુકી અંહીથી તંહી ર
રતા હતા. નીશફલ થતા દોલીકાકા પોતાના ગાલ
તરફ પાછા ફરીઆ અને જોએશું કે ગાલાંમાંનો માલ અ
રધોઅરધ ગેપ થાએલો ! હવે એના મીજાજનું તો કાંઈ
કાંણુજ નહી. પણ કરેશું ? એકતો વખત થતો હતો, અ
ને બીજું તો ગાલું મુકી કેથે જવાતું હતું નહી. એવાંમ
ભલો બચારો નવલ આવી લાગો, તેણે પોતાના ગાલાંમાંથ
દોરડાંનો કટકો આપેઓ અને તેને બાંધવામાં મદદ આપ
બાદ બેહુ પડોશીઓએ પોતાનો રશતો પકડીઓ. પણ ર
શતામાં દોરાબનુ ગાલું ઘણું અવાજ કરતું હતું જેને
શબબ નવલ સમજી ગયો, કે ગાલાંના પઈડાંને તે
લ લગાડયું નથી તેથી અવાજ કરેછે; પણ જો નવલ તો
કેહતો દોલીકાકા તેનીપરજ ઉતરી પડે કારણકે દોરાબ કોઈ
ની સલાહ માને તેવો હતો નહી. અંતે નવલે એસારે
કરતાં કહયું કે જો તેલ હોએતો ગાલું ઝડપમાં અને ખરે
બર ચાલે જે સારાં નસીબે દોરાબના ધેઆંનમાં ઉતરયું, અ
ને નવલે પોતાનાં ગાલાંમાંથી થોડું તેલ આપયું. આગ
લ ચાલતાં નવલને માલમ પડયું કે દોરાબને પગમાં કાંઈ
અડચણ થાતી હતી, જે ઉપરથી કાંઈ જુદુંજ સમજી નવ
લ કંઈ દવા ફરમાવતો હતો તેવાંમાં દોલીએ જોરાનું ખરૂ
કારણ જણાવયું કે "જોરા પાંણીમાં ભીજાવાથી કઠન લાક
ડાં જેવા થાઈ ગયાછે" નવલ બોલયો કે "શાહેબ એક બે
મીનીટમાં તમોને એ પોચા કરી આપું" અને વલી આ
એ વખતે પણ તેનું તેલ ખપમાં આવયું.

નવલ બોલયો "તેલ ઘણી ઉપયોગી વસતુછે. હું બ
ધી ચીજને તેલ લગાડુંછ. આજે સવારના પણ મેં બાર
ણાની કલને, છરીને, ગાલાંના પઈડાંને, મારી બઈરી તથા
છોકરાને, અને મારા ચાકરને પણ તેલ લગાડયું હતું,
અને પડોસી દોલા હું કહુંછ તે માન કે જંહાંબી મને
અડચણ નડેછ તયાં તેલ લગાડવાથી હું પાર પડુંચ."
દોલીકાકાએ જોયું કે નવલની ચાગરી ખસીછે, પણ વધુ
વાતચીત થાતાં નવલે પોતાનાં સંસારની ગોઠવણ દોરાબને

ધીરજથી સમજાવી કે જે કાંમ જોર અને ગુસો નહી કરતું તે કાંમ ધીરજ અને મીઠા સબદ બજા લાવેછ, એટલું જ નહી પણ મનુશ્ય જાતીમાં સુલેહ અને સંપનો વધારો થાએછ, અને બેદીલી તથા ગેરસમજુતી પોતાની મેલે નાહાસેછ. અંતે રોરાબને કબુલ કરવું પડયું કે નવલની સંસારી ગોઠવણ ઘણી સરસ હતી અને તે દીવસથી નવલના પગલાંમાં ચાલવાને તેણે ઠેડાવ કરેઓ, અને તેમાં તે ઘણે દરજજે ફાવેઓ; કારણ કે હમોએ થોડુંજ થયું રોલાને જોએછે અને આગલના અને હાલના રોરાબમાં હમોને ઘણો ફેર માલમ પડેઓછે. કાઉસ.

## શભયતા.

શભયતાની ઉપર આગલ લખી જવા આગમચ જાંણવું જોઈએ કે તે બે જાતની હોયછે. એકતો ખુદરતી શભયતા, બીજીતો વાતચીત અને વેહેવારની અંદર વાપરવાની શભયતા. પેહેલી કહી તે ખરૂં ગુનુંછે, અને બીજી વાતચીતની શભયતા તો ઉપરની એક ગીલીટ છે. વાસતે વાંચનારે એ બે ચીજને ભેલી નહી નાખવી. આ લખનારની ઇછા ખરી અને અંદરખાનેની ખુદરતી શભયતાની ઉપર બે બોલ કેહેવાનીછે, અને બહારની શભયતા ઉપર વાંચનારનો વખત રોકવાની તેની મરજી નથી.

બહારની શભયતા ઘણું કરીને ઉંચી પદવીવાલા અને તવંગર માણુસોને લગતી છે. ગરીબો અને ધંધાદારી માણુસોની અંદર એ કદાચજ મલી આવેછે. ઠાલી શભયતા બહાર મંડલીમાં જતી વખતનો એક પોશાકછે, કે જે પોશાક ઘણુકો જેવા ઘેરમાં પાછા આયા તેવાજ કહાડી નાખેછે, પણ અંદરખાનેની ખુદરતી શભયતા કાંઈ પદવીવાલા અને તવંગરનીજ મીલકત નથી. એતો ગરીબોના ઝુંપડાં તેમજ બાદશાહોના મેહેલોમાં મલી આવે છે. એ બે જાતની શભયતાનો ફરક જો કોઈ વાંચનાર જાણવા માગતાં હોયતો બહાર મંડલીમાં ફરીને બારીકીથી તપાસ કરતાં અને જરા વીચાર અને ધેયાન આપવાથી એ ફરક માલમ પડી આવશે.

ખરી શભયતા મેલવવાને મન અને દીલના ઘણા સદગુણોની અગતછે, કાંયકે તે ઉપર કહા પરમાણે કાંઈ બહારનો પોશાક નથી, પણ હમેશાંનો કાયમ પોશાકછે. સઘલે ઠેકાણે અને સઘલે વખતે તે એકસરખીછે, એક ખુદરતી શભય માણસ ગુશામાં પણ એને વીસરી જતો નથી, અને પારકાં આદમી સાથે તથા મંડલોમાંજ એને વાપરતો નથી, પણ પોતાના કુટંબમાં પણ તે વાપરેછે.

શભયતાની અંદર પેહેલો અને અગતનો ગુણ મીલનસાર અથવા મલતાવડાપણુંછે; અને જે માણસમા એ ગુણ હોયછે તે માણસની અંદર હેંકારી અથવા મગરૂરી જાજી હોતી નથી; અને જો હોયછે (કાંયકે કોઈ માણસથી એ ચીજ વેગલી હોતી નથી.) તો તે બહારથી માલમ પડી આવતી નથી. વલી હેવાં માણસો મંડલીમાં આબરૂ અને માંન પામેછે કાંયકે તે સભય આદમી સઉ માણસોને સરખુ માન આપેછે, સઉની વાત હેતથી સાંભલેછે અને સઉને ખુ વાને તે આતુર હોયછે. તેમજ પોતાની મોજ અને શુખશી કરને વાસતે પોતાના દીલમાં ઘણો વીચાર લાવતો નથી. એ પરમાણે જોઈએ તો મીલનશારી અને નાખબેમાની શભયતામાં પેહેલા ગુણોછે.

એજ ગુણને લગતો એક બીજો ગુણછે તે એકે જે દોસતદારો અથવા માણસોની સાથે હમેશનો વેહેવાર હોય તે દોસત આશનાવોના મનની વલાંણ તથા તેવોને શું વાતચીત ભાવેછે તેની પીછાંણ કરવી. તેવોની વાતચીત, ચાલચલણ અને સવભાવ ઉપર ધેઆંન આપવાથી પણ માલમ પડી આવશે કે તેવોની સાથે શું ને કેમ વાતચીત અને વેહેવાર રાખવો; અને એમ કીધાથી તેવોને ન ગમતી વાતચીતથી અને તેમને કંટાલો આપવાથી દુર રેહેવું. ઘણા લોકો પોતાના મીતરોની વચે પોતાને ગમતી વાતચીત અને ગમત કીધાથી તેમને કંટાલો આપેછે, પોતાને માંથે ગુશો ખેંચેછે અને ઉપરથી વલી મુરખમાં ખપેછે. જરા વીચાર અને તપાશ કરીને તે લોકોના શોખ પરમાંણે ચાલીઆથી તેમનું હેત અને માન મેલવશું.

હમેશાં શારો શવભાવ અને ખુશ મીજાજ પાલવો એ શભયતામાં બીજો ગુણછે, કાંએકે જેમ તે શભયતામાં અગતનોછે તેમજ આપણાં હમેશાંના શુખ અને તનદરોસતીને જરૂરનોછે. અગરજો એક મહાન પુરૂશભી ગુશામાં આવીને બદ બોલો વાપરેતો તે **ગરહસથ** ન કેહેવાય. મોહોડાંના દેખાવ અને અવાજની ધપ જે "ખુશ મીજાજ" પેદા કરેછે તે કેહેવો ખુશ હોયછે, અને તે માણસને કેહેવું રૂપ આપેછે! ખરી શભયતાનું ડોલ ઘાલનારા એવા અવાજની ધપ અને મોહોડાંનો દેખાવ રાખવાની કોશેશ કરેછે, પણ જયારે તેવોનું દીલ ગુસાથી અને બદ શવભાવથી ઉશકેરાયછે તયારે માલમ પડી આવેછે કે તેતો ઉપરની માતરે "ગીલીટ" છે.

ઉપર કહેલા બે સદગુણો, મીલનશારી અને શારો શવભાવ પાલીયાથી, એ ખવાશ વગરનાં માણસો જે દુખ અને પસતાવામાં આવી પડેછે તેમાંથી આપણે બચી જશું. આપણે કમનશીબથી કેટલી વખતે જોઈએછે કે ઘણુંકરીને શભય, વીવેક અને સારી રીતવાલાં માંણસો કોઈ બાબદપર તકરાર કરતાં એકદમ ગરમ, જંગલી અને ગુસાવાલાં બની જાયછે, પણ એ ચાલ ભુલ ભરેલીછે: એમ કીધાથી અને પોતાના ગુસાને મારગ આપીવાથી કોઈ વખત સાથે મલેલી ખુશ મંડલીની અંદર ગભરાટ અને દલગીરી પાંથરી નાખે છે. ઉપર કહા પરમાંણે એ ભુલ ભરેલી ચાલછે, કાંયકે જે માણસ પોતાના હરીફને છેડા શુધી બોલવા દે અને પછી નરમાશથી તેમજ મનબુતાઈથી જવાબ દેતો તે વધારે દીપી નીકલેછે અને એથી બેઉ હરીફોની વચે ઉલટો ખવાશ માલમ પડી આવેછે.

સભયતાની અંદર સઉથી છેલો તેમજ સઉથી અગતનો ગુણ એક ખરી **નમરતા** અથવા **મરીઆદા**છે. સઉથી પેહેલો નીકલવાની, પોતાની હુશીયારી બતાવાની, અને પોતાને વાસતે વખાંણ મેલવવાની કેટલાંક ખોટી મગરૂબી વાળાં માંણસોને મોટી આતુર હોયછે. પણ એ ખોટી મગરૂબી શભયતાને નારાકારકછે, કાંયકે એવાં માંણસને હમેશ બેચેની અને અકર વકર થાય

જેમ જોડાને તેલ જોઈતું હતું તેમ આ બારણાના મીજાગરાંને પણ જમાનાનું તેલ પુરીઉં હતું નહી, તેથી તે ઉંઘાડતાં જરા એવતને મેહેનત પડી ખરી. તેમ કરવા બાદ જતી વેળા એવણે પોતાની બઈરીને હોકમ આપેઓ "ખબરદાર જો હું આઉં તેટલાંમાં મારી દગલી સીવયા વગર રહીશતો, કેમંકે કાલે મને મોટા દેસાઈને મલવા જાવુંછે, અને આવી જુની દગલી પેહેરી જવામાં મારી આબરૂ નથી." પણ બારણું જલદીથી નહીં ઉઘડયું હતું તેથી એ ભાઈનો મીજાજ ગયલો હતો, અને તેથી તે બારણું જોરથી મોટા ધબકારા સાથે પાછું બંધ કરવા ગયા પણ તેના અવાજથી આખું ઘેર ધુજયું અને દોલીકાકાના ધણીઆંનીને પોતાના બાપ તરફથી મલેલી એક હાંડી તેના હુકમાંથી તુટી નીચે પડી, અને કટકેકટકા થઈ ગઈ. એ હાંડી આખા ઘરમાં એકજ સુંદર ચીજ હતી જેના ભાગવાથી દોલીકાકાના ધણીઆંનીનો ઘણો મીજાજ ગયો અને તે બાઈએ પોતાનો સારો દીવસ બલાપામાં કાહાડયો.

હાંડીનો દરકાર ન કરતાં દોરાબ પોતાનાં ગાલ્લાંમાં બેસી રસતો કાપવા લાગો પણ વરસાદ બહુ પડવાથી કાદવ ઘણો થાએલો હતો, તેથી ગાલું પણ ઘણું ધીમે ધીમે ચાલતું હતું. જોડો પેહેરવામાં, ખાંણું ખાવામાં, અને બારણું ઉઘાડ ઘાંક કરવામાં એને એટલો વખત ખોયો હતો કે જો જલદી બજારમાં પુગે નહીતો માલ પાછો ઘેર લેઈ આવવો પડે. એવું તેને લાગવાથી બેલોને પરાંણી ભોકંતો અને લાકડી મારતો ચલાવતો હતો પણ તેથી કાંઈ વધુ ઝડપથી જતો હોએ તેવું નહી હતું. એ ધીમી ચાલનું કારણ સું ? ગાલ્લાંના પઈડાંને તેલ લગાડેલું હતું નહી, તેથી બેલોની ઝડપમાં ચલાવવાની તેની સરવે મેહેનત ફોકટમાં જાતી. અંતે બેલોને લાકડી મારતાં તે લાકડીનો ભુંછો થાઇ જાવાથી ગાલ્લું ઉભું કરી દોરાબ જંગલમાંથી એક લાકડી કાપવા બેઠો અને તેટલા માટે ગજવાંમાંથી છરી કાહાડી, તેનું પાંનું ઉંઘાડતાં તે મધે પણ તેલ નહી લગાહેલું હોવાથી ઘણું જોર કરતાં દોલીકાકાના જમના અંગોઠાનું છવતું નખ તુટી ગયું ! અને તેથી તેમાં દરદ થાવા લાગું. પણ એટલાથી દોલીકાકા થોબયા નહી. તેણે અંતે છરી ઉંઘાડી લાકડી કાપી અને પાછા બેલોને મારતા ટેકડીપર ચટાવા લાગા. પણ દરેક ચીજ જોર લગાડવાથી કાંઈ બનતી નથી. તેથી બેલોએ ઘણું જોર કરી ચાલવાથી થોડા વખતમાં ગાલું તદન જમીન ઉપર પડયું, જેનું કારણ જોવા દોરાબ ગાલ્લાંપરથી ઉતરી બેલ તરફ ધુરકતો જંગલ વચે વગર મદદે અટકી પડયો હતો.

વાંચનારી બાંનુઓ તમારા ધનીઓને રોજી ઉપર વદાએ કરતાં હમેશ હસતે ચેહરે મોકલજો, અને નવલ અને દોરાબ વચેનો ફેર ધેઆંનમાં રાખજો. એમ ના ધારતાં કે નવલને પોતાના રસતામાં અડચણો નડી હતી નહી. ના—તેને કાદવના અને ટેકરીના તેજ રશતાપરથી જવું હતું, પણ સારા સવભાવ અને ખુશ મીજાજને લીધે તેની આગલ આ અડચણો કુચ બીસાદમાં હતી નહી.

નવલને બજારમાં પેસતાંજ રશતાના નાકાપર ઘેર વેચનારી એક બુઢી ઓરત સાથે વાત થઈ, "કેમછે રતન કાંઈ બજારમાંથી મંગાવુંછે કે" નવલે પુછયું.

"હા" રતન બોલી "એક શેર દાર ને બશેર ચોખા લાવજે દીકરા, લે આ પઈશા, તારા દીકરા જીવે અને આ ઈશમાં ઉમેરા થાંઅ."

અને રતને તેને હાથ લાંબો કરી પઈસા આપીયા જે નવલ લેઈ ચાલતો થયો. નવલના બે સખુનથી તે બુઢી ઓરતનુ દીલ એટલું તો મઘન થયું કે તેણીએ નવલને હજાર હજાર દુવા દીધા.

નવલ બજારમાં જઈ પોતાનો માલ વેચી, બુઢી રતનના ચોખા દાલ લેઈ પાછો ફરીઓ, અને ઘેર તરફનો રશતો લીધો. આનીગમ દોલીકાકાને તપાસ કરતાં માલમ પડયું કે બેલની બોચીપર રેહતી લાકડાંની હાંસરી ભાગી ગઈ હતી તેથી તેને વીચાર કરી એવું ઠેરવયું કે બેલને ઘેર મુકી આવી પછે ગાલું ઘેર ઘસરી લેઈ જાવું. પણ બેલ મુકી આવી ગાલું લેવા આવે તેટલાંતો સાંજ પડે તેથી આજુબાજુના લોકો પાસે દોરડું માંગવા લાગો કે તે બાંધી બલદ જોડી આસતે આસતે ગાલું લેઈ જાએ. પણ જેમ આવા સમયમાં દોરાબ લોકોને મદદ આપવામાં પછાત રેહેતો હતો, તેમ લોકોએ પોતાની વારીએ તેને કોહું આપયું નહી, જેથી દોલીકાકા ગાલું મુકી અંહીથી તંહી રવરતા હતા. નીશફલ થતા દોલીકાકા પોતાના ગાલાં તરફ પાછા ફરીઆ અને જોએશું કે ગાલાંમાંનો માલ અરધોઅરધ ગેપ થાએલો ! હવે એના મીજાજનુ તો કાંઈ ઠેકાંણુજ નહી. પણ કરેશું ? એકતો વખત થતો હતો, અને બીજું તો ગાલું મુકી કેથે જવાતું હતું નહી. એવાંમાં ભલો બચારો નવલ આવી લાગો, તેણે પોતાના ગાલાંમાંથી દોરડાંનો કટકો આપેઓ અને તેને બાંધવામાં મદદ આપી બાદ બેહુ પડોશીઓએ પોતાનો રશતો પકડીઓ. પણ રશતામાં દોરાબનુ ગાલુ ઘણુ અવાજ કરતું હતું જેનો શબબ નવલ સમજી ગયો, કે ગાલાંના પઈડાંને તેલ લગાડયું નથી તેથી અવાજ કરેછે; પણ જો નવલ તેમ કેહતો દોલીકાકા તેનીપરજ ઉતરી પડે કારણકે દોરાબ કોઈની સલાહ માને તેવો હતો નહી. અંતે નવલે એસારો કરતાં કહયું કે જો તેલ હોએતો ગાલું ઝડપમાં અને બરોબર ચાલે જે સારાં નસીબે દોરાબના ધેયાંનમાં ઉતરયું, અને નવલે પોતાનાં ગાલાંમાંથી થોડું તેલ આપયું. આગલ ચાલતાં નવલને માલમ પડયું કે દોરાબને પગમાં કાંઈ અડચણ થાતી હતી, જે ઉપરથી કાંઈ જુદુંજ સમજી નવલ કંઈ દવા ફરમાવતો હતો તેવાંમાં દોલીએ જોરાનું ખરૂં કારણ જણાવયું કે "જોરા પાંણીમાં ભીજાવાથી કકન લાકડાં જેવા થાઈ ગયાછે" નવલ બોલયો કે "શાહેબ એક બે મીનીટમાં તમોને એ પોચા કરી આપું" અને વલી આ એ વખતે પણ તેનું તેલ ખર્ચમાં આવયું.

નવલ બોલયો "તેલ ઘણી ઉપયોગી વસતુછે. હું બધી ચીજને તેલ લગાડુંછ. આજે સવારના પણ મેં બારણાની કલને, છરીને, ગાલાંના પઈડાંને, મારી બઈરી તથા છોકરાને, અને મારા ચાકરને પણ તેલ લગાડયું હતું. અને પડોસી દોલા હું કહુંછ તે માન કે જાંહાંબી મને અડચણ નડેછ તયાં તેલ લગાડવાથી હું પાર પડુંચ." દોલીકાકાએ જોયું કે નવલની આગરી ખસીછે, પણ વધુ વાતચીત થાતાં નવલે પોતાના સંસારની ગોઠવણ દોરાબને

ધેસો ચલાવપો, અને એવું ઠરાવયું કે ફીલીદાસે આ પો
લમારકોને જયાફત આપવી અને દારૂનો ખુબ મારો ચલા
વવો; અને જારે શરાબના પુરા બાહારમાં તેઓ આવે તારે
પીલોપીદાસ અને તેના સોબતીઓને ઓરતોના લેબાસમાં
તાંહાં દાખલ કરી ખુનામરકી ચલાવવી.
આ ઠરાવ મુજબ જીયાફતની એક દીવસ આગમજ
પીલોપીદાસ, બીજા છ દેશનીકાલ થયલાઓની સાથે, ગામ
ડીઆ, અને શેકારી અને ફકીરોના પોશાકમાં છેક અંધા
રૂં થવા આવયું તારે શેહરના દરવાજામાં દાખલ થયો, અને
ચેરન કરીને તેઓનો એક ખીજો સાવેલો મીતર હતો તેનાં
ઘરમાં સલામત આવી ભરાયા. હવે જારે ફીલીદાસે આ
પેલી જયાફત શરૂ થઈ અને પેલા પોલમારકો તેની મજેહ
માં ધુમ પડેલા હુતા, તેવામાં આથેનસ શેહરથી એક ઉ
તાવલો કાસદ તેઓને નામનું એક કાગજ લઈને આવયો,
જેમાં આ જીઆફતથી જે દગો થનાર હતો તેનું વીગત
વારે બયાન લખેલું હતું. પેલા કાસદે કાગજ આપતાં જ
ણાવયું કે તે ઘણુંજ અગતની બાબતનુંછે માટે તુરત વાં
ચીને અંમલ કરવો. પણ મોજમજાહ આગલ "અગત
ની બાબત" નું શું વજન નફકરાઓ ગણેછે ? તેઓએ તે
કાગજ તકીઆતલે બેદરકારીથી નાંખ્યું, અને પેલા કા
સદને જવાબ દીધો કે, "જાઓ, અગતની બાબત હશે તે
કાલે થઈ રહેશે."
અગરજો આ કાગજ આ છાકટાઓએ વાંચયો હતે
તો અલબતાં તેથી એક મોટો ભરમ ફુટતે, તેઓનો જાન
બચતે, અને થીબસ શેહર ઉપર વધારે જોખમ ગુજરતે,
પણ ગરીબ અને દાદ ચાહનારાઓનો સાહેબ ખોદા હોય
છે, જેથી તે છાકટાઓની મોતની ઘડીએ શેતાબી કીધી,
અને છુટાપણું પાછું છુટું થયું.
હવે જારે શરાબનો દોર ધુમ ચાલી રહયો, ખાનું ત
માંમ થયું, તારે હવે તેમની છુપી મજલેસમાં રાંડોને દાખ
લ કરવાનો વખત આવયો. ફીલીદાસના હોકમથી પીલો
પીદાસ અને તેની સાથ વાલાઓ લાંબા બુરખા મોઢાં ઉ
પર ઓઢીને ઓરતોના લેબાસમાં તાંહાં દાખલ થયા. અ
તી શરાબ હંમેશાં પરીણામ ખરાબજ આણેછે. જેવા પે
લા પોલમારકો બેશરમીથી પેલી જુઠી ઓરતો ઉપર હાથ
નાંખવા અને તેમને ગોદમાં દાબવા ગયા કે તુરતજ મો
ટા પોહોલા ઝબાઓમાં છુપાં રાખેલાં ખંજરોએ તેમનાં સોહી
પી પોતાની તરસ છીંપાવી. તેઓને ઠાર કરીને આ છુ
ટાપણાની ટોલકી લીયોન ચાયડીસ નામના એક બીજા
સરદારને ઘર ગઈ, અને તેનોબી જાન લીધો. એ વીશે
નો હોકારો આખાં થીબસમાં ફેલાયો. ઢંઢેરાઓ ફેરવયા
કે જેણે કોઈએ છુટાપણાની દામાન પકડવી હોય તેણે બ
જારમાં ભેગા મલવું. લોકો મલયા, સભા થઈ અને પીલો
પીદાસને સઉથી મોટું માંન ઉપકારી થીબનોએ એક પે
હલવાન ગણીને આપયું.
પણ આ છુટાપણાના પેહલવાનનો મીતર ઇપેમીના
નદાસ આટલો વખત શુધી કાંહાં હતો ? જો કે પીલોપી
દાસ કરતાં તે કેટલાંક વરસ વડો હતો તોપણ પોતાના જ
વાન દોસતની બાહદુરીમાં જેટલી ઉતાવલ તેને માન મ
લવામાં થઈ, તેટલી ઉતાવલ ઇપેમીનાનદાસની ફતેહ જે
તે કરતાં પણ વધારે હતી તેમાં થઈ નહી. આ છેલો શ
ખસ થીબસના આગલાં પાદશાહી ખાનદાનથી ઉતરી આ
વેલો હતો, પણ જાતે ગરીબ તેથી તેને કોઈ ઝાઝું ઓલ
ખતું ન હતું. તે એક ફીલસુફ, ભાશણ કરતા અને પે
હલવાન હતો. તે ગરીબ તોપણ સંતોશી અને સાચો
હતો. તેને માટે તેના માતબર મીતરના જેવુંજ એક
ભારે કામ બાકી હતું. સપારટન લોકોએ પોતાને હારે
લા જોઈને થીબસ ઉપર લડાઈ લઈ ગયા પણ તેમનું કં
ઈ ફાવયું નહી; તારે આથેનસની સાથે મસલેહત કરીને
તેઓએ આખાં યુનાનના રાજયોની ટીપમાંથી થીબસ
ને છેકી નાંખી નાતબાહાર મેલયું. એથી ગુસે થઈને
ઇપેમીનાનદાસ સપારટા ઉપર લડાઈ લઈ ગયો અને તે
મનો મોટો નાશ કીધો. સપારટન લોકો નાચાર થયા
અને સુલેહ ચાહી; પણ ઇપેમીનાનદાસ છુટાપણાનો મોટો
દોસત હતો. તેણે એવું માંગયું કે મેસાનીઅન લોકો જે
ઓને સપારટનોએ તરણ સદી થઈ ગોલામ કરી રાખયા
હતા તેમને છુટાપણું બખશવું. ઘણી મુશકેલે એ વાત
બની, અને જોલમના પંજાથી મેસીનીઅનો છુટા થયા.
(સાંચણછે.)

---

## એક ભુતમામાની વાત.

કેલીફોરનીઆના એક પાહાડી શેહેરની અંદર સો
ફોરડ નામના ગામડાંની નજદીક એક શોભીતી ઝુંપડી દ
રાખના માંડવાથી અને ફુલોના ઝાડથી સીનગારેલી જો
વામાં આવતી હતી. તે ઝુંપડીના માલેકનું નામ વીલી
અમ એસડેલ હતું. તે સુથારનો ધંધો કરતો હતો.
ખાંત ખોધવાના ધંધાની અંદર તેણે એક નાહાની સર
ખી દોલત મેલવીયા પછે, અને પોતે કુંવારો હોવાથી,
તેણે વીચારીયું કે ઝુંપડી બાંધીઆથી તેને જલદીથી એક
જુવાંન સ્ત્રી મલી આવશે, જે તેની બઈરી થવાને અને
ઘેર અને દોલતમાં ભાગ લેવાને રાજી થશે. પણ અફ
સોસ ! માનવી જાતની ઘણીએક આશાઓની મુઆફેક
તે નાઉમેદ થયો. ઝુંપડી બાંધીયા પછે, અને બાકી ર
હેલા નાહાની દોલત ઓરડાઓના સીનગારને માટે સા
મન ઉપર ખરચીયા પછે, તેની પાશે એક ડાલરબી રહ
યો નહી, અને તેને તે ઝુંપડી એક પઈસાવાલા કરનલ
ને ભાડે આપવાની જરૂર પડી, જે કરનલ પોતાંની બઈ
રી અને છોકરીની સાથે તે વખતે પડોશના ગામડાંઓ
માં પોતાની તનદરોસતી શુધારવાને કારણે ફરતો હતો.
ઝુંપડીની અંદર દાખલ થતાં તેની અંદરની બાજુ
તે શુથારે કેવી સારી પસંદગીથી ગોઠવી હતી તે જોતાં
જ પેલો મેહેમાન અજબ થયો. ઝુંપડીની અંદર એક
સલંગ ચાલ હતી, જે બે ભાગમાં વેંચાએલી હતી; આ
ખી ચાલમા પાનેલ પાડેલાં હતાં, અને ઓક અને લારે
લના ઝાડોની નકલ રંગથી રંગી હતી. તે ચાલને છેક
છેડે લાકડાંની જમીનથી પાંચ ફીટ ઉપર એક રંગીન કા
ચની ઈંડાંના આકારની બારી હતી. તે ઝુંપડીમાં એક
બેસવા ઉઠવાનો ઓરડો અને જમવાનો ઓરડો હતો, એ

વતરોગે બે શુવાના ઓરડા, એક ખોરાક ભરી રાખવાનો કોઠાર, અને એક રાંધવાના વાસણો સાફ કરવાની અને રાખવાની જગા હતી. ઝુપડીમાં જવાનો રસતો માતર આગલે બારણેથીજ હતો.

તે કરનલ પોતાના કુટુંબ અને ચાકરડીની સાથે માતર તે ઝુપડીના ભાડુતો હતાં, અને તે કુટુંબનુ સાંતપણું બગાડવાને કોઈબી ચીજ નજરે પડી નહી. કાએદા પરમાણે તેઓ રાત પછે આસરે નવ વાગે શુવાને ગયાં.

તેઓએ તે ઝુપડી આસરે ચાર અથવાડીઆં શુધીની બોલીએ વપરાસમાં લીધી હતી આસરે રાતના નવ વાગે કરનલને એવો વીચાર આયો કે તેણે કંઇ દેડકાના જેવો ઉનહો અવાજ ચાલમાંથી સાંભળયો. કદાચ તે ચોરો હશે એવું ધારીને તે કરનલે આસતે રહીને બારણું ઉંઘાડીયું. કરનલ ધાસતી વગરનો આદમી હતો. ભુત, ખવીસ, જીનને તે માનતો નહી હતો, અને બીજા દુશમનોને માટે તેના હાથમાં પીસતોલ હતી. ચાલના અંધારાંની અંદર બારીકીથી જોતાં પેલી બારીની અંદરથી ઝાંખી રોશની આવતી હતી તેની મદદથી તેણે એક કાલો ઓલો દેખતાંદેખત દેવાલની અંદરથી ગેપ થતાં જોયો. પેહેલાંનીજ મુઆફેક પેલો દેડકાના જેવો અવાજ સંભલાયો, અને તેઆરબાદ દરએક ચીજ શાંત હતી.

બીજી સહવારના કરનલે ઝુપડીના દરએક ખુંણા ખંતોલાં તપાસી જોયાં. પણ છુપો રસતો માલમ પડીયો નહી. તેણે બધી બારી બારણાની આડી અને કલો તપાસી જોઇ, પણ તેઓ બધાં બરાબર મજબુત હતાં.

બીજી રાતના ઘેરમાંના માણસો પેલી ચાકરડીની ચીચીઆરીઓથી જાગી ઉઠીયાં. ચાલની અંદર જતાંજ કરનલે ચાકરડીને જમીન ઉપર બેશુધ હાલતમાં પડેલી જોઈ. તે જેયારે હોસીઆર થઇ તેયારે તેણીએ કહયું કે બબરચીખાનાની ચીજો બરાબર મુકીયા પછે તે એક નીયુસ પેપર વાંચવા બેઠી હતી. થોડોએક વખત શુધી વાંચીઆ પછે તેણીને ઘણી ઉંઘ આવવા લાગી તેથી તેણીએ એક મીનબતી સલગાવી લાંપની બતી બુજાવી નાખી, અને પોતાના સુવાના ઓરડા તરફનો રસતો બંધ કીધો. પેલીએ પોતાના શુવાના ઓરડાના બારણાના હેનડલ ઉપર હાથ નાખયો, પણ તે બારણાને કલ દીધેલી હતી.

તે કુટુંબની હુંગમા ખલલ કરવાને ચાકરડીની મરજી નહી થવાથી તે બબરચીખાંનામા પાછી જવાને તઇયારી મા હતી તેવામા બતી બુજાઈ ગઇ, અને મીનબતી તેણીના હાથમાથી જમીન ઉપર પટકાઈ પડી. એક ચીચીઆરીની સાથે તે જમીન ઉપર પડી, અને સુધ બુધ ખોઇ દીધી. તે કરનલને પેલીના શુવાના ઓરડાની કુંચી ઝુપડીની ચાલમાથી જમીન ઉપર પડેલી મલી. ઘણુંકરીને જયાં શુધી આ છુપો ભેદ જાહેર થાય તયાં શુધી એ વાતને વીશે તેણીના પડોસીને કેહેવા ના કહીને કરનલે પોતાની છોકરીને તેણીની સાથે સુવા મોકલી. બાકીની તે રાત કંઇબી અજબ બનાવ બનીઆ વગર પસાર થઇ.

બીજે દાહાડે સહવારના તે કરનલ પેલા શુથારની ઝુપડી તરફ ગીયો. અને તેહે પેલો નહી સમજ પડે તેવો ઘોંગાટ અને ચાકરડીની હેબત વીશે કહયું. તે શુથારે કહયું કે તે કોઇ દાહાડે ઝુપડીમા સુતો નહીં હતો તેથી કરીને તે તે વીશે કંઈબી જાંણતો નથી. કરનલ પાછો ઘેર આવયો, અને પોતાના કુટુંબની ધાસતી મટાડવાને વાસતે તેણે તેઓને કહયું કે તેણે પેલા ઘોંગાટનું કારણ સોધી કાહાડીયુંછે, તે ઉંદરો હતા.

કેટલીએક રાતો પસાર થઇ અને કોઇબી ચીજ જણાઈબી નહી અને સમજાઇબી નહીં, પણ પાંચમી રાતના નજદીક બાર વાગતે પેલોજ દેડકાના જેવો અવાજ પાછો સંભલાયો. તે કરનલે પોતાની પીસટોલ હાથમા લીધી, અને પોતાના શુવાના ઓરડાના બારણા આગળ આવયો, કે જેની સાંખે તેણે પોતાનો કાંન ધરીયો. તેણે ખુલલી રીતે એક હલકો ખખરાટનો અવાજ સાંભળીયો. તે થોડાં દગલાં પાછો હટીયો, અને પોતાની પીસટોલ બારણાની તરફ ટાંકી ફોડવાને તઇયાર ઉભો. તેણે કુંચીને કલની અંદર ફરતાં સાંભલી અને તરતજ બારણું ઉંઘડીયું, અને બારણાના ઉંબરની ઉપર એક માણસનો આકાર આવી ઉભો.

તે કરનલે સંભાલીને નીશાંન ટાંકી, અને પીસતોલ ફોડી. એક દુ:ખદાએક અવાજ સાથે પેલો આકાર ચાલમાં જમીનદોસત થયો. પોતાની બઈરી, છોકરી, અને ચાકરડીની ચીચીઆરીઓ ભયંકાર હતી, પણ તેણે એક મોટા અવાજથી તેઓનો સોહોર નરમ પાડી નાખીયો. બતી મલીયા પછે તે કરનલ ચાલમાં ગયો, અને તે જમીનદોસત થયલાં માણસનાં મોહોડાં ઉપરથી બુરખો કાહાડી નાખીયાથી તેણે પોતાની અજાએબી વચે પેલા શુથાર વીલીઅમ એશડેલ, તે પોતાના ઘેરધણીનો ચેહેરો ઓલખીયો.

તપાસ કરતાં માલમ પડીયું કે વીલીઅમ હજુર જીવતો હતો. ગોલી હાથમાંથી આરપાર ગઇ હતી, અને પછવાડેથી ચોકસ થયું હતું તેમ, નાહાનાં હાડકાંઓમાંથી માતર એક હાડકું ભાંજીયું હતું. જેવો વીલીઅમ બોલવા ચાલવાને શકતીવાન થયો કે તેણે તે કરનલની આગલ તે ઘેરમાં કેમ ઘુસીયો હતો તે માની દીધું. તેણે કહયું કે બબરચીખાંનાંમાં ધોવાધોવાનું ઇસટાંડછે તે બે છુપાં મીજાગરાંની ઉપર ટંગાએલુંછે, અને તે ઇસટાંડનો પાછલો ભાગ તે ઝુંપડીની ખરેખરી બાહેરની બાજુનો ભાગ હોવાથી તે જરા આંચકો ખાતું, અને પોતાની જગા ઉપરથી ખસીને એક માણસ ઘુંટણીએ ચાલીને બબરચીખાંનાંમાં જાએ એટલું મોટું બકારૂં કરતું. તે ઘેરમાંથી બાહાર જવાને એક છુપો રસતો બાંધવાને શકતીવાનછે કે નહી તેની તપાસ કરવાના કારણસર માતર તેણે તે છુપું બારણું બનાવીયું હતું. તેને એવું માલમ પડીયું કે કરનલ પાસે તેના શુવાના ઓરડામાં નાણાની મોટી રકમછે તેથી તેણે કરનલ પાસેથી ચોરવાનો વીચાર કીધો. તે બે વખતે ઘેરમાં ઘુસીયો, પણ દરએક વખતે તેને ભડકાવીયામાં આવીયો—પેહેલે કરનલથી, કે જેને તેણે જેયારે શુવાના ઓરડાનું બારણું ઉંઘડીયું તેયારે જોયો, અને બીજી વખતે ચાકરડીથી, અને હમણા તેની તરીજી કોશેસ કરીયા પછે, તેને વાજબી શીખશા મલીછે, અને પોતાની ઉપર દયા કરવાને વાસતે વીનંતી કરવા લાગો.

તે કરનલે શુથારને જણાવીયું. કે તેને હાલ પુરતી શીખશા થઈ ચુકીછે તેથી તે તેને ખાતર પાડવાના વાંકસર તેની સાંમથે ફરીયાદ નહી થશે, અને તે ગુનેહગાર, કે જે હજુર સુધી ગુકણુમંડીએ પડેલો હતો, તેને તે કરનલનો તેની રેહેમને વાસતે ઉપકાર માનીયો, અને એવી કબુલાત આપી કે જયાંસુધી તે જીવસે તેયાંસુધી તે કદી પણ યેર ફાડવાને બીજી કોશેસ કરશે નહી.

બીજે દાહાડે તે કરનલ અને તેનું કુટુંબ પાછાં સેન ફરાનસીસકો ગયાં. (બીબેલસં.) સો૦ જ૦ રી૦

---

# લોકો.



## ઈંગરેજ લોકો.

વાંચનારી બાનુઓ, એશીયા અને યુરોપખંડના જુદાં જુદાં લોકોની મુલાકાત લેતાં લેતાં પોરટુગાલ મુલુકવેર આવીને આપણ હવે આપણે માથે રાજ ચલાવનારા ઈંગરેજ લોકો તરફ આવયાં છઈએ. ઈંગરેજ લોકોના બળ, બાહાદુરી, કળાકઉશલ, વીદીઆ, અને કીરતીથી વાંચનારી બાનુઓ એટલી વાકેફછે, કે તેમના રાજ પરકરણ, ઉદયોગ, કારખાના, વગેરેની તપાશ કરવા આપણ હીઆં બોટી થઈશું નહી, પણ તેમના ગુણ, લખશણ, સંસાર અને વીવેકની ટુંક તપાસ કરીને તેમની આ મુલાકાત આપણે ખતમ કરશું.



ઈંગરેજ બચો તેના ચેહેરા ઉપરથી જેટલો ખુબસુરત અને સોહામણો તેટલો બુધીવાન અને ચાલાક માલમ પડેછે. તે કાઠીનો મજબુત, કદાવર, તનદરોસત અને મેહેનતુ છે. તે ઘણો થોડો વખત મોજ ઈઆ આલસમા કાહાડેછે. તેનું ઉંઘાવાનું થોડુંછે અને ઘણોખરો વખત કાંઈને કાંઈ કામમાં ગુજારેછે. તેને ઘણીબી નવરાંત મળતી હશે પણ તે નવરો કદી બેસતો નથી. પરવારતાના હાથમાંથી કાંઈ કામજ તમે જોશો અને એ રીતે ઉંઘ સીવાએ બાકીનો સઘલો વખત રોકાયલા રેહેવાની ઈંગરેજી ખાશીએત તેમની હાલની ચઢતી દશાનુ પેહેલું કારણ છે.



ઈંગરેજ બચાની મુખીઅ રોકાણમા રોકાણ વીદીઆ અભીઆસ છે. જારે વેપાર ધંધામાં લાગેલો નહી હોય, જારે બાહાર બરવાસ કોઈને મલવા, કાંઈ તમાસો જોવા ઈઆ ફરવા હરવા ગયો નહી હોય અને ઘરમાં જો અડધો કલાક બી ફુરસત પડી હોયતો તેને ઘરમાં કાંઈ પણ અભેઆસમાં રોકાયલો જોશો. દરએક જણના ઘરમા એક નાહાનું પુસતકખાનું તો હમેશ અને ગરીબમાં ગરીબ ઈંગરેજનો પણ ફુરસતનો શોબતી ચોપડી તમે જોશો. વાંહાણ ઈઆ મનવાર ઉપર જાઓ તો ખલાસીના હાથમાં ચોપડી



જોશો. ઈસપીટાલમા જાઓ તો દરદીના હાથમાં તેનો વખત ગારવા માટે ચોપડી જોશો. બંદીખાનામાં જાઓ તો બંદીવાન પણ પોતાને ગમ પડવા સારૂં ચોપડીમા ગુંતાયલો જણાશે. ઈંગરેજની ગાડીમાં પણ ચોપડી, ખુદરતી હાજતે જતી વેલા વાડામાં પણ ચોપડી, ઘર ઈઆ બાહાર જાંહાં ફુરસત મલી તાંહાં તેનો સાથી ચોપડીજ ચોપડી.



અભીઆસ વાંચવામાંજ સમાતો નથી. વાંચવાની સાથ લખવું એ પણ એક અભેઆસીનું કામ છે અને ઈંગરેજ બચાનો એક ખાશ હદીઓ એ પણ ગણી શકાશે. જેમ તે વાંચ વાંચ કરેછે તેમજ લખ લખ કરયા કરવાનું પણ તેનું કામછે. વીદીઆરથી કહો કે વેપારી કહો. રાજદુવારી કહો કે કારીગર કહો, દરએક જણ લખી જાણેછે અને જરા કાંઈ કામ પડયું તો ચીઠીથી તે આખી ચોપડી સુધી લખી કાહાડવામાં એક ઈઆ બીજી રીતે તેઓ મશગુલ છે. ઈંગરેજી ભાશાનો ભંડાર આજ સેંકડો વરશો થયાં ભરપુર થતો આવયોછે. તેમાં દરએક વીદીઆ, દરએક હોનર અને દરએક બાબત ઉપર હજારો અને લખો ચોપડીઓ બનેલી છે. કાંઈ નહી તો જવાનીમાં આશક માશુકના કાગજો લખવામાં જવાંનોનો કેટલો વખત રોકાયછે, અને નામીચા નર નારીઓના એવાં કાગજોથી પણ ઘણા પુસતકો ભરાયાંછે! આ વાંચવા લખવાનો ઈંગરેજોનો 'દેખાવ' તેમની કેળવણીની શાહાદત આપેછે અને દરએક ઈંગરેજ મા બાપ પોતાના બચાંને ઘરની અંદર તથા ઘરની બાહાર શરીરની તેમજ મંનની, વીદીઆની તેમજ ધરમની અને તેમજ નીતીની પુખત અને મોતેબર કેળવણી આપવાની ફરજ કેવી માહાભારત અને પવીતર સમજેછે તે સ્ત્રી બોધના વાંચનારાંઓથી કાંઈ છુપું નથી.



જેમ વીદીઆ અલીઆસ અને વાંચવા લખવાના ઈંગરેજોના બાહેરના દેખાવથી તેમની કેળવણીનો ખેઆલ આવેછે, તેમજ તેમના ગાડી ઘોડાઓની તપાસ ઉપરથી તેમના જાહુકના અને જાગતા ઉદયોગનો ખેઆલ આવેછે. મુસાફરો કેહેછે કે જો લંડનના સેંટ પાલના રેવલ ઉપર ઉભા હોઈએતો આખો દાહાડો અને આખી રાત ઘરરરર કરતો આવાજ ઘંટીની મીશાલે ચાલુ કાન ઉપર પડેછે. લંડનના મોટા રસતાઓ ઉપર ગાડી ઘોડાનો એટલો મારો છે, કે ફતરની લાદીથી રસતા બાંધવા પડેછે અને તે છતાં પણ બાંધેલા રસતા બસ થતા નથી, માટે રસતાઓની હેઠે અને રસતાઓની ઉપર આગ ગાડીઓ ફરી વળીછે. ગાડી ઘોડાઓનો મારો એટલો મોટો હોય છે કે રાહાદારીઓએ રસતાઓની એક બાજુથી બીજી બાજુ ઓલંગી જવું એ ધાસતી ભરેલું ગણાયછે અને તેથી કેટલાક રસતાઓ ઓલંગી જવાના પુલો બાંધવાની દરખાસત થઈછે. ટરેનો દર ૫) મીનીટે ચાલુ છે, આમની બસો પલેપળ ચાલુછે. અને તે ઉપરાંત કેઆબો તથા જાતજાતની અને નવી



નવી તરાંહની ગાડીઓનો રેલો એટલો જારી રેહછે કે ગોયા કોઈ મોટી જાતરા ઈઆ મેળા સરખો દેખાવ કેટલાક રસતાઓ ઉપર થઈ રેહછે. એ બીના શું બતાવેછે? ઈંગરેજ લોકો કામકાજમા એટલા રોકાયલા છે કે વખતને તેઓ ઘણો કીમતી ગણેછે. એક ઘડી તેઓ ગુમાવા ચાહાતા નથી, તેથી ઠરાવેલે વખતે બરાબર આવીને ઉભા રેહેછે અને જેમ બને તેમ જલદી આવ જાવ થાય, આવવા જવામા વખત નહી ગુમાવાય માટે તેઓને ગાડી ઘોડા વગર ચાલતું નથી. તેઓના ગાડી ઘોડા અમસથા ફરવા હરવાના નથી. ઘોડો તેઓમાં મોજ અથવા શોખનુ પરાંણી નથી.



ઈંગરેજ લોકોમાં તો ઘોડો એક બારખરદારી જાનવર થઈ પડયુંછે અને જેમ આપણ બોજા ઉપાડવામા ધીમા બલદ અથવા તેથી વધારે ધીમી ચાલના માણસને રોકીએ છઈએ તેમ ઈંગરેજ લોકો બોજા ઉપાડવાના કામમા ઘોડાને સદા જોતરેલો રાખેછે. તેઓના ગાડાંઓમાં બલદ કે ખચર તો કદાચજ જણાયછે. તેમના ગાડાંઓને પણ ઝડપ જોઈએ છે અને તેથી તેમાં ઘોડા જોતરેછે.



આ સદાના ઉદયોગ અને રોકાણનો ગુણ એકલા ઈંગરેજ મરદોમાજ નથી. તેમની ઓરતોમા પણ એવોજ ઉમંગછે. તેઓ વાંચવા, લખવા, ભરવા, ગુંડવા, સીવવા સાંધવા, બચાંને કેળવણી આપવામા અને ઘરના કામકાજમા વખત ગુજારેછે. એમા કલાકઉશલે તેમને ઘણી મદદ કરી આપીછે, જેનો દાખલો શીવવાના સાંચામા મળી આવેછે.



ખરેખર ઈંગરેજ લોકો પોતાની ઓરતોને જે છુટાપણું આપેછે તે તેમની ચહતી કળાનુ એક બીજું મોટું કારણ છે. જે મીશાલે એક ઈંગરેજ ગરહસથ ઘરમાં તેમજ બાહાર ગંભીરાઈ, મરીઆદા, સાલેસાઈ તથા અદબ અદાથી તરત આપણને અસર કરેછે તેમજ એક ઈંગરેજ "લેડી" નો સઘલો દેખાવ ચાલાકી ભરેલો, આબરૂ ભરેલો, મરીઆદા ભરેલો તથા સઘુકાઈ ભરેલો છે.





તે મરદના જેટલી પુખત કેળવણી લેયછે અને મરદની બરોબરનો ભાગ દુનીઆમા બજાવેછે. તે મોટી ઉમરે પરણેછે અને શુખીઆરાં, આઁસુદાં, રમતીઆલ તથા મસતીખોર બચાંઓની માં થાયછે, કે જે બચાંઓનો દેખા





વજ તેમના તરફ આપણા પેઆરને દોડતો કરેછે. એક ઈંગરેજ જવાંનની ઝડપ, હીમત અને બટકબોલી વાતચીત આપણને સદા અચરત કરેછે. તેના દેખાવમાં, તેની ટપ છપમા એક જાતનો ભપકો અને ઝમક માલમ પડેછે તે આપણા દેશીઓમા જણાતો નથી. જે ઠેકાણે પગલું ભરવાને, જે આફતમા બાહાર નીકલવાને અથવા જે દુશમન સામે લડવાને દેશી બીહેછે, તે ઠેકાણે ઈંગરેજ બચો ખુશીથી બાહાર નીકલેછે.' તે હાપદરાજીમા તઈઆર હોયછે, તે સાચામા ખપવાને ખંતી હોયછે, અને તેને જો જુદો કહપો હોયતો તે તરત લડવા નીકલેછે. ઈંગરેજ બચાની આ સઘળી જુદી જુદી ખાશીએતો તેના ઘરમાં મળતી કેળવણીનું પરીણામ છે, અને જો કે ઈંગરેજના ઘરેના બચાંને વીદીઆનીજ નહી પણ આ સઘલી કેળવણી આપવામા આવેછે, તોબી ઘર ચલાવા ઉપર અને બચાંઓની કેળવણી ઉપર ઈંગરેજ સ્ત્રી એટલું પુખત ધેઆન આપેછે કે પોતાના મરદને કામ ધંધા ઉપર રોકાવાને પુરતો વખત મલેછે અને બચાંની જતનઃસંબંધી તે તદન નચીંત અને નફકરો રહી શકેછે.

ઈંગરેજ ઓરતોને એટલું છુટાપણું મલેલુંછે કે તે આપણા દેશીઓનાં આંખમા



ઘણું નવાઈ જેવું લાગે. તે મરદની મીશાલે ઘોડેસવારી કરેછે અને મરદની સાથે દરએક ઠેકાંણે ખેલવા તથા મોજ કરવા જાયછે, તે હીઆંવેર કેદડા રમવાં, તીરકાંમડાં રમવા, હલેસાં મારવા, બલકે શેકાર કરવા પણ તે પોતાના મરદ સાથ જાયછે. તે ઉંઘાડી ગાડીએ



ફરવા હરવા, અને હવા ખાવા જાયછે તથા ફરતી વેળા આસપાસ સઘલું જોયછે, પોતાને બીજાઓથી જોવા દેયછે તથા મરદની સઘલી કીસમની વાતચીતમાં તેઓ સામેલ થાયછે. તેઓની "બાલ" નામની ગમત કે જેમાં



વજંતરના શરોદ ઉપર "ડાનસ" કરવાનું હોયછે, તે ગમતમા પણ મરદ ઓરતો સાથે સામેલ થાયછે અને મોટાંથી નાહના સરવે વરગો તેમાં જાહેર રીતે મરદો ઓરતો સાથ ડાનસ કરેછે. આવી કીસમના "બાલો" થી મરદ ઓરતોમાં નીતી સંબંધી બગાડો થવાની ધાસતી રેહે એટલી બધી છુટ માલમ પડેછે, પણ તે છતાંબી એઓમા નીતી જે ઉંચે દરજે જલવાઈ રહીછે તે ઉપરથી તેમની કેળવણીની ચડતી હાલત આપણાં ધેઆનમા ઉતરેછે. અલબતાં ઓરતોને છુટ મળવા આગમચ કેળવણી મળવી જોઈએ અને ઈંગરેજ લોકો પોતાની સ્ત્રીઓને એટલી પુખત કેળવણી આપે કે પછે મરદનાં સરખી સઘલી કીસમની છુટ મળવા છતાં બીન કેળવાયલી ઓરતોમા જેટલા બગાડાની ધાસતી રેહેછે તેટલી ધાસતી એઓમા રેહતી નથી. મરદો ચોકસ છુટાપણું ભોગવે અને ઓરતો નહી ભોગવે તેના વાજબી કારણ કાંઈ નથી અને જેમ કેળવણી વધતી જાય તેમ એ બાબે તેઓના હક પણ વધતા જાયછે.

સ્ત્રીઓની કેળવણી ઉપરાંત ઈંગરેજોની મંડળીમાં બીજા કેટલાક કાયદાઓ છે, જેથી આટલાં બેહદ છુટાપણા છતાં નીતીનો બગાડ થતો નથી. જો કે એક બાલમાં સ્ત્રી પુરૂશો સાથે ડાનસ કરેછે, તોપણ તેથી કાંઈ દોસતી ગણાતી નથી; તેમજ અગર ખાનાની ટેબલ ઉપર, નાટકશાળામાં, આગ ગાડીમાં ઇઆ બીજી જાહેર જગા ઉપર સાથે બેઠાં હોએ અથવા સાથે વાતો કીધી હોય તોપણ તેથી કાંઈ ઓળખાણ ગણાતી નથી. તેઓ અણજાના તરીકે મલેછે અને અણજાના તરીકે છુટા પડેછે. અગરજો દોસતી કરવી હોયતો બેહુને ઓળખીતું એક એક જણ બેહુને સાથે મેળવીને વચે ઉભો રહી ઓળખાંણ કરાવી આપે તો પછી તેઓ ધીમે ધીમે પોતપોતાની ઓળખાન વધારવા ચાહેછે અને તેબી એવી રીતે કે વચમા એકેકની ખોડખાપણ માલમ પડેતો પાછાં દુર રેહેવાને વીલમ નહી લાગે. ઓરતોની સાથે કેમ વરતવું, કેટલી વાતચીત કરવી, ઓરતોએ ખાનાની ટેબલો ઉપર કાંહાંશુધી બેસવું, મરદોએ દારૂ પીવા માડવા આગમચ ઓરતોએ ઉઠી જવું, વગેરે મીજલશના કાયદા એટલી હદ શુધી વધારયાછે કે શેકહેંડ કરતાં ઓરતે કેટલો હાથ આપવો, રસતામા ચલાવતી વખતે ઓરતને દેવાલની બાજુએ ચલાવવી, એવા એવા ઘણા કાયદાઓ ઈંગરેજ મંડળીમા ચાલેછે અને તે બારીકીથી સંભાલવા પડેછે.

એ સઘલા કાયદાઓમા ઓરત જાતને જેમ બને તેમ માન આપવું તથા મંડળીમા નીતીની જાલવણી કરવી એવી બે નેમ રાખેલી છે. પેહેલાંતો ઈંગરેજ લોકની કોઈ ગમત એવી નથી કે જે નીચ અથવા અનીતી ભરેલી હોય. તેઓમા કાંઈ અજીઠી ગાલગલોચીંની આદતજ નથી. તેઓના ઘરો ઇઆ વાડીઓમા કાંઈ રાંડોના ઇઆ મહલારીના નીતીભંગ નાચો થતા નથી. તેઓના ગાએનોમા ફટાણા ગીતો કાંઈજ નથી. તેઓમા રમત ગમતના ઇઆ ફુરસતનો વખત ગુજારવાના એવા રસતા કાંઈ નથી કે જાંહાં ઓરતોને લઈ જવાને શરમ ઉપજે. તેઓ ફુરસતે તરેહવાર હસવાના દાવો તથા બાજીઓ રમેછે, રમુજી વાતો કેહેછે



ઇઆ સમસીઆઓ સમજાવેછે, વીદીઆ હોનરના અખત રાઓ કરેછે, ટુકમાં પોત પોતાના ઘરોમા વટીક તેઓનો ગજતો એવી હોયછે કે તેથી રમુજ અને શાન ભેગું મળી શકે અને જે ગમતમાં કુમલાંમાં કુમલાં બાલકને દાખલ કરવાને હરકત રેહે નહી. હલકાં લોકો હલકી જગાઓમા હલકી અનીતીઓ ચલાવેછે ખરા, પણ હલકાં માણસો આબરૂદાર મંડળીઓમા દાખલ થઈ શકતાં નથી. એકબી માણસ જાહેર રીતે ખરાબ ચાલનો માલમ પડયો, તેના ઉપર કાંઈ ગુનાહ શાબેત થયો, એટલે પછે સઘલી આબરૂદાર મંડળીમાથી તે બાતલ થાયછે, જો તે કદાચ આબરૂદાર ઠેકાણે આવી લાગેતો બીજાંઓ તેની હાજરી ઉપર વાંધો ઉઠાવેછે, તેને તેઓ બાહેર કઢાવેછે અથવા નહીતો પોતે તાંહાંથી નીકલી જાયછે. બીજા હાથ ઉપર વળી જો મંડળીમા બેઅંદાજ વાતચીત ચાલતી હોયતો ફેસાદ, ટંટો ઇઆ નીતીનો બીગાડ થવાની ધાસતી રહી શકેછે અને તેથી મંડળીઓમા ઓરતોને લઈ જવાને અટકાવ થાયછે. પણ એ વીશેબી ઈંગરેજોનો વીવેક મનમાનતો છે. તેઓ મંડળીઓમા ખાનગી માણશોની ખાનગી કનવાર કદી કરતા નથી. તેઓની વાતચીત એકેકની ખાનગી એબો ઉપર કદી ચાલતી નથી. તેઓ સઘલી જાહેર બાબતો ઉપર સંવાદ ચલાવેછે અથવા નીરદોશ મજાખ મશખરીઓ કરેછે. તેઓ કોઈને માઠું લાગે એવું બોલવાનુ બનતાં શુધી દુર કરેછે. કોઈની વીરૂધ બોલવું હોય તોપણ મીઠાસ અને સહુરાગાતથી તથા તરેહવાર બારીઓ રાખીને બોલેછે અને મોજને ખાતર જાંહાં સમાધાનીથી મળી સંપજથી છુટા પડવાનુ હોય તાંહાં તેઓ સરવે ચજની તારીફ કરશે અને કાંઈબી ખરાબ છે એમ કેહેશે નહીં.



ઉપલા સરવે હેવાલથી ઈંગરેજ લોકોનો કાંઈ બચાવ કરવાની આપણે મતલબ રાખી નથી. તેઓ તદન ખામી વગરના અથવા એબ વગરના છે, એમ આપણુ કેહેતા નથી. તેઓમાં એબ ઘણી છે, તેઓમા નીતીનો બગાડ ઘણો થાયછે, પણ બીજી પરજાઓ કરતાં વધારે તેઓમા કાંઈ નથી. તેઓમા ઓરતો જે ખાશ છુટાપણું ભોગવેછે, તે પરમાણે તેઓમા બદીનો ખાશ વધારો કાંઈજ નથી. તેઓમા મુખીઅ ખોર "ફાશન" નો છે. ઉપલાં ચીતરમા દેખાડયુંછે તેમ બાલ, અને પોશાક ઈતીઆદી ઉપર ઈંગરેજો ઘણું ધેઆન આપેછે અને તેમા ઓરતો પોતાના મરદોને પુશકલ ખરચ કરાવે છે. પોશાક, ગાડી, ઘોડા, ફરનીચર, એ સરવે તેઓમાં તરેહવાર શુંદર ઢપછપના હોયછે અને નવાં નવાં શોધી કાહાડતાં જાયછે, પણ તેમ મરદોને માથે આંકડો ચહડતો જાયછે, અને બીચારાઓ ખરચમા તણાઈ જાયછે. તેઓના પોશાકમા કેટલુંકતો એબલગામણું છે, જેમકે તેઓમા હમણા બાલના ભયંકાર કદના મોટા અંબોરા રાખવાનો ચાલ નીકલયોછે. વલી ઓરતોના જભા પછવાડેથી કચરો વાલે તેવા લાંબા અને લબરતા રાખવાનો ચાલ પણ હમણા ઘણો વધી પડયોછે અને છેલે તેઓની એક હસવા સરખાં રસમ તેઓના જભામાં લોઢાંની કમાનો રાખીને જભાઓને જેમ બને તેમ ઉપસેલા દેખાડવાનીછે.



ઈંગરેજ લોકોની મોટી એબ દારૂનો લબ છે. તેઓમાં દારૂનો પીપીઆટો એટલો વધી ગયોછે કે ઘણાંક મોટાં ખાંતદાંનોની પાએમાલી, ઘણીક મોટી દોલતોની ખરાબી, અને ઘણાક કીમંતી જીવોની ખુવારી તથા રદબાતલપણું દારૂથી બનેછે. "એલ" બીર અને પોરટર દારૂતો તેઓમા સાધારણ છે. નાટકશાળા જેવી જાહેર જગાઓમાં વટીક નીચલા વરગોમાં એ દારૂ બેકકો આગળ વેચાવા આવેછે. રાતના કે દીસના જરા ફુરસત મળી ઇઆ મોજ કરવા કેથેબી ગયા હોયતો મોટો હાવરો તેઓ દારૂ પીવાનો દેખાડેછે. ઈંગરેજ સ્ત્રીઓમાં પણ એ લબ વધી ચાલયોછે—પણ ખોદા તેઓના એવા ખોટા "સુધારા" થી આપણી પનાહ રાખે.

# પારીસના પેહેલવાનો.



## મોંશીઉ ટીએ.

પેઆરાં વાંચનારાંઓ, પાસેના ચીતર ઉપર નજર પોંહોંચાહો. પારીસના ખુશનોમા પાએતખ્તનો એક મોહોલો ચીતારેલોછે. તેમા એક મોટો તોપનો ગોળો આવીને પડેછે તથા પડયા પછે ફાટેછે, જેથી ઘરબાર ભાગી ગયાંછે, દીવાનું ફાંણુસ મરડાઈ ગયુંછે, એક માણુસ તાંહાંજ મુદડું થઈ પડયોછે અને બીજાં માણુસો નાહાસ ભાગ કરેછે. આ ભય ભરેલી આફત પારીસ ઉપર છેલી આવી પડી તારે તેની શેવા બજાવનારા પેહેલવાનોમાના જેનું ચીતર તથા વરતાંત આ અંક સાથ આપવા માગીએ છઈએ તે નાઈફ અને ખોજેરગ ફરેંચ રાજઅધીકારી મોંશીઉ ટીએ તું છે. જારે પારીસ ઉપર જરમનોનો ઘેરો વધારે સાંકડો થતો ગયો અને ગોળાના વરસવાથી શેહેર તારાજ થવા લાગું, તારે ટીએ દુશમનોની છાવણીમા તેમની પાસે માંગણી કરવા ગયો હતો કે થોડો વખત લડાઈ બંધ કરવી, અને તેટલાં પારીસને નવી સરકાર ચુંટી કાહાડવા તથા ખોરાકી ભેગી કરવાનો વખત આપવો. આ માગણી કરવામા મોંશીઉ ટીએને ઘણી મેહેનત પડી હતી, પણ પોતાના સવદેશની એટલીજ શેવા તેણે બજાવી નથી. અગર તેણે લડાઇના મેદાનમા કાપાકાપી અને કતલમા ભાગ લીધો નહીં હોય, તોપણુ દેશના કારોબારમા તેણે એટલો મજબુતી, હીમત અને બાહાદુરી ભરેલો ભાગ લીધોછે કે તેને પેહેલવાનતું નામ વાજબીપણે છાજેછે.

લુઈ એડાલફ ટીએ સને ૧૭૯૭ ના એપરેલ મહીનામા મારસેલસ ખાતે જનમયો હતો જેથી તેની ઉમર હાલ હેંશીની ભરતીમા આવીછે અને તોપણ ટીએ હોશીયારીમા, મેહેનતમા અને અકલમા જેવોને તેવો મજબુત છે. તેનો બાપ એક ટાલાં મારી બનાવનારો ગરીબ લુહાડ હતો. ટીએએ ધરમખાતાંની કેળવણી લેતાં પોતાની ઘણી ચપલાઈ દેખાડી આપી, અને લશકરમા દાખલ થવા માટે ભુમીતી વગેરે જરૂરની વીદીઆઓનો તેણે અભીઆસ કરવા માંડયો, પણ તેના મા બાપનો વીચાર ફરવાથી તેઓએ તેને ધારાના અભીઆસમા નાખ્યો. બારીસટર દાખલ પસાર થવા પછે ટીએને જાઝી કમાણી થઈ નથી, જે ઉપરથી ટીએએ પોતાનું ધેઆન ધારા ઉપરથી ફેરવીને જાહેર લખાણો કરવાના ધંધા ઉપર લગાડયું. ઘણીક ભરભલામણ અને મેહેનતથી પારીસના કાબેલ લખનારાઓની સંફ અને મંડળીમા દાખલ થવા પછે એક પરખેઆત પતરમા રાજદુવારી વીશયો લખવાનું તેને કામ મળયું, જે ઉપરથી એક અછા લખનાર તરીકેની તેની આબરૂ વધતી ગઈ અને કદર બુજાતી ગઈ. ૧૮૨૩ માં તેણે આગલી ફરેંચ રાજની ઉથલ પાથલની તવારીખ પરગટ કીધી, જે તવારીખ ૧૦ ભાગમા નવ વરશે તેણે પુરી કીધી અને જે તવારીખે ટીએના નામની અછી યાદગારી જાલવી રાખીછે. "નાશનલ" નામના પતરમા ફરાનસના રાજા ૧૦ મા ચારલસની રાજનીતી ઉપર સખત હોમલા કીધા પછે ૧૮૩૦ ની ઉથલ પા

થલથી મોંશીઉ ટીએરને સરકારી નોકરી મળી અને કેટલાક
નાહના હોદ્દા ચલાવયા પછે તે રાજનો અંડર સેક્રેટરી થયો.

હીંઆંથી મોંશીઉ ટીએરે આબરૂ અને કીરતી મેળવ
તો ચાલયો. તેને એક શેહેરે ફરેંચ પારલામેંટમા પોતાની
તરફથી ચુંટી કાહાડયો અને ૧૮૩૨ થી ૧૮૪૦ સુધીમાં
માહેલાં ખાતાંના, જાહેર બાંધકામના, તથા પારકા રાજયો
ના પરધાનના હોદ્દાઓ સુધી તે ચહડી ગયો. તેના વખ
તમા સીરીઆ દેશને લગતા વાંધાને તેણે એટલો વધારી મે
ળયો તથા ફરાંનસને તેણે એવી ધમકી આપનારી વલણ
ઉપર મેળયું કે યુરોપના મોટાં રાજવાલાઓ સાથ લડાઈ ઉ
ઠવાનો હીંગામ આવી ગયો. એ ઉપરથી રાજાએ તેની
સોહેથી હોદ્દો છોડાવયો, અને તારપછે મોંશીઉ ટીએરે ફરાન
સની શાનશાહાતના વખત સુધી કોઈ પણ હોદ્દા ઉપર આ
વયો નહી હતો. પણ ૧૮૪૦ મા મરનાર પદભ્રશટ શાન
શાહા લુઇ નેપોલીઅન ફરાનસની ગાદી ઉપર દાવો ઉઠાવી
બોલોંગ ખાતે કાફલો લઈ ચહી આવયો, તે ભાગા તુટા ઘસા
રાની વેળા તેણે ટીએરને પોતાનો પરધાન બનાવયો હતો.
પણ તે સઘળો વખત રાજપરકરણને બદલે વીદીઆ પરકરણ
ઉપર ટીએરનું ધેઆન વધારે હતું. તેણે ફરાનસની તવા
રીખનું એક બીજું પુસતક બનાવા માડયું હતું, જે મોટું
પુસતક તેણે ૨૦ ગરંથોમાં સમાપત કરયુંછે અને જેનો
૨૦ મો વાલમ ૧૮૬૨ મા બાહેર પડયોછે. ૧૮૪૮ માં
જારે ફરાનસ ખાતે લુઈ ફીલીપના રાજમા બલવો ઉઠયો તારે
મોંશીઉ ટીએરે આ મોટાં પુસતકના કામમા રોકાઈ જવાને
લીધે ફસી પડયો હતો. આવા હીંગામમાં જાહેર માણ
સોને બાહેર નીકલવાની તક મળેછે, પણ અચણુચ બલવો
ઉઠવામા ટીએરે એ સઘલી તક ખોહી અને તે વેળા તેની
પદવી માતર શેહેરનો બચાવ કરનારા એક "નાશનલ ગા
રડ" ની બરોબરની હતી, કે જે વેળા ખાંધે બંદુક મારી
પારીસની કીલેબંદીના બચાવમા તેણે કોટ ઉપર પેહેરો ભ
રયો હતો !

પણ આ પરમાણે ટીએરે જાજે વખત પડી રહયો ન
હી. ઉપલી ઉથલ પાથલ પછેની પરજાસતાક રાજમંડળી
મા ટીએરને એક બેઠક મળી અને જારે મરનાર નેપોલીઅન
તે મંડળીનો પરેસીડંટ થયો તારે ટીએરને પરધાન બનાવા
ની વકી હતી. ટીએરે બોનાપારટના કુટંબનો હીમાએતી
અને પોતાના પુસતકમાં તેની મોટી વખાન કરનારો હતો,
પણ અંદરખાનેથી પરજાસતાક રાજને પસંદ કરતો હતો,
માટે ૧૮૫૧ મા જારે મરનાર નેપોલીઅને અચણુચ લશક
રની મદદથી પરજાસતાક રાજને ઉંધું વાલીને ફરાનસના
તખતે શાનશાહ દાખલ તે ચહડી બેઠો તારે જેમ જુદા જુદા
રાજદુવારીઓ ઉપર મુસીબત પાડી હતી, તેમ તેણે ટીએરને
દેશનીકાલ કીધો અને એ નામીચા અધીકારીને સુવીટજર
લાંડ દેશમા જઈ રેહેવું પડયું. પણ થોડા વરશ પછે તેને
ફરાનસમા પાછો આવવાની રજા મળી, જે પછે બાર તેર
વરશ તેણે ખાનગી જીંદગીમાં પોતાના પુસતકો સમાપત
કરવા ઉપર ગુજારયાં. ૧૮૬૩ મા ફરેંચ પારલામેંટ મધે
તેને વળી પાછી જગા મળી, જે પછે તેણે મોટા મોટા રાજ
દુવારી સવાલો ઉપર નામીચા વકતા (બોલનાર) તરીકે પો
તાની સઘલી આબરૂ વધારી મેળી. તેણે ફરાનસની રઈ
એતના છુટાપણાને લગતા ઘણા સવાલો ઉઠાવયા તથા ઘ
ણી હીમાએતો કીધી; પણ ઈટલીના સવતંતરપણાની તે
સામે હતો તથા પોપના રાજનો તે ઘણો મદદગાર હતો !
શાનશાહ નેપોલીઅન સાથ વાંધો પડવાથી ટીએરે વલી યા
છો પરધાનોમાથી નીકલી ગયો હતો અને ૧૮૭૦ મા જારે
એ શાનશાહે જરમનો સાથ નાશકારક લડાઈ ઉઠાવી તારે
ટીએરે રાજમા સામેલ નહી હતો, પણ ઘણી બાબતમા શાન
શાહની વીરૂધનો થઈ ગયો હતો.

આ લડાઈમા શાનશાહ નેપોલીઅનનો પરાજય થવા
પછે મોંશીઉ ટીએરની કીરતીનો ગોયા તરીકે તબકો શરૂ થ
યો: પારીસમા નવી ઉથલ પાથલ થવા પછે ફરાનસમા
પરજાસતાક રાજ સથાપવા માટે જે કામચલાઉ સરકાર ઉ
ભી થઈ, તેની તરફથી મોંશીઉ ટીએરને ઈંગલંડ, આસટરી
યા અને રૂશીયાના શાનશાહાતો ખાતે મોકલાવામા આ
વયો, તે એવી મતલબથી કે ટીએરે એ તરણકે નામીચી
સરકારો સાથ મસલત કરી તેમને આ લડાઈમા વચે આ
વવા તથા સુલેહ કરાવા કેહેવું અને ફરાનસના પરજાસતાક
રાજને એ સરકારોએ બાહાલ રાખવું. આ કામને માટે
આખાં ફરાનસને નામે મોંશીઉ ટીએરને ચુંટી કાહાડવામા
આવયો એ કાંઈ તેને થોડું માન નહી હતું. જે ફરાનસ
ની કીરતી ઉપર મગરૂર હતો, જેણે આગલા બોના
પારટના ઘણા બુંકાં ફુકેલાં હતાં, જેણે શાનશાહ ને
પોલીઅનને ગાદી ઉપર આવવાને પોતાના સહરા
ગાત ભરેલા લખાણોથી ગોયા રસતો કરી આપયો
હતો તેજ ઉમરાવ આજે ખાકમા પડેલાં ફરાનસની તરફ
થી ઈંગલંડ, રૂશીયા અને આસટરીયાની સાહેતા માગવા
નીકલયો. આ કામ ટીએરે ઘણી ચાલાકીથી બજાવયું અ
ને ઈંગલંડના પારકાં રાજયોના પરધાન અરલ ગરાનવીલે
પોતે ટીએરે સાથની મુલાકાતનો હેવાલ આપયોછે, તેમા કેહે
વા મુજબ ફરાનસની તરફ ઈંગલંડની દયા ઉસકેરવા માટે
ટીએરે વાપરેલી દલીલોમા એક એમ પણ હતી કે "હીંદુ
"સતાનમા જારે બલવો થયો તારે ઈંગલંડ ઉપર આવી પ
"ડેલી મુશકેલીના વખતમા ફરાનસે કસો લાભ લીધો નહી,
"પણ ઈંગલંડ તરફ પુરતી મીતરાચારી જારી રાખી હતી."

મોંશીઉ ટીએરનો આ સઘળી મેહેનત તરત ફળી ન
હી; કેમકે મોટાં રાજવાળાઓ લડાઈની તે હાલતમા કાંઈ
કરી શકયા નહી, પણ તાર પછે જે વેળા પારીસ ઉપર ઘુખ
મરાના અને બીજાં વધારે શંકરો પડયાં તારે દયાને ખા
તર વચે પડવાનો વખત ખરેખર આવયો અને ટીએરની
દલીલો તેમને કામ લાગી. તે રાજવાળાઓના વચે પડવા
થી થોડો વખત લડાઈને અટકાવીને ફરાનસને પોતાની હા
લત ઉપર વીચાર કરવાનો વખત આપવા માટે એવો ઠરાવ
થયો કે જરમન પરધાન બીસમારક પાસે ફરેંચ એલચીને
મોકલવો. એ એલચી તરીકે મોંશીઉ ટીએરને પસંદ કરવા
મા આવયો. તે સઘળો વખત સુધી ટરસ શેહેરમા કામ
ચલાઉ સરકારની સાથે રહેલો હતો. તેને બીસમારક પાસે
જવાનું આગમચ પારીસ મધે બંધ પડી ગયલા સતાવાળા
ઓને પુછવાની જરૂર હતી. એ ઉપરથી તોપો અને લશ
કરની વચેથી સલામત પારીસ જવા માટે ટીએરને જરમનો
ના ચોકી પેહેરા તલે પારીસ જઈ તથા તાંહાંની સરકારની

સતા મેળવવામા એક રાત ગુજારીને બીજે દીને ટીએ કાંઉંટ બીસમારકની મુલાકાતે ગયો અને તાંહાં તેણે નેપોલીઅન વીશે પોતાનું મત જાહેર કરવાને તેણે કાંઇ પરડો રાખ્યો નહી. તે બોલયો કે નેપોલીઅનની "સરકારે બેવકુફી ભરે "લી રીતે આ લડાઇ શરૂ કીધી તથા બેહુદી રીતે તેને ચા "લુ રાખી, તે સરકારની હસતીનો સીડનના તાબે થવાથી "ખતમ થઇછે અને તેની માતર દુખ ભરેલી તથા શરમ "ભરેલી યાદ ફરેંચોના મનમા રહી ગઈછે." જારે કાંઉંટ બીસમારક સાથ ટીએની આ મુલાકાત ચાલતી હતી, તારે બીજીગમથી પારીસ ઉપર તોપોનો મારો ચાલુ હતો, અને ટીએ લખેછે કે "મેં વધારે ઉતાવલ એમ કીધી કે એ ચાલુ "ગગડાટ જે દુરથી સંભળાતો હતો તે બંધ થાય તેને માટે "હું ઘણો ખંતી હતો, કેમકે એ દરએક ગોલામા નવી "ખરાબી અને ખુનામરકીની મને દેહેસત જારી રહી હતી." આ મુલાકાત કેટલાક દીવસ સુધી ચાલુ રહી, જે અરસામા ટીએ જરમંનોના મેહેમાન તરીકે રહયો હતો. આ મુલાકાતમા પોતાના ફતેહમંદ દુશમનોને સમજાવા તથા તેમના જોડેથી ૨૫ દીવસની મેહેતલ માગવા માટે ટીએએ ઘણી ચાલાકી અને બાહોશીથી તકરાર ચલાવી. જારે બીસમારકે કહયું કે "તમોને ૨૫ દીવસની મેહેતલમા પાછા મજબુત થવાનો લાભ મળે તેના બદલામા અમોને મજબુત થવા માટે એકુ બાહેરનો કીલલો હવાલે કરો," તારે ટીએએ લગાર મીજાજ ખોહી દીધો, અને નીચલા દેશહીતકારી શબદોમાં આ મુલાકાતનું શેવટ લાવી મેળયું—

"એતો તમે આખું પારીસ માગોછો. એમજ છે તારે કેહેતા કાં નથી કે મને પારીસજ આપી દેઓ ? તેને લુથે મારવા તથા તોપને મોહોડે મેળવાની અમે તમોને તક આપીએ છઇએ તારે તમે તેનેજ લેવા માગોછો. પારીસને પોતાને આપી દેવાની બોલી તો અમે કરી શકવાના નથી—જે પારીસ અમારું મુખીઅ કુવત છે, જેમા અમારી મોટી આશાછે, જેમા તમારી મોટી ટુકડલી છે, અને જે ઉપર પચાસ દાહાડા સુધી ઘેરો ઘાલવા છતાં હજી તમે ફાવી શકયા નથી."

આ મુલાકાત ફોકટ ગઈ અને ટીએ નાસીપાસી સાથ પાછો ફરયો. પણ તોબી તેણે આશા છોડી નહી હતી. આ વેળા તે તદન થાકી અને કંટાલી ગયો હતો. તેણે વરતમાન પતરોના આડતીઆઓ સાથ મુલાકાત કરવાને પોતાની થાકને થકી ના પાડયું હતું. એકને તેણે કહયું કે "સાહેબ, ખોદાને ખાતર મને એકલો નાખો." તોપણ લંડન ટાઇમસ વાલા ડાકટર રસલની તેણે મુલાકાત લીધી હતી. રસલ કેહેછે કે "ટીએમા આ વેળા અજાએબ જેવી સબુરી હતી. જેકે તે ઘરડો ખખ થઇ ગયો હતો, તોપણ બોલતાં બોલતાં તે ગરમ થઇ જતો અને થાક તથા નબલાઇનો દેખાવ નીકલી જઇ તેની આગલી સઘલી તેજી તેનામા માલમ પડતી હતી." તેણે આ ગડબડમા તરણ હજાર લીગની મુસાફરી કીધી હતી, અને તે સઘલો વખત તેની બાયડી તથા સાલી તેની સાથે હતાં, કેમકે ૭૪ વરશની તેની ઉમરમા આવી થાક તથા હેરાનગારી તલે તેના કુટુંબીઓ ધાસતી રાખતાં હતાં કે રસતામાંજ કોઇ વખતે લાંબો થઇને ગાંસડો વાલશે. મોંશીઉ ટીએને ("હારટ ડીઝીઝ") દીલનો મરજ થયલોછે, તે છતાં તેણે આવી ઘરડી ઉમરે આટલીબધી જંજાલ ખેંચી અને વધારે જંજાલ ખેંચવાને તે તઇઆર હતો. ડાકટર રસલ આગલ તેણે કહયું કે "સુલેહને માટે હું મારી બનતી કોશેશ કરશ અને તોબી કાંઇ નહી વલશે તો ઘર બેસીને શેવટની રાહા જેવશ." ડાકટર રસલના કેહેવા મુજબ આ જંજાલ વચે "મોંશીઉ ટીએ દરરોજ સહવારના ૪ વાગતે ઉઠેછે અને તરત લખવા બેસેછે"!

હવે મોંશીઉ ટીએની કીરતીના છેલા તબકા ઉપર આપણ આવીએ છઇએ. એ તબકામા ટીએને ફરાનસની રાજ ગાદી ઉપર બેહેલો આપણ જોઇએ છઇએ! લડાઇ આખરે બંધ પડી, અને ફરાનસમા પરજાસતાક રાજ શરૂ થયું એટલે પેહેલા પરેસીડંટ (પરમુખ) તરીકે આખાં ફરાનસે જેનતરને ચુંટી કાહાડયો. તે આ બુઢા ટીએને ચુંટી કાહાડયો. વાંચનારી બાનુઓ કબુલ કરશે કે તેની લાંબી રાજદ્વારી જીંદગીના છેલા દીવસો ઉપર તેને આ સઉથી લાએક અને સઉથી મોટું ઇનામ વાજબી મળયું હતું. ટીએએ રાજ ગાદી લેતાં વાર દેશના સુધારાના અનેક ઉપાયો ચાલુ કીધા. પણ એ માન તેણે માતર તરણ વરશ લોગવયુંછે. થોડાક મહીના થયા તેણે પોતાનો હોધો છોડી દીધોછે. ફરાનસની રાજમંડળીમાં ટોલીઓ અને તડાઓનું જોસ હજી ચાલેછે. એ ટોલીઓનું બળ સમતોલ રાખવામા ટીએને ઘણી મેહેનત પડી, પણ અંતે કંટાલીને તેણે હોધો છોડયોછે. હજી તે જીવેછે અને ફરાનસના બનાવો ઉપર હજી તેની તેજ ચુંગાલ તથા નજર જારીછે.

---

## પરચુટણ બાબતો.

બીજું શું જોઇએ? માણસજાત ઉપર ખોદાએ કીધેલી બખશેશમા સઉથી મોહોટી બખશેશ નીંદછે. ખરી નીંદ મેલવવાને તરણ ચીજની અગતછે. "તનદરોસતી, મેહેનત અને પાક દીલ." વાશતે ઓ! ગરીબ અને મજુર તું તવંગર અને મોહોટાઓની અદેખાઇ કરતો ના, કાંયકે તારી પાસ સારી નીંદ મેલવવામા જે ઉપાયછે તે તવંગરોની પાસે હોતા નથી.

---

ધરતીનું પેટ—જવાલામુખી પરવતોના ઉંઘાડાં મોહોમાથી ધરતી પોતાના પેટાંખાનાં માહેલાં "આંતરડાં હોજરી" બાહેર કાટી દુનીઆંને ભેટ કરેછે, તેનો જથો કેટલો હોયછે! વાંચનારી ખાનુઓ જાણવાથી અચરત થશે કે જારે પાહાડ ફાટેછે તારે તેનું જાણે પેટ છુટી જાયછે. ૧૭૩૭ માં વીસુવીઅસ પાહાડ ફાટો તારે તેમાંથી ૩૩૫૮૭૦૫૮ કીઉબીક ફીટ બલતો પદારથ નીકલી હતી. ૧૭૯૪ માં એ પાહાડમાંથી વેહેલા બલતાં પરવાહ ૪૬૦૯૮૭૬૬ કીઉબીક ફીટ સંગીન ફતર હતો. ૧૬૬૯ માં એટના પરવતમાંથી ૯૩૮૩૮૯૫૦ કીઉબીક ફીટ પદારથ નીકલી હતી; જે જમીન ઉપર એકઠી થવાથી એક પડારેકો પાહાડ બે માઇલના ઘેરાવાનો તથા ૪૫૦ ફીટ ઉંચો બનયો હતો! ૧૭૮૩ માં આઇસલાંડના બરફના ટાપુ માહેલા બલતા પાહાડમાંથી નીકલેલો પરવાહ એટલો ગરમ ૯

તો કે તે પાહાડ ફાટા પછે બાર મહીનેની ઠંડો પડયો ન હી હતો, તેનાં જથા વીશે એવી ગણુતરી કરવામાં આવી છે કે તેથી ૪૨૦ ચોરસ માઇલ જગા રોકાઈ હતી, અને તેમાં ૧૯૫૧૪૮૦૦૦૦ (૧૯૫ અબજ) કોઈઅેક વાર પદા રથનો જથો ઢગલો થયો હતો. એતો ગણુતરી બલતા પા હાડમાંથી બાહેર નીકલીને ભેગો થતી પદારથનો જાણુવો. પણુ જે રેતી, રાખ, વગેરેના વાદલાં હવામાં ઉડી જાયછે અથવા સેંકડો માઇલ સુધી દરીઆવમાં ચાલી જાયછે, તે સઘલું હુમેરતાં ઉપલા દરઅેક જથામાં બમનો વધારો જાણુવો.

---

પુસતક અને જ્ઞાન—ગરીબો અને તવંગરો, તેમજ સુખી અને દુખીના ખરા દીલાસો દેનાર દોસતોછે, સુખ ની વખતના દોસતો દુખીની વેલા નાહાશી જશે, પણુ એ બે બુશતાક સાથી રેહેશે.

---

આફત અને દુખ—માણુશ જાતના મોહોટા શીકશ કછે. જે માણુશે એ બે ચીજ ન ખમી તે માણુશે આ દુ નીયાં બરાબર જોઇ નહી.

---

## રમુજે ફુરસત.

૧. એક શખસ પાસે રૂપાંના બે કપ ચહડતાં ઊતરતાં વજન નાંછે 'અને તે બેઊપરનું એકજ ધાકણુછે જેનું વજણુ ૫) આંઊંસ નુંછે. અગર તે ધાકણુ ઊતરતાં વજણુનાં કપ ઊપર મુકીએછેતો તે નું વજણુ ચહડતાં કપનાં વજણુ થાને બમનું થાએછે. અગર ધા કણુ ચહડતાં વજણુનાં કપ ઊપર મુકીએછેતો તેનું વજણુ ઊતરતાં કપનાં વજણુ કરતાં ૩ ઘણું થાએછે, તીહારે દરએક કપનું વજણુ કેટલું હોવું જોઇએ ? બાંમજી.

---

## ખોલાસો

### માસ ડીજેમબરના સવાલોનો.

૨. ઘોડેસવાર સ્ત્રી.
૩. ૨ ની આગળ '૧ મુકવાથી "એક-૨" થાયછે.
૪. ઊલટાવેલા નામો.
 ૧—મુંબઇ ઇલાકો. ૩—નવસારી તાલુકો.
 ૨—સુરત જીલો. ૪—મોજે જલાલપોર.
૫. ૧—કેમકે તેઓ નાઆેલા (ના-આેલા) ને માનેછે.
 ૨—કેમકે તેઓ મુલાંને માનેછે અને વળી મુલાને ખાયછે.
 ૩—એક ખારો છે, બીજો ખાડોછે.
 ૪—એક શરીક છે, અને બીજો શરાકછે.
 ૫—જારે તેણે ગંજ-નામું લખયું તારે.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. ગલે-બંધ.
૨. માણુસની જીંદગી—કેમકે બચપણુમાં બે હાથ ને બે પ ગ વડે ફરેડેછે ને ચોઆર પગ—જુવાંનીમાં બે પગે ચાલેછે અને ઘડપણુમાં બે પગને એક લાકડી મળી તરણુ પગ (આ ઊપલા જવા બમાં બચપણુને શવારનું રૂપ આપેલુંછે. જુવાનીને બપોરનું અને ઘડપણુને સાંહાંજનું રૂપ આપીઊછે.)
૩. કારણુકે જ શદા જુઠામાંછે. કારણુ કે સ શદા શચાઇ માંછે. કારણુ કે ગ શદા ગરજમાંછે.
૪. શેર, બશેરી, નવશેરી અને શતાવીશ શેરી.

૫. સંધા જણુ પેહેલાં ૦)– નાં ૭ નંગને વીસાબે વેચેછે જેમ કરતાં ૧૦ નંગવાલો પોતાનાં ૭ નંગનો ૦)– ઊપજાવી ૩ નં શાજલ પાડેછે. ૩૦ નંગ વાલો પોતાનાં ૨૮ નંગનો ૦। ઊપજા ૨ નંગ શાજલ પાડેછે. ૫૦ નંગવાલો પોતાનાં ૪૯ નંગના ૦। ઊપજાવી ૧ નંગ શાજલ પાડેછે. હવે સરવેઓ પોતપોતાનાં બાકી નંગો ૯૨ ૦)≡ લેખે વેચેછે. જેમ કરતાં

૧૦ નંગવાલાનાં ૩ નંગ વધેલાંનાં ૦।।– ઊપજીઆ તથ આગલા ૭ નંગનો ૦)– ઊપજાવેલા મલી ૦।।= પેદા કીધા.

૩૦ નંગ વાલાનાં ૨ નંગ વધેલાનાં ૦।= ઊપજીઆ તથ આગલા ૨૮ નંગનાં ૦। ઊપજેલા મલી ૦।।= પેદા કીધા.

૫૦ નંગવાલાનું ૧ નંગ વધેલાનાં ૦)≡ ઊપજીઆ તથા આ ગલા ૪૯ નંગનાં ૦।≡ ઊપજાવેલા મલી ૦।।= પેદા કીધા આં એ પરમાંણે દરએક જણુ ૦।।= સરખા પેદાકરી લાએઆ.

બાંમજી

---

## સંપ વિષે પદ.

"ઉભા રહેને ગોવાળિયારે, તારી મોરલી મીઠા વાય."
એ રાગનુંછે.

સજ્જન સંપ સજો સહુરે, સર્વે સંપથી સારૂં થાય,
માહોમાહી ન લડી મરો, લડવાથીતો લજ્જા જાય. સજ્જનો૦
ટેક.

દેખો ભાઈ પરદેશીઓ, કેવા સંપી કરેછે રાજ;
ઇચ્છે ભલું જાતભાઈનું, એથી એજ સુખીછે આજ. સ૦
જ્યારે જવા બેસે લક્ષ્મી, ત્યારે થાયછે સંપ વિનાશ;
જ્યાં સુધી સંપ ન સાંપડે, એકે સુખની રાખો ન આશ. સ૦
ભાઈની ચડતી ભાળીને, બિજો ભડકે બળિ મરે ભાઈ;
પડતી દશાની નિશાનિયો, જોઈ જાણુજો એજ જણાઈ. સ૦
ફરિયે ડાહ્યા થઈ દીસતા, બહુ કરિયે બિજાને બોધ;
અરે શેના ડાહ્યા આપણે, જ્યારે વાવિયે સુળ વિરોધ. સ૦
ઇરષા રાખી આપણે, કરી શું શકિયે આ કાળ;
ઉલટી આપણા ઉરમાં, ઝાઝા ઝેરથી લાગે ઝાળ. સ૦
ઇરષા ઉપજે અંતરે, ત્યારે ભુલી જવાયછે ભાન;
બાવરો થઇ બકવા કરે, ભલે હોય વડો વિદ્વાન. સ૦
આપણું મોઢું દેખાયછે, જેવા બોલિયે આપણે બોલ;
સામાને શું નુકશાનછે, થાય ઉલટો આપણો તોલ. સ૦
સાકરને કડવી કહે, કહો માનશે સાચું કોણ;
જગતના જન જાણુશે, એને રોગ થયો કાંઈ ઓંણુ. સ૦
ભલે બને કોઈ ભૂપતિ, ભલે મળે કોઇને માન;
દેખી શા માટે દાઝિયે, દાઝ રાખિ શું કરિયે નિદાન. સ૦
આપણા ઉપર ઇરષા, રાખી રાખે વિશેષ વિરોધ;
મિત્ર તથાપી માનિયે, કદી કરિયે ન તે પર ક્રોધ. સ૦
એમાંછે શોભા આપણી, વળી એમાંછે સુખ ભરપૂર;
બોલીને થાકશે બાપડો, ક્ષમા રાખવી આપણે ઉર. સ૦
શાંત શિખામણ સાંભળી, ઇરષાળુ તો શાંત ન થાય;
શીતળ જળ તાતા તેલમાં, છાંટે લાગેછે ઉલટી લહાય. સ૦
તેને ઘટે તેમ તે કરે, તમે તમને ઘટે કરો તેમ;
સજ્જનતા ગુણ સાચવો, અતિ ઉત્તમતોછે એમ. સ૦
આ લોકમાં પરલોકમાં, માન પામશો અવશ્યમેવ;
શાંતિ રાખ્યાથી રીઝશે, દિલ દલપતરામનો દેવ. સજ્જનો૦

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૮ મું. મારચ ૧૮૭૪ આંક ૩ જો


## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીન વારતા.

લખનાર—"મીનોચેહર ખારરોદ."

### બાબ ૫.

"સત્ય આચરો સહુ, સત્ય અહીં પંથ મુકત છે,
સત્ય આચરો સહુ, સત્ય પરલોકે મુકત છે;
સત્ય વિનાં પરિણામ માઠા, અસત્ય કદી તારે નહીં,
મારામાર સમજવા કાજ, બીજું શું શોધો કંહીં."

નરમદાશંકર.

પોતાના નાલાયક અને પાપી કામમાં, કબુલત પરમાણે રોકાવાને માટે પાદશાહ નોશેરવાન જેવા આદેલનો યુરોપીઅન ઓરતનો બેટો નુશરાજાદ, પોતાના બાપ અને તમામ દરબારની હલુસે પરણેલી ઓરતથી છુટો પડીને, આફતાબના કીરણો તે શેહરના ઉંચા મીનારા અને બુરજોને રોશનીથી હસતા કરે તેની આગમજ, શેહેરની પાદર છોડીને, એક ફેરવેલી જગાએથી પોતાના ઘોડા ઉપર ચઢીબેસી આગળ ચાલયો ગયો. તેને થોડીજ ખબર હતી કે તેની આ ચાલ એક શાહજાદાને લાયકની નહી હોવાથી તે તેને તેમ જ તેના નામદાર પેદર અને તમામ ઇરાનને બેઆબરૂ પોંહચાડનારી હતી. તેને થોડીજ ખબર હતી કે આ લગન એ તેના અને તેની ઓરતના લાભમા એક જબરદસત નાશકારક હતાં. તેને થોડીજ ખબર હતી કે વલી જે નાતરસ અને પાપી કામ તેણે પોતાના મજદકી નઠારા સોહબતીઓ સાથ માથે ઉઠાવી લીધું હતું તે તેના અને તેઓના જાનને જોખમમાં નાખનાર હતું. અલબતે કોઇબી માણસ પોતાની પીઠ પછાડીનું લાંછન જોઇ શકતો નથી, તેમ નુશરાજાદ પોતાના ભવીશનો પારખનાર નહી હોવાને લીધે તે જે કામ કરતો હતો તેના માઠાં પરીણામની તેને ખબર નહી હોય, એમા થોડીજ નવાઇછે, તોપણ સારાં નરસાં કામો પીછાણવાની શકતીનો તે બેશક ધરાવનાર હોવો જોઇએ, અને તે છું છતાં પોતાના મેહરબાન પાદશાહ અને પેદરના એક તારીફલાયક કામની વીરૂધ જઇ તેને નાશ કરવા અને પાછી તેની સતા તોડવાને આવી રીતની હીમત કરીને નઠારૂં કામ માથે લેનાર છોકરો તે નીવડયો,—તારે એક રીતે આમ કેહવાઇ શકાય કે પોતાનું ભવીશ પોતે જાણવા છતાં તેણે પોતાનો જાન જોખમમા નાખયો હતો.

નુશરાજાદ પોતાની ઓરતને મલીને ગયાબાદ, શીરીન પોતાના મકાનમા ગઇ અને હોમાય નામની બુઢી દાસી જે પછાડી છાપડીમા સોજું સાજું કરતી હતી તેણી પાસે પાણી માંગીને પોતાનું બદન સાફ કરી તથા નાના કમેની હોમાય પાસે માફેજત કરાવીને તે પાક યજદાંતાલાની સેતાયશમા મશગુલ થઇ, પણ બંદગીમા તેણીનું મન દરરોજની મુઆફેક ખરૂં અને સથીર હતું નહી. ઘણીબી યુકતીથી પોતે સાવધ રેહવા ચાહયું પણ એકના એક વેહમે તેણીને કચડયા કીધી. જેઓ હંમેશ દરેક બાબતમા સાવધ અને આતુર હોયછે, તેઓને શીરીનના જેવા કાંઇ શેંકડો વેહમો ફોલી ખાયછે, અને તેઓએ કરેલાં એકાદ છુપાં કામ—પછે તે ગમે એવું હકવાજબી અને ભલું હોય તોપણ તે છુપું થયુંછે, માટે તે કામ કરતાં તેમને કોઇએ જોયાંછે કે નહી, અને જોયાંછે તો તે જોનાર તે વીશે કાંઇ ખરાબ વીચાર ધરાવેછે કે નહી, અને તે જાણવા માટે તેનો કેવી રીતે ગર લેવો જોઇએ, એવા એવા વીચારોની કાંઇ શેંકડો.ગજ લાંબી હાર તેમનાં મનમાં ઉતપન થાયછે,—અને તે પછે તેમના દુખનું કારણ થઇ પડેછે.

વાંચનારી બાનુઓ જોઇ લેશે કે તારે શીરીનના વસવસાનુંબી એવુંજ એક કારણ હતું. પોતાના ભરથાર સાથ તો મલી પણ તે મુલાકાત ઉપર કોઇની નજર પડીછે કે નહી તે વીચાર કરતાં બુઢી હોમાયનેતો તે વીસરી ગઇ પણ નાના કેખુસરોની તેણીને મોટી ધાસતી પેદા થઇ. શેહરગીર તેણીનો બાપ ઘરમાં હતો નહી, અને તેવામાં તેણીનો ભરથાર તાંહાં આવી ગયો, તે વાત નાનો બાઇ જાણેછે તે બાવાને કહી આપશે એ વીચારથી તેણી ઉજલી પુણી થઇ ગઇ. પણ નાના કએને જો પાતી ભણાવવામાં આવે કે એ વીશે બાવા આગલ કાંઇજ જાણતો નહી હોય તેમ કસું બોલવું નહી, તો કેમ! ખરેખર, એ વી

ચ્યાર શીરાનને વાજબી લાગો, અને બંદગીથી ફારેગ થતાં જ પોતાના નાના બેરાદરને પોતાની પાસે બોલાવી ગલે વલગાડયો, અને કાંઈએક નવાઈ જેવી અને ખાવાની વસતુએ આપીને રાજી કીધો.

"આજે કેવાં તમે મીઠાં લાગોછ, શીરીન ! આજે મને તમે મીઠાઈ સઉ આપી તે ?" નાનો કેખુસરો હસતે મુખડે બોલયો.

"તું મારૂં કહયું માનંયા કરશે તો રોજ રોજ તુંને હું એમજ આપયા કરશ," શીરીન ખરેખરી ઘંભીરતાથી બોલી. "બાવા આવે તાંહાં લગ્ન અને તારપછેબી હું રોજ તને કંઈ કંઈ સાંતેલું ટાંકેલું આપશ. તુંને દરાખ લીલી લખો ગમે કે, ભાઈ ?"

"ઓ હો !" જવાબ મલયો કે—"તેતો હું એમની એમ ગલીજાઉં !"

"ઠીક તારે પછી હું તને પાંચ દરાખનો એક ઝુમખો આપી દેવશ," શીરીને કહયું, "પણ તે કારે ? મારૂં એક કામ કરે તારેજતો, બો !"

"શું કેહોની ! કેઠે જાવાનુંછે ? પાસેનાં મેહરબાનુને તાંહાં કાંઈ મેવો આપી આવવાનો છે ? લાવો તમો કેહોતો આ દોડયો !"

"અરે નહી, મારા પયારા. તે કામ પછી કેહવશ, હું જાણુંછ કે તું કરશેજ," શીરીને અખાડા કરીને કહયું, પણ ખરેખરૂં જે કામ તેણી સોંફનાર હતી તેતો આ રીતે શરૂ કીધું:—" પણ આજે સહવારે આપણે તાંહાં કોણ આવયું હતું વારૂં, કેખુસરો ?"

"કોણ વલી ? તમે કેહોની ?"

"હુંતો તને પુછુંછ—તું બોલ ?"

"કોણ તારે, વલો દોસતાર તમારા !"

"મારો ? લુચા ! બાવાનો !"

"અરે હા, બાવાના દોસતાર. તેવણ શું કરવા આવેલા, શીરીન ?"

"કોણજાણે, બાવાને મલવા હશે; મને ખબર નથી."

"તમને ખબર નથી તારે તમે આટલોબધોવાર તેની સાથે વાત શાની કીધી ?" તે નાનો છોકરો બોલયો. "હું જાણુંછ કે બાવાને જે કેહવાનું હતું તે તમોને તે કહી ગયોછે."

"ના, મને તે કંઈજ કહી નથી ગયો, મારે પયારા બા, બાવા આવે તારે એ વીશે કાંઈજ બોલતો ના હં, તે શખસ આવેલો પણ પોતાનું કાંમ તે નહી કહી ગયો તારે આપણે નકામું બાવાને શું કરવા કહીએ ? જો તે ફરીથી મલવાનો હશેતો બાવા આવયા પછે આવશે, સમજયો કેની બા. બાવાને કંઈ કેહતો નખે, હં, તું જાણે, જો કંઈજ બોલશે નહીતો મેહરબાંનુને ઘરથી મીઠાઈ આવીછ તે તને મોટી જેવી આપીશ."

"પણ પેલી દરાખ આપોની હમણા" ?

"બાવા આગલ કાંઈજ બોલે નહીતો આપું. બોલશેકે ?"

"નહી—નહી બોલું !"

"જો બોલેતો મારૂં જો !"

"હા મારજો—ઘણો મારજો, નહી બોલું."

અને એ રીતે નાનો કએ પાંચ પાકી લીલી દરાખનો ઝુંમખો શીરીન આપે તે આગમજ લુટી લઈને ગેબ્બેબ કરી ગયો ! અને એ રીતે હાલને કાજતો પોતાનો વસવસો દુર કરીને નાજનીન શીરીન નીરાંતે રહી. પણ બાલકોની લુધી એક મોટી ઉમરના માણસ સરખી હોય એવું ધારીને મોટા ભરમની છુપી વાતો તેમને સોંફવામાં આવેછે, અને "જોનીબા, ફલાણું ના કરતો હં !" એવું કહીને જાણે હાથે કરીને તે કરવાનીજ તેને ચેતવણી આપવામાં આવેછે. ખરેખર બાલક જેવું નીરદોશ સારાં કરતાં નરસી ચીજો વધારે યાદ રાખેછે. પયાર અને લાડ તે જલદીથી ભુલી જઈને માર તથા ગાલ તેને વધારે યાદ આવયા કરેછે. એક બીના બની કે તેની છાપ જે તેની યાદદાસત ઉપર જે ઘણીજ હલકી પડેછે તે વખત જતાં તદન ઉડી જાયછે, પણ તે છાપ જારે તે બીના જે તેણે જોયલી તે કોઈ આગલ નહી કેહવા મારે તેને ફરમાવવામાં આવેછે તારે વધારે મજબુત પડેછે, અને ઘણું સુધી ભુસરાતી નથી, તેજ હાલ હમણાબી થયો. જુઠું બોલવાથી બાલકોને બનતાં સુધી અટકાવવાં અને વાલવાં જોઈએ તેને બદલે તેને તે જુઠું બોલવાનું એક નહીતો બીજે રસતે, જાણીજોઈને નહીતો અંજાણપણાથી, શીખવવામાં આવેછે, તેમ કરવાથી આપણને નહી ધારેલું ખમવું પડેછે. જેનેથી આપણ નાહાસવા માંગીએછે તેજ આવીને આપણને પકડેછે, વાસને બચાંને કદી—કદી પણ કોઈબી વાતને છુપી રાખવાનું કાંમ સોંફવું નહી, પછે તેમ કરવું ગમે એટલું પેહલી નજરે ફાયદાકારક હોય.

શીરીન પણ બીચારી અંજાણીજ હતી, અને તેથી તેણીનાં સંકરેબી તેણીને અંચોતીજ પકડી.

ઉપલા બનાવ પછે બે દીવસમાં બુઢો શેહરગીર પોતાને ઘેર આવયો. ઈરાનના નામદાર પાદશાહ નોશેરવાન આદેલના વજીર બોજોર-ચ-મેહરનો શેહરગીર ખાશ રફીક હતો. શેહરગીરને તે વજીરનો મોટો આશરો હતો તેમ શેહરગીરે તેની ઓછી નોકરી બજાવી નહી હતી; અને એ કારણને મારે શેહરગીર દરેક કાંમ બોજર-ચ-મેહરના હોકમ વગર જીનેહાર કરતો નોહતો. આ વખતે પાદશાહા નોશેરવાંન એનટીઓકનું પુરાતન શેહર જીતી લીધાબાદ તેજ શેહરના પલાન ઉપર રૂમીયે નામનું શેહર બાંધેલું જોવા ગયો હતો તારે બોજર-ચ-મેહરની સાથે શેહરગીર પણ તે તરફ ગયો હતો, જાંહાંથી હાલમાં તેઓ પાછા ફરી શેહેરે મેદાયન આવયા હતા.

શેહરગીર એક જબરો સેપાહ હતો. પાદશાહ કોબાદના વખતમાં તે એક શુરો સોપેહસાલાર હતો, તોપણ હાલમાં તે ઓધો છોડીને પોતાને ગમે તે વખતે લડાઈમાં ઉતરવાનું તેણે પસંદ કીધું હતું. તે ઉમરે પચાસ વરસથી ઘણો આગલ વધેલો પણ કદાવર અને જોરાવર મરદ હતો. તેની દાઢી અરધા કાલા અને અરધા સુફેદ બાલોની જાણે બલુ અને સફેદ દોરાથી વણેલા સુંદર મારસા જેવી લાગતી હતી. તેનાં મોહડાંનો ઘાટ એક પાદશાહને છાજે તેવો હતો; અને ખરેખર તેનાં માબાપે તેને જે નામ આપયું હતું તે તે મોટો થશે તારે શેહરોનો જીતનારો બનશે

(અથવા "શેરગીર" હોયતો વાઘોનો પકડનાર થશે) એવું જાણીનેજ આપયું હશે !

શેહરગીરની ઓરત તેના નાના બેટા કેખુસરોને જનમ આપતાંજ આ દુનપાંથી કુચ કરી ગઈ હતી, અને તેથી શીરીને તે નાના છોકરાને ઉધારતાં પોતાના પેદરનો મોટો પપાર ખેંચી લીધો હતો. હવે જારે તે પાછો ઘેર આવપો તારે તેનાં બંધે છોકરાંઓ તેને ભેટી પડયાં, અને દવનાં ટીપાં સહવારને પોહોરસે લીલાં ઘાંસ ઉપર સુરજની રોશનીમાં જે મીસાલે ચલકે તે કરતાં સરસ—તે બંધે છોકરાંઓનાં આંજુ તેની દાઢીના બાલો ઉપર ચમકવા અને ચલકવા લાગાં ! પણ છોકરાંઓનો પપાર પુરો થતાંજ જારે તે પેદરે તેમની હાલત વીશે પુછપરછ કીધી તારે બોલો વાંચનારી બાઈઓ, કેખુસરોએ પોતાના બાપને શું શું વાતો કહી હશે વારૂં ?

બીજી પરચુટણ હકીકત જણાવતાં આ નીરદોશ બાર વરસની નાની ઉમરનો સાચો છોકરો તરણ દીવસની વાત ઉપર શીરીનના ભરથારને પોતાને ઘર આવેલો પોતાના પેદરે આગલ કેહવાને તે ભુલી ગયો નહી ! અને શુંદર શીરીને આપેલો દરાખનો ઝુમખો કાંહાં ગયો ! પછી વલી મીઠાઇ આપવા કહેલી તે કાંહાં ગઈ ! વલી રોજ કાંઈ કાંઈ આપવા કહેલું તે કાંહાં ગયું ! શીરીન ઉજલી ફુગ થઈ ગઈ.

"તે કોણ હતું મારી પયારી !" શેહરગીરે પુછયું.

"કોઈ અજાણો મરદ—મરદ હતો, મારા પેદર," શીરીને ધ્રુજતે સાદે જવાબ આપપો. "હું વધારે જાણતી નથી."

"શું કામ હશે તેને !" તે બોલયો. "પણ કાંઈ કહીતો નહી ગયો હોય !" "ના કાંઈજ નહી, બાવા," તેણી બોલી; "ફક્ત તમારી સાથેજ તેને કામ હતું એમ તે કેહતો હતો."

"શીરીનની સાથે તેણે ઘણીજવાર વાત કીધી, બાવાજી. બાવા,—હું કહુંછ તે સાંભલોછ કે !" કેખુસરો વચ્ચે બોલી ઉઠયો.

"બેવકુફ, શું વાત તેણે કીધી ! તે ફક્ત બાવાને પુછીને ચાલતો થયો. બીજું શું !" શીરીન લગાર ગુસે થઈને બોલી.

"નહી મને મારતાંના તમે—પણ તારે તમને તેણે મીઠાં શાનું કીધાં ?" તે ચાલાક છોકરાએ પુછયું.

હંઈઆં શેહરગીરના મોટો ડોલા ઉંચે ચઢયા, અને ફાંસામાં સપડાયલી શીરીને પોતાનુ સંકટ જોઈ લીધું.

"શીરીન, શું એ વાત ખરી ! મારી લાડકી બેટી, મારી ગેરહાજરીમાં એ શું બનયુંછે તે હું જાણતો નથી," શેહરગીર દેલગીરીમાં બોલયો.

હવે શીરીને પોતાનો બચાવ જોપો નહી. જુઠું બોલતાં એકદમ તેણીને અંદરખાનેથી જખમ થયો, અને હવે જુઠું નહી બોલવાનો તેણે વીચાર કીધો. પણ તેમ કરતાં તો જે ભરમ આજ લગન તેણીએ છુપો રાખેલો તે બાહેર આવેછે, એમ તેણીને લાગું. તોપણ તેની થોડીજ પરવા તેણીએ કીધી. ગમે તે થાઓ પણ હવે તો સાચુંજ બોલવું જોઈએ, અને તેજ તેણીનો કદાચ બચવાનો છેલો મારગ હશે એમ ધારીને આજ તુલીક છુપાવેલો ભેદ તેણીએ પોતાનાં પેદર આગલ ખોલો કરવાને માથે લીધું. તેણી પોતાને ગુડણમંડીએ પડી, અને આંખમાં આંજુ લાવીને બોલી.

"પેદર, વાહલા પેદર, જો મારો ગોનાહ તમે માફ કરો તો બોલું."

"આહ, છોકરી તું મને કોઈ નવા સંકટ માટે તઈઆર થવા ફરમાવેછે. પણ ફેકર નહી; બોલ. હું કીસમતની સોટીને તાબે છું. બોલ, તું શું કેહવા માંગેછ. તું કેહેછ કે તુંએ ગોનાહ કીધોછે, પણ હું એટલો ઘાતકી નથી કે મારેથી બનતાં શુધી તે તારા ગોનાહથી તને છુટકારો નહી બખશું !"

"પેદર, કેટલી દયા ! કેટલી અને કેવી મેહરબાની ! અરે, હું તારા જોલમ કરતાં તારી મેહરબાનીથી વધારે કપાઈ જાઉંછું," ડચકાં ખાતાં ખાતાં શીરીને કહયું. પણ તેણીના પેદરની મેહરબાની ખરેખર તેવીજ હતી.

"દીકરી, મારી શીરીન, બોલ, હીમતથી બોલ. મારે વીશે બોફ કસો રાખ ના. જો બનશેતો ઉપાય આપણ કરી શકશું."

"વાહલા પેદર, ઉપાય થાય તેવું નથી. અમેતો પરણી ચુકાં છીએ ! કમબખ્ત હું છોકરી, કે મારા પેદરને પણ જણાવયા વગર મેં એ કામ કીધું ! અફસોસ, કેમ તું મારો એ ગોનાહ માફ કરી શકશે ?"

"શું પરણીબી ચુકાંછો ! ઠીક. તમો સુખી રહો," તે થંડો પેદર બોલયો. "પણ વારૂં, મને જણાવ કે કોણ તે શખસછે ? શું પદવી તે ધરાવેછે ! કાંહાં તે રેહેછે ?"

"અરે, દુખ ઉપર ડાંમ !" તે રડતી અને પસતાવો કરતી છોકરીએ કહયું. "ભુલ મારી એજ મોટીછે કે તેનું નામ ઠામબી હું નથી જાણતી ! ફક્ત તેના ચેહરા ઉપરથીજ હું તેને ઓળખુંછું."

"આતો તદન અજબ જેવી વાતછે," શેહરગીર લગાર દેલગીર થઈને બોલયો. "નામ ઠામબી નહી ?—વારૂં, પણ તમારા નેકા થયાછે એવી સાબેતી શુંછે તારે ?"

"સાબેતી ફક્ત એકજ અને તેબી અધુરી—એજ રીતે (નામ ઠામ વગર) ખરેખર અધુરીજછે" શીરીને જવાબ આપયો, "અને તે આછે." આમ બોલીને તેણીએ પોતાની છાતીએથી એક ગોલ વીટાલેલું કાગજ કાઢીને ધ્રુજતે હાથે પોતાના બાપના હાથમા આપયું. આ કાગજ તેમના નેકાહની અરસપરસની રાજીખુશીની સહી સાખનું હતું. શીરીને પોતાની સહી ખોલી કાંધી હતી પણ તેણીના દગાખોર ભરથારે પોતાની સહીને બદલે પોતાના જવત નામનું સીલજ કરયું હતું. સાથે તેમના દસત જોડી આપનાર મોબેદ સીવાય બીજા કોઈનીબી સહી હતી નહી.

આ કાગજ બરાબર રીતે તપાસીને શેહરગીરે પોતાની એક દુખ ભરેલી નજર પોતાની બેટી ઉપર કીધી, અને થોડોવાર પોતાનું મોઢું ઢાંકીને મુંગો બેસી રહયો. આ વખતે શીરીન પોકેપોક રડતી હતી, અને પેલો સાચો છોકરો પોતાના બાપની નજદીક અજાયબી અને ઘભરાટ સાથે ઉભો રહી સઘળો તમાશો જોતો હતો.

"દીકરી, તારો ગોનાહ ઘણો મોટોછે, એમ હું કદી પણ કેહેને નહી; એમ કેહવાને મારૂં દેલ કદી રાજી થતે નહી; પણ જારે હું જોઉંછું કે આ ગોનાહને માટે પરવરદે

ગારે જે સજા તને કરીછે તે મોટીછે, તારે મને મોટા અફ
સોસ સાથ માનવું પડેછે કે તારો ગોનાહ ઘણો મોટોછે !
તું જાણતી નથી કે તું કોણની સાથે પરણીછે. તને ખબર
નથી કે તારો ભરથાર કેવી ખાસીયતનો માણસછે; કેમકે
જો તે વીશે તને ખબર હતેતો બેશક તું તેમ કરતે નહી.
પણ——"

પણ એવામા બુરી હોમાયે બારણું ઉંઘાડી જણાવયું
કે એક શખસ સેપેહસાલાર શેહરગીરની મુલાકાત લેવા આ
હેછે, તેવોજ એક નોકર હાથમા એક બીડેલો રૂકો લઇને
દાખલ થયો, અને શેહરગીરના હાથમા તે આપી ચાલતો થયો.

---

## બાબ ૬.

"કરે કાયરને શૂર, શૂરને કાયર કરશે,
કરે શત્રુને મિત્ર, હિમત એવી એ ધરશે;
અણજાણનેતો જાણ, કરે પંડિતને પથ્ર,
કરે સાચને જૂઠ, જૂઠ ને કરે ખરેખર;
વળિ હાથીને હરણું કરે, શિયાળને સિંહ સરખું,
શામળ કહે ચરિત્ર નારીનું પંડિત રૂડે પારખ્યું."

શામળભટ.

દુનયાની માયા દુનયાથી કદી છોડાયજ નહી એવી
છે. બાપને દીકરો યા દીકરી ભુલે, યા બાપ દીકરા દીકરી
ને વીસરે એ કદાચજ—બલકે કોઇબી વખત નહીજ—
બને એવુંછે. ગમે તેટલું વેર બંધે બેરદુએ જીવતું અને
જાગતું હશે પણ આએનદેહ "એકજ લોહી" ફાવેછે, વેર
સમી જાયછે, અને બંધે દીલ એક થઈ જાયછે. એજ પર
માંણે દુનયાં જેવી માતાને જો કોઇ પણ ઇનસાનરૂપી, બે
ટો ભુલે, વીસરે અથવા છોડી જાયતો તે થોડાજ વખતનું
હોવું જોઇએ. દુનયાંની માયા એટલીછે કે તે ઇનસાન જે
તેને છોડી જવા માંગેછે તેને તે તુરતજ, તે વીચાર પેદા થ
તાંજ, વશ કરી દેયછે; અને ખરેખર તેવીજ માયાએ ઘણા
નાફરમાન બેટાઓને પાછા ઠેકાંણે આણયાછે.

દુનયાંમાં પેદા થઇને શું કરવુંછે તે જે કોઇ જાણતા
નથી તેજ દુનયાંને છોડી દેયછે, આમ જો આપણ કહીશું
તો વલી કેહેથી સવાલ નીકલશે કે ખોદાને માનનારા ભગ
તો દુનયાંને તજી દીયેછે તેઓ શું ખોટું કરેછે ? પણ એ
સવાલમાં કેટલી સચાઇ યા ખોટારૂંછે તે વીશે તપાસ લેવા
ને યા ખોલાસો કરવાને આપણ હંઇઆં બેટી રહીશું
નહી, પણ એટલુંજ કહીશું કે જેઓ પરવરદેગારની ભગતી
નીજ ઉમેદ અને આશામાં દુનયાં તજી દેયછે તેઓ થોડા
જ—ઘણાજ થોડાછે; અને તે ખરા ધરમીઓબી પોતાની
એ ચાલને માટે આપણા ઉપલા ઠપકાને લાગુ પડેછે, કે દુ
નયાંને તજી દેવામાં તેઓ જાણતા નથી કે તારે તેઓ પેદા
શા માટે થયાછે ?

"કોઈ ફરેછે નગન, કોઇ જડિયા જગોટા;
કોઈ મુડાવે શીશ, કોઈ વાળે લંગોટા.
કોનો ભગવો ભેખ, કોઈ શીંગી કે શેલી;
કરે ધરોધર ફોક, ન માયા કોયપે મેલી.
કો મંત્ર જંત્ર કામણ કરે, કરતા દોરા ચીકડાં;
શામળ કહે માગ્યો સિદ્ધ કો, દંભી લાખોટીકડા."

કવી શામળભટ ઘણા વરસોપર આ મુજબ જોગીઓ
વીશે કહી ગયોછે, અને આમજ ઘણાઓ હજી પણ કેહતા
જાયછે. વળી તેઓ જોગીની જીંદગી લેયછે તે કાંઇ ઈશવર
ભજનને ખાતરજ લેયછે આમ વીચારવું તદન ખોટુંછે.
શામલદાસજ આગળ ચાલતાં તેઓની તેમ કરવાની અવ
સથા બતાવેછે. તે કેહછે કે, કોઈ ભુખે મરે તેથી, કોઇને
ગામના હાકમે દંડયો હોય તેના દુખને લીધે, કોઇએ દુકાળ
પડવાને લીધે યા કોઈ જાતના કરજને માટે, કોઇને તેમન
મા બાપે ગરીબીને લીધે વેચયા હોય તેને માટે, અથવા કોઇ
મુફલેસ દમડી ખાવાની ન મલે તેથી તેઓ "બળાતકારે
બાવા થયા" ! અને હજી પણ થાયછે. હવે ઈશવર ભજ
ન કાંહાં ગયું ?

આપણામા કેહવતછે કે "ફકીરને ફીકર નહી હોય;"
પણ આપણેજ જોઈએછે કે આપણી તરફના, અને તેમજ
બીજા સઘળેના, ફકીરોને કેટલી જાતની ફીકર હોયછે ? સર
વેમા પેટની ફીકર પેહલી હોયછે, તો જોકે ખરા ફકીરોતો
ઇશવર ભજનજ પોતાનો ખોરાક સમજેછે. એવા ફકીરો
"દેશનો ઉતાર" છે, તેઓ ગામની એક એબછે, તેઓ તે
મના જાતભાઈઓનું એક બુરૂં દુખછે. તેમની હસતી એ
કદમ નાબુદ થવી જોઈએ. તેમને ગામબાહેર કાઢી મેલવા
જોઈએ. જો બનેતો તેમની હાલત સુધારી દુનયાની માયા
મા પાછા આમેજ કરવા જોઈએ.

શેહરે મદાયનનું પાદર, પાદર નહી. પણ એક પાદ
શાહી મેદાન હતું. પાદશાહ બેહમનની બાનુ હોમાયે રૂ
મીઓને દડીદાવ અને લડાઈમાં હરાવેલા તે એ મેદાન
હતું. લીલું ઘાંસ એક શુંદર પોચી ગાદી હોય તેવા આ
કારમાં સઘલી તરફ પંથરાઇ ગયલું હતું; જાણે કે લીલા
રંગની એક નમુનદાર ચાદર કુદરત બાનુએ પોતાને હાથે
પોતાના નાના બાલકોની આસુદગીને માટે હસતે ચેહરે
પાંથરી હતી. ઉપરથી માહતાબનું ચાંદરણું પુર રોશની
માં પરકાશી રહેલું હતું; અને વાંચનારી બાનુઓને યાદ
આપવી જોઈએ કે એ ચાંદરણું આપણી વારતા શરૂ થઇ
તે રાતનુંજ હજી ચાલયા કરતું હતું. ઠંડો પવન, ખુશ
નોમા તંદોરસતી ઘણીજ સસતી કીમતે આસપાસ વેચ
તો હતો,—કીમત ફકત છુટીછવાઇ ઉંચી ખજુરીનાં ઝા
ડોમાંથી નીકલતો પવન સાથનો ઝીનો આવાજ હતો !
રાતની અડધી ઉપર ઉમર પસાર થઇ ગઈ હતી, તોપણ
હજી જાણે ઇનસાનનો ચવડતો જીવ હજી પોતાની ઉમેદ
નાં લોભી કામોથી પરવારેલો નહી હોય તેમ કેહેથી હરૂપ
રૂ સાધ આવતો હતો: અને તે સાધ કાંઇ દુર નહી હતો.

મેદાનની એક ઉંચી ટેકરી ઉપર એક લાકડાંનું છા
પરું નજરે પડતું હતું. તે કાંઇ મકાન જેવડું મોટું નહી
હતું, પણ એક કે બે માણસ વાપડી શકે તેવું હતું. તે
ને ફકત એકજ દરવાજો હતો, અને તે સીવાય તે છાપડાં
માં આવજાવનો બીજો કસો મારગ હતો નહી. છાપડાં
ની જમણી બાજુએ થોડાક નાના છોડવાઓને સારી સં
ભાલથી ઉધારેલા અને તેમની આસપાસ થુવડની વાડ ક
રેલી હતી. ડાબી બાજુએ એજ મુજબની વાડથી જાલવે
લું એક પાણીનું વાસણ અને લોટો મુકેલા હતાં. પાસે
બીજી પરચુટણ ચીજો સાથે લાકડાંના કકડા અને કાંટીઓ

નો એક જથો સીંચેલો હતો. અને એ સીવાય તે જીફડાં
ની બાહેર ચાંદની રોશનીથી જો કાંઈબી દેખી શકાય તો બી
જું કાંઈજ હતું નહી.

આ છાપડાંના દરવાજા બાહેર લીલાં ઘાંસની ઉપર
બે શખસો બેઠેલા હતા. આ બંધે શખસોના ચેહરા,
કદ, પોશાક અને વાતચીત—એ સરવેમાં મોટો તફાવત
તુરત માલુમ પડી આવતો હતો. તેઓમાંનો એક કે જે
દરવાજાની ઘણીજ નજદીકની હદમાં બેઠો હતો તેનું મોહું
લેવાઈ ગયલું, ડાચાં બેસી ગયલાં અને ખાડા પડેલા હતા.
તેની આંખ ખાડામાં બેસી ગયલી તોપણ મોટી અને ચલ
કતી હતી. તેની દાઢી લાંબી સુફેદ રૂ જેવી હતી, પણ તે
જાણે વલગાડી હોય તેમ ફકત તેની હડપચીનેજ જડાઈ
રહેલી હતી; અને તેના ગાલો બોડા હોવાને લીધે તેનાં કો
હાં સેહુનમાં બેઠેલાં દેખાઈ આવતાં હતાં. માથું એક
સુફેદ બેંડી કાન ટંકાય તેવું ટોપીથી ટંકેલું હતું, અને
દેલપર ગલાંથી તે કમર સુધી એક જાડો સુફેદ કકડો વીટા
લેલો હતો. પગોને—અથવા કમરથી તેનું અરધું બદન
શાથી ટંકેલુંછે તે જો તમો જાણવા અને જોવા માગેતો, એ
ક શરમ ભરેલી લંગોટ સીવાય તેના સીહાઈ સરીખા કાલા
અને બરાં સરીખા પાતલા પગો વીના તમો બીજું થોડુંજ
જોઈ શકો. તેનો પોશાક પુરો કરવામાં ફાટાં તુટાં ખાસડાં
નો એક જોડ તેની આગલ પડેલી હતી.

બીજો શખસ તેથી તદન જુદીજ ટપનો હતો. તે
આંગે કદાવર અને મજબુત ગાંઠ જબરદસત પેહલવાન
સરીખો દીસતો હતો, અને જોકે તેને દાઢી હતી નહી તો
પણ મુછીયા એટલાતો મોટા અને ગુછાદાર હતા કે દુરથી
તો તેમને કોઈ દાઢી સરખાજ લેખે. તેનું માથું બો
લું અને કપાલ પોહોલું હતું, તેના ચેહરાપર સાદાઈ અ
ને ભોલાઈની નીશાનો જણાતી હતી, અને જો તેનું મોહું
કોઈ નજુમીને દેખાડવામાં આવેતો ખચીત તેને મોટાં ભા
યગનો અને નરમ મીજાજનો જણાવવામાં આવે. તે ખી
લતી ૩૦ વરસની વયનો હતો, જોકે તેનાં કદ ઉપરથીતો
તેને કોઈ પચાસ કરતાંબી ઉપર ગયલો ગણે. તેનો પોશા
ક વલી તેનાં કદ જેવોજ માફકનો હતો. કીરમજી સકલા
તનો દગલો શોનેરી બુટાઉ સાપનો તેનાં બદનમાં
ચલકતો હતો, અને માથું બોડું હતું તોપણ તેવીજ સું
દર એક ટોપી પોતાના હાથમા હીલવતો તે બેઠો હતો. તે
ના પગ ગુડણ આગલથી નાગા હતા, પણ નલા સુધી તેઓ
બુટોથી ઢંકાયલા હતા.

આવી રીતના આ બંધે શખસો બેઠેલા હતા. તેઓ
કદાચ તુરતનાજ આ ઠેકાણે બેઠા હશે એવું તેમની નીચ
લી વાતથી આપણને માલુમ પડી આવેછે; કેમકે જારે પેલો
ઉજલી દાઢીવાલો બુઢો તરેહવાર વીચારો પોતાના મનમા
ગોઠવતો હાથમા ધરેલી તસવીરના દાણા ગણતો નીચી મુ
ડીએ કાંઈ બડબડ કરતો હતો, તારે આ જવાન શખસ શ
કમંદ અને ફીકરમંદ ચેહરે કોઈ જાતની છુપી ઉમેદ રાખ
તો હોય તેમ તેની તરફ પોતાનો ડોલો કરીને ટીકી રહયો
હતો. થોડાવારમા તે પીરમરદે પોતાનું નાનું મસતક એકા
એક ઉંચકયું અને તેથી જેટલી વેગલાઈએ તે જવાન મરદ
બેઠો હતો તાંહાંથી પોતાના પાઉપર ખડો થઈને તે વાંકો વ
લયો, અને જમીનને બોસો દેઈ નીચે મુજબ બોલવા લાગો.

"નમશકાર, અએ બોજરગ બાવાજી, નમશકાર!" તે
બોલયો.

"હાઆ!" પોતાનું માથું લગાર વધારે ઉંચું કરીને
પેલો પીરમરદ પોકારયો.

"અએ ફકીરોના ફકીર, એકલા ખોદાના તું ફકીર,
દેશેદેશ ધુંદી વલતો હું આજે તારી હજુર આવી લાગો
છું. દેશેદેશના ઓલમાઓનું મેં હીર જોઈ લીધું
છે, પણ જારે મેં સાંભલયું કે તે સરવેને ઉંચે બેસા
ડે એવું એક અનદીઠ ઝવાહીર મેદાયનના જંગલમા પડે
લુંછે તારે હું રખડતો રઝલતો, થાકેલો પાકેલો, મારેલો
અને મરેલો તારી નજદીક આવી ઉભોછું. એક વખત
હું તારી મોલાકાતે ગઈ કાલે આવયો હતો, પણ તારો મે
લાપ થયો નહી; મેં સાંભલયું કે રાતે બાર વાગા સીવાય
તારી મોલાકાત કદી પણ થઈ શકતી નથી, તારે મારી ઉંઘ
વેચીને આજે આ વખતે મેં ઉજાગરો ખરીદયોછે. આવ
તાંનેવાર મેં તને એવી હાલતમા જોયો કે જેમા ખરેખરા
ભગતો—ખોદાના ભગતોજ માલુમ પડેછે. એ કારણસર
ઘણેવાર ઉભો રેહતાં જારે હું થાકયો તારે બેઅદબી કરીને
આટલે છેટે બેઠો, તે માટે માફી માહુંછું. હવે તું હું આ
રજુમંદ ઉપર તારી નેઘાહ ફેરવ, અને જે સંતાપના તાપ
થી હું તપેલોછું તે તાપથી મને મોકલો કર."

"કોણ દેશ તારૂંછે, ને કોણ નામ તું ધરાવેછે," તે
પીરે પોતાના બેદરકાર ડોલા તેની તરફ ફેરવીને પુછયું.

"યુનાન મારૂં દેશછે, અને ફીલકુસ નામ મારૂંછે,"
તે પારકાએ જવાબ આપયો.

"શું મકસુદ તું ધરાવેછે!" તે પીરે ફરીથી પુછયું;
પછે તુરતજ બોલી ઉઠયો, "પણ આહ, હું સમજયો. જ
વાનીનું જોર તારી જબાનમાંછે. જવાનીનું લોહી તારી
રગેરગમા દોડેછે. તું તારાં સુખની શોધમાછે, શું નહી!"

"બેશક, અએ બોજરગ સાધુજી."

"પણ તે સુખ શું? પઈસાની—" તેના ચેહરા તરફ
લગાર ટીકી ટીકીને જોઈને તે સાધુ બોલયો, "પઈસાની
તુંને જરૂર નથી, કેમકે પઈસો તારો ગોલામછે. તું એક જુ
દાંજ સુખની પુઠેછે, હેં!"

"બરહક!" પોતાનાં દેલમાં લગાર અજાયબી અને
ધાસતી રાખીને તે યુનાનીએ કહયું.

"અએ બેટા ફીલકુસ, તારી જવાની જે સુખ ધુંડે
છે તેની ફોકટની કોશેશમાં ધુલ મલવાની. તુંને શોધેલી
ચીજ જીનહાર મલનાર નથી. મલેતો તેથી તું અરધી
ઘડીનુંબી સુખ ભોગવવાનો નથી. કોણ સુખી થયુંછે તે
સુખથી કે તું તેને શોધેછ? મોટમોટાં દેશો તેની ખણખો
દમાં ફના થયાંછે. મોટમોટા પેહલવાનો તે મેલવવાની
લાલચમાં નાશ પામયાછે. મોટમોટી પરજાઓ———
પણ દુર કાંહાં જાયછે? તારાં યુનાનની તવારીખ કેવા દા
ખલા આપેછે, તે શું તું નથી જાણતો? પુરાતન રૂમના રા
જાઓ રાજ ખોહી બેસી રઈયતના કબજામાં દેશની લગા
મ આપી તે શા માટે? આ વખાણાયલાં ઈરાનેબી એક વ
ખત એવોજ દાખલો દેખાડયો હતો. એવુંછે, એ સુખ

મારે ઘણા આતબર અને મજબુત પરવાનાઓ જાન ખોહી ગયાંછે તારે તું શું બચી જવાનો ? — છોડ છોડ એ વી ચાર તારો મનથી દુર કર."

ફીલકુસ યુનાની પોતાની સઘલી આશા આ ભાશ ણથી ફોકટ ગયલી સમજ્યો. તેનું લોહી ગરમીથી સરદી માં બદલાઇ ગયું, અને જેવો તે બાહદુર દીસતો હતો તે વો તે થરથર ધુજવા લાગો. જે મેલવવાની તે ખાહેશ માં હતો તે કદી તેને મલી શકનાર નથી અને મલે તો તે થી સુખ ભોગવવાની તેની આશા નકામીછે એવા આ બુઢાના સખુન સાંભલતાંજ તે હારી ખાઇ જાય તેવો દે ખાયો. તેને એકદમે વીચાર ગયો કે આ જગા તુરતજ છોડી જાય; તોપણ લગાર વધારેવાર વખાસીને પોતાની જબાન તેણે એકવાર ફરીથી ચલાવી.

"અએ બોનરગ, જેઓ આ સુખ મેલવતાં નાશ પા મયાછે તેઓ તો પોતાના બુરા લખ અને સવભાવને લીધે ફનાઇ પાંમયાછે. હું કાંઇ તેવો ધારણા રાખતો નથી. હુંતો મારો ખરો પયાર આરમાં આપીને તે સુખ ખરી દવા માંગુંછું."

"ઠીકછે," તે બુઢા બાવાએ કહયું; "પણ કદાચ તે સુખ પોતેજ તારો દુશમન થાય તારે ?"

હઇઆં વલી ફીલકુસ વીચારમાં પડયો. વાંચનારી બાનુઓ કેહવાની કાંઇજ જરૂર નથી કે ફીલકુસ યુનાની દેશેદેશ ભટકતો એક બઇરી મેલવવાની શોધ કરેછે. બઇરી તેને ઘણીબી મલી હતી, પણ જેવી તે માંગતો હતો તેવી બઇરી તે કેઠેથીબી મેલવી શકયો ન હતો. તેને ઘણે ઠેકાણેથી ઓરતોની બદી સેવાય બીજી તેમની તારીફની વા ત થોડીજ સંભલાતી હતી. તો જોકે ઓરતની ખુબીતો તારીફજ નહી થઇ શકે એટલી બધીછે પણ એવામાં તેને કોઇએ ખબર આપી કે મેદાયનનાં જંગલમાં રેહનારો બુ ઢો ઘણે દેશ ફરી આવયોછે તેથી કદાચ તે કોઇ ખરી પાક દામાનની ઓરતને ઓલખતો હશે. એ ઉપરથી તે હઇ આં આવયો તો ખરો, પણ તેને મોઢેથીબી ઓરત તરફના ધીકારના એવાજ-ગાંડા વીચારો સાંભલયા તેથી ફીલકુસની આશાનો તદન ભંગ થઇ ગયો.

"બેટા," તે પીરે ફીલકુસને તાબે થતો જોઇને બોલ વું જારી રાખયું; "બેટા, ઓરતજાત બેવફાછે, દુનયાંને તે એક મોટી પીડાછે. તેને લીધે ઘણાઓએ પોતાનાં ઘર બાર, રાજપાટ અને જીંદગી ખોહયાંછે. કાંઇ સેંકડો ઇન સાનજાતીનાં દુખોમાંનું તેઓબી એક દુખછે, અને સરવે દુખોમાં તેઓ સઉથી મોટું દુખછે. તે કદી પણ સારાપ ણાનો એક અંશબી ધરાવતી નથી. એક ઘોડો ઘણો મા ર ખાવા છતાં, એક કુતરો બે દીવસ લુખો રેહવા છતાં, યા એક નોકર બે પગાર કપાવા છતાંબી પોતાના ધણી તરફ વફાદારી બતાવેછે, પણ એક ઓરત સંધી પાંતીનો લાડ મે લવવા છતાં પોતાના ધણી તરફ બેવફાઇ દેખાડેછે અને પા હાડ જેવાઓનાં દેલ ભાંજી નાખનાર મીણનું પુતલું બી જું કોયું, જો ઓરત નહીતો ? તે નરમછે, અને તેથી કઠ ણને તે નરમ કરેછે; તે પોચુંછે, તેથી હીમતવાનને તે પો ચું બનાવેછે; તે સુફેદ (ગોરૂં) છે તેથી લાલ લોહીના બાહ દુરોને તે સુફેદ (ફીકા) બનાવેછે !"

હઇઆં વલી પેલા જબરા યુનાની તરફ તેણે નજર કી ધી, અને જાણે છેલા સખુન તે તેને ખાતરજ બોલયો હો ય એવો શક લાવીને તે પાછો થંડો ગાર થઇ ગયો. તેની નાડી એટલીતો જોશથી ચાલી, અને છાતી એટલાતો આ વાજથી ધબકવા લાગી કે જો આ બુઢાના કાંનની સાંભલવા ની સકતી ઘડપણને લીધે ઓછી થઇ ન હતેતો તેણે ખા તરીથી સાંભલયું હતે કે જબરદસત દેખાવનો ફીલકુસ એક બચાં કરતાંબી નબલો થઇ ગયો હતો !

"વાયે જેહાન પડેલા એક શખસને બચવાની ઉમેદ હોય, ઝહેરી તલવારની અણીયાલી ધાર ઉપર ગરદન રાખ નારને જીંદગીની જોતને પાછી ચમકવાની આશા હોય, દો જખના ઉંડા ખાડામાં પડેલાને માફીની કદાચ આસા હો ય, પણ આ સરવેથી નાપાક દોજખમાં પડેલાને બચવાની કાંહાં આશાછે ? હાથે કરીને જાન આપવા કોણને ગમેછે ! અને હાથે કરીને જાન કારે અને કેવી બાબતમાં અને કો ણથી અપાય છે ? ગમે તે શખસ ગમે તે વખતે ગમે તે બાબતસર આપે પણ એક ઓરતના ફાંસામાં પડવા થકી પોતાનો જાન ગુમાવવાનેતો સુરખબી રાજી નહી થાય !"

"ઓરતની જીંદગીજ નકામીછે ! ઓરત ઉપર વીસ વાસજ મલે નહી ! ઓરતોને માટે સુખનો હીસો ઘણોજ કમતી છે !"

બુઢો સાધુ પોતાનું ઓરતોની બદગોઇ બાબેનું છેલું બોલવું પુરૂં કરે નહી એટલામાં આ બે લીટીના શબદો જીફડીના પાછલા ભાગ આગલથી તેના અને યુનાનીના કાં નપર પડયા, જેથી એકજ વખતે તે બંધે જણા અજાબ થઇને તે આવાજ કાંહથી આવયો તેની શોધમાં આસપાસ જોવા લાગા. તે શબદો ફીલકુસનાં કાંન ઉપર પડતાંજ તે ના ચેહરાનો રંગ જે લાલીપરથી સુફેદી ઉપર આવી ગય લો ચંદરમાની રોશનીથી દેખાતો હતો તે પાછો રતાશ પ કડવા લાગો, અને મોટી ઉલટથી તે બોલનારે જાણે તેને ખેંચયો હોય તેમ તેની શોધમાં તે જીફડીના પાછલા ભાગ આગલ ગયો. હઇઆં તેણે શું જોયું ?

એક જવાન ખુબસુરત મરદ તે ઠેકાણે ચટોપાટ પ ડેલો હતો !

---

## બાબ ૭.

"ધ્રુજતી અંકોચાતી તેહ,
ચાલિ કરી હરિસંગે સ્નેહ;
ફળવું ધિરજ આપેછે બહૂ,
એ બોલોમાં સુણજો સહૂ."—
નરમદાશંકરની "રૂકમીણી હરણ."

યુનાની ફીલકુસે અધીરાં દેલથી એક સુંદર જવાન છો કરાને સારા પોશાકમાં ભર હુંઘમાં હોય તેમ ઘુરતો જીફ ડીની પાછલી બાજુએ જોયો. પવન ઘણોજ થંડો વાતો હતો, અને માહતાબની રોશની આકાશ ઉપર વાદલાંનાં એકાએક ચઢી આવવાથી લગાર ગુમ થઇ હતી, અને હ મણા વરસાદ પડશે એવી નીશાની માલુમ પડતી હતી.

પેલા પીરના ફરમાવાથી ફીલકુસ અને સાધુએ તે જ

વાન છોકરાને તેની જગાએથી ઉંચકીને સાધુની જીફ્ડીમાં લઈ ગયા.

આ જીફ્ડીમાં એક ઝીનો દીવો બલતો હતો. થોડીક નંજીવી ચીજો ઘણીજ સંભાલથી આસપાસ ગોઠવેલી હતી. નીચે એક કાલો કકડો જમીનપર પાંથરેલો હતો, જે પેલા સાધુનું બીછાણું હોય એમ લાગતો હતો. બે કાચ શીશા એક અભરાઈ ઉપર મુંકેલા હતા, અને તેમની પાસે થોડાંક મુલીયાં સીવાય તે ઠેકાણે બીજું કસું હતું નહી. તોપણ એક ખુણામાં કાંઈ ચીજ છુપી રાખેલી ફીલકુસની શોધક નજરથી અંધારાંમાં રહી નહી. તેણે તે જોઈ હતે પણ તે ઉપર તેવુંજ એક કાલું કપડું ઢાંકેલું હતું.

હઈઆં તે જવાન છોકરાને પેલા પાંથરેલા કકડા ઉપર સુવાડીને બુઢા સાધુએ ઉપલી બાટલીઓમાંની એક લઈને તે છોકરાનાં નાક આગલ ધરી; પણ તેથી કાંઈ ફાયદો થયલો જણાયો નહી, તારે વલી બીજી બાટલીની આજમાશ કરી, અને તેબી જારે નીશફલજ ગઈ તારે પોતાનું નાનું માથું ચીંતાતુર નજરે હીલવીને પેલાં મુલીયાંઓમાની એક સોટી પથરના એક કકડા ઉપર ઘસીને તે છોકરાનાં નાક આગલ ચોપડી અને ફરીથી બંધે બાટલીઓ સુંઘાડી: પણ અરે, ફરક તો કસો લાગો નહી !

એટલુંબધું તે શું હતું ! શું તે ખુબસુરત છોકરો મરણ પાંમયો હતો ?

ના, તેની નાડી ચાલતી હતી, તેની છાતી ધબકતી હતી અને તેનો દમ જોશમા આવજાવ કરતો હતો.

"હું જાણતો નથી કે એ જીવી શકે," તે સાધુ બોલયો; "એની નાડી એકદમ બંધ પડી જશે." આમ બોલીને પોતાની બુરી નજર યુનાની ઉપર ઉંચકી.

અને ખરેખર તેમજ થયું. થોડોવાર નહી ગયો એટલામાતો નાડી ચાલતી અટંકી પડી. છાતી ધબકતી બંધ પડી. દમ ચાલતો ચુપ થયો.

પેલો જવાન ખુબસુરત છોકરો મરણ પામયો હતો, એવું સાધુ બાવાએ જાણયું, અને ગંભીર ચેહરે ફીલકુસ તરફ જોયું.

"શું તારે કંઈજ આશા નથી ?" તે યુનાનીએ પુછયું.

"છે, છે, પણ એકજ; અને તેબી પોતાની અસર કદામજ જણાવે એવા એક ઉપાયની આશાછે," આમ બોલીને તે જોગી પોતાંની જીફ્ડીમાંથી એકદમ બાહેર નીકલયો, અને યુનાની ફીલકુસને તે વીશેની ખબર દીધા વીના આગળ ચાલયો.

ફીલકુસ આ જોગીની સઘળી હીલચાલ જોવા અને જાણવાને ઘણોજ ખંતી હતો, માટે આ જવાન છોકરાને મોતના બીછાણાં પર પડતોજ નાખીને તે સાધુ નહી જુએ તેમ તેની પુઠે પુઠે ચાલયો.

. . . . . . . . . . . .

"ગુલનાર, બેટી ગુલનાર, વગર ભેટવે, વગર મલવે, વગર જોવે તું જતી રહી; તારા બુઢા બાપને છેલી નજરેબી નવાજયો નહી ! અફસોસ કે લોભમા હું પડયો અને મારી સુંદર છોડીના મોતના બીછાણા ઉપર મલવા પણ જલદી ગયો નહી. હું જાઉં તે આગમજતો તે મરણજ પાંમી હતી ! આહ, કેવી તેણીની ખુબસુરતી હતી ! અને જાણે—— આહ, એ કોણ ?"

એક સોદાગરી દેખાવનો આશરે ચાલીશથી પચાસ વરસની ઉંમરનો એક મરદ મદાઈનના જંગલમા બડી બામદાદને વખંતે કેહેથી થાકેલો પરાકેલો આવીને એક ખજુડીના ઝાડની તલીએ બેઠો હતો. કોઈ જાતના ગમમા ગીરફતાર હોય તે મીસાલે બેસીને તે ઉપર મુજબ ફરીયાદ કરતો હતો, તેવામા પાસેજ એક બીજા ઝાડ નીચે એક સુંદર ચેહરાને હુંઘાતો તેણે જોયો, અને તેથી તુરત તે ચમકી ઉઠયો.

"આહ, એ કોણ ? અરે, મારી પોતાની ગુલનારછે એતો ! ખોદા, એ હંઈઆં કાંહાંથી આવી ? અને જીવતી વળી ! એ હુંઘેછે, એને હંઈ કોણ લાવયું ? ગુલનાર, મારી બેટી, ગુલનાર મારી !"

અને એ રીતે પોતાની મરણ પાંમેલી બેટીને જીવતી થયલી જાણીને આ દેવાનો મરદ પેલાં ઝાડની નજદીક ગયો. પણ તાંહાં તેણે શું જોયું ? એક સુંદર ચેહરાની જવાન ઓરતને બદલે તેવીજ કીસમનો એક મરદ તેણે દીઠો. થોડોવારતો તેનો હોશ ઠેકાંણે રહયો નહી, પણ વલી ફરીને નજર ઠેરવી તેણે જોયુંતો આ જવાન મરદ નહી પણ એક ઓરતજ તેને માલુમ પડી. શું તે ખરેખર તેની બેટી જ હતી ?

સુંદર કાલા સીયાહી સરીખા કેશો છુટા તેણીના ચેહરા ઉપર પડેલા હતા. જોકે વખત બાંમદાદનો હતો તોપણ તે કેશોનો ચલકાટ એટલીતો દીપક મારતો હતો કે વલી તે નાજનીનની ખુબસુરતીમાં તેથી ઓર વધારો થતો હતો. ટુંકા કપાલ ઉપર, ગરદન ઉપર, કેરમજી—બતાસા સરખા ઉપસેલા ગાલો ઉપર, અને અંજીર સરખી લાલ હુંથડી ઉપર તે શોનેરી કાલા નાગોની લટોની લટો બેદરકાર પડેલી હતી. તેમની એવી અંધારી કાલાટ હતી કે તે આગલ કદાચ અદેખાઈથી કાલી નાગણ, યા હબસાનની સીંધણ પણ ડોલા કકડાવે.

પણ આ ચેહરો કેવી અને કેટલી ખુબી ધરાવતો હતો ? નાના કપાલથી તે ઉપર સુધી તેણીનું સર જાણે એક કુમલું નાલીયર હોય તેવું દીસતું હતું. તેજ નાલીયરની લગલગ તુરતજ નજદીક બે ચાચી કમાનના ખુનખાર તીર માફક તેણીનાં ભવાં વાંકદાર મેહરાબની પેઠે સામાસામી હરીફાઈ ચલાવતાં હતાં અને આહ ! એજ બે ખુનખાર તીરોના કારી જખમને રૂઝવનાર, તેજ તીરોની બરાબર હેઠે, બે આબે હયાતનાં ચશમા મીસાલે રોશન ચશમ, (જોકે આ વખતેતો તેણી હુંઘમાં હતી, તેથી તે ઉપર એક ઝીનો પરદો ઓઢાડેલો હતો તોપણ) એક કામના બુરખામાંથી પોતાના ચમકારા ચમકાવતી હતી. અને આ દેલને ટાટક પમાડે એવા ચશમાઓની વચોવચ એક ચીનાઈ સોનાની નાની પણ ઉંચી ટેકરી તરીકે સુંદર નાક આવેલું હતું, જેમાં બે એવા રસતા હતા કે જે વાટે બદબોઈ નીકલી જઈ ખુશબોઈ પેવશ થતી હતી. પણ નાકની નીચે શું હતું ?

આ ચીનાઈ સોનાની અણીઆરી ટેકડીની નીચાણમાં બે લાલ દરવાજા દીસતા હતા ! આ બંધે ખુશબોના સુંદર દરવાજાઓ જોકે સેહેજસાજ ઉંઘાડા હતા તોપણ તે

ઓ વાટે અંદર શું છે તે જો કોઇ જાણવા માંગેતો આ પરવાલાંને શરમાવી નાંખે એવા હોઠોંમાંથી રોશની મીસાલે ચલકતાં મોતીઓનું એક શેહર દેખાયા વીના રેહ નહી! અંબઇના દાણા જે રીતે કે જડી - લીધેલા કુદરત દેખાડેછે તેજ મીસાલના આ ત્રીના ખુબસુરત દાંતો ખીડેલા દરવાજાઓની નાની ફાટ વાટે દેખાતા હતા.

પણ આ હોઠરૂપી દરવાજા બંધ હતા તેનું કારણ એટલુંજ કે તે મોતીના શેહરનો અમીર, જેનું નામ બેગુલ હીરો હતું તે ખાબમાં હતો, અને તેથી જીભ અમીરનો ઇનસાફ જે બુલબુલ સરીખો હતો તે આપણ જો આ વખતે જાણવા માંગીએતો નહી બની શકે એવું હતું. હવે તારે અમીરનાં શેહરને મુકી આગલ ચાલીએ.

શું અજાયબ જેવી વાતછે કે આ સુંદર મોતીનાં શેહરની સરોબર નીચેજ એક કેરમજી અંજીર જાણે મુકેલું હોય તેમ થુથડી આવેલી હતી. અને એ અંજીર મુકી આગલ ચાલતાં જો કાંઇબી બીજ દેખાવ દેખતો તે સુંદર રૂપાની માટીનું એક મેદાન હતું! એ પછેનો બાકીનો ભાગ તે સુંદરીના પોશાકથી ઘંકાયલો હતો.

પોશાક તેણીનો તેણી જેવોજ ખુબસુરત અને ઉંચો હતો, અને ઉપલા સોદાગર મરદને અજબ એજ લાગ્યું કે તે પોશાક પણ તેની બેટીના સરખોજ હતો!

હવે એ રીતે ઘણો વખત સુધી તે સુંદર ચેહરો જોવા બાદ પેલો શખસ પોતાની વધારે ખાતરી કરવા માટે તેણીને ઉઠાડવા જતો હતો તેવામાં તે ખુબસુરત નાજનીન પોતાની હુંઘથી બેદાર થવા લાગી, અને આંખ ચોલતી કાંઇ કાંઇ બડબડી. પેલા સોદાગરે જોયું કે તેની હાજરીથી કદાચ ખલલ થશે માટે પાસેનાં ઝાડને ઓઠે તે ભરાઇ ગયો, અને આહેસતેહ આહેસતેહ જારે પેલી જવાન નાજનીન હોશમાં આવતી ગઇ તારે ધીરે ધીરે તેણીને તેણે નીચે મુજબ બોલતાં સાંભલી.

"અરે, હું કાંહાં આવીછ? મને હઇઆં કોણ લાવયું? આહ! કાંહાં છે મારો પેદર?—ખરે! મારો પેદર અને માદર અને મકાન કાંહાંછે જે? હું તો એ સંઘાં વગરની છું. મારો કોઇ બેશી નથી. મને તો મારા પેદરે પોતાનાં ઘરમાંથી કાટી મુકીછે. મારી માદર તો આજ પાંચ વરસ થયાં કોઇ જંગલમાં ગુમ થઇ ગઇછે. મારાં બેશીઓ——હું! કોઇ નહી પણ ફક્ત એકજ બેશી મારૂં છે. હું હંઇઆં મારી મેલેજ આવીછ તો. મારો બાપ, મારો ઘાતકી પેદર———"

"અરે નહી, હું ઘાતકી નથી મારી બેટી! મેં તું બોલેછે તેમ તને મારાં મકાનમાંથી કાઢી મુકી નથી. હું તો તારી માંદગીની ખબર સાંભલીને તારી મોલાકાતે ગયો, પણ શેહરે રૂમીઓમાં મને તારી લુટી ભમાઇએ કહયું કે તું તો મરણ પામી હતી અને તને તો હું જઇ પુગું તેની આગમજની ઠેકાણે પોંહોચાડી હતી.—પણ અરે! શું ઠગારી દુનયાછે! તુંને તો હું મારી પોતાની આંખે સાજી અને સુંદર, તંદોરસત અને તર મારી નજદીક જોઉંછું!"

આ મુજબ પેલો સોદાગર ખજુડીનાં ઝાડ તલેથી લરાયલો નીકલી આવયો અને બોલયો; પણ જેટલી અજાયબી પોતાની બેટીને ઓલખવાથી તેને ઉપજી તે કરતાં કાંઇ સેંકડો વખત વધારે અજાયબી પેલી સુંદર નાજનીનને એક અજાણા મરદને તેણીને બેટી તરીકે બોલાવતાં સાંભલીને ઉપજી.

"સાહેબ," તેણી બોલી "તમો કોણછો તે હું જાણતી નથી. મેં કોઇ પણ દીવસ તમોને જોયા નથી. મારી અને તમારી મોલાકાત કોઇ પણ દીવસ થઇ નથી. તારે શા ઉપરથી તમો મને તમારી બેટી તરીકે બોલાવો છો? મારો પેદરછે, પણ તે તમો નથી. હું કોઇની બેટીછું, પણ તમો મારાં પેદર નથી. અરે, સાહેબ, બાપ મારો તમારા જેવી મેહરબાન નજરનો નથી. તમો, મને અચરતી પેદા થાયછે કે, શા ઉપરથી એટલી મેહરબાન નજરથી મને જાણે ઓળખતા હોવ તેમ બોલાવોછો?"

"વાહલી બેટી," સોદાગર આતુર ચેહરે બોલયો, "ના પાડયાથી તું મને ભુલવવાની નથી. શું હું તારો પેદર નહી? શું તારૂં નામ મારી પયારી બેટી ગુલનાર નથી? અને હું તારો વહાલો પેદર નરીમાન, અને તારી માદરનું નેકનામ નામ શેહરીન નહી હતું? ઉઠ, ચાલ મારી સાથે મારી વાહલી ગુલનાર——"

"સબર, સાહેબ," પેલી નાજનીને જવાબ આપયો; "ગુલનાર તમારી બેટીનું પાક નામ હશે, પણ મને લોકો ગુલનાર કેહતા નથી. સોદાગર નરીમાન તમારૂં નામ હશે, પણ મારા બાપનું નામ નરીમાન નથી. શેહરીન બાનુ કદાચ તમારી ઓરત હશે, પણ મારી માદરનું નામતો જુદુંજછે."

"બેટી ફોકટમાં વખત ગુમાવવો સારૂં નથી. શું તું સંધુંજ ના પાડેછે? અરે આમ કરવાનો મેં તને શું સબબ આપયોછે? મેં કોઇ દીવસે તને દુખ દીધું નથી."

"પણ સાહેબ, તમો મને ઓળખતા હોવ તારે મને દુખ દેવાનો તમોને સબબ મલે કે?"

"પણ તારે જો હું તારો પેદર નથી તો કોણની તું બેટીછે?"

"હું એક એવા બાપની બેટીછું કે જે મને પોતાની બેટી ગણતો નથી."

"ખચીત તેવો હુંતો નથીજ" સોદાગર નરીમાને વીચારયું "શું તારા બાપની ઇતરાજીજ તને તારૂં ઘર છોડવાનો સબબ હતો?"

"શું તારે તું પાછી તેની નજદીક જવા માંગતી નથી?"

આ ઠેકાણે પેલી અબલાએ પોતાની ચશમ નીચી કીધી. તેણીએ ઘણો વીલમ સુધી જવાબ આપયો નહી. અંતે નરીમાને તેને કેટલેકવાર સુધી સમજાવયા બાદ તેણીને પોતાને મકાન લઇ જવામાં તે ફતેહ પામયો; અને જો તેણી ખરેખર તેની બેટી ગુલનાર નહીજ હોયતો ગુલનારના ચેહરાને તેણીનો ચેહરો મલતો આવતો હતો માટે તેણીએ તેની બેટી તરીકે તેની સાથે રેહવાને અરજ કીધી, જે આ જવાન અને દુખી છોડીએ મોટી આનાકાની સાથે કબુલ કીધાથી, સોદાગર નરીમાનના મકાન તરફ તેઓ ચાલયાં.

વાંચનારી બાનુઓ, શું તમોને જણાવવાની અગતછે કે આ જવાન છોડી તે પેલા બાવાના ઝુંપડાં આગળ મરણ પામેલો છોકરો હતો? એ છોડી કોણ હતી?

# શીકંદર.

ભાગ ૨ જો.

## તખતનશીન થવાથી તે ઈરાંન ઊપર ચઢી જવા સુધી.

ગયા નવેમબર મહીનાંના અંકમા શીકંદર પોતાના બા
પની ગેરહાજરીમા રાજ પરતીનીધી નેમાયો તયાંસુધી કહયું હ
તું. હવે તયાથી આપણે આગલ ચાલીએ. ઈરાનનો શાહા દારાં
જે વખતે તખતનશીન થયો તેજ વરશમા શીકંદરે પણ
રાજની લગાંમ હાથમા પકડી, જે વખતે તેની ઉમર ૨૦
વરશની હતી. રાજગાદીએ બેઠાપછી શીકંદરનો પેહલો વી
ચાર એ હતો કે તેના બાપના મોહતની કીરીયા ભપ
કાથી કરવી અને તેના મોહતનું વેર લેવું. તખતે બેઠા પ
છી તરતજ શીકંદરને માલમ પડયું કે પોતે ઘણીક જાતની
પંચાતી ભરેલાં વમલમા આવી પડયો. ફીલીપ પોતાના ચા
લતા વખતમા જે જંગલી લોકો સાથે લડતો હતો, જેઓ
ઉપર તેણે ફતેહ મેલવી હતી અને જેઓને પોતાના રાજ
સાથે જોડી નાખયા હતા, તેઓ આવી તકનો લાભ લઈ
શીકંદરને એક નાહનુ બચું સમજી તેની સાંમે લડવા ની
કલયા. તેમજ યુનાંનનો તેને થોહો અંદેસો નહી હતો. અ
ગર, ફીલીપે એકવાર કેટલાંક શેહેરોના રાજકારોબારને તેઓ
ના અસલ રેવાજ પરમાણે ચાલવાની છુટ આપી હતી તો
પણ તેઓની હાલત ખરૂં જોતાં તદન ફેરવી નાખી હતી
અને પોતે તેઓનો ખુદ ધણી થઈ બેઠો હતો. તેણે હથીઆ
રની બીહીક આપી કે ગમે તેવી રીતે આખુ યુનાન પોતા
ને તાબે કીધું, પણ તેપર અમલ ચલાવાને તેની પાસે પુરતી
જોગવાઈ નહી હતી, તેથી કરીને તેણે બધુ પડતુ મુકીને "અ
ધેર રાંજ" કરી મુકયું હતું.

શીકંદરની જનમભુમી મેસીડીનીયાના લોકોએ યુનાંનની
આવી હાલત જોઈ તેથા તે છોડી દેવાની તથા પેલા જંગલી લો
કોએ જે તેની સાંમે હથીયાર ઉંચકયાં તેઓને નરમાસથી થંડા
પાડવાની શીકંદરને ભલાંમણ કીધી, પણ શીકંદર જેનુ નાં
મ!—આવી હીચકારી સહલા તેણે સાંભલી નહી, અને ઉલટો
પોતે બાહાદુરીથી અને મોટાં જનથી તે રાજયોને બચાવી રાખ
વાનો ઠરાવ કાર્યો. તેથી તેણે પેલા જંગલીઓને ઠેકાણે પા
ડવાની ઉતાવલથી ડેનયુબ નદી પોતાના લશકર સહીત એક
રાતમા પશાર કીધી, એક જબરદસત લડાઈ કરી ત્રીબાલી
ના રાજાને હરાવયો, કેટલીક જંગલી પરજા તેને તાબે થ
ઈ, તેઓમા કેટલાક તેના હથીઆરથી અને કેટલાકતો તે
નું નાંમ સાંભલીનેજ તાબે થયા. જયારે શીકંદરે જોયું
કે તેનું નામ સાંભલીનેબી લોકો બીહેછે, તેથી ગુમાંન લા
વી તેઓના એક એલચીને પુછયું કે "તમો લોકો સઉથી
વધારે કોણથી બીહોછો?" તેને જવાબ એ મલયો કે "માતરે
આકાશ અને તારાના પડવા શીવાય તેઓ કસાથી બીહી
તા નથી" એટલે જયાંશુધી સીતારો રોશનછે તયાંશુધી કંઈ
નહી, પણ માતરે સીતારો બરગસતે થવાથી અથવા ખોદા
ના રૂઠવાથી તેઓ બીહેછે. આવો ગરવીશટ જવાબ સાંભ
લી શીકંદરે કહયું કે "શેતારા અને આકાશના બરગસત
થવા કરતાંબી વધારે શેતમ હું તમારી ઉપર લાઉંછું."

આ પરમાણે શીકંદર જયારે જંગલીઓની સાથે રો
કાયલો હતો તયારે યુનાનના સઘલા શેહરો જે મુખય કરીને
ડીમોશથોનીસ નામના શખસથી ઉશકેરાયલાં હતાં તેઓ
એ આ શાહાજાદાની સાંમે થવાનો એકસંપ કીધો. થીબ્ર
નસમા એક જુઠી અફવા શીકંદરના મોહોત વીશે ફેલાઈ,
જે તેઓના હકમાં ઘણી દુશટ થઈ પડી. મેસીડોનીયાના
કીલામા જે લશકર કીલાના બચાવને સારૂં રાખેલું હતું
તેના કેટલાક ભાગને તેઓએ વીખેરી નાખયું, બીજા હાથ
પર ડીમોસથીનાંસ દરરોજ લોકોને અસરકારક ભાશણો
કરી ઉસકેરતો હતો, અને શીકંદરનેતો તે ઘણાજ ધીકારથી
એક નાદાંન અને ટુકાં ભેજાનો છોકરો ગણતો હતો, તેમજ
એથેનસના લોકોની ખાતરી કીધી કે મેસોડોનના બાદશાહ
થી તેઓએ જરાબી બીહીવું નહી. તેજ વખતે એશીયા
મેનરના એટેલસ નામના ફીલીપના સરદારને બલવો કરવા
ને ઉશકેરવા શારૂં તેની ઉપર ડીમોસથીનીસે કાગળપર કા
ગળ લખયાં. આ એટેલસ ફીલીપની બીજી ઓરત કલી
યોપાટરાનો કાકો હતો, તે ડીમોસથીનીસની દરખાસત શાં
ભલી મધત થયો, પણ શીકંદર આગલ ડાહેઓ થવા શારૂ
પેલાં સઘલાં કાગળો તેની ઉપર મોકલયાં. શીકંદર કાંઈ કા
ચો નહી હતો—તે શઘલી કલા સારીકાંની સમજતો હતો તે
થી તેણે પોતાના હીકેટીપસ નામના એશીઆખંડના શર
દારને હુકમ કીધો કે એટેલસનેજ એકદંમ કતલ કરવો. આ
હુકમ શેતાબ બજા લાવવામા આવયો, અને લશકરમા જે બ
લવાનું બી રોપાયું હતું તે એટેલસના મોતથી શાંત થયું.

જંગલી લોકોથી પોતાનું રાજ બચાવયા પછી શી
કંદર બેશુમાર લશકર લઈ યુનાન તરફ જવા નીકલયો,
અને થરમોપીલી નામની પાહાડો વચેની સાંકડી સેરી
તેણે પસાર કીધું. તયારપછી જેઓ પોતાની સાથે હ
તા તેઓ આગલ તે બોલયો કે "જયારે હું ઈલીરીયામા
(ત્રીબાલી) હતો તયારે ડીમોસથીનીસે પોતાની વાએજીમા
મને એક નાદાન બચું કહેઓ, જયારે હું થેસેમા હતો,
તયારે મને એક જુવાંનમા તેણે ખપાવયો, અને હવે આ
એથેનસની દેવાલ આગલ મારે તેને બતાવવું જોઈએ કે
હમણા હું બરોબર પુખત માણસછું" તે બીયોશીઆમા
એટલોતો ઓચીંતો આવી લાગો કે થીબાનસ લોકો સમજ
યા કે તેઓ પોતે ઠગાયછે. તયાં આવતાંવાર તેણે તે લોકો
પાસે બંદ કરવાને ઉસકેરનારા બે ફીતુરીઓ નામે ફીનીકસ
અને પરોથુટસને માગેઆ, અને તેઓની પાસે માફ મં
ગાવી તથા કરનાએના અવાજથી એવું જાહેર કીધું કે જે
લોકો તેની સાંમે થયાતા તેઓ સરવે માફ માગે. પણ આથી
થીબાનસ લોકોને ઘણું હીનુ લાગું તેથી તેઓએ ફીલોટાસ
અને એનટીપેટરને શીકંદરપર મોકલયા, અને જેઓ યુના
નના દેશહીતકારી હતા તેઓને યુનાનનો બચાવ કરવાને
બોલાવયા. શીકંદરે જોયુ કે સહલા સંપજથી એઓને સા
રો રસતો સુજતો નથી, અને તેઓ હઠીલાઈ છોડતા ન
થી; તેથી દલગીરીથી પોતાનો જોર તયાં બતાવાની તેને જરૂ
ર જણાઈ અથવા હથીયારનાં બલનું તયાં કામ પડયું. એક
મોટી લડાઈ ઉઠી આ લડાઈમા થીબાંનસ લોકોને તેઓમાં

જેટલું જોર હતું તેથી વધારે હીમતથી લડવું પડયું, કારણ કે દુશમનના લશકરની શંખયા તેઓ કરતાં બેહદ હતી, લાંબો વખત શુધી તેઓએ દુશમનને અટકાવયો ખરો, પણ મેસીડોનીયાનું લસકર એક ઉપર એક ફોલા તરફ આવતું ગયું, અને થીબનસ લોકો તદન ઘેરાઇ ગયા તથા તેઓમાનો ઘણોખરો ભાગ કતલ થઇ ગયો, તેથી તે શેહર શીકંદરના હાથમા ગયું અને લુટાયું.

આ વખતે થીબાનસ લોકોને જે ખમવું પડયું તે કેહવું બેજાછે. કેટલાક થરેશીયનોએ ટીમોકલયા નામની એક સદગુણી અને ઉંચાં ખાનદાંનની સ્ત્રીનું ઘર તોડી નાખયું, અને તેનો સઘલો માલ ખજાનો લુટી લીધો. તેઓના સરદારે તે બેઘુનાહ ઓરતને પકડી તેની લાજ લુટી અને તેની સાથે બલાતકાર સંભોગ કરીનેબી ધરાયો નહી એટલું છતાંબી વધારે લોભ કરી તેણીને પાછલથી પુછયું કે હજી કંઇ બીજી દોલત તેણીએ કેથે છુપાવીતો નથી! ટીમોકલીઆ વેર લેવાના હેતુથી ઉસકેરાઇ, અને ઘંભીરાઇથી કહેઉં કે થોડું છુપાવેલુંછે જે બતાવાને પેલા એખલા સરદારને પોતાના એક બાગમા લઇ ગઇ, અને તેને એક કુવો બતાવી બોલી કે "જયારે મેં સાંભલયુ કે દુસમનનું લશકર શેહેરમાં દાખલ થયું તીયારે મારો નામીઓ અને સઉથી કીમતી ખજાનો મારે પોતાને હાથે આ કુવામાં નાંખેલોછે." પેલો અમલદાર આ વાત સાંભલી ઘણોજ ખુશીમાં આવી પેલા કુવા આગલ ગયો, પણ કુવો ઘણો ઉંડો જોઇ બીધો. ટીમોકલીયા જે પછવાડે ઉભી હતી તેણીએ આ વખતે પોતાનું જેટલું જોર હતું તેટલાં જોરથી પેલા સરદારને પકડીને કુવામાં નાંખી દીધો; પણ તે કદાચ પાછો જીવતો નીકલે તેથી તેની ઉપર મોટા મોટા પથર ફેંકી તેનો જીવ લીધો!!

આ ઓરતને થરેશીયનોએ તરતજ પાછી પકડી અને સાંકલથી બાંધીને શીકંદર આગલ લઇ ગયા. તેણીના ચેહરાપરથી તરત શાહજાદાને માલમ પડયું કે તે ઓરત કોઇ મોટાં ખાંનદાંનની અને તે શાથે બુધીવાંનછે, કારણ કે તે જરાબી બીધા વગર, બેધડક પેલા લુચાઓથી બેદરકાર ચાલી આવતી હતી. તે કોણછે તે જયારે સીકંદરે પુછયું તેના જવાબમાં તેણીએ જણાવીયુ કે હું થીએજીનીસની બેહેન થાઉં, જે સખસ યુનાનના છુટકારાને શારૂ ફીલીપ સાથે લડતાં ચીરોનીયાની લડાઇમાં મારેઓ ગયો, જયાંનો તે સરદાર હતો. આ ઓરતનો આવો બાહાદુર જવાબ જોઇ શાહાજાદો ઘણો મઘન થયો, અને એવો હુકંમ કીધો કે તે ઓરતને તેની મરજીમાં આવે તીયાં તેનાં બચ્ચાં છોકરાં શાથે શુખેથી જવા દેવી.

તીયારૂ પછી યુનાનનાં થીબસ શેહર વીશે સીકંદરે સભામાં ચકચાર ઉઠાવી. તેની સાથે જે ચાર પાંચ મુલકનાં લોકો મલતીયા હતા તેઓએ તેને ઉશકેરયો, અને કહયું કે થીબાંનસ લોકોએ માસીડોનનાં ઘણાક શેહરો ફના કીધાં હતાં અને દુખો પાડયાં હતાં; વાસતે થીબાંનસ લોકોનો નાસ કરવાને તેઓએ સપત લીધા, અને જણાવીયુ કે એ કાંમમાં મદદ કીધા પછી તેઓ ઇરાંન તરફ પણ ઉતરશે. કલીડસ નાંમનાં થીબાંનસ કેદીને થીબાંનસ લોકની તરફેણમાં બોલવાની છુટ આપવાથી તે બોલીયો કે તેનાં સવદેસીઓએ શીકંદર વીશે જે મરી ગયાની અફવા ઉડાવી હતી તેથી, ખરેખર રાજાની સાંમેજ નહી, પણ રાજાનાં વારેશપર બલવો ઉઠયો; અને જે ઘુના તેઓએ કીધો તેની ફેજે તેઓ પોંચયા,—હવે બાકી રહયાં તેઓમા માતરે બાલક, બુઢાં, અને બઇરાંછે—વાસતે તેઓથી તેને બીહવાનું રહયુ નથી. તેણે સીકંદરને બીજું એ જણાવયું કે થીબસ શેહર મોટા મોટા પેહલવાંનોની જનમભુમીછે, જે પેહલવાનોમા શીકંદરનાં વડાઓબી હતા, તે સાથે વલી ફીલીપની કીરતીની બેઠક હતી, વાસતે હવે વધારે ઇજા તે શેહરપર કરવી નહી. કલીડસ ઘણી અસરકારક રીતે બોલયો તોબી સીકંદરનો ગુસો વધયો, અને તે શેહરને તદન ફનાબુકાંમ અને ધુલધાંણી કીધું. તેણે ધરમગુરૂ તથા જેઓને મેસીડોનીયંનો સાથે સારૂં હતું તેઓ, તથા પીનડાર નામના એક પરખીયાત કવીનાં વંઉશ, જેણે યુનાનને ઘણું માન આપયું હતું, તથા જેઓ બલવો કરવાની વીરૂધમાં હતા, તેઓ સઘલાને છોડી બાકીનાં તરીશ હજાર માણસોને વેચયાં, તથા છ હજારથી વધારે માણસો લડાઇમાં મારેઆં ગયાં. થીબાંનસ લોકોપર ગુજરેલા આ બનાવથી એથેનીયન લોકો એટલા તો ખુસી થઇ ગયા કે તેઓ આ દુઃખદાયક દીવશને એક તેહવાર માનીને જેઓ થીબસ શેહર લુટી એથેનસમાં આવતા હતા તેઓને મોટાં માંનથી અંદર લેતા હતા.

એથેનસમાં સીકંદરનાં અચબુચ આવવાથી તીયાંનાં લોકોનું અભીમાન ઘણે દરજજે ઓછુ થઇ ગયું, ડીમોસથીનીસનું બલ તુટી ગયું, અને તેની હીમત હવામાં ગઇ. પણ થીબસ લોકોની જે દુરદશા થઇ તે સાંભલીને તેઓને ઘણો ઘભરાટ થયો, તેથી તેઓએ સીકંદરને કાલાવાલા કરવાની યુકતી કીધી. તેઓએ શીકંદરપર એક ડેપયુટેશન (એટલે વકીલ દાખલ અરજી લઇને માણસોનુ ટોલું) મોકલયું, જેમાં તેની રેહેમ ચાહી. આ ડેપીયુટેશન લઇ જવામાં ડીમોસથીનીસ પણ સાંમેલ હતો; પણ હજીતો તે સીથીસેનનાં પાહાડ શુધીબી નહી ગયો તેટલાંમાં તો શીકંદરથી બીહીને પાછો પોતાને ઘેર નાહાસી આવીયો. તરતજ શીકંદરે એથેનીયનો પાસે દશ પંડીતો માંગીયા, કે જેઓને ચીરોનીયાની લડાઇમાં ફીલીપે હરાવીયા હતા, અને શીકંદર જેઓને મુખય સહમતો હતો. આ વખતે ડીમોસથીનીસે લોકોને કહેઉ કે "જેમ એક દીવસે વરૂઓએ મેંટાંને "કહેઉ કે જો તેઓને સહુલા કરવી હોયતો તેઓનાં રખેવા "લ જે કુતરાઓછે તેઓને મોકલી દેવા, તેવોજ હાલ "આ દસ પંડીતોનોછે." આ પરમાણે તેઓ આફતમાં આવી પડયા. પોતાના શેહરનો બચાવ કરવાને પેલા દશ પંડીતોને મોતના પંજામાં આપવાની તેઓની હીમત ચાલી નહી. હવે ડીમેડસ નામનો એક સખસ, જેને શીકંદર પોતાના એક મીતર તરીકે માન આપતો હતો, તેણે એખલાએ આ સઘલુ જોખમ માથે લીધું. સીકંદરના વીચાર ગમે તેવા હતા, પણ હવેતો માતરે તે એકજ કબુલાતથી શાંત થયો. તે એ હતો કે કારીડેમસ નામના એક ઓરોસાનાં રેહવાસીને દેશનીકાલ કરવો. આ શખસ થરેશનાં રાજાનો જમાઇ થતો હતો, અને ઇફીક્રેટસનાં હાથ નીચે લડાઇની તાલીમ લીધી હતી, જેથી તે વારેવાર એથેનીયન

ફોજની સરદારી મેલવતો હતો. આ વખતે તે સીકંદરથી દુર રેહવાને ઈરાંનના બાદશાહનાં આસરા તલે જઈ રહેઓ. સીકંદરે એથેનીયનોપર જે તોમતો જોડયાં હતાં તે સઘલાં માફ કીધાં, એટલુંજ નહી, પણ તેઓપર ઘણી ચોકસી રાખવા લાગો, એવા વીચારથી કે કદાચ પોતે મરી ગયા પછી આ શેહર પણ યુનાનનાં કાયદા સાથે સંબંધ રાખે. કેટલાક તવારીખ લખનારો કેહેછે કે આ વખતથી સીકંદરે જે થીબાંનસ લોકો સાથે ચાલ ચલાવી હતી તેથી તે ઘણો પસેમાન થવા લાગો, અને તે દાખલો લઈ તે બીજી પરજા સાથે ઘણી સલુકાઈથી ચાલતો હતો. થીબસ જેવાં જોરાવર મુલકપર ગુજારેલા શેતંમનો દાખલો લઈ આખુ યુનાંન તેના હથીયારથી ધ્રુજવા લાગું, એટલો તેનો દોર પથરાઈ ગયો.

હવે સીકંદરે ઈરાન પર ચઢવાનો એરાદો કીધો, જેનો હેવાલ બીજીવાર આપીશું.

"નોસેરવાન"

---

# એક તલેશમાતી પથરાની વાત.

કોઈએક શેહેરને દરમેયાન એક ગરીબ માણશ રેહતો હતો, તેની પાશે ઝાઝી દોલત નહી હતી, પણ જે થોડી હતી તેથી તેણે મુશાફરી કરવાનો મનશુબો ધારયો. મુશાફરીએ નીકલયા પછી એક દીવશે તે એક પાશેના ગાંમડાંમા જઈ લાગો. તયાં અંદર દાખલ થતાંનેવાર તેની નજરે કેટલાક મસતીખોર છોકરાઓ નાચતા, કુદતા, હસતા, અને તોફાંન કરતા માલંમ પડયા, તેથી તયાં જઈ તેઓને તેમ કરવાનું કારણ પુછવા લાગો. તેઓમાનો એક છોકરો બોલયો કે "અરે, શાહેબ, હમારી પાસે એક ઉંદરછે તેને હમે નાચતાં શીખવીએછે. જુવોતો ખરા તે ગોળ ફેરી ફરેછે તયારે કેવો લાગેછે!" પેલો મુશાફર માણશ જાતે દયાવંત હતો તેથી પેલા ઉંદરપર દયા લાવી કેહવા લાગો કે "એ ગરીબ ઉંદરને છોડી દેવોતો છોકરાઓ, હું તમુને થોડા પઈશા આપું." એમ કહી તેણે પેલા છોકરાઓને થોડા પઈશા આપયા તેથી છોકરાઓએ ઉંદરને છોડી મુકયો. છુટતાંનેવારજ ઉંદર જેમ નહશાય તેમ નાહાશી પાશે એક દર મલયો તેમા ભરાઈ ગયો. એ પછી પેલો મુશાફર તયાંથી આગળ ચાલયો અને એક બીજાં ગાંમમા આવી પોંચેઓ: તયાં તેણે કેટલાક છોકરાઓના હાથમા એક વાંદરને સપડાયલો જોયો, તેઓ તે વાંદરને માર મારીને નચાવતા હતા, અને તેને જરાબી જપ નહી આપતા હતા. આ છોકરાઓને પણ કેટલાક પઈશા આપી પેલા શખી માણશે વાંદરને છુટો કરાવયો. તયાંથી આગળ મુશાફરી કરતાં પેલો શખસ એક બીજાં ગામમા જઈ લાગો; તયાં પણ છોકરાઓ એક બાલાબીછને સાંકલથી બાંધી બે પગપર ઉભુ રેહવાની તેને ફરજ પાડતા હતા, અને જયારે તે પોકાર મારતું હતું તયારે તે છોકરાઓ વધારે મોજ મેલવતા હતા. આ જાનવરનું છુટાપણું પણ પેલા ગરીબ માણશે વેચાતું લીધું, પેલુ બાલાબીછ પાછુ પોતાને ચાર પગપર છુટું ઉભેલું જોઈ તયાંથી નાહાશી ગયું.

આ પરમાણે પેલા મરદે પોતાની પાશે જે થોડુ દરવય હતું તે ખોઈ બેઠો, અને તેને માલમ પડયું કે હવે પાસે એક ફુટી બદામબી રહી નથી, તેથી તે મનમાં વીચાર કરવા લાગો કે "રાજાની તાંજિરીમા એતીશે દોલત હોયછે તે સઘલી દોલતનો કંઈ રાજાજીને ખપ પડતો નથી વાસતે હું તેમાંથી થોડા પઈશા લાવું, અને જયારે મને પઈશા મલસે તયારે હું પાછા મુકી આવશ" એવા વીચારથી આ ભોલા ભગતે રાજાના ભંડારમા ઉતરવાની પેરવી કીધી, તેમાં તે ફતે પાંમયો, અને પેલા ઢગલાબંધ દરવીયમાંથી તેણે થોડા પઈશા ઉંચકયા, પણ જેવો તે ઓરડાની બાહાર નીકલવા જાયછે કે રાજાના પેહેરેગીરોએ તેને પકડયો અને ચોરમાં ખપાવી મુસકા તાટ કરી કોટવાલ આગલ લઈ ગયા. કોટવાલે પેલાને ગુનેગાર ઠેહરવી એવો હુકમ કીધો કે એને એકદંમ દરીયાની વચે એક પેટીમા બંધ કરે. જે પેટીમાં તેને બંધ કરવામા આવયો તેની અંદર હવા જવાને થોડાં શુરાખો પાડેલાં હતાં. એક પાણીનો કુજો અને રોટીના તુકડા શીવાય બીજું તેમા કશુએ હતું નહી. જયારે તે દરીયાના બોહોલાં પાણી વચે હાદેશામા ગીરફતાર હતો તયારે તેને કંઈ ખડખડ થતો અવાજ સાંભલયો, અને એકદંમ પેલી પેટીનું ઢાંકણું ઉઘડી ગયું. તેણે જોયુતો બાહાર પેલો ઉંદર, બાલાબીછ, અને વાંદર ઉભેલાંછે તેવોએજ પેલી પેટીનું ઢાંકણ ઉઘાડયું હતું કે જેઓને પોતે દુખમાંથી છોડવેઆં હતાં, પણ હવે આગલ શું કરવું તે કોઈને શુજયુ નહી તેથી તેઓ વીચાર કરવા લાગાં. પેલાં બાલાબીછની નજર તરત એક ઈંડાને આકારના પથર ઉપર પડી તેથી બોલયુ કે "વાહ! ઘણા શારા વખતમા આ પથર આપણને મલયો, એ તલેશમાતો પથરછે, એને જો કોઈ પાસે રાખીને ગમે તયાં જવાનો ઈરાદો રાખે તયાં જઈ શકે."

આ ઉપરથી પેલા ગરીબ માણશે પેલો પથર ઉચકી લીધો, અને હાથમાં લઈ પોતે એક એવી જગામાં જવા ધારેઉ કે જેની પાસે એક શુંદર બાગ અને હલીયારીથી ભરેલો, મેહેલ હોય. હજીતો આ વીચાર કરી નહી રેહેઓ એટલાંમાંતો તેણે પોતાને તેવીજ જગામાં બેહેલો જોયો. તેને તીયાંની દરેક ચીજો એવીતો દેખાઈ કે તેની જાબજા તારીફ કરવા લાગો. એક દીવશે કેટલાક શોદાગરો તે રસતેથી જતા હતા તેઓ જોઈને અચરતાથી બોલવા લાગા કે થોડુકની વાતપર તો રેતી અને ટેકરા શીવાય આ જગોપર કંઈ હતું નહી અને હમતાં આવો શુંદર મેહેલ આટલા વખતમાં કોણે બાંધયો? તેઓની અજાએબી વધતી ગઈ તેથી તેઓ પેલા મેહેલમાં ગયા, અને પેલા ભોલા માણશને પુછયુ કે આ મેહેલ તેણે એટલો જલદી શી રીતે બાંધયો!—તે બોલયો, "શાહેબો, એ મેં નથી બાંધયો, પણ એનો મારા તલેશમાતી પથરાએ બાંધયો." તીયારે શોદાગરોએ પુછયું કે "તે કેવી જાતનો ફતરછે તે મેહેરબાંની કરીને બતાવશો?" તરતજ પેલો પથર તેઓને બતાવામાં આવીયો, તે જોઈ તેઓ એટલા તો ખુશી થયા કે તે પથર વેચાતો લેવા શારૂ આપણા ગરીબ માણશ પાશે માગણી કરી જોઈ—અને તેઓ પાશે જે કીમતી ચીજો હતી તે સઘલી પેલા પથરના બદલામાં આપી દેવાને જણાવીયું. આ જોઈ પેલા ગરીબનુ મન લલચાઈ ગીઉં,

અને વીચારવા લાગો કે આ નજીવા પથરાને બદલે આટલીબધી દોલત આવે !! તેથી પેલા શોદાગરો પાશેથી તેઓની બધી દોલત લઈને પેલો પથર તેઓને શવાધીન કીધો.

હજીતો પેલો પથર આપતાં તેને વાર નહી લાગો એટલામાં તો તેનું નશીબ, મેહેલ, અને દરવીય સઘલુ ફના થઈ ગયુ, અને પોતે પાછો પેલા દરીઆની વચે પેટીમાં બંધ થઈ પડેઓ. તે હાયને જારી કરવા લાગો, કારણ કે તેની પાસે પેલા પાંણીનો કુજો અને રોટીનાં ટુકડા શીવાય ખીજુ કંઈ હતું નહી. પેલા વફાદાર જાનવરો—વાંદર, બાલાખીછ, અને ઉંદરને જેવી આ ખબર પડી કે તેઓ પાછા પેલા ગરીબ મુશાફરની મદદે આવીયાં. પણ આ વખતે તેઓથી પેલી પેટી ઉઘડી શકી નહી, અને આગલ કરતાં હમના ઘણી મજબુત બંધ થયલી માલમ પડી. આ ઉપરથી પેલુ બાલાખીછ કેહવા લાગુ કે "આપણને પેલો તલેશમાતી પથર પાછો મેલવવો જોઈએ, કેમકે તે વગર આપણી શઘલી મેહેનત રદ છે." હવે પેલા સોદાગરો તો મેહેલમાં ચમન કરેછે. તેઓએ હંમેશ તીયાંજ રેહવાનો ઠરાવ કીધો. પેલાં તરણડે નીમખહલાલ જાંનવરો તીયાં જવા નીકલયાં, તેઓ સોદાગરોના મેહેલની નજદીક આવયાં, અને બાલાખીછે ઉંદરને બારણાની કુચીના શુરાખ વાટે જોવાકેહયું કે અંદર શું થાએછે? કેમકે ઉંદર ઘણો નાહનો તેથી તેનીપર કોઇની નજર પડે નહી. ઉંદર કબુલાત આપી આગલ ગયો અને તરતજ પાછો ફરી કેહવા લાગો કે "ભાઈઓ, મેહેનત કરવી ફોકટછે. મેં અંદર જોયુતો પેલો પથર એક આરશીના તકતાની સાંમે રેશમની દોરીથી ટાંગેલો છે અને તેની આસપાસ બે મોહટી બીલાડીઓ ચકચકતી આંખોથી ચોકી કરેછે", તમારે પેલો વાંદર બોલયો કે "કંઈ ફીકર નહી, તું પાછો જા અને પેલો ધણી શુવા જાય તયાં શુધી તું બોટી રેહેજે, અને જયારે તે ઉંઘમા પડે તયારે અંદર જઈ તેના બીછાનાંપર ચહડી તેની એક બાજુની દાહાઢી કરડી કાતરી નાખ, અને પછી તેને જગાડવા શારૂ તેનું નાખ મજબુત કરડજે." આ શોખામણ શાંભલી ઉંદરજી બારણાની ફાટમાંથી અંદર ગયા, અને જેમ પેલા વાંદરે કહયુંતું તેમ કીધું.

પેલો ધણી જાગી ઉઠયો, અને ઘુસામા આવી નાખ પકડી બુમ પાડવા લાગો કે "પેલી બીલાડીઓ કેવી નીમખહરામછે! કે મારી દાહઢીના બધા બાલ ઉંદર ખાઈ ગયો તોબી તેને ખાવા જ દીધો!" એટલું કેહી. ચીરડાઈ જઈ પેલી બીલાડીઓને મારી નાખી, અને ઉંદરજીએ જીહીત મેલવી. બીજી રાતે જેવો પેલો શોદાગર ભર ઉંઘમા પડયો તેવોજ પેલો ઉંદર પાછો અંદર ગયો, અને પેલા પથરની દોરી કરડીને તે છુટો પાડી ગગડાવતો ગગડાવતો બારણા આગલ લાવયો, પણ ઉમર ઉંચો હોવાથી બીચારો ઉંદર નાશીપાશ થયો. તેણે વાંદરને બોલાવયો, જેણે પોતાના લાંબા પંજા વતે પેલા પથરને ઉપર ખેચી લીધો, તેઓ તરણડે પેલો પથર લઈ પાછા દરીએ કીનારે આવી લાગા. તયારે વાંદર પેલી પેટી આગલ કેમ જવું તે પુછવા લાગો, બાલાખીછે કયું કે "અરે મુરખ, ઘણુ શેહેલું છે? હું પાણીમા તરીશ, અને વાંદરજી તમે મારી પોઠપર બેસજો અને અને મજબુત વલગી રેહેજો." વાંદરે પુછયું કે "પણ શાહેબ, તમારે આ પથરો કેમ પકડી રેહેવશો?" બાલાખીછે કહયું કે "પથરોતો તમે તમારા ખુબશુરત મોહનામાં પકડી રેહેજો, અને ઉંદરમામા, તમે તો મારા જમના કાનમા ભરાઈ બેસજોજી." વાંદર અને ઉંદરે બાલાખીછનો ઉપકાર માંનયો અને આ જંગલના બાદશાહ પોતાના બાલાખીછ રખશપર શવાર થયા; ઉંદરજી આગળ કહેઆ પરમાણે કાંનમા ભરાયા.

તેઓ તરણડે આ પરમાણે ગુપચુપ આગલ ચાલતા હતા તે બાલાખીછને ગમયું નહી તેથી તેણે વાત છેડી કે "વાંદરજી તમે તો કંઈ બોલતાજ નહી—આપણે આજે કેવું બાહાદુરીનું કામ કીધું!" પણ પેલા વાંદરે જરાબી જવાબ આપયો નહી તયારે બાલાખીછે પાછું પુછયું કે "શું એ રીત છે કે પોતાના દોસતારને પાછો જવાબબી નહી આપે—જે એમ કરે તેને હું ખરોજ બેવકુફ ગણો જાણું." વાંદરજીથી શાંખી શકાયું નહી, તેનાનું પેટ ફુગી આવીઉં, તેથી પેલો પથર જે મોહડાંમા પકડયો હતો તે પાંણીમા પડવા દઈ બોલયો કે "અરે મુરખ! તું જાણતો નહી? મારા મોહડાંમા પથર હતો તે હું કેમ બોલું? હવે લે તે જતો રહેઓ. અને તે વલી તાહારાજ વાંકથી." બાલાખીછ બોલયું કે "શેઠ એટલા ખાટા ના થઈ જાવ, જરા ધીરજ ધરો, આપણે હમના તે પાછો પેદા કરીએ" તેઓ તરણડેએ એકમત થઈ દરીઆના દેડકા અને માછલીઓને બોલાવયાં, અને કહયું કે "તમારી સાંમે એક જબરદસત દુશમન આવેચ તેથી તમારો બંચાવ જે કરવો હોયતો હમુને પેલો પથર લાવી આપો કે તેના બલથી હમો તમારી આશપાશ એક મોટી દેવાલ બાંધી લઈએ." આ બોલોથી પેલાં દરીયાઈ પરાંણીએ બીધાં તેથી તેઓ દરેક બાજુથી પથરા બાહાર કાટવા લાગાં. અંતે એક બુઢો અને ખુબ ડોંગો દેડકો તેના મોહનામાં પેલો તલેસમાતી પથર લઈ બાહર આવયો, આ પથર લઈ પેલુ બાલાખીછ ખુશી થયું અને તેના મોહમાંથી પેલો પથર લઈ તે દેડકાને વીવેકીથી રજા આપી કે હવે તેઓને કંઈ ધાસતી રાખવી નહી. આ પથર લઈ તેઓ તરણડે પેલી પેટી તરફ તરીને ગયા અને બીજા મોહટા પથરની મદદથી ઢાંકણું ઉંઘાડયું, ઉંઘાડતાંવારજ તેઓને માલમ પડયું કે તેઓ ચોકસ વખતે આવી લાગા, કારણ કે હમણાજ પેલા મરદે પેલુ પાંણી અને રોટીનો ટુકડો પુરો કીધો હતો, નહી તો તે બીચારો ભુખે મરી જાત. જેવો પેલો પથર પોતાના હાથમા આવયો કે પેલા માણશે પાછું એવું માહેઉં કે પોતે શુખી થાય અને પેલાજ મેહેલમા બાગ બગીચા શહીત શાદા શુખમા આવી પડે. તરતજ તેમ થયું, જયાં તે અને તેના તરણડે વફાદાર જાનવરો જીવયાં તયાંસુધી અમન ચમનમા રહયાં. શુખી અને સંતોશી તેમજ તમેબી થાઓ, વાંચનારી અબલાઓ.

નાશેરવાંન.

---

## એક બાહદુર ખલાસી છોકરો.

વાલની બકનાર નામે માછીનો એક છોકરો લંડન દેશમાં જનમયો હતો. તેના બાપ પાસે દીકરાને ઉંચી કેળવણી આપવાં જેટલાબી પઈસા ન હોવાથી તેને સેજસાજ પેરબટ કેળવણી આપી હતી. જે ધંધામાં પોતે પોતા

ની જીંદગી ગુજારેલી તેજ ધંધામાં દીકરોબી પડે એવી વાલનીના બાપની ખુશી હોવાથી નાહનપણથી તેને સખી દેલ રાખવા, ધાસતોની વખતે ધીરજ રાખવા, અને ગમે એવા ભયની વખતે હીમત નહી હારવા તે શીખવતો હતો. હજીતો તે એક નાહનું બાલક હતું તારથીજ વીકરાલ મોજાની અંદર પડીને તરતાં તેને શીખવતો હતો, પોતાના મછવાપરથી તે તેને દરીઆમા નાંખી દેતો હતો, અને તેને પોતાની મેલેજ પોતાનો બચાવ શોધવા શીખવતો હતો, ફક્ત જારે તે ડુબી જવા કરતો તારેજ તે તેની મદદે વચમા આવતો હતો! એ રીતે હજીતો ઝોલીમા સુતાં સુતાંજ વાલની તરવાની કસરત શીખી રહયો હતો, કારણ કે જારે તે ચાર વરસનો થયો તારે તેહનો બાપ પોતાના મછવાથી દુર તેને દરીયામાં તરતો રાખતો હતો જે કામથી તે બાલક જારે ઘણુંજ થાકી જતું તારેજ તેને મછવામા લેતો હતો.

એમ કરતાં આ પોરો જારે નવ વરસનો થયો તારે તેના બાપે તેને એક વાંહાંણુ ઉપર નોકરીએ રાખયો, જયાં તે એટલીતો ખુશહાલી અને ઝડફથી કામ કરતો તથા દરીયામા પડવાને એટલીતો હીમત રાખતો કે સઘલા ખલાસીઓના ટોલાં વચ્ચે નાનો વાલની કપટાનને મનસે એક અજાયબી થઈ પડયો હતો. એક ખલેડી જેટલી જડફથી એક ઉંચા ઝાડ ઉપર ચઢી જાય તેટલીજ બલકે તેથીબી વધારે ઉતાવલથી તે વાંહાંણુના સડ ઉપર ચઢી જતો હતો, મેહનત અથવા થાકની તે દરકાર કરતો ન હતો. સુકી અથવા ઘણુંની ભીણી વાસી બીસકોટ એજ તેનો હમેશનો ખોરાક હતો અને પીવામાં ફક્ત પાણી—દરીયાનુંજ પાણી હતું! આપણી તરફના ખારવાઓની મીસાલે તેનું આંગ અરધુંજ ઢાંકેલું રેહતું હતું, ડુટકના પાટીયાં ઉપર વગર ઓઢવે પાંથરવે થોડાક કલાક હુઘ કાઢવી અને તેટલી થોડી ઉંઘમાંથીબી જો કોઈ ઉઠાડેતો બેધડક ઉડવામાં તેને દુખ લાગતું ન હતું. એ જીંદગીમા તે સુખ સમજતો હતો, એ હાલતથી તેનો બાંધો મજબુત બનતો જતો હતો, તેને કદી પણ સરદી થતી ન હતી; તથા ધાસતી અને રોગની તેને થોડી પરવાહ હતી.

આવી મેહનત જોઈને કપતાન વાલનીપર ખુશ હતો અને એક દીનેતો તેને હીમત આપવા તેણે સઘલા ખલાસીઓના દેખતાં વાલનીની વખાણ કરીને કહયું કે—"જો એજ રીતની હીમત અને મેહનતથી વાલની પોતાનું કામ કરયો જશેતો મારા કરતાં પણ વધારે મોહટો ઓધોતું મેલવશે," પણ વાલનીને આ વખાણ પસંદ હતી નહી તેતો પોતાના બાપની શીખામણ હમેશ યાદ કરતો હતો, અને ભયની વખતે મદદ કરી પોતાના ભાઈઓનો જાણ બંચાવવો એજ તેની મોહટી ઉમેદ હતી, એ ઉમેદ બર લાવવાની તે તક શોધતો હતો, અને ખોદાના હોકમથી તેવો દાવ તેના હાથમા આવયો.

જે વાંહાંણ ઉપર તે કામ કરતો હતો તે એક વખતે ફરાંસના પોરટ-ઓ- પરીસ બંદર ખાતે જવાને હંકારયું. આ વખતે વાલનીનો બાપબી તેજ વાંહાંણમા હતો. ઉતારૂઓમા અમેરીકાનો એક માતબર સોદાગર પોતાના કુટુંબ સુધાં બેઠેલો હતો, તેની એક બાલક છોકરી એક આયાના હાથમા રમતી હતી, પણ આયા લગાર આજારી હતી તેથી બેધેઆનમા તે બાલક તેણીના હાથમાંથી છટકીને પાણીમા પડયું. વાલનીનો બાપ આ અકસમાત જોતાંજ દરીયામાં પડયો અને થોડાવારમા તે છોડીને લેઈ ઉપર આવયો—પણ તુરતજ તેને જણાયું કે બાલકને પાણીમા પડેલું જોઈને એક શારક જાતની માછલી તેને ખાવા આવી હતી તેણે પોતાનો શેકાર છટકેલો જોઈને તેની (વાલનીના બાપની) પુઠ પકડી હતી. તે ધાસતીમા આવી પડયો, વાંહાંણતો તેનેથી ઘણું દુર હતું, તેટલેસુધી તરીને તે જાય તે આગમજતો તે પોતેજ શારકનો શેકાર બને એવો મામલો થઈ પડયો, આ બનાવ દરેક ખલાસી જોતો હતો, પણ મદદ કરવાની હીમતતો કોઈની પણ ચાલતી ન હતી. વાંહાંણપરથી બંદુકના બાર કીધા પણ ફોકટ. સઘલાઓ દાંતમા આંગલા પકડી ઉભા—પણ એક જીવડાથી તે ખમાયું નહી. બાપ તરફની મોહબત થકીજ નહી, પણ માણસનો જાણ બચાવવામા આ સઘલા ખારવાઓ આનાકાની કરી ઉભા રહયા એ તેને મનસે નહી ખમાય એવો દેખાવ હતો. વાલમી પોતાના હાથમા એક તેજ ખંજર લઈને પાણીમા ઉતરયો, અને માછલીની ઝડફથી ડુબકી મારીને શારકને ઘાએલ કીધી. આ ઉપરથી શારકે બાપને છોડી દીકરાની પુઠ ધરી. વાલનીએ પોતાથી બનયો તેવો બચાવ કીધો. છેલે ખલાસીઓએ પાંચ સાત દોરડાં દરીયામા નાખયાં જે બંધે બાપ દીકરાઓના હાથમાં આવયાથી તેપર ચઢી તેઓ ઉપર આવયા. ખુશહાલીના પોકાર થયા, વાલનીનો બાપ પેહલો વાંહાંણપર ચઢયો તેના હાથમા નાનું બાલક સલામત જોઈ તેનો પીતા પેલો માતબર સોદાગર ઘણોજ ખુશહાલ થયો. હવે સઘળાઓ વાલનીની રાહ જોવા લાગા. દોરડું તેણેબી પકડયું હતું માટે બચવોતો તેબી જોઈએ, પણ અફસોસ! જે દુશમનને પોતાના તેજ હથીયારે તેણે સખત ઘાહેલ કીધો હતો, તેણે જારે વાલનીને દોરડાં પર ચહઢી જતાં જોયો તારે એક છેલો જોશ કરીને તેની ઉપર તરાપ મારી અને અરે—જવાન વાલનીને ચીરી નાખયો!

આપણે સારીકાની જાણીએ છીએ, અને તે કરતાં અમારી વાંચનારી બાનુઓને વધારે રોશનછે કે જે બાલકને તેઓ પોતાની ઉમરથી ઉપરવારી કામો કરતાં જુએછે તેને જીવવાની તેઓ થોડીજ આશા રાખેછે. ધનબાઈનો સોલુ બે વરસનો નથી થયો તેટલાં લોઢાંનો બટો ઉંચકવાને શકતીવાન થયલો જોયો તારે તેવણુના બેહને કહયું હતું કે—"ઓ માફ, ધના, જુઓરે ઓજીઓ સોલુ શું કરી રહયો છે! એ કાંઈ ઘણા વરસ જીવે એવું મને લાગતું નથી જો." એજ રીતે વાલની, બાર—ફક્ત બારજ વરસનો આ ખલાસી પેહલવાન, મરણ પામયો. જો તે વધારે ઉમરે પુગો હતેતો તેના કપટાનના કેહવા મુજબ તે ઉંચી પાયરીને પુગો હતે. પણ નહી—તેની એટલીજ ઉમરમા તેનું મરણ હશે, અને તેટલાજ માટે તેનામા એટલીબધી મરદાનગી હશે. તેનું નામ આયરલાંડના ખલાસી પેહલવાનોમા સરવેથી પેહલું દીપેછે. તેના બાપને આવા બાહદુર બેટાના મરણથી જે દુખ થયું તે વીચારવું જેટલું અશક્યછે તેટલુંજ, પોતાનો જાન બચાવવા તેણે તેનો જાન આપયો તેથી જે હરખ તેને છુટો તે વીચારવુંબી મુશકેલછે. આપણા પારસીઓમાથી શું કોઈ એવો નામદાર નીકલશે?

# મગરૂબી.

એક ઈંગરેજી ગરંથ કરતા એવું કહી ગીયોછે કે "મગરૂબી મુરખોની એક કાયમ ખોડ છે." પણ કોઈ વખતે દાહપાં આદમીની અંદર પણ એ ખોડ આપણે જોઈયેછે. જોકે મુરખોની એ એક ખોડછે, અને જેમ જેનામા થોડું ગ્નાન તેમ તેનામા વધારે મગરૂબી હોયછે, તોપણ બારીકીથી જોઈયેતો માલમ પંડશે કે જે માણુશોને મગરૂબી કરવાને કાંઈ પણ કારણ હોતું નથી તે માણુશો વધારે મગરૂબ રેહેછે; અને જે માણુસોએ મોટાં કામ ઈયા શખાવત કીધી હોય, અને જેમને ગરૂર થવાને કારણ હોય, તે માણુશો એની ઉપર જરા પણ વીચાર કરતાં નથી. અને એ ઉપરથી એવું માલમ પડેછે કે જે શખશો ઉમદા મનના અને ખરી મોહોટાઈ ધરાવતા હોય તેઓની અંદર એ જુસો હોતોજ નથી.

વાંચનારાંઓ જાણુતા હશે કે જયારે એક શીખેલું અને બુધીવાન આદમી પોતાના ગ્નાનની મગરૂબી કરેછે તયારે તે મુરખમા ખપેછે. પણ આપણે પુછીયે કે ગરૂરી કરવી સારીછે ઈયા નરશીછે? મગરૂબી કોઇ વખત આપણુને છાકટા, ખુશી ભરેલા અને કોઈ વખત બેભાન કરી નાખેછે. કેટલી વખત ગરૂરી આપણુને દેવાના અને શુર ભરેયા કરેછે. તે આપણી આંખને ચલકાટ ચલકાટ આપેછે, કદને ઉંચાઇ આપેછે, આકારને ઉભો કરેછે અને ગાલને તનદરોસતી આપેછે. આપણી જીંદગીનો તે એક શરાબછે અને તેની અંદર જેહેર હોવા છતાં તેને આપણ વસ થઈએછે.

જયારે આપણી નેકી, સારા ખવાશો, અને આપણી પુરી બજાવેલી ફરજોને વાસતે જો મગરૂબ રહીએતો આ ટુક જીંદગીની મુશાફરીમા હાથમા રાખવાની તે એક અછી લાકડી થઈ પડશે, પણ એવી યાદ રાખવી કે એ લાકડીના ગોદા બીજાઓને લાગે નહી.

પણ જયારે આપણા જોર, દોલત અને બલની મગરૂબી કરીયે તયારે તે ધાસતી અને ધીકાર ભરેલી થઈ પડેછે, અને બરાબર જોશેતો માલમ પડશે કે એ ઘણી ખરાબ અને પ્રાણઘાતકછે. દુનીઆની અંદર જેટલા જુસાછે તેના કરતાં એણે વધારે ખરાબી રચીછે, મોહટાં કુટુંબો અને આદમીઓનો નાશ કીધોછે, ઘણા પાદશાહી ખાનદાનને ફકીર બનાવી દીધાછે, તે એક માણુશને બીજા માણુશની શામબે ઉશકેરેછે અને એક પરજાને બીજી પરજાની સાથે લડાઈ કરાવેછે. તવારીખ ઉપરથી આપણે એ વીશે એક બે દાખલા નીચે ટાંકીયે.

ફરાનસ અને જરમની વચે જે લડાઈ ઉઠી તેમા મગરૂબીએ અરધો ભાગ લીધોછે. ફરાનસ આજ શુધી દુનીઆંમા બલવાન ગણાતું હતું. પણ પુરશીયા આ શતરીયાને હરાવીને લડાએક રાજેમા ગણાવા લાગું. બીજું—સપેન દેશના લોકોએ પોતાનો રાજા કરવાને વાસતે જરમનીના બાદશાહી ખાનદાનના એક શાહાજાદાનું માંગુ કીધું, તે વાત ફરાનસની મગરૂબીને ગમી નહી, અને તેની ઉપરથી આ લડાઈ ઉઠી. આ લડાઈનું પરીણામ વાંચનારી બાનુઓને યાદ હશે—એમાં હજારો આદમીના જાન ખુવાર થયા અને ફરાનસના બાદશાહાને પોતાનું તાજ અને તખત છોડી નાહાશવું પડીઉં.

યુરોપીઅન લોકોના કેહેવા પરમાણે જયારે ઈરાનનો બાદશાહ અરટાજરકસીસે યુનાન દેશ ઉપર નજદીક ૫૦૦૦૦૦૦ (પચાસ લાખ) આદમીની ફોજ લઈને ચઢાઈ કીધી, તયારે પોતાના ગંજાવર લશકરને પસાર કરવાને માટે હેલેશપોત નદી ઉપર મછવાનો એક પુલ નાખીઓ, પણ એક તોફાન થવાના સબબથી તે પુલ ભાગી પડીઓ. આથી પોતાના બાદશાહી નામ અને સતાને અપમાન મલેલું સમજીને તેને તે નદીના ૩૦૦ ફટકા સાંકલના મારવાનો હોકમ કીધો, મગરૂબીએ ફરમાવેલી આ મુરખાઈથી દુનીઆમા તેનું નામ કેવું મશાહુરછે તેતો ઘણા વાંચનાર જાણુતા હશે.

હીંદુસતાનની અંદર થોડા બેવકુફ ઈંગરેજ લોક ઘણા ગરૂર રેહેછે, કાંયકે દેશી લોકો તેમના કરતાં સઘલી વાતે ઉતરતા હોયછે. વીદીયા, હુનર, ગ્નાન, જોર, સચાઈ, ઈતીયાદી દરેક વાતે દેશીઓ તેઓથી ઉતરતા હોયછે; અને તેથી તેઓ જાણે એક ગજવામા હીરાની ખાંન બીજામાં ૭૫ તોપની મનવાર રાખતા હોય તેવી રીતે ફરેછે અને દેશીઓની તરફ ધીકાર ભરેલી ચાલ ચલાવેછે.

જોકે દરેક માણુસ જાણેછે કે મગરૂબી ખરાબછે અને તેનો અંત બુરો આવેછે, તોપણ દુનીઆંની અંદર કોઈ પણ મરદ યા ઓરત એથી વેગળું હોતું નથી. ફીરદોશીની કેતાબ વાંચનાર દરેક બાનુઓ જાણતાં હશે કે ખોદાઈ દાવો અને બરોબરી કીધાથી ઈરાનના બાદશાહ જમશીદનો અંત કેવો આવયો?

અગાઉના વખતમા સપેન દેશ યુરોપમાં સઉથી બલવાન અને મોહોટું ગણાતું હતું. સપેનના રાજા ફીલીપનો એક એલચી એક વખત ફરાનસના રાજાની દરબારમાં બોલીઓ કે "ખુદા બેહેશત ઉપર રાજ કરેછે અને માહારો રાજા ફીલીપ જમીન ઉપર રાજ કરેછે." એજ રાજાએ રાણી ઈલીજાબેથના વખતમાં ઈંગલંડ દેશ જીતવાને એક કાફલો મોકલયો જેનું નામ "નહી જીતાય એવો કાફલો" કરીને આપવામાં આવયું હતું, પણ એક બાજુપર ઈંગરેજ લોકોના હુમલાથી અને બીજી બાજુપર એક નાહનું તોફાન ઉઠીઆથી એ કાફલો તદન નાબુદ થયો. બીજું વલી એ મુલકના એક કાયદાથી એના રાજાઓ એવાતો પવીતર ગણાતા હતા કે તેમને બીજા અમીર ઉમરાનો હાથ લગાડી શકતા નહી. એક વખત તરીજા ફીલીપના કપડાં આગથી સલગી ઉઠીયાં અને તેની આસપાસ ઉભેલા દરબારીઓ જલદી મદદ ન કરી શકીઆથી તે એવોતો દાજી ગયો કે થોડા વખતમાં મરણ પામીઓ.

બીજી ખરાબી એછે કે મગરૂબી ઘણી મોંઘીછે. એક મગરૂબીથી ભરેલો રાજા પોતાની સતાથી ધરાઈને બેસતો નથી પણ બીજા રાજાઓના કરતાં વધારે સતાવાલો થવા માગેછે. એક ગરીબ પણ ગરૂર આદમી પોતાની પાશ હોય તેના શુકર ન કરી પોતાના તવંગર પડોશીના જેવો રેહેવા ફરવાની કોશેશ કરેછે; અને તેમ કરતાં ગોતું ખાઈ પડેછે. કેટલાક શખસોએ એક સવતંતર પદવી મેહેનતથી મેલવી, એટલે તેમની મગરૂબી તેમને બીજી વધારે મોટી પદવી મેલવવાને લલચાવેછે, અને તેમ કરવા જતાં ઠોકર

ખાઈ ધુલમા રોલાયછે. "એ માણસ કેવાં ? કે "બેહેશતમાં ચાકરી કરવાના કરતાં દોજખમા રાજ કરે."

દરેક માણસ મગરૂબીનું નીચપણું બીજામા જોયછે પણ પોતાની અંદર જોતો નથી. મગરૂબ માણસ શુખના વખતમાં બીજાની દરકાર કરતો નથી, તયારે દુખના વખતમા તેની દરકાર કોણ કરે ? કોઈ નહી. વળી બીજું તો એ જુસો ધરાવનાર જે મતલબ રાખેછે તેમા નીશફલ થાય છે. મગરૂબી પાલનારની મતલબ એકે તે સરવેમા મોટો ગણાય અને તેથી ઉછલતાં પાણી અને ઉકલતી ખીચરીની માફક લોકોમા ફરેછે, પણ લોકો તેની ગરૂરીથી પોતાને અપમાન મલેલું શમજી તેને મુરખમાં ગણેછે. એથી એવું માલમ પડેછે કે એ ચીજ એક રીતે તીખાં લોહોડાંને મલતી આવેછે કે તે પોતાની ગમ હમેશાં બતાવેછે પણ એક રીતે ઉલટીછે તે એ કે પોતાની ગમ ખેચવાને બદલે શાંમબી દુર કરેછે.

પોતાની ઉંચી-ઓલાદની ગરૂરી કરવી તે એક ઝાડની ઉપર થતા મેવાને બદલે તેના મુલીઆંની બડાઈ કરવી બરાબરછે. જયારે આપણે પોતાને વીશે મોટુ સત રાખીયે તયારે બીજાઓને વીશે ઉલટુંજ મત રાખીએછે, અને તેથી ધીકાર પેદા થાયછે કાંયકે જેમ નરમતા પેયાર પેદા કરે છે તેમ ગરૂરી ધીકાર પેદા કરેછે. જે માણુશ પોતાને વીશે પોતાના મનમાં મોટી-આબરૂ ધરાવેછે તે માણુશ બીજાઓને તેને આબરૂ આપવાની ફરજમાંથી મોકલા કરેછે.

આપણે ઉપર કહી ગયા કે દરેક માણુશ જાતની અંદર એ રોગ હોયછે, તયારે હવે આપણે પુછીએ કે એનો ઉપાય શું ? એનો કોઈ ડાકટરછે ? જેમ મગજને આવતાં ચકર અને દરીઆનુ જોર તે ગંભીર, બુલંદ અને સંચલ આશમાન તરફ જોયાથી શાફ થાયછે—તેમ આ દુનીઆની તરફ નજર કીધાથી, અને તેની અંદર વશતાં માનવીજાતો, તેવોના ધરમ, ચાલચલણ, ગરજ તથા તેવોની વીદીયા, હુનર, રાજદુવારી બાબદો વીશે વાંચીયાથી માલમ પડશે કે આપણે કેવા નજીવા છઈએ. તે પાક ખુદા અને તેહેની બોહોલી કરામત તરફ જોયાથી આપણે કેવા ખાકી લાગીએછે. આપણે માતાના પેટમાંથી કેવી હાલતમાં આવયા ?

દરીઆની અંદર હાથ ધાલીઆથી કાંઈ ખાડો પડતો નથી તો શું મગરૂબ આદમીના મરવાથી કાંઈ દુનીઆમાં ખાડો પડવાનોછે ? બીજા આદમજાતની માફક શું તે ભુલ કરતો નથી ? તેને શું દુખ પડતું નથી ! અને મુવા પછી શું તે મતી થઈ જતો નથી ? "શીદની સમીથ" કહી ગયોછે કે "મગરૂબી કાંઈ માણસજાતનો વારશો નથી, આપણે ખાકી માણુસો શાથે નમરતા રેહેવી જોઈયે, અને આપણી ભુલ, અગ્નાનપણું અને પાપનો પશતાવો કરવો જોઈયે."

બમન.

—∞∞—

## સોટીનો સવાદ કાંહાંસુધી ?

"મરેરે મુવું મારૂં મોહોત કોણજાણે કાંહાં સંતાઈ રહયુંછ ? કોઈના કેવાં, કોઈના કેટલાં ને ખોદાબી એટલો ઉંઘો કાંએ કે હું મોહોત માગુછ તોબી મુવું મને મોકલતો નથી ?"

સુનાબાઈ સટાક આ પરમાણે જીંદગીથી કંટાલીને બલાપો કરતી બેઠીછે તેનું શું કારણ ? તેનો માટી મનચેરશાહ માવજી તેના ઉપર હેત ઘણું કરેછે, તેને ચાહેછે, ખાવા પીવાની મોજ કરાવેછે, ઘરેણાં ગાઠાં પેહેરાવેછે, બાહાર ફરવા હરવા લઈ જાયછે અને તોપણ સુનાબાઈ ખોદા પાસે મોહોત માંગતી કાંએ બેઠીછે ? તેને પોતાનેજ બોલવા દઈએ.

"મુવું ચાર આંગલનુ નસીબ સાથેનું સાથેજ રેહેવાનું ? મારાં નસીબમા બલીઆં ખાસડાંજ લખેલાં ? ને તેબી વગર વાંકે ? નખ જેટલી વાત તેમાં આટલાંબધાં રમખાંન ? વાતમાં દમ શું ? એક વેંહેંત જેટલું બચુંજ કેની ? બલા જાણેરે એવાં બચાંને. એવો કાર લાગેછ કે મુવાંઓને જાંણે લઈ જઈને આગમા નાખવાં જોઈએ, ને મનેબી હોલીમા હોમાવી દેવી જોઈએ ? કોઈ વાંજણીને કહીએ કે તું વાંજણી રેહેજે પણ આવાં જીવખાયાં બચાં ના જણતી ? છેતો ગણતરીના તરણ પણ તરણસોની તાલી પડાવે તેમાના છે. આખો દાહાડો માથું મગજ ખાઈ જાય, ભેજાંની કહરી કરી નાખે; પડે, ખડે, અફડાય, જીહીખાય ને કંટાલે હાલ આપી તોબા તોબા બોલાવે, ને માહુ માહુ કરી મને કુતરીનો અવતાર આપે."

સુનાબાઈ સટાકનો આ કંટાલો કેથો બચાંનો છે. કોઈને તાંહાં બચાં નહી હોય તારે તે રાત દીસ બચાંની ઉમેદમા બાવરી બની રેહેછે, અને સુનાબાઈ માતર તરણજ બચાંથી કંટાલી ગઈછે અને તેમને પોતે સુધાં આગમા હોમાવાના શરાપ આપેછે, પણ એટલુંજ નથી. સુનાબાઈની ફરીઆદ ફકત બચાંના કંટાલાની નથી, તે ફરીઆદતો વધારે અને બીજી છે.

"આવાં ધરતી માથે લેનારાં મુવાં ફુકતાં, ને તોબી વાંક નીકલે તારે મારો. માટી થતો ખાસડાં મારે તેતો મને. મને કેહે જે એતો તું બચાંને ખરાબ કરેછ. મસતી મસતીથી બચાં હારમાર થાય, અફડાઈ જીખાઈને આજારી પડે, ને મનચેરશાહ કેહેજે તેતો મારો વાંક. જો મારૂંછ તો કેહેજે મારેછ કાંએ ? જો પટાઉંછ તો કેહેજે પટાવેછ કાંએ ? જો મારતી નથી તો કેહેજે બચાંને મારવાં જોઈએ, જો પટાવતી નથી તો કેહેજે પટાવવાં જોઈએ—તેવામાં વળી જો પટાવયાં તો કેહેજે તું બચાંને છગાવી મેળેછ, ને જો મારૂંછતો કેહેજે તું બચાંને આજારી પાંડેછ. હવે આવોબી કાંઈ જુલમ દુનીઆંમા હોય ? આવા જુલમ તલે કેમ ટકાય ?"

અહીઆં સુનાબાઈ સટાકનો ગુચવાડો ખોલેખોલો માલમ પડી આવેછે. તેણીને ગુસામા આમ બોલતાં સાંભળી આપણને ખેઆલ જાયછે કે બચાંઓની જતન બાબે માંટી બઈઅર વચે તરતનુંજ કાંઈ વવેરાપલુંછે. મનચેરશાહ સુનાબાઈ સાથ તરતજ કજીઓ કરી ગયલોછે, અને તેના ખબરાટ વચે સુનાબાઈની સટાકી જીભમાંથી આ ગાલગલોચી નીકલીછે—જે ઠંડા સવભાવના વખતમાં તે કદી ઓચરતે નહી. સુનાબાઈ આખર કરે પણ મા છે,

જે કાંઈ બોલીછે તે ખરાં દીલથી નહી પણ કારની મારી બોલીછે.

સુનાબાઈ સટાકને માટી મનચેરશાહ સાથ હમણાંજ કજીઓ થવાનુ કારણ તેના આ બચાં છે. એ બાબતસર માટી બઈઅેર વચે રોજ કજીઓ ચાલેછે. તેઓ વચે પરીતી અને એખલાશ ઘણોબી છે; ખુશ બીજાજમા માટી બઈઅેર એવો પેઆર અને ગેલ કરેછે કે આડોસી પડોશીને અદેખાઈ લાગે; પણ બસ આ એકજ બચાંની બાબત આવી કે એ સુખીઆરૂં જોડું વઢેછે, તેઓ વચેનો એ વાંધો અને વધાવઢ વધતાં વધતાં વધેછે અને મનચેરશાહને હવે ધાસતી લાગવા માડીછે કે એ એક બાબતના રોજના કંકાસથી હવે પરીતી ઓછી થવા માડેછે, એખલાસ તુટવા માડેછે અને કંકાસ વધતો જાયછે.

તેવોજ કજીઓ કરીને આજે મનચેરશાહ બાહેર ગયોછે. સુનાબાઈ સટાક સમજેછે કે મારો કાંઈ વાંક નથી, મનચેરશાહ સમજેછે કે હું નીરદોશ છઉં, એ રીતે બંને જણ આમણ સામણ એકેકનો વાંક જુવેછે. બંને જણ જેમ પેઆરમા જોસ ભરેયાં, તેમ કંકાસમાબી જોસ ભરયાંછે. બંને જણ આકલાં સવભાવના છે. બંને જણ સાથે ગરમ થાયછે. બંને સાથે બુમ પાડેછે. માટીનું કેહેવું બઈઅેરને સંભલાતું નથી, બઈરીનો બચાવ માટી સાંભળતો નથી—અને ઘણાં બોલી બોલીને તથા એકકને ઠપકો આપીને થાકેછે તારે મનચેરશાહ સુનાઈને રડતી મેલીને બાહાર જતો રેહેછે.

આજે મનચેરશાહ આફીસમાથી ઘર આવયો, તારે તેણે જોયું કે તેનો એકપુરો બેટો સોલુ ઘણો રડેલો હતો; તેની આંખો લાલ બોરાં જેવી થઇ રહેલી હતી, અને બરડા તથા જાંગ ઉપર નેતરના મોટા મોટા ઢુમલા ઉઠેલા હતા. સોલુ પોતાના બાપનો—અને માનો પણ—ઘણો માનીતો હતો. તેમના પાંચ ફરજંદોમાના બે મરી ગયાં, તે બધે એક દીકરો મુએલો હતો; હઇઆત તરણ ફરજંદોમા છોકરો એકજ હતો; માટે તેના ઉપર મા બાપનો પેઆર વધારે હતો. તેણે પોતાની નાહાની બેહેન સાથ રમતાં રમતાં મરાઇ પડીને તેને હાથમા કરડી હતી, તે ઉપરથી તેની માંને હાથે આ તેના અંગ ઉપર આ સોટીના સપાટા પડેલા હતા.

સોલુને અલબતાં નેતરના ફટકા ચમચમતા હતા, તેવામાં પોતાના વાહાલા બાપ આવી લાગવાથી તે રડી પડયો અને "માંએ માર મારવા" ની રાવ કરવા લાગો. મોટાંમાએ જીવણબાઈ તે મનચેરશાહના માંએ—જેને પોતાની વહુઓ સાથ કદાચજ બાનતું હતું—તેવણે વળી સુનાબાઈ સાંમેની આ ફરીઆદને વધારી આપી. પોતાના વહુ દીકરાં વચે ઘણો પેઆર અને સંપ જોઈ જીવણબાઈ ઘણીવાર બળતી હતી અને તેથી વહુ દીકરાં વચે કોઈવાર કજીઆનું તે સાંધણ થઈ પડતી હતી, તેમ આજે જીવણબાઈએ આગ લાકડાં વધારી આપયાં.

મનચેરશાહ બાહારથી ફુહુરીને આવેલો હતો તેવામા વળી આ દુખ જોઇને તેનો પીતો ઉછલી આવયો અને મોહોમાથી જેટલું એલ ફેલ બોલાય તેમ બોલયો. તે પોતાની ઓરતને ગલે પડયો કે "અભાગણી, રાંડ, દાકણ, તારા મારને લીધેતો મારાં બે બચ્ચાં મરી ગયાં."

અલબતાં સુનાબાઈથી આ કેમ શાંખી શકાય ? તે બોલી કે "માંએ ધતીના હુલકાવયાથી હુલકાવોના. મેં તમારાં બચાંને મારી નાખયાં ? એમ કેહેતીને કેહેવાડતી દદાની આંખ આંધલી થાય ને આખી ધરતીનું તે પાપ લીએ.

"પણ જુલમગાર, તું આંખ ફોડીને જોની કે આ બચાંના દીલપર ફટકા ફુટી ઉડયાછે તે."

"ને તમેબી જરા આંખ ખોલીને જુવો કે બીચારી નાહાની નાજના હાથપર એ દુકતાએ કેવડું બચકલું ભરયુંછે ? બચ્ચાંને કરડે, લખે ને તોબી મારે નહી ? એવાએ શું તારે દુકતાને કરડીખાઉ કરી મેલશો ?"

"નહી, તારે તું મારી નાખશે. મારી નાખ, તારીથી નહી ખમાતું હોયતો એ એકપુરાનેબી જીવવા શું કામ દીએછે ! બારીએથી ફેંકી દેની, કે પછે પીડા ઓછી."

"ઓ ઓવારૂં રે, ઓવારૂં રે." મોટાંમાએ વચે બોલી ઉઠયાં "જા બા, મનચેરશાહ થાંજી વખત એ શું અવડ વાંણી કાહાડેછ ? ફેંકીદેની સુવા તારાં સાસરી તરફનાં કચુંબર કરીએ એટલાંબધાં છે તેને."

"હવે વળી સાસરાંને નામે કેમ પેટમાં ચુંકો થયો ?" સુનાબાઈ ગુસસાથી લાલ થઇને બોલી "મારાં મહીરાંને મા થેનાઓને ખોદા સલામત રાખે. તેનો બધો ઘરો પખોડીને લેવાની હોયતો, અસેમસે કહીને શું કામ લીએછ—"

હીઆં સાસુ વહુનો કજીઓ ચાલયો અને મનચેરશાહે પોતાની માનો વાંક ખોલશો જોયો કે જે બુઢીએ હંમેશની માફક છેડતી શોધીને બીચારી સુનાબાઈને નાહક ઉસકેરી હતી. તેણે એકદમ પોતાની માંને તેના ઓરડામા મોકલી બારણું ઢાંકયું અને હવે જરા ધીરો પડીને સુનાબાઈને સમજાવવા લાગો.

"જો સુનાં—તુંને પગે લાગીને કહુંછ કે તું બચાંને માર નાં. તારે ગમે તો ગાલે ગાલે તેમને ધોઇ નાખ. તારી ગાળ તેઓને નથી લાગવાની, પણ તારા મારે તેઓ આજારી પડેછ. મને બીજી કાંઇ ધાસતી નથી, પણ તેઓના જીવની ધાસતી છે."

સુનાબાઈ હજી ઉસકેરાયલી હતી. તેણી હવે પોતાના વરને ઠંડો જોઇને પોતે વધારે ગરમ થઈ ગઈ. તે બચ્ચાં, વર, સાસુ સસરાં સરવેને ગાળ દેવા લાગી અને મનચેરશાહ કંટાલીને ઘરમાથી જતો રહયો.

મનચેરશાહ માવજીનો દોસત પેસુબા પાહાલન મોદીવાલા નામનો હતો. પેસુબા ઠંડા સવભાવનો હતો. મનચેરશાહને દલગીર ચેહેરે આવતો જોઇ તે તરત કારણ સમજી ગયો, કેમકે મનચેરશાહના ઘેરના કંકાસથી તે તદન વાકેફ હતો. મનચેરશાહ ઘણોજ દુખી ચેહેરે આવયો અને ઘણી ઉદાસી સાથે પોતાના દોસત આગલ તેણે સઘલો હેવાલ કહયો.

આ વખતે મનચેરશાહ ઘણો ઠંડો પડેલો હતો અને પોતાની ઓહોરદારને મોહોમાથી દીધેલી એલફેલ ગાલોને માટે પસતાવો કરતો હતો. પેસુબાએ તેને ધીરજ આપી અને તેના મનનો ગુભવાડો સઘલો સાંભળી લીધો.

નાહાના સોલુને જેર કરવા માટે સુનાબાઈના કરતાં મનચેરશાહનો ગુચવાડો કાંઇ ઓછો નહી હતો. સુનાબાઇ સટાક એ લાડકા બુચાને મારતી તે તેના વરને ગમતું નહી હતું, તેમજ તે બોલલું જોતો હતો કે લાડ લડાવયાથી તે બુચો ઘણો છકી ગયલો હતો. મનચેરશાહ પોતાના ઠંડા મીજાજના વખતમાં કેહેતો કે "હું સુનાને અમસ્થો ઠપકો આપું છઉં. હુંબી કરોડો છઉં. બચયાંને મસતીને માટે મારવુંબી નહી ને પટાવવુંબી નહી, તારે શું કરવું ? હું સુનાને ઠપકો આપું છઉં, પણ મને પોતાને એ વીશે રસતો સુજતો નથી."

પેસુબાએ તે રસતો દેખાડયો, તે ઘણો સેહેલ હતો.

પેસુબા તે રાતે મનચેરશાહાને તાંહાં જમપો. જમતાં જમતાં મનચેરશાહા તથા તેની બાયડી આગળ લાડકા સોલુની વાત કાહાડી, જે વેળા સોલુને તેણે બીજા ઓરડામા મોકલયો. સુનાબાઇએ પણ પોતાનો ઉપલોજ ગુચવાડો બતાવયો અને કહયું કે "બચાંને મારૂંબી નહી ને પટાઉંબી નહી તારે શું કરૂં તે મને સમજ પડતી નથી."

મનચેરશાહાએ બોલાસો કીધો કે—"બચાંને સુધારવા તથા કેળવવા માટે એ બેહુ ઉપાય અગતના છે, પણ બેહુની હદ હોયછે. તમે લોકો તમારા મીજાજની હદ નથી રાખતાં, તેથી આ બંને ઉપાયોમા તમે હદની બાહેર જાઓછો અને તેથીજ તમોને આ ગુચવાહો લાગેછે. બચાંને સુધારવા માટે શખત માર મારવાના જેવી ભુલ બીજી એક નથી. માર માતર ઢોરને છાજેછે, અને ઢોર વટીક મારે મારે એવાં શોખ થઈ જાયછે કે પછે ગમે એટલો માર મારતાંબી તેઓ કાંમ કરતાં નથી. તમે એકજ દાખલો લેઓ. ભાડુતી ઘોડા અને ઘરઘટુ ઘોડા વચે કેટલો ફેર છે. ભાડુતી બગીનેબી ઘોડા જોતરેછે અને ઘરઘટુ ગાડીમાં પણ ઘોડા હોયછે. પણ ઘરઘટુ ઘોડો એક ચીમકી લાગતાંવાર સમજી જાયછે, તારે ભાડુતી ઘોડો ગમે એટલા માર છતાં જેટલો ને તેટલોજ ચાલેછે. એવીજ માઠી અસર બચ્ચાં ઉપર મારની થાયછે. ઘણો માર મારવાથી તેઓ શોખ, સાવજ, બીહીકણાં અને લુચાં થાયછે. તેઓ એક નકારા વાંકથી અટકે તો ફકત મારની ધાસતીથીજ અટકેછે. માર ખાવાની આદત પડી જવાને લીધે, જારે મારની વકી નહી હોય તારે તે વાંક પાછો કરવા માટે તેઓ પોતાને છુટી મળેલી જોયછે. એવાં બચ્ચાં મારની બીહીકથી એક વાંક કરતાં અટકે તેથી તે ખરેખર સુધરતાં નથી, ખરેખર સુધરેલું બચ્ચું તારે કેહેવાય કે જારે મારથી નહી, પણ તે વાંકના પોતાના દરથી પાછું હટે. એમા ઈનસાનીઅત છે, પણ મારતો હેવાંનીઅત છે. બચ્ચું ઈનસાન છે અને ઈનસાનને સમજાવાની જરૂર છે, તેને ઠંડા સવભાવથી પણ મજબુતીથી સમજાવો, તેને ધીરજથી બોલાસો કરો, એક વાંકનાં માઠાં ફળ તેનાં ધેઆંનમાં ઉતારો, બલકે તેને કકડતા ડોલાથી ધાક આપો અને તેમ કીધાથી તેના ઉપર વધારે અસર થવા વના રેહેશે નહી."

હીઆં મનચેરશાહ દાહાયા થવા નીકળયા. "બરાબર છે. જોયું સુનાં ? હું કહુંછની કે બચ્ચાંને કદી મારવું નહી જોઇએ."

પણ પેસુબા પાછા વચે પડયા. "મનચેરશાહા, તમે અમસથા દાહાયા થવા નો જાઓ. અગર જો સુનાબાઈ એવું કેહે કે બચ્ચાંને મારની અગત છે તો તે પણ વાજબી છે. મેં પેહેલેથી કહયું કે સમજુતી, અને માર એ બેહુ ઉપાય અગતના છે. સઘલાં બચ્ચાં કાંઇ સમજાવયાથી એકદમ સમજી જતાં નથી. જારે સમજાવયાથી નહી સમજે તારે જરા મારતો જોઇએ. પણ તે કેટલો ? પેલા ઘરઘટુ ઘોડા જેટલો. એક ચીમકી, એક ખંખાર, એક ઝપેટો, એક બુમ, એક ડોલાનું તાંણુ, એક દાંતનો કચકચાટ, અને તે બચ્ચાંને સુધારવા બસ છે. બચ્ચાંને માર ફકત મારવાને વાસતે નહી, પણ તાબેદારીમાં તથા ધાકમાં રાખવા મા રે જોઇએછે. બચાંને મારતી વખતે હાથનું જોર વાપરવું નહી જોઇએ, પણ ડોળાનું જોર, ગલાંનું જોર વાપરવું જોઇએ. મારતી વખતે મારવાના કરતાં ધરપચ, ધાંધલ, ગડબડ, બુમ બુરાડા, એવાં ડોલ વધારે કરવાં જોઇએ. મારથી તો તેના શરીરને ઈજા થાય, પણ તેને જરા જરા ચમચમતી ચીમકી લગાવી તેની સાથે આવી ધાંધલથી તેનામા ધાક બેસેછે."

"પણ સુઈ યાદ નહી રેહેતી. શું મારતી વખતે આ પણે યાદ રાખવા બેસીએ કે આટલો માર મારવો ને આટલો નહી ?"

"હા," પેસુબા બોલયા, "એ તદન જરૂરનું છે. મારતી વખતે એટલીતો સમજ રાખવી જોઇએ, પણ તમોને સમજ રેહે કાંહાંથી ? તમેતો બચ્ચાંપર મીજાજ ખોહી દેઓ છો. તેની મસતીથી તમે કંટાલીને ખીજવાઈ જાઓછો. તમે અતીશ કંટાલો ખાઈને તમે એવું દેખાહોછો, કે જાંને બચ્ચાંને તમે આજેજ કરતાં નથી, પણ જાંણે બચ્ચું તમોને જેર કરેછે. તમે ગુસ્સે થઈ તમે તેને એવો માર મારોછો કે જાંણે તમે શીખસા કરવાને બદલે તેના ઉપર વેર લેતાં હોવો. એમ જારે મીજાજ ખોહીને તમે મારો, તારેતો કોઈ દાહાડે મીજાજ ખોહીને ખુનબી કરો ખરાં કે ? બચ્ચાંની ઉપર મીજાજ ખોહોવાનું કેવું હોય ? બચ્ચાં તે બચ્ચાંજ, તેઓ કાંઈ દાહાયાં માણુશ નથી. તેઓને સુધારવાં હોયતો સમજાવીને સુધારો, નહી સુધરેતો મારથી સુધારો, પણ તે ઘાટકી માર નહી જોઇએ. ખુદ મારના કરતાં મારનો ભપકો અને દોલદમાંમ વધારે જોઇએ."

આ શીખામણ પરમાંણે સુનાબાઈ ચાલવા લાગી અને પછે માટી બઈઅર વચે કજીઆનું કારણ રહયું નહી.

---

# પારીસના પેહેલવાનો.



## જેનરલ ટરોકુ.

ફરાનસની છેલી દેહેસતનાક લડાઈની વેળા થઈ ગયલા પારીસના મોટા પેહેલવાનોમા તરીજી તસવીર અમે જેનરલ ટરોકુની આપીએ છઇએ. જેનરલ ટરોકુ ફરાનસની સરકારનો લાંબા વખતનો વીસવાસુ અમલદાર હતો અને તેની છાતી ઉપરના ચાંનો દેખાડી આપેછે તેમ તેણે ઘણી લડાઇઓ મારી હતી. પણ તેનુ નામ ૧૮૬૭ ના શાલ શુધી જાજુ જાણીતું થયલું નહી હતું. એ વરશમાં તેણે ફરેંચ તથા પરૂશીઅન લશકરોના મુકાબલાની કેતાબ કાહાડી અને ફરેંચ લશકરની ખામીઓ ઉપર તેમાં ઘણું ધેઆન આપવાથી જારે ફરાનસ લડાઇમા ઉતરયું તથા જારે એ દેશ ઉપર દુશમનોથી શંકટ આવી પડયું તારે પારીસના ગવરનર તરીકે ટરોકુને ઠરાવામા આવયો અને એ જગા ઉપરથી તેણે પોતાની સઘલી કીરતી હાંસલ કીધીછે.

જેનરલ ટરોકુની કીરતી માતર એકુ બે વરશની છે, પણ ઘણી ટકાઉ અને મજબુત છે. ફરાનસમા લડાઈ ચાલવા પછે મરનાર શાનશાહ નેપોલીઅને લડાઇના મેદાનમાથી તેને પારીસનો હાકમ ઠરાવયો તારે પારીસે એ વરશના શંકટો દીઠેલાં નહી હતાં. પારીસ હજીબી જરમનો ઉપર જીહીતવાની પુર ઉમેદમા હતું, તેવા વખતમા આ હાકમ પારીસને માથે ઠરયો હતો. પણ તે વખતે ફરાનસમા જરમનો એટલા આગલ વધેલા હતા કે કદાચ પારીસ ઉપર ઘેરો ઘાલવાની ધાસતી હતી, અને ટરોકુએ પોતાનો હોદો લેતાંવાર તે ઘેરાંની સાંમે એ શુંદર શેહેરને બચાંવાના ઉપાયો શરૂ કરયા હતા. અંતે તે ઘેરો પારીસ ઉપર આવી પડયો અને તે એક મહીનો પારીસમાં ભારી કશટીનો ગુજરયો, જે વેળા એક ગમથી દુશમનો સામે શેહેરને બચાવાનુ તથા બીજી ગમથી શેહેરમાના લોકોને દુકાળ, તથા ભુખમરાથી બચાવાનુ જે બમનુ કામ ટરોકુ ઉપર આવી પડયું. તે તેણે તારીફ લાએક ધીરજ અને હીમતથી બજાવયું. તેણે પોતાનો હોદો લેતાંવાર ઢંઢેરો કાહાડયો, તેમાં જણાવયું કે:—

"સીપાહ બચાઓ—મને જે હોદો મલયોછે, તેમા માન મોટું છે, તેમ ધાસતી વધારે મોટી છે. મારી આખી જીંદગી તમારી વચે ગુજરીછે, અને તેમાં મારી ઊમેદ તથા મજબુતી છે. આપણા લશકરનુ કીસમત સુધારવા માટે દેશહીતકારીપણાની ઊલટભરી કોશેશો ઊપર હું વીસવાસ રાખું છઊં. આબાદીની અને દોલતની લાંબી મુદતમાં દેશની જાહેર હીમત નબલી પડી નથી અથવા મરદી ઘટી નથી તે દેખાડવાની કાલના જેવી માહામારત તક તમારા હાથમા કદી આવી નથી."

આ ઢંઢેરામા ટરોકુએ બીજું ઘણુંક લખયું હતું, જેની અસર પુરતી થઇ હતી. પાસેના સફા ઉપર એક ચીતર આપીએ છઇએ જેમા ટરોકુ પારીસના ગંજાવર લશકરમા કેટલો માનીતો હતો તે માલમ પડેછે. તેણે લ

શકરની કવાએદ લીધીછે, અને લશકર તેને ખુશાલીથી
માન આપતાં પોતાની ટોપીઓને બંદુકોની ઉપર ઉંચકી
ને હવામાં ધરેછે. આ લશકરને જેમ બને તેમ કવાએદ
આપવી, શુધારવું તથા ખીલવવું એ ટરોકુની મોટી ઉ
મેદ અને હોંશ હતી. એટલા માટે આખાં પારીસમાં
ચોમેર લશકરી તાલીમ ચાલુ કરી હતી અને ચકલે ચક
લે બંદુક, બીઉગલ તથા પરગામના આવાજ થઈ ર
હયા હતા. ટરોકુએ લશકરની ઉપલી કવાએદ લી
ધા પછે કાહાડેલા ઢંઢેરા મુજબ પારીસના પેહેરા ઉપર રો
જના ૭0000 માણશ તઈઆર થયાં હતાં અને તેના બ
ચાવમા 300000 બંદુકો તીકેલી હતી. આ શરૂઆતના
દીવસો ઉપર પારીસમા લશકરી ઉલટ એટલી હતી કે ઓર
તો વટીક દેશાભીમાન થઈ હતી તેનો એક રમુજી દાખલો
નીચે મુજબ બનયો હતો. લોકો પારીસના બાહેરના કી
લ્લાઓ ઉપર એટલાં ફીદા હતાં કે એક સ્ત્રી બોલી કે "જો
હું તે કીલ્લાની નજદીક હતેતો ચુંમી લેતે." આ વખતે
પાસેજ એક સીપાહ ઉભેલો હતો તે બોલયો કે "બાઈ તે
કીલ્લાની પાસે જઇને તારાથી ચુંમી નથી લેવાતી, તો મારી
મારફતે તારી ચુંમી પોંહોંચાડ." તે ઓરતે તરત તે સી
પાહને ગલે વલગી બોસો લોધો અને તેને કસમ આપયા કે
"આ મારી બકી તું કીલલાને પાછો આપજે" !!

પારીસના બચાવને માટે ટરોકુએ મોટા પાયા ઉપર
ચોકસ ગોઠવણો ધારી હતી. તે એકે શેહેરને મજબુતીથી
બંધ કરવું તથા બાહેરના પરાંતોમા નવાં લશકરને ઉભું
કરી બાહેરથી જરમનો ઉપર ધસારો કરવો અને તેઓ બા
હેર લડવામા રોકાય તેવામા અંદરથી તેઓ ઉપર હલલો
લઈ જવો. આ ગોઠવણ ટરોકુએ ઘણા મોટા પાયા ઉપર ચ
લાવી હતી અને જો કે જરમનોના મોટાં બળ આગળ તેફતે હ
પામયો નહી તોપણ પારીસને તે દુશમનોએ લોઢાંથી જકડી
લેવા છતાં.એ શેહેર લાંબી મુદત શુધી ટકી રહયું, તે ટરો
કુની મેહેનતનું પરીનામ હતું. તેણે હોધો લેવા પછે એક
પખવાડયાંમાતો પારીસ ખાતે મોટી રાજદ્વારી ઉથલપાથલ
થઈ ગઈ; અને શાનશાહાજાદીના નાહાસી જવા બાદ પર
જાસતાક રાજ સ્થાપવામા આવયું. એ અરસામા પણ
ટરોકુને લોકોએ પારીસનો હાકમ કરી રાખયો અને તાર
પછે એ ખુશનુમા શેહેરની વધારે કમબખતી તથા ટરોકુની
વધારે મુશકેલી શરૂ થઈ. પારીસ ઉપર જારે જરમનોએ
ટોપનો મારો ચલાવયો તારે શેહેરમા ભુખમરાની આફત
ઘણી જબરી હતી. પણ જારે ઘણી વધારે આફતો નહી ખ
માવાથી સરકારે જરમનો સોડે થોડા દીવસની મેહેતલ મા
ગી તારે ટરોકુ ઉપર એક ભારે શંકટ આવી પડયું.

"હાટલ ડી વીલી" (પારીસના ટાઉનહાલ) મા ટરો
કુ પોતાની કાઉનશીલ સાથ મસલત કરતો હતો તેવામા
"કમીઉનસ" નો પખંશવાળા ફરેંચોએ એક મોટો બલવો
ઉઠાવયો. તેઓ બુમો મારતા તથા ભાંજફોડ કરતા છેક ટ
રોકુની બેઠક સુધી ગયા અને જે ટેબલ આગળ ટરોકુ બેઠે
લો હતો તાંહાં ટરોકુના આંગ ઉપર થઈને તેઓ ટેબલપર
ચહડયા. ટરોકુએ પોતાને હાથે તેમના પગ ખસેડવા પ
ડયા હતા. ટેબલ ઉપર ચઢીને તેઓએ પરજાસતાક રાજ
મંડળીને ઉઠાડી મેળવા, "કમીઉનસ" નું રાજ સ્થાપવા,
તથા બીજા ઠરાવો પસાર કરયા. તેઓએ ટરોકુ ઉપર દાવો
ઉઠાવયો કે તેણે પોતાનો હોધો છોડવો. ટરોકુએ ના પાડ
વાથી તેઓએ તેને કેદ પકડયો, તેની આસપાસ લશકર
ફરીવળયું, અને તેના તરફ બંદુકો વટીક ટીકવામા આવી.
બીજા કાઉનસીલરો છુપી રીતે નાહાસી ગયા હતા, તેઓએ
બાહેર જઇને લશકર બોલાવયું તથા લશકરે આવીને આ
હુલડખોરો સાથ લડાઇ કરતાં એક જબરદસત સોલજર ટરો
કુને ખાંધ ઉપર મારીને ઉંચકી લઈ ગયો. તેના તરફ એક
પીસટોલ છુટી પણ તે બચી ગયો અને પછે હુલડ કરનારા
ઓને હરાવામા આવયાં. આ તોફાન એક દાહાડા શુધી
ચાલયું હતું. ટરોકુ અડધો દાહાડો બલવાખોરોના હાથમાં
સપડાઇ ગયો હતો. બલવાખોરો સાથ લશકરનો એક ભાગ
મલી ગયલો હતો. આ બલવામા મોટા મોટા રાજદુવારી
અમલદારો શામેલ હતા અને તેથી એકલી ટાઉનહાલની ઇ
મારતને ૮0000 ફરાંકનુ નુકસાન ગયું હતું !

—////—

## લો કો.



### સકાચ લોકો.

ઈંગરેજ લોકોનો એક ટુક તપાસ ગયા અંકમાં કરી
રેહેવા પછે તેમના ઉતર તરફના પડોશી. સકાટલંડના રે
હેવાસી સકાચ લોકોને આપણ ભુલી જઈ શકયું નહી.
આપણા દેશમા આપણે માથે અમલ તથા રાજ કારોબાર
ચલાવા માટે જેમ ઈંગરેજ લોકો આવેછે, તેમજ સકાચ
લોકો પણ આવેછે. આપણે માથે જેમ ઈંગલંડનો તેમ
જ સકાટલંડનો અમલ ચાલેછે. આ વાત કદાચ કોઈ વાં
ચનારી બાનુઓને નવી લાગે, કેમકે હીઆં આવનારા ઈં
ગરેજોમાં ઈંગરેજ અને સકાચ એવી બે જાત કાંઈ માલ
મ પડતી નથી. સઘલાજ ઈંગરેજો જેવા લાગેછે, સઘલા
ઓ એકસરખો પોશાક પેહેરેછે, તેમની ઓરતો એકસ
રખી છે, તેમની રીતભાંતો એકસરખી છે, તોપણ આપ
ણા એ રાજ કરતાઓમાં જુદી જુદી જાત છે. આપણો
માજી ગવરનર જેનરલ લારડ મેયો આઇરીશ અથવા આ
યરલાંડ દેશનો રેહેવાસી હતો; આપણા શેહેરનો બુજરગ
પાદરી ડાકટર વીલસન સકાચ અથવા સકાટલંડનો રેહે
વાસી છે.

તોપણ આ સરવેને આપણ એકજ ગણીએ છઇએ.
કેમકે તેઓ સરવેનો એકજ ધરમ, એકજ ભાથા અને એ

કજ રાજ છે. ફકત તેઓના દેશ જુદાં છે. ઈંગલંડ,
સકાટલંડ અને આયરલાંડ જુદાં જુદાં દેશો છે, પણ વ
ળી તેઓ એટલાં નજદીક છે, કે તેમને એકઠાં કરી નાખ
વામાં આવયાંછે અને ઈંગલંડ તથા સકાટલંડ મળીને ગ
રેટ બરીટનનું ટાપુ થયું છે. એટલું છતાં પણ સકાચ લો
કો ઈંગરેજથી જુદા છે. કેટલાક ખવાશ, ચાલચલણ અ
ને ગુણોમાં જુદા છે. તેઓ અસલ જમાનાથી ઈંગલંડ
સાથ જુદાઈ રાખતા આવયાછે. આગલ તેઓ વચે એ
તફાવત ઘણો મોટો હતો. છેક ૧૬૦૩ ના શાલ શુધી સ
કાટલંડનું રાજ ઈંગલંડથી જુદું હતું અને તે વરશમાં
તેમને ઈંગલંડ તલે જોડી નાખવા છતાં સને ૧૭૦૭ શુધી
સકાટલંડનુ રાજ જુદું ચાલતું હતું. એ બંને રાજોનો
કારોબાર એ વરશથી એકઠો થયો, જે પછે ઈંગલંડ અ
ને સકાટલંડ એક પારલામેંટ તથા એકજ અમલ તલે આ
વ્યાં. એ રીતે ગરેટ બરીટનનુ એક રાજ થવાને હજી
૨૦૦ વરશ થયાં નથી. પણ અસલી જમાનાથી છેક એ
પાછલા વખત શુધી ઈંગરેજો અને સકાચ વચે ઘણી દુશમની
અને ઘણી લડાઈ ચાલતી હતી અને તેઓ એકેકના રાજ
ઉપર ચહડી આવતા હતા. સકાટલંડ દેશને ઇસવી સને
૮૦ માં રોમન લોકોએ તાબે કીધો હતો, તારે ઈંગલંડ અ
ને સકાટલંડ ઉપર તેમનું એક રાજ હતું, પણ તે સઘલું
નામનું હતું.

સકાટલંડ દેશનું અસલ નામ આલબીનસ કરીને
હતું. એ નામ પાહાડી સકાચ લોકોમાં હજી "આલબી
અન" કરીને ચાલેછે. આયરલાંડના ટાપુનું અસલ નામે
સકોશીઆ કરીને હતું, તાંહાંના રેહેવાસીઓ આલબીઅન
માં આવી વસવા પછે તથા તાંહાં પોતાનું રાજ સથાપવા
પછે તેઓએ સકાચ નામ એ દેશને આપયું. સકાચ લોકો
માં સકાચ અને પીકટ એવી બે વરણો છે. પેહેલા ઉપર
કહયું તેમ આયરલાંડથી આવેલા લોકોછે; પીકટ અસલ રે
હેવાસીઓછે. સકાચ લોકો ઈંગરેજની મીશાલે આરીઅન
મુળથી ઉતપન થયલી જરમન ઓલાદના છે અને એ રીતે
આપણી સગપણમાં વધારે છે—તેઓમાં પીકટ, સાકસન, ડે
ન, નારવેના અને સુવીડ લોકોનું લોહી ભેલાયલું છે. પી
કટ લોકો, શકાટલંડના અસલ પાહાડી રેહેવાસીઓ, કેલ
ટીક ઓલાદના છે, તેઓમાં ઇરાંનીઅન અને તુરાનીઅન
લોહી ભેગું છે. શકાટલંડ દેશના બે મોટા ભાગ છે—એક
લોઓલાંડ ઇઆને નીચો અને સપાટ મુલક, બીજો હાઇ
લાંડ ઇઆને ઉંચો પાહાડી મુલક. શકાચ લોકો નીચી જમી
નમાં રેહેછે, તેમને "લોલાંડર" કેહેછે; પીકટ લોકો ઉતર
તરફની ઉંચી જગામાં રેહેછે તેમને "હાઇલાંડર" કેહેછે.
આપણા લશકરમાં હાઇલાંડરોની પલટણ આવેલી ઘણી વાં
ચનારી બાંનુઓએ જોઇ હશે. તેમને આપણા લોકો ઘાઘરા
ીજમીટ કેહેછે. તેઓ પોશાકમાં ગુઠણ સુધીના ઘાઘરા પે
ેરેછે તથા પગ ઉપર ટેટાં સુધી રેસમી મોજાં પેહેરેછે, ત
ા બાકીના પગ નાગા રાખેછે. તેઓનાં માથાં ઉપર પણ
ોટા હાંડા જેવી ટોપીઓ પુશકળ પીછાં સાથની હોયછે.
ે શકાટલંડના સુધ રેહેવાશીઓ છે. તેઓ કદાવર બાહા
ર, અને લડાએક હોયછે. લોઓલાંડરો ઘણાખરા હ
ી મલી જઈ ઈંગરેજની બરોબરીઆ થયાછે, પણ એ હા
ઇલાંડરોએ હજી પોતાનો આગલો પોશાક અને રીતભાંત
જાલવી રાખયાંછે.

શકાચ લોકોની વસતી ૩૦ લાખ માણુશની છે. તે
ઓને ધરમ અને ભાશા ઈંગરેજ લોકને મળતોછે પણ સ
કાચ ઈંગરેજી ભાશામાં ઉચારોનો કેટલોક તફાવત છે, અ
ને જેમ ઉતર તરફ હાઇલાંડમાં જઇએ તેમ એ તફાવત વ
ધતો જાયછે. ઉદયોગ, વેપાર, આબાદાંની, દોલત, કેળવ
ણી અને સુધારામાં સકાચ લોકો ઈંગરેજોની બરોબરીઆછે.
ઈંગરેજી ભાશાના ભરપુર ભંડારમાં સકાચ લોકોએ ઈંગરે
જોના સરખો હીસો લીધોછે. ઈંગરેજીના સાએરો, ફીલસુ
ફો તથા નામાંકીત નરોમાં લગભગ અડધાઅરધ સકાચ
થઇ ગયા હશે. સર વાલટર સકાટ અને બરનસ જેવા કવી
લખનારાઓને ઈંગરેજી ભાશાનો દરએક વાંચનાર દેશેદેશ
વખાંણેછે. સકાચ લોકોના કેળવણી સંબંધી પગલાંઓનો
એકજ દાખલો આ બસ થશે કે સકાટલંડમાં ચાર મોટી
યુનીવરસીટીઓ છે, અને ૮૦ પરોફેસર અથવા ઉસતાદોની
ગાદી સથાપેલી છે. ધરમ સંબંધી જહનુનમાં ઈંગરેજ લો
કો કરતાં સકાચ લોકો વધારે જોસવાલા છે. રવીવારને તે
ઓ એવાં ચુસતપણાથી પાલેછે કે જાણે કે દર રવીવારે તેઓ
કોઇનો સોગ પાલતા હોય એવો દેખાવ તેમના મોહોલાઓ
તથા ઘરોમાં માલમ પડેછે. રવીવારને દીને આખો દીવસ
પીઠાં, તથા બીજી જગાઓ સઘળી બંધ રેહેછે. ધરમ સં
બંધી વહીવટ તેઓમાં મોટા પાયા ઉપર એક રા
જની મીશાળે ચાલેછે. તેમના પાદરીઓ સરકારથી સ
વતંતર હોવાનો દાવો કરેછે. આખા દેશને આસરે
૧૦૦૦ થાણુકમાં વેંહેંચી નાખેલોછે. જુદાં જુદાં થાં
ણુકોનું એકેક મંડળ બનાવેલુંછે, જે મંડળને "પ
રેસબીટરી" કેહેછે, તેમાં તેટલાંજ જુદાં જુદાં થાણુ
કવાલા ગુરૂઓ અધીકાર ચલાવેછે. વળી જુદી જુદી "પ
રેસબીટરી" ઓની "સાઇનોડ" નામની કોરટો બનેછે;
અને છેલે સઘલી "સાઇનોડ" ને માંથે "જેનરલ અસેમ
બલી" નામની મોટી મંડળી છે, કે જે મંડળી ધરમને
લગતા વહીવટને માટે પાએતખત શેહેર એડીનબરો ખાતે
વરશોવરશ ભેગી મળેછે. આ મોટી મંડળી તરફથી ખ
રીસટી મીશનરીઓને ધરમના ફેલાવાને માટે દુનીઆમાં
ચોમેર મોકલાવેછે અને તેને માટે સકાચ-લોકો વરશ દા
હાડે કરોડો રૂપીઆ ખરચેછે.

સકાચ લોકોમાં મરદ કરતાં ઓરતની શંખયા ઘણી
વધારે છે. એનું કારણ એવું માલમ પડેછે કે તાંહાંના મ
રદો ધંધાને માટે દેસાવર ખાતે ઘણા જાયછે; વળી વેપારી
વાંહાંણોમાં દરીઓ ખેડવાનું કાંમ ઈંગરેજો કરતાં સકાચ
લોકોને વધારે પસંદ છે; અને તરીજું નવાઇ જેવું કારણ
એ છે કે એ લોકોમાં ડુબવાથી મરણ ઘણાં નીપજેછે ! આ
છેલા બનાવનો શબબ છે. સકાટલંડની નજદીકમાં નાહા
ના નાહાના ટાપુઓ પુશકલ છે, જે ઉપર તેમની મોટી વ
સતી છે. એકજ કીનારે એક સો ટાપુઓની ગણતરી થઇ
છે. એ ટાપુ ખાતે આવજાવને માટે નાહાની ખારીઓ
મધે નાહાની બોટોમાં બેસીને સકાચ લોકોને વેપાર વેહે
વાર ઘણો ચલાવવો પડેછે અને તેના અકસમાતોમા તેમ
ના મરણ ઘણાં નીપજેછે. ૧૮૫૫—૫૬, અને ૫૭ મળી

ને તરણ વરશમાં સ્કોટલાંડ ખાતે ૨૩૮ ઓરતો દુખી હતી, તારે મરદોની શંખ્યા ૧૨૬૩ ની હતી. સકાટલંડ દેશ માં ખુદરતી અડચણો ઘણી છે: એ મુલકનો મોટો ભાગ પાહાડી અને વેરાણ છે. તેમાં ઘહુનો પાક વટીક થઇ શકતો નથી, અને તેથી મોટા ભાગ ઉપર એક જાતના શખત અને કઠણ જવનો પાક કરવામાં આવેછે. આટલું છતાં પણ સકાટલંડની ખેતી, વેપાર, ઉદયોગ, કારીગરી અને આબાદી ઈંગલંડથી જરાં ઉતરતી નથી. ઢોર ચરાવાનું કાંમ તાંહાં મોટા પાયા ઉપર થાયછે. હાઈલાંડના મેંઢાં ઘણાં ફરએ હોયછે, તથા તેઓમા એક ખુબી એ છે કે બરફનું તોફાંન પવાનું હોય તે આગમચથી તેઓ એતી જાયછે. એ સરવે આબાદી ઉપરથી સકાચ લોકો કેટલા શાહાશીક, ઉદયોગી અને હોનરમંદછે, તે માલમ પડેછે. જેમકે ગારડન કાસટલ નામના એક મેહેલમાં એક મોટું પાટીઉં રાખેલું છે, તે ઉપર આ મુજબ તખતી મારેલીછે—

"૧૭૮૩ માં ડીઊક આર ગારડન જોડેથી વીલીઅમ ઓસ્બોરન એસકુવાએરે ગલેનમોરનું જંગલ ખરીદીઉં હતું, જે સઘળું જંગલ તેણે ૨૨ વરશમાં કાપી નાખયું, અને તેટલા વખતમાં સ્પ્રે નદીના મુખ ઉપર એ જંગલમાંથી ૧૯૦૦૦ ટનના બોજના ૪૭ વાંહાણ બાંધયાં હતાં, કે જાંહાં તેની આગમચ એક પણ વાંહાણ બંધાયું નહી હતું. એ જંગલને કાપવાની ફકત મજુરી ૭૦૦૦૦૦ રૂપીઆ થઇ હતી. તેમાના એક જાહાડના નમુના તરીકે નામદાર ડયુક આર ગારડનને આ પાટીઉં અરપણ કરયુ છે."

આવી ઉદયોગી પરજા માતબર નહી કાંએ થાય ?

---

## પરચુટણ બાબતો.

**દાઢી**—ડાકટર એલીઅરસન કેહેછે કે "દાઢી બોરાવી એ ખુદરતને અપમાન આપવા બરાબર છે. પખશીઓ પોતાના પીછને તથા ઢોરેં પોતાના બાલને ટુપી, કાપીને સંરખા તથા સોબીતા રાખેછે, તેમ માણસે પણ દાઢીને ઘટતી કાપકુપ સાથ રાખવી એવી ખુદરતની મતલબ છે અને દાઢી રાખેલા મરદને નાપસંદ કરવાનું ઓરતો ગમે એવું દેલ થાલેછે, તોપણ દાઢીને બરાબર કાપીને રાખવાથી મરદનો કલલો એવો બીરાજેછે કે તે રેહેતાં રેહેતાં ઓરતને સઉથી પસંદ પડેછે." મહમદીઆંનો દાઢીને મોટું માન આપેછે, એટલુંજ નથી, યાહુદીઓ અને ખરીસટીઓને પણ મુસાએ દાઢી બોરાવાની મના કરેલીછે. ઈનડીઅનો મા દાઢી બોરવી એ મોટી શીખસા ગણાતી હતી, તથા જરમનોમા એ મોટું અપમાન હતું. ઓસમાનલી લોકો દાઢીના કસમ ખાયછે, તથા તેની જતન ઉપર અડધો દાહાડો ગુમાવેછે.

---

**સ્ત્રી નાટકકારો**—યુરોપખંડમા નાટકના ખેલ કરવામા સ્ત્રીના ભાગ બજવા માટે સ્ત્રી નાટકકારોનો હોનર એ રલોબથી વધી ગયેછે કે ગેયા કેટલીક સદીઓ આગમચનો એ ધંધો ચાલતો હશે એમ આપણને લાગેછે. નાટક છેક સંસકરીત જમાનાઓથી ચાલેછે, પણ અસલી ગરથોમા સ્ત્રી નાટકકારોની કશી નોધ દીસતી નથી, તે ઉપરથી હાલના પારસી નાટકોની મીશાલે સ્ત્રીના ભાગ મરદો મુજબ વતા હશે એમ માનવામા આવેછે. સીસરો, પલેટો અને હોરેસ ફીલસુફોના જમાનામા સ્ત્રી નાટકકારો નહી હતી એટલુંજ નહી, પણ શેકશપીઅરના જમાનામાબી તેવું કાંઈ નહી હતું. વેનીસમા એ ધંધો પેહેલે ચાલયો. ફરાનસમા ૧૬૨૯ મા ઓરતોએ નાટક કરવા માડયા, જે વેલા એ સુધારા ઉપર જેમસ ડયુપોરટ નામના ફરેંચ લખનારે શખત ધીકાર બતાવયોછે. ઈંગલંડમા ૧૬૬૦ મા પેહેલી સ્ત્રી નાટકકાર માલમ પડી હતી.

---

**સાંપનું જેહેર**—ડાકટર જે ગીલમાંન સાંપને કલોરોફારમ (બેહોશ કરવાની દવા) સુંઘાડીને બેહોશ કરેછે અને પછે તેની ફેણમાથી જેહેર કાહાડી લેયછે. આ રીતે તેનું જેહેર ચોરી લેવા છતાં તે ખાલી થતું નથી. બે દાહાડામા નવું જેહેર પેદા થાયછે અને તેની ફેણ ભરાઈ જાયછે.

---

આપણી જીંદગી એક પોકલ અને બેસવાદ રમકડું છે; માતર જીંદગીનું આ એક ડુબતું ફીણછે; હંમેશગીના કુડાલાંનો આ એક ફકત કુદકોજછે.

પલેતો (અફલાતુન) ને એક દાહાડે કેહેવામા આવયું કે "તારે માટે તારા કેટલાક દુશમનો ઘણું ખરાબ બોલ છે" પલેતોએ જવાબ દીધો કે "તેની કાંઈ ચીંતા નહી. હું મારી વરતનુક એવી રીતે રાખસ કે કોઇ તેમને માન સેન નહી."

બામજી.

---

**કપટી માણશ વીશે ફારશી નશીહત**—ઓ માનવી ! બદ દીઆનત તથા બેગુનીવાદ તથા કપટી લોકોથી દુર રેહે જે. કાંએજે કપટી આદમી પાસ તું કાંઈ ઉમેદ કરશેતો તે બખીલાઈ કરશે, અને અગર કાંઈ આપશેતો હેશાન મેલશે. અગર તું કાંઈ તેહને આપશેતો તે તે વાતનો હેશાંણ કાંઈ જાણશે નહી, અગર કાંઈ ભેદ તેને કેહેશેતો તે ભેદને જાહેર કરશે, અગર તુંને ભેદ કહેશેતો ભેદ કહી તોહમત જોડશે. જો તુએ તેવાં આદમીની શોબત કરી તો નફો કાંઈ નહી જોય. અગરજો તું તેથી દુરી પકડશેતો તે તુંને શુખે બેસવા દેશે નહી. અગર તે કપટી તવંગર હશેતો તેથી ગરીબ દુખી થાય. અગર તું તેહને નેક રાહા દેખાડશે તોહબી તે નેક રસતે આવશે નહી અને પોતાની અકલ ઉપર મગરૂર રહીને ગોમરાહ થાશે.

A. J. S.

---

**બખીલોને પસંદ કરવાજોગ રવઈઓ**—વાંચનારી ખાંતુઓનો આતો ચાલુ રવઈઓછે કે તેમને મલવા આવનારી તેમની બેહેનપણીઓને સાંજને છેરે ચાહા પાઈ મોકલવાં અને એ સાધારણ રવઈઓ ગરીબ તેમજ તવંગરોમા અને દરએક ઘરમા ચાલુછે. તેથી ઉલટું રાતા સમુદરમા આવેલાં મોસકો શેહેરની આરબ ઓરતો પોતાની બેહેનપણીઓને મલવા જતી વખતે પોતાની સાથે એક નાની કોથલી કાફીથી ભરીને લેઇ જાએછે અને જે ઘરમા પોતાની સાંજ ગુજારવી હોએછે તાંહાં આપી તેની ચાહા બનાવી સંધાને પાએછે, જેમ કરતાં અતરેની માફક તેઓ મલવા આવનારીઓ ઘેરધણીઆંનીને ભારી પડતી નથી.

## બાલ વધારવાના નુસકા.

**૧. બાલ વધારવાનું તેલ**—તાજા ગુલાબની પાંખડી તોલા ૧૦ ને વાટી લોંદા જેવો કરી, તેમાં ઓલીવ તેલ પોણી પાઇનટ નાખી, એકાદા મજબુત ઢાંકણાંવાલા વાસણમાં નાખી, એક અઠવાડીઆં લગણ તડાકામાં રાખી, તેલ પીલી લેવું. એ રીતે જયાં લગણ તેલમાં ઘણી ખુશબો આવે તયાં લગણ તાજાં ફુલ નાખી કરતાં રેહવું. પછી ગાલી કાઢી, તેલ કાંમમાં લાવવું. એ તેલ બાલ વધારવા, અને ખુબસુરત કરવા અતી કીમતી અને ગુણકારકછે. તે સાથે મગજને ઠંડક આપેછે.

**૨. બાલ વધારવાનું (મકાસર ઓઈલ) તેલ—**

૧

ઓલીવ (શાલીડ) તેલ (ભરતનો) રતલ ૧)
ઓરીગેનમ ઓઇલ એક દરામ.
રોઝમેરીઓઇલ આંઊંસ ૦।.
એ સરવેને મેલવી વાપરો, અથવા

૨

'બેન' તેલ (ઘડીઆલમાં વપરાયછે તે) પાંઇનટ ૧
સોજું કોપરેલ તેલ............ " ૦।।
એસેંનસ બરગેમોટ.............. ઔંસ ૦।
એસેંનસ મસક................. " ૦।
ગુલાબનું અતર................. ટીપાં ૬

એ સરવેને આતસની પાસે બાટલીઓમાં બે તરણ કલાક સુધી રેડયા કરો, અને પછી તે બાટલીને એક અઠવાડીઆં સુધી રેહેવા દેવું, એ અરસામાં પણ અવાર નવાર બાટલીને હીલવતા રેહવું. એ બેઊ તેલ ઘણાં ઊતંમ પરકારનાં થશે, જેથી બાલ ઘણા ઝડપમાં વધેછે તથા ગુછાદાર થાએછે.

**૩. દાહડી, કાતરાં, અને મુછ વધારવાનું તેલ—**

કોલાનવાટર.......... ઔંસ ૨
ટીંકચર આફ, કેનથારડીસ. " ૨
રોઝમેરીનું તેલ........ ટીપા ૧૦
લવંડરનું તેલ......... " ૧૦

એ સરવેને મેલવી, અઠવાડીઆંમાં તરણ ચાર વાર, રાતની વેલા પશીને લગાડવું જેથી બાલ વધશે.

## રમુજે ફુરસત.

૧.



ઊપલાં ચોરસખાંનાની અંદર ૧ થીતે ૯ વેર આંકડાઓ એવી રીતે ગોઠવો કે ગમે તેમ ઊભો ઇઆ આડો સરવાલો લઇએ તો ૪૫) આવે. પણ એવી શરતે કે એક હારમા એકજ જાતના બે આંકડા નહી આવે.

જી. ન. ખરેગાટ.

૨. દલાલ—સાહેબ ૩ ખેતરો વેચવાનાંછે; તેમાં
૧ લું તથા ૨ જું માપતાં ૩ જાના ૧૨/૯ ના વીસતાર બરાબર થાએછે.
૧ લું તથા ૩ જું માપતાં ૨ જાનાં ૨૩/૯ નાં વીસતાર બરાબર થાએછે.
અને ૨ જું તથા ૩ જું માપતાં ૧ લાનાં ૩૪/૯ નાં વીસતાર બરાબર થાએછે.
તથા તરણેનો એકઠો વીસતાર, ૨૪) એકરનોછે.

શેઠ—અરે પણ દરએક ખેતરનો વીસતાર કેટલો કેટલોછે તે બોલની ?

દલાલ—તો હવે તમો શેઠજ ગણોની? દલાલભાઇને કાંઇ આવડે.

શેઠ—ઠીક તારે સ્ત્રી. બોધમાં લખી મોકલો—સ્ત્રી બોધની વાંચનારીઓ હોશીયાર છે, કેમકે તેઓ એવા સવાલ પણ મુકવી આપેછે.

બામજી

## પાપની માફી વીષે પ્રભુની માર્થના.

શિખરિણી છંદ.

કૃપા સીંધૂ સ્વામી, નમન કરું તુંને હરઘડી;
વિનંતી આ મ્હારી, દિલ ધરિ દિયાળુ અબઘડી.
બહુ પાપો કીધાં, કુડ કપટ રાખી મન અરે;
હવે મુક્તી મ્હારી, કેમ થશે દિયાળુ દિન અરે.
સહુ કામો કુડાં, મચિમચિ કર્યા મેં અતિઘણાં;
વિચાર્યાં નહીં રૂડાં, સમજી મન વીશે સુભતણાં.
ઘણાં વર્ષો કાઢયાં, મદ ભરી જુવાની રેમણમાં;
વળી પીવા વાધે, હર્ષ કરી ફરતો જમણમાં.
ફરી ગાડી વાડી, ગરવ ધરી જાતો છકી ઘણો;
બઈ સાથે લાડી, વશ થઇ રહ્યોતો નિચતણો.
મજા સેવ્યા માંણી, બહુબહુ અતીશે દિલ ધણી;
ન જાંણી તે જાંણી, નજર થકી જોયું જગધણી.
હવે માફી મ્હારી, કરકર કરણા કરી હરી;
ન સેવ્યો તુંને મેં, કરગરી કહું છું હરી હરી.

હરખશંમ દુલભશંમ મે.

## લખનારાંઓને ખબર.

"એક પારસી બાનુ" તમે મોકલેલા ફકરા જાગા છપવા જેવા નથી.

"કાઊસ" ભુલ થઇછે તે સુધારવાની પેહેલી જોગવાઇ લઇશું.

"સ્ત્રી બોધનો એક વાંચનાર" તમારા સારા વીચારોને માટે ઊપકાર માનીએ છઇએ. "લાલા દોલા" ની વારતાને પુસતકનાં આકારમા છપાવાની અમોને ચોતરફથી ભલામણ થઇછે, તેનો વીચાર કરીશું.

મુંબાઈ, દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ :—બેહરામજી હોરમુજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૮ મું. એપરેલ ૧૮૭૪ આંક ૪ થો.


## ફુરંગીજ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીનજ વારતા.

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

### બાબ ૮.

મેલવીએ ચલો આપણ એકેકચે હાથ,
રશીકાએ ન ભીડવી જોઇયેજ બાથ.—શેકસપીયર.
ધીરજ ધર, બતાવાશ હું રસતો તને,
બતાવશ, કેવો છું હું સસતો તને!
ઊમેદ તારી પુરીજ પાડશ વલી,
પસંદ કરજે જેને તું ગજે ભલી.—એક નવો નાટક.

હવે તારે પેલા સાધુ અને યુનાની ફીલકુસ આટલે વખત સુધી કાંહાં હતા?

મેદાન વટાવયા બાદ તેઓ એકેકથી અણદીઠ આગલ ચાલતાં ચાલતાં પેલો સાધુ કેટલેક દુરે પોતાના સરખી જ એક બીજી જુફડી આગલ આવી પોંહચયો. જો કે રાત હવે ખલાસ થવા આવી હતી તોપણ થોડું અંધારૂં તેને છુપાવી શકે એટલું તો બાકી હતું, તેથી તે પેલી જુફડી આગલ આવી પોંહચતાંજ એક ધીમે આંચકે બારણું ઉંચાડી અંદર પેઠો. યુનાની ફીલકુસેબી કદાચ તેમ કીધું હતે પણ કોઇ દેખઇતી ધાસતીને લીધે તે બીધો, અને જુફડીની બાહેર ઉભો રહીને એકું નાકાં વાટેજ અંદર શું તમાશો બનેછે તે જોવાને રાજી થયો. સારાં ભાગે જંગલનાં ચોરોએ આ જુફડીમાં આવજાવ માટે એક મોનાકું કોરયું હતું, તે ફીલકુસની નજેહની દુરબીન થલાગી.

પેલો બાવો જુફડીમાં જેવો દાખલ થયો તેવોજ તેને તે તાનીએ આ મુજબ બોલતાં સાંભળયો: "ખુશ વધાઈ, ખબર સાહેબ!" જેનો ઉતર જુફડીની અંદર એક કાલા ચેહરાનો ઉંચો મરદ બેસીને તાપણું કરતો હુતો તેની તરફથી એવો મલયો કે—"એ કોણ, કારન કે?"

"હા ખેજર;" તે બાવો બોલયો; "જે લખત જાય છે તે આપણોજ છે. શાહજાદા નોશેજાદની લુટ આપણને મલીછે. વેક, તારે વેક; વેહલો થા—કેમકે એક ઘડી વચે શું થાયછે તેની કોઇને ખબર નથી."

"હું સમજયો," ખેજરે કહયું; "પણ હવે નોશેજાદનું નામ છેકી નાખીને સોદાગર ગુરગીનનું લખવું જોઇએ. તેની નોકરી મારે માથેછે. મારે હવે એ લુટ તે શાહજાદાની નહી પણ સોદાગરની ગણાવી જોઇએ. પણ શું ખરેખર તેજછે કે કોઇ બીજી?" પેલા એબીઆલ ચેહરાના ખેજરે લગાર શકમંદ ચેહરો કરીને પુછયું.

"તેજ, તેજ, કોઇ બીજી નથી," તે કારન બાવાએ જવાબ દીધો; "હું તેને મારી જુફડીમાં મરણ પામતી મુકી આવયોછું. પોશાકછે મરદનો પણ મેં તેણીને સોદાગર મીલાદની બેટી તરીકે ઓલખીછે. તુને ખબર કરવા માટે થોડોકવાર હું તેણીને બેશુધીમાં રેહવા દેઇ આવયો છું. નજદીક એક બેવકુફ યુનાનીછે, તેની જો કે કસી ધાસતી નથી તોપણ ઉતાવલ કરવી સારીછે, મારે ઉઠ; નહી તો કદાચ મારી દવાની ઝાઝી અસર નહીં થશે તો તેણી હોશીયાર થઇ પેલા કમઅકલ યુનાની સાથ ચાલી જશે."

"પણ—પણ તેણી તારી જુફડી આગળ કાંહાંથી આવી?"

"ખેજર, સવાલ પુછવાનો વખત નથી. વખત જતાં કદાચ આપણું ઇનામ આપણ ખોહી દેઇશું એવો મને શક જાયછે."

યુનાની ફીલકુસના મન ઉપર હજીબી આ ધુતારા બાવા કારન વીશે કાંઇ પણ ખયાલ નહીંજ આવેતો તેના જેવો મુરખ કોઇ નહી હોય. તોપણ હજી તેણે પોતાની ખાતરી વધારે કરવી હતી.

"ઠીક, કારન, ઠીક," ખેજર થંડે પેટે બોલયો. "પણ ભલું તો એછે કે હું તારી સાથે આવું તે કરતાં તુંજ પેલા બેવકુફ યુનાની સાથે તેણીને હંઇઆં ખેંચી લાવે—કે આપણે તેણીને હોશીયાર કરી ગુરગીનની નજદીક લેઇ જઇએ."

"ખેજર, તારી ચાલ મને મુદલ પસંદ નથી. તુને પઇસાનો લોભ મુદલ દીસતો નથી. તોપણ મનેબી મારો અરધો હીસો મેલવવોછે મારે હું તેણીને તારી નજદીક લાવીશ."

આંમ બોલીને કારન બાવા જેવા જુફડીની બાહેર નીક
લયા કે ફીલકુસ જુફડીની પાછલી બાજુએ ખસી ગયો;
અને જારે પેહલો નજદીક સો કદમ આગળ ચાલયો તારે તે
યુનાનીએ તેની પુઠે ઉતાવલે પગલે ચાલવા માંડયું. ખેજર
ની જુફડીથી દોઢસો કદમ કારન જાય નહી તેની આગમજ
તો ફીલકુસે તેને પકડી પાડયો.

"ઉભો રેહ, અએ કારસ્થાની ચોર," કારનને ગલ
ચીમાથી પકડીને ફીલકુસ બોલયો. "પાદશાહ નોશેરવાન
નો તું ગોનેહગારછે!"

"આહા!" કારને અજાયબી સાથ પીઠ ફેરવી ફીલ
કુસને જોઈ કહયું. "અમો સાધુઓ ઉપર કોઈનોબી એખ
તીઆર ચાલતો નથી. પણ તું હંઈઆં કેમ આવી પુગો?
અફસોસ, રખેને પેલો ખુબસુરત છોકરો મરણ પાંમયો હોય."

"મરણ પામયો હોય?" તે યુનાની ડોલા કકડાવીને
બોલયો; આ વખતે તેણે પોતાની કમરેથી એક નાનું હથીયાર
બાહેર કાઢી કારનની સામું ધરયું. "મરણ પામયો હોય?
અરે નાપેકાર તે મરણ પામયો નથી પણ તેં તેને મારી ના
ખયોછે. બોલ સાચું, શું તેં તેને ઝેહર દીધું નથી? તેં
તારો નાપાક ઇલમ તે ઉપર ચલાવયો નથી?"

"અરે બેવકુફ બેટા," કારન હજી નરમાશ ધરીનેજ
બોલયો; "તું મારી નજદીકજ હતો, અને તું જોતો હતો
કે મેં કાંઈ પણ ખાધાની વસતુ તેને આપી નથી; તારે શી
રીતે તું મારી ઉપર આ તોહમત મુકેછે?"

"અએ ઠગારા સાધુ, ઝેહર ખાધાનુંજ આવતું નથી.
શું તું નામુનકેર જાયછે કે જે બાટલીઓ તેં તેના નાક
આગળ ધરી હતી તે ઝેહરી નહી હતી?"

"ના, તે કદી પણ ઝહેરી નહી હતી. શું તે છોકરો
મરણ પામયોછે?"

"છોકરો? શું તું મને છેતરવા માંગેછે કે! શું તું
એમ સમજેછે કે મરદના લેબાસમા તે એક સુંદર નાજની
નછે તે હું નથી જાણતો! અને વલી શું એમ વીચારેછે કે—"

"ધીરો—ધીરો થા, અએ ગાફેલ જવાન!" કારન
લગાર તાણથી બોલયો "કોણ તુંછે કે એટલી જબાન શોખી
થી ચલાવેછે!"

"કોણ હું છું?" ફીલકુસ પુશકલ ગુસામાં આવી
બખારયો. "કોણ હું છું આમ તું પુછેછ કે! અએ પાપી
મરદ, હું તેજ શખસ છું કે જે તારા સઘલા મકર ઓલ
ખી ચુકોછે. પેલી તરફની જુફડીમાં જે ગોફતગુ તેં ચલા
વીછે તે મારે કાને આવીછે. મેં તને પકડયોછે. છટકી
જા હવે ગમેતો મારા ગુસાના મારથી!"

અને એજ વખતે તેણે કારનને એક હોંસો મારીને
નીચે તોડી પાડયો અને તેની છાતી ઉપર પોતાનો ઓસત
વાર પાંઉ મુકીને પોતાનું હથયાર તેના કપાલ ઉપર ધરયું.

"કબુલ થા આ ઘડી કે આ નાજનીનને તું આખી
કરે અને કોઈ પણ જોલમગારના ફાંદામાં તેણીને નાંખવા
ને બદલે મારા નેકામાં તું આપે. અગર નહીતો આ ખં
જર તારો જાન અબ ઘડી લેશે."

"જાન બાગી હું બીહીતો નથીજ" તે ચેકાર થઇ પડે
લા સાધુએ કહયું, "પણ જારે ઓરતનીજ ખણખોદમાં તું
છે તો જે ઓરતને તું હમણાં માંગેછે તે કરતાં સરસ તારે
હવાલે કરવાને હું કબુલ થાઉંછું."

"ના, જાન તારો તારેજ બચે કે જારે તું આજ ના
જનીનને મારી ઓરત બનાવે," ફીલકુસે હઠ પકડીને કહયું.

"અએ યુનાની, તારી હુજતથી તું તારો પોતાનો
જવાન જાન બરબાદ કરશે. જે છોડીને તું માંગેછે તેનો
કાંઇ એકલો અરજદાર તુંજ નથી. ઇરાનના પાદશાહનો
બેટો સાહજાદો નુશાજાદ તથા આ શેહરનો માતબર સોદા
ગર ગુરગીન અને એવાજ બીજા ઉંચે ખાનદાંનના શખ
સોનો આ છોડી શેકાર છે. એ સરવે સાથે લડી વઢીને એક
નાખુશ નાજનીનને ઓરત બનાવી પાછલથી દુખમાં પડવા
કરતાં, અગરજો તું મારૂં કહયું માનેતો તને પસંદ પડતી
અને આ છોકરીથીબી વધારે ખુબસુરત ઓરત હું તને દે
ખડાઉં; જે તને ખુશીથી કબુલ કરી જે સુખની તલાશમાં
તું છે તે તને તારી હઈયાતી સુધી બખશશે."

"બોલ તારે, કે તેણી કોણછે!" ફીલકુસે પુછયું.

"આ છોડી તે સોદાગર મીલાદની બેટી ફરંગછે, પ
ણ જેની વાત હું તને કહુંછું તેતો તેના ભાઇ ગુરગીનની
બેટી ખુબસુરત ફરંગીજછે. તેણી ઉપરથી તેણીના બાપનું
દેલ ઉઠી ગયુંછે, અને પોતાના ભાઇ મીલાદનો બેટો ફરા
મરજ જે તેણીનો દીલદારછે તેને તે છોડી આપવા માટે
આ કાકો ગુરગીન ના પાડેછે, માટે જો તું મારી સાથે આ
છોડી ફરંગને લેઈને ગુરગીન કને આવશે અને એ તારી
મેહનતના બદલામાં અગરજો તું તેની બેટી ફરંગીજની મા
ગણી કરશેતો હું ભુલતો નથી કે તે મોટી ખુશીથી પોતાની
બેટી તને સોંફી દેશે."

"પણ તારે એ ગુરગીન કોણછે?"

"ફરંગના બાપ મીલાદ સોદાગરનો ભાઈ, જે પોતા
ની ભાભી સાથ નેકા કરવા માંગેછે," કારન બોલયો. "હ
વે તું મારી છાતી ઉપરથી ઉઠ, કેમકે આ ગુરગીન વીશે
મારે તને બીજી વધારે વાતો કેહવાંછે કે જેથી, તે અગર
જો પોતાની બેટી તને આપતાં આનાકાની કરતો હોય તો,
મોટી ખુશીથી કબુલ થશે."

તેના કેહવા મુજબ તે જબરો યુનાની ઉઠયો, અને
પોતાનું હથયાર પાછું છુપાવી દીધું. હાંસતો અને બડબ
ડતો, અને ફીલકુસ નહી જોય તેમ તરેહવાર ગુસાના ચા
લા કરતો બુઢો સાધુ કારન જમીન ઉપરથી ઉઠયો, અને પ
છે તેઓ બંધે વાત કરતા આગલ ચાલયા.

આ વખતે સુરજ પરકાશી નીકલયો હતો, અને તે
ની રોશનીના કીરણો ચો બાજુએ ફરી વલેલાં હતાં. થી
મે કદમે રસતો કાપતાં તેઓ કારનનાં રેહઠાણ આગલ
આવી લાગા—પણ જુઓ તેઓની અજાયબી! ફરંગ તે
ઠેકાણે હતી નહી!

વાંચનારી બાનુઓ સારીપઠે જાણેછે કે એક છોકરી
સોદાગર નરીમાન સાથ તેને મકાને ગઈ હતી, અને તેજ કાર
નના ધારવા મુજબ ફરંગ, તે સોદાગર મીલાદની બેટી હતી.

પણ શું તે છોડી ખરેખર ફરંગજ હતી કે કોઈ બી
જી! આગલ ચાલતાં સંધું જણાશે.

---

## બાબ ૯.

"સ્ત્રી ચરીત્ર ને જોર, ફુલ્યા ફઇ થઇને ડાહ્યા,
સ્ત્રી ચરીત્ર ને જોર,' વિદ્યાને પણ વાહ્યા;
સ્ત્રી ચરીત્ર ને જોર, ચતુર જનને ચૂકાવ્યા,
સ્ત્રી ચરીત્ર ને જોર, મમત મોટા મૂકાવ્યા;
જોગી ભોગી જશવંત જન, રિધ સિધ તાલેવંતશો,
શામળ સ્ત્રી ચરીત્ર આગળે, વિક્રમ નૃપનો જય કશો?"

શામળ ભટ.

પોતાની બેહેન સમાન નજદીકી ધરાવનાર ભોજાઇ ઉપર મોહીત થનાર—વેર, ફકત વેરને ખાતરના આ નીચ કોશેશ કરનાર, ભાઇ પોતાની તક સાંધવામા પાકો હતો. તેના કાસદથી તેને ખબર મલી હતી કે શાહબાનુએ, તેના ભાઇ સૌદાગર મીલાંદની બાનુએ, તેને બીજે દીને સાંજે બોલાવયો હતો; તે વખતની વાટ જોતાં તેણે બેચેની ભરેલી રાત ગુજારી, અને સહવારથી તે સાંજ પડી તાંહાં સુધીની દરેક પલને બદ સખુન વાપડવામા તેણે આંચકી ખાધી નહી, કાંએકે તેની ધારણા મુજબ તેઓ વેહલી પસાર થઇ ગઇ નહી!

પણ આ મુજબનો શરમ ભરેલો પયાર કરનાર એકલો સોદાગર ગુરગીનજ જણાતો નથી. જે જમાનામા તે થઇ ગયો તાર પછે કેટલાએક જમાનાની મુદત બાદ ઈંગલાંડ દેશના એક રાજાએતો એવીજ એકાદ નીચ કોશેશને માટે પોતાની ભતીજી સાથ નેકાહ પાડયા હતા.

તારે શું ગુરગીનબી ખરેખર શાહબાનુને પરણશેજ કે!

સાંજ પડી, અને તે રાતમા પીઘલી ગઈ; યાને જે મીસાલે સફેદ બરફના લોંડાનું ગરમીથી કરીને પાણી થઇ જાયછે, તે મીસાલે સમીસાંજ જે હંમેશાં ખુશ લાગેછે તે ચેરાગોની ગરમીથી કરીને રાત બની ગઇ! આખું શેહેર જદાઇન દીવાની રોશનીથી કરીને જાણે બલતું શેહેર હોય તેવું થઇ ગયું. આ રોશનીમાંથી પસાર થતો એક આકાર જણાયો, તે એક મોટા રસતા ઉપરથી આડો ફાટી એક ગલીમા પેઠો. સામેથી મલતા કોઇબી શખસને પોતાનું મોહડું દેખાડવાને તે નાખુશ હતો. તેણે ખરેખર પોતાનો ચેહરો છુપાવેલોજ હતો. એક કાલી શાલથી તેણે પોતાના આંગ ઉપરનો બીજો પોશાક ઢાંકેલો હતો. ઉતાવલે પગલે તે આગલ ચાલયો. ધોરી મોટા રસતાઓ, જાંહાંથી ઘણાઓ સાથે તેની મુલાકાત થઇ શકે, તેઓને તેણે છોડી દીધા; અને એક ગલીમાંથી નીકલી બીજીમા પેઠો. એ રીતે ઘણી ગલીઓ તેણે વટાડી, અને છેલે એક ગલીમાંથી બાહેર નીકલતાં તે પાછો એક મોટા પોહલા રસતા ઉપર આવયો. હઇઆં પાછી લોકોની ભીડ તેણે જોઇ. સામેથી બે ચાર ઘોડેસવારોએ તેને ઓલખયો, તેઓએ તેને સાદ મારયો, પણ આ આકારતો તે વીશે અખાડા કરીને એક નાનાં ઘરમાં પેઠો.

"બાઈ, મને માફ કરજો; મારે ખાતર તમને અડચણ પડેછ. તમારી મેહનતને માટે મારી પાસે બીજું કાંઇ જ નથી, માટે આ કબુલ રાખો અને મને તમારા ઘરમાં એક ઘડીનો વીસામો લેવા દો."

આમ બોલીને તેણે એક શોનાનો શીકો દીવાંની ઉજેડીમાં ચલચલ થતો કાઢી આપયો. પણ એક લેજામાં તે તાંહથી પાછો ઉડયો, અને પેલી બાઇ તેણે આપેલા શીકા બાબે શું કેહવા જતી હતી તે સાંભલયા વગર તે તાંહથી ચાલયો તે, તેની સનમુખનો પોહોલો રસતો એકદમ કાપીને એક વલણમાં પેઠો, અને તુરતજ એક બાગના પાછલા દરવાજા આગલ આવી લાગો.

"શોકર તે સાહેબના," તે બોલયો, અને દરવાજાનું બારણું ઠોકયું.

જો કે દીવા થઇ ચુકા હતા તોપણ ખોરશેદની રોશનીનું ઝલઝલું હજી બાકી હતું તેથી બાગબાનને આ શખસ કોણછે તે ઓલખવાને માટે મશાલની જરૂર હતી નહી. બારણું ઉઘાડતાંવારજ તે બોલયો—

"હો, હો સૌદાગ—! પણ ખરાર! તમારૂં નામ મારે છુપું રાખવું જોઇએ; નહી કે તમારી ચોરીને માટે, પણ મારી શેઠાણીનો મને એવોજ હોકમછે. આવો, આવો, પેર તમારૂંજ છે, વાડી તમારીજછે. ભાઇ, ભાઇ તે કાંઇ જુદાછે! એક બાપનું સંધુંછે. હોહો, સોદા—!"

પણ નવા આવનાર શખસે શોનાનો એક શીકો કાઢીને આ ઠકાબાજ બાગબાનના હાથમાં ચલકાવયો, જેથી તેણે પોતાનું મોહું બંધ રાખયું.

"તારી શેઠાણી કાંહછે?" પેલા શખસે તેને પુછયું.

"બાગમાં, ગોલાબ અને ચંપેલીએ વાંધો ઉડાવેલા માંડવામાં, સાહેબ."

આમ બોલીને તે આગલ ચાલવા લાગો, અને નવો શખસ તેની પુઠેપુઠે ચાલયો. તરેહ કીસમનાં ખુશબોદાર ઝાડો અને રોપાઓ, વેલાઓ અને માંડવાઓ, ફલો અને ફુલોથી ભરપુર, વટાવીને તેઓ એક ખરેખરા ગોલાબ અને ચંપેલીના માંડવા આગલ આવી પુગા. આ માંડવા બાબે જાણે આ ઉતમ ફુલો વચે લડાઇ હોય તેમ દીસતું હતું, કેમકે તમે કહી નહીજ શકો કે આ માંડવાની શોભા આ બેમાના કયાં ફુલથી વધી હતી, તથા એ બેમાના કઇ જાતના ફુલની સંખયા વધારે હતી. નહી, એટલુંજ નહી, પણ તમો વીચારમા પડો કે બંધેમા આવી વખતે ખુબસુરતીમા અને ખુબબોઇ (ખુશબોઇ) માં કયું ફુલ સરદારી ભોગવતું હતું.

હંઇઆં તે બુઢો બાગબાન પોતાના સોબતીને લઇ આવયો, પણ જેની હાજરીની તેમને જરૂર હતી તે તાંહાં હતી નહી. તેણીને જલદીથી શોધી લાવવાની કબુલાત આપીને તે બાગબાન ગયો, અને પેલો પારકો એક લાકડાંની બેઠક ઉપર બેસીને આસપાસના દેખાવ વીશે પોતાના મન સાથ વીચાર કરવા લાગો.

"આહ," તે મનસે બોલયો, "આવો સુંદર બાગતો મારોબી નથી, અને આવી પયારી જગાનોતો હુંબી ધણી નથી. અરે જો અમો ભાઇ ભાઇઓ વચે સંબંધ હતે, અમો એક બીજાના દોસત હતે, અમો વચે કસો વાંધો નહી હતે—અરે, તો અમે કેવા સુખી થતે! ખોદા, કેવું મારૂં લોહી તેની તરફ દોડેછે! પણ હું શું કરૂં? વાંક બધો તેનો છે. મારી એમા કસુર નથી. ઠપકો તેને ઘટેછે કેમકે આ જુદાઇનું કારણ તેણે કીધેલું પાપ, મોટું, જબુન પાપછે!"

"તારે, તેનાં પાપ કરતાં એક મોટું પાપ તમો આજે કરવા આવયાછો તે માટે કેટલોબધો વધારે અને મોટો ઠપકો તમોને ઘટેછ, મારા જેઠ ?"

અને નાચતી અને કુદતી, અને હસતી અને દોડતી એક જવાન પરી પોતાના બંધે હાથ લાંબા કરીને તેની આગલ આવી, અને ખડખડ હસી પડી.

"સાહેબ" તેણી ફરીથી બોલી; "ઠપકો મારા ખાવંદને ના આપો. ઠપકા લાયક તે માણસ નથી. તમો કેહોછ તેવાં પાપનો તે જવાબદાર નથી. નથી, અરે નથી, મારા જેઠ—તે પાપ તમારા ભાઇએ જીનહાર થઇને કીધું નથી."

"આહા, શું એક વખતે તેંજ મને તેના ગુનાહની ખબર નહી આપી હતી ?" પેલો બદ મનશનીથી આવેલો સોદાગર ગુરગીન, (કાંએકે વાંચનારી બાનુઓએ પીછાણી લીધું હશે કે પેલો પારકો શખસ તે કોઇજ નહી પણ ગુરગીનજ હતો) તેજ ગુરગીન એક જેઠ તરીકેના પયારથી પોતાની ભાભીના હાથો પોતાના હાથમાં લેઇને બોલયો. "તારો મોટો ગોનેહગાર—"

"મારા ભરતારની ઉપર ગોનાહ લાગુ કરો તે આગમજ સંભાલ રાખજો, સાહેબ," તે જવાન બાનુ હસતે ચેહરે બોલી; "તે ગોનેહગાર થાય તે આગમજ તમો ગોનાહમાં ભરાયા છો, શું નહી ગુરગીન ?"

"કેમ વારૂ ?" ગુરગીને પુછયું. "શી રીતે, મારી વાહાલી બેહેન ?"

"લેઓ તારે !" તે બાનુએ કહયું; "મને તમે બેહેન કહી એટલે થઇ ચુકું. હું હારી. હું ધારતી હતી કે તમો આજ રાતે મારી મોલાકાતે આવયાછો તે તમારા હમેશના નહી છાજતા નહારા પેગામોની મતલબથીજ આવયાછો, પણ હવે મેં મારી ભુલ જોઇ."

"પયારી બાનુ, તું મને કેવી વાહાલી લાગેછે ?"

"અરે જો તમે મારા ધણીનાં ઘરમાં આવો, તાંહાં તેને ભેટો, મારી બેટીની મોલાકાત લેવો !" શાહબાનુ ઇછા ભરેલાં દેલથી બોલી.

"ખચીત મારી વાહાલી, તેં જો મારો સખુન બાહાલ રાખયો તો એમજ જાણ કે તારા ધણી અને મારી વચે તું જુંતું વેર ડટાઇ ગયુંછે."

"અને તે શું સખુન તમારોછે, મારા જેઠ ?"

"ઓ, તું મને હવે જેઠ તરીકે ના બોલાવ, વાહાલી શાહબાનુ. હું તારો હવે ઘણોવાર શુધી જેઠ તરીકે કેહનાર નથી." તે હેવાન જેઠ પોતાની ખાસીયતપર જઇને બોલયો. "શું જેઠ સીવાય બીજું કોઇ એવું નામ મારે માટે તારી પાસે નથી કે જે નામ દેઇને તું મને પયારથી બોલાવે ? બોલ, મારી શાહબાનુ, કાંએકે તારીજ પાસ મારે બોલાવવુંછે."

"જેઠ, જેઠ, હું મારી સેહજ વારની ધારણામાં ઠગાઇછું,—જબરી ઠગાઇ છું. શું હજી તમારી બુરી હઠ તમે છોડતા નથી. શું સારાં પરીણામની તમો એથી આશા રાખોછો ? અફસોસ, જેટલો પયાર હું તમારી તરફ બતાઉંછું તેનો તમો માઠો ઉપયોગ કરીને તમો પોતે તો દુખી થાઓછો, પણ મનેબી દુખી કરોછો !" તે એક વખતની કાવતરાંખોર પણ હાલમા શયાણી બની ગયલી ઓરતે ચેહરો કુમલાવી કહયું; અને પોતાના હાથ ખેંચી લેઇ, માથું નીચે નાંખી દીધું.

પણ બુરા મનસુબાના ગુરગીનપર આં સખુનોની કાંઇજ અસર થઇ નહી, તે શયાણી સ્રીને પોતાની નજદીક ફરીથી ખેંચીને તે બોલયો.

"પણ શાહબાનુ, મારી લાડકી—જારે તું મારી તરફ પયાર બતાવેછે, તારે હુંબી તારી તરફ દેખાડુંછું. એમા વલી તને ગુસે થવાનું શું કારણ વારૂ ?"

"શું મારો ખાવંદ મારી તરફ પયાર નથી દેખાડતો ? અને શું તે મારો વાહાલો ધણી નથી ? પણ તે પયારમા અને તમારા પયારમા તફાવતછે."

"હા, હું કબુલ કરૂંછ કે તફાવતછે; અને તે તફાવત શું મારો વધારે પયાર તને નથી જાહેર કરતો ?" ગુરગીને વાત આગલ ચલાવી. "જો સાંભલ, હું તને મારી ઓરત બનાવા માગુંછું. મારૂં દેલ એક ચામડાંનું દેવલ છે તેની હું તને એક દેવી કરવા ધારૂંછું. મારો મેહલ એક શોનાનું પીંજરૂં છે, તેની હું તને મેના બનાવા ચાહુછું. શું તું એ વાત કબુલ નહીંજ કરશે ?"

"અફસોસ, ઓ દેવાના એમ કદી પણ થાય ?" તે વફાદાર નાર કગલી પડી. "એમ કદીબી બને ? એમ કેથે હોય કે ભાઇની ઓરત તેની બાયડી થાય ?"

"તારી નાની ઉમરને તે ખબર નથી મારી માહાતાબ."

"તારે મેહરબાની કરીને હવે મને છોડી જાઓ, સાહેબ; કેમકે જાંહાં સુધી મારી ઉમર પાકી નથી, તાંહાં સુધી તમારી કઠોર માંગણી વીશે વીચાર કરવાને હું કાચીછું," ભાભી બોલી; "પણ મને ખરૂં કેહો કે, તમારી ઓરતને પડતી નાખીને આવી રીતની બદીમા માથું ઘાલવાનું તમને કેમ સુજ પડયું ?"

"શાહબાનુ, શું તુંજ આ સવાલ પુછેછે, જારે તુંને ખબરછે કે તેણી કેવી બેવફા—તારા ખાવંદ સાથ લાગેલી હતી ?"

"શું તારે એને ખાતરજ તમો મને તમારી ઓરત કરવા માગોછો કે ? તમો માનોછો તેમ, મારા ધણીએ કીધેલા ગોનાહની તોજેશ તમો મારી પાસ કરાવા માંગોછો કે ? મારા જેવી એક વફાદાર નારને આવા ફાંદામા સપડાવીને તમોએ મને દુખી કરવી એજ મતલબ તમો રાખોછો કે ?" એટલું બોલીને તે ખુબસુરત બાનુ રડી પડી.

"નહી, પયારી શાહબાનુ, હું તારી ઉપર જાસતી ચલાવવા માંગતો નથી. તું એક વખત મારી બઇરી થા, અને પછે જો કે મારો પયાર તારી તરફ કેટલો હતો અને તેમા કેટલો વધારો થયોછે. તારે તું જોશે કે હું તારો ગોલામ થયલોછું, હું તારા હોકમ નીચેછું, હું તારાં સુખનીજ દોઆ માગનાર ફરમાબરદારછું. તારે તું તારી હાલની હઠ છોડી દેશે, તારે તું તારી આ રીકઝીકને માટે પસતાશે, તારે તું એક માહાતાબના નહી પણ તારા જેવી શો માહાતાબના નુરથી મને દીપાવશે, અને હીંદુ લોકો જેમ માનેછે તેમ, એક નહી પણ એકોતેર અવતારમા અવતરીને કોઇને નહી પણ ફકત એકજ શખસને, અને તે તારા ભરથાર ગુર

ગીનનેજ ચાહાવા અને તેનીજ ઓરત બનવાને તું ઈછા રાખશે. એક વખત તું મારી ઓરત થા, અને પછે જો."

શાહબાનુને બદલે કોઈ બીજી નબલી નારે ગુરગીનને મોહોડેથી આવા અને આટલાબધા સખુનોને બદલે ફકત તેથી અરધાજ અને વલી કઠોર શબદો સાંભલયા હતે, તોપણ તેણીએ ગુરગીનની ઓરત થવાને એકદમ કબુલ કીધું હતે. દોલતને ખાતર ઘણા એવાં લગન થાયાંછે, અને થાયછે, જેમા લોહી, ઉમર કે ખેશાવંદી ઉપર થોડુંજ ધયાન અપાયછે. ધયાનમા ધયાનતો ફકત, પઈસા ઘણા મલેછ કે નહી, તેજ.

પણ શાહબાનુ જેવી માંહાતાબોના માહાતાબને ખુબસુરતીમા, અદામા, તોરમા, લટકમો, ઠુમકામા અને છેલે મીજાજ અને મગરૂરીમાબી, હંટાડે એવી એક વખતની સુંદર ખાનુ-ગુરગીન જેવા સેંકડો દાણા વેરીને શેકાર પકડનાર શેકારીઓને વેચી આવે, તેમા કાંઈ નવાઈ નથી. ઉમરે આશરે ચાલીસ વરસની આ નારી પોતાના ધણીની ઘણીજ વફાદાર હતી, તો જોકે તેની ઉપર તેણી સરદારી ભોગવતી હતી મારે ગુરગીનની શરમ ભરેલી માંગણી તેણી કબુલ કરે તે આગમજ તેણી જો કોઈ બીજાની મરજી નહી પુછેતો તેણી પોતાના મગરૂર અંતઃકરણની મરજીતો પુછયા વીના રેહજ નહી.

એવું હતું તારે તેણી ગુરગીનની આ શોના રૂપાં અને હીરા માણેકથી ભરેલી માંગણી કબુલ રાખે તેની આગમજ તેણી શું જીવ નહી કાહાડી આપે!

તોપણ પોતાના જેઠ સાથ જે મોલાકાત તેણીએ ચાહી હતી તે જુદા મતલબનેસર હતી. આપણ જાણીએછ, અને પયારી ખાનુઓ, મારા કરતાં તમો સારીકાણી જાણોછ કે ઓરતો યુક્તી અને તાલ લડાવામાં ઘણીજ ચપલ હોયછે; અને તે એવી તાલ કે જેથી ગમે તેવો મરદ શેકારી પોતાનીજ જાલમાં સપડાઈ જાયછે. તેવીજ એક જાલમાં તેવીજ એક તાલથી તેવાજ એક શેકારીને તેવીજ એક ઓરતે બાંધયો!

તે કોણે વારૂં! અને તે કોણને વારૂં!

"શું એટલોબધો પયાર તમો મારી તરફ બતાવશો?" ગુરગીને જારે શાહાબાનુને પોતાના બવીશના પયાર મારે લલચાવી તારે તેણીએ તેને પુછયું. "શું જારે હું તમારી ઓરત બનું તારે તમો મને અને ફકત મનેજ ચાહાશો? શાહબાનુની પએ મનેબી કાઢીતો નહી મુકો!"

"હા, તને અને તનેજ મારી શાહાજાદી. હું તનેજ ચાહુંછુ, અને ચાહીશ." તે ફાંદામાં સપડાયલો શેકારી બોલયો.

"જેઠ, હું તમારી વાત માનુંછું—પણ અફસોસ, દુનયાં કેવી જુઠીછે તેતો તમો જાણોછ. કદાચ તમો મને પરણયા પછે છોડી દેઓ તારે હું કાંહ જાઉં? મારૂં શું થાય?" તેણીએ પુછયું, અને ગુરગીન સામું જોયું.

"તેનો જવાબ હું દેઈશ," તે ગાંડો મરદ બોલયો. "બોલ, શાહી, બોલ, ગમે તેવી માંગણી તું બોલ; મારી પાસે માંગ, કે જે પર તને વીશવાસ આવતો હોય. ગમેતો મારી આખી જીંદગી માંગ—તેબી લખી આપવાને હું તઈઆર છું."

"તમારી માંગણી વીશે જવાબ દેવાની તરણ માસની હું તમારી કને રજા લેઉંછું, અને તેટલીજ મુદત મારી તરફનો તમારો પયાર આપવાને હું તમોને આપુંછ. જે મુદતમાં તમારે તે મારૂં કામ બજાવવું પડશે. અગર નહીતો તમોને હું ઓલખતી નથી, સાહેબ."

"કબુલછું, બોલ. જો બનશેતો તરણ દીવસમાં બજાવશ."

"નહી, એટલી ઉતાવલનું કામ નથી, સાહેબ. એ તરણ માસની મુદતમાં મારે તમારી તરફથી તરણ જવાબ મેલવવા પડશે. પેહલે મહીને એકે તમારી ધણીયાણી—મારી જેઠાંણી—શાહબાનું જીવતી છે કે નહી તે વીશેની ચોકસ ખબર લાવવી; તે એમકે જો મરણ પાંમી હોયતો તેણીનાં બદનની એકુ ઓલખીતી ઈધાંણી લાવવી, અગર જીવતી હોયતો તેણી ખુશી અને સુખીછે તે વીશેની તેણીને હાથની ચીઠી."

"આહ, વાહાલી શાહાબાનુ—આતો જીવ કરતાં પણ વધારે કીમતી માંગણીછે!" ગુરગીન ગોજારો પડીને બોલયો.

"તારે કબુલ કરો કે તમો મને——"

"અરે પણ નહી; બોલ, બોલ—તારી સઘલી માંગણી બોલ."

"બીજું એકે," શાહાબાનુએ વાત આગલ ચલાવી. "બીજું એકે——"

પણ એવામાં થોડેક છેટેથી મશાલોની રોશની તે તરફ આવતી જણાઈ, જેથી ગુરગીન ચમકીને પોકારી ઉઠયો. "સબુર કર. અરે જો કોઈ હંઈ આવેછે!"

"એતો મારો ખાવંદ, કુટંબ તથા ઘેરમાંના નોકરો હુંઈયાં આવેછે. તેઓ આજે બાગમાંજ ખાનું ખાવાનાછે. શું એ વીશે બાગબાને તમને ખબર નહી કીધી કે?"

"હવે, હવે? હું કાંહ જાઉં, શાહાબાનુ—મને રસતો બતાવ."

"પણ તારે મારી માંગણીનું શું? હું તરણને બદલે ફકત આ પેહલીજ માંગણી વીશે તમને કાંમ સોંપુંછ, અને મુદત આખા તરણ માસનીછે. કેમ, તમો કબુલ કરો છ કે નહી? બોલો જલદી. કબુલ કરશોતો કાંઈ ફીકર નથી, અગર નહીતો મારો ખાવીંદ તમોને જોવા વીના રેહશે નહી."

એકવાર મરણ પાંમવું પણ પોતાના ભાઈની નજરે તેનાજ બાગમાં પડવું નહી, એ ઠેરાવથી ગુરગીને એકદમ કબુલ કીધું.

"અરે, હા, હા—મારે કબુલછે. પણ મને રસતો બતાવ!"

અને શાહાબાનુ આ ઘાભરા શખસને રસતો દેખાડીને પાછી ફરી, તેણી પોતાની જગા ઉપર બેઠી અને ખડખડ હસી પડી.

---

## બાબ ૧૦.

"ઉછંગે બેસવા પ્રભુ વજી આવ્યો, તેનેતો મેં નવ બોલાવ્યો;
સ્ત્રીને વરાંસે વિસર્યું ખાજ, અપરમાએ દીધી ગાળ;
રુપિ એ વચને નિર્ધારે, વિરાગયોછે વન;
વનમા વાઘ વરૂ હશે તેને, દેખી ધ્રુજશે તન."—"ધ્રુવાખ્યાન."

"તેહારે શેદાએહે અંદરથી એમ દસ્તકજ પાડી,
તેહારે બાહેરથી દાસીએ સાંકલ મૂકી ઉઘાડી.
તેહારે શઆવખશ મોહોલ અંદરથી બાહારજ ગએઆ,
તેંતન મંન શૂ આપ તાંહાં એમ ઘણા દેહિલા થએઆ."—
"સ્યાવક્ષ નામુ."

બેવકુફ જોડની બેવકુફી ઉપર ભોલાં દેલથી હસતી શાહાબાનુને પડતી મેળી, તે જાંહાં બેઠી તાંહાંથી જરા દુર નજર કરીએ.

મસાલો સાથે રસાલો લઇને શાહાબાનુનો ખાવીંદ તેણી તરફ આવેછે. પણ તેની પછવાડે એક જવાન જોડું છુપી રીતે એકેકને ભેટીને કાંઇ ગોફતેગોમાં રોકાઈ ગયુંછે.

એતો શાહાબાનુની સોએલ સમ બેટી ફરંગ અને તેણીનો જવાન ભાઈ ફરામરજ છે.

"ફરંગ, પયારી ફરંગ" તે મરદ બોલયો.

"આહ, ફરામરોજ ! કાંહાંથી આવયો આટલેબધે દાહાડે ? બાવા તારે માટે કેવા બલીને ખાખ થાયછ, પયારા ભાઈ !" અને તે નાજુક બેહન રડી પડી.

"છટ, મારી વાહાલી બેહન—એ શું નાદાની !" ફરામરોજે કહયું. "બાવાને ખુશી કરવાતો હું આવયોછ. પણ અરે તે થોડાજ વખતને માટેછે. ફરંગ, હવે હું તને છોડી જઇશ; હું જાણતો નથી કે કાંહાંસુધી—હંમેશ સુધી હશે, કદાચ."

"હાઆ !" ફરંગ પોકારી ઉઠી. "અમોને છોડી જશે તું ? અરે, પછે હું કેમ રેહવશ એકલી ? બેરાદર, એ શું જોલમ ?"

"તો શું તારો સઘળો પયાર તારા ભાઈ ફરામરોજને જ માટે તેં એકઠો કરી રાખયોછે કે, મારી ફરંગ ? મારી ગેરહાજરીમા જવાન નોશેજાદ કેવો તારો પયારો થઈ પડશે તે વીશે મને કાંહાં અંજાણુંછે ? નહી, એવો ગુસાનો ચેહરો ના કર, મારી બેહન; પણ યાદ રાખજે કે નોશેજાદથી તું એક રતીભાર પણ સુખ પાંમવાની નથી. અરે, જો તું જાણે કે ગરીબ બીચારો ફીરોજ તારે માટે કેટલો મુઝાયછે !"

"ફીરોજ ! આહ, ફરામરોજ, એક ભાઈ તરીકેનો પયાર દેખાડવામા તારી પછી હું આ જવાન ફીરોજને ગણુંછું. તે કેવો મેહરબાનછે તે શું હું નથી જાણતી ? ખોદા, મારા આ બંધે ભાઇઓને સલામત રાખે."

"અને સલામત રાખે તુંનેબી અએ ખુબસુરત બાનુ ફરંગ !" દાડમના બે તરણ ગુછ ખાઇ ગયલાં ઝાડોને ખસેડીને તેમાથી એક ખુબસુરત જવાન નીકલી આવીને બોલયો.

"ફરામરોજ !" તેની બેહન ગાભરી પડીને બોલી ઉઠી.

"ઘભરાના, વાહાલી ફરંગ. જાંહાંસુધી તારી મરજી એની તરફ નહી વલે તાંહાંસુધી ફીરોજમા ખોદાએ સંતોશ પકડવાને ધીરજ મુકેલીછે."

આ વખતે પાસેની આતશકદેહમાંથી ઘંટનો સાદ આવયો, અને દુરથી વલી લોહોડી ઠોકાઇ. એજ વખતે બાગમા જાંહાં ફરંગ અને તેણીનો ભાઈ વીગરે બેઠાં હતાં તે તરફ મશાલો આવતી એકવાર ફરીથી જણાઈ.

"હું ધારૂંછ કે બાવા આજે આ માંડવામા આવેછે ?" ફરામરોજે ફરંગને પુછયું. "હવે તારે હું જાઉંછ; અરે નહી, માંડવા પછાડી છોટી રહી વખતસર નીકલી આવશ. મારી સાથે આવ, ફીરોજ."

હજીતો તેઓ છુપાઇ રેહ નહી—હજીતો ફરંગ પોતાની અજાયબી જણાવી શકે નહી એવામાં નોકરો મશાલ સાથે ખાનાનાં વાસણો અને બીજી જોઇતી ચીજો લેઇ આવયા, અને થોડાવારમાં તે માંડવ મધે એક શુંદર સુરો બનાવી દીધો. ફરંગબી તેઓની સાથે ચીજો ગોઠવવમાં રોકાઈ. એટલામાં તેણીનો બાપ મીલાદ અને માત શાહબાનું તાંહાં આવી લાગાં.

મીલાદ એક ખુબસુંરત બુઢો મરદ હતો. આશરે પચાસ વરશની ઉંમરનો વલતાં પાણી દેખાડનાર તે એ ખુશનોમાં કાલા અને સફેદ બાલોમાં છેલાનો વધુ હીસો રાખનાર પીરમરદ હતો. તેના ચેહરા ઉપર ખુશીજ દેખાતી હતી, અને હોઠો એવા બોલા હતા તથા આંખ એવી ચલકતી હતી કે તે આ હસમુખા સોદાગરનો ખુશમીજાજ અને ભોલાપણું તુરત દેખાડી આપતાં હતાં.

શાહાબાનુ મીલાદને છાજતી એક ઓરત હતી. તેણીએ પોતાના જોડ ગુરગીનની હમણાજ લીધેલી મુલાકાત ઉપરથી તેની પાક દામાન, પતીવરતાપણું, અને રૂડી સોબતનાં વાંચનારી બાનુઓએ જોઇ લીધી હશે. શાહાબાનુમા માતર એકજ ખોડ હતી અને તે એકે જેટલી પોતે સાલસ તથા ભલી તેટલીજ તે સવભાવે ગરમ હતી. અને પોતના ઘરમાં પોતાનોજ શુખન રાખવાને તે એટલી તતપર હતી કે પોતાથી નાફરમાની કરનાર તરફ તે ઘણું શખત દીલ રાખતી હતી.

એવુંજ તેનું શખત દીલ તેના ઉપલા બેટા ફરામરજ તરફ હતું. ફરામરોજ હાલતો પોતાની માને દેખીને છુપાઈ ગયોછે, પણ પોતાની માને ખફા થવાનું તેણે શું કારણ આપયું તે થોડા વખતમાં આપણને જણાશે.

"કાંહાં હતી એટલોબધોવાર તું, દીકરી મારી ?" શાહાબાનુ આવતાંવાર બોલી "શોધતાં શોધતાં હું પોતે થાકી. છેલે બાગબાનથી ખબર મલી તારે અમે જાણયું. કોણ તારી મોલાકાતને માટે આતુર હતું, નઠારી છોકરી ?"

"મારો—મારો બેરાદર, પયારો ફરામરોજ, માયજી" ફરંગ બીહીતાં બીહીતાં બોલી. "તે તમોને મલવા માટે આવયો હતો."

"કાંહાંછે તે મારો બેટો—દીકરી ?" તે ભોલા બાપે પુછયું. પણ તેના એ સખુનોથી ગુસાની નજર તેની તરફ ફડકાવીને શાહબાનું બોલી: "કોણ ? તું કોણ વીશે બોલી, ફરંગ ?"

"માફ કરો તો બોલું, પયારાં માદર. તે બીચારો ઘણો પશેમાન થઈને તમારી ભેટ લેવા થકી આવયો હતો." ફરંગે કહયું.

"નાફરમાન છોકરો—બાલ તેનું નામ ! જખ મારીને મોહાડું સુંઘાડવા આવેછ," તે ગુસે થયલી માદર બોલી.

પણ એટલામાં મીલાદે તેણીને સુફરા તરફ ખેંચી, અને તેઓ સામાસામી બેઠાં. ફરંગે પોતાની પાસે અને સામે બે જગા ફાલતુ રાખી, અને તે તરફ ખાનાનાં તબકો વધારે મેલાવયાં, તથા શરાબની જામો અને શીશા ગોઠવયા. આ સઘલો તમાશો મીલાદ જોતો હતો પણ ખુશ મીજાજથી તે વીશે તે કશું બોલયો નહી.

પણ શાહબાનું એ બીનાનું કારણ ફરંગને પુછે તેની આગમજ તો ફીરોજ તાંહાં દાખલ થયો, અને સોદાગર મીલાદને નમીને સલામ કરી બોલયો કે—"સાહેબ,

મારો દોસત ફરામરોજ તમોને એજ ઘડી મલવા ચાહેછે."

"બોલાવો, અરે બોલાવો મારા બેટાને—બોલાવો તમારા દોસતને. હું તેને જોવાને માટે ઘણો-ખુશીછું." મીલાદે અધીરો થઈને ઉતર આપયો.

હજીતો મીલાદ ફરામરોજને આવતો જોવા માટે ઉપર ટાંકેલા શબદો બોલી રેહ તેની આગમજ ફરામરોજ માંડવની પછાડીથી નીકલી આવીને તુરત પોતાના બાપની આગલ જઈ ભેટી પડયો.

"બાવા, મારા ભલા ને ભોલા પેદર—મને માફ કરજો અને મને ભુલીજજો. હું જાઉંછ, હું તમારેથી દુર જાઉંછ—કાંહાં, તે હું જાણતો નથી; પણ કદાચ હમેશ શુધીનો હું તમારેથી દુર થવશ, માટે એક છેલો મેલાપ જો તમારેથી નહી ચાહાવું તો મારા જેવો નગુનો છોકરો કોઈ નહી કેહવાય. પેદર, તમારી માફીછે?"

જો કોઈબી દીને સોદાગર મીલાદ જેવા હસમુખા મરદના ચેહરા ઉપર દેલગીરી ફેલાઈ હોયતો તે આ વખતે જ હતી. તે પોતાના બેટાને એકદમ ભેટી પડયો.

પણ તેની બાનું, ફરામરોજની માએ આ વખતે વધારે કઠણ દીલ દેખાડયું. તે પોતાનો આગલો કોફ યાદ કરી બોલી કે—"જાંહાંશુધી મારા કેહવા મુજબ કરે નહી તાંહાંશુધી હું તો ખરી કે એવા નાફરમાન દીકરાને ઘેરમાં ઘાલું નહી."

"અને તેમજ જાંહાંશુધી મારી પસંદ કીધેલી મારા કાકા ગુરગીનની પુતરી ફરંગીજને તમો વહુ તરીકે કબુલ કરો નહી તાંહાંશુધી હું કદી તમારા ઘરમાં આવીશ નહી." ફરામરોજે જવાબ આપયો.

"અરે, શું મારે ખાતરબી તું નહી આવે, બેટા?" મીલાદે પુછયું.

"માયજીનો હોકમ નથી તે, બાવા મારા?"

"પણ ફરામરોજ, આ ફરંગીજ સાથે તારેથી નહી પરણાય તે!" મીલાદ બોલયો."

"અને કાંયે નહી, બાવા? શું એણીમાં કાંઇ ખરાબ ગુણો તમોએ જોયાંછ? બોલો તમોને એ વીશે ઘણી આનમાશે" ફરામરોજે કહયું.

"પણ જો, કે ગુરગીનને આપણી સાથે બોનતું નથી."

"બાવા, આમ કેહેવામાં તમો તમારૂંજ નરસ ચાહો છો. ગુરગીન સાથ તમોને કાંએ નથી બનતું? હું જાણું છ કે તે વેહમી બરપારની ફરીયાદ તદન નાપાયદાર અને ગલતછે; તેમ તમો જાણોછો, તમારૂં અંતકરણ તમોને તેમ કેહછે, તે છતાં તેની સાથે અદાવત તમોએ કાંયે રાખી? તે તો ગમે એટલું બોલે, પણ તમે તેની દોસતી કાંયે નહી સોધી? બાઈ બાઈની હસદને લીધે ફરંગીજ સાથની મારી મોહબતને બાલી નાંખવા માંગોછો કે? અરે સાહેબ, મારાં માયજીને તમોએ તમારાં પણીઆણી કીધાં તે વખતના દીવસો યાદ કરીને પછે મારી હાલત તપાસો!

"બસ કર, ફરામરોજ, વધુ મોકુફ કર," મીલાદે તેનું મોહું પકડીને કહયું. "જેટલું તું બોલશે એટલું તારા હકમાં ખોટું થશે. તું તારી માદરનો મીજાજ નથી ઓલખતો?!"

"પોતાના મીજાજથી તેવણે મને ઘેરમાંથી કાહાડયો છે, મારી મોહબતથીતો વેગલો કીધોછે, તમારી અને પયારી બેહેન ફરંગની સોહબતથી તો છુટો પાડયોછે, હવે એવણ મને વધારે શું કરશે? એટલોબધોતો એવણનો મીજાજ ખરાબ નહી હોય કે મારો જાન લે! જો તેમજ હોયતો આ ઘડી લેવાને તેવણ શકતીવાનછે," ફરામરોજ ખાડી નજર શાહબાનું ઉપર કરીને બોલયો.

શાહબાનું આટલોબધો વખત સુધીતો નીચી મુડીએ પોતાના બુક વગર ગણુવે ઉંચકયાં જતાં હતાં, પણ હવે ફરામરોજના છેલા સખુનોથી તેવણનો જુસો ઉશકેરાયો. અને આતશપર ઘી નાંખયાથી જેમ ચરચર થઈને ભડકું ઉઠે તેમ તેવણ ઉશકેરાઈ ઉઠયાં, અને પોતાની જગા આગલથી ફરામરોજની નજદીક જઈ તેને એક ધકો મારી આ મુજબ બોલયાં.

"નીકલ મારા ઘેરમાંથી, નાફરમાન ચોર! તારી જવાંનનું જોર તનેજ ભારી પડશે. હું શું કરસ તે તું જોશે, નીકલ; આજથી તને અને આ મકાંનને કસો સંબંધ નથી. તારા પેદરની મોટી મીલકત ઉપર તારો કાંઈ દાવો નથી. જા, અને દુનયામાં ફરીને માંગીખા. તું અમારો વારેસ નથી. નીકલ, હું કહુંછ કે નીકલ હુંઈથી!"

"એક જરાવાર સબર કરો, બાનું—હું જાઉંછ, અને હંમેશ સુધીનો જાઉંછ, કે જેથી તમારા ઉશકેરાએલા જીવને ટાટક વલશે. પણ જતી વખતના મારા સખુનો સાંભલો. મારા કાકાની છોકરી સાથની મારી મોહબતને માટે તમો મને ઘેરમાંથી કાઢોછો, પણ યાદ રાખજો કે ફરંગીજ, જેને તમો હમણાં ધીકારોછો, તેજ ફરંગીજ આગલ તમારૂં માથું ખાકમાં નાખીને તમો માફ માંગશો, અને એક વહુ દાખલ શું જો—પણ એક શેહાંણી દાખલ તમો તેણીને પસંદ કરશો—ખોદા, આ મારા પેદરનાં મકાંનને છેલી સલામ કરતી વખતે, જો મારો ગોનાહ એ બાબતમાં કસો નહી હોયતો જે મેં ચાહયુંછે તે આમીન કરજે!"

અને પોતાના પેદર તરફ એક છેલી નજર ફેંકીને, તથા ખુબસુરત ફરંગ જે આટલોબધો વખત સુધી ખાવાને બદલે રડવાજ પડી હતી તેણીના આંસુથી ભીંજાયલા ગાલો ઉપરથી બાઈ તરીકેની મોહબતથી એક ચુંમી લેઈ તે આંસુ સોસી લેતો કે ફીરોજનું પાંખડું ખેંચી ફરામરોજ તાંહથી નીકલી ચાલયો.

મીલાદ ગમગીન અને દેલગીર થઈને વગર ખાવે ઉઠી ગયો.

ફરંગ રડતી અને ડચકાં ખાતી લથડતે પગલે વધારે રડવા ઓરડામાં ગઈ, અને પેલી પાદશાહી બાનું શાહબાનું—ગગરૂર, મીજાજી, અને તીખી માદર—પોતાનાં મનમાં બીજા તરેહવાર ખયાલો વમાસતી, તથા ફરામરોજ અને ફરંગીજ વીચે કોઈ યુકતી લડાવતી પોતાની જગાએથી ઉઠી.

ગરીબ બીચારો મીલાદ, તે એક પાદશાહી અમલ ચલાવનાર ઓરતને બસ પડયો હતો; અને અજબ જેવી વાત છે કે તેણીને તેણેજ આગલ વધારી મેલી હતી. તેણી જે કરે તે મીલાદને કબુલ હતું; તેણી જે માંગે તે મીલાદને હાજર કરવું હતું; તેણી જે બોલે તે મીલાદને સોસવું હતું. પણ એવા લાડથી તેને પોતાને હવે સોસવું પડયું.

તે એકમારગી, અને શાંત, શાહબાનુની હાજરીમાં, હંમે
શ દેખાતો હતો—કાંએકે તેણીનો તે જાણે એક ગોલામજ
હતો. તોપણ પોતાના મીતરોમા અને પોતાના બાલકોમા
તો તે એક રમકડું હતો. તેનો ખુશ મીજાજ અને હસતો
ચેહરો સરવેના દેલ હરી લેતાં હતાં. સોદાગર બાજારમાતો
તેનું નામ "મીઠા મીલાદ" સીવાય બીજું કોઇ જાણતું
નહી હતું.

તે "મીઠો મીલાદ" હવે દીવસે દીવસે પોતાના આં
ગે અને સવભાવે કંટાતો ગયો. તેની દાઢી તમામ સુફેદી
પકડતી ચાલી, અને કોઠાં દબાતાં ગયાં; તેનો સવભાવ
ખારો થતો ગયો, અને હવે કોઈ સાથેબી કામ પાડવું તે
ણે બંધ કીધું. ફ્રરામરોજનો ગમ તેણે એટલેતો પકડયો કે
પુરતું ખાનુંબી તેનેથી હજમ થઇ શકયું નહી.

પોતાના બેટાને મીલાદ ઘણા પયારથી ચાહતો હતો.
સોદાગર બાજારમાબી ફ્રરામરોજ પંકાયાના સબબથી મીલા
દના માનમા પસંદ કરવા લાયક વધારો થયો હતો. પણ
સરવેથી વધારે પયાર મીલાદનો તેના બેટાપર એટલા માટે
હતો કે, ફ્રરામરોજ પોતાના પેદરની રજા અને ખુશી વગર
એકબી કામ કરતો નહી હતો. દરેક કામમા મસલેહત
આપવામા તે પેહલો હતો, અને પેહલો તે પીતાની આંખ
મા હંમેશનો હતો. તોપણ પોતાની પીતરાઈ ફ્રરંગીજ સા
થે નેકા પાડવાની વાતમા, જો ગણાયતો, ફ્રરામરોજ તેના
બાપથી લગાર ઉલટો ચાલયો. મીલાદ અને તેની ઓરત
ની મરજી તેના લગન એક માતબર ઓમરાવની બેટી સા
થ કરવાની હતી પણ ફ્રરામરોજ, આપણે આગલ વાંચયું
તેમ પોતાના નાનપણથી પોતાના કાકાની બેટીને ચાહતો
હતો તે એકનો બે થતો ન હતો. જોકે સોદાગર મીલાદને
માટે ઇનસાફને ખાતર આપણે કેહવું જોઇએ કે ફ્રરંગીજ
સાથની તેના બેટાની મોહબત તે પસંદ કરતો હતો તોપણ
જારે તેનું ઘેર છોડી જતી વખતે ફ્રરામરોજે તેજ હઠ પકડી
તારે મીલાદ તેના લાભમા એક સખુન પણ બોલવાને બદ
લે એક જોલમગાર ઓરતના તરાસ બાગી બીહીને એક બ
કરું થઇ બેસી રહયો હતો.

એ મુજબ લેવાતો અને તવાતો સોદાગર મીલાદ પો
તાના દીવસો રડતો ફ્રરંગની સાથે કાપતો હતો; એવામા
એક દીને જારે તે પોતાના બાગમા એકલો બેઠેલો હતો તારે
શેહરગીર એકદમ તાંહાં દાખલ થયો. શેહરગીર સાથ મી
લાદને ઓળખાણ હતી તેથી બંધે જણ ભેટી પડયા, અને
છે મીલાદે તેના એકદમ આવવાનું કારણ પુછયાથી—

"સોદાગર મીલાદ," શેહરગીર બોલયો; "એક દેલગી
રી ભરેલી ખબરને માટે તું તઇયાર થા. તારો બેટો ફ્રરામ
રોજ આજ ચાર દીવસ થયા મરવા પડેલોછે. તેનું મોત
નીપજે એવો એક કારી જખમ તેને લાગેલોછે. ચાલ જો તા
રા બેટાને છેલી ઘડીએ તું મલવા અને મોહડું જોવા મા
ગતો હોયતો ચાલ મારી સાથે—તે સોદાગર નરીમાનના ઘે
રમા પડેલોછે."

એકબી સખુન બોલયા વગર, કાંઇબી અજાયબી બતા
વયા વગર મીલાદની બુઢી ચશમમાથી બે ચાર મોટાં ટીપાં
ટરયાં. એક બકરાંની માફક શેહગીર તેને ખેંચી ગયો.
હવેજ મીલાદે જાણયું કે ફ્રરામરોજ તેને કેટલો વાહાલો હ
તો. હવેજ તેણે જાણયું કે તેને કાઢી મુકવામા શાહબાનુ
ના કરતાં તે પોતે કેટલો ઘાતકી હતો.

—ooooo—

## પવન—દરદનું એક કારણ.

"પવન સંભાળજો—" "દીલપર પવન નો લે
સો—" "પવનમાં નો ગુસો—" "બારી બંધ રાખજો."
આવી કોસમની સલાહા ડાકટરોના મોહોમાથી ઘણીવાર
સાંભલીએ છઇએ. કેટલીક વારતો કોલાઇ કુઇઓ એ સ
લાહા ઉપર હશેછે અને તેને ડાકટરોના વેજાં કેહેછે. કો
લાઇ કુઇને સમજ નથી પડતી કે "ડાકટરો બે મોહોડે કે
મ બોલેછે.—ઘડીમાં કેહેછે કે સારીપઠે ખોલલી હવા ખા
વી જોઇએ; ને વળી ઘડીમાં કેહેછે કે પવન ના ખાઓ.
ઘડીમાં કેહેછે કે બારીઓ ઉઘાડી રાખો અને ઘડીમા વ
ળી બારીઓ ઢંકાવેછે." એ ઉપરથી કોલાઇ કુઇ સાર
કાહાડેછે કે "દરદીના સંબંધમાં હવા પવનની વાતો કર
વી એ માતર છેલી ઘડીના ફાંફાં છે. ડાકટરોને ઉપાય
આવડે નહી તારે હવાના ઉપાયો કરવા જાયછે; પવન
સાથ લડેછે; અને તેઓ પવન ઉપર ચાલવા જાયછે"!

પણ પવન ખાવો એ દરદનું એક કારણ થઇ પડેછે,
એ વાત ખરી છે, અને તે ઘણી સેહેલમા સમજી શકાય
છે. હીઆં હવા અને પવન વચે તફાવત સમજવો જો
ઇએ. જારે પવન નહી ખાવો એમ ડાકટર કેહેછે તારે
હવાબી નહી ખાવી એમ સમજવું નહી. તાજી, ચોખી,
ખોલલી હવા ખાવાની માણસને અગતછે અને અગત
કરીને દરદી માણસને વધારે અગત છે. દરદીઓની દમ
લેવાની શકતી ઘણીવાર ઓછી થાયછે; અથવા દમ લેવા
નો સાંચો બીગડી જાયછે; અથવા તેમને શરીર ઢાંકીને
તથા બીજી રીતે બંધીઆર હાલતમા રેહેવું પડેછે; અથવા
તેમના ઓરડામાં ખરાબ હવા વધારે જનમ પામેછે; અથ
વા તેમના બીછાના આગલ ગીરદી વધારે હોયછે. એ
જુદા જુદા સબબોને લીધે દરદીના ઓરડામાં ખોલલી તથા
ચોખી હવાની આવજાવને માટે પુરતા મારગો કરવા જોઇ
એછે. સામાસાંમી બારી બારણાઓ ઉઘાડાં રાખવાં જોઇ
એછે કે તાજી હવા આવવા તથા બગડેલી હવા નીકલી
જવાનો મારગ મલી આવે.

પણ પવન ખાવો તે હવા ખાવાથી જુદુંજ કામ છે.
પવન તે હવાના ઝપાટાને કેહેછે; હવા જોસથી, ઝડપથી
ધસી આવતી હોય તેને પવન કેહેછે, એ વાંચનારી બાનુઓ
સારીપઠે જાણેછે. હવે હવા ગમે એટલી ગુણગારી છે, પ
ણ તેના એવા ઝપાટા ગુણગારા નથી. અલબતાં જારે ઓ
રડામાં તાજી હવા લાવવાની ભલાંમણ કરીએ છઇએ, તારે
પવનતો તેમાં આવવોજ જોઇએ. હવાના ઝપાટા વગર
હવા હીલે નહી અથવા બારીઓમાંથી ઓરડામાં આવે ન
હી. માટે પવન ઓરડામાં દાખલ થાય ખરો, પણ તે પ
વન દીલપર લેવાની હીઆં વાતછે. હવા દીલપર લીધેલી
સારી પણ પવનનો ઝપાટો દીલપર લેવો નુકસાનકારક છે.

હીઆં વળી એક બીજો તફાવત ધેઆંનમાં રાખવો જોઇએ. પવનના જે જપાટા સાંમે નબલાં અથવા દરદી માંણસોએ સંભાલ રાખવાનીછે, તે અગત કરીને ઘેરાયલા પવનના ઝપાટા સમજવા. ઘેરાયલો પવન તેને કેહેછે કે જેનો ઝપાટો સાંકડી ગલી ઇઆ સેરીમાથી, અથવા બારી ઇઆ બારણાંમાંથી ઇઆ બીજી કોઇ પણ ઘેરાયલી જગામાંથી આવતો હોય. દરીએ કીનારે અથવા ખોલલાં મેદાંનમાં જે પવનના ઝપાટા આવેછે; તે ખોલલો પવન છે અને તે શરીરને ઇજા કરતો નથી. અગરજો શરીરને સારીપઠે ઢાંકયું હોયતો પછે ખોલલો પવન ગમે એટલો ખાધેલો કદાચ ઇજા નહી કરે અથવા થોડી ઇજા કરે. પણ ઘેરાયલા પવનનો એકજ ઝપાટો કોઇવાર મોટી ઇજા કરેછે, દરદને કારણ આપેછે અને તેબી ઘણાં હલાકી ભરેલાં દરદોને.

કોઇ વાંચનારી બાંનુને આ વાત કદાચ ઘણી નજીવી લાગશે. પણ પવનથી શરીરને ઇજા કેમ અને કેટલી થાયછે, તે સમજાવયાથી તેમની ખાતરી થશે. શરીરની અંદરથી હંમેશાં પરસેવ નીકલતો રેહેછે. કોઇવાર ઘણો નીકલેછે, તારે તરત માલમ પડી આવેછે; કોઇવાર તે થોડો સાધારણ વેહેછે, તારે જાણે બેમાલમ રેહેછે. પણ રાત દીસ પરસેવનું વેહેવું જારી છે, અને દરદી માંણશનેતો વધારે પરશેવ જાયછે. એ પરશેવ શરીર ઉપરથી લુછી નાખવો, એ તનદરોસતી જાલવવાનો એક કાયદોછે. તેને દીલમાં પચવા દીધો હોયતો તેથી ચાંમડીનાં આંધરાં બંધ થઇ જાયછે અને તે ઓર વધારે નુકસાનકારકછે. ચાંમડીનાં છીદરોમાંથી પરશેવ નીકલતો રેહે એ તનદરોસતીને માટે જરૂરનું છે, પણ જારે તે છીદરો બંધ થાયછે, તારે પરશેવ નીકલતો નથી અને તાવ તથા બીજાં દરદોમાં ઘણી હલાકી થાયછે. વળી જો પરશેવને નુછી નાખવામાં નહી આવેતો તે હવાના આકારમાં ઉડી જાયછે; અને તેથી બીજું નુકસાંન એ થાયછે કે અંગ ઠંડું પડી જાયછે અને તેમાંથી શરીરને સરદી પોંહોંચેછે.

એક સાધારણ દાખલો લઇએ. તરાંબાંના વાસણ કરતાં, મટોડીના માટલાંમાં પાણી વધારે ઠંડું રેહેછે તેનુ કારણ શું ! તરાંબાના વાસણમાથી પાંણી બાહાર ફુટીને હવાઇ આકારમા ઉડી શકતું નથી. પણ માટલાં અથવા કુંજામાં પાંણી મટોડીને રસતે બાહાર ફુટેછે અને બાફ થઇ બેમાલુમ રીતે ઉડી જાયછે, તેથી અંદરનુ પાણી વધારે ઠંડું થાયછે. એટલાજ માટે જેમ સુંમારો અથવા સફાઇદાર કુજો હોય તેમ તેમાં પાંણી જાજું ઠંડું થતું નથી, અને એટલાજ માટે ગરમીના દાહાડા ખલરાયલાં માટલાં અથવા કુજા વધારે પસંદ કરીએ છઇએ. બલકે હુનાલામા પાણીના કુજા ઉપર બાહેરથી કપડું લપેટી તેને પાંણી વડે ભીંનવેલું રાખીએ છઇએ તો અંદરનુ પાંણી વધારે ઠંડું રેહેછે, તે પણ એજ કારણથીછે. બાહેરથી તે માટલાંને ભીંજેલું રાખીને તેની સપાટી ઉપરથી બાફ નીકલી જવામાં આપણ મદદ આપીએ છઇએ અને તેથી અંદર વધારે ઠંડક રેહેછે.

હવે એજ કાયદો આપણાં શરીર ઉપર લાગુ પડેછે. શરીરમાથી નીકલતા પરસેવને જો પવનથી સુકાવા ઇઆને ઉડી જવા દીધો હોયતો અંગ ઠંડું થાયછે તથા તેના માહેલા સાંધાઓને શરદી પોંહોંચેછે. નાક, ગળાં, તથા છાતીના રોગો તેમજ બદન અથવા તેના સાંધા અકડી જવાના દરદો એ કારણથી જનમ પામેછે. શલખમ, ખાંસી, તથા ફેફસાંનાં દરદો એવી રીતે પરશેવના ઉડી જવાથી થાયછે. સંધોવા, વગેરે અડસાટના દરદો પણ એજ રીતે સરદી લાગાથી થાયછે. નબલાં માણસોના શરીરને સરદી સેજવારમાં પોંહોંચેછે. તેવાં માણસોમાં આ દરદો પેદા કરવા માટે કોઇવાર પવનનો એકજ ઝપાટો બસ થાયછે. કેટલાકોને તો એ દરદોની દાંમ અથવા આદત પડી ગએલી હોયછે. તેઓને જરાજરામા સલખમ વગેરે ફુખો થાયછે. એવાં માણશોએ પવનને ખુબ સંભાલવો જોઇએછે. એવાં માણશોના પરશેવને જરા પવન લાગેતો દરદ લાગુ પડેછે અને તેમાથી કોઇવાર અતીશય માઠાં પરીનામો નીપજેછે.

એ પરમાણે ઘેરાયલો પવન શરીરને ઇજાકારક છે. તે પેહેલેથીજ આપણને અણગમતો લાગેછે. ખોલલો પવન જેવી લેહેકીની લેહેર અને તાહાડક આપેછે, તે ખુબી ઘેરાયલા પવનમા લાગતી નથી. ઘેરાયલા પવનમાં એક જાતની ઠાંકર હોયછે, હદથી છઆદે ભીણાસ ઇઆ ઠંડક લાગેછે, જેથી તે ઘેરાયલો પવનછે એમ તરત આપણને માલમ પડેછે. એવો પવન શરીરને લાગાથી તથા પરશેવ સુકાવાથી જેમ માટલાંનો પરશેવ ઉડી જવા પછે માટલું ઠંડું થાયછે, તેમ શરીર ઠંડું થાય અને તેમા સરદી પોંહોંચે એમાં શું કાંઇ પણ શક છે ! અને તોપણ એવી રીતે આપણા કેટલાં દરદોને આપણ પેદા થવા દઇએ છઇએ. પવન સંભાલવાની એક સેજ વાતની ગફલતથી, અથવા પવનના શોખ તથા મોજને ખાતર કેટલાંબધાં કુટુંબોમાં ખરાબી થાયછે ! કેટલાબધા કીમતી જાનની ખુવારી થાયછે ! કેટલી સારી કાઠી તથા કાયાને હાંની પોંહોંચેછે ! દમ, હાંફણ, સસની અને શેવટે ખહી વટીક પવન ખાવાની આ આદતમાંથી જનમ પાંમેછે. બચાંઓની હેરાનગતીનું એક મુખીઅ કારણ પવનની સંભાલ નહી લેવામાંછે. જારે શરીરમાંથી પરશેવ સદા વેહેતા રેહે, અને જારે હંમેશ તે કાંઇ નુછી શકાતો નથી, તારે પછે ખુદરતી છે કે બોજો વધારે સેહેલ ઉપાય લેવો અને તે એકે પવનના ઝપાટા બનતાં સુધી દીલ ઉપર નહી લેવા.

હીઆં કોઇ વાંચનારી બાંનુઓને ગુચવાડો ઉપજશે કે ઘરોમા હવા દાખલ કરવી ને પવન નહી દાખલ કરવો એ બે કેમ બને ! જો બારી ઉંઘાડીતો હવા આવે તેમ પવનબી આવે, બલકે હીલતી હવા તેજ પવનછે, તારે પવનને બાતલ કરી હવાને કેમ લેવાય ? એનો ઉપાય સેહેલછે. હંમેશ ધારો રાખવો કે શરીર ઉપર પવન લેવો નહી—બીછાંના ઉપર અથવા સુવા બેસવાની બીજી જગા ઉપર પવન લેવો નહી; પછે ઓરડામા પવન ફરતો રેહે તેની ચીંતા નહી. એટલા માટે બીછાંના આગળની બારીનો અગત કરીને રાતે કદી તદન ઉંઘાડી રાખવી નહી જોઇએ. રાતનાં ઉંઘમાં પરસેવ પડીને તે ઉપર અણજાનપણે પવણ લીધોતો તેની અસર બીજી સહવારેજ માલમ પડેછે. બીછાંનાં આગળની સીવાએ બીજાં બારી બારણાં ઉંઘાડાં હોયતો બીછાંના તરફ હવા રેહેછે, તાહાડક રેહેછે, ગુંગલાટો નહી રેહેતો અને ઘણો

ફાયદો થાયછે. એ ઉપરથી દરએક ઓરડામાં એકથી વધારે
બારીની અગત આપોઆપ માલમ પડેછે. જે ઓરડામા
એકજ બારી હોય, તેમાંથી સાંમો પવન આવતો હોય તો
તે બારી બંધ રાખી તેના ફરકાં ઈઆ વીનીજન ઉંઘાડાં રા
ખેલાં પરવડે. બારીઓનાં વીનીજન તથા ઉપરનાં ફરકાં
ઘણાં ફાયદાકારક હોયછે. બારી તદન બંધ રાખીને ફરકાં
ઉંઘાડયાં હોયતો કેટલીકવાર બસ થાયછે કેમકે તે ફરકાં વા
ટે પવનનો ઝપાટો પાધરો આવતો નથી, પણ આરકતરી
રીતે ઈઆને લેહેકીની ઝીશાલે તે હવા ઘરમાં આવેછે. ટુ
કમાં કોઈ પણ રીતે અંગને પવન નહી લાગે એટલું સં
ભાળો અને તમે ઘણાં દરદોથી નીરાલાં રેહેશો.

# "ખુની રાણી મેરી."

લેડી જેન ગરેના થોડા દીવસની પાદશાહીબાદ તે
જવાન અબલાએ પોતાની પછે રાણી થનાર મેરીના ઘાટકી
હોકમને તાબે થઈ પોતાનો જવાન જાન શી રીતે આપયો
હતો તે વાંચનારી બાનુઓ જાણેછે. ઈંગલંડના પાદશાહ સા
તમા હેનરીના દીકરાની દીકરી તે રાણી મેરી હતી, પણ લેડી જે
ન તો તે પાદશાહની દીકરીની દીકરોની દીકરી હતી. એ કા
રણ માટે દેખાઈતુંછે કે મેરીનો હક ઈંગલાંડના તખત ઉપર
લેડી જેન કરતાં વધારે હતો, મગર મેરીના બાપે પોતાની
દરબારને એવોતો સખત હોકમ આપયો હતો કે તેની દી
કરીઓમાંની એકને પણ તેના તખતપર બેસાડવી નહી, કા
રણ કે તેમની માતાઓ સાથના તેનાં લગન કાયદાથી વી
રૂધ હતાં, એ કારણ થકી મેરી કરતાં લેડી જેનનો હક તે
ણીના લોભી સસરા નારધમબરલાંડના અમીરે વધારે ગણ
યો, અને તે લોભમા શુંદર જેનનો કાચગરો જાન નાહક ગયો.

લેડી જેનને તખતપરથી ઉડાડીને મેરીએ પોતાને
નામનો ઢંઢેરો ફેરવયો, અને પોતાને પસંદ પડતા ઉમરા
ઓને પોતાના વઝીર અને સલાહ આપનાર બનાવયા.
આપણે જાણવું જોઈયે કે મેરીની માતા સપેન દેશના વ
ખાણાયલાં રાજા રાણી ફરડીનાંડ અને ઈસાબેલાની દીકરી
કેથરીન નામની હતી. આ કેથરીન કાથલીક ધરમપર ચુ
સત હોવાથી, તથા બીજા કેટલાક સબબોથી તેણી અને તે
ણીના ભરથાર આઠમા હેનરી રાજા વચે અણબનાવ થયો,
અને. તેથી કાથરીન સાથે રાજાએ છુટાછેડા કીધા. પો
તાની માતાનાજ પગલાંપર મેરી ચાલતી હતી, તેથી જોકે
આઠમો હેનરી પોતે તથા તેની પછે તેનો દીકરો છઠો એ
ડવરડ તથા લેડી જેન એ સરવેના અંમલમા ઈંગલાંડમા
પરાટેસટંટ ધરમજ પાદશાહી પંથ તરીકે ફેલાયલો હતો
તોપણ મેરીએ પોતે અંમલપર આવતાંજ કાથલીક ધરમને
પાછો ઉંચો કીધો, અને તેને માનનારાઓને પોતાના દોસ
ત અને સાથી કીધા.

ઈ૦ સ૦ ૧૫૫૩ ના અકટોબર મહીનાની પેહલી તા
રીખે મેરીને તાજ પેહરાવવામા આવયું. પારલામેંટે જારે
મેરીની ચટની જોઈ તારે જોકે રાજા હેનરીતો મેરીને પોતા
ના વારસાથી બકાત રાખી ગયો હતો તોપણ હવે તેણીની
શુનપાદી પારલામેંટે કબુલ રાખી અને છેલાં રાજમા ધરમ સંબં
ધી જે કાંઈ કાયદાઓ રચાયલા હતા તેમને રદ કીધા. વલી
રોમનો પોપ, જે ઈંગલાંડ સાથ પરાટેસટંટ ધરમને માટે
રૂસાયલો હતો, જેણે ઈંગલાંડને જાણે નયાત બાહેર મેલયું હ
તું અને આઠમા હેનરીને ઘણો તુછકારી કાઢયો હતો, તેણે જારે
મેરીને તખતપર આવેલી સાંભલી તારે પોતાનો સઘ
ખોફ તે ભુલી ગયો, અને દોસતી કીધી. જરમનીના શેહનશા
પાંચમા ચારલસે રેનારડ નામના એક તમામ કાવાદાવાથી ભ
લા શખસને એલચી દાખલ મેરી પાસે મોકલયો, કે જે દરેક
તે મેરીને ઉંધી સલાહ આપતો હતો. મેરી આ વખતે પોતાન
જવાનીમાં હતી અને તેથી કુરટની નામના એક ઉમરાવ
સાથે પોતાના નેકાહ પાડવાની તેણી ઇછા કરતી હતી;
ણ આ એલચી રેનારડે કોઇ એવી ગોઠવણ લગાવી કે
ઘી કુરટનીનો પયાર જે અસલથીજ મેરીની નાની બેહ
ઈલીઝાબેથ તરફ હતો તે વધતો ગયો. આથી થયું એમ
આખેરશ કુરટનીને લંડન ટાવરમાંથી નાસી જઈ ભર જવા
ઉમરમાં પરાયે દેશ મરીજવું થયું, અને મેરા રેનારડની સ
જાવટથી શેહનશાહના દીકરા ફીલીપ સાથ પરણી. પર
યાં તે વખતે મેરીની જવાની કરમાઇ ગઈ હતી, કારણ
તેણી આડતરીસ વરસની થઈ હતી; પણ શાહજાદોતો
ણી કરતાં અગીયાર વરસ નાનો યાને સંતાવીશ વરસને
હતો. તે એટલોતો થંડો, બેદરકાર તથા મગરૂર હતો
મેરીને મલવા ઈંગલાંડમાં ફકત બેજવાર આવયો હતો,
ના બલાપાથી રાણી ઘણી દુખી થઈ હતી. કજોડાંની ફ
તી એવીજ હોયછે !

પણ આ લગન વલી ઈંગલાંડમાં કોઈનેબી પસં
હતાં નહી. આ લગનથી ઈંગલાંડનો સઘલો કારભાર ફી
લીપ રાજા અને મેરી રાણીનાં નામથી ચાલવા લાગો. ર
ત નારાજ થઈ, અને રાણીને ધીકારવા લાગી. પરાટેસટં
ટ રયેતનેતો મેરી અસલથીજ અણગમતી હતી, અને તેમાં
આ બનાવથી તેણી વધારે અણગમતી થઈ પડી. લોકે
એ હુલડ કરીને પોતાનું અસંતાશીપણું જાહેર કીધું. એ
હુલડમાં સર ટામસ વીયાટ નામનો એક બુઢો સીપાહી પે
હલો હતો, પણ આખેરશ એનું પરીનામ ઘણું નરસું
નીપજયું.

ઈ૦ સ૦ ૧૫૫૪ ના મારચ માસની તારીખ છઠીએ
રાણીનાં લગન થયાં, અને બીજં સાલ ૧૫૫૫ ની શરૂ
આતથી ઈંગલાંડમાં કલાપીટના પોકારા સરૂ થયા. હવે ધ
રમનું ઝનુન રાણી અને તેના સોહબતીઓમાં પેદા થવા
લાગું. કરોનમર, રીડલી, લાટીમર, હુપર અને કાવરડેલ
જેવા નાંમીચા પરાટેસટંટ પાદરીઓને પકડયા અને તુરત
વેલાતો કેદખાંને મોકલયા. ગારડીનર, પોલ, કરીસટોફર
સન અને બાનર જેવા પાદરીઓતો સાતમે આસમાને ચ
હડયા, અને પોતાના, પોતાની રાણીના, અને પોતાના જુ
ના (કાથલીક) ધરમના દુશમનોને છુંદવા લાગા.

પણ તે કેમ ? તમો જાણો કે કેદ કરીને કે ? અથવા
કાપી નાંખીને કે ? યા ફાંસી દેઈને કે ? અરે, જો તેમબી
હોયતો તે ધુલ નાખી, પણ તેમ નથી. જે ચેહમાંથી
આપણ ઈરાનની તવારીખ વાંચીયેછે તેમ નીરદોશ શાહ
જાદો સીયાવશ સહીસલામત, વગર ઈજાએ, બાહેર નીકલ
યો હતો, તે યા તેવી એકુ ચેહ તમારા ધયાનમાં લો; અને

પછે ઉભા યા આડા, આહેસતેથી યા ઉંધે મસતક તેમાં પડીને પોતાનો મીઠો જાન અગની દેવને લેઈ લેવા દેતાં જુઓ. એ મીતર તે રાણી મેરીના દુશમનો ઉપર વેર લેવાના ઉપાયને મલતું છે.

ઈ. સ. ૧૫૫૫ ના ફેબરવારી માસથી આ દેખાવો, બલતી, ધીકતી ચેહના દેખાવો શરૂ થયા. આપણ એક લડાઈ બાબે વીચારશું કે તે બે રાજ વચે થાયછે તેમાં એક રાજવાલા જીતેછે તો જેઓ લડવા આવેલા તેમને તેઓ મારેછે, અથવાતો જો તેઓ ઘાહેલ થયા હોયતો તેમની માફેજત કરેછે, પણ તેમના શેહેર ઉપર ચઢી જઈ તેમની ઓરતોને મારી નાખતા નથી, યા તેમના બાલકોને ઈજા દેતા નથી. પણ રાણી "ખુની મેરી" ના પાંચ વરસના ટુકા અમલમા તેણીએ એવાંતો અઘોર પાપો કરીને પોતાનું નામ ધીકાર ભરેલું કીધુંછે કે તેવો દાખલો તો કોઈ પણ ઠેકાણે કદાચ બનયો હોય. પોતાનો કાથલીક ધરમ નહી પાલનારા, તેની ગીબત કરનારા, તેની સામે લખાણ કરનારાઓને તો તેણીએ મારયા, ચેહમાં બાલીને મારયા, પણ ઓરતોનેબી બાલી! પણ સબર, એટલુંજ નથી:—બચાં, કુમલાં બચાં, ફુલ બંમાં વહેકને તેણીએ બાલયાં!! શું એ સઘલું તે તેણીને મન સાથ છાણા લાકડાં હશે કે કેમ!

ઈ. સ. ૧૫૫૫ ના ફેબરવારીથી તે ૧૫૫૮ ના સપટેંબર સુધીમા કેટલા માણસો તેણે બાલયાં તે આ સરવાલા ઉપરથી માલુમ પડશે:—

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫૫૫ માં ...મરદ | ઓરત | અને | છોકરાં મલી. | ૭૨ |
| ૧૫૫૬ માં ... | " | " | " | ૯૪ |
| ૧૫૫૭ માં ... | " | " | " | ૭૯ |
| ૧૫૫૮ માં ... | " | " | " | ૩૯ |

સરવાલો એ સરવેનો ૨૮૪ આવેછે, અને દર વરસનો આવરેજ ૭૧ નો આવેછે. ઘણા જણાએ આ ખુતામરકી માટે હાથ કડયા. એકજ દેશની, એકજ પરજાની, એકજ રાણીએ પોતાની રઈયતના ૨૮૪ જાન જો ખરૂં બોલીયે તો નાહક લીધા. તેણીનો ભરથાર ફીલીપ પોતે આ દેખાવો જોઈ યા સાંખી શકયો નહી. તેણે પોતાના પાદરીઓને હોકમ કીધો કે આ ઘાટકી રીતીની સામે વાઆજે કરવી, અને તેનો અટકાવ કરવો. મુસલમાનો સમજેછે કે કતલ યા તાબુતને દીને જે તેઓમાંનો મરણ પાંમે તે બેહશતમાં જાયછે; કદાચ આ "ખુની રાણી મેરી" નાં પાપી મગજમાંથી એવોજ પવન હશે કે પોતાના ધરમને માટે માતાના ધરબસથાનમાંથી તુરતનાંજ છુટેલાં બાલકો વહેકને બાલી નાખવાથી તેણીનો ખોદા રાજી થતો હશે! ખુની, ખુની રાણી મેરી!

કરાનમર, રીડલી અને લાટીમર નામના તરણ વડા પાદરીઓ ઉપર ગોનાહ સાબેત થયો, પણ કરાનમરને ફસાવામા આવયો કે જો તે કાથલીક ધરમની તરફેણમા લખાણ કરી પોતાની સહી આપેતો તેનો જાન બચે. આ ભલા પણ ભોલા અને લોભી માણસે તેમ કીધું, પણ તેથીતો જીવ બચવાને બદલે ઉલટી તેની રસવાઈ થઈ. તેને ચેહની નજદીક લાવયા, અને તાંહાં બારાણ કરી પોતાનો ગોનાહ જાહેર કીધો, તેણે કબુલ કીધું કે જીવને ખાતર તેણે સચાઈની સામે, તદન જુઠું લખયું હતું, અને તેથી પોતાનો જમણો હાંથ ચેહના શોલા ઉપર લાંબો કરી તે બોલયો કે "આ, આ હાથેજ ગોનાહ કીધોછે" અને પછે તે હાથને પોતાની મેલે બલી જવા દીધો, પછે પોતે વગર બુમ બરાડા મારવે આસાનીથી બલી ગયો.

ઈ૦ સ૦ ૧૫૫૭ મા ફીલીપ ઈંગલાંડ આવયો અને ફરાનસ સાથની પોતાની લડાઈમા મદદ આપવાને તેણીને ઉશકેરી, રાણીએ કબુલ કીધું, અને ફીલીપ સેંટ કવેનટીન નામની એક લડાઈ જીતયો, પણ પછે ફરાંનસમા ઈંગલાંડનું જે ફકત એકજ બાકી રહેલું કેલેનું શેહેર હતું તેબી જતું રહયું. રઈયત આ બનાવથી પુશકલ કમવાઈ અને પોતાનો ધીકાર જાહેર રીતે દેખાડયો, કેલેના જવાથી રાણી દેલગીર થઈ. તેણીને તાવ આવવા લાગયો, અને ૧૫૫૮ ના નવેમબર માસની ૧૭ મી તારીખે ૪૩ વરસની દુખદાયક અને દુખી જીંદગી ગુજારીને તેણી મરણ પામી. કારડીનલ પોલ નામનો તેણીનો મસલેહત આપનારો પાદરી પણ તેજ દીવસે તેણી સાથેજ મરણ પાંમયો.

રાણી મેરીના ટુક અંમલની આ એક ટુકામા ટુકી નોધછે. ગોનાહમા ગેરફતાર થઈને, બીજાઓ ગોનાહ કરે છે એવું ઝનુન રાખી તે ગોનાહથી તેમને છોડવવા માટે શીખશા કરવા જતાં માણસો પોતે કેટલોબધો ગોનાહ કરે છે, તે તેઓ સમજતા નથી, અને તોપણ કુદરત કેટલી વાજબીછે કે તેવા ગોનેહગારોને તેણી નીરાંત પાંમવા દેતી નથી. તેમના જોલમથી બેવડી શીખશા તેણી તેઓને કરેછે, એ સઘલું ખુની રાણી મેરીના દાખલાપરથી જાહેર થાયછે.



# રૂમી તવારીખ માહેલા સફાઓ.

૭.

## કુશીઅશ તારકુઈનસ સુપરબસ.

રૂમ શેહેરનો સાતમો અને છેલો રાજા કુશીઅશ તારકુઈનસ સુપરબશ, તારકુઈનસ પરીસકસનો છોકરો, એરનસનો ભાઈ તથા આગલા રાજા સરવીઅસનો જમાઈ થાતો હતો. એ પોતાના સસરાને કેહેવી રીતે મારી નાખી ગાદી ઉપર આયો તે આપણે આગલાં રાજમા વાંચયુંછે. કરાઈસટની અગાઉ ૫૩૪ ના શાલમા લોકો તથા સીનેતની પરવાંનગી વનાએ ગાદી ઉપર બેઠો. એને લોકો "જુલમગાર" ને નામે ઓલખતા હતા. લડાઈના રનમાં તેમજ દરબારની ગાદી ઉપર એની તારીફ લાયક ખુબીથી રોમ થોડા વખતમાં ચહડતી પદવી ઉપર આવયું હતું. ગાદી ઉપર પગ મુકતાંજ એનું પેહેલું કામ એ હતું કે આગલા રાજા સરવીઅસના સુધારાના કામમાં જે રાજદરબારીઓ યાને સીનેતરો તેને મદદ કરતા હતા તે દરબારીઓને એને મારી નખાવેઆ, અને કેટલાએકોને દેશનીકાલ કાહાડેઆ તથા પોતાના અંગના બચાવને માટે થોડા માણસોને હથીઆર આપી પોતાના બાડીગારડ બનાવેઆ. ઈનસાફનું કામ પોતે કરવા લાગો, પોતાની મરજીમા આવે તેને ફાંસી દેતો તથા દેશનીકાલ કાહાડતો, આમાં રાજની લગાંમ પણ

લોકોની તથા સીનેતરોની મસલત લીધા વગર પોતાનાજ
હાથમા રાખતો. ટુકામાં કહીએ તો જે જે કામો સરવી
અસે કરયાં હતાં તે તે કામો એને પાછાં ફેરવયાં હતાં.
સીનેતની હસતી ખતમ કરવાના વીચારથી એ મોહોટી
સભામાં જે જગાઓ દરબારીઓના ખુદરતી મરણથી એના
મારી નખાવાથી, તથા દેશનીકાલ કાહાડવાથી જે પડતી હ
તી તે જગાઓ ઉપર બીજી નેમણુકો કરતો હતો નહી.
ગાદી ઉપર પોતાનું પગલું મજબુત કરવાને એને બી
જા રાજપો સાથે કોલકરારો કરયા હતા, તથા તે કો
લકરારમાં રૂમને સઉથી ચહડતો દરજજો આપયો
હતો. સુસા પોમીશીઆ નામના દરવપવાન શેહેરે કરારમાં
સાંમેલ થાવાને ના પાડયાથી તે ઉપર ઘેરો નાખી હાથ કર
યું હતું. તેવોજ હાલ ગેબીઆઈનો પણ કરયો હતો; પણ
છેલાં મુલકે રૂમીઓને ઘણા હંફાવેઆ હતા, અને અંતે દ
ગાથીજ સરન થાયું હતું. તે એમ કે જયારે ટારકુઈને જો
યું કે એ સેહેર હાથ નહી લાગતું તયારે તેને પોતાના છો
કરા સેકસતસને તયાં મોકલયો. સેકસતસ પોતાના બાપ
સાથે મારામારી કરી છુટો થાયો હોય એવું દોલ ઘાલી તે
સેહેરમાં દાખલ થાયો, અને તયાંના ભોલાં લોકોએ એના
દગાની સમજ રાખવા વગર જે લશકર એના બાપની સાંમ
ણે બલતવારીથી લડવાને ઉભું કીધું હતું તે લસકરનોજ
સપેસાલાર એને કીધો. આસતે આસતે એ ધણી પગલાં
નાખતો ગયો, અને એ સેહેરના રાજમાં સારો વગ ધરાવા
લાગો. પોતાનું પગલું મજબુત કીધા બાદ તક જોઈ પોતા
ના બાપની મસલતથી ગેબીઆઈના મોહોટાં માણસોનું ખું
ન કરી રાજને પોતાના બાપને સરન કીધું. તારકુઈને તે
સેહેરને તારાજ કરી તે જગાએ બે ગાંમ વસાવયાં અને રો
મની હકુમતમાં વધારો કરયો.

તારકુઈનને દમામમાં ફરવાનો ઘણો સોખ હતો. એ
નેં તરણ દેવલો સાથે બાંધયાં હતાં, જયાં પાછલથી સીનેત
ભરાતી હતી, અને તે દેવલોને દેવોના તથા આગલા રાજા
ઓના પીતલના પુતલાંઓથી સંગાર કરયો હતો. એવામાં ન
ઠારાં ફલની સુચના કરનારો બનાવ એ બનયો કે મેહેલના
એક લાકડાંના થાંભામાં એક સાંપ નજર આયો. આએ
બનાવથી તારકુઈનના કુટુંબની સમાપતી થાય એવો વેહેમ
રાજાને લાગો, જેથી તેનો ભેદ સમજવાને માટે પોતાના બે
છોકરા તાઈતસ અને એરનસને પોતાના ભાણેજ જુનીઅર
બરૂતસની સાથે દેલફી નામનું સેહેર જયાં મોહોટા ધરમગુ
રૂનું મથક હતું, અને જે ખોદાઈ બસારતોનો ભેદ સમજતો હ
તો તયાં તેઓને પુછવાને મોકલયા. એ તરણ સખસોએ પોતા
નું કામ કરવા બાદ એક એવો સવાલ નાખયો કે તેઓ તર
ણ ધનીઓ મધેથી કયો શખસ રૂમની ગાડી ઉપર બીરા
જશે, તેનો જવાબ તેઓને એવો મલયો કે " જે ધની પો
તાની માએને પેહેલો બોસો દીએ તે ધની. અતરે જણા
વવું જોઈએ કે ઉપર લખેલો બુરૂતસ તે તારકુઈનની બે
હેનનો છોકરો હતો. ઘાતકી તારકુઈને જયારથી બુરૂતસ
ના બાપ અને માએને મારી નાખેઆં તીયારથી આએ દા
હાપા છોકરાએ પોતાના જીવની ધાસતીથી ઘેલાપણાનુ દો
લ ઘાલયું હતું. આએ સમે રાજાએ એને પોતાના બે
છોકરાની સાથે મોકલયો તેનું કારણ એટલુંજ હતું કે
તે ઘેલો છોકરો તેના છોકરાઓને પોતાના ઘેલાપણાથી રસ
તામાં રમુજ આપેઆ કરશે. તારકુઈનને થોડીજ ખબર
હતી કે તેને ઘેલો કરે એવો તેનો ભાણેજ હતો.) બુરૂ
તસ ભવીસ કેહેનાર દેવીના આવા સખુન સાંભલતાંજ
તેનો ભેદ સમજી ગયો, અને ઈતલી દેશમાં પગ મુકતાંજ
જાને ઠોકર ખાધી હોએ તેમ પડી જઈ જમીન જે સર
વની માતાછે તેને બોસો દીધો. આનીગમ તાઈતસ અ
ને એરનસ પોતાના ભાઈ સેકસતસથી એ બીના છુપી રા
ખી પોતાજ વચે કહયો ધની પોતાની માતાને પેહેલો બો
સો દીએ તે નકી કરવા નસીબ અજમાવતા હતા!

દેવલો બાંધવામાં અને બીજા મોહોટા ખરચો કર
વાથી તારકુઈનસના ખજાનામા હવે ખુટ ચાલતી હતી
જે પુરવાને રૂતુલીનું મોહોટું સેહેર, જે દરવીપને માટે
વખનાએલું હતું, તે ઉપર તેને ઘેરો નાખયો. આ ઘેરા
માં તારકુઈનસના બે છોકરાઓ અને તેઓના પીતરાઈ
તારકુઈનસ કોલેતાઈનસ વચે તેઓના ધરીઆંનીની નેક
ચાલ વીશે તકરાર ઉઠી. તેઓએ એવો ઠેડાવ કરયો કે
તેજ વખતે સવાર થાઈ દરેકના ઘરમાં જોઈ આવવું કે તે
ઓની બાએડીઓ સું સું કાંમોમાં ગુંતાએલીઓછે. આ
એ ઠેડાવ તેઓ અમલમાં લાયા. તેઓને માલમ
પડયું કે સાહાજાદાની ઓરતો એશ અને આરામ
માં મશગુલ હતીઓ, પણ તારકુઈનસ કોલેતાઈનસ
ની બાએડી (જે કોલેશીઆમાં રેહેતી હતી તયાં) અ
સલી રૂમી ઓરતોના કાએદા મુજબ જમીન ઉપર બતી
મુકી સુતર કાંતતી હતી. અલબતાં તારકુઈનસની બાએડી
રૂડી ચલનની માલમ પડી હતી. બીજે દીવસે રાતના રા
જાનો છોકરો સેકસતસ પાછો કોલેટાઈનસના ઘરમા આયો,
જયાં તેની બાએડી લુકરેશીઆએ પોતાના ભરથારના આ
એ ખેસીની સારી પરોનાગત કરી; પણ આએ નાપાખ સા
હાજાદાએ તેનો બદલો ઘણી નીચ ચાલથી આપેઓ. તેને
આ સમાનો લાભ લઈ જોરજુલમથી લુકરેશીઆની આબ
રૂ લુટી ચાલતો થાયો. લુકરેશીઆએ સવાર પડતાંજ પો
તાના ખાવંદ કોલેટાઈનસ, તથા બાપ, અને બરૂતશને તે
ડી બોલાવયા, અને તેઓ આગલ સંધી બીના જાહેર કી
ધી, અને રાજાના કુટુંબપર સરાપ નાખયો, તથા પોતાના
મોહોતનો કોનો લેવાને તેઓને ફરમાવેઆ બાદ એકાએક
પોતાની છાતીમાં છુપું રાખેલું ખંજર બાહેર કાહાડી તેઓ
ની હાજરીમાંજ પોતાનો આપઘાત કરયો. આએ બનાવનું
વરણન નામીચો કવી શેકશપીઅર ઘણી અસરકારક રીતે
કરેછે. બરૂતશ તરતજ એક લસકર લેઈ કોલેશીઆથી રોમ
માં આયો અને રૂમીઓને આએ બનેલી કેફીઅત જાહેર
કરી, તેઓને લુકરેશીઆનું વેર લેવાને, અને આએ જુલ
મગારનું રાજ ખતમ કરાવાને ઉસકેરીઆ. લોકતો તયાર
જ હતું. તેઓએ તરતજ રાજા જે હજુર આરડીઆ ઉ
પર ઘેરો નાખી પડેલો હતો તેને ગાડી ઉપરથી ઉઠાડયાનો,
અને તેની બાએડી અને છોકરાંઓને દેશનીકાલ કરેઆ
નો ઢંઢેરો પીતાવયો (૫૧૦). આએ સાંભલતાંજ ટારકુઈન
રૂમ આવવાને નીકલયો, પણ સેહેરનો દરવાજો તેની સાંમ-
ણે બંધ હતો. તે પોતાના છોકરા એરનસ સાથે સીરીમાં
જાઈ રહયો. તેનો બીજો છોકરો એકસતસ જેને એક વ

ખતે ગેબીઆઇને ટરકટથી સરન કરયું હતું, તથા જેને લુકરેશોઆની લાન લુટી હતી તે ધણીં ગેબીઆઇમાં ઉતારો લેવા ગયો. ગેબીઆઈ હવે રૂમી શેહેર થાયું હતું તે છતાંબી, પણ તેના ફીતુરનું ફલ આએ સેહેરના લોકોએ ચાખેલું હોવાથી તરતજ તેના જાન તેઓએ લીધો.

પણ તારકુઇન આ મુજબે સુલેહથી ગાદી સરન કરે એવો માણસ હતો નહી. તેને પોતાની જંગમ મીલકત સવાધીન લેવાને બાંહાંને એલચીઓને રૂમ સેહેરમાં મોકલયા. એની પોતાની મીલકત એને સવાધીન કરવી કે નહી, તે વીશે જયારે સીનેતમાં તકરાર ચાલતી હતી, તયારે આએ ફીતુરી રાજાના ફીતુરોઓ રૂમના અમીર ઉમરાવો પાસે બલવો કરાવાની તજવીજમાં ફરતા હતા. તેઓનું ટરકટ સીનેતને જાહેર થાયાથી એમાં તેઓ નીશફલ થાયા હતા, અને તેને સીખસા કરવા માટે સીનેતે તારકુઇનની મીલકત પણ ગરીબ લોકોમાં વેંહુંચી આપી. હજુરે ટારકુઇને હીમત છોડી નહીં. તેને સોરી, ટારકુઇનાઈ, અને વાએન ટાઇનસના રેહેવાસીઓ સાથે મલીજઈ રૂમ ઉપર હોમલો કીધો જેમાં તે ફાવયો નહી, પણ જેમાં બાધુર બરતશ ટારકુઇનસના છોકરા એરનંસ ગાથે લડવામાં મારયો ગયો. હજુર એક છેલી લડાઈ રૂમીઓને આએ કમબખત અને ધાટકી રાજા સાથે ૪૮૬ માં રેજીલસના સરોવર આગલ કરવી પડી હતી, જેમાં એનો બાકી રહેલો છોકરો મારયો ગયો હતો; તેઆરબાદ એક વરસ પછે એનો કારકીરદી બંધ થાઇ હતી (૪૯૫). કાઉસ.

---

# સાવકશાહ સુલેહના અમલદાર ઠેકાણે આવયા.

---

## હોનરને ધીકારે તે બેહોનર હોયછે.

સાવકશાહ શેઠ સુલેહના અમલદાર થવા પછે બીજે વરસે આલેકજાંડરા સકુલમાથી તુરતનીજ ઉઠી આવેલી શીરીન નામની નાજનીન સાથે પરણયા હતા.

સાવકશાહ શેઠ ધારતા હતા કે શીરીનથી તેવણને બધી વાતનું સુખ મલશે; પણ પરણયાને એક વરસ થયું નહી એટલાંતો તેવણ પોતાની આ જવાન ઓરતથી કંટાલી ગયા. નહી કે તેણીની ખુબસુરતી ઓછી હતી, નહી કે તેણીનો મીજાજ ખરાબ હતો, નહી કે તેણીની વફાદારી ખોટી હતી. નહીં, તેણી જેવી ખુબસુરત, વફાદાર અને ખુશ મીજાજની સ્ત્રીઓ બોજી થોડીજ હશે. શીરીન સારાં અને દોલતમંદ ખાનદાનની પુત્રી હતી, અને તે સાથે વલી એવાતો હસમુખા ચેહરાની અને શાણસોગટ વાલી હતી કે સાવકશા શેઠનું તેણીએ દેલ ખેંચયું તે ફકત તેણીની સારી કેળવણીને થકીજ નહી, પણ આ નેક ગુણોને થકીબી હતું.

સાવકશા શેઠ શીખેલા, સુધરેલા અને ફરેલા હતા. તેવણ વેલાત જઈ આવયા હતા, અને તેથી તેવણ શીરીનને જેટલું સુખ આપી શકાય તેટલું આપવાને ચુકતા ને હતા. દરેક સભા, મજલેસ, ભાશણ અને નાટકમા—જાંહાં તેવણ જાય તાંહાં શીરીન હમેશ હાજર રેહતી હતી. એટલુંજ નહી,—શીરીન જો કોઈ ઠેકાણે નહી જવા માટે સાવકશાને કેહતી તો આ પયારો બરથાર તેણીના મીઠા સખુનને એક હોકમ સમજી તેને માન આપી તે ઠેકાણે નહી જતો હતો.

એટલુંબધું છતાં પણ સાવકશા સુલેહના અમલદાર કંટાલેલા અને બેચેન કેમ હતા ?

અને શું અજબ જેવી વાત નથી કે, શીરીન જેણી પોતાના બરથારને ખોદાથીજ ઉતરનો ગણી તેના દરેક હોકમ, દરેક ફરમાન, દરેક સખુનને પેગામબરના પવીતર કલામ જેટલું માન આપીને ચાલતી હતી તેણીબી આ વાહાલા ખાવંદથી લગાર કંટાલેલી હતી ?

શીરીન દરરોજ રાતે પોતાનાં ખુશ હલકતાં ગાનાંથી સાવકશાને રાજાવતી હતી, અને દીવસે પોતાને પસંદ પડતી નીતી, વીદયા અને રમુજની ચોપડીઓ વાંચતી, ભરતી, ગુંઠતી, અને સીવતી હતી. આ સઘલી હીલચાલ સાવકશાને પસંદ હતી. પણ કોઇ કોઇવાર શીરીન સુંદર દેખાવોના ફરમાબી ચીતરતી હતી, અને એ વાત શેઠને નાપસંદ હતી. એ તેવણના ગુસાનું કારણ હતું.

ચીતર વીદયા વીશે સાવકશાને અસલથીજ સોટો અભાવ હોય, એવું, તેવણનાં દેવાંનખાંનાંઓ તરેહવાર સીનુગારથી ભરપુર હોવા છતાં, એક પણ જાતનો સારો કે ઉતમ ચીતાર બતાવતાં નહી હતાં, તે પરથી માલુમ પડતું હતું.

તેવણ જારેબી શીરીનને કોઇ પણ ચીતાર ચીતારતાં જુએ તારે, તેણીને હરકોતો અપાય નહી તેથી ફકત હસતે ચેહરે એટલુંજ કેહતા હતા કે—

"સુંદર શીરીન, કાંયે તમારો વખત નકામો રોકો છો ? કોઈ બીજી ગમત કરો કે જેમાં ફાયદો લેવાયલો હોય. ચીતરવામાં તમોને શો ફાયદોછે ? જો બીજું કાંઈ નહી ગમતું હોયતો કોઈ ઉદયોગ કરો, કારણકે આ ચીતરામણ તો નકામાં કચરામાં ભરાઈ જશે. મારૂં માનો, શીરીન; પછેતો તમારી મરજી."

આ મીઠા વચનોનો જવાબ શીરીન આમ દેતી કે—

"પયારા બરથાર, એમાં શું આવયું ? જરા મનને ફસવા અને ગમત આપવા હુંતો એ કાંમ લેઈ બેઠીછું. તમો એમ કહોછ તો મુકી દઉં."

અને તુરતજ તેણી પોતાનું કાંમ પડતું મેલી કબાટમાં બંધ કરી દેતી હતી, અને સાવકશાનો હાથ પકડી તેવણને બાગમાં ફરવા લેઈ જતી હતી.

એ રીતે ઘણી વખત સાવકશાએ શીરીનને કહયું હતું, અને ઘણી વખત એમજ રીતે પોતાનું કાંમ તેણીએ તેવણનાં દેખતાં છોડી દીધું હતું. પણ કુદરતી કાયદા પરમાણે જેમ જેમ સાવકશા શેઠ પોતાને આ અણગમતાં કાંમથી હાથ ઉઠાવાને શીરીનને ઘડી ઘડી કેહતા હતા, તેમ તેમ તેજ કાંમ પાછલ વધારે અને વધારે મંડેલી રેહવાને શીરીનને ઉલટ થતી હતી. અને તેથી થયું એમ કે પરણયાને ૭ માસ નહી થયા એટલાંમાં જારેબી, શીરીન પોતાના કાંમમાં "રોકાયલી" છે એમ સાવકશાહ નોકરથી સાંભલતા તારે હમેંશના રાયેતા પરમાંણે તેની આગલ જવાનું

તેવણ માંડી વાલતા હતા. પણ કોઈ વખતેતો તેણીના ઓરડાનું બારણું ધીમેથી ઉંઘાડી તેવણ તેણીની પછાડીથી આ નાજુક કલમકશનો હાથ ધીમેથી પકડી કેહતા કે—"કેમ, શીરીન, હજી રોકાયલાંજ છો કે?"

પણ આ દોસતી હવે ઘણા દીવસ ચાલી નહી. શીરીનનો ભાવ તે સાવકશાનો અભાવ હતો, મારે ઓરતની હા સાથે ખાવંદની ના મલતી આવી નહી. ભરથાર દીન પરદીન ઓરતથી કચવાતો ગયો, અને ઓરત દાહાડે દાહાડે પોતાનાં કાંમમાં એટલીતો મશગુલ રેહતી ગઈ કે પોતાના ભરથારનાં મનમાં શું છે તે તેણી વમાસી શકી નહી. તો પણ સાવકશાના જેટલુંજ દુખ શીરીનનેબી લાગું.

અફસોસ! કેવાં નજીવાં કારણને થકી આ બંને જણ કંટાલયાં હતાં! . . . . . . . . .

એક દીને પાંચ વાગે, સુલેહના અમલદારોની સભામાં સાવકશા શેઠ ગયા હતા, તારે સુંદર શીરીન તેણીના ગીરગામના બંગલામાં એખલી બેઠેલી હતી. તેણીના હાથમાં એક સુંદર ચીતર હતું જે ઉપર ગરૂડપંખશીની મીસાલે તેણી બારીકીથી વીચાર કરતી હતી. એ ચીતરમાં એક ઓરત પોતાના ભરથારના પાંઉપર પડી તેની ગેર મેહરબાંનીને માટે દેલગીરી ભરેલે ચેહરે, અને તેજ વખતે વલી લગાર દયા ઉપજાવા જોગ મુખડે કાલાવાલા કરતી હતી. ભરથાર તેણી તરફ તીકી તીકીને જોતો હતો; પણ જાને એક પલમાં તેણીને ઉઠાડી પોતાની બગલમાં દાબી પોતેજ પશેમાન થઈ તેણીની નજદીક જમીન ઉપર પડી માફ માંગતો હોય એવો ખેયાલી સાર તે ચીતર ઉપરથી કાઢી શકાતો હતો. ઓરત આશરે અઢાર વરસની ખીલતી જવાનીમાં દેખાતી હતી અને ભરથાર તેણીથી આશરે દશ અગીયાર વરસ મોટો લાગતો હતો. આ ચીતરની ઓલખ તરીકે ફકત બેજ અક્ષરો જાવતમાં તેને એક નાકે મોતીના દાણા ગીરાસે લખેલા હતા કે, "સા૦ શી૦"

આ ચીતર તરફ તેનો નાજુક ચીતારો કોઈ ઉંડા અને ઉમદા વીચારમાં જોતો હતો તેવામાં શીરીનના ઓરડાનું બારણું અફડાયું. પવનના સપાટાથી ઠોકાયું હશે એવું સમજી તેણીએ કસું ધયાન આપયું નહીં; પણ તુરતજ લગાર વધારે જોસથી અફડાવાથી શીરીને બાહેર ઉભેલા ધણીને અંદર આવવા કહયું. એ ઉપરથી એક નોકર હાથમાં કોઈને નામનો એક કારડ લેઈને દાખલ થયો. નામ વાંચતાંજ શીરીને "ઉપર બોલાવ" એમ કહીને, પોતે ઓરડાની બાહેર આવી અને દાદરબારી આગલ ઉભી રહી. તુરતજ આપણાં શેહરમા ચીતર વેચનાર એક જાણીતા ઈંગરેજની કુંપનીનો વડો માળા ઉપર આવયો. શીરીને સારી અદાથી તેની આગતા સવાગતા કીધી અને સામેની ખુરશી ઉપર બેસવાની અરજ કીધી.

ઉમરે, સુફેદ દાઢી મુછનો, પણ એક જવાન કરતાંબી વધારે તીણી નજરનો આ ઈંગરેજ ચીતારો ખુરસી ઉપર બેસતાંજ પોતાની પાકેટબુકમાંથી રૂપીયા એક સોની નોટના દસ કકડા કાઢીને હસતે ચેહરે બોલયો કે, (વાંચનારી બાનુઓએ જાણવું. કે તે ઈંગરેજીમા બોલયો હતો અને તેનો જવાબબી શીરીને તેજ જબાનમા આપયો હતો)—"બાનું તમારી મેહનત અને તમારા હોનરની પીછાણ કરનારા અને કદર ખાનારા તમારા ધારયા પરમાણે કાંઈ થોડા નથી. અલબતે તમો તમારા મકાનમાંજ બેસી રહેલાં તેથી બાહેરની દુનયાની ખબર તમારી અંદરની દુનયામા કોણ લાવે? તમારી 'ચાર રૂતુઓ' ના ખરીદદાર ચાર કરતાં વધારે નીકલી આવયા, અને સરવેથી વધારે કીમત બુજનારે તેના રૂ૧૦૦૦૦ (દસ હજાર) આપવા કહયું; પણ દેલગીરી સાથ બીમારાએ શોક કીધો કે તેટલાબધા રૂપીયાની હાલ તેની ગુંજાશ નથી મારે તેણે રૂ૧૦૦૦ની રકમ આપીછે."

શીરીને હરખથી ધ્રુજતે હાથે આ બેઅજરગ ચીતારાના હાથમાથી નોટો લીધી, અને ભાગા તુટા બોલોમા તેનો ઉપકાર માનયો. તેણીને ખબર નહી હતી, તેણીને આશા નહી હતી, નહી,—તેણીને સવપનામાબી નહી હતું કે જે ચીતાર પાછળ પોતાના ભરથારની ગેરમેહરબાની ખેંચી લેઈને દરરોજ તેણી મંડેલી રેહતી હતી તેતો આટલીબંધી કીમતને વજનનાછે. હરખ એટલોતો તેણીને પેદા થયો કે ઉપલા ચીતારાને પુરતો ઉપકાર તેણીથી વાલી શકાયો નહી. ફકત તેણીએ છેલાં એમજ કહયું કે—

"સાહેબ, તમે મને એક તલેરામાત દેખાડી આપયોછે."

પણ એજ વખતે આ ઈંગરેજની નજર, જે ચીતાર થોડા વખત ઉપર શીરીનના હાથમા હતો, તે ઉપર પડયાથી તે બોલી ઉઠયો કે—

"આહ, આ શું!"

શીરીને આ ચીતાર છુપાવાની ઘણી કોશેશ કીધી, પણ તેમા નીરાશ થવાથી બોલી કે—"છ, છઃ સાહેબ, એતો ફકત ચીતરામણછે. હું ખરૂં કહુંછ કે આતો ફકત ચીતરામણછે. 'રૂતુઓ' કરતાં ઘણુંજ કંગાળ ચીતરામણ આછે." અને તે ચીતાર ઈંગરેજ ચીતારાને આપતાં તેણીએ શરમમા મોહું છુપાવયું.

આ ચીતાર શીરીનને મનથીતો ખચીત એક ચીતરામણજ હતો, પણ તેની આ ઈંગરેજની ઉપરતો જુદીજ અસર થઈ. તેણે પેહલીજ નજર તે ઉપર કરતાં અજાયબી સાથ ડોકું ઉંચું કરી મોહડું તથા આંખ ખોલાં કીધાં અને શીરીન તરફ જોયું; પણ તેણીતો પોતાના ચીતરામણની એબને માટે શરમમા નીચું જોતી હતી તેથી તેણે પોતાની અજાયબી દાબી નાખી ધીમેથી કહયું—

"બાનું, આવાં ચીતરાંમણ તમારી પાસે ઘણા છે કે?"

"નહી સાહેબ," શીરીને જવાબ આપયો; "થોડાંક હતાં તે મેં હમણાજ ચીડી નાખયાં, અને ફકત આજ મારા હાથમા રહી ગયું હતું, તેનેબી તેવીજ હાલતે પુગાડવા જતી હતી તેવામા તમારા આવી પોંહચવાથી એ બચી ગયું."

"શું. ફાડી નાખયાં?" હંઈવાં પેલો ચીતારો લગાર અફસોસથી બોલયોઃ પણ તુરતજ પોતાનો આવાજ બદલી નાખીને કેહુવા લાગો કે—"ખેર. ફાડી નાખવાને લાયકનાજ એ ચીતરામણછે. તોપણ પેહલી કોશેશ તરીકેના એવા નમુના રાખવા જોઈએ. જો બાનું તમો રજા આપોતો તમારી તરફની ઉમદા ભેટ તરીકે આ ચીતાર હું મારી કને રાખું?"

શીરીન ને મન સાથ ચીતારમાં શું દમ બલેલો હતો ? તેણીએ તે વાત તુરત કબુલ રાખી; અને પછે થોડીક બીજી નજીવી વાતો કરી, તથા "ચાર રૂતુઓ" ના જેવુંજ એક બીજું સુંદર ચીતર ચીતરવાની શીરીનને અરજ કરીને આ વખણાયલો ચીતારો પોતાની ગાડીમાં બેસી તાંહાંથી નીકલી ચાલયો.

એ પછે એક માસમાં શીરીને ખોદાની બખશેશથી એક બેટાને જનમ આપયો, જેથી સાવકશા શેઠનું ઘણુનું પ્યારૂં થયલું દેલ લગાર શીરીન બનયું. જેટલા દીવસ શીરીન સુવાવડમાંછે, તથા જેટલા દીવસ આ ગોલાબો બુચો તેણીના હાથમાં એક રમતું બાલકછે તેટલા દીવસતો શીરીન હવે કદી પણ ચીતાર પાછલ ધયાન આપશે નહી એવું માનીને સાવકશા શેઠ તેણી ઉપર આગલના જેટલો પયાર બતાવા લાગા.

એટલાંમાં એક દીવસે સાવકશા શેઠે પોતાના દોસતોને સાથે ચાહ પીવા પોતાને વાલકેશરને બંગલે બોલાવયા. સઘલી જાતની રચના, સીંણગાર અને ભપકો જોઇને સઘલાઓનાં દેલ ખુશહાલ થયાં. પણ અંતે એક દોસતે ટીકા કીધી કે—

"સાવકશા શેઠ ખુબસુરતીને ચાહાનારા અને મદદ આપનારા થઇને કુદરતની જે નકલ તેને પોતાના મેહલમાં અને તેટલા મારે પોતાનાં દેલમાં જગા આપી શકયા નથી એ અજબ વાતછે !"

સાવકશા સમજયા કે તેવણના બાગની બાગબાને કુદરતના જેવી નકલ કીધી નથી એ તેવણના દોસતની બોલવાની મતલબછે, તેથી બોલયા કે—

"સરવેથી સરસ બાગબાનોને મેં મારી વાડીમાં રાખયાછે, અને મને તેઓની મેહનતને મારે તેમને શાબાશી આપયા વીના ચાલતું નથી; તે છતાં પયારા પીરોશા તમો આમ બોલીને મને અચરત કરોછો."

"નહી, સાવકશા શેઠ," પીરોશાએ જવાબ આપયો, "હું તમારા બાગ વીશે નહી પણ તમારાં સુંદર દેવાનખાંનાંઓમાં એક પણ કુદરતી દેખાવની નકલ નથી તે મારે બોલુંછું, એક પણ નાદર ચીતાર વગર તમારૂં એવાન સીણગારમાં તદન અધુરૂંછે."

"ચીતાર !" સાવકશા બોલયા, "ચીતાર, પીરોશા ! જો તમો મને ખુબસુરતીની પરીખશા કરનાર તરીકે ખરેખરજ ગણતા હોવોતો મારૂં માનજો, પીરોશા, કે આખી મુંબઇમાં એવો ચીતાર એક પણ મેં જોયો નથી કે જે ખુદરતની ખુબસુરતીની ખરેખરી નકલ હોય, તથા જે મારાં દેવાંનખાંનાંઓમાં મુકયાથી શોભા આપે."

"શું શેઠ !" તેવણના દોસતે કહયું; "જો મને બોલવાની રજા આપોતો હું કહુંછું કે તમો ચીતારાઓની દુકાંનો આગલથી આંખ મીચીને ચાલોછો. શું આપણી ટાપુ ખાતેના જાણીતા ચીતારાઓ———ની દુકાંન ઉપર હમણા એક અઠવાડીયાંનીજ વાત ઉપર જે બે નાદર ચીતરો મુકયાંછે તે જોયાંછે ? જો તમારી મરજી હોયતો આવતી કાળે આપણ તાંહાં જઇયે ?"

"મને પસંદ પડતા ચીતાર કોઈ પણ ચીતારો ચીતરેજ નહી, અથવા તેનાથી ચીતરાયજ નહી, એવું મને ગુમાન હોવાથી હું કોઈ પણ ચીતારાની દુકાન ઉપર ઉભો રેહતો નથી. તોપણ તમો આ ચીતારોની તારીફ કરોછો તો તમો કેહશો તારે આપણ આવતી કાળે તે જોવા જઈશું."

અને એ કબુલાત મુજબ આ બંધે દોસતો બીજે દીને પરંખીયાત ચીતારાઓ મેસરસ———ની કુંપનીની દુકાન ઉપર ગયા, જાંહાં મુકેલા બે સુંદર ચીતારો જોતાંજ સાવકશા સુલેહના અમલદારની આંખમા રોશની પેદા થઇ અને તેવણનું મન ફરી ગયું. આગળ તેવણ જેટલા ધીકારથી એવાં ચીતરો જોતા હતા તેથીને બેવડા પયાર સાથે આ ચીતરો તેવણે પસંદ કીધાં, અને તેની જેટલી કીમત માગે તેટલી આપીને એ બંધે હોનરની ઓતમ કારીગીરીઓને ખરીદવાનું મન જણાવયું. માલેક કોઇ હાજર હતા નહી; પણ મેહતાની માંગણી ઉપરથી તુરતજ રૂ૨) હજારનો ચેક મુંબઇ બેંકનો લખી આપી તે ચીતરો પોતા સાથે લેઇ તેવણ ઘેર ગયા.

સુંદર શીરીન આગળ એક મખમળની ગાદી ઉપર નાનો નાદરશાહ ગેલ કરતો હતો, અને તેણી એક ચીતાર ઉપર આ પયારાં ફરજંદના સઘળા કુદરતી ચાલાની હુબહુ નકલ કરતી જતી હતી. તેણીના બાળકના હસવાં સાથે તેણી હસતી હતી, અને તેજ મુજબ તેણીનું પીછું પણ હસતું હતું, જેથી ચીતાર પણ હસી રેહતો હતો. એટલામા સાવકશા દાખલ થયા. તેણીને પાછી આવી રીતે રોકાયલી જોઇ તેવણ દેલગીરતો થયા, પણ પોતે ખરીદ કીધેલાં ચીતરોથી તેણીને કેવી શીક્ષા તેવણ કરનાર હતા તે યાદ કરી ફકત એટલુંજ બોલયા કે—"શીરીન, આ સઘળાં માથાંકુટના વેજા છોડી દો, ને આ મારા હાથમા શુંછે તે જુઓ. એતે ખરા ચીતારછે. શીરીન મેં આજેજ જાણયું કે મુંબઈમાબી એવા ચીતારા જીવેછે. બોલો, તમો આ ચીતાર વીશે શું મત આપોછો ?"

શીરીને પોતાનું કામ—એક લાખ રૂપીયાનું કામ પડતું મુકીને સાવકશાના હાથમાંના ચીતારો લીધા, અને તે જોતાંજ તેણી ફગલાઈ ગઈ. સાવકશા સમજયા કે તેણીના "રમકડાં" કરતાં આ ચીતરોની અતીશે ખુબસુરતી જોઇને શીરીન ઘભરાયછે. પણ શીરીનેતો શોધી કાઢયું કે જે ચીતરો તેણીએ પોતાના ઈંગરેજ ચીતારાને વેચવા આપયાં હતાં તેજ ચીતરો તેણીનો ભરથાર ખરીદી લાવયો હતો અને વલી તેને સરવેથી ઉતમ કેહતો હતો. તેણીએ તેઓની કીમત પુછી, અને જારે રૂ૨) હજારનું નામ તેણીએ સાંભળયું તારેતો તેણી ખચીત દંગ થઇ ગઈ અને કદાચ ખુશીના યા દલગીરીના આંજુથી તેણીની ચસમ ભીંજાઈ ગઈ.

"હવે જુઓ, પયારી, કે તમારાં ચીતરામણ કરતાં આ ચીતારો કેવા સરસ છે ?"

"શું એ તે કાંઇ સરસછે કે, ભરથાર ?" શીરીને આંખ લુછીને કહયું.

"અલબતે, તમારા કરતાંનો સરસછે, જો આખી મુંબઈના સરવે ચીતારો કરતાં એ સરસ નહી હોયતો. પણ હું કહુંછ કે આ ચીતાર સરવોતમછે."

"એ કરતાંતો બીજા ચીતાર ઘણા સરસછે." "કોણના ?" "મારા," "તમારા ?" "હા, મારા." "કાંઈ બને નહી." "અને જો બનાઉંતો ?" "તારેતો એક મોજેજો મેં

જોપલો કેહવાય." "પણ તેમ તમારી ખાતરી કરી આપુંતો મને શું આપશો?" "તમે માંગો તે, પયારી શીરીન." "એટલુંજ, વાહલા સાવકશા, કે તમારો ઓછો થપલો પયાર મને પાછો તમામ કરીને આપવો." "તેથીને બેવડો, મારી શીરીન; અને વલી વધારે એકે હવેથી ચીતર પાછલ મેહનત લેવામાં હું તમારી આડે કદી પણ આવું નહી. પણ મશકેરી છોડી દો, મારી પયારી, અને એકદમ કબુલ કરો કે આ ચીતાર સરવોતમછે." "શું ખરેજ આ ચીતારો સરવોતમછે, સાવકશા. જો તમો તમારાં દેલોજાનથી એમ બોલતા હોવતો હું તમારાં મતને મલતી છું. પણ ભરથાર, શું એ ચીતારોથી મારા સરસ નથી?" "તમે સરસ છો, પણ તમારા ચીતારોતો નહીજ." "તારે સાંભલો, પયારા સાવકશા, કે આ ચીતારોતો મારા પોતાનાજછે! "તમારા પોતાના? આ ચીતારો?" "ખોટું માનતા હોવતો જુઓ એની પછાડી મારૂં નામ "શીરીન" કરીને લખેલુંછે."

આટલું બોલી શીરીન સાવકશાને પગે પડી, સાવકશાએ થોડોવાર તેણી તરફ ટીકીને જોયું, પછે પોતેજ તેણીને ઉઠાડી, બગલે દાબી, બોસો લેઈ, તેણી આગલ ગુડણપર પડયા.

શીરીનનાં "ચીતરામણ" માં એજ રીતે પગે પડવાનો દેખાવ ચીતારેલો હતો! અને તે ખરો પડયો.

પરખીયાત ચીતારાઓ તરફથી એવામાં શીરીનને નામની ચીઠી આવી, તેમાં સાવકશા શેઠનો રૂ૨) હજારનો ચેક બીડેલો હતો. શીરીને તેની પોંહચ આપી અને એકવાર ફરીથી પોતાના ખાવંદને વલગી પડી.

"શીરીન, શીરીન," સાવકશા બોલયા, "મારી શીરીન, તુંતો મને એક ધનની ખાણ થાઇછે. શીરીન, આજથી હું તારો પયારો ગો——"

પણ એવામાં આપણી આ નાજુક કલમકશે પોતાનાં બાલકના ચાલાપરથી ઉપજાવેલો અધુરો ચીતાર સાવકશાના હાંથમાં આપીને નાના નાદરશાહ તરફ આંગલી કીધી. જે ખેલ તે બાલક કરતું હતું તેને મલતોજ ખેલ આ ચીતારમાં દેખાતો હતો! શીરીન હરખને માટે રડી પડી, પણ તેણીને થોડુંક ઉપર પોતે જે ગેરઈનસાફ આપયો હતો તે માટેનો પસતાવો કરતી હોય તેમ સાવકશાનીબી આંખ ભીજાઇ ગઈ, અને આ બંને ખાવંદ અને ઓરતે એકેકની ભીણી મશમની ઝલકતી રોશનીમાં પોતાનું સુખ રમતું જોયું, અને ખુશી થયાં!

સાવકશાહ સુલેહના અમલદાર એ રીતે ઠેકાંણે આવયા!

———

## તનદરોસતીમા "ખોટાં કાટલાં."

"તમારાં કાટલાંએ બીજાનો તોલ કરતાં ના" એ એક ઈંગરેજી નશીહત છે અને તે અગતની છે. આપણી ઘણીક સાધારણ ભુલો એ નશીહતના ભુલવાથી થાયછે. જેવા આપણે હોઈએ, તેવા બીજાને ગણવા જઈએ છઈએ. આપણી ખુબી ઈચ્છા આપણી ખામી બીજાને લાગુ પાડવા જઈએ છઈએ. આપણી ભુલભાલોને પોગીય બીજાને પણ ગણીએ છઈએ. હવે બજારમાનો નીરજીવ માલ તોલવાને એકસરખાં કાટલાં ચાલેછે; પણ જીવદાર માણસનો તોલ કરવાને એકસરખાં કાટલાં કદી ચાલી શકે નહી. માણષોના સવભાવ, શકતી અને ખાશીએતો જુદી જુદી હોયછે, અને જે કાટલે આપણો પોતાનો તોલ થતો હોય તેજ કાટલે બીજાનો તોલ કરવા જતાં તે કાટલાં ખોટાં પડેછે અને "ખોટાં કાટલાં" થી આપણ છક્કર ખાઇએ છઈએ.

અગત કરીને આ કાયદો આપણી તનદરોસતી ઉપર ઘણો વધારે લાગુ પડેછે. જુદા જુદા માણસોના મનની ખાશીએત, સવભાવ અને મનશકતીના કાંમકાજનો તોલ આપણા પોતાના કાટલાંથી કરવો, એના કરતાં તનની દરોશતી, તનની સંભાલ અને જાલવણીમા એક માણશના "કાટલાં" બીજા માણશ ઉપર લાગુ પાડવાં એ વધારે મોટી ભુલ છે. જુદાં જુદાં માણષોના મનના કરતાં તનનો તફાવત વધારે મોટો હોય છે. બદનના બાંધામા દરએક જણનો કાંઈને કાંઈ ખાશ ગુણ હોયછે, અને તેથી બદનની શંભાલમાં, જીંદગીની જતનમા, દુખના અટકાવમા તથા દરદોના ઉપાયમા, દરએક જણ ઉપર એકજ રીતી લાગુ પાડવા આગમચ ખાશ સંભાલ લેવી જોઈએ. તનદરોસતીના બાબમા સઘલાઓ ઉપર એકજ કાયદો લગાડવો, એને તનદોસતીના "ખોટાં કાટલાં" એવું નામ આપણ આપીશું.

અને તોપણ આ ખોટાં કાટલાંની ભુલ આપણામાં કેટલી શાધારણ છે! દરએક જણ એ ભુલ કરેછે. ડાકટરો એ ભુલ કરેછે અને તેમના ઘરાકો પણ એ ભુલ કરેછે. એક જણને સરદી સદેછે, તો તે બીજાને પણ સરદીની ભલામણ કરેછે; એક જણને ગરમી ગમેછે તો તે બીજાને પણ ગરમી લાગુ પડતી વીચારેછે. એક જણને ઉંઘ પેઆરી છે, તો તે બીજાને પણ સારીપઠે ઉંઘાવાની ભલામણ કરે છે. પણ વળી બીજો ઉજાગરો ખમી શકેછે તો પેહેલો કાંએ નહી ખમે, તેણે પણ ઉજાગરો ખમવો જોઇએ એવું તે વીચારેછે. એક જણ એવું સંમજેછે કે ખાધા પછે એક ઉંઘ ખેંચી કાહાડવાથી મને ફાયદો થાયછે—માટે જેઓ ખાધા પછે તેમ નથી કરતા તેઓ સઘલા તેને મનસે ભુલ કરેછે. તેમજ વળી જેને ખાધા પછે ફરવાંનું માફક આવેછે, તેની નજરમા ખાધા પછે આસાએસ લેનારા સઘલા જણ ભુલ કરેછે.

આવા દાખલા બેહદ આપી શકાશે. કકાભાઈને પરેટા ગમેછે, તો ખખાભાઇને દોપી ગમેછે. ગગાભાઈને ગોશતપર ભાવછે, તો ઘઘાભાઇને બટક ઉપર પેઆરછે. ચચાભાઈને અમસ્યું પાણી ભાવેછે, તો છછભાઇ પીતી વખતે દર વેળા જરા જરા ("ડરાપ, ડરાપ") બરાંડી લેયછે. એતો ખાવા પીવાનું થયું. જજાભાઈને ઉનના કપડાં વગર ચાલતું નથી, અને ટટાભાઈને રૂના કપડાંથીજ ગમ પડેછે. ડડાભાઈ રાત દીસ પગમા મોજાં રાખવાની ભલામણ કરેછે; તો ણણાભાઈ કેહેછે કે એથી ખરાબ ટેવ પડેછે, માટે મનેતો ઉંઘાડા પગ વધારે ગમેછે. બીજી તરફ નજર કરીએ, રરાભાઈ ઠંડા પાણીએ નાહાવાનું પસંદ કરેછે તો સસાભાઈ ગરમ પાણી ઘણુંજ પસંદ કરેછે. એ દરએક જણ પોતાની આદતની બીજાને ભળામણ કરેછે. દરએક જણ પોતાની આદત ઉપર રાજી છે, દરએકને પોતાની એ આદતથી ફાયદોછે, માટે દરએક જણ બીજાને જે બીજાની આદત છે, તેમા ગેરફાયદો વીચારેછે.

આવી રીતે પોતાના કાટલાંથી બીજાને તોલ કરતાં માણસો વચ્ચે તનદરોસતી બાબે ઘણા ખોટા ખેઆલો ઉભા થયાછે. કેટલાક ફીલસુફો કેહેછે કે સુધારાથી દુખ દરદો વધેછે. જેમ સુધારો થાયછે, તેમ સગવડો થાયછે, જેમ સગવડો થાયછે તેમ આલશ વધેછે તથા મોજમજાહ વધેછે. બીજાઓ વળી કેહેછે કે વધારે દુખ દરદ માણશની જંગલી હાલતમા હોયછે, તનદરોશતી બાબેના કાયદાઓનું અગ્નાન પણ દરદોને વધારે પેદા કરેછે. કેટલાકો કેહેછે કે ઈંગરેજો ગોસત ખાયછે તેથી વધારે કુવતમંદ છે; બીજાઓ કેહેછે કે હીંદુઓ ભાજીપાલો ખાઈને જીવેછે તેથી તેમની તનદરોશતી ખરાબ થતી નથી. કેટલાકો એવુંબી કેહેછે કે વાઘ અને સીંહ ગોશ કાચું ખાયછે, મારે જો માણશે વાઘ તથા શીંહના જેટલું બળ અને હીમત મેળવવી હોયતો તેઓએ પણ કાચું ગોશત ખાવું જોઈએ. આ સઘલા વીચારો એક કાટલાંથી સઘલાં માણશોનો તોલ કરવા જતાં ઉભા થયાછે.

પણ એ કેમ બને? એ વીશે કાબેલ ડાકટર ઈનમાન એક અછી મીશાલ આપેછે. ઘોડાઓ જાત જાતના આવેછે. ભાડુતી ગાડીનોબી ઘોડો, ને ઘરઘટુ ગાડીનોબી ઘોડો, ને વળી શરતનોબી ઘોડો. જાતતો સરવે ઘોડાની, પણ ભાંત જુદી જુદી છે. એ દરએક ઘોડાજ છે, પણ તેમની જતન જુદી જુદી જોઈએછે. ગાડીના ઘોડાને જે ખોરાક આપેછે, તેથી જુદોજ ખોરાક શરતના ઘોડાને આપેછે. શરતના ઘોડાને જોતરવાના ઘોડાનો ખોરાક આપવાથી તે કાંઈ જોતરવા લાએક થતો નથી; ઈઆ ગાડીના ઘોડાને શરતના ઘોડા જેટલી જતન લેવાથી તે શરતનો ઘોડો થતો નથી. દરએક જાતના ઘોડાનો બાંધો તથા ખાશીએત જુદી જુદી છે, મારે તેમની જતન જુદી જુદી રીતે લેવી જોઈએ છે. એજ પરમાણે માણશોમા પણ જોઈએ છઈએ. સઘલા માણશો ઉપર એકજસરખા ઉપાયો લાગુ પડતા નથી. દરએક જણનો જેવો બાંધો તેવાં તેની ઉપર ઉપાય થવા જોઈએ.

"માણશ જાત કાંઈ ઉંદર નથી, કે પોતાની જાતના નબલાં સબલાંને ખાઈ જાય, જેઓ તનદરોશત હોય તેઓનેજ બકાત રાખે." માણશતો શુખીબી છે, ને દુખીબી છે; તનદરોશત છે, અને દરદી છે; જોરાવર છે અને નબલા છે. માણશતો લાંબાં છે, ને ટુંકાંબી છે; જાડા છે અને પતલાબી છે: કદાવર છે અને ચાહારડાંબી છે. પણ વળી એ સઘલી ખુબી ઈઆ ખાંમી માણશને જનમથી મળેલી હોયછે. જનમતી વેળા સઘલાં માણશ એકશરખાં હોયછે એ વાતને આજની વીદીઆ માનતી નથી. જનમથી જુદા જુદા માણશ જુદા જુદા વારસા લઈ આ દુનીઆમા આવેછે. દુખોનો, બાંધાનો, સવભાવનો, ખાશીએતોનો સઘલો વારસો બધું જનમથી લઈ આવેછે. એ જુદાં જુદાં માણસોને ખોદાતાલાએ દુનીઆંમા જુદાં જુદાં કામ સરજેલાં છે; અને તેથી જેવી તેમની ખાશીએત, જેવું તેમનું કામ, તેવી તેમની સંભાલ અને તેવીજ જતન લેવી જોઈએ; તેવાજ માફક આવતા જુદા જુદા કાયદા તેમના ઉપર લાગુ પાડવા જોઈએ.

નબલા માણશને જો મજુરી ઉપર નાખીઉં હોય; મનશકતીનું કામ કરનારને તનની મેહેનતના ધંધામા નાખ્યો હોય; મજુરી કરવાને શકતીવાન માણશને મગજ કસવાના કામ ઉપર રાખ્યો હોયતો એ દરએક દાખલામા "માછલી પોતાના પાણીની બાહેર" પડી હોય એવો તેનો હાલ થાયછે. એ સઘલી ભુલ પોતાના કાટલાંથી પારકાનો તોલ કરવાનુ પરીનામ છે. એ સઘલાં તનદરોસતીના ખોટાં કાટલાં છે. હીઆં તારે તનદરોશતી જાલવવાનો આપણુને એક ભેદ મળ્યોછે. હીઆં જીંદગી વધારવાની, લાંબા આવરદા કરવાની એક ચાવી આપણે હાથ લાગીછે. ડાકટર ઈનમાન ઘણી અછી રીતે કેહેછે કે—"સઘલાં માણશોની ઉપર એક માણશનો કાયદો લાગુ પાડવો એ તબીબની ફરજ નથી. તબીબની ફરજતો એછે કે સઘલાં માણશોનો કાયદો એકની ઉપર લાગુ પડે તેમ અજમાવવો. દરદીની ફરજ છે કે બીજાને જે લાગુ પડયું તે પોતાને લાગુ પાડવા જવું નહી, પણ પોતાને જે લાગુ પડતું હોય તેજ આતર મેળવવું."

વાંચનારી બાનુંઓ, લાંબી જીંદગીની આ એક ખરેખરી કળા છે.

---

# ચાહે.

ચાહેની પેદાસ પેહેલી ચીન દેશમા થઈ એતો બધાજણાં જાણેછે. જો ઘરમાં કોઈ ઓલખીતું કે અજાણું માણશ આવીયું હોય, અને ચાહેનો વખત હોયતો તરતજ તે હાજર કરવાનો રેવાજ સઘલે ઠેકાંણે પંથરાઈ ગયોછે. એનાં પાતરાંનો કાહાવો હમનાં શુધરેલાં તેમજ બીજી પરજામાં એક શંશારી પીવાની વસતુ થઈ પડીછે. એ રીતે ચાહે અરસપરસનો એખલાશ, મોહોબત અને પીછાણ વધારવાનું એક અછું હથીઆર થઈ પડયુંછે. ઈંગરેજી દોસત આશનાવોની "ટી. પારટી" ઈઆને ચાહે પીવાની મીજલશો બોલાવેછે, જેમા જોકે બીજાં સવાદીશટ ખાંના પીના હોયછે, તોપણ તે સાથે ચાહે તે મીજલશોનો અગતનો ભાગ થઈ પડેછે. ટપકીરના ઈઆ તંબાકુના વીઅશણ કરતાં ચાહેનો શોખ વધારે સારો દીસેછે અને દારૂ, ભાંગ વગેરે કેફી ચીજો પીવાના કરતાં ચાહે પીવાની મીજલથી વધારે ઉતેજન આપવા જોગીયછે. ચીન દેશનાં ઘણાખરા સઘલા ભાગતી તેમજ જેપાંન દેશની ધરથી ચાહેના પાકને મારે ઘણી રશાળ માલમ પડેલીછે. જયાં ચીનનાં જેટલી ગરમી, તીયાંનાં જેવી જગા અને રૂતુ નહી હોય તીયાં ચાહેનાં રોપા ઉગતા નથી. દર વરશે ચાહેની તરણ કાપણી થાયછે, પણ શઉથી શરસ ચાહે તરણથી દશ વરશનાં રોપા પર થાયછે. ચાહે એકઠી કરવાને લોકોનો મોટો ભાગ રોકાયછે, અને જેમ હીઆં દારૂ તાડીનાં પીઠાં રસતે રસતે હોયછે તેમ તીયાં ચાહેનો હાલછે. ચીનમાં દુધ કે શાકર, બતાશા નાંખતા નથી, પણ અમથીજ પીએછે, તે છતાં તે વધારે ફાયદાકારકછે. સારી ચાહે નાનકીનની આસપાસનાં મુલકમાં પેકીનને કેનટાંનની વચેનાં રસતાપર થાયછે, જયાંની હવા નરમ અને માફકશર હોય છે. એના પાતરાં એકેક વીણાયછે તેથી એ કામ એટલુંતો

કંટાલા ભરેલું લાગેછે કે એક મજુર આખે દાહાડે—વરશંના તરણ પાક પરમાણે પાતરાંનાં કદ હોયછે તેનાં વજન ઉપરથી—ભાયેગે ચાર, દશ, કે પંદર રતલ એકઠી કરી શકેછે. પેહલો પાક ફેબરવારીની આખેરીએ, બીજો એપરેલની શરૂઆતમાં, અને તીજો જુન મહીનાંમાં ઉતરેછે. ઘણીવાર ઉતમ ચાહે શઉથી ઉંચી ટેકરીઓ ઉપર થાયછે, જયાંથી એકઠી કરવાનુ કામ ઘણું ભયંકાર અને શંકટ ભરેલુંછે; પણ ચીનાઈ ચતુરાઈએ તેબી શેહેલું કીધું—એટલે આ ટેકડીઓ ઉપર ઉતર હીંદુસથાંનનાં જેવા મોટા વાંદરો વસેછે, તેઓ કેવી રીતે ચાહે એકઠી કરેછે તે એકવાર આગલ આ ચોપાંનીયાંમાં લખ્યું હતું. ચાહે એકઠી કરનારા ચીનાઓ આમાંનાં એક વાંદરને પકડી બીજાઓને ચીડવેછે જેથી પેલા શઘલા વાંદરો ટેકરી ઉપર દોડાદોડ ને ઘાંધલ કરી મુકેછે, અને પેલી ચાહેની ડાલીને ડાલી તોડી નીચે ફેંકેછે. ચીનાઓ કાલી ચાહેને બો–આ કરીને કહેછે, તથા ગરીન (લીલી) ચાહેને બીંગ–આ કહેછે ચાહેની ઘણી જાતો હોયછે, જેવી કે—સોંચાંગ, પીકો, કોંગો, હૈસંન, ગનપાઉડર, સીંગલો, વગેરે પેહેલાં તરણ નાંમ કાળી ચાહેના તથા પાછલાં તરણ લીલી ચાહેનાંછે. સોંચાંગ પેહલા પાકની હોવાથી જરા કીમતી ગણાયછે; પીકોનાં પાતરાં નાહલાંછે તોપણ તે તેની બરોબરી કરી શકેછે; કોંગો અને બીજી શાધારણ ચાહેના પાતરાં વધારે પાકટ હોયછે. જો તમો સોંચાંગ અથવા પીકોની કીમત આપો અને તેમાં જો મોટાં ને કરવતીનાં દાંતા જેવાં પાતરાં માલમ પડેતો જાંણવું કે એમાં મેલવણી અથવા કાવતરૂંછે. હૈસંન ઘણા સવાદીશટ પાતરાંની ચુંટેલી હોયછે, અને સોચાંગ તથા પીકોનાં કરતાં ધીમા તાપથી શુકવેલી હોયછે. શીંગલોનુ નામ જે પાહાડપર તે ઉગેછે તે ઉપરથી પડેલુંછે. ગનપાઉડર મોટાં ને નાજુક પાતરાંની જરા મોંઘી ચાહેછે. લીલી ચાહે શુકીને રંગીન માલમ પડેછે. માતરે ખેતરમાં ચાહે થાય એમ નથી પણ જેમ શુરત તરફનાં ગાંમડાઓમાં ઘેરની પછવાડે ચોક હોયછે તેમ ચીનમાં હોયછે તીયાં પણ ચાહેના રોપા ઉગાડેછે. તેમજ ચીના ઘરમગુરૂઓ પણ ચાહેની ખેતી કરેછે. ચાહે તેઓમાં એટલી શાધારણછે કે આપણે ચીનાઈ રકેબી પીયાલાંપર ચાહેના ખેતરનાં ચીતરો ઘણીવાર જોઈએછે.

એ શીવાય બીજી એક જાતની ચાહે થાયછે તેને આસામ કહેછે; તે વીશે એવું કેહવાયલું છે કે હીમાલયા પરવતની નીચેના ભાગમાં હવા, જગો, અને રૂતુ ચાહેને લાયકની હોવાથી એક અંગરેજ મુશાફરને તીયાં ચાહેની પેદાશ કરવાનો વીચાર પેદા થયો. પણ તે કાંમ બીકટ હતું કારણ કે ચીનાઓ પોતાની કલાકુશલ બીજાને બતાવતા નથી. રોબરટ ફોરચુન નામના શખશે આ કામમાં માથું ઉંચકયું: તે તીયાંની ભાશા, બે ચીપોથી ખાવાની રીત, તેઓનો રેવાજ, પેહરવાશ, વગેરે પકી રીતે શીખયો, અને બાહાદુરીથી ચાહેનો મુલક પરાર કીધો. આ ઠગાઈ જો માલમ પડી હોતતો તેનું તીયાં શું થાત ! તે કદી પાછો ફરતે ? જરથી તેણે ઘણો મેહનતે આશારે ૧૩,૦૦૦ બી પેદા કીધાં, જે તે લાકડાંનાં કેસમાં કાચના ઢાંકણથી ઘણી માવજતે હીંદુશથાંનમાં લાવીયો તેમજ કેટલાક ચતુર ચીનાઓ (ચાહેનાં ખેડુતો) ને ખેડણીનાં હથીયાર શાથે હીમાલયા શુધી લાવવામાં તે ફતેહ પાંમીયો. પણ ઈ૦ શ૦ ૧૮૩૬ માં આશામની અંદર તીયાંનીજ ચાહેથી ઉપલી ચાહે નાબુદ થઈ ગઈ. ગમે તે હોય, પણ ચીનાઈ ચાહેની બરોબરી આશામ કરી શકતી નથી, તોપણ કદાચ ખેડણીનાં સુધારાથી વખત જતાં શુધરેતો શુધરે. ચાહેનાં ફુલ શફેદ અને પાંચ પાતરી હોયછે, જેની વચે બી હોયછે. વેલાતના "કયુ ગારડનસ" (સરકારી બાગ) વીશે વાંચનારાંઓ કદાચ જાંણતાં હશે, જે એક કાચનું મોટું ઘેરછે (બીલોરી મેહલ નાં સમજતાં) અને તયાં ગરમ દેશના વનસપતી ગરમ પાંણીની નલીઓથી હવાને ગરમ કરીને ઉગાડવામાં આવેછે, તયાં ચાહે પણ ઉગાડવામાં આવેછે. તેનાં ફુલ તયાં હુનાલામાં માલમ પડેછે. જયારે તે ખીલેછે તયારે ઘેરાવામાં એક ઈંચ હોયછે, તેની અંદર ભુરા રંગનાં તરણ તરણ બી હોયછે. ઈ૦ શ૦ ૧૬૬૪ માં ઈસટ ઈંડયા કંપની, જેણે રાંણી વીકટોરીયાની અગાઉ હીંદુસતાંનમાં વેપાર અને રાજ પણ ચલાવયું હતું, તે કંપનીએ બીજા ચારલસ રાજાને નજરાંનું મોકલવામાં ચાહે ખરીદ કીધી હતી. અલબત, તે વખતે તે એટલી મોંઘી હતી કે વીશ રૂપીઆની બે આંઉંસ ચાહે બાદશાની ટેબલપર એક સવાદીશટ ભેટ ગણાતી હતી, તે છતાં ઉપલા ચારલસ રાજાએ હીંદુસથાંનમાંથી ૪૭૧૩ રતલ ખરીદી હતી. ચાહેનાં ગુણો ઘણા તારીફ લાયકછે, અને જો માફકશર ઉપયોગ કીધો હોયતો, બેશક, તે ખુશ મીજાજમાં માણુશને લાવી મુકેછે, કઉવત આપેછે, તાજગી લાવેછે, માદાને ઉશકેરેછે. અને પાચન શકતીને મદદ કરેછે. કુદરતી તરશ ચાહેથી મીટતી નથી તોપણ બીજાં પરવાહી કરતાંને વધારે ફાયદો કરેછે. ગમે તેવાં આજારી માણુશને પણ ચાહે અવગુણ કરતી નથી. જેમ થાકેલાં માંણુસની થાક ઉતારેછે તેમજ આલશાઈ અને નીદરાલુતા, એટલે ઉંઘથી ઉપજતી આલશાઈને હકાડી આપણને પાછાં તાજાં બનાવેછે. ઘણાં નાહાનાં બચાંને ચાહે શારી નથી, કારણ કે તેથી તેઓને અફીણની માફક કેફની અશર થાયછે, અને દાનતંતુ તથા ભેજાંને રોગીશટ બનાવેછે. અંગ કશરત જેઓ નથી કરતાં, તે કોણ ? કોઈ નહી પણ વાંચનારી બાંનુઓ, તમેજ—તેઓને ચાહે ઘણી અકશીરછે; તેમજ જેઓ ભાજીપાલાના ખોરાકપર જીવેછે, જેવાકે હીંદુઓ, તેઓને પણ એ ફાએદામંદછે. જેમ પરમેશવરે બીજી ચીજો માણુશનાં ફાયદાને વાસતે પેદા કરી તેમજ ચાહે પણ એક ખોદાની કીમતી બખશેશછે. તે દરેક નકર ખોરાક લીધા પછી ચાર કલાકે પીવી જોઈએ.

નોયેરવાંન.

# પારીસના પેહેલવાંનો.



## જુલસ ફાવર.

ફ્રુશનોમા પારીસ ઉપરના છેલા મોટા ધુજારામા તેનો હાકમ જેનરલ ટરોકુ (જેનું ચીતર અને હેવાલ અમે ગયા અંકમાં આપયો હતો.) તેની પછેની બીજીજ પદવી આ મોંશીઉ જુલસ ફાવરની હતી. પારીસ ખાતેની ફરાનસની શાનશાહી સલતનતને તોડી પાડવા પછે, તાંહાં જે નવું પરજાસતાક રાજ સથાપવામાં આવયું, અને જે ટોલીએ પારીસના એ મોટા ધુજારામાં બાહાદુરી તથા હીમતથી રાજ ચલાવયું, તેઓમાં પારકાં રાજયોના પરધાન તરીકે જુલસ ફાવરને ચુંટી કાહાડવામાં આવયો હતો. ફાવર લુઈ નેપોલીઅનના વખતમાં ફરેંચ પારલામેંટનો એક અધીકારી હતો, પણ સેનશાહાની સાંમી ટોલીનો હતો અને સરકાર તરફની હરીફાઈમાં તે ઘણો જાણીતો હતો. જરમનો સાથની લડાઈની સાંમે તેણે મત આપયું હતું અને તે લડાઈ ચાલવા પછે, લડાઈ ચલાવા માટે સરકારને તખતપરથી ઉડાડી મેલવાની સજા કરવાની જારે તક મલી તારે તે પેહેલો હતો.

જુલસ ફાવરની ઉમર હાલ ૬૭ વરશની છે. તે અસલ ધંધે બારીસટર છે. જોકે બીજા રાજદુવારીઓ કરતાં ફાવરની ઉમર હજી ઓછી છે, તોપણ દેખાવમાં તે વધારે ઘરડો અને નાતવાન લાગેછે. તે એક જુનો અને કસાયલો રાજ અધીકારી છે, અને શાનશાહી સરકારનો જુનો દુશમન છે. ૧૮૩૦ માં જે બલવાથી પાદશાહ લુઈ ફીલીપ ફરાનસના તખત ઉપર આવયો તેમાં ફાવરે ઘણો ભાગ લીધો હતો, અને ૧૮૪૮ માં એ પાદશાહાને બરતરફ કીધા પછે લોકોએ જારે પરજાસતાક રાજ સથાપયું તારે ફાવરને પરધાનોના સેકરેટરી તરીકે મોટા હોધાઓ મલયા હતા. પછવાડેથી એજ વરશમાં મરનાર લુઈ નેપોલીઅન રાજ મંડલીનો પરમુખ થયો તારે ફાવરે સાંમેની પખશમા ગયો, અને ૧૮૫૨ માં નેપોલીઅને શખત પગલું ભરીને મંડલીને જબરીથી ભાંજી નાખવા પછે એક પરગણાના અધીકારી તરીકે રાજની તરફ સપત લેવાને ફાવરે ના પાડયું હતું. ૧૮૫૮ માં શાનશાહ નેપોલીઅનને ગોલી મારવાના વાંકને માટે જાંણીતા ઓરીસીનીને પકડવામાં આવયો તારે તેના હીમાએતીનું કામ ફાવરને મલયું, જે વેલા તેણે પોતાના કુલના બચાવમા કરેલું ભાશણ આજસુધી વખણાયછે અને યાદગાર રહી ગયું છે.

આ વખત પછે ફાવરની આબરૂ ઘણી વધી. તરતજ તેને પારીસની ધારાબાંધનારી પારલામેંટને માટે ચુંટી કાહાડવામાં આવયો. જાંહાં તે સરકારની સામો ટોલી વાલાઓનો સરદાર થઈ પડયો. ખરેખર જુલસ ફાવરની સઘલી વલાણ તેની આખી જીંદગીમાં શાનશાહાતની સાંમે હતી અને લુઈ નેપોલીઅન પડી ભાગા પછે, તેણે પોતાના હોધા ઉપરથી કાહાડેલાં સરકયુલરોમાં તેની એ વલાંણ વધારે ખોલી રીતે દેખાડવાને કસી આનાકાંની કરી નથી. તેણે શાનશાહ નેપોલીઅનને દગલબાજ કહયોછે, ફરાનસની ખરાબી કરનારો મુદઈ ઠરાવયોછે, અને આ લડાઈ ચલાવામાં તેણે પોતાના દેશ તરફ મોટો ગુનાહ અને પાપ કીધુંછે, એવું ખોલલી રીતે ફરી ફરીથી તેણે લખી જણાવયુંછે, તો જો કે આ વાત જાણીતી છે કે છેલી લડાઈ ઉઠવામા નેપોલીઅન કરતાં ફરેંચ લોકોની ઉલટ વધારે હતી અને લોકોના પોકાર ઉપર લગાર નાખુશી સાથ તાબે થવાની મરનાર કમનસીબ સેનશાહાને ફરજ પડી હતી. જુલસ ફાવરની આ સઘલી જાહેર હીમત અને જબાંદરાજી છતાં એક રાજ અધીકારી તરીકે તેની શકતી જાજી જણાઈ નથી. નેપોલીઅન પોતે તેની એ શકતી વીશે હલકું વીચારતો હતો. નેપોલીઅનના પડી ભાગા પછે થોડાજ વખતમાં પરજાસતાક રાજે ફાવરને દુશમનની છાવણીમા મોકલયો હતો, તે એવી ઉમેદથી કે હજીતો ફરેંચો પારીસ ઉપર આવવાના હતા, હજીતો સટરાસબરગ જરમનોને તાબે થવાનું હતું, તેટલામા ફાવર જરમનો સાથ થોડો વખત લડાઈ બંધ પાડવાના કોલકરાર કરે, કે જેથી ફરાનસમા નવું રાજ બરાબર ચાલુ કરવાને બની આવે. આ વખતે નેપોલીઅન પોતે પોતાના કેદખાતામા બોલયો હતો કે "ફાવરથી એ કામ સુદલ બનવાનું નથી. બીસમારક (જરમન વજીર) આગળ મારા સરખાની માહાત થઈ, મારે ફાવરનેતો તે આંગલીની ઉપરનચાવશે!"

તેમજ બનયું. ફાવર દુશમનની છાવણીમા કાંઉંટ બીસમારકની મુલાકાત કરીને પાછો ફરયો, પણ જે કોલકરારનો વીચાર કરવા ગયો હતો, તેમા તે ફાવયો નહી. ઓર બીસમારકની આગળ તે રડી બલીને તથા લગાર બોલચાલ કરીને આવયો. આખાં યુરોપને હથેલીમા રમાડનાર બીસમારક જેવા રાજદુવારી માણુસ સાથની ફાવરની આ મુલાકાત તેની જીંદગીમા અગતનો બનાવ ગણાયછે, અને ચીતારાની કલમે એ બનાવતી કેવી નોધ લીધીછે, તે પાસેના સફા ઉપર અમે દેખાડયુંછે. એ બનાવનો હેવાલ ફાવરે પોતે આપયોછે. બીસમારક અને ફાવર. બંને જણુ એક લુટાયલાં ગામડાંમા મળયા હતા. ફાવરે કહયું કે "આ લડાઇ કાંઈ પરજાએ કરેલી નથી, પણુ એતો એકજ જણુ (શાનશાહ) નું કામ હતું, પણુ હવે ફરાનસે પોતાનું રાજ પોતે ચલાવયુંછે, એટલે જરમનોએ વેર લેવાનું કારણુ રહયું નથી." વળી ફાવરે કહયું કે "ફરાનસ સુલેહ કરવાને તઇઆરછે, પણુ રડતોના આંજું લુછાવા જેવી કોઇ સુલેહ કરનાર નથી. મજબુત સુલેહ થશે તોજ મારો દેશ તે કબુલ કરશે." બીસમારકે જવાબ દીધો કે "જો મજબુત સુલેહ થતી હોયતો હું આજે સહી કરૂં." પણુ બીસમારકેતો ફાવરની સરકાર ઉપર લોકોનો એવીસવાસ દેખાડી કહયું કે "થોડા દીવસમા જો અમે જરમનો પારીસને નહી લઇશુંતો તમારા લોકો પોતેજ તમારા હાથમાથી એ શેહેરને છીણવી લેશે." ફાવરે પરોટેશટ કીધો કે "પારીસના લોકો એવા મુરખ નથી કે માહોમાહે લડીને દુશમનની મહદતી કરી આપે." આ વાત ઘણી લંબાણુ થઇ પડી. ફાવરે કહયું કે જરમનો તક પડતાંજ લડવા નીકલશે, બીસમારકે કહયું કે એવી ચાલતો ફરેંચો ચલાવાના. એટલા માટે બીસમારકે સુલેહની બોલી તરીકે જીહીતેલાં મુલકોની માગણી કીધી. તે બોલયો કે "સટરાસબરગતો અમારાં ઘરની ચાવીછે, માટે તે અમોને મળવી જોઇએ."

આ મુલાકાત આખો દીવસ ચાલતાં કાંઇ શેવટ નહી આવયું, માટે રાત પડતાં તેઓ છુટા પડયા; પણુ રાતના ૯ાા વાગે તેઓ ઠરાવ મુજબ પાછા મળયા અને મોડી રાત સુધી મુલાકાત ચાલુ રહી. થોહોવાર લડાઇ બંધ પાડવાના કરારો વીશે બીસમારકે પરૂશીયાના રાજાને પુછવા સારૂં વખત માગયો. તેઓ છુટા પડયા અને બીજે દાહાડે સહવારના ૧૧ કલાકે પાછા મળયા. ટુક સુલેહના કોલકરાર તરીકે જીહીતેલાં મુલકો ઉપરાંત બીસમારકે બીજો એવો દાવો કીધો કે જો આ ટુક અરસામા ફરેંચ રાજ મંડળી પારીસમા મળવાની હોયતો પારીસનો એક કીલો પણુ અમારે તાબે આપવો. એ ઉપરથી ફાવર બોલી ઉઠયો કે "એના કરતાંતો તમો પારીસ માગો એ વધારે સેહેલ છે. વાહારે સાહેબ! તમારી આ માગણી એવી છે કે ફરેંચો આગળ તમારે ખાતર હું તે જાહેર કરશ નહી." વળી સટરાસબરગના ઘેરાયલાં લશકરને કેદ કરવાની બીસમારકે બોલી કરવા માગી તારે ફાવર બોલી [illegible] કે "સાહેબ, તમે ભુલી જાઓછો. તમે એક ફરેંચ [illegible] કરોછો. તમે એવું દેખાડોછો કે તમારી આ શરત [illegible] એટલા અમે હીચકારા છઇએ. "હીઆંથી વળે[illegible] રાજાને પુછવા ગયો અને ઉપલીજ શરત લઇ પાછો આ[illegible] તે એટલો ગુંગલાવા લાગો કે તેનાથી બોલી શકાયું નહી, તેની આંખમાથી આંજુ નીકલયાં, જે બીજી ઉપર મોહોડું ફેરવી તેણે લુછી નાખયાં. અંતે તે બોલયો કે "હીઆં આવવામા મેં ભુલ કીધીછે; પણુ તેની સજા મારાં દીલે અને કીધીછે. હું ફરજને ખાતર તમારી પાસે આવયો છઉં, અને તોપણુ જો મારી સરકાર મને પાછો મોકલશેતો તે ગમે એવું ઘાટકી હોવા છતાં હું પાછો આવશ. તમે આવી કબુલાતો માગોછો, તેના કરતાં ફરેંચોને ફતેહ કરીનેજ તમારો દાવો લેવો અને જો ફરેંચોને તમે હરાવશોતો તેઓ સદા તમારા તાબામા રેહેશે. તેમ નહી થશે તાંહાંસુધી તેઓ લોહીના છેલાં ટીપાંવેર તમારી સાથ લડશે."

---

# એક વાઘની વારતા.

એક ગરહસથ અને લેડીને એક નાહાનું બચયું હતું, અને તેઓને તે બચયાં સાથે હીંદોસથાનના એક ઉજડ ભાગમાંથી એક ઘણી લાંમ્બી મુસાફરી કરવાની હતી. તે ઠેકાંણે એક પણુ ઘેર હતું નહી, અને તેઓને એક કપડાંના તંબુમાં સુવાનું હતું.

એક રાતના તેઓને એક ઘીચ ઝાડીવાલાં જંગલની પાસે એક ઉજડ જગામાં સુવાનું હતું. પેલી લેડીએ કહયું—"ઓ, આજ રાતની મને ઘણી બીહીક લાગેછે; હું તમુને કહી નથી શકતી કે કેવી ધાસતી ખાધેલી હું છઉં. મને ખબરછે કે આએ જંગલમાં ઘણા વાઘો અને બીજાં જંગલી જાનવરોછે; અને અગરજો તેઓ આપણી ઉપર આવી પડેતો શું કરશું?" તેણીના ભરથારે જવાબ દીધો. "માહારી પેયારી, આપણે ચાકરોને આતસ સલગાવાને તથા ચોકી રાખવાને કહીશું, અને તમુને ધાસતી રાખવી નહી જોઇએ; તથા આપરે આપણુનો વીશવાસ ખોદા ઉપર રાખવો જોઇએ." તેથી તે લેડીએ પોતાનાં બચાંને બોસસા દીધા, અને તેને તેના પારણામાં મુકીયું; અને તેઘાર બાદ પેલી અને તેણીનો ભરથાર સાથે ગુઠણમડીએ બેઠાં, અને તેઓને દરએક સંકટમાંથી દુર રાખવાને તેઓએ ખોદાની બંદગી કીધી.

અરધી રાતને સમે તે લેડી એક મોટી બુમ પાડીને ચોંકી ઉઠી, "અરે, માહારૂં બચું! માહારૂં બચયું! મેં હમણાજ ખુઆબ જોયો કે એક મોટો વાઘ આએ તંબુની અંદર દાખલ થયો અને માહારાં બચાંને લઇને નાહાસી ગયો!" અને જેયારે પેલાએ પારણાની અંદર જોયું તેયારે તે બચું તેમાં નહી હતું! હા, વાંચનાર, તું વીચાર કર કે તેઓનું કેવું ભય ભરેલું દુખ હતું. તેઓ તંબુમાંથી બાહાર દોડી ગયાં, અને માહાતાબની રોશનીથી તેઓએ એક મોટાં પરાંણીને તેના મોટાંમાં કંઇ શુફેદ જેવી ચીજ લઇને જંગલ તરફ ચાલતાં જોયું. તેઓએ ચાકરોને જગાડીયા, તથા ભરેલી બંદુકો લીધી, અને બધાંજણા તેની પછવાડે જંગલ તરફ ચાલીયાં. તેઓ જેમ [illegible]ને તેમ જલદીથી તેમજ ગુપચુપ ચાલીયાં, અને ઘણા જ[illegible]થી તેઓ એક જગાએ આવી પોંચીયાં, કે જયાંથી તે[illegible] અંદરથી જોયું કે તે વાઘ બેઠેલો હતો, અ

ને જેમ બીલાડી ઉંદરને મારીયાની અગાઉ તેની સાથે રમે છે તેમ તે વાઘ પેલાં બચ્ચાં સાથે રમતો હતો. તે બચ્ચું ર ડતું નહી હતું, અને તેને દુખ થયું હોય એવું દીસતું નહી હતું. પેલાં બીચારાં મા બાપ મદદને વાસતે ફકત તે કીરતારનીજ બંદગી કરતાં હતાં, અને જ્યારે તેઓમા ના એક માણસે પોતાની બંદુક ઉંચકી તેયારે પેલી લેડી બોલી—"ઓ, તું માહરાં બચ્ચાંને મારી નાખશે!" પણ તે માણસે બંદુક તાંકી, અને એકદંમ ફોડી, અને ખોદાએ તેની પાસ સારૂંજ કરાવીયું. તે વાઘે એક મોટી દુખદા એક બરાડ મારી અને ઉંચે કુદીયો, અને બંદુકની ગોલી થી વીંધાઈને પાછો નીચે જમીન ઉપર તદન મુએલો પડી ગયો. તેયારબાદ પેલાં બધાં માણસો આગળ ધસી ગયાં, અ ને તેયાં તે બચ્ચું જાણે જરાબી બીધું નહી હોય તેમ તદન સલામત અને હસતું હતું. આ બનાવ બનીયા પછે પેલી લેડી ઘણી સોક પડી હતી, પણ પેલું બચ્ચું તદન ત નદરોસત રહયું હતું. સો૦ જા૦ રી૦

## પરચુટણ બાબતો.

**કુતરા વીશે વેહેમ.**—એવું માલમ પડેછે કે આરીઅ ન ટોલાથી ઉતરેલી ઘણીખરી પરજાઓમાં કુતરા વીશે વેહે મો પાલવામાં આવેછે, અને તે વેહેમ અસલ આરીઅન લોકોમા પણ હતા. એ મધે કુતરાના ગંભીર રડવામા અથવા ભુંકવામાં મોતની અગમચેતી ધારવામાં આવેછે. ઈંગલંડમાં ઘણાકો એવું માનેછે કે જેની બારી આગળ કુતરો આવીને ભુંકે, અથવા જે ઘરની આસપાસ કરેરા હોવાને લીધે બારી આગળ આવી નહી શકવાથી તે કુતરો જેના ઘરની આસપા સ સંતરીની મીશાલે બેચેનીથી પેહેરો ભરતો દેખાય, તેના મોતની અગમચેતી કરવા તે આવયોછે એમ જાણવું. તે કુ તરો ભય ભરેલા આવાજ કાહાડેછે, છેલે તરણવાર ભોંસેછે અને પછે નાહાસી જાયછે. ફ્રાંનસ અને જરમનીમાં પ ણ એ વેહેમ ચાલેછે. પાછલાં દેશમાં કુતરો મોત ઉપરાંત આગની અગમચેતી આપનાર પણ ગણાયછે. અગરજો તે ધોરી રસતા ઉપર ધુરેછેતો વેસટફેલીઆના લોકો તે ર સતા ઉપરથી મુરદું પસાર થવાની ખચીત વકી રાખેછે. કેટલાંક દેશોમાં એવું મનાયછે કે કુતરો ભુતને ઓળખેછે!

---

**પાપી માણસ** એક જંગલી દરખત જેવુંછે, કે જેની ડાલીઓ કોઈવાર આપણને લીલી કંજાર જેવી દેખા યછે, અને જેનાં પડછાયાથી નનદીક આખુ ખેતર ઢંકાઈ જાયછે; પણ જયારે આપણે તેની અંદર જઇને જોઇએ તી યારે તો તેજ દરખતનાં જીગર (શુલ અને થડ) માં કાલુ મો ટુ બગાડું પડેલું હોયછે. તેમજ પાપી માણસ બાહારથી પોતાને ગમે તેવું રૂપ આપે, પણ અંદરખાંનેથી તેનુંજ જીગર તેને કોરી ખાયછે.

---

**પાપ અને દાઢી.**—નામાંકીત જરમન સુધારાવાલો લયુટર એક દીને ડાકટર જોનસની હજુરમાં હજામત કરાવા બેટેલો હતો, તે વેળા તે ડાકટર આગળ બોલયો કે—"આપણાં દીલમાં જે અસલ પાપ છે, તે આપણી દાઢીની મીશાલે છે. આજે આપણે હજામત કરાવી કે દાઢી ઘણી સુમારી તથા સાફ લાગેછે; પણ કાલે તે ખજવાટ કરતી પા છી ઉગેછે, અને આપણા મરણ સુધી તે એ પરમાંણે ઉગ યાજ કરેછે. એજ પરમાંણે પાપ આપણને સદાનું વલગે લું છે, તોપણ આપણ તેને દાઢીની મીશાલે કાપયા કરવું જોઇએ."

---

**લોહોચુંબકનાં તોફાંનો.**—વાંચનારી બાંનુઓને આ મથાલું નવાઈ જેવું લાગશે; પણ વીદીઆની એ એક અંગ તની શોધ છે. વીદીઆને લગતાં કાંમકાજોમાં લોહોચુંબક નો ઘણો ખપ પડેછે, જેમકે હોકાયંતરોમાં તેની એક સો એ મુકેલી હોયછે, જે હંમેશ ઉતર દસા દેખાડેછે. હવે એવું માલમ પડયુંછે કે જેબી શાંચાઓમાં આ લોહોચુંબ કની સોય વગેરે હોયછે, તે સઘલાંની સથીરતામાં કોઈ ચો કસ વખતે બગાડો થાયછે અને સઘલી સોયો એકજ વખતે હીલવા પડી જાયછે. એ બનાવ એકજ શેહેરનાં સઘલા સાંચામાં નહી, પણ કુદરતજ દેશો ખાતે પણ તેજ વખતે માલમ પડેછે, જે ઉપરથી લોહોચુંબકોની ઉપર કાંઈ ખુદરતી કોંપની અસર થતી માલુમ પડેછે. આ લોહોચુંબકનાં તોફાં નોને સુરજની સપાટી ઉપર દીસતાં ધાબાંઓ સાથ સંબંધ છે.

---

**ખોટા** અને આપમતલબી દોસતો આપણા પડછા યાના જેવા માલમ પડેછે. જયાં સુધી સુરજના તડકાંમા (સુખમાં) ચાલીએછે તયા સુધી તેઓ આપણી સાથે ચાલેછે, પણ જેવા અંધારાંમા (દુખમા) આવયા તેવાજ તેઓ આ પણને છોડી જાયછે. બમંત.

---

**બચ્ચાંને શાબાશી.**—ઘણા મા બાપોને એવી ટે વ હોયછે કે જયારે તેઓનાં બચ્ચાં કંઈ શારૂ કાંમ કરે તી યારે તેઓને સાબાશી આપવી જોઇએ તેને બદલે તેઓપર ધયાંનબી આપતાં નથી—એ ઘણું ખોટુંછે. કેટલાંક છો કરાંઓ ઘણું સખત કાંમ, અઘરો પાઠ, અથવા કંઈ કાંમ વધારે શારૂ કરેછે, તોપણ તેઓપર ધયાંન અપાતું નથી, એથી બચ્ચાંની ઉલટ અને ઉમેદ તુટી જાયછે. જેમ મરદ, ઓરત ને બુઢાં સૌ શાબાશી મેલવવાને ચાહેછે તેમજ બચ્ચાં પણ ચાહેછે. શાબાશીથી બચ્ચાંમાં ગોયા નવી જીંદગી પે દા થઈ હોય એમ તેને લાગેછે. પણ તે કયારે?—મુખ્ય કરીને તે શાબાશી મા બાપોથી મલે તીયારેજ. નોચેરવાંન.

## બાલ વીશે નુસકા.

૧. બાલ ઘટ કરવાનું તેલ—

મીઠું તેલ આઊંસ ... ૩)
લવંડરનું તેલ દરામ ... ૧)

એમને મેલવી, જે જગા ઊપર બાલની અછત હોય તયાં, સાંજ સવારના લગાડવાથી સારા મજાના ઘટ બાલ આવશે.

૨. બાલ પાછા આવવા માટે તેલ—મંદવાડથી બાલ ઘણા પાંખા થઈ ગયા હોયતો નીચે લખેલો તેલ વાપરવો.

ઓલીવ તેલ, અને સ્પીરીટ આફ રોઝમેરી, એ બેઉને સરખે ભાગે લેઇ તેમાં થોડાંક ટીપાં જાયફળનું તેલ નાખવું, એ સરવેને મેલવી રાતના સુતી વેળા માથાંને સારીપઠે ચોળીને લગાડવું.

૩. **માથાંની તાળ**—જેને માથે તાળ પડતી હોય, તેમણે તરત નીચે લખેલો પોમીટમ લગાડવું.

એક આઊંસ સ્પીરીટ આફ વાઇનમાં એક ડરામ કેનથારડીસ (સ્પેનીશ માખો) પાઊડર, મેળવી એક અઠવાડયાં લગણ અવાર નવાર હલાવતાં રહેવું; પછી ગાળી કાડવું. એ અરગના દસભાગ લેઇ તેમાં નેવું ભાગ બકરાની સોઇં ચરબી ઠંડી તથા જરા ઇસેનસ બરનેમોટ કે બીજી કોઇ ખુશબો, સાથે મસલીને મેલવવું. એ પોમેટમ રાત અને સવારના સારી રીતે અને બરોબર માથાંમાં ચોપડયા કરયાથી સોમાંથી નવાણું જણને તાળથી પડી ગએલા બાલ પાછા આવશે.

૪. **બાલ માટે ગુલાબી તેલ—**

ઓલીવ તેલ એક બાટલી.
ગુલાબનો અતર એક ડરામ.
રોઝમેરીનું તેલ એક ડરામ.

એ સરવેને મેળવવું. અગર રાતો રંગ દેવો હોયતો, ઓલીવ તેલને ગરમ કરી તેમાં જરા "અલકીનો રૂટ" નામના મુળીઆં નાખી ઠંડો પાડી, બાકીના ખુસબોદાર તેલ મેળવવાં. એ તેલ બાલને મજબુતી અને ખુબસુરતી આપેછે. મે. દે. મા.

## રમુજે ફુરસત.

૧. એક એવો આંકડો શોધી કાઢો કે જેને બેથી નવ સુધી ગમે તેથે ગુણવાથી જે ગુણાકાર આવે તેના આંકડાઓનો સરવાલો કરીએતો પાછો તેનો તેજ આંકડો આવે.

૨. ગુજરાતીમાં એવો કીયો અક્ષરછે કે જેની સાથે "વીસ," "તરીસ" "પણ" અને "ણુ" એવા અક્ષરો જોડીને તે સરવેનો સરવાલો લેઇએતો ૨૧૪ ની રકમ આવે.

૩



આ આકારની સીધી ૭ લીટીઓના બીંડું અને જાંહાં જોડાયછે તાંહાં ૧ થીતે ૯ સુધીના એવા આંક ગોઠવો કે જેમનો સરવાલો જાંહાંથી ગણી એ તાંહાંથી ૧૫ નોજ આવે.

## ખોલાસો ગઇ વેલાનો.

૧.

| ૫ | ૪ | ૬ | ૩ | ૭ | ૮ | ૨ | ૧ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૭ | ૯ | ૬ | ૮ | ૫ | ૪ |
| ૮ | ૯ | ૭ | ૧ | ૬ | ૩ | ૪ | ૨ | ૫ |
| ૯ | ૫ | ૧ | ૪ | ૮ | ૭ | ૩ | ૬ | ૨ |
| ૪ | ૮ | ૫ | ૯ | ૩ | ૨ | ૬ | ૭ | ૧ |
| ૭ | ૩ | ૨ | ૬ | ૪ | ૧ | ૫ | ૯ | ૮ |
| ૩ | ૬ | ૮ | ૨ | ૧ | ૫ | ૯ | ૪ | ૭ |
| ૬ | ૧ | ૯ | ૫ | ૨ | ૪ | ૭ | ૮ | ૩ |
| ૨ | ૭ | ૪ | ૮ | ૫ | ૯ | ૧ | ૩ | ૬ |

૨.
૧ લું ખેતર ૫ ૨/૫
૨ જું " ૭ ૩/૫
૩ જું " ૧૧.
———
૨૪) એકર.

## સ્રીઓને શિખામણ.

ગરબો.

"સેવું પ્રભુને સદાય, થાય જેથી શુભ જેટલું રે"
એ રાગ.

સુણો વનિતા એક વાત, ધાત જેથી ટસે ઘણીરે;
તમે ભણજયો ભલીભાત, વાત કરજ્યો વિદ્યાતણીરે.
નિત્ય જાજ્યો નિશાળ, વિશાળ જ્ઞાન જેથી મળેરે;
રજે થાતાં રિશાળ, કાળ ઝાળ તેથી ટળેરે.
નિતી વચનોના પદ્ય, સદ્યજો જપોને ગ્રંથથીરે;
મફર માઝમ ને મદ્ય, સદ્ય તજજો શરીરથીરે.
દારાદ્રવ્ય ગુણ જ્ઞાન, માન પામે શિયળપણેરે;
તેનું રાખી અભીમાન, ધ્યાન ધરજ્યો વિદ્યાતણેરે.
જાર દુષ્ટછે કર્મ, ધર્મ નથી જાણો તમેરે;
તેની રાખજ્યો શર્મ, મર્મ માનીને આ સમેરે.
મદ્ય કુફ એ કામ, ઠામ ઠીક નહી ધારશોરે;
બહુ આપે બદલામ, આમ જાણી મદ મારશોરે.
વદજો વાણી સૌ સ્પષ્ટ, નેષ્ટ કર્મ કરજ્યો પરાંરે;
જોજો થાતાં પદભ્રષ્ટ, હુષ્ટ* થઇને બરેબરાંરે.
કઇકે કરજ્યો સુશોધ, ક્રોધ વધુ વરજાળજોરે;
સુંદર ધરજ્યો સ્રિબોધ, નોધ નિતીની ન્યાળજોરે.
સત્ય રાખી સમક્ષ, લક્ષ જુઠો ન રાખશોરે;
પિડા ટળશે પ્રત્યક્ષ, ભક્ષ ભુંડો ન ચાખશોરે.
નિતી શાસ્ત્રેછે ન્યાય, રાય રંક સ્રિપોતણારે;
તેને સમજી સદાય, પાય ભરજ્યો તમે ઘણારે.
ડાહ્યાં થૈને નહી ડંક, રંક વિશે રાખો તમેરે;
કુત્સીત જાણો કલંક, અંક વાંચયા ઘણા અમેરે.
સતી સિતા સદજાત, વાત સુણજ્યો તેની સહુરે;
જેના સ્વામી સાક્ષાત, ભ્રાત ભર્ત્તતણા કહુરે.
તેણે પાળ્યુ પતીવ્રત, ત્રુત્યકૃત્ય કીધું નહીરે;
લેશ ખોટી નહી લત, સત્ય રાખ્યું શિયળ સહીરે.
તેનુ જાણી વૃતાંત, ભ્રાંત ભાગો તમે અહીરે;
એવું દેખી દ્રષ્ટાંત, શાંત થજ્યો શિયળ ગ્રહીરે.
જેથી સુધરે સંસાર, વ્હાર કરશે વિભુ ઘણીરે;
એવી વિનતી આધાર, જાર કર્મ ટળવાતણીરે.

ર. મણીશંકર માહુાનંદ.

* રાજી.

મુંબઇ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૮ મું. | મેએ ૧૮૭૪ | આંક ૫ મો.


## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

લખનાર—"મીનોચેહુર ખોરશેદ."

### બાબ ૧૧.

"પછે હંસે માંડયો વિલાપ, પાપી માણસરે,
શું પ્રગટયું મારૂં પાપ, પાપી માણસરે;
એ કાળાં માથાનો ધણી, પાપી માણસરે,
તેને નિર્દયતા હોય ઘણી, પાપી માણસરે;
એનો જીવને હર્ષે તતખેવ, પાપી માણસરે,
હવે હું મુઓ અવશ્યમેવ, પાપી માણસરે.—" પ્રેમાનંદ.

પણ મીલાદ અને શેહરગીરની સાથે ફરામરોજને જોવા સોદાગર નરીમાનનાં ઘરમાં આપણેની જઈએ, તેની આગમજ ફરામરોજપર શું વીતયું તે વીશે વાંચનારી બાનુ ઓને જાણીતાં કરવાં જોઈએ.

પોતાનાં બાપીકાં ઘરને છેલી સલામ કરીને ફરામરોજ પોતાના મીતર ફીરોજની સાથે આગલ ચાલયો. જાહેર રસતાઓ છોડીને તેઓ એક નાના તલાવની નજદીક આવી પુગા, અને તે ઠેકાણે લાકડાંની કરેલી બેઠકો ઉપર થોડોવાર બેઠા. હઈઆં તેઓએ ફરંગીજ વીશેજ વાત ચલાવી. તેઓને ખબર હતી કે ફરંગીજ કેથી જતી રહી હતી, પણ ફીરોજને વધારે ખબર હતી કે તેણી મદાયનનાં પાદર તરફ ગઈ હતી.

"શું તેં તારી નજરે તેણીને જોઈ હતી, દોસત ફીરોજ!"

"હું ખાતરીથી કહુંછું કે મેં તેણીને જોઈ હતી—પણ પેહલી નજરે મને ચોકસે માલુમ પડયું નહી. જારે તારેથી ખબર મલી કે તેણી ગુરગીનની બેઅદબીથી જતી રહીછે તારે મારી ચોકસ ખાતરી થઈ કે જેને મેં ગઈ કાલ રાતે જતી જોઈ તે ફરંગીજજ હતી" ફીરોજે જવાબ આપયો.

"મને અજબ લાગેછે કે તેણી કાંહાં ગઈ હશે?" ફરામરોજ બોલયો. "મને એક બોલ પણ કહયા વગર ગઈ! અફસોસ, ફીરોજ, મારી હાલત વીશે તું શું વીચારેછ? માં બાપના પયારનું તો સુખ નહી પણ પયારી ફરંગીજ, જેને માટે મારી ઉપર આટલું——"

"સબર, ફરામરોજ," તેના દોસતને એકદમ અટકાવી ફીરોજ બોલયો; "તે બાનુ વીશે તું ઠપકાના બોલ બોલે તે આગમજ મને કેહ કે શું તેં તારો પયાર તેણીને જાહેર કીધો હતો?"

"શું તેણી અને હું નાનપણનાં જોડીઆં નથી? શું અમો વચે નાનપણથીજ પયાર બાઝેલો નથી?"

"તું ભુલ કરેછ, દોસત મારા," ફીરોજે કહયું. "જો નાનપણની રમતના પયાર ઉપરજ તું મુશતાક રહીને એમ જાણે કે તારી પીતરાઈને જેવી તું ખરા પયારથી ચાહેછે તેવીજ તે તુંને પણ ચાહેછે, તો તું ભુલ—મોટી ભુલ કરેછે. શું ફરંગને નથી ચાહતો? ફરંગ તારી નાનપણની રમતીઆલ સોબતી નથી? તારે જેવો પયાર ફરંગ તારી તરફ દેખાડેછે તેવોજ ફરંગીજબી દેખાડીને અટકી જતી હશે તારે?"

ફરામરોજ જવાબ આપવા જતો હતો તેવામાં તેની નજરે તેઓ બેઠા હતા તાંહાંથી થોડેક દુરથી એક આકાર પસાર થઇ જતો તેણે જોયો.

"અરે ચુપ, ફીરોજ," તે બોલયો, "જો પેલું કોઈ આપણી તરફ જોતું જાયછે. ખબાદા——"

એવામાં વલી એક બીજો આકાર તાંહાંથી ઝડફમાં પસાર કરી ગયો.

"હવે બસ, ફીરોજ આપણે છુટાપડવું જોઈએ," તે બોલયો.

"પણ હવે તું કાંહાં જશે," ફીરોજે પુછયું; "મારે ઘેર આવ, ફરામરોજ."

"નહી દોસત, તું જાણતો નથી કે હું શું કરવા માંગુંછું; તારા જણાવવા મુજબ હું પેહલાંતો કારન બાવાની ઝુંપડી તરફ જાઈ તેણીની ખોલ કરવા માગુંછું, અને તેનેથી કાંઈ પટો મલેતો પછે——"

"શું હું નહી તારી સાથે આવું?" ફીરોજ બોલયો.

"ના, તારૂં કામ નથી. તુંતો પયારી ફરંગને માટે હઈઆંજ રેહ. યાદ રાખજે, ફીરોજ, કે જો ફરામરોજ

જીવતોછે તો ફરંગ પોતાની ભુલ જોયા વીના રેહનાર નથી. અગર નહીતો તેણી શાહજાદાની ઓરત બેશક બનશે—મારી માદર તેણીને ફરજ પાડશે."

અને હવે તે બંધે દોસતો છુટા પડયા. એક લાંબી કોટી કરીને તેઓ છુટા પડયા. બંધેની આંખોએ તેઓ વચેના મજબુત ગાંઠની ગવાહી આપી, અને એ રીતે ઘણીવાર ચુપકીદા રહીને તેઓ છુટા પડયા.

હજીતો ફીરોજાને તેનાં ઘર તરફ શો કદમ ભરવાને વીલમ લાગો નથી તેવામાં ફરામરોજને તલાવની અંદર કોઇના પડવાનો ધપકારો સંભલાયો. વીજલીપેરે ચમકીને તેણે તે તરફ નજર કરી, અને તેજ વખતે એક ખડતા તારાની ઝડફથી તે તલાવ તરફ દોડયો.

એ શું હશે, એ કોણ હશે, તે વીશે તેને કસી ખબર હતી નહીં; અને અફસોસ તેને વીશે તેને ફરીથી ખબર પડી નહીં. કેમકે જેવો તે તલાવની પારે આવી પુગો કે એક શખસે તેનો હાથ પકડયો. ફરામરોજે હાથ છોડાવાનાં ઘણાં ફાંફાં મારયાં પણ તે ફાવયો નહી. છેલે તે ગુસે થઈને બોલયો.

"કોણ શખસ છે તું ?"

"તું કાંહાં જાયછ એટલી ઝડફથી, અએ જવાન મરદ ?"

"શું મેં આવાજ નહી સાંભલયો ?" ફરામરોજે ગુસાથી ઉતર આપયો. "કોઈ તલાવમાં પડયુંછે. છોડ અને—મને છોડ !"

"ખરે, તારે જવુંજ જોઇએ," પેલો મરદ બોલયો; "શું તુંજ તે શખસ નથી ! સોદાગર ઝીલાદનો બેટો ફરામરોજ, અને તારી પીતરાઈનો આશક ?"

"આહ !"

"નહી, અજબ થવાનું કારણ નથી. જા, તલાવમાં તારો ખજાનોજ પડયોછે. બલકે તારો જાન અને જીવતર આ તલાવમાંછે," તે મરદ લગાર મશકરીમાં બોલયો. "ઉતાવલ કર, નહીતો તારી સઘલી આરજુ રદ જશે. દોડ, કાંએકે ફરંગીજ તારે હાથથી ગઈછે, ફરામરોજ !"

પેલો મરદ છેલા શબદો એટલા તો મોટા આવાજથી બોલયો કે ફરામરોજ ઘભરાટમાં આગલ ધસેછે તેવામાં એક જબરદસત ફટકો તેનાં માથાં ઉપર પડયો, અને તુરત ચકરી ખાઇને તે જવાન આશક પોતાની માશુકને બચાવા જતાં નીચે બેભાન થઈ તુટી પડયો.

ફટકો પાછલથી પડયો હતો, અને તે એક હીચકારો ફટકો હતો. ફટકો વગર કારણે પડયો હતો, અને તે એક ખુની ફટકો હતો. ફટકો કોઈ એક બીજીજ બોરદથી પડયો હતો, અને તે એક અજબ ફટકો હતો. આ ફટકો કોણનો હશે ?

જેવો તે જવાન આશક નીચે પડયો કે બે શખસો ખડખડ હસતા તે જગાએથી ચુપકીદા જતા રહયા.

આ બનાવને અડધો કલાક ગુજરવા પછે બે ઓરતો તે તરફ આવી, થોડોકવારસુધી આસપાસ ફરીને તેઓએ લાકડાંની બેઠક ઉપર બેસવાનું મન કીધું પણ તેઓમાંની જે વડી હતી તેણે ના પાડી.

"બેટી ગુલનાર, હવેતો ઘેરજ જવું આપણે; રાત ઘણી અંધારીછે, આકાશ તદન વાદલોથી ઢંકાઈ ગયલોછે, જોની, માહાતાબખી છુપાયલીછે. અને લાગેછ કે હમણા વરસાદ પડશે."

અને આમ બોલીને તેણી તે જવાન આનાકાની કરતી અબલાને પાછી ઘર તરફ ખેંચતી ચાલી, પણ તેજ વખતે કોઈનો ઉંડો દમકાંખાતો હાએનો સાદ આવયો અને તેથી તેઓ બંધે ચોંકી તે સાદ તરફ ધ્રુજતે અને ધીમે કદમે ચાલી. તે આવાજ બંધ પડયો, પણ થોડાવારમાં વલી શરૂ થયો. તે બંધે નારીઓ ઘણીજ ઘભરાઈ, તોપણ બીહીતાં બીહીતાં તેઓ તેની નજદીક આવી લાગી.

આહ, તેઓએ શું જોયું !

એક જવાન શખસ લોહીલુહાન, બેસુધીમાં ગેરફતાર તાંહ પડેલોછે. તેનાં કપડાં છેક કમર સુધી તેનાં લોહીમાં બોલાઈ રહયાંછે. તેનું માથું એક મોટો ચીરો દેખાડેછે, અને તેનો ચેહરો—જોકે કદાચ ખુબસુરત અને સુંદર હશે તોપણ આ વખતે—તદન સીહા મારી ગયલોછે.

બંધે ઓરતોએ એકસરખી ચીસ પાડીને એકેકને વલગી પડી, પણ તુરત સમજયાં કે એમ કરવાથી તે જવાન મરવા પડેલાને તેઓ એક રેશભાર પણ મદદ કરી શકવાના નથી, તારે તેઓમાંની મોટી ઉઠી અને પોતાની સાથવાલીને એક શબદ પણ જણાવવા વગર પોતાના ઘર તરફ ચાલી.

પણ તેણી મદદ—જો મદદનેજ મારે તેણી ગઈ હોય તો—લેઈને પાછી આવે તેટલો વખત તે. જવાન અબલા પોતાના ડોલા બેંચાય તેમ બેંચીને આવાં અઘોર અંધારાંમાં તે જવાન પુરૂશનો ચેહરો તપાસવા લાગી. થોડાંવાર પછે તેણી પોકારી ઉઠી.

"તેજ, અરે તેજ. એતો તેજછે ! આહ, વાહલા, પયારા, અફસોસ ! સદ હજાર વખત અફસોસ કે મોતે તારીજ ઉપર તરાપ મારીછે, કેવો જવાન, કેવો ખુબસુરત, અરે કેવો—કેવો—કેવો પયારો——"

પોતાનું બોલવું પુરું કરે તે આગમજ તે જવાન નારી રડી પડી. અરે, એક મરતા આશક યા ભરથારને મારે નવધાર રડતી તેની માશુક યા ઓરતને જોવી એ કેવું જેહરીછે ! તે વખતનો દેખાવ આપણને આપણા ભવીશના તેવાજ કોઈ બદતર વખતના દેખાવની યાદ આપેછે. એ યાદ જોકે આપણને એક ઘણોજ કીમતી ધડો આપેછે, તોપણ તેવા વખતના તેવા બનાવ વીશે—ખોદા બેર કરે !

"ફરામરોજ, ફરામરોજ," તે નારીએ રડવું જારી રાખયું, "ફરામરોજ, જો એજ રીતે છુપો થઈને મને છોડી જનાર હોયતો એક છેલો સખુન બોલ, એક. છેલી નજર કર. એક છેલો બોસો——"

પણ નહી. હઈઆં તેણીની મરામ પોતાનો બોજો ખમી શકો નહી, અને વગર અચકવે ગડગડ રેલા ચાલવા માંડયા, તેણી તે મરતા જવાન ઉપર ચકભમ થઈને તુટી પડી, અને તેના પયારાં લોહીમા પોતેબી નાહી !

વાંચનારી બાનુઓ, બસ કે હજી આગલ ચાલીએ ?

પણ ઉપકાર તે કીરતારનો કે તે રાતે ચંદરમાની રોશનીની ગેરહાજરીથી તદન અંધકાર હતો, અને તેથી ચે

શા મરવા પડેલા જવાનને માટે મદદ આવી પોંહચી, અને તરણ મજબુત શખ્સો તેને મશાલની રોશની સાથે થોડેક છેટેનાં એક શુંદર અને કોશાદે મકાનમાં લઈ ગયા, તાંહાંશુધી તે જવાન બાનુનાં કપડાં ખરડાવાની વાતની કોઈને ખબર પણ મલી નહી;—જાંહાં પુગતાંજ તેણીએ તે કપડાં તુરત બદલી નાખમાં અને આગલ કરતાં હવે લગાર સાવધપણાથી કામ કરવાનો ઠરાવ કીધો.

ઘણું કરીને સઘલાં દેશોમાં ઓરતો ઘેરઘટુ દવાદારૂમાં થોડી કે ઘણી જાણીતી હોયછે. જરદો હકીમાનો ધંધો કરેછે, પણ ઓરતો ધંધાને બદલે કોઈ વખતે પોતાનું ગ્યાન અજમાવી જોવાની તક મેલવેછે, અને તારે,—આપણા શેહરની હાલની કોઈ કુકીઆઈ અથવા "દીનબાઈ ડાકટર" જેવી ઓરતું દોર કરનારી નહી પણ, તે હકીમોની ગેરહાજરીમાં થોડોવાર તેનું કામ પુરતી અને ફતેહમંદી ભરેલી રીતથી ચલાવવાને શકતીવાન પોતાને વોઆરેછે, અને ખરેખર તેઓ ફતેહ મેલવેછે.

તેવુંજ કામ જવાન ગુલનાર ઉપર આવી પડયું.

એક સુંદર બીછાણા ઉપર તે જવાનને સુવાડયો, અને તેનો ઘાહ, જે ફકત એકજ મગર ઘણોજ સખત હતો તેને કલાથી બાંધવા અને તેની ઘટતી માફેજત કરવાને ગુલનાર તેની માદર મેહરીનના કેહવાથી આગલ પડી. આંખમાંતો હજી પાણી હતાં, તોપણ પોતાની નબલાઈ જાહેર નહી પડવા દેવાના વીચારથી ગુલનારે જો કે દેખાઈતી આનાકાનીથી પણ અંદરખાનેનાતો ખરેખરા ભાવથી કબુલ કીધું; અને પોતાની સમજ અને કલાથી માથાં ઉપર પાટો એવોતો સરસ રીતે બાંધયો કે તેનું નેક પરીનામ સેહજ વખતમાંજ જણાઈ આવયું.

તે ઘાહેલના ઓરડામાં તરણ જણા બેઠાં હતાં: તે મકાનનો ધણી, તેની ઓરત મેહરીન, અને પેલી જવાન ગુલનાર. એ સરવેનાં દેલ ફેકરમંદ હતાં. એક રોશન બતી પથરની ટેબલ ઉપર ટપર જેવી બલતી હતી તેનો ઉજાશ અવલમાં આ ઘાહેલ પારકા ઉપર પુરતો પડયો હતો, અને તારેજ તે મકાનના ધણી અને તેની ઓરતે જાણી લીધું હતું કે તે ઘણોજ ખુશસુરત મરદ હતો. વખત વહી ચાલયો, રાત આગલ વધી, અને વધારે કાલી થતી ગઈ. હવે વરસાદનાં છાંટા બોર સરખા પડવા માંડયા, અને તે કાચની બારી ઉપર ઘડીયાલની ટકોરી મુજબ પડવા લાગા.

ગુલનારના ગુલ જેવા નાજુક અને સુઘંધી હાથોએ બાંધેલો તેવોજ નાજુક અને સુઘંધી પાટો પોતાની ખુબીમાં પછાટ પડયો નહી, તે ઘાહેલને તેનો ફાયદો તુરત દેખાયો. લાંબો વખત સુધી બેચેની ભોગવીને હવે તેને કરાર માલુમ પડયો. તેણે પોતાનું માથું લગાર ફેરવવા કીધું, પણ ઓ! અએ જવાન, તારૂં માથું તું સંભાલજે! જો બાંધેલો પાટો ખસયો કે તારા આવરડા થોડાજ છે જો! તુરતજ ગુલનાર તેની મદદે દોડી, અને જેમ તે પારકો પોતાને કલફાવે તે પરમાણે માથું ખસેડવા માંગતો હતો તેમ—જાણે કે તે દુખ તેણીનેજ થયું હોય એમ ચેતી જઈને તેજ બાજુએ તેને સુગમ પડે તેવી રીતે માથું મુકયું. એ બનાવને બે ઘડી નહી ગઈ એટલામાંનો તે ખાબમાં પંડેલો જણાયો.

ખાબ, ખાબ—ઓ તું દુનયાનાં દુખોને ભુલાવી દેનાર ખાબ! આજારી માણસ તારી હાજરીથી કેટલો તંદોરસત છે! તેના ઓરડાની જરૂર પડવે મોલાકાત લેવાને ભુલતો ના, અએ ખાબ!

ધુંધું કરતી રાત પસાર થઈ ગઈ; પાસેના આંદરી આન અથવા આતશકદેહોમાંથી પાછલી રાતનો ઘંટો થયો. મુરઘોએ બંદગી શરૂ કીધી અને થોડાવારમા આસમાન એક ખુબસુરત રોશનીમાં દીપી નીકલયો, પણ એટલો બધો વખત તે ઓરડામા શું બનાવ બનતો હતો? તે મકાનનો ધણી—જેનું નામ વાચનારી બાનુઓથી હવે વધારેવાર છુપું રાખવું નહી જોઈએ તે—સોદાગર નરીમાન પોતાના દરદી પરોણાની આગતા સવાગતા કરતાં બુઢો આંખોને બંધ થતી અટકાવી શકયો નહી, તેમજ તેની ઓરત મેહરીન પોચી ગાદીના કોચની ઉપર લાંબી ખેંચવાને રાજી થઈ, અને તે જવાન દરદીતો કલાથી બાંધેલા પાટાની ખુબીથી લેહર ભરેલી હુંઘમા પડેલોજ હતો, એટલે એક, ફકત એજ જીવડો તે ઓરડામા જાગતો અને જોતો હતો.

પેલો દરદી, નરીમાન, તથા મેહરીન જુદાં જુદાં નસકોરાંઓથી પોતાનું જુદા જુદા સુરનું ગાયન ચલાવતાં હતાં તે બરાબર ચોકસાઈથી તપાસીને આ જાગતો અને જાણતો જીવડો ટેબલ ઉપરની બતી લેઈને તે દરદીના બીછાણા આગલ ગયો, અને તેના ચેહરાનો પોતાની ચશમમા એવો તો હુબહુ નકશ ચીતારયો કે તેણીને તે કોણ મરદ હતો તે વીશે તુરત ખાતરી થઈ.

ગરીબ બીચારો ફરામરજ પોતાની હુંઘમાં શું જાણે કે તેની આ દુખી હાલત ઉપર નજર કરનાર એક જાન જીવતોછે?

"આહ, એતો તેજ! અંધારાંમા મેં એને ઓળખયો તો શું રોશનીથી નહી પીછાણું? કોણ કમબખતનું એ કામ હશે?—ઓ, સબર! તે હાલવા કરેછે!—ધીરેથી, પયારા ફરામ—"

એટલાંમાંતો તે આજારીએ પોતાના માથાંને એક આંચકો લગાડયો, અને તેથી તેની હુંઘતો ગઈ, પણ તેને જખમ ઉપર એક બીજો જખમ લાગો. ગુલનાર પાછી તેની નજદીક આવી અને તકીઓ કલાથી બીજી કોસણે મુકીને ફરામરજનું માથું બીજી બાજુએ મુકયું. પણ જે હુંઘમા ખલલ થઈ તે હુંઘ પાછી કાંહાંથી આવે? તે આંખ વીચે, થોડોવાર હુંઘની નીશાન બતાવે, તાપમા તરેહવાર ગાંડુ ઘેલું બકે, અને પાછો "ઓહ!" કરીને ચમકે.

"કમબખત, હું નીરદોશને દુખ દેઈ તું કાંહાં સુખી થવાનોછે? હું બીતો ખરો કે જો જીવું તો તારી પુઠ છોડું નહી. બસા, હું તને ઓળખતો નથી? જો પાદશાહની મરજી હોયતો તને દેખાડું. શું માગેછ તું? તારે મારે કંઈ લેણ દેણછે? કોણ? નહી, નહી. તું છટકવાનો નથી. શું શું? તું શું બોલયો? ફરંગીજ, મારી—મારી ફરંગી—"

એ પછે તે વધારે શું બોલયો તે વીશે ગુલનારને ખબર રહી નહી; બલકે તેણીએ તેના બોલો સાંભલયાજ નહી. કારણ કે છેલા શબદો જેવો ફરામરોજ પોતાના ભાગા ટુટા ખાબમા બોલયો કે તેણીની આંખમા પાછાં આંજુ ભરાંઈ આવયાં, અને વગર હરકતે મોટે સાધે તેણીએ ચશમની

ગરમી કાઢી. અને એ નાદાનીમા શું બનયું તે છેક મુર
ઘનો પુકાર થયો તાંહાંસુધી તેણીએ જાણયું નહી.

સહવાર પડી, અને ફરામરોજના ઓરડામા પાછો વા
તમીતનો રેલો ચાલુ થયો. નરીમાન, મેહરીન અને ગુલ
નાર બંદગીથી ફારેગ થઈને એક પછે એક તાંહાં ભેગાં થયાં,
પણ તેઓની આગમજતો નરીમાને પોતાના એક દોસત હ
કીમ જામાસપને બોલાવયો હતો તે આવીને દરદીની નજદી
ક બેઠો હતો.

હકીમ જામાસપ બુઢો અને અજમાશી તબીબ હતો.
તેનો બાલેબાલ સુફેદ હતો, અને તે દરેક બાલ તેની સમજ
અને અજમાશ જાહેર કરતો હતો. આવતાંનેવાર એક
નોકરે તેને ફરામરોજનો ઓરડો બતાવયો, જે વખતે નરી
માનનું કુટુંબ એબાદતમાં મશગુલ હતું. એ કારણથી તે
મને ખલલ કરવાને બદલે જામાસપ નોકરે બતાવેલા ઓ
રડા તરફ ચાલયો. હઈઆં તેણે ફરામરોજને બેચેન પડેલો
જોયો. તેની આંખ ખુલી અને તકતક જોયા કરતી હતી.
આસપાસની ચીજનું કસું તેને ભાન લાગતું હતું નહી.
પોતાની નજદીક જામાસપને બેસતાંનેવાર તેણે પોતાની
જબાન ચલાવી.

"હું જાણુંછ કે તમોજ આ મકાનના સાહેબ છો."
પણ હકીમે કસો ઉતર દીધો નહી. તારે ફરીથી તે
બોલયો.

"આહ, સાહેબ, તમારી કેટલી મેહરબાની! જો મા
રી આટલી મુદારા નહી થતે તો હું ગઈ રાતે મરણ પામ
યો હતે. અએ સાહેબ, હું તમારી ઉપર એક બોજો થઈ
પડયો છું, શું નહી?"

હકીમ જામાસપે હઈઆં જવાબ દીધો હતે, પણ તે
વામાં ઓરડાનું બારણું એકાએક હુંધડયું અને નરીમા
ન બોલી ઉઠયો કે—"નહી, નહી, કદી નહી."

એથી ફરામરોજની નજર તેની ઉપર પડી. નરી
માનનો માયાલુ ચેહરો જોયાથી જો કે તેને ઠંડક પડી, તોપ
ણ આ બે શખસો તારે કોણછે તે વીશે તેને વીચાર પડ
યો. પણ તેનો એ સંદેહ તુરત ભાગી ગયો.

"હકીમ જામાસપ, આ જવાન મરદ કોણછે તે હું
જાણતો નથી. ગઈ કાલે રાતે મારી ઓરતે આવીને ખ
બર કરવાથી મેં માંણસો મોકલીને એ શખસને હઈઆં
બોલાવયોછે. હકીમ, એનું માથું કોઈ દગાબાજે ફાડયું છે.
તમો તપાસો; મારી ગુલનારે તે ઉપર ઓરતની કલાથી પાટો
તો બાંધેલોછે, પણ હવેથી તેણીનો દરદી હવે તમારો થયોછે."

જામાસપે સાહુચેતીથી ફરામરોજનો જખમ તપાસયો.
તેણે સરવેમાં ગુલનારેની ચીંતાતુર અને આતુર નજર જો
ઈ લીધી, અને તેથી નરીમાન તરફ ફરીને તે બોલયો: "ધી
રજ ધર સોદાગર, જખમ ઘણો કારી નથી, પણ હેજગારી
એની ભારીછે. જાજી ચીંતાની જરૂર નથી, બાનું," મેહ
રીન તરફ જોઈને તેણે કહયું; "ફકત તરણ પાટાથી જખમ
રૂઝાઈ જશે. પણ તેની માવજત કોણ કરે! સોદાગર તમા
રા નોકરોપર મને વીશવાસ નથી. તેમજ તમારી નામવર
ઓરતનુંબી એ કામ નથી. હુંબી કાંઈ આખો દીવસ હઈ
આં બેસી રેહવાનો નથી. તારે કેમ! અરે હં! આ પા
ટો કોણે બાંધેલો તમો બોલયા, સોદાગર? તમારી બેટીએ?
હં, ઠીક. તારીફલાયક કામ કીધુંછે. બેટી, આગલ આવ,
મારૂં કામ હું તને સોંપુંછું. નહી નહી, શરમાવાનું કા
મ નથી, પધારો. પણ વારૂં સંભાલનું તો કામછે જો,
હં, તું જાણે નહીતો. દસ દીવસની મુદત હું તને આ
પુંછું. "અને હઈઆં તે બુઢા હંકીમે ગુલનારને આંખ
મારી!" જો, આ પટો સાચવવામાં, સંભાલવામાં અને
નેઘાહમાં રાખવામાં તારી કસુર પઈતો ઠપકો સંઘલો તારે
માથેછે, હં દીકરી. ખુબ યાદ રાખ. -કેમ હવે મને રજા
આપશો, સોદાગર. પણ સબર, પેહલો પાટો મનેજ બલ
ગાડવાદે, દીકરી ગુલનાર. દસ દીવસ સુધી હું આવવા
નો નથી હં, તે યાદ રાખજે. અને તેટલા દીવસનો સ
ઘલો હીસાબ તારે મને આપવો પડશે." અને હઈઆં
સોદાગરને તેણે આંખ મારી, અને તેના કાનમાં કહયું કે—
"તમારી બેટીની ચાલાકીજ મારે જોઈએ; બાકી હું ખબ
રતો રોજ લેઈશ."

હવે હકીમ જામાસપ રજા લેઈને ચાલયો ગયો, અને
ગુલનાર પોતાને સોંપેલા ખજાનાની ખરદાશતમાં ખડી રહી.

---

## બાબ ૧૨.

"પુત્ર તણો વીજોગ, તેથિ દાવાનળ રૂડો,
પુત્ર તણો વીજોગ, તેથિ શુભ જળમા બુડયો;
પુત્ર તણો વીજોગ, તેથિ શુભ ડસવું સાપે,
પુત્ર તણો વીજોગ, તેથિ શુભ તપવું તાપે;
મહા દુઃખ નહી મરતા તણું, દુઃખ નહી તન રોગનું;
પણ ક્રોડ દુઃખ શામળ કહે, પોઠું પુત્ર વિજોગનું."—શામળ ભટ.

ગુલનાર સેવાએ કોઈ જાણતું નહી હતું કે તેમનો
દરદી પરોણો કોણછે. અગર જો નરીમાન મેદાયનના સો
દાગરો બાજારમા છેલા બે ચાર માસ થયા જતો આવતે
હતેતો તેને તુરત જણાતે કે તેનો પરોણો તે તેના રફીક
સોદાગર ખીલાદનો વાહલો બેટોછે; પણ આપણે આગલ ક
હયુંછે કે તે પોતાની એકની એક બેટીને બોહુવાબાદ અને
તેની થોડુંક આગમજનો શેહરે મદાયનથી અને તાંહાંના
સોદાગરી બાજારથી તદન હેલાપરોજ રેહતો હતો, એ કાર
ણસર તેને ફરામરોજ વીશે ખબર હતી નહી.

વલી તે દીવસે જારે ફરામરોજને જરા આરામ જણા
યો તારે તેના ખાનદાન વીશે પુછતાંબી તે બોલયો નહી.
તેથી નરીમાન પોતાના મનમા ઘણો મુઝાયો. ગુલનાર જા
ણતી હતી તોપણ બોલતી નહી; અગર બોલેતો તેણીનો ખ
જાનો શું તેણીના હાથમાંથી જતો નહી રેહ? તણી તે આ
બો દીવસ ફરામરોજની નજદીક બેસી રહી હતી. હકીમ
ના ફરમાવવા મુજબ સઘલું કામ કરતી હતી, અને જેટ
લી સંભાલ લેવા જામાસપ ફરમાવી ગયો હતો તે કરતાં વ
ધારે આતુરતાથી તેણી પોતાની ફરજ બજાવતી હતી.

હકીમ પોતેબી કોઈ લાયક આદમી હતો, તે દીવસે
સાંહાંજના તે તાંહ પાછો આવયો, અને ગુલનારની અમર
તોમા વધારો તેણે એમ કીધો કે તેણીએ તેણીનું કામ પુર
તું બજાવયું નહી હતું એવો તેણીને ઠપકો આપવાજ તે
આવયોછે એવું તે બોલયો, તોપણ વલી તેણીને ધીરજ દેઈને
તે પાછો ગયો.

'એ રીતે બીજો દીનબી પસાર થઈ ગયો અને તે દીનેબી જામાસપ એ ફેરા આવીને ખબર લેઈ ગયો. ગુલનારની ચીંતામાં એ દીને વધારો થયો, અને લાગટ ચાર દીવસસુધી તેણીએ ખાધું નહી, સુતી નહી, પણ સોંફેલું કામ બજાવવાબાદ આંખ પાણી કરવામાંજ સઘલો વખત તેણી ગુજારતી હતી, કારણ તેનું એકે હકીમ જામાસપના મલમપટામાં જલદી રૂઝ લાવવાની ખુબી હોવાથી ફરામરોજ બેભાનનો બેભાનજ રેહતો હતો. તે એક બોલબી હવેતો બોલતો નહી હતો, અને બેચેની એટલી બતાવતો હતો કે હવેતો નરીમાનનાબી કાન ખુલા થયા, અને જામાસપની શકતી ઉપર તેને મેહલ વેહલોજ શક ગયો.

પણ જામાસપ જે ધીરજ આપતો હતો તે ઉપર ધીયાનતો કોઈનું નહી હતું. આટલા ચાર દીવસમાં ફરામરોજે એટલીતો બેકરારી બતાવી તથા તરીજા દીવસની રાતે એકાએક ચમકવાથી તેનો જખમ ફુટાથી એટલું તો લોહી ગયું કે નરીમાન ઘણો ઘબરાઈ ગયો. તેણે પોતાના એક માણસને ચીઠી આપીને તેના મીતર શેહરગીરને બોલાવી મંગાવયો. વાંચનારી બાનુઓને યાદ હોવું જોઈએ કે શેહરગીર પોતાની બેટી શીરીનને તેણીના લગન બાબે બોધ આપતો હતો તારે જે નોકર ચીઠી સાથે દાખલ થયો તે નરીમાને મોકલેલો હતો.

સેપેહસાલાર શેહરગીર તુરત આવી પોંહચયો. પાદશાહ નોશેરવાનના ખુબસુરત બેટા સાથનાં પોતાની બેટીનાં લગનથી મગન થવાને બદલે તે શાહજાદાએ કીધેલો દગો પામી જઈ તેથી દેલગીર થઈને તે એક નાનું જેવું બાશણ પોતાની બેટી શીરીનને આપવા જતો હતો તેવામાં નરીમાનની ઉતાવલી ચીઠી વાંચીને વીજલીને વેગે તે તે સોદાગરનાં ઘર તરફ દોડયો આવયો.

શીરીન જે નાના કેખુસરો ઉપર ગુસે થાયતો તેમાં તેણીની મુરખાઈ હતી. હવે જારે કે તેણીની સઘલી વાત જાહેર થઈ ગઈ, તેથી તેણીનો પીતા જરી દુખી જણાયો નહી, તારે હવે નાના કે ને બે ચાર ચમટાથી લાલ કરીને યા રડાવીને તેણી કરાર મેલવવાની આશા રાખેતો તેમાં તેણીની ભુલ હતી. બલકે તે સાચાં નાનાં બાલકને તેણીએ ગોદમાં ચાંપવો જોઈએ કે તેણીની ખરી હકીકત પેદરને કહી દેઈ તેણીને માંથેથી મોટો બોજો ઓસાડયો.

અને ખરેખર તેણીએ તેમજ કીધું. તોપણ તેને બોસા લેતાં અને બગલમાં દાબતાં પોતાનું નાનું જેવું વેર લેવાને તેણી ચુકી નહી.

"જા બા શીરીન, તમેતો મને જબરથી મારોછ," કેખુસરો જારે નહી ખમાયું તારે રડવા જેવો થઈને બોલયો. "જુઓની મારા ગાલપર તમે નખ દીધાં તે!"

"નહી રે દીકરા," શીરીને કહયું, "એતો અમસ્યો આપણે લાડ કરીએછ. મારી વાત તું બાવાને કેહ કેની તારે મને તું ઘણોજ વાહાલો લાગેછે. વલી બીજી વાત હોય તેબી બાવાને કેહજે હં, કંઈ નહી;" આમ બોલીને એક નાનો જેવો તમાચો તેના રૂપાલા ગાલ ઉપર ચોહોડયો!

"હા, હા, હું જાણુંછ તુમે મને શાનું મારોછુ તે—પણ હવે નહી બોલું શીરીન, હવે કશુ બાવાને કેહું નહી મને જો મીઠો કરોતો!"

બેહનનો પયાર અલબતાં ભાઈ ઉપર વધારે હોયછે, અને તે પયારથી હવે શીરીને પોતાના ભાઈને હાથમાં લીધો અને જાંહાંસુધી તે સુંદર ગુલએજાર છોકરો થાકો નહી તાંહસુધી તેની સાથે તેણીએ ગેલ કરયા કીધો.

પેલી તરફથી શેહરગીર સોદાગર નરીમાનના મકાંન ઉપર આવી પોંહચયો, અને તાંહાં ફરામરોજની નજદીક તેને ચીંતાતુર બેઠેલો જોઈને પોતેબી ઘાબરો થયો. થોડાજ બોલોમાં નરીમાને તેને સઘલી હકીકત કહી સંભલાવી, પણ જે બાબત વીશે તેને બોલાવયો હતો તે માટે તેણે આ મુજબ પુછયું.

"પણ શેહરગીર, એ જવાન નેકબખત વીશે મને મોટી ફીકર એજછે કે એ કોણ નેક શખસનું ફરજંદછે: અરે જો એ જીવેતો હું ખરાં યકીનથી કહુંછું કે એને મારા બેટા તરીકે રાખું. મને મોટો દરોગ એજછે કે જો આવીજ હાલતમાં એ જવાન વધારેવાર રહયોતો બેશક એ આ જેહાનથી ઉડી જશે."

"સોદાગર નરીમાન, આ નવજવાનને તમારા ઘેરમાં આશરો આપીને તમે તમારા એક પયારા રફીકની મોહબત ખેંચી લીધીછે. શું તમો જાણતા નથી કે એ જવાન કોણછે? ફરામરોજનું નામ તમોએ સાંભલયું હતું? નહી, અજબ ના થાઓ, કદાચ એ જવાન આજ કાલનોજ હોવાથી તમારી જાણમાં નહી હશે," શેહરગીરે કહયું. પછે લગાર ધીરેથી મેહરીન અને ગુલનાર જેઓ તે ઠેકાણેજ હાજર હતાં તેઓ નહી સાંભલે તેમ નરીમાંનના કાનમાં તે બોલયો કે—"સોદાગર ખીલાદનો બેટો ફરામરોજ તમારા મકાનમાં આજારી પડયોછે!"

"આહ!" આ બોલ સેવાય નરીમાનથી એક બીજો હરફ કેટલેકવાર સુધી બોલાયો નહી, પણ થોડાવારમાં તે હોશમાં આવયો, અને ખડખડ હસી પડી શેહરગીરનો હાથ પકડયો. "દોસત શેહરગીર, ખીલાદનો એ બેટો? એ? હા હા હા! અરે તે હું જાણતો નહી, મને ખબર નહી, ઓહો, ખીલાદનો એ દીકરો? અરે યાર તારે આગલથી તેં મને ખબર કીધી નહી. ખીલાદનો કે હેં! ખીલાદનો જની, શેહરગીર!"

અને એવા એક દેવાનાના જેવા સખુનો બોલતો, શેહરગીરને ઘસડતો, બુઢો નરીમાન ઓરડાની બાહેર ગયો. થોડા વખતમાં તે પાછો આવયો, અને શેહરગીરથી જે બીના સાંભલી હતી તે પોતાની બેટી અને ઓરતને જણાવી. પણ આ બંને ઓરતોનો ખીજજ તેમના પયારા ધોરખીના જેવો ખુશ નહી હતો; તેમાં ગુલનારતો બીચારી ઘણીજ ચીંતાતુર હતી. ફરામરોજ તેણીની આંખ આગલ રમતો હતો, ફરામરોજ તેણીનાં મનમાં ઘુમતો હતો—તેણીનું ધ્યાન ફરામરોજમાંજ હતું.

ગરીબ બીચારો ફરામરોજ તાસવીસ કરતો પથરત! બીછાણા ઉપર પડેલો હતો. ચાર દીવસનું તેણે ખાધુંબી નહી હતું. તે મકાનના રેહવાસીઓને સઉથી દુખદાયક વાત એજ હતી કે ખાધા વગર તેને તકવો તે શાનો હોય? હકીમ જામાસપ ઉપરથી નરીમાન વડેકને વીસવાસ ઉડો

એ રીતે બીજો દીનબી પસાર થઈ ... કે ગુલનાર,—આફ
રી જામાસપ બે ફેરા આવીને ખબર ... તે બરદાસંત ઉપર !—
તી બીતામાં એ દીને વધારો થયો. ...તેની અને દરેક વાતની હા
સસુધી તેણીએ ખાધું નહી પાતીની તંગી રાખી નહી. સુતાં
ખજાવવાબાદ આંખ. તેની, નજદીક, ખાતાં પીતાં અને સ
ા ગુજારતી હતી, નજદીક, તેનું દરેક કામ કરવાને તેણી ત
મપરામાં જલદી અને જો કે વખતે તો તેણી પોતે હુંઘાતી
જ બેભાનતી, તોપણ પોતા કરતાં આ પારકા દરદીની તે
તો બોઘ્વાર કરવાને દેલોજાનથી રાજી હતી. એમ કરવા
કે હાય તેણીની બે મતલબ હોયઃ—પેહલી એકે હકીમ
પજાસપે સોંફેલું કામ તેના ફરમાવવા મુજબ કરવું અને
નેથી શાબાશી મેલવવી. અને બીજી મતલબ એકે ફરા
રોજ આંદગીથી સાજો થઈને તેણીની મેહનત માટે તેણી
નો ઉપકાર માને.

પણ નહી, એવી લાલચથી સુંદર ગુલનાર—કાંએકે
તેણી ખરેખર સુંદર હતી—ખાલી હતી. તેણીની જો કાં
ઈ પણ ઉમેદ હોયતો તે એજ કે માણસજાત તરફ ભલું થા
ય તે કરવું. એ કરતાંબી જો કોઈ બીજી ઇછા હોયતો વાં
ચનારી બાનુઓએ મેહરબાની કરીને પોતેજ સમજી રેહવું.

ગુલનાર, સુંદર ગુલનાર સોહોરાઈ ગઈ હતી. ઉજા
ગરો અને વખતસર નહી ખાવું એ માણસજાતની તંદો
રસતી બીગાડનારાં મુખ્ય કારણોમાંનાં બેછે, અને તેઓ
થીજ તેણી પીડાતી હતી. પણ વલી સોહરાઈતો ફરામરો
જબી ગયોછે, તે નાતવાન થઈ પડયોછે, તેનામાં જરાબી
કુવત નથી, તારે પોતા વીશે શું ફેકરછે ! ભલી ગુલનારે પો
તાની દરકાર રાખી નહી; તેણી હજીબી ફરામરોજનીજ હ
જુરમાં રહી.

એ મુજબ દીવસો વધતા ચાલયા. ઝાડો ઉપર સ
હવારે ફુલ ખીલેછે અને સાંજે કરમાઈ નીચે ખડી પડેછે.
તે મુજબ એક દીન વખતની પાંખ ઉપર એક પીછાં મુજ
ઉગયો, અને ગણતીમાં ગણાઈને બીજો આવે તેની આ
ગેજ ખડી પડયો !

બુઢા મીલાદને હવે ધીરજ આવી. તેણે રાખેલી ઉમેદ
બર આવી—ફરામરોજ જીવયો. તે હવે પાછો પોતાને ઘેર
જવા લાગો, જાંહુ તે છેલા આઠ દીવસ શુધી મુદલ ગયો ન
હી હતો. તેણે એ વીધેની ખબર પોતાની ઘાતકી ઓરત
યા પયારી ફરંગને કહી નહી હતી. ફરામરોજ હવે બોલ
તો ચાલતો થયો હતો અને તેણે પોતાના પયારા પેદર સા
થ દેલ રાખીને પેટભરતી વાતો કીધી હતી.

એક દીને મીલાદ અને મેહરીન તથા ગુલનાર વીગેરે
ફરામરોજને હકીમનો ફરમાવેલો ખોરાક આપતાં હતાં તારે
ફરામરોજે ગુલનાર તરફ પેહલ વેહલીજ પુરતી નજર કીધી.
તેણીના હાથમાંથી પયાલું લેવા જતાંજ તેની આંખી નજર
ગુલનારના ખુબસુરત ચેહરા ઉપર પડી અને "આહ, ફર
ગીજ !" કરીને બોલતાંજ તેનો જીવ બેહોશ થઈ ગયો.
પયાલું હાથમાંથી પડી ગયું, અને તે જવાન નારીની આં
ખમાં આંજુ આવી ગયાં.

મેહરીન અને તેણીનો ભરથાર અચરત થયાં, પણ
જારે ફરામરોજ થોડા વખતમાં પાછો સુધીમાં આવયો તારે
ફરીથી ખોરાક લેતી વખતે નરીમાને તેને ધીરેથી સવાલ કીધો.

"બેટા ફરામરોજ" તે બોલયો, "તું શા ઉપરથી બો
લયો કે આ મારી બેટીનું નામ ફરંગીજછે ?"

"હીઆં; સાહેબ" તે માંદો જવાન માફ માંગવાને
તઈઆર થયો, "હું જો મારી અટકલમાં ભુલયો હોવું તો
મને માફ કરજો. પણ એક વાતે હું ખરોબીછું. તમારી
બેટીનુંબી નામ ફરંગીજજછે કે સાહેબ ?"

"તું બંધે બાબતમાં ભુલ ખાયછે; એણીનું નામ ફ
રંગીજ નહી પણ ગુલનારછે, અને એ મારી બેટીછે," ન
રીમાને જવાબ આપયો.

હઈઆં તે સોદાગરે તે જવાન ચેહરાની છોકરી તરફ
નજર કીધી પણ તેણી તાંહાંથી જતી રહી હતી. એ રીતે
વલી બે ચાર દીવસ પસાર થઈ ગયા, પણ ગુલનારને એક
બી વખત એવી તક નહી મલતી કે જારે તે ફરામરોજ
સાથ એખલી વાત કરી શકે.

છેલે તેબી વખત હાથ આવયો. સાંજની બંદગીમાં
જારે નરીમાનનું કુટુંબ રોકાયલું હતું તારે ગુલનાર જલદી
થી પરવારીને તે જવાનની નજદીક દવા આપવાને બાહા
ને આવી. ફરામરોજને તે સુંદરનો ઉપકાર માનવાની આ
સરસ તક હતી.

"બાનુ," તેણીના હાથમાંથી દવા લેતાં તે બોલયો,
"બાનું, હું જાણતો નથી કે મારી પુઠે તમોએ જે હેજ
ગારી ખેંચીછે તે પુરતો પીછાણી તેનો લાયક બદલા તરીકે
ઉપકાર માનવાને હું કાંહાંથી શકતી લાઉં ?"

"ધીરેથી, સાહેબ, ધીરેથી" તે ખુબસુરત છોડીએ ક
હયું, "તમારાંમાં હજી શકતીની ઘણી કોતાહીછે, પણ થો
ડર પજદાંતાલાના કે થોડા વખતમાં તમો માંગશો એટલું
કુવત આવશે."

"અએ ભલી બાનું, તમારો ઉપકારતો મારેથી કદી
વલી શકશેજ નહી તોપણ તમારો ચેહરો જારેબી હું જોઉં
છું તારે મને એક એવી સુંદર નારની યાદ આવેછે, કે જે
નો ચેહરો જો મારી દરદી ચશમ ભુલ કરતી નહી હોયતો
હુબહુ તમોનેજ મલતો આવેછે."

"આહ, સાહેબ, તે દીવસેબી તમોએ કાંજીનું પયા
લું એજ વીચાર ઉપરથી નાંખી દીધું હતું !" ગુલનાર પો
તાના હોઠો દાંતમાં પકડી લગાર હસતે ચેહરે બોલી. "પ
ણ સાહેબ, જો મારો તમારો ઉપર તમો કહોછો તેમ કાંઈ
બી ઉપકાર થયો હોયતો, હું તેના બદલામાં એટલુંજ માંગું
છ કે તે ભાપગશાલી નારની ખુબી અને હકીકત જે તમો
જાણતા હોવ તે મને કહો."

ફરામરોજ જો આ વખતે સુંદર ગુલનારની માંગણી
કબુલ નહી રાખેતો તેણે એકને બદલે પોતાને બે જુદાં જુ
દાં નોકસાન કીધેલાં સમજવાં. મંગર ફરંગીજનો હેવાલ
કેવામાં તેને બે ફાયદાછે, એટલે ચાર નોકસાન થતાં તે વા
ત કેહવાથી અટકી શકે. જો ફરંગીજનો અહેવાલ તે
નહી કેહતો પોતાની પયારી બેહનની ખરી ખુબી પારકાઓ
આગલ જાહેર કરી તેણીના માનમાં તે વધારો કરવામાં અ
ટકાવ નાંખે, અને તેથી તેણીને અપમાન થાય. બીજું
એકે જો અહેવાલ જાહેર નહી કરેતો તેની આવી સંખત
બીમારીમાં પોતાની દરકાર રાખયા વીના ખરાં દેલથી સાર

વાર કરનારી ગુલનાર જેવી સુંદર નારીની માંગણી રદ કરી તેણીને અપમાન આપે.

આ બંધે કારણો માટે તેણે ફરંગીજની હકીકત ધીરેથી પુરતા સવાદ સાથે ગુલનારને કહી (કે જેથી વાંચનારી બાનુઓ જાણીતીછે); અને જારે છેક છેલી બાબત ઉપર તે આવયો તારે બોલયો કે—"તોપણ, બાનું, તે મારી વાહલી બેહન પોતાના પીતાનો એટલોબધો જોલમ ખમી શકવાને હવે છેક નબલી હતી માટે તેણી રસોવઇ કેથે જતી રહી. અનેબી મારી માદર સાથે મેં તમોને જણાવયું તેમ ફરંગીજનીજ બાબતમાં ચકાચકી થવાને લીધે મેં વીચાર એજ રાખયોછે કે હવે તેણીનીજ ખોલમાં નીકલું અને મારાં સુખની ખોટ પુરી પાડું. મારે ઘેરથીતો હું એજ ઠરાવ સાથ નીકલયો હતો, પણ અફસોસ, બાનું ગુલનાર, તમો જુઓછો તેમ હું આજ એક માસ થયો તમારી ઉપર બોજો થઇ પડયોછું."

કમનસીબ ગુલનાર ! એક પારકો શખસ તારી ખરી મેહનતને માટે તારો ઉપકાર માનેછે તારે તું રડેછે શાનું ?

"પણ શું ગુલનારને રડવાનું કારણ નથી ? કદાચ વાંચનારી બાનુઓએ જાણી લીધું હશે કે ગુલનારને આંખ ભરવાનું મોટું કારણ હતું; અગરજો નહી જાણયું હોયતો હવે ધીરેથી જણાશે.

પણ ગુલનારના રડવાનો ફરામરોજે જુદોજ અરથ ઉઠાવયો. તેણીના જવા પછે પોતાના બીછાણા પર પડીને તે મન સાથ વીચારવા લાગો કે—"કદાચ મારી ફરંગીજને બદલે એતો મારી સાથ પરણવા નહી માંગતી હોય ? તેણીની અદેખાઇનેસરતો એની આંખમાં આંસુ નહી આવયાં હોય ?" પણ એ વીચાર તદન દુર કરીને તે ફરીથી વમાસવા લાગો કે—"નહી નહી; એ તેવી નથી. સઘલી વાતે ખુબીસ્તાનછે. જાણે નમુનો સુધ ફરંગીજનોજછે. પણ શું અજબ વાતછે કે જેવો ચેહરો, જેવું કદ અને જેવો આવાજ મારી ફરંગીજનો તેવાંજ સરવે એનાંબીછે ! શું એજ ફરંગીજતો નહી હોય ?"

ફરામરોજનો એ વીચાર તેનાં મનથી થોડાક દીવસ સુધી જીનહાર દુર થયો નહી. કેમકે એક દીને જારે તે સુતેલો હતો તારે નરીમાન અને તેની ઓરત મેહરીન વચે નીચે મુજબ વાત થતી હતી તેનો ફકત થોડોજ ભાગ તેના સાંભલવામાં આવયો હતો તોપણ તેના અટકલેલા વીચાર વીશે તેને ચોકસ થયું.

"પણ એની માંદગીની વખતેજ તમે નહી જોયું, વાહલા ખાવંદ," મેહરીન બોલી, "કે કેવી એનેખાતર તે ઝીપલું દેતી હતી. બેઅદબી માફછે પણ પયારા ધણી તમારી માંદગીને વખતેબી મારેથી એવું કામ નહી થાય તેટલું એણે આ અજાણા મરદને માટે કીધુંછે. તારે શું એમાં કાંઇજ મતલબ નહી હશે ?"

"અલબતે, મેહરીન" તેણીના ભરથારે ઉતર આપયો, "હું તમારા વીચારને મળતો થાઉંછ. ગુલનારની છુપી નેમ હું પાંમી ગયોછું. તેના દરેક ચાલા અને ચરીતરતો મેં મારી નજરે જોયાં એટલુંજ નહી પણ વળી હકીમ જામાસપે મને ખોલાસો કીધો કે ગુલનારને પેહલી જોતાંજ તેતો તેની તરફનો તેણીનો પયાર તેણીની ચશમમા ચમકતો જોઇ ચુકો હતો, અને તેથીજ તેણીને આ જોખમનું કામ ફકત મોહબતને વધારવાને અરથેજ તેણે સોંફયું હતું."

"પણ હવે તારે કરવું કેમ ?" તે નારી બોલી; "ફરામરોજ પરણેલો હશે કે ?"

"ના, તેનો પેદરતો ના કેહતો હતો," નરીમાને કહયું; "પણ વળી તે એમબી કેહનો હતો કે તેની બતીજી ફરંગીજ ઉપર આ જવાનનું તો સઘળું ધયાનછે."

"તારે કેમ કરવું, ભરથાર ?"

"મનેતો એમ લાગેછે કે એ ઉઠે ને પછે આપણે ધીરેથી એને પુછીને હકીકત જાણીશું. જો કોઇ બીજી નારી એના રસતા વચે નહી આવી હોયતો મારી ખાતરીછે કે એ આપણી ગુલનાર પસંદ કરયા વીના રેહશે નહી."

"બરહકછે, નામવર અને મેહરબાન, મારા મોરબીને તોલના બોજરગ સોદાગર નરીમાન, જો મેં મારો પયાર વાહાલી ફરંગીજને આપયો નહી હતેતો હું તમારો ગુલોપ બેટીને પગે પડી મારી માંગણી કરવાને અને તમો નામવરોની વચમા મસલેહત લેવાને કદુ ભુલતે નહી. પણ અફસોસ, કે તેજ મારી ફરંગીજ આજે કોણજાણે કાંહાં ગઇછે તેની મને ખબરબી નથી."

નરીમાનના છેલા શબદો સાંભલી કુરતની ખીસાડી ડોકું બાહેર કાઢીને ફરામરોજ ધીરે આવાજે બોલયો, જેથી પેલાં બુઢાં ભરથાર અને સ્ત્રી લગાર અચરત થયાં.

"આહ, જવાન શખસ," નરીમાન બોલયો, "તું જાણતો નથી કે મારી બેટી તારાં આ ભાશણથી કેવી દુખી પશે ? તેણી બીચારીએ અમારીબી જાણ વગર પોતાના ભવીશના સુખનો પાયો તારી ઉપર બાંધેલો અમે શોધી કાહાડયોછે, પણ તેટલાંજ જો તેણી જાણશે કે——"

એટલું બોલતાં તે અચકી ગયો, કેમકે જેણી વીશે તે બોલતો હતો તેજ હાથમા એક બીડેલું કાગળ લેઇને હસતે ચેહરે ધીમી અદા સાથ ઓરડામાં દાખલ થઇ અને ફરામરોજના હાથમા આપયું.

"સાહેબ, એક અંજાણો શખસ આ રોકો તમારે માટે આપી ગયોછે."

એજ વખતે હકીમ જામાસપ અને મીલાદ તાંહાં આવી લાગા, અને ફરામરોજને રોકો વાંચતો જોઇને બંધે મધન થયા, પણ તુરતજ તે જવાન દરદીનો ચેહરો ફીકો મારી ગયો. તે એક મોટા જોશ સાથે કાગજ જમીન ઉપર પટકી પોકારયો— "કાંહાંછે તે મુજી ? ઓહ, જો મારી નજદીક તે હોય ! પાયો, પાયો, મારો હરીફ, મને હલાક કરનાર પાયોછે. હું જાઉંછ, તેની પુઠે હું જાઉંછ—બસ તેનો પીછો હું છોડવાનો નથી !"

અને સઘળી બોરદુની અજાયબીઓ તે જેવો ઉઠયો કે હકીમ અને મીલાદે તેને અટકાવયો; અને પુશકલ જુસામા આવયાના સબબથી તે થાકી ગયો અને તેથી એક જબરા ધપકારા સાથે પાછો બીછાણા ઉપર પડયો.

આ કાગજ કોણનું હતું ?

તેમા શું લખેલું હશે ? એ સઘળું આપણ ધીરેથી જોશું.

———

## લગન અને તનદરોસતી.

આ મથાલું વાંચનારી બાનુઓને લગાર નવાઇ જે
શું લાગશે. લગન અને તનદરોસતી વચે શું સંબંધ કે
તે બેહુને સાથે તપાસવામા આવેછે ? હા, વાંચનારી બાંનુ
ઓ, તનદરોસતી ઉપર લગનની અસર ઘણી અને ઘણી
મોટી થાયછે. એ બે વચે અતલગનો સંબંધ છે. લગ
નની મતલબ છે કે માણુશે આ દુનીઆંનો સંસાર હલી
મલીને ભોગવવો; તનદરોસતીની મતલબ છે કે એ અર
સાઓ સંસારને સુખાકારી સાથે ગુજારવો. લગન જીંદ
ગીના શુખની નેમ રાખેછે; તનદરોસતી પણ શુખાકારીની
નેમ રાખેછે. લગનના શુખને થકી તનદરોશતી જોઇએ
છે; તનદરોશતીના કામને મારે લગન જરૂરના છે. લગન
જીંદગી શુધી નીભેછે; તનદરોસતી પણ જીંદગી શુધી જોઇએછે.

એ પરમાણે લગનના પવીતર ગાંઠને જીંદગીના શુ
ખ સાથ નીસબત છે. હીઆં લગન તે અમે બચગીના કા
રજને સમજતા નથી. લગન બોલ આપણા લોકોની સ
મજ મુજબ હીઆં વાપરયો નથી. આપણા લોકોમા બા
લ વયથી જે લગન થાયછે તેતો ખુદરતી કાયદાથી ઉલટાં છે.
તેતો માતર જોવાના, માતર સોભાનાં, નામના લગન છે.
ખરાં લગન તો મરદ ઓરત જારે સમજતી વએ આવે
તારે થાયછે. જારે મરદ ઓરત સંસારના સવાદ ચાખ
વા શરૂ કરેછે તે વખતથી પરણેલી જીંદગી શરૂ થાયછે.
બચપણના પરણેલાંબી જવાંનીના તે વખત પછેજ લગનનુ
મજ ચાખેછે. પરણેલા માણુશોની પરણેલી હાલતથી તન
દરોશતી ઉપર થતી જે અસર વીશે આપણ વીચારવા બેઠાં છ
ઇએ તે બચપણથી પરણેલી હાલતના નહી; પણ મરદ ઓ
રત તરીકે દુનીઆંની વેઠમાં પડતી વખતની હાલત જાણવી.

પરણેલાં જોડાંની ઉમર, કાબેલાત, અને નાણા સં
બંધી હાલત સાથ તનદરોસતીને કેટલોક સંબંધ છે. ના
હાની વએથી સંસારમાં પડેલાંઓનો બુઢાપો જલદી આવે
છે અને મોત પણ જલદી આવેછે. સંસાર ભોગવવા
આગમચ સંસારની થાક, શુવાવડની કશટી અને ઘરખ
ટલાના દુખો ખમવાની શકતી મેળવવી જોઇએ. તે શ
કતી નાદાન વએમા કદી આવતી નથી. તે શકતી જ
વાનીના બાહારને સારીપરે ખીલવા દીધા પછેજ આવેછે.
જવાન ઉમરે જોર વધેછે, સાંધાઓની મજબુતી વધેછે, અ
ને તેવી રીતે કુવત એકઠુ થવા પછે, સંસાર ભોગવવા મા
ંડયાથી તેની સઘલી જંજાલ ખમવાને શકતીવાન રેહે ,થી
તનદરોસતીમા બીગાડ થતો અટકેછે. પણ એવી રીતે સં
સારીની કશટી ખમવાનુ કુવત મેલવવા વગર સંસારમાં પ
ડવાથી જવાંની તુટી જાયછે, શરીર ખીલતું બંધ પડેછે,
અને તનદરોસતીમા જલદી ઘટાડો થઇ જાયછે.

એતો લગન અને તનદરોસતી વચેનો એક સંબંધ
થયો. લગનથી તનદરોશતી ઉપર બીજી માઠી અસર તારે
થાયછે કે જારે તે લગનથી જોડાયલાં મરદ ઇઆ ઓરત કાં
ઈ રોગ ઇઆ દરદને આધીન હોય. આપણામાના ઘણાકો
જનમથી દરદી હોયછે; ઘણાકોને ચોકસ દરદો માં બાપ તર
ફથી વારસામાં મલેછે; ઘણાકોનો બાંધોજ નબલો હોવાથી
શરીરશાનતીનું સુખ તેઓને કદાચજ મલેછે. આવાં મ
રદ ઓરતોને લગનથી સાથે જોડીને સંસારમાં પાડવાથી
તેમના દુખ અને પીડાકારીમાં વધારો થાયછે. સંસાર ભો
ગવતાં તેમના દરદોની જે સંભાલ લેવી જોઇએ તે લેવાતી
નથી. સંસારમાં પડવા પછે જે દુખ દરદો દબાઇ રહેલાં
હતાં, તે પાછાં ઉભરી નીકલેછે અને અગર બીજાં કસાંથી
નહીતો દરદના વધારાથીજ જીંદગીની દોરી ટુકી થઇ અજ
લ નજદીક આવેછે. જવાંનીની ઉમરે મોજ શોખની લા
લચ ઘણી લાગેછે; સંસારના સુખો ચાખવામાં અંદાજે
અને અટકાવ રાખી શકાતો નથી; ઘણા જવાંનો મોજ
માં હદથી જીઆદે પડેછે. પણ એમ સમજીએ કે એક જો
ડું તેવી લાલચનો પુરતો અટકાવ કરેછે. તે છતાંબી ઘણી
વાર સેજ સવાદ ચાખવા જતાં, અગરજો તે જોડાંને દુખ
દરદ આગમચથી લાગાં હોયછે તો એકદમ તેમાં વધારો થાયછે.

એ પરમાણે તારે દરદ અથવા રોગને આધીન આ
ગમચથી માણશોને લગનના ગાંઠથી જોડી નાખવામાં મોટી
ભુલ માલમ પડેછે. તેવાં લગનની અસર તનદરોશતી ઉ
પર બુરીજ થાયછે. પણ એવાં બુરાં લગનનો વધારો કર
નારી જે રસમ છે, તે સગાં સગાંમાં પરણાવાની રસમ છે.
એકજ કુટુંબના લોહીને અપસ અપસમાં લગનથી ભેલવા
ની તજવીજ કરતાં, તેજ લોહી જલવાયછે ખરૂં, પણ તેમ
વળી તે કુટુંબના દુખ દરદોબી જલવાઈ રેહેછે. એક લોહી
એકજ ઓલાદમાં પેહેડી દર પેહેડી જાલવી રાખવું એ મા
ણસાની એક મગરૂરી છે. એક ખાનદાનના નબીરાઓમા
મામા ફુઇના ઇઆ કાકા કાકાનાઓ વચે સાહું કરી તેમ
ને જોડેલાં રાખવાથી તે ખાનદાનનું લોહી તે ખાંનદાંનમાં
જ રેહે અને વધયા કરે તે એક જાતની મગરૂરી છે. પણ
તેમ વળી તે ખાનદાનના દરદોબી ખાનદાનમાં રેહ અને
વધીઆ કરે એ ઘણું નાશકારક છે. પેહેલું માતર એક
મગજનો ખેઆલ છે, પણ બીજુંતો મોત અને જીવની
વાત છે, અને દીસતું છે કે તનદરોશતીની આગળ મગરૂરી
એ ભોગ આપવો જોઇએ; જીવ અને સુખ જાલવવા મારે
મગજના ખેઆલને તજવો જોઇએ. ઘણાંખરાં ખાંનદાંનો
મા એક ઇઆ બીજું દરદતો હોયજ. તે ખાંનદાંનીઓને
એકમેકમા પરણાવયાથી તેની દુરદરાજ દાહાલોઓ સુધી દર
દ વધેછે. મારે અપસ અપસમાં લગન કરવાને બદલે બી
જાં ખાંનદાંનોમાં લગન કરી, નવાં લોહીનો મેલાપ કરી,
દરદને ઓછું કરવાની નેમથી લગન કરવાં જોઇએ.

પણ દુનીઆંમાં એમ બનતું નથી. તનદરોશતીના
કાયદા માણશ કાંઇ હંમેશ સંભાલતો નથી. એવી સંભા
લના કરતાં બીજી લાલચો માણશના મગજ ઉપર વધારે ફા
વેછે, અને એવાં વાંધા ભરેલાં લગનો સદા થતાં રેહેછે. તારે
હવે પછે તેવાં લગન બંધ પડવાની આશામાં થોભવાને બ
દલે, એવાં લગનો થાયછે એ હાલનીજ હાલતને કબુલ રા
ખીને, હાલનોજ કાંઇ વીચાર કરવો વધારે અગતનો છે.
એવાં લગન જારે થાયછેજ તારે તેમના થવા પછે શું સંભા
લ લેવી કે જેથી તેવાં લગનની માઠી અસરો જેમ બને તે
મ અટકે, એવાં લગનો છતાં તનદરોશતી સારી હાલતમાં
રેહે અને દુખ દરદોમાં બનતો વધારો નહી થાય ?

આ મથાલાં તલે સરવે પરણેલાં જોડાંને એકજ સલા
હા આપવાની છે અને તે "મધીઅમપણું" એવા સોનેરી

બોલમાં સમાવેલી છે. "દાહાપણથી નહી, પણ ઘણો સારીપણે પેઆર કરનારાંઓ" ઈંગરેજીમાં કેહેવાયછે. એવો પેઆર કરનારૂં પરણેલું જોડું પોતાની તનદરોશતી બીગાડે છે. "ઘણાસરખા પેઆર" ના કરતાં "દાહાપણ ભરેલો પેઆર" સંસારમાં દરએક રીતે ગુણગારો છે, અને તનદરોસતી બાબે તે સઉથી ગુણગારો છે. ખુદરત પોતે એ કાયદો શીખાડેછે. જાનવરોમાં એ કાયદો લાગુ કરેલોછે. "તનદરોશતીનાં ખોટાં કાટલાં" એવાં મથાલાં હેઠલ એક બાબત અમે ગયા અંકમાં લખીછે, તે મધે ડાકટર ઈનમાનના ગરંથ ઉપરથી જેમ ઘોડાની મીશાલ આપીછે, તેજ મીશાલ આ વખતે લાગુ પાડીએતો જે ઘોડાને "બાવા" કરીને બોલાવનારાં ભુલકાં ટટુઓ ઘણાં હોયછે, તે જલદીથી ઘોડાના નામને બદલે ખમરના નામને છાજતો થઈ જાયછે અને તેને પીંજરાંપોલમા જલદી મોકલવો પડેછે. ઘોડાઓની ઓલાદ સુધારવા તથા વધારવાના સરકારી ખાતાંઓમાં ડાકટરો જાણેછે કે એ મતલબથી ઉધારેલા ઘોડાઓના થાપા તથા પાછલા પગમાં એક જાતનો લકવો થાયછે, તેઓ જલદીથી અડી જાયછે. દેડકાંઓ વીશે કેહેવાયછે કે પોતાની માદાના ગરભમાં બચું આપવાની મોસમમા તેઓની ઘણી શંખ્યા મરણ પામેછે.

એક પરણેલું જોડું સંસારમા પડવા પછે શરૂઆતમાંજ ચોકસ નબલાઈ તથા દરદોને આધીન થાયછે. પીતના સરખી કાંઈ અસર માલમ પડેછે. માથું દુખેછે, બાદી થાયછે, જાહાડો કબજ થાયછે. એ સઘલું સંસારના સુખોમાં અંદાજો નહી હોવાનુ પરીનામ છે. એવી લાલચથી દરદી જોડાંઓનાં તો તરતજ મરણ નીપજેછે. તનદરોસત આદમી આ વખતે જલદી દુખી થતો નથી. પણ જે કુટુંબમાં ખહી, ઘેલાપણું ઇઆ બીજાં હોથે ઉતરતાં દરદો હોય, તે કુટુંબના જવાંનોતો સંસારમાં પડવા પછે તરતજ મોતને આધીન થાયછે. ડાકટર ઈનમાન પોતાના પુસતકમા ઈંગલંડના કેટલાક દાખલા આપેછે, કે જેમાં જવાંન માણસ પરણવાને પેહેલેજ દીને પોતાના બીછાના ઉપર મુવેલા માલમ પડયાછે. તેઓ એવા હોથે ઉતરેલા દરદોના ભોગ હતા અને સંસાર ભોગવવાના પેહેલાજ દીવશમા તેઓએ પરાણ છોડી દીધો હતો.

લગન અને તનદરોસતીના વીશયનો જે છેલો ભાગ જણાવવાનો રહયોછે તે હવે લગનના પરીનામ તરીકે ઓરત જાતની જે સઉથી અગતની, સઉથી બારીક હાલત, જે હમેલદાર હાલત તેને લગતો ભાગ લખવાનો છે. એ હાલતમાં ઓરતની સંભાલ જરૂરની છે. એ હાલતમા એક વડી ઓરત ગોયા બેવડી થાયછે. એ હાલત વચે તેણીના જીવમાં બીજો જીવ ઉગેછે; તેણીના શરીરમાં બીજું શરીર વધેછે. તેણીને પોતાના ખોરાકમાથી પોતાનુજ નહી પણ બીજાનું પોશણ કરવું જોઈએછે. પોતાનુ લોહી પોતાને માટેજ નહી પણ બીજાને માટે ફેરવવું પડેછે. ડાકટરોની તપાસ ઉપરથી માલમ પડેછે કે ઓરતના ગરભ સતાન અને તે માહેલા ગરભનો એકંદર વજન પેહેલાં માતર બે અઉંસનો હોયછે, પણ વધતાં વધતાં તે ૧૪ રતલના જેટલા વજનનો થાયછે. આ ખાશ બોજા છતાં ઓરતને નબલાઈ લાગેછે, ભુખ જતી રેહેછે, બદહજમી થાયછે—તો જો કે એ વખતે તેના ખોરાકમાં બીજુ એકજણ ભાગ લેનાર વધારે પેદા થયુંછે. માતાના શરીરને વધારે કામ ઓછી શકતીથી ચલાવવું પડેછે, તે ઉપરથીજ એ વખતે તનદરોશતીની સંભાલ કેટલી જરૂરની છે, તે માલમ પડી આવેછે.

હમેલદાર હાલતમાં ઓરતોની એક સાધારણ ભુલ બાંજવાને ડાકટર ઈનમાન ઘણો ખંતી દીસેછે. જંગલી લોકોમાં એવું જણાયછે કે સુવાવડમાં તેમને ખમવું પડતું નથી; ઘણી કસટી વગર તેમનો હંમેલથી છુટકારો થાયછે. કેહેછે કે જંગલીઓ ખરતલ ને મેહેનતુ હોયછે અને તેમની હમેલદાર સ્ત્રીઓ ઘણી રગર કરેછે, તેથીજ તેમની સુવાવડ સુખીઆરી જાયછે. એ ઉપરથી આપણી સુધરેલી હાલતમાં હમેલદાર ઓરતો ઉપર પણ જંગલી હાલતનો કાયદો લાગુ પાડવાની ભલાંમણ થાયછે. પણ *એ ઉપર વાંધો લેવામાં આવયોછે. ડાકટર ઈનમાન* કેહેછે કે આવી હાલતમાં જારે હંમેલદાર સ્ત્રીના પગપર બોજો વધેછે, તારે તેણે આરાએશ વધારે લેવી જોઈએ અને મેહેનત તથા થાક ઓછી કરવી જોઈએ. થાક ચહડે તાંહાં સુધી કશરત કરવી એ એક અગતનો કાયદો છે. પણ યાદ રાખવું કે કોઈને વેહેલી ને કોઈને મોડી થાક ચહડેછે. જો દીલ ભારી હોય, જો માંથે બોજો હોયતો જલદી થાક ચહડેછે. તેમજ હમેલદાર ઓરતનેબી થાયછે. હવે તેવા હીગામમાં તે આગલના જેટલીજ મેહેનત કરે, તો ખરેખર જોતાં આગલના કરતાં બમની મેહેનત કીધી એમ ઠરેછે; કારણકે શરીરમાં ભાર વધવાથી આગળ કરતાં અડધી કશરતમાં તે થાકી જવી જોઈએ તોપણ તે આગળ જેટલી મેહેનત લેવાથી કશરત બમની કેહેવાય.

આ ગણતરી ઘણી અગતની છે અને તે ઉપરથી મતુર લોકો તરત સમજી જશે. લગનની હાલતમાં સંસારમાં પડતાં શરીરને હદથી જીઆદે થાક તથા મેહેનત આપવી એ તનદરોશતીને બગાડનારૂં છે, પણ હમેલમાં વળી અંદાજો નહી હોવાથી વધારે નુકસાન થાયછે.

---

## એમાં વાંક કોણનો?

(નોથાકરાં માબાપનો દોર.)

"તારા ધણી દીકરા મરે; રાંડ સોસવાટ, ગાલ કોણને દેછ?"

"ભુશું, ભુશું, મારીપરથી ઓવારૂં; ઓવાય! મારા ધણી દીકરાને જીરે સંધો! તું કેહતોનું પેટ બલે—તું મરેરે, તું મરેરે!"

"તુંજ મરેની, દીકરા ખાઈ! તારાં મહીરાં મરે તારાં—કાંહાં ઘરો લેવા આવીતી માટી મુઈ!"

એટલું બોલીને હીરાંબાઈ હાથીદાંત એક છેડાયલી નાગણની માફક કુદયાં, અને એકજ છલાંગે ધી વારાંનાં ગુલબાઈની સાડીનો છેડો પકડી બીજે હાથે તવણને નીચે પાડી જમીન સાથે સારીપેઠે રોલયાં. એ વખતે ગુલબાઈએ બુમ પાડી અને આસપાસનાં લોકો દોડી આવયાં. રાધ

તે કમબખ્ત થઇ ગઇ; પણ કજીયો કેમ ઉભો થયો, તથા તેમાં માર ખાનાર કોણ અને માર મારનાર કોણ, તે કોઈને માલુમ પડયું નહી. એ વાત ભરમમાંજ બની, અને તે તાર પછે ભરમમાંજ રહી.

હીરાંબાઈ અને ગુલબાઈ અસલ નવસારી કસબામાં રેહતાં હતાં, પણ થોડાંક વરસ થયાં તેઓના ધણીઓને ધંધાને સર મુંબઈ આવવું થયાથી તેઓબી પોતાના બચ્ચાં છોકરાં સાથે અતરે આવયાં હતાં. હીરાંબાઇનો દીકરો મેહેલાશા કાલેજમાં "બી. એ." ની પદવી મેલવીને કાયદાનો અભયાસ કરતો હતો. ગુલબાઈની દીકરી જરમાય જેણી પોતાના મા બાપ મુંબઈમાં આવે તેની બે વરસ આગમજની મુંબઈ આવી પોતાની માસીને તાંહાં રેહતી હતી, અને માસીના વર શુધારાના તથા કેળવણીના હીમાયતી હોવાથી તેણીને તેઓએ પોતાનેં ખરચે આલેકઝાંદરા સકુલમાં બેસાડી હતી. તેથી હાલમાં જારે તેણીની માતા મુંબઈમાં આવી તારે જરમાયતો ઈંગરેજી કેળવણી લેઇને એક "લેડી" ની પદવીએ પોંહોંચી ગઇ હતી!

મેહેલાશા અને જરમાયને તેઓનાં મા બાપે ઘણા બચપણથી નવસારી ખાતે પરણાવી આપયાં હતાં. મેહેલાશાની હાલમાં ૨૦ વરસની ઉમર હતી, પણ તે લગાર દુબલો દીસતો હતો. જરમાય ૧૫ વરસની વએ પુગેલી હતી તોપણ તેણીની તંદોરસતીની બરકતથી તેણીનું કદ તેણીને ૨૫ વરસની હોય એવી દેખાડતું હતું. નવસારીમાં આતો ધારોજછે કે ભરથાર અને બાયડી કોઈના દેખતાં એકેક સાથ વાત કરે નહી. કોણજાણે તેમ કરવાની તેઓને આણ હશે—જો કોઈ ભરથાર વાત કરવાની બેહાઇ કરેતો અલબતે એટલુંતો ખરૂંજ કે તે વાત તેણે પોતાનાં મા બાપની હજુરમાં તો કરવીજ ન જોઈએ.

હવે મેહલાશા અને જરમાયના મા બાપોનાં મુંબઈ આવવા બાદ તેઓ કોટમાં એકેકની ઘણાં નજદીકીમાં રેહતાં હતાં. ઘી વાલાનો ગુલબાઈ ગોલવારની ગલીમાં, અને હીરાંબાઈ હાથીદાંત હનુમાન ગલીમાં રેહતાં હતાં. એ કારણસર નવસારીની રીત મુજબ હીરાંબાઇને પોતાની વહુને પરબ, બેહરામરોજે પોતાને ઘેર બોલાવાનું સેહલું પડી જતું હતું. હીરાંબાઇતો મુંબઈમાંબી નવસારીજ જેવા જતાં હતાં; અને તેથી સારે રૂડે વહુને બોલાવી તેણીને ઘણાં દીવસ સુધી પોતાને ઘેરજ રાખતાં હતાં. પણ ગુલબાઈ ઘી વાલાંબી જો તેવાંજ નોસાકરાં રહયાં હતેતો ઠીકજ હતું. કારણકે તેવણતો મુંબઈ આવયા પછે તદન બદલાઇ જ ગયાં હતાં. નવસારીના "શું! એમ શું કરોશ જો!" મેલી દેઇને હવેતો "સું, સાં, ઓ વાય" અને એવીજ બીજી મુંબઈની રચાકી શીખયાં હતાં; તેથી, અને વલી પોતાની દીકરીએ ઈંગરેજી કેલવણી લીધી હતી તેથી, તેણી પાસ સાસરાંમાં વહીતરૂં કરાવા માટે તેણીને ઘણાં દીવસ તાંહાં રાખેલી તેવણ જોઈ શકતાં નહી હતાં. તેવણે એ બાબે પેહલાંતો હસતાં હસતાં અને પછે ટીચકું કરીને હીરાંબાઇને ઘણી વખત કહયું તથા કેહવાડયું હતું કે— "ઓ વાય, હીરીબાઈ, મારી જરાંને એમ ઘડી ઘડી બોલાવીને વહીતરૂં કરાવશોતો મરૂં તેનીપરથી તે હુલાક નહી થઈ જશે કે!"

પણ હીરાંબાઇતો નવસારી ને મુંબઇ વચે, તેમજ પોતા અને ગુલબાઈના સવભાવ વચે કશો તફાવત જોતાં હતાં નહી; તેથી તેવણનો રાબેતા મુજબ જરાંને પોતાને તાંહ બોલાવી પંદરથી વીસ દાહડા મહીનામાં તેણીને સાસરેજ રાખતાં હતાં. એક દીનેતો સાસરે આવીને જરમાયે સાસુને કહયું કે—"સાસુ મારાં માયેજી કેહજે આજે મને વેહલી ઘેર મોકલી દેજો." હીરાંબાઇ આ કેહણનો જવાબ વાલવાને બદલે જરાંને દશ દીવસ વધારે પોતાને ઘેરજ રાખીને ધરાયાં. ઇનસાફને ખાતર વાંચનારી બાનુઓએ જાણવું જોઈએ કે મેહલાસાએ જરમાયને જારે ઘણે વરસે મુંબઈમા દીઠી, અને તેણીની સાનસોગતની રીતભાંત જોઈ તારે તેને ઘણી ખુશી પેદા થાઇ અને તે દીવસથી તેનો ચેહરો ખીલતો ગયો. જરમાય પોતાના ધણી ઉપર મેહલાંધીજ ફેદા હતી, અને તેથી આ જોડાં વચે એટલીતો પરીતી વધી ગઈ હતી કે જરાં પોતાની માતાને ગમે એટલી ચાહાતી હતી તોપણ હંમેશ કરતાં પાંચ દીવસ સાસરેજ વધારે કાઢવાને તેણી રાજી હતી. પણ તેમ કરવાને તેણીની માદર રાજી હતી નહી; માટે જારે દશ દીવસ વીટી ગયા તોપણ તેણીને પાછી ફરેલી નહી જોઈ તારે ગુલબાઈ એક દીને જાણે રાબેતા મુજબ વેહવાણને મલવા જતાં હોય તેમ જઇને પોતાની દીકરીને ઘેર લેઇ આવયાં.

એ દીવસથી આ બંધે વેહવાણો વચે એખલાસ હોવા છતાં જે ધુંઓ પજરતો હતો તે બાહેર નીકલવા લાગો. લાંબી વાત ટુંકમાં પટાવતાં, એટલુંજ જણાવવું તથા જાણવું બસછે કે હીરાંબાઇના તેડાંપર તેડાં આવયા છતાં ગુલબાઈએ પોતાની દીકરોને સાસરે મોકલવીજ બંધ કીધી. અંતે હીરાંબાઇએ કેહવાડયું કે—"હવે હું જરાંને વધારે દાહડા રાખશ નહી, તથા કાંમબી કરાવશ નહી." પણ જારે ગુલબાઈએ પોતાની દીકરીને મોકલીજ નહી તારે બંધે વેહવાણો વચે દુશમનીનો આતશ શલગી ઉઠયો.

એ વાતને છ માસ ગુજરી ગયા, અને તેટલા અરસામાં જરાંનો હાલ લેવાઇ ગયો. ગુલબાઈએ જોયું કે સાસરે કાંમ કરવા જતી હતી તારે જેવી તંદોરસત જરમાય રેહતી હતી, તેનાં કરતાં હાલમાં વગર કાંમકાજે, ખાધા પીધા, ફરવા હરવાનાં સઘલાં સુખ છતાં તેણી તવાતી જાતી હતી. તેવણ તેનું કારણ સમજયાં, અને પાછી સમજુતી કરવા હીરાંબાઇને ઘેર એક દીવસે મલવાને ગએ ગયાં. પણ હીરાંબાઈ વેહવાણ હવે વધારેવાર વેહવાર રાખવાને રાજી નહી હતાં, તેથી કેટલીક તોડજોડ, કેટલીક બોલાચાલી, અને કેટલીક તારી મારી થવા પછે છેલે એક એવો દેખાવ નજર પડયો કે જે આપણે ઉપર જોયોછે.

હવે વાતતો રસપર ચડી, અને વલી આગલ વધી. ખરી વાતછે કે ઉપલા બનાવની ખબર મેહલાસા યા જરમાય, અથવા બંધે વેહવાણોના ભરથારોને હતી નહી, તોબીકે પાછલથી તે સઘલી હકીકત તેઓના જાણવામાં આવી હતી. તેઓએ, અરે નહી, કોઈ તેમના દુશમનેબી એવો ખેયાલ નહી દોડાવયો હતો કે આ નોશાકરી વેહવાંણો પોતાના નજીવા કંકાસને માટે એક એવું પગલું ભરશે કે જેથી તેઓનેતો નહીજ, પણ તેમનાં પયારાં બાલકોના પ[illegible]

આ બંધે ધાટકી માતાઓએ એકેક સાથ પોતાના ધણીઓથી છુપી રીતે એવા કરાર કીધા કે મેહેલાશા અને જરમાયના છુટાછેડા કરવા ! ધણીએ બાયડીને યા ઓરતે ખાવંદને તલાક આપવા, એમ કેહવાને તેઓની હીમત ચાલી નહી; માટે આ ધાટકી પગલું ભરવાનો ઝુંમો કોઇ પર નહી નાખતાં તેઓએ સઘલું કાંમ છુપુંજ કરવાનો ઠરાવ કીધો. એ ધાટકી બનાવ ! એક જોલમગાર ભરથારથી એક રંજીદા બાયડી તલાક લીએતો તેમાં; એક ખરાબ ચાલની ઓરતને તેણીનો ખાવંદ છોડી દેવા માંગેતો તેમાં; અથવા એક પલીદ ખવાસનો ભરથાર અને એક બુરાં ફેલની સ્ત્રી એકેકની રાજીખુશીથી છુટાં પડેતો તેમાંબી આપણ એવુંજ ચાહીશું કે તેઓ પાછાં જોડાઇ જાયતો સારૂં. તારે મેહલાશા અને જરમાય જેવાં એકેકપર ખરાં દેલની પરીત બતાવનાર જોડાંને આવી રીતે અચાંનક, એકાએક અને એકેદમ—વગર વાંકે અને નાહક—છુટાં પડતાં જોઇને કોણનાં જીવને ખુશી પેદા થાય ?

પણ અફસોસ, તેમજ થયું. જરમાયના પીતાને તેની ઓરતની વાત પસંદ આવી, અને મેહલાસાના બાપનેબી પોતાના વેહવાઇ સાથ કોઈ ખાનગી લેણ દેણ બાબે કજીયો ઉઠયો હતો માટે હીરાંબાઇની વેર લેવાની યુકતી તેનેબી પસંદ આવી. જરમાય, આલેકઝાંડરા સકુલમાં શીખેલી જરમાયને, પોતાની તમામ દેલોજાની છતાં, પોતાનો ભરથાર—પયારો અને પસંદ પડેલો ભરથાર—છોડવો પડયો. મેહલાશા, બી. એ. ની પદવી લેઈને કાયદાનો અભયાસ કરનાર મેહલાશાને, પોતાની તમામ જીગરજાની પરીતી છતાં, પોતાની બાયડી—શુંદર અને શીખેલી બાયડી—છોડવી પડી ! અફસોસ, તે દેખાવ જોતાં તો ખચીત આંસુ આવે; તે દેખાવ વાંચતાં તો ખચીત ઠુંપારી છુટે; તારે તે દેખાવ લખતાં અમોને શું થવું જોઇએ ? અમારી દેલગીરી અમે જાહેર કરી શકતા નથી.

ઠરાવ મુજબ બંધે વણુવેહવાઇઓ તથા તેમનાં છોકરાં નવસારી ગયાં, અને પાંચ સારાં માણસોની હજુરમાં છુટાછેડાનું લખત કરવાને રાજી થયાં. એક ઠેકાણે (જે અમારે જણાવવું નહી જોઇએ) તેઓ મલયાં, જાંહાં પાંચ છ ગરહસથો સાથે એક વકીલ પણ બેઠેલો હતો. સઘલાંઓના બેઠા પછે, સરવેથી છેલો મેહલાશા આવયો. તેનો દેખાવ એક ભખી ખાધેલાના જેવો હતો. આવતાંને વાર તે એક ખુનામાં ઉભો રહયો, અને છડેછોક પોતાની નજર જરમાય જે એક ખુરશીપર પોતાની આંખે રૂમાલ ધરીને બેઠી હતી તેણી તરફજ ટીકી રહયો હતો. તેના આવયાની ખબર તેણીને હતી નહી. તેણી આરીતારથી રડયાજ કરતી હતી.

જારે અરસપરસના લખતનો ખરડો ઘડી કાહડયો અને ફેરફારને માટે તાંહાં બેઠેલી પંચની આગલ વકીલે વાંચી સંભલાવયો, તારે તેમાં આ મુજબનો એક ફકરો આવયો—"અમો અમારી રાજીખુશી તથા અકલ હોશીયારીથી એકેકનો પલો અને હાથ આજથી તે હંમેશ શુધીને માટે છોડીએછે; અને આજથી અમો વચે એકેકને કશી રીતનો એખલાસ, સંબંધ યા પરીતી નથી." આ સાંભલતાંજ પઢેલો મેહલાશા એક નાનાં બચ્ચાં માફક ડુસકે ડુસકે રડયો. તે જરમાય બેઠેલી હતી તાંહાં ગયો અને તેણીના પગપર પડી ખોખરે સાદે બોલયો—.

"જર, જર, શું ખરેખરજ આપણ વચે હવે કશો સંબંધ નથી ? શું ખરેજ તમો અને હું આજથી જુદાં પડવાનાં છીએ ? અને વલી આપણી રાજીખુશીથી ! અફસોસ, જર એટલુંબધું તે કયું મોટું પાપ મેં કીધુંછે કે જેને માટે તમો મને છોડી જવાને રાજી થયાંછો ?"

ગરીબ બીચારી જરમાય !

"અને શું પાપ મેં કીધુંછે કે તમો મને તલાક આપવાને કબુલ કરોછો, વાહલા મેહલાશા ? અરે, તમોજ વીચારો કે કીએ દાહડે મેં તમારો સખુન રદ કીધોછે ? કીયે દાહડે ગુસે થવાનું મેં તમોને કારણ આપયુંછે ? કીયે દાહડે તમોને દુખી જોઇને હું રાજી થઈછું ? તારે શા માટે હું તમોને આજે દુખી જોવાને રાજી થાઉં ?"

"અરે જર, મારાં જર, તારો ગુનેગાર હોઉં જો મેં તને છોડી દેવાનું મારી રાજીખુશીથી કબુલ કીધું હોયતો ! જર, હું કાંઈ જાણતો નથી. મારી તેમ કરવાની મુદલ મરજી નથી. શાવાસતે હું આમ કરૂં ? જો મારાં દેલમાં કોઇને ખાતરબી ખરો પયાર સમાય, તો તે તારોજ છે, મારી વાહલી હોમાય !"

"ભરથાર, વાહલા ભરથાર, કોણ મારી તરફથી તમારી ખાતરી કરી આપશે કે જરને તમો ગઇ કાલે જેટલાં વાહાલા હતા તે કરતાં એક લાખ ઘણે આજે વધારે વાહલાછો !" જરે જવાબ આપયો. "પણ જારે છેક મુંબઈવેરથી આ લખતપર મને છોડી દેવાને તમો સહી કરવા આવયાછો, તારે અલબતે હું તમોને અણગમતી હોવશ તારેજ કેની ?"

અને એ મુજબ રડતી અને પોતાના કાલા કેશોની લાંબી લટો મોહબતના જરોરથી વીખેરતી તેણી મેહલાશા જે પાસેની એક ખુરશી ઉપર હમણાં જઈ બેઠો હતો તેની આગલ આવી; અને જોકે મેહલાશા જેવો તેણીને મલવાને હાથ લાંબા કરતો હતો તેવામાં તેણીની નીરદય માદરે એક ધાટકો આંચકાથી તેને જમીનપર તોડી પાડયો, તોપણ પયારનાં એટલાંતો ઝનુનમાં જરમાય આંવી હતી કે આસપાસ બેહેલાઓની મરજાદા વગર—બલકે દરકાર વગર—મેહલાશાની નજદીક જઈ તેનું માંથું પોતાના ખોલા ઉપર લેઈ મોહબતના આંસાથી તેને તર કરી નાંખયું. દેવાની, હવેરી અને હડખાયલીના જેવી આ વખતે તેણીની હાલત હતી. મેહલાશા તુરત સુધીમાં આવયો, અને પોતાની વાહાલી ઓરતને એક મોહબતની જબરી કોટી કરી, એક મોહબતનો મીઠો બોસો લઈ, એક મોહબતની પયારી નજર કરી જરમાયથી તે છુટો પડયો !

આ ઠેકાંણે ખરડો વાંચનાર વકીલ, જે બીજાઓની સાથે સઘલો તમાશો અજાયબી સાથ જોતો હુતો તે બોલી ઉઠયો કે—"શું, શેઠ——આ બંનયો ધણી ધણીયાણી એકેક ઉપર રાજીતો દેખુંને ? અરે રામ, રામ, એમને છુટા શેનું પડવા ગમતું હશે ?"

પણ એજ વખેતે અપક્ષપાત (!) પંચનો એકાદ બેએ આ વકીલને ઈશારત કીધી, અને એવી "ઈશારત"

પરથી તો ગાયકવાડી રાજમાં ઘણી મોતેબર જાયની ઉઠેછે, તે સમજીને આ ગાયકવાડી વકીલ મુંગો રહી ગયો. અને એ રીતે છુટા છેડા થયા; અને એ વાતને તરણ વરસ ગુજરી ગયાં, જે અરસામાં આ જોડાંપર પુશકલ કાંહાણી વીતી.

છુટા પડવાંને તરણ વરસ ગુજરી ગયાં. અને વધારે લાંબું ન કરતાં એટલુંજ જાણવું બસ થશે કે તેટલી મુદત ઘણી ગમખારોમાં આ જોડાંની ગુજરી. મેહલાશા ભરૂચની એક નીશાલનો શીક્ષક થયો, અને તાંહાં એકાંત પણે દીવસ ગુજારવા લાગો. જરમાયની હાલતબી કાંઈ એથી સારી ન હતી. એક દીને મેહલાસા જરનાજ વીચારમાં એખલો બેહેલો હતો તેવામાં તેના ઓરડાનું બારણું અફડાયું. પેહલાં તો તેણે તે ઉંઘાડયું નહી, પણ બીજી વખતે હોકાતાં તે ઉડયો, અને બતી લેઈને જુએછે શું, કે જરમાયનો ભુત તેની નજદીક ઉભેલો હતો! એક સોહરાઈ સુકાઈ ગયલો આકાર તેને વલગી પડયો. મેહલાશાના હાથમાંની બતી પડી ગઈ, અથવા તેણે પાડી નાંખી, અને તેબી તેણીને બાઝી પડયો. તે આકાર બોલયો કે—

"વાહલા, આજથી હું તમારી અને તમે મારા છો. હું તમોને છોડવાની નથી. મારાં મા બાપની એમ કરવાની મરજી થઈછે. તેઓ કેહેછે કે એમાં તમારો કશો વાંક હતો નહી. પધારો મેહલુ, હવે મને તમારી ઓરત ફરીધી કરશો કે!"

વાંચનારી બાનુઓએજ વીચારી લવું કે હાનો જવાબ દેતી વખતે જરમાયના ફીકા હોઠો ઉપર એક ગરમ બોસો દેઈને મેહલાશાએ તેમને કેવા ગોલાબો બનાવયા હશે!



## ઝાડોની ઉતપંતી તથા ઉપયોગ.

આ દુનીઆમાં ઘણાં લોકો છે કે જેઓ આ સંસારમાં આખી જીંદગી ગુજારેછે; તોપણ તેઓ "ખરે કાંને સંભાળતા નથી" તથા "ખરી આંખે જોતા નથી." જાણે કે તેઓને કાંઈ પણ કરવાનું, શીખવાનું અથવા અનુભવ મેળવવાનું ન હોય તેમ તેઓ આ દુનીઆમાં પોતીકા અથવા બીજાના ફાયદાને માટે કાંઈ પણ કરતા નથી પણ જાનવરની માફક ખાયછે, પીએછે, અને મરેછે. એવા લોકો જાણતા નથી કે તેઓની આસપાસની ખોદાએ બનાવેલી સઘળી ચીજોમાં કાંઈ અને કાંઈ આશચરીઅ પમાડે એવુંછે; એમ જાણીને દરેક આશચરીયકારક વસતુની ખાશીયતનો અનુભવ મેળવવાની તેઓની ફરજ છે.

આ ઉંચી અને ખુબસુરત ચીજો કે જેઓ પોતાના લીલાં માથાં અને હાથ અફાડેછે; જેમાંની કેટલીક આપણને સારાં ફલ આપેછે: અને બીજીઓ પોતાના છાંયડાથી એક થાકેલાં માણસ અથવા હેવાનને આશાએશ આપેછે; તે ચીજ શું છે વારૂં! પ્રીય વાંચનારી બાનુઓ તરત કેહેશે કે તે ચીજ ઝાડછે. એક મોટું અથવા ખુબસુરત ઝાડ જોઈને તમે અજાયબી પામોછો; પણ એ ઝાડ જમીન અંદર સ્થીર કેમ રહયુંછે તેનો, તોફાંનથી મંડાઈને તે પાછું સીધું કેમ થાયછે તેનો, અથવા તો એક રૂતુમાં તેના પાદડાં ખરી કેમ જાયછે અને બીજી રૂતુમાં પાછાં કેમ આવેછે; તેનો તમે કોઈ પણ વખત વીચાર કરો છો? ના, એનો અનુભવ મેળવવાને ઘણાં થોડાકોજ વીચાર કરેછે.

ઝાડને ઉગાડવાને પેહલાં જમીનમાં બીયું રોપેછે તેતો આપણ સરવ જણા જાણીએ છીએ. તયારપછી તેની ઉપર મટોડી નાખેછે. તેને ઉગાડવાને વાસતે માફકસરનું પાણી નાખયા શીવાય આપણેથી કાંઈ થાઈ શકતું નથી. જમીનની ગરમીથી તે બી ખોલેછે; પછી તેની ઉપરની ચાંમડી ફાટેછે; અને અંદરથી બે પીલાઓ ફુટેછે; તેમાંનો એક પીલો મટોડીની બહાર આવેછે; અને તેનું થડ તથા ડાલીઓ થાયછે. તથા બીજો પીલો મટોડીની વધારે અંદર જાયછે અને તેને મુલ કેહછે.

આ પીલાવાલું મોટું મુલીયું પોતે નાના નાના ભાગમાં વેંહેંચાઈ જાયછે. તયારપછી તે નાના મુલીઆંઓ જમીનમાં વધારે અને વધારે ઉંડાં જઈને ઝાડોને થંભ રાખેછે. તે મુલોનું બીજું કામ ઝાડને પુશટી આપવાનુંછે. ઝાડને પુશટી આપવાને માટે તે સરવ શકતીવાન ખોદાતાલાએ એક એવી નાકાંવાલી ચીજ કે જેને ઇંગરેજીમાં "સપોજીઓલીસ" કેહછે તે નાના મુલીઆંને છેડે મુકીછે. આ ચીજોથી ઝાડની આસપાસની જમીનમાંનું પાણી તે મુલીઆંઓ ચુંસી લેછે. અને તયારપછી જેમ આપણા દીલમાં "રાતું પાણી" ફરેછે તેમ તે મુલો એ પાણીને ઝાડના દરેક ભાગમાં તેને પુશટી આપવા ફેરવેછે. એ પાણીને અંગરેજીમાં "સેપ" (ઝાડની ચીક) કેહછે. ઝાડને એક જગયાએથી બીજી જગયાએ રોપતી વખતે સંભાલ રાખવી જોઈએ કે પેલી નાકાંવાળી ચીજ મુલીઆંમાંથી તુટી ન જાય નહીતો કે તે ઝાડ મરી જશે.

દરેક માણસને ખબર હશે કે શીઆળામાં ઝાડ પાદડાં વગરનું અને મરી ગયલા જેવું લાગેછે. પણ થોડાકોજ તેનું કારણ જાણેછે; અને શોધવાને ખંતી હોયછે. એનું કારણ એછે જે શીઆળામાં ઝાડોને "સેપ" મળતું નથી. વસંતરૂતુમાં ઝાડના મુલીઆંને છેડેની "સપોનજીઓવીસ" ઝાડોને ખોરાક પુરો પાડવાને સરૂ કરેછે. એ પરમાંણે ઝાડોને પુશટી મળીઆથી કળીઓ ફુટેછે, અને તયારપછી ઉનાલાની લેહેકોમાં તેઓની ડાલીઓને આપણે લીલાં પાન ફુલથી ખીલતાં જોઈએ છીએ.

ઝાડોની ખુબસુરતી આપવાને માટે પાદડાંઓ બનાવેલાંછે, એટલુંજ નહીં પણ તેઓ તેઓને ઘણા ઉપયોગીછે. આપણા શરીરમાં જે કાંમ ફેફશાં કરેછે તે કાંમ ઝાડોમાં પાદડાંઓ કરેછે. "સપોનજીઓલીસ" માંથી થઈને જે "સેપ" ઝાડને પુશટી આપેછે, તે પેહેલાં પાદડાંઓમાં જાયછે, અને પછી જેમ ઉપર કહયું તેમ આખા ઝાડમાં ફરીને તેને પુશટી આપેછે. જયાંસુધી દરેક ઝાડ ફુલ તથા ફલ આપી રહેછે તયાંસુધી તે "સેપ" ઝાડના દરેક ભાગમાં ફરેછે. પછી વસંતરૂતુ આવે તયાંસુધી જેમ ઉપર કહયું તેમ ઝાડ શીઆળામાં રેહછે.

આ દુનીઆમાં એક પણ ઝાડ, રોપો, અથવા ઝાડી ઉપયોગ વગરની નથી. ઝાડની ઉતપંતી વીશે ઉપર લખયુંછે, હવે તેના ઉપયોગ વીશે થોડા શબદ લખીએ. આપ

ણે જાણીએ છીએ કે ઝાડો પક્ષીઓને ઘેર (માળા) ને ઠેકાંણે અને ઢોરોને છાંયડો આપવાને કાંમ લાગેછે. જો તેઓને ઉંચી જગયામાં રોપયાં હોય, અને તેની નીચેની જગયામાં આપણે ઘરો બાંધયાં હોયતો તે ઘરોને તેઓ તોફાનના સપાટામાં આવી જતાં બંચાવેછે. જો ખોદાયે ઝાડો પેદા ન કીધાં હતેતો ઘર બાંધવા આપણને લાકડું નહી મળતે તથા આપણી પાસ વાહાણો નહી હતે કે જે વાહાણોથી પારકા દેશની પેદાયશો આપણે આપણા દેશમાં લાવીને ખાઇએ છીએ. આપણા ઘરોનું ઘણુંખરૂં ફરનીચર લાકડાંનું બનેલું હોયછે. જો ઝાડો ન હતેતો ખુરશી કે જેની ઉપર આપણે સુખેથી બેસીએ છીએ તે અથવાતો મેજ (ટેબલ) કે જેની ઉપર આપણે મજાથી ખાઇએ છીએ; ઈતયાદી આપણને કયાંથી મળતે?

માણસને ખોરાક પુરો પાડવાના કામમાં પણ ઝાડ આવેછે. ઝાડ પાનનો કેટલોબધો નકર ખોરાક દુનીઆંની વસતીના ખાવામા જાયછે. કેટલાંક દેશના લોકોનો તદન ઝાડ પાણનાજ ખોરાક ઉપર જીવેછે. એજ પરમાણે માણશને અંગ ઢાંકવાના વસતર પુરાં પાડવાને પણ ઝાડ જરૂરનુંછે. રૂ, અને શન જેના કાપડ સઉથી વધારે બનેછે અને ખપેછે તે ઝાડની પેદાસ છે, એ કોણ નથી જાણતું?

ઝાડનો સરવથી સરસ ઉપયોગ હજુર કેહવાનો રહી ગયોછે. જો ઝાડ ન હતેતો આંપણે જીવતે નહી. જે પરીપ બાનુંઓ ઉપલાનું કારણ નથી જાણતી તેઓતો એ ખોટું સમજશે. પણ ના, એતો ખરૂંછે. જે હવા (ઓકસીજન) આપણે આપણા દમમાં લઇએ છીએ, (અને જે હવા ન હતેતો આપણે જીવતે નહી.) તે હવા આપણને માટે ઝાડો પોતાના દમમાંથી બહાર કાઢેછે. અને જે ખરાબ હવા આપણે આપણા દમમાંથી બહાર કાઢીએ છીએ તે હવા ઝાડો પાછી પોતાના દમમાં લેછે. જો ઝાડો પણ પોતીકા દમમાં "ઓકસીજન" છે તે અને ખરાબ હવા બહાર કાટતેતો ઈ૦ સ૦ ૧૭૫૬ માં કલકતાના "બલેક હોલ" માં જેવા હાલ ઈંગરેજોના થયા હતા તેવા હાલ આપણનાં જનમતાંનેવાર થતે. માટે એ માનવ! તું તે સરવ સકતીવાન ખોદા (કે જેણે તારા જીવને ખાતર ઝાડ અને બીજી સઘળી ચીજો પેદા કીધીછે) તેને હમેશ યાદ કર.

તારાચંદ.

—oooo—

## રાણી એલીઝાબેઠ.

("ભલી રાણી બેસ.")

ઈંગલંડની ખુની રાણી મેરી જેનો હેવાલ ગયા અંકમા આપણે આપયોછે, તેના રાજમાં એટલાંતો કમકમાટ ભરેલાં ખુનો ઈંગલાંડ ખાતે થયાં હતાં કે હવે તેણીનો જાન ગયલો જોઈને કોઈ પણ દુખી થયું ન હતું. તોપણ કાથલીક પંથવાલાઓ, જેઓની તેણી મુરબી અને મદદગાર હતી તેઓ તેણીના મરણથી ઘણા દુખી થયા. તેણી એક ઈનસાન દાખલ મરણ પાંમી તે માટે નહી, પણ એક ચુસત કાથલીક દાખલ તેણી મરણ પાંમી રે માટે તેઓ દુખી થયા હતા. કારણ કે રાજા આઠમા હેનરીનું એલીઝાબેઠ સીવાય હવે બીજું કોઈ ફરજંદ ગાદીએ આવનાર બાકી હતું નહી, અને એલીઝાબેઠતો ચુસત પરાટેસટંટ પંથવાલી હતી.

એકગમ મેરી મરણ પાંમી કે બીજીગમ તેણીની સાવકી મા એનબોલીનની બેટી એલીઝાબેઠ જેણી આ વખતે ૨૫ વરસની ઉંમરની હતી તેણીને રાણી તરીકે આખી પરજાએ મોટા પોકારા સાથ કબુલ રાખી. પરાટેસટંટ પંથ પાલવાને માટે મેરીએ જેઓને કેદ કીધા હતા તે સરવેને એલીઝાબેઠે છોડી મેલયા. ઈ૦ સ૦ ૧૫૫૯ ના જાનેવારી મહીનાની ૧૩ મો તારીખે કારલાઈલના બીશપે રાણીને માંથે તાજ મેલયું, અને તેણીનો ગાદીપર હક નથી એવું જે કોઈ બોલે તેણે રાણીની સામે તરકટ કીધું એવો તેનીપર વાંક મેલવાનું નકી થયું. હવે રાજની કેટલીએક બાબતો નકી કરયા પછે, રાણી જે અતારસુધી કુમારી હતી તેણીને પરણવા થકી પારલામેંટે અરજ કીધી.

વાંચનારી બાંનુઓએ જાણવું જોઈએ કે મેરીના રાજમાં કુરટને કરી એક ઉમરા હતો તેણી સાથે એલીઝાબેઠ તેમજ રાણી મેરી પણ પયારમાં હતી, પણ કુરટનેનું દેલ એલીઝાબેઠપર દોડતું હતું. પાછલથી મેરીને એ વીશેની ખબર પડયાથી કુરટને છુપાછુપ ઈટલી નાસી ગયો, અને તાંહાં ૨૭ વરસની જવાન ઉમરે મરણ પાંમયો. એ બનાવથી એલીઝાબેઠનું દેલ ખાટું થયું, અને ફરીથી મોહબત નહીજ બાંધવાનો તેણીએ ઠરાવ રાખયો. પણ મેરીના મરણ પછે તેણીના ભરથાર સપેનના રાજા બીજા ફીલીપે આ જવાન રાણીને તેની ઓરત બનવાની માંગણી કીધી, જે તેણીએ ના પાડી અને પારલામેંટને જવાબ આપયો કે તેણી મરણ પાંમશે તારે તેણીની ઘોર ઉપર આ લેખ કોરાવનારછે:—"હીઆં ઈલીઝાબેઠ પડીછે, જેણી એક કુમારી રાણી તરીકે જીવી અને મરણ પાંમી."

જણાવવું જોઈએ કે આગળ ચાલતાં આ રાણી પોતાની દરબારના બે ઉમરાઓ—લીસટર અને ઈસકેસ—જેઓ એકબીજાના શતરૂ હતા તેઓ ઉપર પોતાની મેહરબાંની ભરેલી મોહબતની ચશમ તેણી ઘડી ઘડી ફેંકતી હતી. લીસટરને માટેતો એટલેસુધી કેહછે કે રાણીએ તેની સાથ પરણવાને કબુલ કીધું હતું; પણ આ નીમકહરામ ઉમરા કોઈની એમી નામની દીકરીને ચોરી લેઈ જાઇ એક મેહલમાં રાખી તેણી સાથે છુપી રીતે પરણયો હતો, જે વાત પાછલથી તેની દીલદાર રાણીને ખબર પડયાથી તેણી બોલી હતી કે, "લીસટરનાં એમી સાથનાં લગનથી ઈંગલાંડે પોતાનો રાજા ખોહયોછે અને મેં ભરથાર ખોહયોછે." એલીઝાબેઠનાં એનજુના અમીર સાથેબી લગન થવાનાં હતાં, પણ તે વાત પાછલથી ભાગી પડી હતી.

પણ હવે રાણી એલીઝાબેઠનાં એક ઓરત તરીકેનાં જે બાહદુર તેમજ ધડો લેવા લાયક કાંમો બાબે આપણ આ બાબત લખીએછે તે જોઈએ. તેણીનાં રાજનાં પેહલાં વરસોમાં ખરીસટી ધરમના તરેહવાર આચારીઓએ તરેહવાર નવા મતવાઓ આપીને જે તડાં પાડયાં હતાં તે વીશે, તે

જને એ તડાંથી મોટી લડાઈઓ થઈ, અને જાન ગયા, તથા તેમાં ઈંગલાંડનો શું ભાગ હતો તે સઘલું બોલવાની કાંઈ આ બીના લખવાની મતલબ નથી. આપણુ એલીઝાબેથને રાણી તરીકે નહી પણ એક ઓરત તરીકે તપાસીને તે પરથી સાર ખેંચવા માંગીએછે.

આ વખતે ઈંગલાંડના પડોશના દેશ સકાટલંડમા પણ એક રાણીજ રાજ ઉપર હતી. તેણીનું નામ મેરી સ્ટુઅરટ હતું, જે રાણી એલીઝાબેથની ફુઈ મારગરેટ ટયુડરના દીકરા સકાટલંડના પાંચમા જેમસની બેટી થતી હતી, જેથી ઈંગલાંડની રાણીની તે પીતરાઈ(ફુઈની દીકરી) હતી. એ કારણને થકી અગરજો રાણી એલીઝાબેથ મરણ પામે અથવા વગર ફરજંદે મરણ પાંમેતો તેણીના વારેસ દાખલ ઉપલી રાણી મેરીને વેલાતનું રાજ જશે. મેરીના આ હકને લીધે, તેમ જ એલીઝાબેથ કરતાં ખુબસુરતી અને જવાનીમા તેણી ઘણી સુંદર અને ખીલતી હોવાના સબબથી ઈંગલાંડની રાણીને સકાટલંડની રાણીની પુશકલ અદેખાઈ આવતી હતી.

પણ કમનસીબ, આ મેરી સ્ટુઅરટ જેવું બીજું કોઈજ રાજવંશી હશે. તેણીને જનમયાને એક અઠવાડયું ગયું નહી તેટલાં તેણીનો બાપ મરણ પાંમયો, તેથી તેણીને ઉછારીને કેળવણી આપવાનું તેણીની માતાના ઉપર રહયું. વલી રાજની લગામ કારડીનલ બીટન નામના પાદરીના હાથમા ગઈ તેથી મેરીને એલીઝાબેથના મરનાર ભાઈ શાહજાદા એડવરડ સાથ અદરાવાની હતી તેને બદલે તેણીની આદરણી ફરાંસના શાહજાદા સાથ થઈ. પાંચમે વરસે તેણીને ફરાંસ લઈ ગયા જાંહાં તેણીએ પરણી તાંહાંસુધી કેળવણી લીધી, અને એ કેળવણીની રૂએ તેણીએ કાથલીક ધરમ એખતીયાર કીધો. પણ પરણયા પછે બે વરસમાંતો તેણીનો ભરથાર મરણ પાંમયો, અને પોતાની બુરાઈ માટે વખણાયલી કેથરીન ડી મેડીસી જે તેણીની સાસુ થતી હતી તેણી સાથે નહી બોનવાથી મેરી સકાટલંડ આવી. હઈઆં થોડાક કાથલીક પંથવાળાઓ સીવાય કોઈ ઓળખીતો, કોઈ દોસતદાર, કોઈ પયારો તેણીનો હતો નહી!

રાણી એલીઝાબેથે મેરી સાથ પેહલાંતો બેહન તરીકેની પરીતીથી વેહવાર રાખયો. પણ પછે મેરીના લગનની વાત નીકલી તારે વડી બેહન તરીકે તેણીએ પોતાનો દેખાવ કીધો, અને જારે મેરીએતો પોતાના પીતરાઈ હેનરી ડારનલી સાથ નેકાહ કીધા, જેનોબી વેલાતની ગાદી ઉપર દુરનો હક હતો, તારેતો ઈંગલાંડની રાણી મેરીપર ગુસે થઈ, અને સકાટલંડની પરાટેસટંટ ઉમરાઓને ઉશકેરી મેરી સામે લડાવયા, પણ મેરીની તરફ હવે આખું સકાટલંડ હોવાથી આ ઉમરાઓ નીશફલ થઈને વેલાત પાછા ગયા.

પણ હવે મેરીનો ભરથાર પોતે નઠારી ચાલનો હતો એવું સાબેત થયું, તેથી મેરીએબી ફરાંસમા શીખયા મુજબ મોજમજાહમા ગમત મેળવવાને શરૂ કીધું. ડેવીડ રીઝીયો નામે એક ઈટાલીયન ગાયન શીખવનાર સાથ તેણી વધારેવાર વાતચીત કરતી હતી તે તેણીના ભરથારથી નહી દેખી શકાવાને લીધે તેણે તેને મારી નાખયો. એથી મેરીને દુખ લાગું અને વેર લેવાનો ઠરાવ કરી, એક દીને જારે ડારનલી સીતલાના મરજથી એડીનબરોના મેહલમા કાહેલી પડેલો હતો તારે રાતે તે મેહલ અને તેમાના સઘળાં માણસોને દારૂગોલાથી ઉડાવી દેવામા આવયાં. રાજા ડારનલીની લોથ સુબ્બેલી સહવારે માલુમ પડી. આ બીનાની આઠ માસ આગમજ મેરીએ એક બેટાને જનમ આપયો હતો, જે એલીઝાબેથના મરણ પછે ઈંગલાંડની ગાદી ઉપર આવયો હતો.

મેરી હવે બોથવેલ નામના એક ઉમરા સાથ પરણી. એથી સકાટલંડના પરાટેસટંટો ઉશકેરાયા અને મેરીની સાંમે લડાઈ ઉઠાવી તેઓએ તેણીને હરાવી. તે ઉપરથી આ રાણી ઈંગલાંડ નાસી ગઈ અને એલીઝાબેથનો આશરો માંગયો. એલીઝાબેથ એવો દેખાવ કરતી હતી કે જાણે મેરી અને તેણીની રઈયત વચે સમજુતી કરાવે. મેરીની તેણીએ ઘણી દયા ખાધી, પણ જાંહાંસુધી ડારનલીના મરણ બાબે તેનીપર બરો હતો તે તેણી ધોઈ નહી નાંખે તાંહાંસુધી તેણીની મુલાકાત નહી લેવાને રાણીએ જણાવયું. મેરીએ જાણ્યું કે એલીઝાબેથ તેણીની ખરીજ દયાલુ ઓરતછે, તેથી એલીઝાબેથે ઠેરવેલાં કમીશન આગલ પોતાની તપાસ કરાવાનું કબુલ કીધું. એ તપાસમાતો મેરીપર ગુનાહ એવી મતલબનો સાબેત થયો કે તેણી અને બોથવેલે મલીને મેરીના ભરથાર ડારનલીને મારી નાખયો હતો. એ ઉપરથી એલીઝાબેથે જણાવયું કે જો મેરી પોતાની જીંદગી સુધીનું સકાટલંડનું રાજ તરક કરે, અથવા પોતાના બેટા જેમસ સાથ મલીને રાજ ચલાવે અને મરે નામના ઉમરાને રીજંટ ઠેરવેતો તેણીના ગુનાહ વીશે અખાડા થાય. પણ મેરીએ એ વાત ના પાડી.

મેરીના હજી મદદગારો હતા, તેઓએ તેણીને છોડવવાની યુકતીઓ લગાવી; એક વખત તો તેઓ અને ઈંગરેજો વચે લડાઈ થઈ. આ ઉપરથી આસપાસથી કાથલીકો ઉશકેરાયા અને હુલડો થવા લાગાં. ડયુક આવ નારફાક નામનો ઈંગરેજ ઉમરા જે મેરી સાથ પરણવા માંગતો હતો તે રાણી એલીઝાબેથને તખતપરથી ઉઠાડી મુકવા માટેની એકસંપો ટોલીમાથી પકડાયાથી તેને ગરદન મારયો. પારલામેંટે રાણીને અરજ કીધી કે આ સઘલું તુફાન મેરીથી થાયછે, માટે તેણીના ગુનાહોને માટે તેણીને સજા ઠરાવવી. પણ એલીઝાબેથે આ ઉતાવલું પગલું ભરયું નહી. એટલું છતાં પણ મેરીને છોડવવા અને પાછી ગાદી ઉપર લાવવા માટે પુશકલ એકસંપો થવા લાગા. તેમાં ઘણાઓ પકડાયા અને મારયા ગયા. બેબીંગટન કાનસપીરેસી" નામના છેલા એકસંપ ફુટાથી મેરીના દાહાડા ગણાઈ ચુકા. સુડતાલીસ સખશોની હજુર તેણીની તપાસ થઈ તેમાં ભોલાં અને બોલાં દેલથી તેણીએ કબુલ કીધું કે પોતાના છુટકારા માટે પારકાં રાજવાલાઓ સાથે તેણીએ સંદેસા ચલાવયા હતા, પણ રાણી એલીઝાબેથનો જીવ લેવાનું જે તોહમત તેણી ઉપર મુકવામાં આવયું હતું તે તદન ખોટું હતું. પણ તેણી ઉપર અપરાધ સાબેત થવાથી તેણીને મોતની સજા થઈ.

તોપણ એલીઝાબેથ દયાલુ હતી—અથવા દયાલુ થવાની તેણીએ કોશેશ કીધી હતી. મેરીને મોતની સજા મલવા છતાં તેણીએ પારલામેંટ બોલાવી અને એકસંપીઓની તપાસ કીધી, જેમાંબી મેરીને મોતનીજ સજા ઠરાવવામાં આવી. એલીઝાબેથે એ ઉપરથી પારલામેંટને કાઢી મુકી. તોપણ

લોકોનો ગુસો મેરીની સામે હતો, અને તેથી એલીઝાબેઠને આખેરશ મેરીની ફાંસીનાં કાગજ-ઉપર સહી કરવાની ફરજ પડી. મેરીને એ વીશેની ખબર પડયાથી તેણીએ એક દયા ઉપજાવવા જોગ કાગજ પોતાની એક વખતની પયારી બેહેન ઉપર લખયો, અને તેમાં એવું જણાવયું કે જો કે તેણી જીવતદાન તો માંગતી ન હતી પણ તેણીનાં મરણ પછે તેણીને ફરાંસમાં ડાટવાની રજા આપવી, અને તેણીના નીમક હલાલ નોકરો ઉપર દયા કરવી. આ પતર મળયા પછે એલીઝાબેઠે ટેપ મારવાને આનાકાની કીધી, પણ અંતે તેણીએ સહી કરીને ટેપનું કાગજ શરૂસબરી અને કેંટના ઉમરાઓ ઉપર મોકલયું, જેઓએ હોકમ મુજબ બીજે દીને દુખી બીચારી મેરીને ફોધરીંગેના કીલામાં ગરદન મરાવી! મેરી આ વખતે ૪૫ વરસની ઉમરે પુગી હતી. ૧૯ વરસ ઈંગલાંડ ખાતે તેણીએ કેદખાનામાં ગુજારયાં હતાં.

રાજ, રાજ,—આજે રાજ, કાલે કેદખાનું અને પરમ દાહાડે મોતની ટોક !

કેહછે કે એલીઝાબેઠ મેરીનાં મોતના સમાચાર સાંભળતાંજ રડી પડી, અને પોતાના ઓરડામાં ભરાઈ રહી; પોતાના દરબારીઓને ગાલ આપી, અને ડેવીસન નામના જે શખસને ટેપનું કાગજ આપયું હતું તેનો નાશ કીધો. મેરીનો બેટો જેમસ જે સકાટલંડની ગાદી ઉપર હતો તેણે પોતાની માદરનું વેર લેવાનો હરાવ કીધો પણ પાછળથી તે સમજુતીપર આવયો.

(સાંધન છે.)

---

# ઓરત.

(એક બોથાબાવાની નોંધબુકમાંથી.)

મારા જવાન દોસત, હું જાણુંછ કે હજી તું પરણયો નથી, અને તેથી ઓરત કેવી પસંદ કરવી તે વીશે એક બે બોલ હું તને કેહવા માંગુંછું.

ઓરતજાત ઘણીજ નાજુક મગર ઘણીજ મોટીછે. થાકેલા ધણીની થાક ઉતારનાર, દુખી ખાવંદનું દુખ દુર કરનાર અને ગરીબ ધણીને તવંગર બનાવનાર, કોઈજ નહી પણ તેની ઓરતછે. પણ તે કેવી ઓરત ? શું કજીયાખોર, કપટી, અને કુસંપી ? શું અધીરી, અદેખી, અને અપટ ? શું તકરારી, ટાહેલાંખોર અને ટચાક ?

નહી, તેવી ઓરત કદીબી પોતાના ધણીને શુખ આપનાર નથી. તેવી ઓરત તો તેને આસાપશ દેનાર નહી પણ તેની ખુશી છીણવી લેનારછે. તેની દોલતમાં વધારો કરનાર નહી પણ તેનાં સુખની દોલત કોતાહ કરનારછે.

"ઓરત" એ બોલ કાંઈ ફકત બોલી જવાનો નથી. વલી એ બોલ કાંઈ સઘલી બાઈરીજાતને લાગુ પડતો નથી. "ખાવંદ અને ઓરત" આ બે એવાતો પવીતર શબદો છે કે તેમનું નામ તેમની જાતીનાં સઘલાંને આપતાં ઘણી સંભાલ રાખવી જોઈએછે.

પયારને ખાતર યા પઈસાને ખાતર, પોતાની ખુશીથી યા બાબાપના જોલમથી, જાણીજોઈને યા અંકસમાતથી, એક મરદ એક ઓરત સાથે પરણયો, તેમને ફરજંદ થયાં યા નહીબી થયાં, તેઓએ હસી બોલીને યા લડી વઢીને, ગરીબીમાથી તવાંગરીમાં, લાંબી યા ટુંકી પોતાની જીંદગી ગુજારી, અને પછે સારૂં યા નરસું નામ કાઢી ગયાં—તો તેઓને ઉપલા પવીતર "ખાવંદ અને ઓરત" ના શબદો લાગુ પડતા નથી.

"ઓરત" એ બોલને તેના ખરા આકારમાં લેતાં એટલેતો ઝીણો લાગેછે કે તે વીશેનો વાજબી વીચાર કરતાં જ ઓરત કોણ ને કેવી તેનો અરધોરત ખોલાસો આપો આપ સમજ પડી જાયછે. જવાન ખુબસુરત અને હસમુખી બાઈરીઓને ફકત એટલાજ ગુણને માટે ઓરતનું નામ લાયક નથી. કેવી નારને ઓરત કેવી તે હું તને સમજાવશ તારે તું જાણશે. જો—

ધીમી, થંડી અને સમયસુચકતાવાલી; નરમ, શાંત અને ખુશ મીજાજી; ભલી, ભોલી અને મોટાં દેલની; એ "ઓરત" નામ ધરાવનારના પેહલા ગુણોછે.

તેણીના બીજાં ગુણમાં તેણી સુઘડ, મીતાહાર અને સંતોશી; ધીરી, શાણી અને ડાહી; લાયકીવાલી, હીમતવાલી, અને નીતીવાળી, તેણી હોવી જોઈએ.

અને તરીજા ગુણમા તેણી એવી જોઈએ કે, બરથારને સારે મારગે ચલાવે, તેને માન આપે અને તેને સુખી રાખે; ખોદા તરફ એતેકાદ રાખીને નેક મારગ પકડે, બીજાઓને તે મારગે ચલાવે, અને ખોદા, બરથાર તથા ફરજંદો બાજ પોતાની ફરજો સમજીને તેઓ તરફ પોતાનું એક અને ફકત એકજ દેલ હંમેશાં કાયમ રાખે; ઘેર સંસાર ચલાવતાં ખાવંદનું નામ વધારે, બાળકોને પોતાના જેવાં સદગુણી કરે, અને તેજ સદગુણના ફાયદા પોતાના દાખલાથી પાડોશીઓને દેખાડે.

મારા જવાન દોસત, "ઓરત" નામ ધરાવનારનું આ એક ઘણુંજ અધુરૂં ચીતરછે. મારી કલમમા જાંહાં ખામીછે તાંહાં તું તારી અકલ ચલાવી એ ચીતર પુરૂં કરજે. એવી નારી તેજ "ઓરત" છે, અને તેજ "ઓરત" એક "ખાવંદ" ની "ઓરત" ગણાઈ શકાયછે; માટે મારી તને ભલામણછે કે એવીજ "ઓરત" ને જારે તું કરે તારે તારી "ઓરત" કરજે. એવી "ઓરત" મા તું સુખ, વફાદારી અને કેળવણી જોશે, બાકી બીજી ઘણી ઓરતો બરાબર જોતાં "ઓરત" ના પવીતર નામનેબી લાયકની નથી.

---

# માણશની બનાવટ.

માણશ, તું સાંનો બનેલોછે ? જારે ફીલસુફો અને કવીઓ તને ખાકી અને ફાંની કેહછે, તારે તું ઠમકમેછે. જો તું ભલો માણશ હોયતો એ વાત કબુલ કરેછે અને મનમા એમ ધારેછે કે મરી જવા પછે મારાં બદનની મટી થઈ જાયછે, હાડકાંની ખાક શખ થઈ જાયછે તારે હું ખાકી છઉં એમ કેહવું ખોટું નથી. પણ માણસ, મગરૂર માણસ, તારી ખાકી હાલત સમજવા માટે ફીલસુફી ભરેલી નશીહત બસ નથી. જો તું સાફ દીલ હયેતો તેથી તારી ઉપર

અસર થશે, પણ ખરેખર તારી બાંધણી કેવી છે, તે બાબે તારી ખાતરી નહી થશે. તારી ખાતરી કરવા માટે વીદવાનની મદદ લે. રસાએણ શાસ્ત્ર અને વઈદક શાસ્ત્રથી તારાં બદનની બાંધણી તપાસ, તે બાંધણીની બનાવટમાં આવેલી વસતુઓ જુદી પાડ. તારે તું સાંનો બનેલોછે તે તારી નજરે નજર તું જોશે, તારી આંખ આગળ તારાં બદનની પદારથો વીખરાઈને દેખાતી પડશે અને તારી ખાતરી થશે કે, ઓ માણુસ, તું કે જે આટલી ગરૂરી અને હેંકારથી દુનીઆંમાં ફરેછે, તે તું કાંઇ સોનાંનો ઇઆ હીરાનો બનાવેલો નથી; તું કાંઈ સંગીન, મજબુત, નહી ફુટે, નહી બાગે, નહી સડે, નહી કોહે એવી વસતુનો બનાવેલો નથી; તું તો હલકાંમાં હલકી, કોહોતી ગંધમારતી વસતુઓનો બનેલોછે; તું માતર ખાક અને રાખ, મટોડી અને કાદવ અને વળી જુદી જુદી હવા અને પાંણીનો બનેલોછે; તું તારી સઘલી ખુબસુરતી અને ઇસકી છતાં એક થોડા વખતનો કાંમચલાઉ પરપોટો છે.

માણુશનું સરીર શાંનું બનેલુંછે તે નામાંકીત ડાકટર લાનકેસટરે વીદવાનોની એક સભાની હજુરમાં અખતરા કરીને નજરેનજર દેખાડી આપયુંછે. રસાએણ શાસ્ત્રની મદદથી હરએક ચીજનું પરથકરણ થઈ શકેછે, ઇઆને તેના અશલ તતવો જુદાં પડેછે અને ડાકટર લાનકેસટરે તે કીરીઆથી દેખાડી આપયું કે ૧૫૪ રતલના વજનના એક આદમીના સરીરમાં ૧૧૧ રતલ આકસીજન હવા છે, ૧૪ રતલ હાઈડરોજન હવા છે, અને જરારતી નાઈટરોજન હવા છે. એ રીતે શરીરના ૧૨૫ રતલતો નીકલી ગયા અને બાકીના વજનમાં ૨૧ રતલ "કારબાન" (કોલસો) છે, ૧॥ રતલ ફાસફરસ નામનો એક બલતો ખાર છે, ૨ રતલ કાલશીઅમ નામની ધાતુ છે, ૧ અંઉંસ સોડીઅમ નામનો ખાર છે, ૧૦૦ ગરેન .લોટું છે, ૧૫૦ ગરેન પોટાશીઅમ (સંચોરાની જાતનો ખાર) છે, ૧૦ ગરેન માગનીશીઅમ નામનો ખાર છે, અને ૧ ગરેન સીલીકન નામનું મટોડીનું તતવ છે. આ સરવે તતવો ભેગાં મળવાથી ખોદાની ખુદરતે જે પેદાસ બનાવીછે તેનું નામ માણુસ આપયુંછે. તે જીવેછે, ઉગેછે, દુનીઆંમાં અગતનાં કાંમો બનાવેછે અને મરણ પાંમેછે, પણ તેનો બાંધોતો ઉપલી હલકી વસતુઓનો છે.

એ શું વસતુઓ છે ? જરા ફરીથી વીચાર કરીએ. આકસીજન અને હાઈડરોજન હવાઓ, કોલસો (કારબાન) અને મટોડી (સીલીકન), કાલસીઅમ અને લોટુ (ધાતુઓ) અને છેલે સંચોરો તથા બીજા ખારો એ કીમત વગરની. કઠીર જેવી ચીજોથી માણુશ બનેલોછે. અસલમાં એમાં સઉથી વધારે બાગ હવાનો છે; આકસીજન હવા જેથી બલતું બલેછે, આગ સલગેછે અને પવન તાજો રહેછે, તે હવા ૧૫૪ રતલના માણુશમાં ૧૧૧ રતલ છે. તેમજ હાઈડરોજન હવા ૧૪ રતલ છે; અને એ રીતે જોતાં મગરૂર માણુશ માતર ખાકીજ નથી પણ હવાઈ છે; તે એક પવનનો ઝપાટો છે, તે એક ફુક છે. ઉપલી ૧૧૧ રતલ આકસીજન હવા ૭૫૦ ઘન ફુટ જગા રોકી શકેછે, અને ઉપલી ૧૪ રતલ હાઈડરોજન હવા જુદી પાડી હોયતો તેથી ૩૦૦૦ ઘન ફુટ જગા રોકાયછે; માટે પોતાના કીમતી અખતરામાં ડાકટર લાનકેસટર એ સઘલી હવાને એકઠી કરી શકયો નહી. પણ તેણે દેખાડયું કે ઉપલી સાધારણ મટોડીઓ, ખારો, ધાતુઓ, કોલસા અને હવાઓ માણુશના શરીરમા પોતાની ખુદરતી હાલતમા રેહેતાં નથી. એ ખાર કાંઈ ખારજ અથવા હવા કાંઈ હવાજ તરીકે શરીરમા રેહેતી નથી. એ જીણસોના મલીઆથી માણુશના ૧૫૪ રતલના શારીરમાં નીચલી વસતુઓ બનેલીછે—

| | | |
|---|---|---|
| પાણી.... .. .. | ૧૧૧ | રતલ. |
| જેલી.. ...... | ૧૫ | " |
| ચરબી ... .. .. | ૧૨ | " |
| સફેદી......... | ૮ | " |
| ચુનાનો ખાર.... | ૭ | " |
| પરચુરણ ખારો.. | ૭ | " |

ઓ ! ગરવોશટ અને અભેમાની આદમી, શું ઉપલો હીસાબ તારો ગરવ તોડી પાડવાને બસ નથી ? તું તો માતર ધુલ અને મટોડાંનો, લોટાં અને લાકડાંનો, ખાર અને કોલસાનો બનેલોછે, એમ જાણવું એ તારો મીજાજ અને મગરૂરીને તોડવા માટે શું બસ નથી ? તું માતર ખાકી, હવાઈ પરપોટોછે, તારે તને દોલતને દરજાનો લોભ સાંનો જોઈએ ? તું ખજાનાં અને માલ મીલકતને શું કરવાનો છે ? તું એટલો ફાંની છે, ખોદાની નજરમાં તું એટલો નીચ છે, એટલી સાધારણ વસતુથી બનેલો તું એક કમીનો ચીજ છે, કે એક ઘાસના તનખાં બરાબરનો તુને ખુદરતમાં વજન નથી, પણ તારે આટલોમધો પોકલ રોર અને દમામ તુને શું કામનો અને તે દમામના લોભને માટે તારાં પાપો અને બદ કરતુકો કેવાં જબુન ! ઓ માનવી, તારી આ બનાવટ જોઈ તું નીચો પડ; ખાકમાં સર નાખ; પાપનો પસતાવો કર; રૂડાં કાંમો કરી સવાબ હાંસલ કર; અને ખોદાને બાર જવાને તઇઆર થઈ રેહે.

# પારીસના પેહેલવાનો.



## ગામબેટા.

જુલસફાવર, જેનો હેવાલ ગયા અંકમા આપયોછે, તેની પછે પારીસના પેહેલવાંનોની ટીપમાં ઘણો વખણાયલો નર મોંશીઉ ગામબેટા થઇ ગયોછે. તે હજી જીવેછે, પણ તેની ચહડતી અને કીરતીને જનમ આપનારો વખત વહી ગયોછે. ફરાનસની જે મોટી લડાઇમાં આ પેહેલવાંનોએ નામદારી મેલવી, તે લડાઇ પુરી થઇછે અને તેના હીગામમા નામદારીનો હાર ગલે ઓલવનારા પુરૂશો હવે સમાધાનીથી રાજ અને અમલ ચલાવેછે તેઓમા ગામબેટા એક છે. માતર ઉપલી લડાઇના હીગામમાંજ એ નરોની કારકીરદી માતર આપણુ તપાસીએ છઇએ અને તે મુજબ ગામબેટાએ આ હીગામમા લીધેલો ભાગ ટુકમાજ કહી જવાનો છે.

ગામબેટા ફરાનસની દખણે સપેન દેશની સરહદ ઉપર કેહોરસ નામના શેહેરમા ઇસવી સને ૧૮૩૮ માં જનમયો હતો. તે હાલ માતર ૩૬ વરશનો જવાન છે અને એટલી જવાન વયમાં ફરાંનસ જેવાં મોટાં રાજમાં જે રાજદુવારી પદવી તેણે હાંસલ કીધીછે તે ઉપરથી તેની જાતી હોશીઆરીનો પુરાવો મલેછે. ગામબેટાનું ખાનદાન જીનોઆ પરગણાતુંછે, પણ ગામબેટાનો દેખાવ કાલા બાલ અને દાટી તથા કાલી આંખો સાથે ફરેંચના કરતાં ઇટાલીઅનને વધારે મળતો આવેછે. કાલેજમાં તેના શીખસકો અને સાથીઓ તેને ચેડો છોકરો ગણતા હતા. ઘડીમાં ઘણો અભેઆસી તો ઘડીમાં ખોયડ જેવો અને ઘડીમાં રમતીઆલ દીસતો હતો. પણ તે ઘણો મેહેનતુ અને ખડતલ હતો. તે વખતથી તે ઘણો જોસ ભરયો હતો. તે સવતંતરપણું ઘણું ચાહાતો હતો અને સાથીઓથી વેગલો તથા એકલો ફરતો હતો.

પારીસ જવા પછે ગામબેટા ધારાના અભેઆશમાં પડયો, જલદીથી બારીસટર થયો અને મોશીઉ કરેમીઉ, પારીસનો નામીચો રાજઅધીકારી જેણે છેલાં પરજાસતાક રાજને સથાપવામાં મોટો ભાગ લીધોછે, તેના સેકરેટરી તરીકે ગામબેટાએ રાજ વીદીઆની તાલીમમાં ઉછરવાનું શરૂ કીધું. પોતાના મુરબી કરેમીઉનો તેણે એટલો પેઆર મેળવયો કે કરેમીઉ તેને દીકરો ગણવા લાગો તથા તે કેહેતો હતો કે એ દીકરો આગળ ચાલતાં ઘણો દીપી નીકલશે. પણ તે વખતે કરેમીઉનેબી ખેઆલ નહી હશે કે ૧૮૭૦ ની જે મોટી ઉથલ પાથલમા કરેમીઉને બાહેર નીકલવું પડશે, તેજ ઉથલ પાથલમાં તેના આ દીકરાએ પણ નામદારી મેળવવાની સરજત હતી. કરેમીઉના સેકરેટરીના હોધા પછે ગામબેટાને ફરેંચ પારલામેંટમાં જગા મળી, જાંહાં તેની હુશીઆરી... 




ગામબેટા પરજાંસતાક રાજ સથાપેછે.

શણો કરવામાં તે એટલો જબાંદરાજ હતો તથા તેની ઢપ એવી અસરકારક હતી કે પોતાની બોલીથી પોતાની છાતીનું જોશ તે સાંભલનારાઓની છાતીમા ઉતારતો હતો.

તોપણ ૧૮૭૦ ના શાલ શુધી ગામબેટા જાન્ને જાણીતો થયો નહી હતો. એ વરશની લડાઇએ તેને આગલ પડવાની તક આપી. શાનશાહા નેપોલીઅન જરમનોને તાબે થતાંવારજ પારીસ ખાતે થયલી મોટી ઉથલપાથલમાં તેના રાજને ઉંધું વાલી પરજાસતાક રાજ સથાપવામાં જે જાહેર માણશો સાંમેલ થયાં તેઓમાં ગામબેટા મુખ્ય હતો અને પારીસના "હોટલ ડી વીલ" અથવા ટાઉનહાલમાં પરજાસતાક રાજ સથાપવાનો પેહેલો પોકાર એ હીમતવાન નરના મોહોમાથી નીકલયો હતો. પડોશના સફા ઉપર જે ચીતર આપયું છે તે ગામબેટાની જીંદગીના એ સઉથી અગતના બનાવનું ચીતર છે. એમા ગામબેટા ફરેંચ ટાઉનહાલની મોટી સીહીડી ઉપર ઉભો રહી, નીચે ભેગી મલેલી ખલકત આગલ પારીસમા પરજાસતાક રાજ સથાપેલું જાહેર કરેછે. અને એ પોકાર ઉપર ખુશી થઈ લોકો હરખ બતાવેછે. એ મધે વચોવચમા ઉભેલો આદમી ગામબેટા છે. તેને બોલવાની છુટ મુકવા સારૂ આસપાસના રાજ અધીકારીઓ અને બીજાઓ માન સાથ દુર ઉભા રહી તેને ફરતી જગા કરી આપીછે. તેને ફરતા મેહેલના ઠામલાઓ ઉપર પરજાસતાક રાજની સલાંમતીના હરફો ચીતારેલા છે.

આ નવી સરકાર સથાપવાને પેહેલેજ દાહાડે ગામબેટાને માહેલાં પરાંતોને લગતા પરધાન તરીકે ચુંટી કાઢવામાં આવયો; તે વખતથી તે જરમન લોકો ફરાનસ છોડીને ગયા તાંહાંસુધી ગામબેટાએ જેહેમત, રંજ અને કાલજીથી પોતાનો હોધો બજાવવામાં કસી કસુર રાખી નહી હતી. તેની જંજાલોની સઉથી સરસ સાબેતી એ છે કે પારીસ ઉપર જરમન લોકોએ ઘેરો ઘાલવા પછે ૧૭ દાહાડે ટુરસ શેહેરમાં બેસતી રાજમંડળી ખાતે પારીસની સરકારના અધીકારી તરીકે બીરાજવા માટે ગામબેટાને ચુંટી કાઢયો અને તેને પારીસથી ટુરસ જવાનો હુકમ થયો. તે વખતે પારીસથી બાહાર જવાનું કાંમ સેહેલ નહી હતું. દુશમનો મજબુત ઘેરો નાખી પડેલા હતા, અને તેમની વચેથી પસાર થવું એતો અશકીયજ હતું. તારે ગામબેટાએ એક બીજી હીકમત કીધી. તે બલુનમાં બેસીને પારીસથી ઉડી ગયો. દુશમનોની વચમાથી નહી જવાયું તો તેમનાં માથાં ઉપરથી તે પસાર થઈ ગયો. તેમના વચે ચોરી છુપીથી હરસે નહી, પણ દેખીતી રીતે, તેઓ જાણે તેમ, તેઓ જોય તેમ, અને તોપણ તેઓનું કશું ચાલી નહી શકે એવી રીતે ગામબેટા પારીસ છોડી ગયો!

તા૦ ૭ મી અકટોબર ૧૮૭૦ ને દીને પારીસથી બે મોટાં બલુનો ઉડયાં. તેઓમા એક મધે ગામબેટા પોતાના સેકરેટરીઓ સાથ બેઠો, અને બીજાં બલુનમાં બે અમેરીકનો ફરાનસના માહેલા ભાગોમાં હથીઆરો પુરાં પાડવાના આડતીઆ તરીકે ચઢયા. ગામબેટાને હવાઈ મુસાફરીનો અનુભવ કાંઇજ નહી હતો. ગામબેટા પેહેલાં જરા બીધો ખરો. તેનો ચેહેરો જરા ફીકો મારી ગયો અને કાંઇ આંખે ચીતરી આવી હોય તેમ તે બલુનની જાલીને વલગી રેહયો. બલુનની હેઠલની તેની બેસવાની ટોપલીમાં તેને પડી જતો બચાવવા સારૂં વધારે દોરડાં નાખવામા આવયાં. પણ જરાવારમા તેને પુરતી હીમત તથા હોશીયારી આવી ગઈ. બલુનને ઉપર ચહડતાંવાર ગામબેટાએ ફરેંચ વાવટો પોતાના હાથમા ઉરાડયો અને તુરત નીચેના લોકોમાથી ખુશાલી તથા સલામતીનો પોકાર નીકલયો. ઉપર ચહડવા પછે શેહેર બાહાર પડેલા જરમનોની છાવનીને માથે બલુન આવયું તારે તે તેમનીજ વચે ઉતરવા માંડયું. આ દેખાવથી શેહેરની અંદરથી જોનારાઓ ઘણા ઘભરાયા, પણ સારા ભાગજે થોડાવારમાં તે પાછું ચઢવા લાગું અને જરમનોને માથેથી વહી ગયું.

ફરેલ નામના ગામ આગલ ગામબેટાનુ બલુન પાછુ નીચે ઉતરવા લાગું. હીઆં પરૂશીઅન લોકોની એક છાવણી પડેલી હતી. આ હવાઈ મુસાફરોએ ધાબરી, બીછાંના વગેરે ભારી વસતુઓ નાખી દઈ બલુનમાનો ભાર ઓછો કીધો, જેથી બલુન પાછું ચહડયું. આ વખતે દુશમનોની નજર પડવાથી તેઓએ બલુન તરફ ઉંચે ગોલીઓ ફેંકી અને એક ગોલીતો ગામબેટાના હાથને એવી રીતે લાગીને પસાર થઈ કે એ દલેર ફરેંચમાનના હાથને ઘસારો થયો. કેહેછે કે આ બલુનમાં ગામબેટાને ઉડી જવાની ખબર જરમનોમાં શાનશાહ વીલીઅમ અને બીસમારકવેર પોંહોંચી હતી, જેઓ તેને જોવા નીકલયા હતા. શાનશાહે બીસમારકને પુછયું કે આસમાનમા પેલું કાલું ધાબું દેખાયછે, તે શું હશે? બીસમારકે જવાબ દીધો કે "એતો ફરાનસનો વજીર આસમાનપર ગયોછે; તેણે પારીસમાં રાજ ચલાવયુંછે, પણ લાયર નદી ઉપર તે આપણી સામે લશકરો ચલાવશે!" આ વાતચીત માતર ગપાટો સમજવામાં આવેછે.

બીજે દાહાડે બલુન એમીઅનસ ખાતે એક જાહાડપર ઉતરયું અને ફાટી ગયું. તાંહાંથી ગાડી કરી ગામબેટા તરીજે દાહાડે ટુરસ જઈ પુગો. તાંહાં જતાંનેવાર તેણે પારીસની ઉલટ આપનારી ખબરો જાહેર કરનારો એક ઢંઢેરો કાહાડયો. તે ઢંઢેરામાં પરજાસતાક રાજને ટેકો આપવા માટે લોકોને ઘણી જોસભરી ઉસકેરણી કરી. ટુરશની પારલામેંટમાં આ પરધાંનને માન આપવા સારૂં લોકોનું એક મોટું ટોલું બાહાર ગડબડ કરી ગામબેટાને બોલાવા લાગું. તેઓના નોતરાંને માન આપી ગામબેટાએ અગાસી ઉપરથી તેમનો ઉપકાર માનતાં સાફ કહયું કે "હાલનો વખત એ રીતે અપસ અપસમાં માન આપવા પાછળ ગુજારવાનો નથી; હમણાતો આપણે કાંમે લાગવું જોઈએ અને એક પણ ઘડી ફોકટ ખોહોવી નહી જોઈએ." એટલું કહી ગામબેટા તરત અંદર જતો રહયો. આ વખતે ગામબેટાની સતામા ઘણો વધારો થયો હતો. તે માતર માહેલાં પરાંતોનો પરધાનજ નહી હતો, પણ લડાઈ ખાતાંની વજીરીબી તેના હાથમાં હતી, અને પારીસની તરફના તથા સરકારની તરફના એલચી તરીકે રાજ મંડળીમા તેને બે "વોટ" આપયા હતા. એ રીતે રાજ મંડળીમાં તે વડો થયો હતો અને તેનો શખુન ધારાના સરખો ગણાય એવો વખત આવયો હતો, પણ તેણે પોતાની એ સતાને જરાબી આડે મારગે જવા દીધી નહી હતી.

## જુવાન હોડીવાળો.

આફતાબ હંમેશ મુજબ પોતાના આથમન તરફના દરીયાઇ બીછાનાં તલે ઉદેહ થવાની તઇયારીમા હતો તે વખતે એક નદી કીનારે એક પુલપર કોઇ સુંદર નાજનીન પોતાની ભરજુવાંનીથી ભરપુર, ટુટેલાં અને જુદી જુદી તરેહના કદમથી ચાલતી હતી. પણ ચાલતાં ચાલતાં વચે જાણે તે બીહતી હોય તેમ માલમ પડતું હતું. પુલની અધ વચમા આવીને તે અટકી, અને પેલી નદીના સ્પીર અને બલુ પાંણી તરફ નીચે જોવા લાગી. પછી પોતાની આંખ ઢાંકી ઘણીજ નાશીપાયશીથી બોલી—

"બરજો ! મારા વાહાલા બરજો, છેલી શલાંમ" આટલું બોલીને પેલી નદીના લુખા અને ડાઘુ વકરેલા મોજામા જોકાવાને તઈયાર થઈ.

જેવી તે અંદર પડવા જાયછે કે એક માણશ પછવાડેથી ધશી આવ્યું, અને પેલી છોકરીને મજબુત પોતાની બાજુમા પકડી લીધી; અને તેને પાછી ખેંચી લઈને પુછ્યું કે "ઓ જુવાંન અબળા, તે શરવ સકતીવાન શાહેબે જે જીંદગી તને બખશી તેનો નાશ કરવા તું કાંય તઈયાર થઇ? હરગેજ એમ કરતી ના. જો તું દુખી હોયતો પેલાં સાંમેના એબાદતખાંનામા જા, અને ગુઠણપર પડી તારી દલગીરી તે કીરતારને જાહેર કર કે તેથી તેમા તું ફતે પાંમે, અને તારા બનાવનારનો ઉપકાર માન કે આજ રોજે તારી જીંદગી બરબાદ જતી બચી."

પેલી છોકરી હઠીલી થઈ, હજી પેલા શખસના હાથમાથી છુટવાની કોશેશ કરવા લાગી, અને કહયું કે "મને જવાદે ! મને મરવુંજ જોઈએ." બીજી પલમા તે આંમ તેમ ડોળવા લાગી, અને બેસુધ હાલતમા જમીન દોસત થઇ પડી. તેના બચાવતારે તેનું માથું ઉંચકયું અને તેને ખુલી હવા આપવાના ઇરાદાથી તેણીએ જે આશમાની બુરખો નાખેલો હતો તે ઉચકયો; તેનો ચેહરો જે હજી સુધી છુપો હતો તે—વાહા !—આવી હાલતમા પણ પેલો શખસ જોઈ ખોદાની આફરીન કરવા લાગો, કે તે કીરતારે દુનીયાંમા આવાં પરીની મીશાલના માણશો પણ પેદા કીધેલાં છે. આસતે આસતે તે શુધીમા આવી, અને તે કોણ હતી, કયાં રહેછે, અને શું દુખછે તે પેલા બેગાંના મરદને કહેવા લાગી અને તે ટુકમા કહીએ તો એટલુંજ હતું—કે "એક લોભી બાપ, ગરીબ દીલદાર અને અરશપરશનો પણ દુખી પયાર."

મેહેરંગીન તેનું નામ હતું; તેણે પોતાનો બાપ, જે તે શેહેરનો એક ઉમરાવ હતો-તેને ગમે એટલા કાલાવાલા કીધા, પણ ફોકટ. તે છોકરી ઉપર જણાવેલા જુવાંન પણ ગરીબ બરજો નામના એક હોડીવાળા પર મોહી પડી હતી. આખરે આ સાંજે તેણીના બાપે પોતાનો દરજજો ભુલી જઇ તેણીને માર મારયો જેથી મેહેરંગીન પણ પોતાનો દરજજો ભુલી જઇ, ઘરમાથી એક જંગલીની માફક નાહાશી આવી, આપણે હમના જોઇ તેમ, શઉથી મોટામા મોટું પાપ જે આપઘાત, તે કરતાં હમનાજ તે પકડાઇ.

જે શખસે હમના આ કીમતી જીવ બચાવયો તે પટાવીને તેણીને ઘેર લઇ ગયો અને તેણીના બાપને હવાલે કીધી, અને પોતે પણ એક ખુનામા જઈ બેઠો. જોહાક વળી પોતાના નામનો ખવાશ બતાવી પેલી છોકરીને ઘણાજ શખત બોલ વાપરવા લાગો, અને તેણીને તેના ઓરડામા જતી રેહેવા ફરમાવયું. જે બચાવનાર શખસ પેલાં ખુનામા બેઠો હતો તેની ઉપર તે શક ભરેલી રીતે જોઇ અકસ્માત તેની સાથ વાત કરવા લાગો.

જેવી મેહેરંગીન ઉઠી કે પેલો જુવાંન હોડીવાળો—જેના ખુબશુરત ચેહરાપર માણશાઇ ચમકતી હતી, અને તેનો બાંધો ખરેખર તેના નામને જેબ આપતો હતો; આંગે તે તેવોજ કદાવર, સોવાંમણો, હીમતવાન અને બાહાદુર માલમ પડતો હતો—તે બારણા આગળ એક પુનમના ચાંદની માફક આવીને ઉભો; અને કોઇનીબી દરકાર વગર તેની પયારી મેહેરંગીન સાથે વાત કરવા લાગો. વાતમા બીજું કંઈજ નહી, ફકત "મારા જીગર, મારૂં તંન, મારૂં ધન !"

આ શાંભલી જોહાક પુકાર મારી ઉઠયો કે "નાપાક, અહીંથી બાહાર જા, નીકલ મારા ઘરમાંથી, લુછા !"

પેલો જુવાંન જરા ખીશયોબી નહી, પણ ઉલટો ખુશ મીજાજથી બોલયો "તમે બોલી રહયા ? સાનેસારૂ આવા સખત શબુનો ઓચરવા ? મેહેરબાંન જોવાક, શું તમોએ કોઇપર પયાર કીધોતોજ નહી ? શું તમો તમારી જુવાંનીના દાહાડા તદન ભુલીજ ગયા ? શું તમો જાણતા નથી કે જયારે હું દશ વરશનો અને મેહેરંગીન પાંચ વરશની હતી તયારથીજ હમો એકકને કેવાં પયારથી ચાહીએ છઇએ ? તયારે શું તમો મેહેરબાંન હમુને એટલી છુટ નહી આપશો કે તમારી જઇફીનાં દીવશ હમારા લગનના આશીરવાદથી ભરપુર કરીએ, નહીતો શું પછી તમારો રસ તો હમારાં આંસુનાં પાંણીથી સીપીએ ?"

જોહાક ગુસાથી બોલયો કે "મારી છોકરીને શારૂ મારા બારણા આગલ એવા ભીખારીઓતું રોણ નહી જોઈએ."

"ભીખારીઓ ?" આ શબદ પેલો જુવાન પાછો બોલયો; "તમે તમારો દરજજો તદન ભુલી ગયા."

પેલા બુઢાએ જવાબ દીધો, "બશ—નહી—નહી—મારાં બારણાં આગલથી એકદંમ જા."

"પણ એક પલ મારી વાત શાંભલો," પેલા જુવાંને અરજ કીધી.

"તે ફોકટછે. હું ફરીથી કહુંછ કે તું મારી છોકરીનો હાથ કદી મેલવશે નહી, કેમકે તારી ઓલાદ ઘણી કંગાલ છે."

"ખચીત તમે પઇશાવાલા છેવ," પેલા જુવાંને કહયું, "પણ કોણે જાંણયું કે કોઇ દીવશ હું બી તમારા જેવો થઇ જાઉં ? શું તમારી દોલત હંમેશ એમજ રહેશે કે ? યાદ રાખો, એક મજબુત બાજુ, બાહાદુર જીગર, પરમાણીક જીવ, એથી અને તે કરીમ કેરદેગારની મદદથી ઘણું થઇ શકેછે."

"એ બધા એક સેખચલીનાં ખોવાબો," બુઢાએ કહયું.

બરજો બોલયો "ખોવાબ નહી; મગર ખરી અકલતું ગોહેર છે. જુવો તેના દાખલા:—બાદશાહ જમશેદનાં વખતમાં કાવા નાંમના શરદારે જે નાંમ મેલવયું તે શખસ

લુહાર હતો. ફરેદુન જમશેદની ઓલાદનો પણ ભરવાડોનાં
ટોલાંમાંથી બાદશાહી તખતે બીરાજ્યો હતો," વગેરે.

આ શઘલી વાત પેલો ખુનામાં બેઠેલો શખસ ઘણું
ધ્યાન દઈ શાંભલતો હતો. તે ઉઠયો, અને બરજોનાં ખ
ભાંપર હાથ મુકી બોલયો "ઠીક બોલયો, ભલા જુવાંન, હી
મતજ ફતેહ લાવેછે, અને મેહેનત છ્હીત લાવેછે. મેહેર
ગીંજ ખચીત તારી બોહોરદાર થશે."

જોહાક બોલયો "કદી નહી".

પેલો અણજાંણો મરદ જોહાકને કેહવા લાગો કે "મે
હરબાંન શાહેબ, કદાચ એજ જુવાંન મરદ છ હજાર દીનાર
શુનાંનાં તમારા હાથમાં આપેતો તમુને એની શાદીની વચે
કંઈ અડચણછે ?"

"ગમે તે હોય, પણ હમણાં એ એક બીશકીન અને
મુફલેશ ભીખારી કરતાં જરા ઠીકછે, એ તમારે ખચીત
યાદ રાખવું."

"છટ—છટ!" પેલો અણજાણો શખસ બોલયો,
"આવતી કાલ થવા અગાઉ તમુને આ રકમ પોહોચશે."
એટલું કહી તેણે પોતાનાં ગજવાંમાંથી એક ચમર પતરનો
કટકો અને એક ચલકતો કતર કાહાડયો, જેની મદદથી ટે
બલ આગલ જઈ ઘણીજ બાહાદરીથી એક માણશનો હાથ
પેલાં ચમર પતરપર ચીતારયો. કાગજ ખોલુંજ હતું તે
થી પેલા હાથનાં એક આંગલાંપર વીટી ચીતારી હતી તે
માલમ પડતી હતી.

"અરે! આતો મારો હાથછે," જોહાક બોલયો, એકદમ.

"અને તમારી તવારીખમાં એનો શાયેન," પેલા ચી
તારાએ કહયું. તેણે તે ચીતાર બરજોને આપી એક ફરોખ
ઝાદ નાંમના અમીરપર મોકલાવયો, અને તેણે બરજોને એ
મ પણ કહું કે જયારે તેની કીમત પેલો અમીર તેને પુછે
તયારે છ હજાર દીનાર માંગે.

જોહાકને આટલીબધી દોલત છતાં કુદરતની ખુબી
પીછાંનવાનો આશરમ નહી હોવાથી મનમાં વીચારવા લા
ગો કે "છ હજાર દીનારતો નહી, પણ કદાચ છ હજાર મુ
રખોનાં માથાં મલેતો મલે. હુંતો એની એક કોડીબી ન
હી આપું."

પેલો ચીતારો ત્યાંથી મુગો મુગો ઉઠી ગયો.

હોડી વાળો આ ચીતારાની ચાલચલણ પર
અજબ થવા લાગો. પછી તેણે મેહરંગીજ તરફ નજર
કીધી—પણ તેણીએ પોતાની નરમ ને કાલી આંખોનાં પલકા
રાથી તેને આશા આપી, અને તે પોતાને કાંમે ગયો.

પેલો શખાવતે બાહાદુર ચીતારો ઉઠી ગયો હતો, પ
ણ પાસેનાં ઓરા હાલમાંજ ફરતો હતો. અદબ અંદાજ
થી તેને પેલી છોકરી તરફ નજર કરતાં માલમ પડયું કે તે
એક ખુણામાં બેસી પોતે શું ગુનાહ કરવા જતી હતી તે
નો પસતાવો કરવાને તે શાહેબની બંદગી કરતી હતી.
અને ઝુહાક પેલા તદન અણજાનાં પુરૂશની ચાલ તરફ દ
રીયાફત કરતો બેઠો હતો, અને તેનો હંમેશનો ખવાશ હ
વામાં ઉડી ગયો હોય એમ માલમ પડતું હતું.

એક કલાક નીકલી જવા પછી કંઈ ખુશી ભરેલાં
અને ઉતાવલાં પગલાં સંભલાયાં—તે કોઈજ નહી પણ
બરજો પોતાનાં હાથમાં એક મોટી કોથલી અને કાગજનો
રૂકો લઈ દાખલ થયો. પેલી કોથલીમાં ઉપર કહેલી રકમ
હતી, અને કાગજપર પેલા ચીતારાનું શરનામું હતું જેમાં
તેને પેલા અમીરે પોતાની મુલાકાતે બોલાવીયો હતો.

ચીતારો ખુશી થયો અને પેલી કોથલી ઝોહાક તરફ
ફેંકી બોલીયો કે "લે આ ગંણી લે."

બરજો આ પોતાનાં ઉપકાર કરનાર તરફ ફીકો, પણ
ખુશીથી ધ્રુજતો ઉભો રહયો. તેણે પુછયું, "એક મેહરબાં
ની વધારે કર, અને તે એજ કે તમો શાહેબ કોણ છેવ
અને તમારૂં નામ શું ?"

"તેનુ કારણ શું ?"

"તેનુ કારણ શું એમ કહોછો તમે ?" હોડીવાલાએ
કહયું "ઘણુજ મોટું કારણ, મેહેરબાંન, અને તમારૂ નામ
કેવો કે હું રોજે કયાંમત તુલીક તે નાંમને માન આપું અ
ને યાદ કરૂં."

"મારૂં નામ મેહરવાંનછે."

"નામદાર મેહેરવાંન." એટલું બોલી તે એક ખરા
ઈરાંણીની માફક તેના પગપર પડી તેનો કેટલો આભારી
થયો તે કહી બતાવયું.

પેલા ચીતારાએ તેનો હાથ ધરી પાછો ઉઠાડયો, અ
ને બોલયો કે "હવે મારી વારી આવી—મેહરબાંની કરી
તું મને રજા આપ કે આ તારી મેહરંગીજનો મુબારક ચી
તાર હું એક તકતાપર ચીતારી લેઉં."

પેલી છોકરી આગલ આવી. તે કંઈ બોલી નહી,
પણ પેલા ચીતારાના હાથપર એક ચુમી લીધી. ચુમી લે
તાં એક આંશુનું ટીપું ચીતારાનાં હાથપર પડયું, જેથી મેહેર
વાંન ચીતારાને જે લાગી આવીયું તે છુપાવાને જેવો તેણે
હાથ ખેચયો તેવો ફરી ગયો.

વાંચનાર, તેણે ચીતાર ખેચયો તે પેલા ચીતારાને કે
ટલો ઉપયોગી થયો હશે તે પેલા ફકત હાથ અને વીટીના
ચીતારપરથી માલમ પડશે.

વીશ વરશ જતાં રહેઆં અને પેલો એકવાર ગરીબ
હોડીવાલો હતો તે હમના મેહરંગીજનો શુખી ભરથાર અ
ને ઈરાંણીઓનો એક શરદાર થઈ પડયો, તોપણ તે પોતાની
ગરીબ હાલત ભુલી નહી ગયો. (ઈંગરેજી ઉપરથી.)

નાશેરવાંન.

## પરચુટણ બાબતો.

માળાઓની એક ખુબી—પખશીના માળાઓ વી
શે ઘણીક અજાએબ જેવી શોધો થયલીછે. જંગલી માણ
શની માફક તેઓ પોતાની નજદીકની ચીજના માળા બ
નાવેછે. માછલી ખાનારાં પખશી માછલી ખાતાં બાકી વ
ધેલા કાંટાના માળા બનાવેછે; ખેતરના પખશી ઝાડુડના
મુલીઆં અને શાખાના બનાવેછે અને ઢોરના ચારા ઉપર
ચરનારાં પખશી મેંઢાંનાં ઉન તથા બકરાંનાં રૂઆંથી માળા
બનાવેછે. ઘરમા પરોટાયલાં પખશીઓ બ્લાટીંગ પેપર,
કારડના ટુકડાઓ વગેરે કાગજના માળા બનાવેછે; તથા
સોડાવાટરની બાટલીના તારના પણ માળા બનાવેલા જેવા
મા આવયાછે.

વીદીઆની સેવામાં આપ ભોગ—સને ૧૮૪૯ માં રાટરડામ ખાતે આલસટત નામના એક જરમન વીદ વાને પોતાના શરીર ઉપર અખતરો કીધો. હાઇડરોજન શરીરને ઇજા કીધા વગર કાંહાંસુધી દમમા લેવાયછે તે જોવા સારૂં તેણે એ હવા જેટલી પીવાય તેટલી પીધી; પણ તેથી તેના વઈદની સઘલી આવજત છતાં થોડા કલાકમા તે મર ણ પામયો. પરોફેસર બરાંડ હાઇડરોજન હવાને હવાઇ ધાતુ કેહેછે. દુનીઆંમાં સઉથી હલકી વસતુ એ હવાછે.

ગરમ કાંએ લાગેછે?—ગરમ પાણીમા હાથ બોરયા થી પાણી હાથને ગરમ લાગેછે, પણ તે કાંએ ગરમ લાગેછે? વાંચનારી બાનુઓને આ સવાલ ઘણો રમુજી લાગશે. તે ઓ પુછશે કે ગરમ કાંએ લાગેછે, તેબી પુછવાનું હોય કે? વળી પાણી ગરમ છે તેથી ગરમ લાગેછે. પણ ફરીથી પુ છીશું કે પાણી ગરમછે તેથી ગરમ લાગવુંજ જોઇએ કે? જો લાગવુંજ જોઈએતો આપણા હાથમાં કાંઇ ફેરફાર થવો જોઈએ કે જેથી હાથ ગરમ થઈ આવેછે. તે ફેરફાર શું છે? થોડીજ વાંચનારી બાનુઓ જાણતી હશે કે એ સવાલ નો જવાબ ઘણો સેહેલછે. એક ગરમ વસતુની ગરમીને ઠંડો હાથ લાગાથી તે વસતુમાની થોડી ગરમી ખાલી થઈ આપણા હાથમા આવેછે, જેથી આપણા હાથની ગરમી વ ધેછે, પણ તે વસતુની ગરમી ઓછી થાયછે.

લોઢાં વીશે ઈંગરેજી કેહેવતો—

"લોઢું—સુધારા નામના રાખશશનાં હાડકાં."

"લોઢું—ઉદયોગનો હાલના વખતનો દુશમન, પણ આવતા વખતનો દોસત."

"લોઢું—એક મોટો સુધારાવાલો જે દુનીઆંની સપાટી ઉપર સુધારો કરવા સારૂં દુનીઆનાં બીતરમાથી આવપોછે."

"લોઢું—માણશ જાતનો સઉથી મોટો ભલું કરનાર અને નાશ કરનાર."

ખરો આપએખતીઆર—માંસીડોનના રાજા આ નટી ગોનસનો ભાઈ જડન ઓીસીઆસ તે ખરો આપએ ખતીઆર હતો. એક મુકદમા મધે તેનો ભાઈ પાદશાહ પોતે પરતીવાદી હતો માટે તેણે પોતાના નેઆએધીસ બી રાદરને અરજ કીધી કે તે મુકદમો તેણે ખાનગી "ચેમબ ર" મા શાંભલવો. પણ ઓીસીઆસે જવાબ દીધો કે "ન હી ભાઈ, હું એ ટંટો ખોલી કચેરીમાં સાંભલશ, કેમકે મા રે ઇનસાફ કરવો જોઇએ."

કુરશી નશીહેતો—હે! માનવી દુનયાથી દુરી પકડજે, ને દુનયાની મુશીબત તથા બલાઓને શેહેલ તથા આશાન કરી જાણજે, મોતને પયારૂં કરી રાખજે, નેકીને હાંસલ ક રજે તથા બદીથી દુર રેહેજે. ખુદાતાલાની બંદગી કરવામા શુશતી તથા કાહેલી નો કરતો અને તેહની યાદમા શદાજ રેહેજે, કાંએજે જે ખુદાતાલાને વીસરે નહી તેણે ખુદાતાલા પણ વીસરતો નથી. પોતાની એબને હંમેશાં જોતો રહેજે, વાત કરતી વેલાએ બુલંદ અવાજે નો બોલતો, હેમક તથા નાદાન લોકોની વાતપર મગરૂર ના થાતો, પોતાના દેલને દુ નયાની મોહોબતમા ગેરફતાર નો કરતો, પોતાના દેલને દુના અત આપજે, પાને સબુરી તથા શંતોશ રાખજે. બ લોકોંની રાજી ઉપર તું ઉમેદ નો રાખતો, બેહુદું બોલ ઉપર તું તારી જુબાન નો ખોલતો, જેહવારે તું ચુપ બેશે તેહવારે વીચાર સાથે બેશજે, અને જેહવારે શ બોલે તેહવારે દાનાઈથી બોલજે, કાંએજે ચુપકીદી રેહવ હરગેજ કોઈ પશતાએઓ નથી, પણ બોલેઆથી ઘણા લો પશેમાન થએઆછે. — A. J.

## રમુજે ફુરસત.



૧. ઊભાં પાંચ અને આડાં પાંચ ખાંન ૧ થી ૨૫) સુધી આંક એવી રીતે ઠવો કે જેનો સરવાલો ગમેતેમ લેઇ તો ૬૫) આવે.

૨. સવાલો.

૧—હુલડના વખતમાં પારસી શેઠાંણીઓનો કીઓ અ જ પારસી ઘરોમાથી પારસી બાઇલાઓમાં ગ હતો?

૨—હુલડખોરો કેઇ સ્ત્રીને માટે બુમ મારતા ફરયા હ

૩—હુલડખોરો અને જવાહેરના કારીગરો વચે ફેર તફાવત છે?

## ફરેદુનનું હાલરડું.

### ગરબી—ગૌરીની.

("ફરેદુન" નો નાટક ઉપરથી.)

("વાંસલડી વાગી ને હું જાગી." એ રાહ).

જીભલડી જાગી જીગરે રાગી,
ગાઇને ગીતો ભાવના ભાવીક માગી,—જીભલડી જાગી૦
જે ફુલછડી ખીલતી ફુલોને ઓલે,
જે બાળ બેટો પોઢે ખુશખીને ઝોલે,
તેની રે માગી વધાઈ મોહોડે બોલે,—જીભલડી જાગી૦
આરામ લે તું આબે અમન ચેને,
ખાલેશ આપે પોઢી ગાયનની ઘેણે,
ચાહી એ વાંણી મીઠી મધુર વચણે,—જીભલડી જાગી૦
ખલક ને ફલક ને મુલકનો માલેક,
ચોકબંધ લોકનો ખાવર ને ખાલેક,
દઈ એ દુવા થવાને તનેર નેક લેક,—જીભલડી જાગી૦
ભાગ્યેગ ને ભંડારની ભરપુર ભરતી,
બલાઈનું બખીસ વચે જીહાન ફરતી,
આશાન તુજને થવાની આરતી કરતી,—જીભલડી જાગી૦
ખુશાલીને ખુશવખતીમા જીવજે સદા,
આલમની પરવરશીમા રેહેજે ફીદા,
વખાણ ઈછી તુંજપર ગનીની કે ગદા,—જીભલડી જાગી૦

મુંબઈ, દફતર આશકારા પરેશમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામ હોરમજજી સ્ત્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૮ મું. જુન ૧૮૭૪ આંક ૬ ઠો.

## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

---

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

---

### બાબ ૧૪.

"ફેરવી રૂપ દગાથિ ફસાવી, અરૂ નર અંતર ફોકટ ફુલે,
છાનિ રહે નહિં છેક હરામ, ખરેખરિ વાત કદી પણ ખુલે;
ભોળવિયે ભરમાવિ ભલે પણ, ભોળપણે ફરિથી નહિં ભુલે,
કાગળ હાંડલી કોઈ કરે કદિ, એકજવાર ચઢે પણ ચૂલે."
દલપતરામ ડાહ્યાભાઈ.

"જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી,
મગરૂરીમાં અંગ મરોડે, જમતમ મુખથી બોલેજી.
મનમાં જાણે મુજ સરખો, રસિઓ નહિં કોઈ રાગીજી,
ખારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગીજી."—બ્રહ્માનંદ.

ફરામરોજ માંદગીથી સાજો થયો નહી એવામા કાંહાં જતો રહયો?!

ગુલનારે તેને જે કાગજ લાવી આપધું હતું તે વાંચતાંજ તેની અકલ ગઈ હતી; અને અકલની ગેરહાજરી સાથે સોદાગર નરીમાનના મકાનમાંથીબી બીજી સહવારે તે ગેરહાજર માલુમ પડયો! તે બુઢા બાપની ચીંતાનું શું પુછવું? જામાસપ અને નરીમાન અથવાં મેહરીન અને ગુલનારબી કાંઈ ઓછાં દેલગીર નહી હતાં: પણ એ સરવેમાં વધારે દુખી એકજ જણ હતું.

આંજુ પાડવાથીજ દેલગીરી અને દુખોની નીશાન જણાતી નથી. આંજુથી ખરૂં જોતાં નબલાઈની નીશાની જણાયછે; પણ હઇએ ધરેલું દુખ આંજુમાંજ હોતું નથી. બીચારો "મોહો મીલાદ" વલી પાછો દુખમાં આવી પડયો. પોતાના બેટાની બપલરેલી હાલત વીશેની સેપેહસાલાર શેહરગીરથી ખબર મેલવતાં જેટલો કંગાલ તેનો હાલ બની ગયો હતો તે કરતાં વધારે નાચાર તે આ વખતે હતો. તેના બેટા પછે હવે તે પોતે માંદો પડયો: પણ તે માંદગી કાંઈ ખરી માંદગી હતી નહી. જામાસપના હાથમાં તેની નાડ આવતીજ ન હતી, અને નાડ જોવાનું મીલાદમાં હતુંજ નહી. તે માંદો હતો પણ એક તંદોરસત માણસ જેવો આખો હતો. તેની માંદગી દીકરાની દેલગીરી હતી, જે દેલગીરીએ આપનદેહ તેને એવોતો પછાડયો કે ઘણા દીવસ સુધી નરીમાનનો તે મેજબાન થઇ પડયો.

એટલું છતાં પણ મીલાદ કરતાં એક જીવડો વધારે દુખી હતો. વાંચનારી ચાલાક બાનુઓ તુરત પાંમી ગઇ હશે કે તે જીવડો તે જવાન અને ખુબસુરત સોદાગરજાદી બાનુ ગુલનાર હતી ફરામરોજ સાથે હજીતો વાત કરવાને તેણીને ઘણો વખત થયો ન હતો, હજીતો તેની બલતી જબાનથી વધારે શબદો તેણીએ સાંભળયા નહી હતા, હજીતો ફરામરોજનું દેલ કોણ નાજનીન ઉપર હતું તે જાણવાની તેણી તક શોધતી હતી; એવામાં એકાએક રતોવાઈ તે જવાન નીકલી ગયો, એ વાત ગુલનાર જેવી નાદાન છોડીને સ્મત સાથ નહી બને એવી, અને જો બનેનો નહી સમજાય એવી, અને જો સમજાય તો નહી ખમાય એવી હતી.

તોપણ ફરામરોજ કાંહાં ગયો હશે તે વીશેનો સંદેહ તુરતજ ભાગી ગયો. બીજે દીને નરીમાનની ઓરત બાનુ મેહરીનને ફરામરોજના બીછાણા ઉપરથી એક કાગજ મલયું, જેમાં આ શબદો ઉતાવલમાં લખેલા હતા; "તલાવની પાલે જે શીક્ષાને તું પુગોછે તે શીક્ષા કરનારાઓને જો તું ઓલખવા ચાહતો હોયતો આજ રાતે તારે શેતાબીથી શેહરે "રૂમીએ" ની રાહ પકડવી; કારણ કે તારે ખંતરીથી જાણવું કે અમારેથી તું પુરતી શીક્ષા હજી પાંમયો નથી."

આ ભયંકાર શબદોથી ખોલાસો થયો કે ફરામરોજ પોતાના દુશમનોની પુઠે ગયો હતો.

બીજે દીને સહવારે માલુમ પડયું કે સુંદર ગુલનાર વીશે નરીમાનના મકાનમાં શોધાશોધ થતી હતી!

. . . . . . . . . . . . . .

"એનટીઓક" અથવા "અનટાકીયેહ" શેહરમાં પોતાનો લશકરી પગ મુકતાંજ પાદશાહ નોશેરવાંન તે શેહરની સુંદર બાંધણી જોઇને એટલો તો છક થઇ ગયો હતો કે પાછો ઇરાન આવતાંજ તેવીજ ઢપની તેવીજ બાંધણીનું તેણે એક તેવુંજ શેહર બંધાવયું, તે એવી રીતથી કે જેટલા અને જેવા મોહલા એનટીઓકમાં હતા તેવા અને તેટલાજ મોહલાનાં તેવાં અને તેટલાંજ ઉચાં ઘરો, બા

ગો, મીનારા, રસતા, મેદાન ઈતયાદી ઈતયાદી આ નવા શેહરમાં નોશેરવાને બનાવયાં. જે ઘરની આગલ એક છાંપાદાર આડ હતું તેવું આડ પોતાના શેહરના એક ઘરની આગલ ઉભું કરીને, ટુકમાં, તેણે રૂમીએહ શેહરને એવું તો અજાયબ શેહર બનાવી દીધું કે એ બંધે શેહરોમાં કસો ફરક હોયજ નહી! કેહછે કે જારે એનટીઓકના રેહવાસીઓને રૂમીએહમાં લાવયા તારે તેઓ જાણે તે એનટીઓકજ હોય તેમ પોતપોતાના મોહલાઓ ચુંટી કાઢીને પોતાનાં ઘરો ધુંદી તેમાં ભરાયા!!

અલબતે આવો દાખલો તવારીખમાં પેહલોજછે. માણસની કારીગરીની હદ નથી. માણસ કુદરતની નકલ કરીને પોતા સેવાય બીજાં પરાણીઓને ઠગી શકેછે. કુદરતની બનાવટ જેવી સુંદર દરાખોની બનાવટથી તે ચલીને ઠગેછે, પણ માણસેજ બનાવેલી એક બનાવટની તેવીજ હુબહુ બીજી બનાવટમાં માણસનેજ ઠગવો એ લગાર કઠણ દીસેછે. તોપણ પાદશાહ નોશેરવાને એનટીઓકના રેહવાસીઓને વગર જાણવે નીરદોશપણે ઠગયા, એ જેવીતેવી અજાયબી ઉપજાવનારી ઠગાઈ નથી.

પણ તે વીશે આપણને થોડુંજ બોલવાનુંછે.

એવાં એક વખાણાયલાં શેહર (રૂમીયેહ) ને પાદરે મધરાતને વખતે એક ઝુંફડીમાં દીવો બલતો દેખાતો હતો. બે શખસો એકેકથી તદન ઉલટાજ ચેહરા અને કદના એક સામે બેઠા હતા. તેઓના ચેહરા ઉપર કસી ધાસતી દેખાતી ન હતી પણ એક ચીજના બનવા યા ન બનવા વીશે આપણ જેવાં શકમંદ દેખાઈએ તેવો શક તેમનો ચેહરો જાહેર પાડતો હતો.

તેમની નજદીક એક બે શીશા અને સુફેદ મરોડીનું એક વાસણ મુકેલાં હતાં. ઝુંફડીમાં જાણવા લાયક બીજો કાંઈ પણ તરેહનો સામાન હતો નહી. ચેરાગ ઝરમર ઝરમર બલતો હતો, તોપણ કોઈ વખતે એકાદ છટકલો ઉડીને ઉંચે લાગનો હતો. તેઓમાંનો એક જરા જરા વારે ઝુંફડીની બાહેર ડોકું કાઢી જાણે કોઈની રાહ જોતો હોય તેમ આગલ નજર દોડાવતો હતો; તારે બીજો પોતાનું માથું નમાવીને જમીન ઉપર કાન ધરતો હતો કે કોઈનોબી આવાજ પકડે.

આ બંધે શખસો, આપણે આગલ વાંચી ગયા તેમ, કારનખાવા અને તેમનો સોહબતી ફીલકુસ યુનાની હતા.

"મને મોટો શકછે," ફીલકુસ બોલયો; અને શરાબનો શીશો મોહડાં આગલ ધરીને એક ગોટમાં તે ખાલી કરી નીચે મુકયો.

"શું શકછે?" કારને પુછયું.

"હું નથી ધારતો કે તારો ઈરાની આપણી સામે આવે."

"યુનાની, તું ઈરાની બચાઓની હીમત અને મરદાનગી હજી નથી પીછાંણતો. જો તેના જખમ સાજા થયા હશે તો હું ધારૂંછ કે તે પા ઘડી પણ ઢીલ કરનાર નથી."

"હશે," ફીલકુસે કહયું; "પણ હું હજી તારી મતલબ જાણતો નથી કે આ ઈરાનીની પુઠ હજી નહી છોડવાનું તને શું કારણ છે? તે બીચારાને તારા હોકમથી મેં એક સખત ફટકો લગાવયો તેનેતો ઘણા દીવસ થયા નથી, તેવામાં વલી આજે તેને રૂમીયહે શેહરને પાદરે બોલાવીને શું કરવાનો તારો ઈરાદોછે?"

"બેવકુફ," કારન લગાર તીખો થઈને બોલયો; "શું તું નથી જાણતો કે તારો ઠપકો હું ખમી શકનાર નથી? જે છોડી તને આપવાનો મેં વચન આપયોછે તેથી હું ફરનાર નથી, અને તેજ કારણસર આ સોદાગર બચાને મેં આજનું ઇજન કીધુંછે."

"પંણ તે શી રીતે?" ફીલકુસે અજાયબી સાથે પુછયું.

"મારા દોસત બેજરને તું ઓલખેછે. તે સોદાગર ગુરગીનની નોકરીમાં હતો, અને તેના ભાઈ મીલાદની બેટી તેને લાવી આપનાર હતો, પણ તેટલાંતો શાહજાદાએ મને ફરમાવયુંછે કે મીલાદની બેટી તેની સાથ પણવાને બીહછે માટે કોઈબી રીતે તેણીને ફસાવી શાહજાદાને સોંફવી. હવે એ કાંમ કેમ થાય? મેં ઉપાય લગાવયો કે ફરામરોજને હઈઆં બોલાવી આપણ બંધે જણ તેનો જાન લેવાની તઈઆરીમાં તેની પાંસે એવી કબુલત લેઈએ કે જો તે તેની બેહન ફરંગને શાહજાદા સાથ પરણાવવાને રાજી થાયતો તેનો જીવ બચે, અગર નહીતો તે આપણા સપાટામાંથી છટકવો મુશકેલછે."

"એતો ઠીકજછે," પેલો યુનાની ખાટે ચેહરે બોલયો; "પણ એમાં મને શું ફાયદો?"

"તારો ફાયદો એકે તને આ ફરામરોજની માશુક મલશે."

"તે કેમ બનશે? મારે જાણવું જોઈએ કે મારી મતલબમાં શું શું અડચણો નડી શકશે."

"તો સાંભલ," કારને જવાબ આપયો. "ફરામરોજ કબુલ કરયા વગર રેહવાનો નથી, કારણ કે તેનો જાન તેને ઘણો વાહલોછે. તેને પોતાની બેહન ફરંગને શાહજાદાના હાથમાં આપયા વીના ચાલવાનું નથી. હવે જારે તે પાછો હંઈ આવશે તારે આપણ તેની માશુક ફરંગીજનેબી છોડી દેવાની ફરજ પાડશું. જો તેમ તે કરશે તો બેહતર, અગર તેમ નહી કરે તો આપણ તેનો જાન લેઈશું, અને તેના બદન ઉપરથી જેબી નીશાનીઓ મલે તે, યા, મારી ખાતરીછે કે, તેને આંગલે ફરંગીજની વીંટીછે તે લેઈને તેણી પાસે જઈ ફરામરોજ તેણીને તુરતજ બોલાવેછે એવું કહીને હંઈ ખેંચી લાવશું."

"વાહ, વાહ!" પેલો છકી ગયલો યુનાની પુકારયો. "વાહ, વાહ, શાબાશ! શાબાશ!" પણ પછે થોડા વારમાં વલી ભવાં ચઢાવી શકમંદ ચેહરે તે બોલયો કે— "પણ, પણ ફરંગીજ તો આજ કેટલા દીવસ થયા પાતી નથી; આજ નજદીક——"

"ચુપ ચુપ, નાદાન" કારને ધીકારથી કહયું. "આરો સઘલો બરમ જાણી લેવાની કોશેશ ના કર. તોપણ સાંભલ કે, સોદાગર નરીમાનના ઘેરમાં જે છોડીછે તેજ ફરંગીજ છે."

"આહ, એ કેમ બને? તેતો નરીમાનની બેટી થાય, અને તેનું નામનો ગુલનાર છે?"

"હા, એતો તેણીનું બદલેલું નામછે.—પણ ચુપ થા; સાંભલ, કોઈનાં પગલાં—અરે ઘોડાનાં પગલાં સંભલાયછે!"

હજીતો ફીલકુસ ઝુંફડીની બાહેર ડોકું કરે તેની આ ગમજ પાંચ ઘોડસવારો તે તરફ આવી લાગા. રાત તદન સીયાહ રંગની હતી, અને વલી તેમનાં મોઢાં તદન ટાંકી દીધેલાં હતાં તેથી તેઓ કોણછે તે બરાબર ઓલખાતું ન હતું. તેઓ ઘોડા ઉપરથી ઉતરયા, અને તેમને બાહેર છુટાજ રાખીને એક પછે એક તે ઝુંફડીમાં પેઠા.

આ વખતે તે પાંચે ઘોડસવારોની પુઠે થોડેક દુરથી એક છઠો શખસ નજર પડયો. તે પેલી ઝુંફડીમાં તેઓની સાથેજ ભરાવાને બદલે તેની પછાડી આહેસતેહથી છુપયો થઈ ગયો. થોડોવાર તેણે આસપાસ જોયું પણ પછે એક ઠેકાણે પથર માફક ચુપ ઉભો રહયો.

ઝુંફડીમાં દાખલ થતાંજ પેલા પાંચ શખસોમાંનો એક જવાન, કે જે સરવેની પેંહલાં ચાલતો હતો તેને જોઈને કારનબાવા, પગે પડીને બોલયો: "અએ નામવર શાહજાદા—"

પણ એવામાં તેને અટકાવીને તે જવાન શખસે કહયું—"ચુપ, બેવકુફ, હઈઆં હું શાહજાદો નથી. હવે હું શાહજાદો નથી. જો બનું તો પાદશાહ નહીતો તારા કરતાં પણ નીચો! પણ આહ!" યુનાની ફીલકુસને જોઈને તે અજયબી સાથે પોકારયો,—"આહ, આ કોણ?"

"બેઅદબી માફછે, નામદાર પાદશાહ; મગર એ એક મારો રફીકછે જેથી કશી પણ ધાસતી રાખવાની જરૂર નથી," કારને જવાબ આપયો, અને તેની ઈશારતથી તે યુનાની શાહજાદા નુશજાદને નમયો.

હંઈઆં કારને ચેરાગને લગાર વધારે રોશન કીધો, અને એક કપડાંનો પરદો—જે અતાર લગનતો ઝુંફડીની દેવાલ જેવો લાગતો હતો તે—ખંસેડીને બે નાના બાજઠ ખેંચી કાહાડયા, જે ઉપર પેલા પાંચે શખસો જેમતેમ કરીને બેઠા. પણ થોડાવારમાં તે તેઓને બંધબેસતું ન લાગવાથી શાહજાદાના હોકમથી કારને એક ચટાઈ બીછાવી અને શરાબ તથા બીજો કોઈ સુકો મેવો તેમની આગલ મુકયો. થોડા વખતમાં તેઓ દારૂથી જાણે તંદુરસત થયા હોય એમ જણાયા.

"હવે તારે આપણી પાસે રસતો ફકત એકજછે, મારા દોસતો" શાહજાદો નુશજાદ દારૂનો એક કટોરો ગલી જઈને બોલયો; "અને તે એજ કે જેમ આસપાસના આપણા પુછડાંઓને આપણે ઉશકેરયુંછે તે મીસાલે આખાં ઈરાનમા મારી માદરનો ધરમ જે બીજા સઘલા ધરમો કરતાં બેહતરછે તે ફેલાવવો અને તેમા મજદકના ધરમની બે કલમો નાખીને એક નવાજ પંથ તરીકે તેને ઉભો કરવો. પછે તે મુજબનો ઝુંડો ઉઠાવીને શેહરેશેહર ખબર ફેલાવવી. તેમ કરતાં અલબતે આપણને ઘણું ખમવું પડશે, મારે એક બલવા વગરતો આપણી આ ધારણા પાર પડી શકે એવું મને લાગતું નથી. આ એક ઉપાય આપણા હાથમાં રહેલોછે, માટે મારા દોસતો, તમો એ વીશે શું વીચાર આપોછો? પેહલાં હું સોદાગર ગેવને પુછુંછું."

"તારો વીચાર વાજબીછે," ગંજાવર ગેવ બોલયો, અને પોતાની આસપાસ જોયું. "પણ તે આગમજ, ઈસાઈ ધરમ ઈરાનમાં ફેલાવતાં, મજદકના ધરમની બે કઈ કઈ કલમો તું નાખવા ધારેછે તે પેહલાં જાણવું જોઈએછે."

"અલબતે, ગેવનો સવાલ મને મલતોજછે," બાણુ વરસનો બુઢો બામાશ બોલી ઉઠયો. "તે જાણયા પછે આપણ વીચાર કરીએ."

"તે કલમો આછે," નુશજાદે કહયું—"૧ લું—કોઈબી ઓરત, દોલત અને નોબત (વખત) થી જેબી ફાયદો હાંસેલ થાય તે ઉપર દાવો કરવાને પાદશાહથી તે ફકીર સુધી સરવે કોઈને એકસરખો હકછે. ૨ જું—જે શખસ એ શરત તોડે તે એહરેમન અને, તેટલા માટે, આપણો દુશમનછે."

આ સખુનો જેવા નોશેરવાન જેવા બોલંદ બખતના પાદશાહના નાફરમાન બેટાને મોઢેથી નીકલયા તેવોજ પેલો પારકો શખસ જે ઝુંફડીની પછાડી છુપાઈ રહયો હતો તે એકદમ ચોંકયો અને પોતાની જગાએથી બાહેર આવી પેલા પાંચ સવારોના ઘોડા છુટા ફરતા હતા તેમાંના એક તીખા ઉપર સવાર થઈ તે ઠેકાણેથી નીકલી ચાલયો, જે વીશેની ખબર કોઈનેબી પડી નહી.

"એ એક જોલમાતની વાતછે," નોશજાદ બોલયો, "કે એકની બાયડી ખુબસુરત અને સુંદર આકારની હોય પણ તેણીનો ભરથાર કાલા રંગનો અને નઠારા ચેહરાનો હોય; તેમજ એક પાદશાહી ચેહરાના શખસની બાયડી બદસુરત અને કાલી હોય. એ કારણ માટે આ કલમો આપણા પંથમાં દાખલ કરીને આપણા પુજારીઓને આપણ એક જાતનું નહી ધારેલું સુખ કરી આપશું."

"અને તેમજ વલી આબી એક અંધેર નથી કે કેટલાએક પઈસા ટકા અને ઘરબારથી સુખીછે, અને બીજા ઓ બીચારા એક પઈને માટે ફાંફાં મારતા ફરેછે?" તેઓમાંનો એક બોલી ઉઠયો, અને પોતાની આસપાસ જોયું.

"અલબતે; અને તેમ આ કલમમાં આવી ગયુંછે, માટે તેનોબી રસનો થશે. પણ શું તારે તમો સઘળાઓ રાજીછો કે આપણ આ બંધે કલમો દાખલ કરીએ?"

"દરૂસતછે,—તો જોકે મારી જવાન બાયડીને એ વાત પસંદ પડનાર નથી," બુઢા બામાશે પોતાની ડાબી આંખ ફડકાવીને કહયું.

"તારે લે આ કાગજ, અને લખ," શાહજાદો કારન તરફ ફરીને બોલયો, "કે જે કલમોનો વાંધો હતો તે પતયોછે."

"અને હવેથી અમારા સરદાર અને પાદશાહ તરીકે આજે અમે તું નામવરને ચુંટી કાહાડયોછે, એ બીના જાહેર કરયા વીના ચાલતું નથી," ગંજાવર ગેવ શરાબની ખુમારીમાં પોતાથી જેટલું જલદી બોલી શકાય તેટલી ઉતાવલથી બોલયો.

"પાદશાહ નોશેરવાન કદાચ તેના મોત તુલીક ઈરાનનો પાદશાહ હશે, પણ શાહજાદો નુશજાદતો ઈરાનનો અને ઈરાનના નવા ધરમનો હમેશ સુધી પાદશાહ રેહશે," કારન ગંભીરાઈથી બોલયો, અને ફીલકુસને આંખ મારી.

"શું તારે ઈરાનમાં બે પાદશાહછે?" તે યુનાનીએ તેને ધીરેથી પુછયું.

"આજ રાતતોછે—પછેતો કોણ જાણે" કારને કહયું.

"હવે તારે મારા દોસતો, એ રીતે આપણી ખાતરી થઈછે કે આપણી સઘળી તઈઆરી આપણ કરી ચુકયા છીએ; વાર ફકત અમલ કરવાનેજછે; અને જો ખોદા મદદગા

રછે તો નામદાર પેગમબર ઈસાની દાહાડીની મદદથી આપણ ઈરાનના આગેવાન ગણાઈને માન પામીશું," શાહજાદો બોલયો.

"પણ મને એક મોટો વીચાર આવેછે, " એક મલતીયો બોલયો, "કે જારે આપણ બલવો કરીશું, અને નવો મજહબ જાહેર પાડીશું તારે પાદશાહ નોશેરવાન જો આપણો પંથ કબુલ નહી કરશેતો આપણ શું કરીશું ?"

"પાદશાહ ? પાદશાહ કોણ ? નોશેરવાન શું મગદુર ધરાવેછ, જારે હું તેને ઠેકાણે રાજ ચલાવનારછું તારે ! નોશેરવાન યા નોશેરવાન જેવા સેંકડોની હા ના વીશે આ પણને દરકાર નથી, જારે કે તમામ રઈયત આપણી બેરફ એછે ! નોશેરવાન ? નોશેરવાનની શું ધાસતીછે, અગર તે મજહબ કબુલ ન કરેતો ? શું મને તે મારીનાંખશે ? ના. એવો જોલમ તેના જેવા બાપથી મારી ઉપર જેનહાર થાય નહી ! શું મને દેશનીકાલ કરશે ? ના. તેનાં મનમાં એવી શીક્ષાઓનો ખેયાલબી નથી ! શું મને કેદ કરશે ? ના, ના. એટલુંજી બોલતાં અને તે મારે વીશે બોલતાં તેની જબાન ધુજેછે ! તે મારી ઉપરતો કશો જોલમ કરે નહી. પણ હું ? હું શું કરનારછું ? અગર તે આપણો મજહબ કબુલ કરશે નહીતો હું તેને કેદ કરશ, તેને દેશનીકાલ કરશ, તેને કતલ કરશ ! એટલી હકુમત મારી તેની ઉપરછે. હું તમોને ખાતરી આપુંછ, મારા દોસતો, કે જોકે મજદકને મારા પાદશાહી બાપે કતલ કીધોછે, તોપણ તેજ મજદકના ધરમને ઉંચકી લેનારાઓનો તેજ પાદશાહ ગોલામ થઈ પડશે !"

આ પરમાણે વગર મેહરનો બેરેહમ અને બેકદર બેટો પોતાના દુનયાને જાહેર થયલા આદેલ પેદરને ગાલ દેઈ રહયો નહી એટલામાં આસરે દસ ઘોડસવારોની એક ટુકડી તે મેદાનમાં ઝુંપડી આગલ આવી ઉભી. હજીતો આ બલવાખોરો તે ટુકડી કોણનીછે તે વીશે ખોલાસો મેલવે તેની આગમજ તેઓ પોતાના ઘોડા ઉપરથી ઉતરીને ઝુંપડીના દરવાજા આગલ આવયા. તેઓમાં એક જવાન, ફીકા ચેહરાનો, મગર ખુબસુરત શખસ જે સરવેમાં વડો જણાતો હતો તે બેધડક અંદર દાખેલ થઈ આ મુજબ બોલંદ આવાજથી બોલયોઃ—

"શાહજાદા નુશજાદ, અને તમો સરદારો, જેહાનના પાદશાહ નોશેરવાન આદેલના હોકમથી હું તમોને ફરમાઉંછ કે તમારી તલવાર મને સવાધીન કરો."

"આહ !" શાહજાદો અજાયબ થયો. "અને કોણછે તું તથા શું મકદુર ધરાવેછ કે અમોને હોકમ કરવાની હીમત કરેછે ?"

"હું કોણછું અને મારી મકદુર શું છે, તે આ નીરજીવ મગર મોટી સતા ધરાવનાર અંગોશતરી તમોને જણાવશે." આગ બોલીને પેલા જવાને પોતાને આંગલેથી એક વીટી કાહાડીને શાહજાદાની હજુર ધરી; તે જોતાંજ નુશજાદ ઉજલો પુણી સરખો થઈ ગયો.

"અને વાંક શુંછે અમારો કે——".

"વાંક શુંછે તે તમારો ચેહરોજ કહી આપેછે. શાહજાદા, વીલમ લાગવાનો જોખમ મારે સર છે માટે ઉતાવલ કરો." અને પછે પોતાના સોહબતીઓને ફરમાવવાથી તેઓએ શાહજાદા તથા તેના બલવાખોર દોસતોના તલવાર લેઈ લીધી, અને કેદી હાલતમાં તેઓને લઈ ગયા.

ગરૂરી એક પલમાં ઈનસાનના ગુરા ભાંજી નાંખેછે.

---

## બાબ ૧૫.

"પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની."—
ઉદેપુરની રાણી મીરાંબાઈ.

"પ્રેમ થકી પેદા થયો, પ્રેમે ઉછરયો જેહ,
પ્રેમ થકી જીવી મરે, પ્રેમી કીડો તેહ;
પ્રેમ કુંડમાં કે લિતે, કરતાં સુખિ દુખિ થાય,
તરતાં ડુબકી મારતાં, થાકી તળિયે જાય."—નર્મદાશંકર.

અમારી વારતા વાંચનારી બાંનુઓને વધારે સમજ પડે એવી કરવાને માટે વારતા લખનારાઓના તરીકાથી અમોને લગાર ઉલટું જવું પડેછે; તોપણ તેમ કરવું ફકત અમારી વારતાનું નામ ધરાવનારી બાનુ "ફરંગીજ" નીજ તવાલીઓને માટેજછે, માટે અમો ઉપલા તરીકાથી ઉલટા જવામાં ભુલ કરતા હોઈએતો તે ભુલ સીબોધ વાંચનારી બાંનુઓને ખાતર નુકતેચીનોએ દરગુજર કરવી સજાવારછે.

છેલા બાબમાં આપણે જોયુંછે કે બાવા કારન અને યુનાની ફીલકુસ વાત કરતા હતા તારે પાંચ ઘોડસવારો તાંહ આવયા, તેમની પુઠે એક છઠો શખસ લગાર દુરથી આલતો આવીને જીફડીની પછાડી છુપાયો અને પછે થોડેક વારે તાંહથી જતો રહયો.

બીજું વલી આપણે એવું જોયું કે ઉપલા શખસના એક મજબુત ઘોડાપર બેસી જતા રેહવા બાદ થોડેક વારે દસ ઘોડસવારોની એક ટુકડી તાંહ આવી લાગી, અને તેઓના સરદારે એક વીટી દેખાડીને પાદશાહ નોશેરવાનને નામે તેના બેટા વડેકની તલવાર લેઈ તેને કેદ કીધો.

વાંચનારી બાંનુઓ પુછશે કે આ બંને શખસો કોણ હતા ? અમો જવાબ દેઈએ તેની આગમજ નીચલી હકીકત ઉપરથી તેઓ તુરત ઓલખી કાઢશે કે તે શખસ અથવા શખસો કોણ હતા ?

રાત તમામ અંધારી હતી. આકાસપર કશું ઉજેહું ન હતું, મગર કાલાં વાદલાંથી તે તદન અંધારો થઈ ગયો હતો. આસેપાસે સઘલું બીહામણું થઈ રહયું હતું. જલદીથીજ તુફાન શરૂ થશે એવું દીસતું હતું.

એવી ભયંકાર રાતે એક આકાર રૂમીયેહ શેહરનાં પાદર તરફ પસાર કરતો દેખાયો. તેનો ચેહરો અંધારાંના સબબથી મુદલ દેખાતો ન હતો તેમાં વલી વધારે અણજાણો કરવા તેણે પોતાનાં મોહડાં આગલ પોતાની ધાબલીનો છેડો ઓઢેલો હોવાથી સદનતર તે માલુમ પડવાથી દુર હતો. તે જડફથી પણ આસેપાસ નજર ફેરવતો આગલ વધતો હતો. થોડે થોડે વારે પોતાની પુઠે કોઈ આવતું હોય એવા અંદેશાથી પાછો ફરીને જોતો હતો.

એ રીતે તે મેદાનને નજદીક અડધે રસતે આવી લાગો, એવામાં દુરથી ઘોડાનાં પગલાં તેની તરફ આવતાં તેણે સાંભલયાં. તુરતજ એક મોટાં ઝાડની ઓઠે તે ભરાઈ ગયો. તેની નજદીકથી થોડાવારમાં એક મોટું સરઘસ પસાર થઈ ગયું. તેણે ઘોડાઓની સંખયા બરાબર ગણી

નહી, પણ અલબતે તેની અટકલ પરમાંણે નજદીક પચાસ ઘોડાઓ તેણે જોયા. સવારોમાં કોણ કોણ હતું તે તેને ખબર હતી નહી; અથવા તે ટુકડી કાંહથી આવી, કાંહ જતી હતી, અને તે કોણની હતી તેથીબી તે અણજાણો હતો.

થોડાવારમાં તે સરઘસ પસાર થઈ ગયું, અને તે પોતાની જગાએથી બાહેર નીકલ્યો. તે આગલ ચાલ્યો, અને વલી તેને સામેથી બે ઘોડસવારો મલ્યા. ફરીથી આ મુસાફર એકુ ઝાડની પછાડી સંતાવા ગયો, પણ તેવામાં ઉપલા બંધે સવારોમાંના એકની નજર તેની ઉપર પડવાથી તેને ચીમાવું ભારી પડયું.

"કોણછે એ ?" તે સવારે પુછ્યું.

"કોઈ નહી !" તે મુસાફર બોલ્યો.

"કોઈ નહી ! અજબ જેવી વાતછે ! શું, 'કોઈ નહી' બોલે ?"

"શા માટે નહી બોલે ? જબાન આપનાર તું નથી."

"તો ઠીકછે 'કોઈ નહી' ને જો જબાન હશે તો આ શમશેરને જવાબ આપ્યા વીના રેહશે નહી," આમ બોલીને પેલા સવારે પોતાનો ઘોડો મુસાફર તરફ ઝોકાવ્યો, અને પોતાની તલવાર ઉઠાવી. પેલો મુસાફર હીમકારા મુઆફીક નાસી જવાને બદલે તેની સામો આવ્યો, અને સલામ કીધી. પેલા બંધે સવારો તેના આ ચાલાથી અજબ થયા.

"તું કોણછે, ભાઈ"? બીજા સવારે ધીરેથી પુછ્યું.

"હું અજબછું કે શું બેહરામભી મને ઓલખતો નથી ?" તે મુસાફરે કહ્યું. જે સવારને તેણે બેહરામના નામથી બોલાવ્યો તે પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરી મુસાફરની નજદીક ગયો, અને તેના મોહાં ઉપરની કામલ કાઢી નાખીને તેનો ચેહરો જોયો. તુરતજ તે સવાર લજવાઈ ગયો, અને પેલા મુસાફરનો હાથ મમતાથી પકડીને બોલ્યો—"આહ, દોસત, આવી મધ રાતને વખતે ? તું કાંહાં જાયછ, હેં ?"

"પેહલાં મને જવાબ આપ, બેહરામ, કે આ આગલ જે ટુકડી ગઈ તે કોણનીછે ? અને તેઓ કાંહથી આવ્યા ?"

"શું ફરામરોજ, તુંને ખબર નથી કે હાલમાં આપણા દેશમા શું ગડબડ થઈ રહીછે ? પાદશાહનો બેટો નુશજાદ બેદજાત બોલાયછે. આપણો પાદશાહી મજહબ તરક કરી તે ઇસાઈ અને મજદકી ધરમ ફેલાવા માંગેછે, અને શેહરેશેહર એજ ધરમોનો ડંકો ફેરવેછે. આજે પાદશાહને ખબર મલી કે આ જંગલમાં શાહજાદો અને તેના સોહબતીઓ સાથે મળનારછે. શેહરમાં તો તેમનાથી ભેગા થવાતુંજ નહી જો ! અમે આખું પાદર ખોલી વલ્યા, સઘલું કામ ચુપકીદીમા કીધું; પણ અમોને ખબર આપનારે ઠગાઈ કીધેલી જણાયછે. અલબતે દુરથી એક ઝુંપડીમાં દીવો બલતો અમે જોયો, તે ઉપરથી કાસદ મોકલતાં માલુમ થયું કે બે સાધુઓ તેમા બેસીને ભકતી કરેછે—"

"રાખ," તે મુસાફર—જે કોઈજ નહી પણ બેહરામના ઓલખવા મુજબ સોદાગરજાદો ફરામરોજજ હતો તે—બોલ્યો "રાખ, કદાચ તાંહાંજ તે બલવાખોરો હવે પછે મલનાર હોશે તારે ?"

"ના, ના, ના, તેમ નથી તો. પણ હવે તું કાંહાં જાય છે તે મારે જાણવુંછે. હું જાણતો નથી કે સુંદર ફરંગીઝ—"

"ચુપ, દોસત બેહરામ," ફરામરોજ બોલ્યો. "ફરંગીજનું નામ સાંભલતાં મને તીર વાગેછે. આજ ઘણા દીવસ થયા તેણી કેથે નીકલી ગઈછે."

"અફસોસ—અને તેણીની શોધમાં તું નીકલ્યોછે કે ?" બેહરામે કહ્યું. આ બોલવાનો ફરામરોજ જવાબ આપે તેની આગમજ બેહરામને તેના સોહબતીએ બોલાવ્યાથી ફરામરોજ સાથ મલીને તે પાછો પોતાના ઘોડા ઉપર ચઢી ચાલ્યો ગયો.

હવે વાંચનારી બાનુઓ સમજી હશે કે ફરામરોજ સોદાગર નરીમાનનાં ઘરમાંથી નીકલીને કાંહાં ગયો હતો ? બેહરામના કેહવા મુજબ તે પેલી ઝુંપડી જેમાં બે "સાધુઓ" બેઠા હતા તાંહાં જવા નીકલ્યો. તેની પકી ખાતરી થઈ કે તેના દુશમનો તે એજ બંધે હોવા જોઈએ. તે હવે પસતાવા લાગો કે બેહરામ અને તેના સોહબતીની મદદ લેઈને તેઓને તેણે શીક્ષા કરવાનો વીચાર કીધો નહીં. પણ તુરતજ તેને વીચાર આવ્યો કે દોસતોની મદદ લેઈને તે મદદથી અંજાણપણામાં રહેલા દુશમનને મારવામાં ફાયદો નથી. તે આગલ ચાલ્યો.

થોડાવારમાં તે ઘણો આગલ વધ્યો, પણ જેટલો આગલ વધતો ગયો તેટલીજ પેલા ચેરાગવાલી ઝુંપડી તેને દુર દેખાતી ગઈ. ચેરાગ તેણે જોયો હતો, અને તે ચેરાગની રાહે તે ચાલતો હતો, પણ ચાલતાં ચાલતાં તે ઝુંપડીનો તફાવટ તેને ઓછો થતો જણાયો નહી. એવામાં વલી એકવાર ફરીથી તેણે આંઘેથી ઘોડાનાં પગલાં સાંભલ્યાં.

તે પીઠ પાછલ ફરયો. સારાં ભાયગે એક ખંડેન પડેલું ઝાડ તાંહાં પડેલું હતું. તે તેની પછાડી ભરાયો. જરાવારમાં પાંચ શખસો ઘોડા દોડાવતા તાંહાં આવી લાગા. તેમની વાતચીત ભાગી તુટી હતી તેથી તે બરાબર સમજી શકયો નહી; તોપણ "નોશેરવાન," "નુશજાદ," "ધરમ," "મજદક" ઇતયાદી શબદો પરથી તેને મોટો શક ગયો. તેણે ખાતરીથી માન્યું કે પાદશાહી ટુકડી જે ધણીઓની શોધમાં હતી તે એજ શખસોછે. તોપણ વધારે ખાતરી કરવા તેમી તેમની પુઠે ગયો.

રાત ઘણીજ અંધારી હોવાથી કોઈ કોઈને ઓલખી શકતું નથી. તે તેમની સાથે ચાલ્યો. તેને ફીકર હતી કે ચેરાગ દેખાયછે તે ઝુંપડીની રાહથી આ પુરૂષો ઉલટા જશે; પણ સારાં ભાયગે તેમ થવાને બદલે ઉલટા તે શખસો તો ઝુંપડી તરફજ ચાલ્યા. છેલે તેઓ ઝુંપડી આગલ આવી પુગા, અને અંદર ભરાયા. તેઓની પછે ફરામરોજ ઝુંપડીની પાછલ ભરાયો.

અંદર શું બનયું તેતો આપણે જાણીએ છીએ. થોડા વખતમાં ફરામરોજ પોતાની જગાએથી નીકલ્યો અને નુશજાદના અસપ ઉપર સવાર થઈને જે રસતે બેહરામ અને તેનો સોહબતી ગયા હતા તેજ રાહ તેણે લીધી. તેઓ કાંહાં જતા હતા તે તેણે પુછી નહી લીધું એ તેની ભુલ હતી, તોપણ પુરતા ભરૂસાથી તેણે પાદશાહી તંબુ તરફ ઘોડો દોડાવ્યો, અને થોડા વખતમાં તે બેહરામને ઘુંડી કાઢીને મલ્યો. તેણે સેહજમાંજ ખુલાસો કીધો. બેહરામ

ખુશી થયો અને પોતાના સરદાર રામબુરજીનને મળીને ૬ સ સવારો માંગયા, એટલામાં પાદશાહ પોતેજ તાંહાં આવી લાગો. તેણે હકીકત સાંભલયાથી ફરામરોજને પોતાની અંગેશતરી અને દશ માણસો આપયાં. બનતી જડફથી ફરામરોજ ઝુકડી આગલ આવી લાગો. તેને ધાસતી હતી કે ગોનેહગારો છટકી જશે, પણ તેમ હતું નહી. તે તાંહાં આવી લાગો, અને પછે શું કીધું તે આપણે આગલ જોયુંછે.

. . . . . . . . . . . . . . .

જેવાં મગરૂર-દેલથી ઝુકડીમાં પાંચ શખસો પેઠા હતા તે કરતાં વધારે રંજીર દેલથી તેઓ તેજ ઝુકડીની બાહેર નીકલયાં. જેવાં જબુન કામ કરવા મારે બે શખસો તે ઝુકડીમાં ગોફતગુ કરતા હતા તે કરતાં વધારે કામમા પોતે આવી પડવાથી દુખી થયા. તુશજાદ, બામાશ, ગેવ, ખરતલ અને કારૂન પોતાનું બગલા જેવું ઉંચું ડોક કુકરની પેઠે નીચું કરીને ફરામરોજને તાબે થયા. કારન અને ફીલકુસ એક પાદશાહના જેવી મોટી અને એક જેલમગારના જેવી કરૂર વાત કરતા હતા તેઓ એક પરેશાન થયલા ફકીર અને એક ફાંસીએ જનાર ખુનીના જેવા ચેહરા સાથ ઝુકડીમાંથી બાહેર નીકલયા.

બાહેર નીકલતાંજ સઘળા ઘોડા ઉપર બેઠા, પણ તુશજાદનો ઘોડો હતો નહી. ફરામરોજ તુરત ઘોડાપરથી ઉતરયો અને તે શાહજાદા આગલ ધરયો. સઘળાઓ એ રીતે અસવાર થયા પણ જે સરદાર થઈને આવયો હતો તેજ પાઉંથી ચાલવા લાગો. આ નાની ટુકડીની કુચ ઉતાવલી હતી નહી. ધીમેથી તેઓ ચાલતા હતા, અને એકેક કેદીની આજુબાજુએ બબે સવારો હતા. ફરામરોજ સરવેથી પાછલ ચાલતો હતો, પણ તેમ કરવામાં તેની મતલબ હતી. પેહલાં શાહજાદો અને તેની આસપાસ બે સરદારો, પછે બામાશ અને તેના સેપાહીઓ, તરીજી હારમાં ગેવ પોતાના બે દોસતો સાથે, ચોથામા ખરતલ અને પાચમી હારે કારૂન ચાર સીપાહીઓના પેહરામાં ચાલતા હતા. પણ એઓની પુઠે ફીલકુસ અને કારન રસતો કાપતા હતા. તેઓ કાંઈ ઘોડાપર હતા નહી, તેથી ફરામરોજે તેઓના બંધે હાથો મજબુતીથી બંધાવીને તેમની દોરીના એકેક છેડો બે ડોબા બલદ અથવા ઘોડાઓના અછોરા અથવા લગામ હોય તેમ પકડીને તેમની વચોવચમાં તે ચાલતો હતો.

એ મુજબ અઢાર માણસોની ખાસી છ હારો ધીમે કદમથી ચાલતી હતી. થોડેક રસતે તો સઘળાઓ મુગા મુગાજ ચાલયા, પણ ફરામરોજે એ ચુપકીદી ભાંજી.

"હું અજબછું કે આ પાદશાહી શખસોની સંગતમાં તમો શી રીતે આવી પડયા?" તે કારનની તરફ ફરીને બોલયો. "પણ સબર. મને લાગેછ કે મેં તુંને કંયે જોયો હતો?" તેણે અણજાણ્યો થઈને કારનને પુછયું.

"મને, સાહેબ? ના જી, તે હું નહી હોવશ!" કારને જવાબ દીધો.

"તું નહી હોશે?—અને મેં તને પણ જોયો હતો?"

"કોઈ બીજો હશે, ઈરાની સરદાર," ફીલકુસે કહયું. "હું તો આજેજ તારાં શેહરમાં આવયોછું."

"અને કદાચ તુંજ હશેતોજ હું કાંહાં તને ગરદન મારવાનોછું, બુબખ?" ફરામરોજે કહયું: "જે હશે તે પાદશાહની આગળ જાહેર થશે. તમારી ઉપર બે જાતના તોહમતછે. એકતો એકે આજ નજદીક એક માસની વાત ઉપર મદાઈન શેહરના મોટાં તલાવના કાંઠા ઉપર રાતે અંધારે વખતે એક જવાનનું તમોએ માથું ફોડયું હતું—"

હઈઆં ફીલકુસ ઉજલો પુણી જેવો થઈ ગયો. કારનને યા તેને ખબર નહી-હતી કે જે ધણીના હાથમાં તેઓની લગામછે તેજ તેમનો શેકાર ફરામરોજછે. પણ જારે તે જવાન સોદાગરથી આ છેલા સખુન સાંભલયા તેવીજ પોતાની ટીણી નજર કારને ફરામરોજ તરફ ફેંકી, અને તેનો ચેહરો તપાસયો. તુરતજ તેની ખાતરી થઈ, અને યુનાની ફીલકુસ કરતાં તે વધારે સુફેદીપર આવયો.

"અને બીજો વાંક એકે તેજ ધણીને જીવતો ધારીને આજ રાતે આજ જંગલમાં મલવા મારે તમોએ નોતરૂં દીધું હતું! શું નહી?"

"આહ, સાહેબ, તમો શું બોલોછ?" યુનાનીએ વાચા ખોલી.

"શું નહી, ચોર!—જો, તે જવાન હું છું. હું ફરામરોજ, સોદાગર ગીવાદનો બેટો. ફોડ જોઈએતો હમણાબી મારૂં માથું." ફરામરોજ લગાર જુસાથી બોલયો. "હુંતો ખરો કે તમોને છટકવા નહી દેઉં હવે."

"એકબારગી હું મારો ગોનાહ કબુલબી કરૂં તોબી—જો તારી એક નોકરી બજાવી આપુંતો શું તું મને નહી છોડે?" કારને ઠંડે પેટે પુછયું.

"મારી નોકરી? અને તે તું બજાવે? ના, તેમ કદી બને નહી."

"ફરંગીજને જો તું નહી ચાહતો હોયતો તેમ નહી બને ખરૂં; બાકી જો તે જવાન નાજનીન તરફ તારી કાંઈ બી ચાહયા હોયતો તું મારો ગો—".

કારન "ગોલામ છે" એ આખા શબદો બોલી શકયો નહી. કદાચ તે બોલી શકત, પણ ફરંગીજનું નામ સાંભલતાંજ તે પોતાની અકલથી જાણે ખીસી ગયો હોય તેમ હાથમાં પકડેલા દોરડાંના છેડા છોડી દેઇ એક ગાંડાની પેઠે કારન સામે નજર ટીકતો ઉભો રહયો. ઘણો વખતતો તે એજ હાલતમાં રહયો. તેની આગલ તેના સોહબતીઓ ચાલી ગયા તેની કસી ફેકર તેને રહી નહી. "ફરંગીજ" નામે તેને બાંધી લીધો.

"ફરંગીજ"? છેલે તેની જબાન ઉપડી. "કાંહછે ફરંગીજ? કોણ નથી ચાહતું તેને?"

"તું નથી ચાહતો તેને, જો તું મારી નોકરી નહી કબુલ કરેતો!"

"ઠગારા, તારી ઠગાઈ દુર રાખ, પણ ફરંગીજ વીશે તું શું જાણેછે?"

"જાંહાંસુધી તું બોલે નહી કે મારો અને મારા આ યુનાની દોસતનો જાન સલામતછે તાંહાંસુધી તું તેણી વીશે એક હરફ પણ કોયેથી પામવાનો નથી તે ખાતરીથી જાણજે," કારન બોલયો, અને ફરામરોજ સામું જોયું.

"અને જો તું મને ઠગતો હોયતો?" તે આશકે શકમંદ દેલે પુછયું.

"સાંભલ, સોદાગરજાદા, અને આજે હું કહુંછું તેથી તારી ખાતરી થતી હોય તો બોદાથી ડરીને અમોને છો

કજે. સાંભલ, જે ઘરમાં તારી બરદાશત થતી હતી તેજ ઘરમાં તારી ફરંગીજ છે."

"હેં——?"

"હા, ગુલનાર કાંઇ સોદાગર નરીમાનની બેટી નહી પણ તારા કાકા ગુરગીનની કાઢી મુકેલી દીકરી અને તારી માશુક ફરંગીજછે! હજીબી ખાતરી થાયછે કે નહી?"

કારનના આ બોલવાએ ફરામરોજ ઉપર અસર કીધી. તે એકદમ જમીન ઉપર ખડે પગે કુદયો, અને આસેપાસેનો કસોબી વીચાર રાખયા વગર તે ખડખડ હસી પડયો. તે એટલીતો ખુશીમાં આવી ગયો કે જેનો ભાર નહી ખમાવાથી જમીન ઉપર બેભાનની પેઠે તુટી પડયો.

અલબતે કારન અને ફીલકુસ કબુલત મુજબ છુટા થયા!

## બાબ ૧૯.

"નર્મદ ઘાયલ દર્દિનું દર્દ તે નર્મદ જેવુંજ દર્દિ પિછાને,
નર્મદ મુજ્જન એવું તે કો કરસે રઝવે રઝવી દીલમાને;
નર્મદ સોજનમાં કદિએક રહે વળગ્યું, નહિએ પડયું રાને,
નર્મદ બાપગ કહાંયિ મરે વળગી જનને લવનો પ્રેમ પાને.—"

નર્મદાશંકર.

ગરીબ બીચારો ફરામરોજ! જે હાલતમાં તે તદન બેભાન થઇને જમીન ઉપર પડયો હતો, તેથી તદન જુદીજ હાલતમાં તેણે બીજે દીને સહવારે પોતાને જોયો. તે ગઈ રાતે દશ ઘોડસવારોનો સરદાર હતો, આજે તે પોતે એક બંદીવાન થઇ પડયો. ગઇ કાલે તેનું છુટાપણું હતું, આજે તેના હાથ પગ ખુબ રીતે બાંધેલા તેણે જોયા. ગઇ કાલે આદેલ પાદશાહ નોશેરવાનની વીટી તેની આંગલીએ હતી, આજે તે રતન તેના હાથમાંથી ચોરાયું!

વાએજેહાન, એખલો, ભુખ, હુંધ, થાકનો શેકાર થયલો, આગલ પાછલ કોઇનાબી સંસારા યા સધીયારા વગર હાથ પગ બાંધેલો તે ગયા બાબમાં આપણે જોઇ તેજ ઝુંફડીમાં પડેલો હતો. તેને ખબર નહી હતી કે તેને તાંહાં કોણ લાવયું હતું, તેમજ તે જાણતો નહી હતો કે તેને તાંહાં બંધ કરી જાય એવો તેનો કોણ દુશમન હતો. તેણે પોતાનું છુટાપણું, પોતાના પાદશાહની વીટી અને પોતાની સરદારી ખોહયાં હતાં. પણ એ સઘલાં કરતાં તેને વધારે દુખ તેની ફરંગીજ માટે હતું.

"આહ, ફરંગીજ! અરે ખુબસુરત ગુલનાર, જે વખતે મુજી શખસોના મારથી મરણ પાંમવાની તઇઆરીમાં હતો તારે મારી સારવાર કરનાર શું તું હતી, મારી ફરંગીજ?"

અને હવે તે નીસાંસો નાંખીને રડયો, એક બચાંની મુઆફેક રડયો.

"ફરંગીજ, ફરંગીજ! અરે કાંપે તું બોલી નહી કે એતો સોદાગર નરીમાનની બેટી ગુલનારનું નામ ધરાવનાર તું મારી ફરંગીજ હતી? અરે તેં મનેબી નહી ચેતાવયું કે તને એવું નામ ધારણ કરવું પડયું હતું તે તારા પેદરના ધાકને લીધે હતું! અફસોસ, જારે તેં મારા તારેથી જુદા પડવાની એક રાત આગમજ મારી કોઇ સ્ત્રી વીશેની મોહબત બાબે પુછયું તારેજ મને કહી કાંએ નહી દીધું કે જે નાજનીન મારી ઓરત બનનારછે તેતો તુંજ મારી ફરંગીજ હતી!"

અને એવી રીતના પોકારમાં તે જવાન આશક એકવાર ફરીથી નીચે તુટી પડયો. સગવડથી હુંઘ કાઢી શકાય એવું તો કશું હતુંજ નહી, કારણ કે એક ગાંસડીનો આફક તેને સઘલી બાજુએથી ગોલ બાંધી લીધેલો હતો. તોપણ ગઇ રાતની થાકને લીધે તેણે ઉપલીજ કશુનર હાલતમાં એક નીરભય હુંઘ ખેંચી કાઢી. તેણે તેટલો વખત સઘલી ચીંતાને વીસારી નાંખી, અને કુદરતના માપાલુ હાથના ઓઠા હેઠલ બલાનાં બાલી નાંખે, એવાં બલને ધીકારી કાઢયું. તેણે ખાબ ઘણો વખત શુધી લીધો. કારણ કે જે વખતે તે પાછો બીદાર થયો તારે તેની નજદીક એક બાજટ ઉપર એક ફાણુસ મધે દીવો બલતો તેણે દીઠો.

પણ આ અસગવડ ભરેલી હુંઘમાંથી તે જાગરૂત થાય તેની આગમજ જે ઝુંફડીમાં તે ઝીકડાયલો હતો તેમાં છેક રાત પડતાં બે શખસો દાખલ થયા. તેઓ જો કે તરેવાર જાતના અટાપટાથી પોતાનાં મોહડાં છુપાવી આવેલા હતા તોપણ તેમના બોલવા પરથી વાંચનારી બાનુઓ તુરત ઓળખી કાડશે કે તેઓ કોઇજ નહી પણ બાવા કારન અને ફીલકુસ યુનાની હતા.

"સબર, સબર" કારન બોલયો, "તે હુંઘાયછે."

"હુંઘાયછે? તો તેને હુંઘવા શા માટે દેવો જોઇએ?"

"તો પછે? તું શું કેહવા માગેછ?"

"ઉઠાડ એને એકદમ. હુંઘવાનું એને વાસતે હંમેશગી સુધીનુંછે."

"ના, ના, એમ નહી. સુવાદે, સુવાદે."

"મારૂં માનેતો એકદમ એને કતલ——"

"શું?" કારન ધીકારથી ઠંડે આવાજે બોલયો. "કતલ કરીએ?"

"હાજતો. વલી બીજું શું?"

"છટ, ખુની! હુંઘતાં માણસને છેડવું તે મુએલાંને છેડયા બરાબરછે. કદાચ તારા નફટ યુનાનીઓમાં એમ કરતા હશે, પણ ઇરાનીઓપર એવો દોશ મુકાશે નહી. વલી સાંભલ, એની અંગોઠી આપણા હાથમાંછે."

"પણ તે શું ખપની આપણને? મારૂં માનેતો તે ફેંકી દે, નહીતો આપણ તોહમતમાં આવશું."

"તું જાણતો નથી કે આ વીટી શું શું અજાયબી મારે હાથે કરનારછે. જો સાંભલ, પેહલાંતો આ પાદશાહી વીટીથી હું શાહજાદા અને તેના દોસતોનો છુટકારો કરશ. પછેતો પાદશાહી દરબારને સલગાવી દેવશ. પછે, પછે— હું વધારે ખુબી એ વીટીની કહી શકતો નથી. પણ હવે આ બીજી વીટી જે આ કેદીની પોતાનીછે તે મને લાગેછ કે એની માશુકેજ આપેલીછે. એ લેઇને હું તેણી પાસ જવા ધારૂંછ. કેમ તું શું કેહછ હવે?"

"ઠીકજછે" ફીલકુસ બોલયો. "તું જાણેછ કે તું કેહશે તેમ કરવાને હું તઇઆરછું, એટલે વલી મારો વીચાર પુછીને શું કરેછ? સહવારથી હું આખાં શેહરમાં સાધુ બનીને તારા ચેલા દાખલ તારી સાથે ફરૂંછ. રાતે તું કેહછ તેને મારૂંછ, ને કેહછ તેને ઉંચકી લાવુંછ. તે શું-

કરવા ? એટલાજ વાસતે કે આ ફરંગીજ—જેનું નામ સાંભલીને હું અંઇ આવયોછ તેણીને મારી ઓરત ગમેતેમ કરીને તું કરી આપે."

"બનશે, બનશે; ધીરજ ધર," તે સાધુબાવા બોલયા.

અને હઈઆં તેઓની વાત બંધ પડી. ઝુંફડીમાં એક બાજટની ઉપર ફીલકુસે પોતાના હાથમાંનું ફાનસ મુકયું, અને કારન એકાદ ખુણામાંથી કાગજ, કલમ, અને ખડીયો શોધી લાવયો. થોડોકવાર તેઓએ દીવા સામુ જોયા કીધું, અને બંધે સાહેબો કોઈ મોહભારત વીચારમાં ગુંઠાયા હોય એમ જણાયા. થોડી પલ પછે ફરામરોજ તરફથી એક જબરો ફુંફારો સંભલાયો. બંધે જણે ચોંકીને એકેક સામે જોયું. આ પાપી ઉસતાદ ચેલાએ જો એકેકની નજરમાં કોઈબીવાર જોયું હોયતો તે આ વખતે પેહલીજવાર હતું. બંધેની અશમમાં જેહર ચઢયું અને બંધેએ એકેકનાં દેલમાં પાપી ખુન જોયું.

"ખરાર," કારન બોલી ઉઠયો, "તેનીતો મને ફાંમજ નથી રહી."

અને આમ બોલીને તે ઝુંફડીની બાહેર ગયો, અને થોડાવારમાં એક ચામડાંની લાંબી ચમચી લેઈ આવયો. તેમાંથી તેણે એક નાની બડછી, ખંજર અને બે ધારની એક ચલકતી છુરી કાઢી, અને પોતાના સાથી આગળ ધરી.

"કર પસંદ એમાંથી તને ગમે તે," તે બોલયો.

"સહુમાં આ છુરી જેવું બીજું કાંઈ લાયક નથી. ખંજર અમે વાપડતા નથી. લડાઈનાં હથયારોનું હઈઆં શું કાંમછે. બે ધાર જેવું બીજું કોઈબી જાતનું ઓજાર કાંમ કરી શકતું નથી—પણ રાખ, જીવદારને જેમ પાણીની જરૂરછે તેમ હથયારોનેબીછે. એને પાણી તેં પાયુંછ કે ?"

"તે વીશે તારે ફેકર કરવી નહી. તારે જોઈએતો અજમાવી જો." આમ બોલીને કારને તે છુરી યુનાનીના હાથમાંથી લેઈ ચેરાગની ઉપર ધરી કે તુરતજ તેની ઉપરથી લોહીનાં ટીપાં નીચે બાજટ ઉપર પડવા લાગાં.

"ખરી, ખરૂં પાણી પાયલી છુરી તે એજ."

એ રીતે આ જેહરી કીધેલી છુરીને પોતાનાં ખીસામાં નાંખીને ફરીથી આ બંધે પાપીઓ પોતાની જગાએ બેઠા. પણ આમ તેમને ઘણોવાર બેસવું પડયું નહી.

ફરાંમરોજ પોતાના ખાબમાંથી જાગયો. તેણે સામે બાજટ ઉપર દીવો બલતો જોયો. "આહ, એ ચેરાગ શાનો ? શું રાત પડી ?" તેણે પુછયું.

"હા, દીવસ આખેર આવયો મારે રાત પડીછે," યુનાનીએ ટકોરમાંજ ઉતર વાલયો. "તેમજ માણસની જીંદગી આખેર આવેછે તારે પણ રાત પડેછે."

"એટલે ! એટલે શું ! પણ સબર," અને ફીલકુસ તરફ નજર કરીને, અને પછે કારનને બારીકીથી તપાસીને તે બોલયો. "શું ગઈ રાતે મારા કબજામાં તમોજ નહી હતા ?"

"તો તેમાં શું શાકછે," યુનાની બોલયો. "કાલે અમો તારા તાબામાંહતા, તો આજે તું અમારા કાબુમાંછે."

"પણ તમો શી રીતે છુટા ? તમોનેતો મેં બાંધેલા હતા ?"

"ઈરાની, શું હજી તું સમજતો નથી કે વખત તદન ઉલટોજ હોયછે ? કાલે તેં અમોને પકડયા તો આજે તું પકડાયોછે, કાલે તું છુટો હતો તો આજે અમો છુટા છીએ."

"અને પછે ?"

"અને પછે એકે કાલે તું અમોને શીક્ષા કરાવા લેઈ જતો હતો તો આજે અમો તને શીખશા કરનાર છીએ."

"સોદાગર ફરામરોજ," કારન, જે આટલોવાર ચુપ બેઠો હતો તે બોલી ઉઠયો, "તુંને ખબર હશે કે પરમ દીને રાતે જે ચીઠી આ ઝુંફડી આગલ આવવાની તને મલી હતી તે અમે લખી હતી. એવું જણાયછે કે હજી તારી શીક્ષા તને પુરેપુરી થઈ નથી."

"અને તે તમારી ચીઠી મુજબ હું ગઈ કાલે હંઈ આવયો હતો તે પરથી તમોને માલુમ પડશે કે હું કાંઈ નાહીમત નથી," ફરામરોજે હીમતથી જવાબ આપયો.

"પણ ગઈ કાલે તું અમોને મળવા નહી પણ મારવા આવયો હતો."

"ફરામરોજ, જાણ કે તારી આખેર આવીછે. અમો આજે તને છુટો મુકનાર નથી. આજે તારો જીવ જશે એવુંછે."

"શું તારે મારો જાન લેવાજ મને તમે બોલાવયોછે ? જો તેમ હોયતો હું પુછુંછ કે શાને વાસતે ? મને અને તમોને કોઈબી વાતની અદાવત નથી. તે છતાં જો કોઈ પણ બાહાણુંજ તમો શોધતા હોવતો તમારામાંનો એક જણજ મારી સામે આવ. બંધે જણ મલીને તો મને બકરાંની માફક કાપી નાખશો. તોપણ મારા હાથમાં એક તલવાર આપીને તમો બંધે મારી સામે ઉભા રેહશો તો હું હરકત લેઈશ નહી. વગર હથયારે હું શી રીતે લડી શકશ !"

"સોદાગર બચા, હંઈ કાંઈ લડાઈ કરવાની નથી. ફકત તારો જાન જોઈએછે."

"પણ શાને વાસતે ? કાંઈ કારણ તો જોઈએ ?"

"જો કારણ જોઈતું હોયતો આ કાગજપર સહી કરી આપ, અને પછે અમો તને કારણ જણાવશું, એટલુંજ નહી પણ તારો જાન તને બખશશું."

"મારે જાણવું જોઈયે કે એ કાગજ શું મકસદથી લખાવાનુંછે. ખાલી કાગજ ઉપર સહી કરવી તે બીજે રસતે મારો જાન આપવા બરાબર છે."

"હું તને કબુલત આપુંછ કે જો આ કાગજપર સહી તું કરશે તો તારા જીવને જોખમ લાગયા વીના હું તને સોદાગર નરીમાનનાં મકાનમાં પોંહચતો કરીશ."

"પણ તારે મને કેહતાં શું છે કે તું એ કાગજમાં શું લખવા માંગેછે ?"

"હું ફરીથી કહુંછ કે સહી તારે કરવી જોઈશેજ."

"તો હું તને ફરીથી જણાઉંછું કે જાણયા વગર હું સહી કરનાર નથી."

આટલો વખત શુધી વાત ફકત કારન અને ફરામરોજ વચેજ હતી. હવે ફીલકુસ વચે પડયો. તે બોલયો કે—

"જો તું હઠ લેશે, અએ ઈરાની, તો તારો જીવ જશે."

"બેહતર કે જાણીજોઈને આપું તે કરતાં અંજાણ પણે મારો જાન આપું. શી રીતે તારીપર હું ભરોસો રાખું કે આ કોરાં કાગજ ઉપર મારી સહી લેઈને તું અંદર મારૂં ખુન કરવાનીજ હકીકત નહી લખશે ? તારી મતલબ ગમે તેવી હોય પણ તે અપલ મારે જાણવી જોઈએ."

શોમાં એ શાહાજાદી પોતાના ખાવંદ તથા બાપની બોરકુ એ લગાર કમ માલમ પડી હતી. તેનું કારણ એવું માલમ પડયું કે રાંણીની દરબારોમાં તેની આ વહુની જગા કાંહાં રાખવી તે બાબે રોજ કુટુંબમાં કાંઇક વાંધો પડયો હતો. ડચેસ આફ એડીનબરો એક મોટી શેનશાહાજાદી હોવાથી તેની જગા તેની નણંદોની ઉપર જોઇએ એવો દાવો ઉઠયો હતો. આ દાવો અંતે નામદાર રાંણીએ કબુલ રાખયોછે. તેથી દરબારોમાં પાટવીકુંવર પરીનસ આફ વેલસ અને તેની બાનુ પછે, ડયુક આફ એડીનબરો અને તેની ડચેસ બેસે તથા તેમની પાછળ રાંણીની બીજી શાહાજાદીઓ બેસે એવો ઠરાવ થયોછે.

છેલાં હમારી એવી દુવાછે કે આ જોડુ સુખચેનથી ઘણું શુધી જીવે. આમીન! નરગેશ.

## શું ખાશો?

તનદરોસતી ઉપર લગનની અસર વીશે ગયા અંકમા આપણુ કેટલુંક બોલયા છઇએ, પણ ખોરાકની અસર વીશે શું કહીશું! માણસ લગન વગર જીવી શકેછે, પણ ખોરાક વગરતો નથી જીવાતું. પરણવાની ફીકર થોડા ઓનેજ હશે, પણ ખાધાની ફીકર તો આપણુ સરવેને છે. પરણવાની ફીકરતો પછવાડેની હોયછે, પણ ખાધાની ફીકર પેહેલેની છે. પરણવાની ફીકર થોડા વખતની છે, પણ ખાધાની ફીકર હંમેશની છે. સહવારના ઉઠતાં ખાવાની ફીકર, રાતના સુતાં પાછી કાલે ખાવાની ફીકર. દુનીઆના કેટલાંબધાં સારાં તેમજ માઠાં કામ ખાધાની એ ફીકરથી નીપજેછે!

દુનીઆં ખાવાને સારૂં જીવતી નથી, પણ જીવવાને સારૂં ખાયછે. ખાવું એ મતલબ નથી, પણ જીવવું એ મતલબ છે અને જીવવાની મતલબ ખાવાના કામથી સરે છે. તેમ છે તારે ખાધાની ફીકર આપણુને કેટલાબધા અંદેસામા વારેઘડીએ લાવી નાખેછે! પણ આજે પઇસા ટકા ઘટી જવાથી ખાધાની જે ફીકર પેદા થાયછે તેનો હીઆં આપણુ વીચાર કરવાના નથી. ચાકર નફર અથવા ચાકરી છોડીને જતો રેહે તેની ફીકરનો હીઆં વીચાર કરવાનો નથી. શેઠાંણીના "હાથ ચોખા નહી રેહેવાથી" પડતી ખાધાની ફીકરને પણ હીઆં ગણતરીમા લેવાની નથી. બજારમાં તરકારી વેચાવા નહી આવે, અથવા રોજ એકનુંએક બજારે આવવાથી થતી ખાધાની ફીકર અતરે તપાસવાની નથી.

એ રીતે ખાધાની ફીકર ઘણી જાતની છે, પણ જે ફીકર તનદરોસતીને લગતી છે, તેને વીશે હીઆં બોલવા માગીએ છઇએ. શીરીનબાઇ બજાર મંગાવતી વખત સાવખધાને પુછેછે કે "આજે શું રાંધશું?" હોરમજશાહ પોતાના કાવસજી ડાકટરને પુછેછે કે "ડાકટર, હું ખાવાનું શું લઉં?" એ સવાલોમાં જે ખાધાની ફીકર માલમ પડેછે તે વીશે થોડો વીચાર કરીશું. ડાકટર ઇનમાન કેહેછે કે તેના ઘરાકો જારે તેને પુછતાં કે "હું શું ખાઉં?" તારે ઘણાખરાં ઘરાકોને તે એકજ જવાબ દેતો કે "તમોને જે ગમે તે ખાઓ." આ જવાબથી ઘરાકોને નુકસાન થતું નહી હતું, પણ જેનામા નુકસાન થવાની ધાસતી હોય તેનેજ માતર શું ખાવું તે ઉપલો ડાકટર ફરમાવતો હતો.

આ જવાબમા ઘણો અરથ છે. "જે ગમે તે ખાવો" એ ખાવાને લગતો સઉથી મોટો અને અગતનો કાયદો છે. "જે ગમે તે ખાવું" એટલે એમ નહી સમજવું કે સઘળું અચર કચર ખાવું. જે ગમે તે ખાવું એટલે એમબી નથી ઠરતું કે જે સવાદ લાગે તે બધુંજ ખાવું. "જે ગમે તે ખાવું" એનો અરથ એમ નહી થતો કે નહી ખાવા જોગ ચીજો પણ ફકત ખાવાને વાસતે ખાવી. ડાકટર ઇનમાન કેહેછે કે શું ખાવું તે પસંદ કરવાનુ કામ તે દરદીને સોંપતો હતો, પણ જાંહાં દરદી એટલી માઠી હાલતમા હોય કે પોતાને માટે ઘટતો ખોરાક પસંદ કરવાની તેની શકતી જતી રહી હોય, તારે દરદીનો ખોરાક એ ડાકટર પોતે પસંદ કરતો હતો.

પણ એ શકતી ડાકટર ઇનમાનના તેવા કોઇ દરદીમાજ જતી રેહેતી હોય એવું નથી. આપણુ દરરોજ જોઇએ છઇએ કે તનદરોસત માણસોબી એ શકતી ઘણીવાર ખોહી દીએછે. તેઓને "જે ગમે તે ખાવા" ની છુટ મેળી, એટલે ગમતો ખોરાક પસંદ કરવામા તેઓ અંદાજે ઇચ્છા સમજ રાખતા નથી. ખાવાની છુટ મલતાંજ તેઓ બકરાંની મેરે ચાથવા પડી જાયછે. તેવા માણસો ઉપલી કીસમના દરદી કરતાં બુરા છે. પસંદ પડતો ખોરાક ખાવાની શકતી તે દરદીમાતો દરદને લીધે જતી રેહેછે, એટલે તે માફ થઇ શકેછે. પણ તનદરોસત માણસ ફકત હવસને લીધે એ શકતી ખોહી દીએ એ નહી માફ થાય એવો ગુનાહ છે. તે ગુનાહની સજા આ દુનીઆમાજ તેને માલમ પડેછે. માણસજાતને થતાં દરદોનો સઉથી મોટો ભાગ ખોરાકનો અંદાજો નહી રાખવાથી પેદા થાયછે.

હવે તારે "શું ખાશો?" એ સવાલનો "જે ગમે તે ખાઓ" એ સઉથી સરસ જવાબ છે, પણ એ જવાબ સારીપઠે સમજવો જોઇએછે. "જે ગમે તે ખાવું" ને "સઘળું ખાવું" એમા ઘણો તફાવત છે. "જે ગમે તે ખાવા" નો બરાબર અરથ "માફક આવતું ખાવું" એવો થાયછે. "જે ગમે તે ખાવું" એટલે આપણા જીવને જે ગમે તે નહી, આપણા હવસને જે ગમે તે નહી, આપણા હાવરાને જે ગમે તે નહી, પણ આપણી હોજરીને જે ગમે તે ખાવું જોઇએ. ખાવા પીવાની બાબતમા માણસ સવતંતર નથી. ખાવા પીવામા આપખુદ થવાતું નથી. બીજાં બધાં કામમા તેની મરજી ચાલેછે; પણ ખાવા પીવામા તેને એક બીજા જણની મરજીને તાબે થવું પડેછે.

માણસનો એવો જે સરદાર તે તેની હોજરી છે. જુદાં જુદાં માણસોની હોજરી જુદી જુદી શકતી ધરાવેછે. મુસાફર ડાકટર ફરાંકલીનના ખલાસીઓએ ચામડાંના કપડાં પેહેરેલાં હતાં, તેમાથી એક ચામડું રાંધી ખાવાની ફરાંકલીનના ખારવીઓએ પરવાણગી માગી અને તે રાંધેલાં ચાંમડાં ને ફરાંકલીને પણ સવાદ લઇને ખાધું. પણ તેથી સઘળાએએ ચામડું ખાવું એમ ઠરતું નથી. કોઇની હોજરી ચામડું જીરવી શકે, પણ ઘણાઓની નહી જીરવે. ચીનાઓ ઉંદર ખાયછે, માટે આપણે પણ ખાવા, અથવા આ

ફરીકાના હબસીઓ સોસવાટ અને હીપોપોટામસનું ઇસ ટ કરીને ખાયછે; માટે આપણે ખાવું એમ નથી.

દરએક માણશની હોજરી પોતાની શકતી અને ખા શીએત પરમાણેનાજ ખોરાક માગેછે, અને હોજરીની જે મરજી તેજ તે માણશની મરજી થઈ પડેછે. હોજરીની જે મરજી તે માણશના ચેહેરા ઉપર માલમ પડેછે. હોજરીને જે ભાવેછે, તે જોતાંજ મોહોમા પાણી છુટેછે, જી ભ તલપી રેહેછે અને તે ઘણો સવાદ લઇને ખા વામાં આવેછે. હોજરીને માફક નહી આવતો ખો રાક તેજ છે કે જે દાબી દાબીને ખાવામા આવેછે. ૨૫ રૂપીઆ સમાય એટલી ઠેલીમાં ૫૦ રૂપીઆ ભરવાના હોય તારે જેમ સીચી સીચીને જગા કરવી પડેછે, તેમ માણશ જારે હોજરીમા ખોરાક સીંચતો માલમ પડે તારે જાણવું કે "જે ગમે તે ખાવા"નો કાયદો તે તોડેછે, પોતાની એ છુ ટનો તે ગેરઉપયોગ કરેછે.

એ પરમાણે તારે "જે ગમે તે ખાવા" ની છુટ જો બરાબર સમજીને વાપરી હોયતો ખાધાની સઘલી ફીકરનો અંત આવેછે. "જે ગમે તે ખાવા" ના કાયદાનો અંદા જો સંભાલયો હોય, એટલે તનદરોસતી જલવાય એવી રીતે ખોરાક લેવાની સઘલી જોગવાઈ થઇ શકેછે. પોતાને સદ તોજ ખોરાક લેવો એ મુશકેલ નથી. હોજરીમા જે સદેછે, તેનીજ મોહડાંમા રૂચી થાયછે, અને તેનીજ ઉપર હાથના સપાટા ચાલેછે. એટલી બીના જો યાદ રાખી હોય અને તે પરમાણે જો ચાલવામા આવેતો પછે "જે ગમે તે ખાવા" ની છુટ મેળવાની કસી ધાસતી રેહે નહી.

તાવના દરદીની હોજરી કામ કરવાને અશકત છે મા ટે તે દરદી ખોરાક લેવાને ના પાડેછે. જો તેને ભયડીને આપયો હોયતો તે ઓકી કાહાડેછે. હોજરીને પચતો ખો રાક લેતાં જે મોજ અને લેહેજત પેદા થાયછે, તે ફકત હવ સને ખાતર ચગરતાં તેવી મોજ કદી ઉપજતી નથી. ભુખે પેટે જેવું ખાવા ગમેછે, ઇઆને હોજરીની અગતની વેળા ખોરાક જેટલો ભાવેછે, તેટલો ભરપાં પેટપર કદી ભાવતો ન થી. જે વસતુઓની હોજરીને અનમાશ હોયછે, તેજ વસ તુ જેટલી ખાવા ગમેછે; તેટલી નવી વાંણીઓ—કોણ જા ણે કેમ પચે કેમ નહી—તે ઉપર ખાવાની રૂચી થ તી નથી. એ સઘળા ખુદરતી કાયદા છે અને જો માણશ ખોરાકથી સુખી થવા માગતો હોયતો એ ખુદરતી કાયદો ધેઆનમા રાખેલા બસ છે.

ખોરાક જેવાં કામને થકી સઘળાઓ ઉપર એક જાત ના કયદા લાગુ પાડવા મુશકેલ છે. કેટલાકો વાસ મારતું ગોશત ખાઇ શકેછે, અને બીજાઓને તેની સુગ લાગેછે. પારસીઓ કેહેછે કે કાકરી ખાવા લાએક ખોરાક નથી, પ ણ હીંદુઓ કાકરીની મોસમમા તે ઉપરજ ગોયા જીવેછે. ઘ ણા ફલ ખાવાથી હોજરી ઉપર ખરાબ અસર થાયછે, અને તોપણ એવા દરદીઓ જણાયલાછે કે જેમને ગોસતના કરતાં ફલથી વધારે ફાયદો છે. માટે શું ખાવું તે બાબે ચોકસ કાયદા બાંધવાંમા ભુલ છે. એકજ સાધારણ અને સલામ તી ભરેલો કાયદો વાંચનારી બાનુઓ આગળ મેલીએ છઈએ. તે એ કે "જે ગમે તે ખાઓ, એટલે કે જે તમોને પોતા ને નહી પણ તમારી હોજરીને માફક આવે તે ખાઓ."

# રાણી એલીઝાબેથ.

("ભલી રાણી બેસ.")

(ગયા અંકથી બાકીનું.)

આ સઘલી હકીકત રાણીનાં રાજનાં પેહલાં તરીશ વ રસમાં બની ગઇ, પણ હવે એલીઝાબેથ વેલાતની રાણી ત રીકે રાજ ચલાવવાને શક્તીવાન હતી કે નહી તે તથા તે ણી બાહાદુર, સમયસુચકતાવાલી અને રઇયતની માનીતી હતી કે નહી તે તપાસવાનો હવે વખત આવયો. અ તાર લગન ઈંગલાંડ લડાઇમાં પડયું ન હતું, અથવા તો કોઈ જીવ જેવી લડાઇ તેની રાણીએ જોઇ હતી નહી; પણ હવેજ ઈંગલાંડની એલીઝાબેથે જોયું કે રાણીઓનું કામ ઓરતોની માફક ખુરસી કોચે બેસીને નોકરો અને લોંડી ઓને હોકમ કરી ધમકાવવાતુંજ ન હતું, પણ સીપાહ મ રદોની માફક મેદાન—અને તેબી દરીયાનાં મેદાને—પડી ખુનખાર જંગોબી ચલાવવાનું હતું.

વાંચનારી બાનુઓને આપણે ઉપર કહયુંછે કે મરના ર ખુની મેરીનાં મરણ પછે તેણીના ભરથાર સપેન દેશના બીજા ફીલીપે તેણી સાથ પોતાના નેકાહ કરવાની એલીઝા બેથને માંગણી કીધી હતી જે તેણીએ ના પાડી હતી; આ ઉપરથી, તથા ઈંગલાંડમાં હવે પરાટેસટંટ પંથ ધુમધોકાર ફેલાયાથી, આ કાથલીક પંથના રાજાએ એલીઝાબેથને શી ક્ષા કરવા તથા પરાટેસંટટ પંથનો સમુલો નાશ કરવા ની ધારણાથી એક મોટો દરીયાઇ કાફલો ઉભો કીધો, અ ને તેનું નામ "ઇનવીનસીબલ આરમેડા," યાને "નહી જીતી શકાય એવો કાફલો" એવું આપયું. આ કાફલો ઉભો કરવાનાં ફીલીપને બીજાંબી ઘણાં કારણો હતાં, જેમાં એલીઝાબેથે ફીલીપ રાજાના દુશમનોને તેની સામે ઉશકેર વા અને હુલડ કરવાને મદદ કીધી હતી તે મુખય હતાં. એ સઘલાંથી અતીશે ગુસે થઇને કાફલો ઉભો કરવાની આ ગમજ ફીલીપે રાણીને મરાવી નાંખવાની ઘણીએક યુકતી કીધી હતી, પણ તેમાં તે નીશફલ થયો હતો.

એ સઘલાં કારણોને માટે રાજા ફીલીપે હવે ૧૩૦ વાહાણોનો એક જબરદસત કાફલો તઇઆર કીધો, જેમાં ૬૦ વાહાણો ઘણાંજ મોટાં હતાં. આખા કાફલામાં સઘ લાં મલીને ૨૦,૦૦૦ સીપાહીઓ હતા, જેઓમાં ૨૦૦૦ તો ઉમરાઓ, અને ૩૦૦ ફકીર તથા તપાસ કરનારા નપા પાધીસો હતા. આ મોટા કાફલાની સરદારી મેડીના સી ઇડોનીયા નામના એક ઉમરાને આપયામાં આવી હતી, જે દરીયાવરથી લડાઇથી તદન બેખબર હતો ! આ ધણી ને એવો હોકમ આપયામાં આવયો હતો કે તેણે સપેન દે શનાં પાયતખત શેહર લીસબોનથી કાફલો લેઇને ફરાંસનાં કેલે શેહરને બંદરે જવું અને તાંહાં ડયુક આવ પારમા ના મના બીજા ઉમરાનાં ૩૦,૦૦૦ લશકર સાથ પોતાનુ જોડી નાંખવું. પણ લીસબોનથી આ નહી જીતાય એવો કાફ લો ઇ૦ સ૦ ૧૫૮૮ ના મે માસની તા૦ ૧૮, ૧૯ અને ૨૦ મીએ રફતે રફતે ઉપડયો કે થોડેક છેટે આવેલી કેપ ફીનીસટર નામની જગા આગલ તુફાન લાગયાથી તે પા છો હઠયો અને કોરના ખાતે આવયો, જાંહાંથી તા૦ ૧૨

"હઠીલા શખ્સ, સાંભલ કે જીંદગી ઇનસાનને દુનયામાં પધારીછે. જોકે નેક કામને માટે જીવ આપવો ભલો છે, પણ ખુનીએ [illegible] લેવા દેવો એ હાથે કરીને જાણીજોઇને આપણે પોતે એક પાપ કીધા બરાબરછે. સાંભલ; તારે જોઇએતો તારો જાન બચાવીને સુખી થા, કે જોઇએતો જાન આપીને પાપી થા. તારી માશુક ફરંગીજ તને મલશે નહી. તેણીનો આ યુનાની આશકછે. એને તારી ફરંગીજ જોઇએછે. તેણી ઉપર તું ગમેતો તારે હાથેજ બે લીટી ચીતરી આપ કે નહીતો નીચે તારી સહી કર કે તેણી ઉપર તારો કસો દાવો નથી. પછે શું કરવું તે અમારા હાથમાંછે. વાત મારી કબુલ કર, અને છુટો થઇ હંઇથી ચાલયો જા. ના પાડ, અને આ ચકચકતી છુરીને તારૂં ગલું વેતરવા દે!"

ફરામરોજ આ સાંભળતાંજ એવા વીચારમાં ગરક થઇ ગયો કે જાણે સઘળું બનતું હતું તે તેને મન સાથ સવપનો હોય. તે ખરેખર સુપોમાં છે કે નહી તે તપાસવા પોતાનું માથું એક પથર સાથ અફાડયું, અને તેથી જે દુખ તેને થયું તેથી તેને લાગું કે તે ખાબ જોતો નથી પણ ખરી સુધીમાંછે. હવે જવાબ શું દેવો, એ મોટો સવાલ હતો. જે ફરંગીજને માટે આવી હાલતમાં તે પડયો હતો તેણીતો જાણતીબી નહી હશે કે એક પલમાં તેનો જીવ તેણીને ખાતર જવાનોછે. તોપણ તેજ ફરંગીજ તરફ તે એટલુંતો માન ધરાવતો હતો, અને તેનો પયાર એવોતો આબરૂદાર અને પવીતર હતો કે એકબારગી તેણીની જાણ વગર તેજ પયારા પયારને ખાતર જાન આપવો એ તેને દરૂસત લાગું. તોપણ તેના મરી જવાના સમાચાર સાંભલીને તેણીનોબી કુમલો જીવ ખારો થાય, અને તેણીપર વધારે જોલમ ગુજરે, તેથી એકબારગી પોતાનો જાન બચાવી તેણીની નજરમાં પોતાને હલકો દેખાડી વધારે વરસ સુધી તેણી જીવતી રેહ એવા ખેયાલથી પેલાં કોરાં કાગજ ઉપર સહી કરી આપવાને તેણે લાયક વીચારયું.

પણ તારે જે પયારને માટે તે તેમજ તેણી બંને મગરૂરછે તે પયાર ફરામરોજે રદ કીધો—કે જે ફરામરોજ કદી એવું કરે નહી એવો વફાદાર, શયાણો અને ભલો—એવું વીચારીને તેણીનું તન તવાઇ જાય અને તેને ખાતર તેણી વગર મોતે મરણ પાંમે એ સરવેથી મોટું દુખ તેને લાગું.

આ છેલા વીચાર ઉપરથી તેણે ફરંગીજ ખાતરના પયારને માટે મરવું પસંદ કીધું. ફરંગીજને બીજાને આપી દેઇ જીવયા કરતાં, ફરંગીજને પોતાનેજ માટે રાખીને મરવું એ તેને મન સાથ ઉતમ જણાયું.

"કર તારે ગમે તે, હું સહી કરવાનો નથી." તે બોલયો.

"ફરામરોજ, જરા વીચાર કર. તું મરણ પાંમશે તેથી એમ ના સમજતો કે ફરંગીજ અમારા હાથમાં નહી આવશે. તેણીએ આપેલી આ તારી વીંટી જો. એ તેણીને દેખાડતાંજ તે તારી ખોલમાં અમારી પુઠે આવશે."

ફરાંમરોજ ફરીથી વીચારમાં પડયો. પણ ફરીથી તે હીંમતથીજ બોલયો કે—"ફરંગીજ તરફ બેવફાઇ કરી જીવવા કરતાં તેણી તરફ વફાદાર રહી મરવું સારૂંછે."

"કર તારૂં કાંમ તારે, ફીલકુસ," કારન બોલયો; અને યુનાની પેલી જેહર પાયલી છુરી લાવી ખુની દેલથી તે ફરામરોજનાં ગલાં ઉપર ફેરવવા ગયો.

"અએ પરવરદેગાર, મારી ફરંગીજને ખાતર હું મરણ પાંમુંછું."

અને ખુની યુનાનીની જેહરી છુરી પોતાનું કાંમ કરવાને તઇયાર થઇ. એજ વખતે ઝુંપડીનું ફડકું નીકલી ગયું અને એક જવાન, લાંબા કદનો ખુબસુરત મરદ તાંહાં દાખલ થયો. આસપાસ નજર કરીને તે ફરામરોજની નજીક ગયો. ફીલકુસ તુરતજ છુરી મારવા જતો હતો તેના હાથ પકડી લેઇને તે બોલયો:—"ફરામરોજ, સમજ. આ કાગજ ઉપર સહી કર. ફરંગીજ તરફ તારી વફાદારી પુરતીછે. ફરંગીજ જો ખરીજ વફાદાર હશે તો તારી સહી છતાં કદી પણ આ શખસોનાં ફાંસામાં સપડાશે નહી."

ફરામરોજે પેલા શખ્સ તરફ જોયું. તેનાં મોહડાં ઉપર એકદમ પાણી આવયું. તોપણ સહી કરવાને તેણે આનાકાની કીધી. પેલા શખસે લગાર ઠપકાની નજર તેની તરફ કીધી, અને તેથી કોઇ છુપી અસરથી ફરામરોજે કાગજની નીચે પોતાની સહી કરી આપી. કારને ઝટ તેની બેડી કાપી નાંખી, અને ફરાંમરોજ ઉઠી ઉભો થયો.

આટલો વખત સુધી કારન અને યુનાની જાણતા નહી હતા કે આ શખસને વચે આવવાનું શું કારણ હતું. પેલા જવાને ફરામરોજની સહી કીધેલું કાગજ કારન પાસે માંગયું અને એક બોલ બોલતાં તેનાં એક લાખ ચીંડીયાં કરી નાંખી તે નીકલી ગયો. કારન યા ફીલકુસ અજાયબી અથવા ગુસા સાથે તેની પુઠે જાય તેની આગમજતો તે શખસ નીકલી ગયો હતો!

ઇનસાનને મરતાં અને જીવતાં કેટલો વાર લાગેછે!



## ડયુક અને ડચેસ આફ એડીનબરો.

આપણી નામદાર રાણી વીકટોરીયાના જાહોજલાલી ભરેલાં કુટુંબમાંથી આખી દુનીયાંની આસપાસ મુસાફરી કરી આવનાર શાહાજાદા ડયુક આફ એડીનબરોથી વાંચનારી બાનુઓ મુદલ અંજાણ નહી હશે. રાંણીના કુંવરોમાંનો એકલો તેજ છે કે જેણે હીંદુસતાંનની મુલાકાત લીધીછે, અને જેને વાંચનારી બાનુઓએ માતર તસવીરોમાં નહી પણ નજરોનજર જોયોછે. આ ચોપાનીઆના એક જુના આંકમાં આગલ રાણીના વડા બેટા પરીનસ આફ વેલસની શાદી ડેનમારકના રાજાની છોકરી એલેકઝાનડરા સાથે સને ૧૮૬૩.મા થઇ હતી તે વીશે તમારા વાંચવામાં આવયું હશે—જે પરીનસ આફ વેલસ રાણીની પછી તાજ અને તખતનો માલેક થઇ રાજની લગાંમ પોતાને હસતક લેશે. તેમજ આ જોગવાઇએ જયારે તેના ભાઇ ડયુક આફ એડીનબરોની શાદી રૂશીયાની શાહજાદી સાથે થઇછે તેની ટુંકબીના વાંચનારી બાનુઓની હજુર ધરવાને વધારે જરૂર ધારીએછે. જે ડયુક મુંબઇમાં એકવાર પોતાના મુબારક દીદાર બતાવી ગયો હતો, અને જેની પધરાંમણી સારૂ મુંબઇએ તે વખતે એટલું તો દીપી રહયું હતું કે તેવું આગલ કોઇવાર

નહી થયું હશે. તેના લગન ઉપર આંખો બંધ કરી કેમ બેસી શકાય !

એવું કેહેવાયલુંછે કે આપણા ડયુક અને રૂશીયાની શાહજાદી સાથેની ઓલખાણ જયારે ડયુક રૂશીયાનાં પાયતખત શેહર સેંટ પીટરસબરગ ખાતે ગયો હતો તયારે થઈ હતી, અને તેજ વખતે અને તયાંજ તેઓ એકબીજાની મોહબતનાં ગાંઠમાં લપટાઈ જઈ હુમેસ પોતાના મનમાં એવીજ મુરાદ રાખતાં હતાં કે લગનનાં પવીતર ગાંઠથી તેઓ કયારે બંધાય. ચાલતા વરશની વશંતરૂતુમાં ડયુકે એસોરેનટો નામની જગા આગલ ઉપલી શાહજાદી તથા તેની મા સાથે ફરીને મુલાકાત લીધી, અને તે વખતથી તેઓ બંધેનું જોડું એક ગાંઠથી જોડાવાની ગોઠવણ ચાલી તથા કેટલીક અડચણો દુર કીધા પછી તેઓ બંધેની શુભ મોરાદમાં તેઓ ફાવયાં.

આ મોટી શેહનશાજાદી મેરી એલેકઝાનડોવનાં રૂસીયાનાં શેહનશા બીજા એલેકઝાંનડર તથા શેહનશાજાદી મારીયાની છોકરી થાયછે અને હમણાજ પોતાની ખીલતી જુવાંનીમાં એટલે વીશ વરશની ઉમરે પોંચીછે. તે ઇશવી શને ૧૮૫૩ નાં અકટોબર માસની ૧૭ મી તારીખે (અથવા રૂસીયાનાં અશલ ગણીત પરમાણે ૫ મી તારીખે) જનમી હતી. તેમજ આપણો બાદશાહી ખાંનદાંનનો શાહજાદો આલફરેડ અરનેસટ આલબરટ, ડયુક ઓફ એડીનબરો તે આપણી નામદાર રાણી અને મરનાર પરીનસ આલબરટનો તરીજો છોકરો—એટલે પેહલી એક શાહાજાદી, તીયાર પછી પરીનસ ઓફ વેલસ, અને તે પછીનો આ ડયુક તે ઇશવી શને ૧૮૪૪ નાં આગસટ માસની ૬ ઠી તારીખે વીનસર કેસટલનાં મેહેલમાં જનમયો હતો; અને હમનાંજ તે પોતાની તરીશ વરશની ઉમરમાં દાખલ થયો. આ હેકાંણે વાંચનારી બાંનુઓએ પોતેજ વીચારવાનુંછે કે દુનીઆંના એક મોટા ભાગ ઉપર શરદારી ભોગવનાર રાંણી, તેનો છોકરો તરીશ વરશની ઉમરે આવીયો તીયાંશુધી લગનથી પોતાની જીંદગીનો શાથી પશંદ કરવાને ખોટી રહયો.

પેહેલવેહેલાં એ શાહાજાદાને રેવરંડ હેનરી એમ બરમનાં હાથ તલે કેલવની આપવા મુકયો; તીયાર પછી તે ઇ૦ સ૦ ૧૮૫૨ થી ૧૮૫૬ શુધી મી૦ ગીબસ બારીસટરનાં હાથતલે શીખયો; પછવાહેથી મેજર કોવેલ નામનાં ઇજનેરનાં ઉપરીપણા તલે તેણે કેળવણી લીધી; અને ઇ૦ સ૦ ૧૮૫૬—૫૭ નો શીયાલો જીનીવા મધે જુદી જુદી ભાશાઓનું ગ્નાન મેલવવામાં કાહાડયો. તેને ઇ. સ. ૧૮૫૮ નાં વરશની શરૂઆતમાં બાદશાહી નઉકા ખાતાંમાં ચુંટી કાહાડયો, અને તેજ વરશના હુનાલામાં તે ગોશપોરટ ખાતે દરીઆવરદી અભયાશ કરવા રહયો. તયારપછી રાબેતા મુજબની પરીખશામાં પશાર થઈ નઉકા ખાતાંમાં ઇસટીમ ફરીગેટ "યુરાયલસ" માં એક "કેડેટ" નેમાયો. તા૦ ૨૭ મો અકટોબર ૧૮૫૮ માં તે ઉપલી ફરીગેટમાં પોતાનું વાહાલું વતન છોડી દુરદરાજ શફરે નીકલયો. જે પછી "સેંટ જયોરજ" નામના સટીમરમાં કેટલુક શુધી ચાકરી રહેયો.

ભુમધય શમુદરના કીનારાપર તે ઘણાક શેહરોમાં ફરી આવયો, એટલુંજ નહી પણ આખી દુનાયાંની આશપાશ તેણે મશાફરી કીધી. જયારે તે "ગેલેટી" સટીમરનો કપટાંન નેમાયો તયારેતો વલી વધારે ને ફરીથી દુનીયાંનો કેટલાક ભાગો તેણે જોયા.

"ધંધાનો કંઇ એબ નથી" [illegible] આ બાદશાહી દરજજેના જુવાંનેબી ખરી કરી આપી. એને શું પઈશાની કે કોઈબી જાતની કમીછે ! જયારે શરીમંત ચાકરી કરવાને શરમાય નહી તયારે આપણા દેશી જુવાંનોતો તદન જમીનપરથી અતરંગ રેહવા માંગેછે, અને તેથીજ કરીને દલદરીને પોતાના માથાંપર ખેંચી લેછે.

રૂશીયાની શાહજાદી પરણયા પછી પોતાનાજ ધરમને વલગી રેહેસે,—એટલે યુનાની દેવલમાં જશે, પણ તેને પેટે જે છોકરાં અવતરશે તેઓનો ધરમ તેઓના બાપનો,—એટલે પરોટેસટંટ કરીસચીયન રેહેશે એવી સમજુતી કરવામાં આવીછે. શાહજાદી ઘણી મલતાવડી અને મોહો પમાડનારીછે. જયારે તે ઈટાલી ગઈતી તયારે પોતાના ઉતમ ખવાશથી દરેક માણુશના જીગર તેણે ઝીતી લીધાં હતાં. તેણીને લગનમાં રીત દાખલ ૨૦૦૦૦૦ પાંઉનડ રૂ૨૦) લાખ અને દર વરશે શાલીયાંન દાખલ ૨૦૦૦૦ પાંઉનડ (રૂ૨૦૦૦૦૦) તેના બાપ તરફથી મલયાછે. આ શુંદર શાહજાદી આખી દુનીયાંમાં શઉથી જોરેમંદ શેહેનશાહની નવાઈની એકની એકપુરી બેટીછે. તેનો બાપ શાનશાહ અલેકજાંડર તેના ઉપર અતીઘણો પેઆર રાખેછે. શાહાજાદા આલફરેડના લગન રૂશીયા દેશમાં થયાં અને તાંહાંથી આ પુતલીને લઇને ડયુક વેલાત આવયો તેને માતર તરણ ચાર માસ ગુજરયાંછે, તેટલાંતો રૂશીયાન શાનશાહાનો જીવ પોતાની બેટીને જોવા વના ઠર પડયો નહી, માટે તેણીને મળવા સારૂં તે હમણાજ ઈંગલંડ આવી ગયોછે.

આપણો નામદાર ડયુક, તેનાં ખેતાબો સાથે, નીચે મુજબ ઓલખાયછે:—હીઝ રોયલ હાઈનેસ આલફરેડ અરનેસટ આલબરટ, ડયુક આફ એડીનબરગ, અરલ આફ અલશટર, ડયુક આફ સાકસની, પરીનસ આફ સેકસીકોબરગ ગોથા, ઇતયાદી.

આ બાદશાહી લગનની બાબદ પારલામેંટમાં આમની સભા આગલ જયારે ગયા જુલાઈ માશમાં આવી હતી તયારે રાણીનાં પરધાંન મી૦ ગલાડસટન—જેનું ચીતર શને ૧૮૭૨ ના અકટોબર માશનાં સીબોધમાં "પરધાંનોની મંડલી" વચે જોવામાં આવશે—તેણે આપણા નામદાર ડયુકને વાસતે કેટલીક જાતનાં હક આમની સભા આગલ માંગયા હતા—જેવા કે હાલમાં જે તેને દર વરશે ૧૫,૦૦૦ પાંઉનડ મલેછે તેને બદલે તેના લગન પછી બીજા ૧૦,૦૦૦ પાંઉનડ નામદાર રાણીને તેઓ બંધેનાં પોશન દાખલ "કંનસોલીડેટેડ ફંડ" માંથી મલે. અને બીજું એકે ખોદા ન કરેને આ શાહજાદી એલેકઝાનડરોવનાં નશીબ શંજોગે વીધવા થાયતો તેનો દબદબો જાલવો રાખવાને તે જીવે તયાંશુધી દર વરશે ૬,૦૦૦ પાંઉનડ આપવા, ઇતયાદી. આ દરખાસત મી૦ ડીઝરાયલીની ગેરહાજરીમાં મી૦ વારડડંટ નામનાં શભાશદે ટેકો આપવાથી, અને બીજા કેટલાક સ્વતંતર મેમબરોનાં મતથી પશાર થઇ હતી.

ડચેસ આફ એડીનબરોનો બાપ જારે હમણાજ ઈંગલંડ આવયો હતો, તારે મલેલી દબદબા ભરેલી મીજલ

મી જુલાઈએ તે પાછો હંકરામો. પેહલાં અપસગન તો આ કાફલાને એજ નડયાં !

હવે આ નહી ઝીતાય એવા કાફલાની સામે થવાને ઈંગલાંડમાં કેવી તઈઆરીઓ થતી હતી ! જલદીથી લશકરો એકઠાં કરવાનું કામ ચાલયું, અને તરણ લશકર એકઠાં કીધાં. પેહલાંમાં ૩૦,૦૦૦ માણસો હતાં, જેમને રાણીની સરદારી હેઠલ રાખયાં; બીજાંમાં ૨૦,૦૦૦ માણસો હતાં, જેમને દખણ કોસટો તપાસવા રાખયાં; અને તરીજાંમાં ૨૩,૦૦૦ માણસો હતાં, જેમને રાણીના માનીતા લીસટરની સરદારી હેઠલ ટીલબરી ખાતે છાવણી કરી રાખયાં. આ છાવણીમાં રાણી ઘોડેસવાર થઈને દોડતી અને પોકારતી ગઈ અને લશકરને ઉલંટ આપતી ગઈ કે "તમારી સરદારી હું લેવશ, અને તમોને હું મેદાન પાડશ, જાંહાં મારી રઈયતનો નાશ થયલો જોવાને જીવતી રેહવા કરતાં હું મરણ પાંમશ." પણ વહાણોની કોતાહી જબરી હતી, ૪૦૦ ટનથી મોટું વહાણ બીજું એકે નહી હતું, તથા ૩૪ નાના વહાણો તથા તેમાં માતર ૧૪,૦૦૦ ખારવા સીવાય બીજાં વહાણ યા માણસો ઈંગલાંડની રાણી કને હતાં નહી; પણ જેવાં હોય તેવાં, એ સઘળાં વહાણોને બનતી ઝડપથી તઈઆર કીધાં અને તેમની સરદારી ડરેક, હાકીનસ અને ફરાબીશર જેવા બુટા અને અજમાયશી સરદારોને આપીને તેઓનો સરદાર લારડ હાવરડને કીધો.

હવે આરમેડા આવયો. પેહલાં એવી ખબર આવી કે તે આવનાર નથી; પણ જુલાઈની તા૦ ૧૯ મીએ લારડ હાવરડને ખબર મલી કે સાત માઈલ સુધી દરીયામાં ફેલાયલો એક ગંજાવર કાફલો ધસી આવેછે. પણ જો સરવેથી મોટી ભુલ આ કાફલાના સરદારોએ કદીબી કીધી હોયતો તે એ હતી કે આખા કાફલાને બીજના ચાંદની માફક અરધાં ચકરમાં તેઓ લેઈ આવયા. એથી બનયું એમ કે ઈંગરેજી સરદારોએ ઘણીજ સેહલાઈથી પોતાનાં હલકાં વહાણો તેઓ ઉપર દોડાવયાં અને તેમને આખા ઈંગરેજી અખાતમાં રખડાવયા. સર ફરાંસીસ ડરેક નામના સરદારે એ રીતે તેમનાં બે મોટાં વહાણોને કેદ પકડયાં. આ આરમેડા પારમાની સરદારી હેઠલના કાફલાને આવવાની રાહ જોતો કેલેનાં બંદર આગલ બેઠો, પણ પારમાતો વલંદેજોનાં વહાણોથી ઘેરાંઈ ગયો હતો તેથી આગલના ઠરાવ મુજબ તે નાથી મેદીના સાઈડોનીયાના કાફલાને મલી શકાયું નહી. એવામાં જુલાઈ માસની ૨૮ મી તારીખે લારડ હાવરડે ૭ આતશી વહાણો આરમેડા તરફ ધમાવયાં, તેથી સપેનીયારડ લોકોમાં ઘબરાટ પેવશ થયો, અને લંગર કાપી નાંખયાં. પણ તેમનાં બે વહાણો સલગી ઉઠયાં, અને સહવાર પડતાંમાંતો થોડાંક સીવાય સઘલાંઓ ફલેનડરના કોસટાપર ડોલા ખાતાં જણાયાં. ઈંગરેજો પુઠે દોડયા, પણ ખોરાકની તંગીથી પાછા ફરયા; એવામાં ડયુક આવ સાઈડોનીયાને વલી તુફાન લાગાથી તેનાં નાસતાં વહાણો ફના થયાં, અને કાફલાનો તરીજો ભાગ સપેન પાછો ફરયો ! ફીલીપે એ બનાવ ખુદા તરફનો જાણયો, અને નવો કાફલો તઈઆર કરવાને ફરમાવયું.

ઈંગલાંડની રાણી અને રઈયતની ખુશીનો પાર હતો નહી. રાણી સેંટ પાલનાં દેવલમાં ગઈ અને ખોદાનો ઉપકાર માની જાહેર બંદગી ગુજારી. તાર પછેના સીકાઓ પર એક ખોરકુએ આરમેડા પડાવયો અને બીજી ગમ ઈંગરેજો ફતેહ પાંમયા તે માટે ઈશવરની સતુતી લખાવી. આરમેડાની ધાસતી દુર થયા પછે સપેન ઉપર તેણી ચટાઈ લઈ ગઈ અને સપાનીયારડોને હરાવયા.

એ પછે રાણી બીજા દેશો સાથની લડાઈમાં છુટાયા પછે ઈ. સ. ૧૬૦૩ ના મારચની ૨૪ મી તારીખે ૪૫ વરસ રાજ કરીને ૭૦ વરસની વયે મરણ પાંમી. તેણી મગરૂર તોપણ ડાહપણ વાલી હતી, તેણી બાહદુર અને દેશહીતકારી હતી. એક ઓરત તરીકે તેણી વાંકમાં આવી શકે, મગર એક રાણી તરીકે તેણી કોઈપણ જાતના દોશથી ખાલી હતી. માહરાણી વીકટોરીયા સીવાય ઈંગલાંડનાં રાજમાં ઈલીઝાબેઠની બરાબરીઉં બીજું રાજ ગણવામાં આવયુંજ નથી.

—oooo—

## "મારી ભીખાઈ—મારી ભીખ."

મને કાંઈ ખબર નહી કે ગયાં સાલના જુન માસમાં મારે લગતી એક બીના મારી ઓરતે પોતાની બેહનપણીએ, સ્ત્રી બોધની વાંચનારી બાનુઓને માટે લખીછે; હું તે વખતે વેલાત હતો, અને મને એ ચોપાનયું તાંહાં મલયું હતું, "મરૂં મારા ધણી અને હું" એવી એક બાબત મેં તેમાં જોઈ હતી ખરી, પણ મને તે વાંચવાની તે વખતે ફુરસત હતી નહી. હમણા હું પાછો મુંબઈ આવયોછું, અને સઘલા આંકોનાં પાનાં ઉકલાવી જોતાં આ બાબત મારા જોવામાં ફરીથી આવયાથી મેં તે વાંચીછે, અને તેમાં જારે મારે લગતી બાબતોછે, તારે હવે તે બાબત લખનારને લગતી બીજી વધારે બાબતો લખવાની મારી ફરજછે.

વાંચનારી બાનુઓ, હું ઉપલી બાબત લખનાર તમારી બેહનપણી ભીખાઈજીનો વરછું, અને મારૂં નામ ભીખાજીછે. અમે બંધે જણને પરણવાને થોડાંક વરસ થયાંછે. પરણયાબાદ હુંતો મારાં મા બાપ સાથે પુણે જઈ રહયો હતો, તાંહાંથી થોડાં વરસમાં માટરીકયુલેશનની પરીક્ષા આપવા મુંબઈ આવયો હતો. પરીક્ષામાં પસાર થવાથી મારા બાવાની ખાહેશથી હું ઈજનેરની કાલેજમાં દાખલ થયો, અને પાંચ વરસ વધારે મેહનત કરીને ઈજનેર થયો. મારૂં નામ પેહલું આવવાથી મને સરકારી નોકરી મલવાની આશા રહી, અને તેથી તેવી નોકરીની રાહ જોતો હું મુંબઈ આવયો.

એટલા અરસામાં મારી ભીખાઈ કાંઈ તમારાંમાંનાં કેટલાંક બાઈ સાહેબોની પેડે ખુરસીએ બેઠી નહી હતી, યા તેમજ ઘસડબોરામાં દાહાડા કાઢતી ન હતી, પણ કોઈ જુદાંજ કામમાં રોકાયલી હતી. મને યા મારાં મા બાપોને એ વીશે કશી ખબર ઘણાં વરસો શુધી પડી નહી હતી; પણ છેક છેલે એક એવો બનાવ બનયો, જેનું બયાન હું તમોને જણાઉંછું કે જે બનાવે જાહેર કીધું કે ભીખાઈ—મારા કાકાની દીકરી ભીખાઈ—જેમ હું ધારતો હતો તેમ

કોઈ સાધારણ તોખમનીતો નહીજ (કાંએકે અમે ઘણું ઉં ચાં ખાનદાનનાં છીયે) પણ સાધારણ કેળવણી અને અક લનીબી ઓરત નથી.

તમે જો મારી ભીખાઇને જુઓતો અલબતે તમારાં માંની કેટલીકો તેણીની અદેખાઇ કરયા વીના રેહ નહી. તેણી કાંઈ ઘણી ખુબસુરત નથી; વલી તેણીનો આવાજ કાં ઈ ઘણો સુંદર નથી; એ સાથે વલી તેણી જોડે બોલવાની છટા કાંઈ સારી નથી. તેણી થોડું બોલકનીછે. પારકા મરદ યા ઓરતો તો શું પણ પોતાના ઓલખીતાં, સગાં વાહલાં, અને ઘેરમાંનાં માણસો સાથેબી તેણી ઝાઝી વાત કરે નહી. તમે કેહશો કે તારે તેણી ખડીયલ હશે. અરે નહી, નહી; એમતો વીચારતાંજ ના. તેણી થોડું બોલેછે, પણ એવું ટાહુકાથી ભરેલું બોલેછે, કે તેણી સાથની તક રારમાં તમે હારીજ જાઓ. અને હારી જાઓ તોપણ ત મોને તેણી એવાંતો વશ કરી લેય કે તમો તેણીથી હારી જ વાને પોતાની ખુશીથી કબુલ થાઓ !

હવે સરકાર તરફથી નોકરી મલશે તેની ઉમેદમાં એ ક વરસ વીતી ગયું. એટલી મુદતમાં જારે જારેબી હું ભીખાઇ તરફ જોતો તારે તારે મારી આંખમાં આંસુ ભ રાઇ આવતાં હતાં. તમો પુછશો કે એમ કાંયે ? તેનું કા રણ એનકે, ઈજનેરની પરીક્ષામાં મોટી મેહનત રાત દીવ શ કરીને હું પાસ થયો તોબી મને નોકરી મલતી નથી, અને મારાથી ઘણાજ ઠોઠ જેવા મારા ભાઇબંધ નીશાલીયાઓને સારી સારી જગા મલી ગઇછે, એવું મનમાં લાવીને ભી ખાઇ રખેને મારે વીશે બુરૂં બોલે, એવી મને હંમેશાં ફે કર હતી. મને એમ લાગતું હતું કે તેણીમાં કશીપાંતીનુ ગ્યાન નથી તારે તેણી એ મુજબ કરે તેમાં કાંઇ નવાઈ નથી.

એક દાહાડે રાતે જારે અમે એખલાંજ ખાવા બેઠાં હ તાં, તારે મેં તેણીના સુંદર કેશ મારા હાથમાં લેઇ તેમની સાથે રમત કરતાં કરતાં પુછયું કે,

"વાહાલી ભીખાઇ, શું કરૂં મનેતો નોકરી મલતી જ નથી."

ભીખાઇએ આનો કાંઇ ઉતર આપયો નહી, મને એ થી માઠું લાગું, તો પણ મેં બોલવું જારી રાખયું.

"ભીખાઇ, તારાં દેલમાં એમ લાગતું હશે કે આટલાં બધાં વરસની મેહેનત મેં જાહાનમમાં નાંખી. શું નહી?"

હઇઆં પેલી થોડું બોલકનીએ જવાબ આપયો.

"હાજતો વલી," તેણી ટકોરમાં બોલી; "મેહનત કરીને શું કમાયા ?"

"હા, પણ તારે હવે શું કરૂં ?" મેં તેણીનો હીર લે વા માંડયો; "સરકાર તરફથી તો નોકરી મલવાનો કાંઈજ સંભવ નથી. શું ઉપાય લેઉં, ભીખાઇ ?"

"પાસ થવા ગયા તારે જરા સરકોજ નહી પીને ગ યા તે, વાહાલા ભરથાર ! તેથી તમે આજવેર નોકરી વગર બેસી રહયાછ."

હું જાણતો હતો કે હંઇઆં મારૂં ચાલશે નહી; કેમ કે હું તેણીનું હીર લેવા ગયો તારે તેણી મારી મશકેરી કર વા લાગી. તેથી હવે તેણી ઉપરજ ઠપકો લાગુ પાડવાનો મેં ઉપાય લીધો.

"પણ મને નોકરી નથી મલતી તેનું, કારણ શું, તે તું જાણેછ, ભીખાઇ ? નોકરી [illegible] છે, અણઘડ !" અને હંઇઆં મેં જરા ગુસા ભરેલાં નેણ કીધાં, તથા ચેહરો ખીજવાટ ભરેલો કીધો. "શું તું જાણ તી નથી કે, બઇરીનાં નસીબે વરનું નસીબ ખાંસેછે ?"

"ઓ વાય !" તે મારી લાડકી ઓરત અજબ થઇ ને બોલી ઉઠી; "તારે શું તમેબી નસીબને માનોછ કે, ભરથાર ?"

ભીખાઇના આ બોલવાથી મને અચંબો લાગો. જાણે ધરથીકંપના ધપકારાથી હું ધ્રુજયો હોઉં તેમ ખુરશી ઉપર થી એક ગોલાટીઉં ખાવાનુંજ મને બાકી હતું. મને અજ બ એમ લાગું કે નસીબછે કે નહી, તે વીશે તેણીને શું ખબર હોય ? નસીબને માનવું યા નહી માનવું, એવું તે ણીને કોણ શીખવે ? મને તરેહવાર શક ગયા, પણ તે શક રાત વીતી ગઇ તેમ સહવારે મારાં મનમાથી દુર થઇ ગયા.

સહવાર પડી, અને તે સહવારે મેં ભીખાઇનો સુંદર ચેહરો પેહલ વેહલો જોયો. તેજ દીને મને એક કાગજ મલયું કે મને પંચમાહાલમાં ઈજનેર ખાતામાં નોકરી દર માસે રૂ૨૫૦ ની મલીછે. મારાં કુટુંબને મલયા પછે મેં તે શેહર ખાતે કુચ કીધી. એ વાતને બે વરસ નહી થયાં હ શે એટલામાં કોઈ સરકારી કામસર મને મુંબઈ આવવું પડયું. આ વખતે મુંબઇમા તડાતડી તથા રેલછેલ ચાલ તી હતી. સટાના સપાટામાં આ વખતે સરવે કોઈ પડે લા હતા; અને મને મુંબઇમા એક માસ સુધી રેહવું થયા થી મારાબી કાન ખુલા થયા કે ફકીરોને અમીર થવાનો જે વખત બોલાયા કરતો હતો તે એજ વખત હતો. વલી એવામાં મારા બે દોસતોએ-એક ફીનાનસના ભાવ ઉપર મારૂં ચીત ખેંચયું તેથી મારી ટુક કમાઇ પરમાણે મારા ખાવા નહી જાણે તેમ ઉપલી ફીનાનસના દશ શેરો મેં ખ રીદયા. મેં એ બાબે ભીખાઇનું મત પુછયું નહી, કેમકે મારી તો ખાતરી હતીજ કે બીજી અગ્યાન અને ભોલી ઓ રતોની માફક તેણી પણ મારૂં કામ પસંદ કરશે અને મને ભલામણ કરશેજ કે શેરો ખરીદીને દોલતમંદ થવું.

પણ શેરો ખરીદયા પછે એક રાતે મેં એ વાત તેણી આગલ છેડી, તારે જાણે એક નાગણને છેડી હોય તેવો દે ખાવ થઇ પડયો. મેં તેણીને પુછયું કે "લાહેવાલાની ફી નાનસના દશ શેરો, દર રૂ૨૫૦ ની કીમતનો, ખરીદવાની મારી મરજીછે, માટે એ વીશે તારૂં શું મતછે ? જોની, પ યારી, ગરીબ લોકો શેરોથી કેવા તાલેવંત થઇ ગયાછે ?"

"અરે નહી, ભીખાજી, નહી; એમ કદી કરતા ના. એમ કરવામાં કાંઇ ફાયદો અંતે કોઈ જોવાતું નથી. જો મા રૂં માનો તો સટો કરવાનો વીચાર છોડી દેજો. હું તમો ને સોગંદ આપુંછ કે એમ તમે કદી કરતાના."

"શું ?" મેં જરા તોરમાંજ કહયું. "શું ? શેરમાં થી કાંઇ નફો નથીજ ? જા, જા, બુબખ ! તું શું જાણે કે કાંઈ નફો નથી ? જારે વીદવાન અને ફીલસુફ જેવાઓ એ રોજગારમાં પડયાછે, તારે તું શું મગદુર ધરાવેછે કે વલી આડા હાથ કરવા નીકલીછે ?"

તેણી કશું બોલી નહી. થોડા દીવસમાં અમારી ફી નાનસના દર શેરે ૫૦૦ અને પછે ૧૦૦૦ રૂપીયા થયા. મને મારા દસે શેરો વેચી નાખવાનું મન થયું, પણ મારા

દોસતોએ મને તેમ કરતાં વાલયો, કેમકે તેઓને આશા હતી કે હજી ભાવ ચઢશે.

અફસોસ! બીખાઈ તરફ થોડાક દીવસ ઉપર હું એટલા માટે પયારથી નહી જોતો હતો કે તેણી મારી દોલત વધવા ના રોજગારની સામે હતી. હવે હું એટલા માટે નહી જોવા લાગો કે તેણીના કેહવા પરમાણે મેં કીધું નહી. અમારી ફીનાનસ ૧૦૦૦ ઉપરથી ગગડી પડીને ૧૦૦ ઉપર આવી, અને તે પરથી છેક ૨૫ રૂપીયા પર આવીને અટ કી. અરે એટલુંજ નહી—હવે તો કાલ ભરવાનો વખત આવયો; અને મારી જોડે જે ટક પુંજી થયલી હતી તેની આખેર આવી એટલુંજ નહી, પણ સામું કરજ થયું!

બીખાઈનો બોલ યાદ આવયો. હવે શું કરૂં? રૂ પીયા મારા પોતાના તો ગયા, બીખાઈ કનેથી ઉછીણા તથા બાહારથી વયાજે કાહાડયા હતા તેતો ગયા, તેણીની સોના ની સાંકલી અને બાંગડી ઉપર નાણાં કાહાડયાં હતાં તેતો ગયાં, પણ હજી બીજાં નાણાં ફકત એક મોટો ખાડો પુર વાને મને આપી દેવા માટે જોઈતાં હતાં તે કાંહાંથી લાઉં! હું આજારી પડયો, અને સુંદર બીખાઈ મારી સારવાર ક રનાર ચાકરડી હતી. પણ તેણીનો દેલગીર નહી પણ હંમેશાં હસમુખો ચેહરો જોઈને મને વધારે આગ બલ તી હતી. આટલીબધી ખતંગ હાલતમાં હું આવી પડયો હતો તે શું તેણીને ખબર નહી હતી કે તેણી દેલગીર થ વાને બદલે હશતી હતી?

માંદગીથી હું કંટાલી ગયો હતો, તેથી એક દીને રા તે ખીજવાટમાંજ મેં બીખાઈને અરજ કીધી કે ફીનાનસ તથા બીજી બે બેંકોના શેરો મેં ખરીદયા હતા તેને લગતાં કાગજીયાંનો ચોડો કબાટમાં હેલાપદો મુકેલોછે તે લાવીને મને આપે. તેણીને શું ખબર કે આ કાગજીયાને હું શું કરનાર હતો? તેણી લાવી, અને મેં તેણીને બાહેર જવા ફરમાવયું. જેવી તેણી ગઈ કે ચેરાગને લગાર બકબક બલતો કરીને મેં આંખ વીચીને સઘલાં કાગજીયાં બાલી નાંખયાં. એ વાતની કોઈને ખબર પડી નહી.

એ બનાવને દશ દીવસ નહી ગયા એટલામાં મારા બંધે દોસતો જેઓ મારા ભાગીયા હતા, પણ જેઓને બદલે સઘલા શેરો મેં મારાંજ નામ ઉપર લીધા હતા, અ ને તેટલા માટે સઘલાં નાંણાં મનેજ ભરવાં પડયાં હતાં, તેઓ મને મલવા આવયા અને જણાવયું કે "લાહેવાલા ની ફીનાનસનો ભાવ પાછો ચઢયોછે, તે એટલે સુધી કે જોકે નફોતો મુદલ મલશે નહી પણ જે નાણાં ગયાં હતાં તેટલું તો મલી રેહશે." એટલા માટે તેઓએ મારી પાસે તેને લ ગતા શેરો માંગયા.

અભાગીયાં નસીબના અભાગીયા ભાગીયાઓ! શેરો કાંહથી હોય કે હું તેમને આપું? મેં સઘલી હકીકત તેમ ને જણાવી, અને તેઓ માંથું કુટીને તાંહાંથી જતા રહયા. આ સઘલા બનાવની વખતે બીખાઈ તાંહ હાજર હતી, અને તેણી જોકે પોતાનું કાંઈ કાંમ કરતી હતી તોપણ જાણે અમારા વચેની વાત સાંભલતી હોય એમ તે ઉપર ધયાન આપતી હતી. પણ તે વીશે મેં કશી દરકાર રાખી હતી નહી.

હવે મારા માંગનારાઓનો મારા બારણાં આગલ દં ગો શરૂ થશે એમ મને લાગું. માંદગીના સબબથી મેં એક માસની રજા મંગાવી હતી, તે પુરી થવા આવી હતી, તે થી હુંતો પાછો મારી નોકરી ઉપર જનાર હતો, પણ માંગ નારાઓ મને ઘસડી કાડશે અને મારી આબરૂ જશે એવા વીચારથી મને મોટી ધાસતી પેદા થતી હતી. એ કારણ સર મને કોઈ સાથ વાત કરવાબી ગમતું હતું નહી.

બીચારી બીખાઈએ જારે જોયું કે તેણી જીવ નાંખી ને મારી ચાકરી કરતી હતી, તોપણ હું તેણી સાથે એક હ રફ પણ બોલતો નહી હતો, તારે તેણી એક દીને મારી ન જદીક આવી અને પોતાના રાબેતા મુજબ મારા પગપર માથું મુકી, નાક ઘસણી કરી બોલી—

"બરથાર, શું ગોનાહ કીધોછ તમારી લોંડીએ કે બો લતાબી નથી?"

એ મારા જીવ! જારે બીખાઈને હું આવી રીતે ક ગલતાં જોવું તારે મને કેટલુંબધું લાગતું હતું?

"કાંઈબી નહી, બીખાઈ" મેં જવાબ આપયો.

"તારે શા માટે મારી સાથે બોલતા નથી તમે?"

"બોલીને શું કરૂં, મારી વાહાલી; વખત હવે બોલ વાનો નહી પણ બલવાનોછે. કદાચ બે ચાર દીવસમાં જે લમાં જવું પડશે."

"એ માય નહી રે, એમ કાંએ વારૂં?"

"તો શું તું જાણતી નથી કે હું કરજમાં ડુબી ગયોછું?"

"તો તેનું શું છે! કેટલુંએક કરજછે?"

"પંદર હજાર રૂપીઆ, મારી બીખાઈ."

"અએ યજદાં, મારા ધણીને રૂ૧૫૦૦૦ ઉપરાંત બી જા રૂપીયા ૩૫૦૦૦ ની બખશેશ બખશ કે તે પોતાનું દુ ખ ભુલી જાય!" તે વફાદાર છોકરીએ અરજ ગુજારી.

સહવાર પડી, અને મારી કબાટમાં ખરેખર રૂ૫૦,૦૦૦ ની નોટના કકડા પડેલા હતા! એ કાંહથી આવયા હશે? બીખાઈએ કસો બોલાસો કીધો નહી; તેણીએ કાને હાથ દીધા, અને હું ગુછવારામાં પડયો. માંગનારાઓમાંનો એક પણ મારે બારણેતો નહી આવયો, પણ તેમના હાથ દસકતની પોંહોંચો મારી ટેબલનાં ખાંનાંમાં પડેલી મેં જોઈ! અરે એ બધું શું? એ કેમ બનયું હશે? મને આ ભરમ જાહેર થયો નહી.

તેજ દીને સાંહાંજે મારા ભાગીયાઓ મને મલવા આ વયા, અને અમારી ફીનાનસના નફાનાં નાણા તેઓને મા રી તરફથી મલયાં હતાં માટે તેઓ મારા ઘણા ઉપકારી થ યા હતા, એવું તેઓએ મને જણાવયું. હુંતો હવે દેવા નો થઈ ગયો. મેં કાંઈ તેઓ ઉપર નાણાં મોકલયાં હતાં નહી; તેમજ તેઓ કાંઈ જુઠું બોલવા આવયા હતા નહી. એમાં કોઈ પણ જબરદસત ઈનસાનનો હાથ હોવો જોઈએ.

તે જબરદસત ઈનસાન મારી બીખાઈ હતી. તેણી કાંઈ મેં આગલ કહયું તેમ બોઠડ અને અજ્ઞાન હતી ન હી, તેણીએ જારે હું પુણે હતો તારે આલેકઝાંડરા સફલબ કેલવણી લીધી હતી, અને તે કેલવણીનાં બલે તેણીએ માં રૂં નખોડ જતું અટકાવયું હતું. જે શેરોનાં કાગજીયાં મેં કાડી બાલી તાંખયાં હતાં તે ખરા શેરો નહી પણ કોરા અને બીજાં નકામાં કાગજો હતાં. શેરોતો બીખાઈએ આ ગલ જારે દર શેરે રૂ૧૦૦૦ નો ભાવ હતો તારનાજ વેચા નાંખયા હતા જેથી મોટો ફાયદો થયો હતો, તથા મારાં

બાગીચાઓ ઉપરથી તેણીએજ તેમના હીસાનાં નાણાં મોક લયાં હતાં. તેમજ મારા માંગનારાઓનું બી તેણીએજ પ તાવયું હતું, એટલુંજ નહી પણ પોતાની સાંકલી અને બાં ગડીઓ તેણી છોડવી લાવી હતી!

આ બધી અજાયબીઓ મારી ભીખાઈએ કીધી હતી. અને તેજ દીવસે તેણીની ખરી કીમત માલુમ પડી, અને તે જ દીવસથી હું હર વખતે તેણીની સલાહ લેતાં તેણીને કેહતો હતો કે,

"ભીખાઈ, તું મારી ઓરતછે, દોલતછે, અને સાથે મારી ભીખછે; બીજા લોકોએ રાજ, પઇસા, દમામ વીગેરે બીજી ખોદા પાસે માંગી હશે, પણ મેંતો ફક્ત એક ભીખ માંગી હતી, અને તે ભીખ તે તું મારી ભીખાઈછે."

મારી ભીખાઈ, મારી ભીખ!

---

## રૂમી તવારીખ માહેલા સફાઓ.

અંક છેલો.

### રૂમનુ રાજ્ય મંડલ.

આપણે છેલા અંકમાં રૂમી રાજના રૂમ સેહેરના રા જા તારકુઈનસની જીંદગીનો હેવાલ વાંચયોછે. વાંચના રી બાનુઓ તમોને યાદ હશે કે તે રાજા રૂમની ગાદી ઉ પર છેલલો હતો. હવે આપણે જરા રૂમ સેહેરની સુરૂઆ તથી તે આ છેલા રાજાને હાંકી કાહાડયો તીયાંસુધી જે ૨૪૪) વરસની ગણતરી કાહાડવામાં આવીછે તે દરમયાં નમાં રૂમ સેહેરના રાજ્ય મંડલની અંદરખાનેની હાલત ઉપર ધયાંન આપીએ, તીયારબાદ નામીચા રૂમીઓની જીં દગીના હેવાલ આપણે વાંચીસું.

હાલીકારનેસસીનો દાયોનીસીઅસ જેણે રૂમની તવા રીખ લખીછે, તેણે પોતાની ભુલથી બીજા નામીચા તવા રીખ લખનારાઓને ભુલના દરીઆવમાં ગોતું ખવાડયું છે. રૂમના રાજ્ય મંડલને ઉભું કરવાનુ માન એ તવા રીખ લખનાર રોમીઉલસને આપેછે. તે જયારે રૂમનો પાયો નાખયો તીયારે માતર ૧૮) વરસનો છોકરો હતો. પણ તીતલઝ એ બીનાને પોતાની લખેલી તવારીખમાં ખો ટી પાડેછે અને કેહેછે કે ખરી બીનાતો એ છે કે એ સે હેરનુ રાજ પણ બીજાં "રાજયોની માફક ઓકસ બનાવો "ના બનવાથી, રાજ્ય ચલાવવામાં વખતે વખત પડતી "અગતેથી, તથા વખતની પોતાની મદદથી તંદરોસત હા "લતમાં આવયું હતું." આ બીના તવારીખ લખ નારાઓની ઉંદી જોસતેજોને લાયકનીછે; કારણ કે રૂમ સે હેર હસતીમા આવયા બાદ છેક ૫૩૫) વરસ શુધી એ સે હેરની તવારીખ એના કોઈ રેહેવાસીએ લખી હોય એવી સાહદત આપણને મલતી નથી. પેહેલો તવારીખ લખ નાર રૂમી તે ફેબીઅસ પીકટર હતો જેને કરાઈસતના જનમની અગાઉ સને ૨૧૮ માં રૂમ સેહેરની તવા રીખ પેહેલેથી તે પોતાના વખત શુધી યાને ઉપલાં વરસ શુધી લખી તઈયાર કીધી. આ મુજબ લખાએલી ત વારીખ ઉપર કેટલો ભરોસો રાખવો તેબી એક સવાલ છે. વલી લીવી લખેછે કે હાલના ફરેંચ લોકોના વડવાઓ જે ઓ ગાલસને નામે ઓલખાતા હતા તેઓએ જયારે રૂમને તાયબે કીધું હતું તીયારે રૂમમાં જે મોહોટી આગ લાગી હતી તેમાં એ સેહેરને લગતા દસતાવેજો સંઘા બલી ગયા હતા, તીયારે વલી ફેબીઅસે કયા દસતાવેજોપરથી પોતાની તવારીખ લખી?

રૂમની સીનેટમાં બેસનારાઓ વીરો એવું મલી આ વેછે કે તેઓને રાજા પોતે વખતેવખત ચુંટી કાહાડતો હતો. અને પાહાદશાહાતના ખતમ થાવા પછે, તેની બ દલી કોનસલને નામે બે પુરૂસોને ચુંટી કાહાડવામાં આ વતા હતા તેઓને એ હક મલયો હતો. સીનેટના મેમ બરો, પેહેલી પદવીના લોકો યાને અમીર ઉમરાવો તથા જેને આ તવારીખમાં આપણે પેટીશીઅનને નામે ઓ લખતા આવીયાછે તેઓ મધેથી ચુંટી કાહાડતા હતા, પણ એક મુદત પછે સાધારણ લોકો મધેથીબી મેમબરો ચુંટી કહડા તા હતા. પરજાસતાક રાજની સુરૂઆતમાં સીનેટને ઘણા હકો મલયા હતા. લોકોની પંચાત ભરવી તે સીનેટના હુકમ વગર બનતું હતું નહી, અને વલી પંચાતે જે ચુ કાદો કરયો હતો તે ચુકાદો સીનેટની મંજુરીઆત વગર બાહાલ રહેલો કેહેવાય નહી. ધરમને લગતી બાબદમાં સી નેટનુ કેહેવું થાતું, રાજયની ઉપજ નીપજ ઉપર તેઓનુ ચાલતું, રાજ્ય અધીકારીઓ ઉપર તેઓની જોસતેજો હતી, બીજા રાજયના એલચીઓ સાથે તેઓ પોતે ગોફતેગો કર તા, તથા હરેક હાર પાંમેલી પરજાનો શું હાલ કરવો તે તે ઓ ઠડવતા, ટુકાંમા રાજયની લગાંમ પોતાના હાથમાં રા ખતા. એ ઉપરથી માલમ પડેછે કે પરજાસતાક રાજ્ય ની લગાંમ પણ પેહેલે તો અમીરોનાજ હાથમાં રહેલી હ તી. એ હકોનો લાભ સીનેટે ઘણા વરસ ભોગવયો ન હી, કારણ કે આસતે આસતે લોકો તેના હક છીનવતા ગયા જે આપણ આગલ ચાલતાં જોઈશું.

પરજાસતાક રાજયની સુરૂઆતમાં રોમના અમલ ત લેના દેશનો વીસતાર ઘણો નાઘલો હતો.—ચાલીસ માઈ લ લાંબો અને તરીસ માઈલ પોહોલો. તેઓએ મારેલી ફ તેહઓનો લાભ તેઓએ એટલોજ લીધો હતો કે તે હાર પાંમેલા મુલકોના લોકોથી પોતાના દેસની વસતી વધારી હતી. આએ ડાહાપણ ભરેલી વરતનુકથીજ પછવા ડેથી તેઓ જોરેમંદ રાજયવાલા થાયા. રોમ તેમજ રોમના અમલ તલેના દેશોમાં લશકરની સંખયા ઘણી નાઘ લી હતી, તોપણ સેહેરને જે હમેસ પારકાઓ સાથે લડાઈ કરવી પડતી તેમાં ઘણો વાંક એઓનો પોતાનોજ માલમ પડેછે, તેનુ કારણ એછે કે સપેસાલારો હમેસ લડાઈમાં ઉતરી પો તાની કીરતીમાં વધારો કરવાની હોંસમાં, તથા સીનેટ લો કોને કાંઈબી કાંમમાં મસગુલ રાખવાની ઉમેદથી લડાઈઓ ચલાવતી હતી.

કાઉસ.

---

# પારીસનાં પેહેલવાના.



જનરલ પાલીકો.

પારીસના શાનશાહાતને તોડી પાડી પરજાસતાક રાજ સથાપતી વેળા રાજકારોભારના ચુંચવાડામા પડેલા જે શુરા નરોનો હેવાલ એક પછે એક વાંચનારી બાનુઓની હજુર મા આપતા જઈએ છઈએ તેઓમા એક કાંઉંટ પાલીકો છે, જેનું ચીતર આ બાબતને મથાલે, આપયુંછે. સીડનની મોટી હાર, જેમા શાનશાહા નેપોલીઅન જરમનોને હાથ તાબે થયો, તે વેળાએ પારીસના રાજની લગામ જે દલેરોના હાથમા હતી તેઓમા કાંઉંટ પાલીકો વડો હતો. શાનશાહ જારે લડાઈ ઉપર નીકળયો તારે પારીસમા વડો પરધાન ઓ લીવીઅર નામનો હતો. પણ લડાઈમા બંનેલા પાછલા બ નાવોથી ફરેંચોને ઉપજેલા ધલરાટ વચે, તેઓએ તે પરધા નને માથે બદનામીઓ લગાડવા પછે તેણે ઓધો છોડયો અ ને તેની બદલીએ જે નવો વડો પરધાન થયો તે પાલીકો હતો.

એ રીતે પારીસના સઉથી વધતા ધલરાટ અને ધુજા રા વચે પાલીકોના હાથમા રાજની લગામ આવી હતી. આ વખતે કોઈ પોચી છાતીવાળાથી ટકી શકાતે નહી, પણ પાલીકો ઘણી હીમત અને ધીરજથી લોકોને શાંતી આપવા લાગો. પાલીકોના હાથમાં રાજની લગામ હતી તેટલાંજ સીડ નની હારની ખબર આવી. એ વખતે પારીસના લોકો પારલા મેંટના મેહેલ ઉપર ધસી ગયા, અને સઘલી ખબરો પુછવા લાગા. પાલીકોએ તેમને ખરી પણ અણુગમતી ખબર કે ટલીક સહરાગાત સાથે. એવી કહી કે તરત વેળા તેઓનો આતશ ઠંડો પાડી નાંખયો. પારલામેંટની અંદર આ વે ળા ધલરાટ ઘણો હતો. પારીસ ઉપર દુશમનો ચઢી આ વવાનો વખત હવે ઘણો નજદીક આવયો હતો. પાલીકો એ શાનશાહને નામે તરતજ જેનરલ ટરોકુને આખાં પારી સનો લશકરી હાકમ નેમયો, તેથી વળી ઉસકેરાયલા ફરેં ચોને બીજી ધીરજ આવી.

પણ થોડો થોડોવાર ઉસકેરણી નરમ પડવા પછે પા છી વધારે જેસથી જાગતી હતી. હવેતો સાનશાહાને પદ ભ્રશટ કરવાનો પોકાર ઉઠયો. એકવાર ૬૦૦૦ સહીની અ રજી આવી, તે નામનજુર થઈ, તારે બીજા ૧૦૦૦૦ માંણ સો અરજી લાવયાં કે શાનશાહાનું રાજ ખતમ કરવું જે ઈએ. એટલુંજ નહી પણ એ વખતે વળી ફરેંચ પારલા મેંટમાં પણ એજ પોકાર નીકલયો. પેહેલે દાહાડેતો જેન રલ પાલીકોએ તે બાબેની તકરાર મુલતવી રખાવી. પણ બીજે દીને તેના ધીરા સવભાવની ધીરજ લોકોમાં જલવાઈ રહી નહી. બીજે દીનેતો પરજાસતાક રાજ સથાપવાની દરખાસત પુર ગંભીરાઈથી આવી. એ વેળા પાલીકો શેન શાહની તરફ હોવા છતાં તેણે પારીસના બચાવને માટે પાં ચ જણની એક કમીટી ઠરાવા માંગી. પણ તેની એ દર ખાસતનું કાંઈ વલયું નહી. લોકોની મોટી ઉથલ પાથલ વચે પરજાસતાક રાજ સથાપવાનો ઠરાવ થયો અને એ રી તે જેનરલ પાલીકોના હાથમાંથી રાજની લગામ પરજાસ તાક મંડળીએ લીધી.

એ વખતે ફરેંચો કેટલા ઉસકેરાયલા હતા, તેના દા ખલા તરીકે પારીસના તે વખતના એક દેખાવનું ચીતર પાસેના સફા ઉપર આપીએ છઈએ. એમાં શેહેરના બચા વને માટે લોકો વાલંટીઅર તરીકે નામો નોધાવા આવયા છે, તે વખતે જે મોટી ઠઠ મળીછે તેના ધલરાટ અને ઉસ કેરણીની હાલત એ ચીતર ઉપરથી માલમ પડેછે. જાહેર રસતા ઉપર એક માંડવમા વાલંટીઅરોના નામ નોધવાનું કાં મ ચાલેછે. નોધનારા મેહેતા મસાગત ટેબલો વગેરે લઈને બેઠાછે અને હજારો માંણસો શેહેરના બચાવ ઉપર જાન કે સાંની કરવા માટે નામો નોધાવા માટે ખોટી થાયછે. એક મોટી પરજા હંમેશ લડાએક જુસો ઘણો દેખાડેછે. દુશમન સામે લડવા જવું એ તેમને ઘણો ખુશાલી ઉપજાવનારો બનાવ છે, અને તેવી ખુશાલી આ ભીડ વચે આપણ જોઈએ છઈએ.

કાંઉંટ પાલીકો ૧૭૯૬ માં જનમ પાામયો હતો. એની ઉમર આજ ૭૭ વરસનીછે. આટલી ઉમરેતો એણે દે શની નોકરી છોડી આસાએસમાં પોતાના છેલા દહાડા કાહાડવા જોઈયે. પણ કંઈ ચોકસ કારણને લીધે એના થી રાજપની નોકરી છોડી જવાયું નથી. એણે લશકરો માં ઘણો વખત શુધી ચાકરી બજાવી લાંબી અને સારી આબરૂ મેલવીછે. પેહેલાં એ આફરીકા મધે આલજી રીયામાં હતો અને વીસ વરસ એણે તે ઠેકાણે કાહાડયાં છે, તીયાંહાં તેણે ઘોડેસવાર લશકરનું ઉપરીપણું ચલાવી યુંછે. ૧૮૫૧ માં તેણે જનરલની પદવી મેલવી અને ૧૮૬૦ માં ઈંગરેજ લોકોનાં લશકર સાથ પોતાની ફરેનચ ફોજ લઈ તે ચીન રવાના થયો હતો. પાલીકો નામની એક જગયા ચીનમાંછે તીયાંહાં એ સરદારે ઈંગરેજી સર દાર સાથ ફતેહ મેલવી તેથી એને કાઁટ ડી પાલીકોનો એ તાબ મલીયો. એ શીવાય એને બીજા ઘણાં માન તથા આનો ભેટ થયા. એનું ખુદ નામ મોનતોબાન કરી છે. ૧૮૬૫ માં જે ફરેનચ લશકર લાયોન આગલ છાવણી ક

રી પડી રહેતું હતું તેનો સરદાર એને ડેડવીયો હતો. એ
ણે ૫૨) વરસ લશકરી નોકરી કીધીછે, તેમા ૨૮ વખત
લડાઇનાં મેદાનમાં ગયોછે. એક ગોલી એના ગલામાં લા
ગી એવો રીતે પેશી ગઈછે કે જે પાછી કાહાડી શકાતી
નથી એથી કરી.એને બોલતી વખતે ઘણી અડચણ પડેછે.
આટલી લાંબી ઉમરે પણ એ ધણી પેરીસનાં તુફાની લો
કોનો ગુસસો નરમ પાડવા અને તેઓ ઉપર અમલ ચલા
વવાને પુરતી રીતે શકતીવાન હતો.

---

## "ફરેદુન" ની વાત.

"બેજન અને મનીજેહ" ના નાટક કરતા મી૦ કે
ખુશરો નવરોજજી કાબરાજીએ પારસીઓના પુરાતન પાદ
શાહ જમશેદના રાજનો એક નાટક રચવા બાદ તેની
પછીના ઈરાની પાદશાહ ફરેદુન વીશે એક બીજો નાટક રચી
ને બાહાર પાડયોછે. એમા ફરેદુનને તખત લેવા સુધીનું
દાસતાન આપયુંછે. એ દાસતાન શાહાનામા મધે જેમ
અસલ છે, તેમા નજુમ અને જાદુઈની બાબતો હોવા છતાં
તે ટુક અને શુકું દાસતાન છે. અગતકરીને નાટકના કા
મને માટે તે ઘણું લુખું હોવાથી "ફરેદુન" ના બનાવનારે
અસલ તવારીખને વલગી રેહેતાં, તેની સાથે વારતા ("પ
લાટ") નું એક બીજું વણું વણ્યુંછે, જેથી "ફરેદુન"
નો એક કીસસો બનયોછે, તેનો સાર નીચે મુજમ છે.

ઈરાનો મુલક ફતેહ કીધા પછે પાદશાહ જોહાકે એક
ભયંકાર ખાબ જોવાની તાસીર નજુમીઓએ જારે એવી ક
હી કે તેહેમુરસની ઓલાદના આતબીન નામના એક ગરી
બ શખસને તાંહાં ફરેદુન નામનો બેટો અવતરશે તે તને
સીકસત આપી જમશેદનું વેર લેશે તથા ઈરાનીઓનો પાદ
શાહ થશે, તારે તે જુલમગાર તુરાનીએ આતબીનને પ
કડી મંગાવી કતલ કરયો. તેની બાનુ ફરાનક જે આ વેળા
હમેલદાર હતી, તે પોતાના ગરભની સંભાલને માટે છુપાઈ
બેઠી અને ફરેદુનનો જનમ થવા પછે પોતાના આ બચાંની
સંભાલને માટે પોતાનું ગામ છોડીને જંગલો તરફ નીકળી
ગઈ. તેણીએ પોતાના આ બચાંની સંભાલમાં ઘણી મુશકે
લો અને આફતો ભોગવી તથા કેટલોક વખતતો તે જોહાક
ના આદમીઓના પંજા તલે ફસી જવાની ધાસતીમાં આ
વી પડી.

આ ઠેકાંણેથી "ફરેદુન" નો નાટક શરૂ થાયછે. ફ
રાનકને તેના ગાંમમાંથી નહસાડી મેળવામાં તેના ગામના
લોકોની મદદ છે, અને પદડો ઉંઘડતાં તે લોકોનો દેખાવ
નજરે પડેછે. એ લોકો કાદુશી નામના છે અને અછા
ભાલાબરદાર છે. તે ગામ વરેન નામનું છે અને માજીન
દરાનની પડોશમાં છે, તાંહાંના લોકો જેમ માંજીનીઅન તેમ
ફરેદુનના ગામવાલાઓ વરેનીઅન કેહેવાયછે. તેઓએ ફ
રેદુન તરફની વફાદારીના પોતપોતામાં સપત લીધા છે. એ
ગામનો વડો ફરહાદ નામનો છે, તે ફરાંનકની દાસી ફરંગ
નો માટી થાયછે. ફરહાદે અને ફરંગે પોતાની શેઠાણી ફ
રાનકને અછી રીતે બખશેશો આપીને વરેઆ કરેલીછે. ફ
રાનક પોતાની સાથે દુધમલ ફરેદુન ઉપરાંત પોતાના બીજા
બે બાલક બેટાઓને પણ લઈ નાહાઠીછે અને એ રીતે જં
ગલે જંગલ તરણ "પેઆરાં પીલસાં" ઓની જતન તેને
માંથે આવી પડેછે.

પાદશાહા જોહાકે આતબીનને કતલ કીધા પછે ફરાનક
અને ફરેદુનને પકડી લાવવા માટે અથવા કાંઈ પણ પરો
આણવા માટે ચોમેર શોધ ચલાવી અને કસી ખબર હાથ
નહી લાગી તારે તેણે ઈનામો જાહેર કરાવયાં. એ ઉપરથી
જરસા નામના જોહાકી સરદારે આ કામનું બીડું ઝડફીઉં.
ફરેદુનના ગામવાલા કાદુશી લોકોએ ફરાનકને નહસાડવા
ની વાત છુપી રાખીછે, પણ તેઓમાના એકે આ ભર
મ ફોડી દીધોછે. તે જુઉ નામનો તેજ ગામનો પણ શે
હેરે શેહેર ફરીને વધારે પકો થયલો એક રેહેવાસીછે. એ
શખસ ફરાનકની દાસી ફરંગ ઉપર મોહી પડયોછે, પણ
ફરંગ પોતાના ભરથાર ફરહાદ ઉપર એટલી વફાદાર છે કે
જુઉની ફુસલવણીને કસો વજન આપતી નથી.

એ વાતની દુશમની અને વેરમાં તથા બનેતો શુંદર
ફરંગને જબરીથી પોતાને તાબે કરવાની મુરાદથી જુઉ વ
રેનના ગામડીઆઓની ચાલ જોહાક આગલ છુપી રીતે
જાહેર કરી આવયો, જેથી એ જુલમી પાદશાહે જરસાની
સરદારી તલે વરેન ગામ ઉપર લશકર મોકલયું. આ ગામના
રેહેવાસીઓ ખેતીવાદીમા ખાતર દાખલ વપરાતાં કબુતરના
છેરનો વેપાર કરેછે, માટે પોતાના કબુતરખાનાઓ આગલ
સેંકડો કબુતરો સાથ કામ કરેછે, તથા રમત ગમતમા વખત
કાહાડેછે, તેવામાં જોહાકનુ લશકર ચઢી આવવાની તેમને
ખબર પડેછે. એ ખબર આપનાર પણ પેલો દગલબાજ
જુઉ છે, જે આ ગામડીયાઓના મોહોડાં ઉપર તેમનો દો
સત હોય એવું ડોલ ઘાલેછે. તે ફરેબથી ફરહાદને એવે
ઠેકાણે મોકલેછે કે જાંહાંથી તે દુશમનોને હાથ કેદ પકડા
યછે. ગામડીઆઓ પોતાનો બનતો બચાવ કરેછે, પણ
જરસા આખાં વરેન ગામને બાલી નાખેછે તથા ફરહાદ
અને બીજા ગામડીઆઓને કતલ કરવા સારૂં. જોહાક ઉ
પર મોકલાવી આપેછે.

પણ પેલી દાસી ફરંગને જરસા બકાત રાખેછે અને
તેને પોતાની સાથે છાવણીમાં રાખેછે. આમ કરવાની
સલાહ પણ તેને પેલા ફરેબબાજ જુઉથી મળીછે, કે
જે આ ફરંગને પોતાના હાથમા છુપી રીતે વશ કર
વાની મતલબ રાખેછે. તે જરસાને એવું સમજાવે
છે કે ફરંગને સાથે રાખવાથી ફરાનક તથા તેના ફર
જંદને શોધી કાહાડવામા તેણી મદદની થઈ પડશે. જરસા
પોતે ફરંગ ઉપર ફીદા થઈ, તેણીના તરફ પોતાના દીલને લલચા
વેછે, જેથી ફરંગ જોકે તેની છાવણીમા કેદીની ખીશાલે છે,
તોપણ વડા સરદારની ઘણી માનીતી છે, તથા ઘણા સુખથી
રેહેછે. વળી છાવણીનો એક ચોધરી નામે શીપામઠ ઓલી
ઓ શુંદર ફરંગને તરીજી ગમથી ફુસલાવેછે. એ રીતે જર
સાની છાંવણીમા જરસા, જુઉ અને શીપામક એવા તરણ
દીલદારો ફરંગને ફુસલાવા સારૂં તેની પુઠે લાગાછે.

પણ ફરંગ ઘણી વફાદાર અને પતીવરતા ઓરત છે.
પોતાની આ હાલતમા તે ખોદાનો હાથ સમજેછે. ફરેદુન
ની આ શોધ કરવા નીકલેલાઓને ફરેબ આપવાની મતલબ
થી ખોદાએ મને આ લોકના રસતાપર મુકીછે એવું સમ

જીને ફરંગ આ તરણડે જાણુને ઉલથાપ આપેછે. તે આ તરણડે તરફ પેઆરનું ડોલ ઘાલેછે, પણ તેમની મરજીને તા બે થતાં હીલાંખીલાંથી ટીલ નાખેછે અને તેમ કરતાં તરણડે ને એકમેકમા લડાવાની તથા ફરેદુનની શોધમા ભુલાવો ખ વાડવાની કોશેશ કરેછે. ચંડાલ જુઉના દગાથી તે હજી અણુજાની છે; તે ફરંગ આગળ જારે આવેછે તારે જોહા કના લશકરનો પોશાક પેહેરી આવેછે, તે એવું દેખાડવા કે હુંતો આ લશકરમા ઇરાની તરીકે નહી પણ તુરાંની તરીકે છુપો રહેલો છઉં. તે ફરંગને સમજાવેછે કે તારા ખાવંદે કેદ જતી વેળા તારી જતન મને સોંપેલીછે અને તેથી લશ કરમાં છુપે લેબાશે રહેલો છઉં. પણ ખરેખરતો તે એક દ ગલબાજ ઇરાંની તરીકે જરસાની છાવણીમાં રહેતો હતો અ ને ઇરાંની પોશાકજ પેહેરતો હતો.

આ સઘલી બીનાથી બીચારી ફરંગ અણુજાની હતી ચંડાલ જુઉને જરસાએ પોતે પણ ફરંગથી છુપો રાખ્યો હતો. પણ આ ઠગાઇ જાએેવાર રહી નહી. પેલો ઓલી એ ચોપરી શીઆમક એટલો બોલકનો અને ભરભરીએ હતો કે જુઉને લગતી સઘલી ખરી બીના તેના મોહોમાથી પોતાની મેળે અકસમાત નીકલી આવી. આ ઓલીઆ ના મોહોમાથી જુઉનું નામ સાંભળી ફરંગ ચોંકી ટ્રેમકે આ દુશમનની છાવણીમાં તેતો છુપો હોવાનું ડોલ ઘાલતો હતો. પણ ફરંગે શીયામક ઓલીઆને હોકમતથી ફુસલાવીને શે ધી કાહાડયું કે તેતો ફરેદુનના એક જાણુભેદુ તરીકે રહેલો હતો અને જોહાકને ખબર આપી વરેન ગામનો નાશ ક રનાર પણ તેજ હતો. આ શોધ કરતાંજ ફરંગની આંખ માં ખુન ચહડયું અને ચંડાલ જુઉને સજાએ પોહોંચાડતાં તે વફાદાર સાઓલીને કાંઇ વીલમ નહી લાગો.

આ દગલબાજને સજા કરવા સારૂ લુચી ફરંગે સર દાર જરસાની આગળ એવું ડોળ ઘાલયું કે જાણે કે તે ણીનો સઘલો પેઆર જરસા ઉપર છે, પણ જુઉ તેણીને ફુ સલાવીને જરસા ઉપરથી પેઆર કાહાડી નાખવાનો ફંટાલો આપેછે. ફરંગ જરસાની આગળ તેના મોટા જુદઇ અને દુશમનની મીથાલે જુઉને જાહેર કરેછે અને વળી એ વાત ની ખાતરી નજરો નજર કરી આપવાની કબુલાત આપેછે. ફરંગ આ સરદારને પોતાના રેહેરામાં છુપાવેછે અને પછે તાંહાં જુઉ આવી લાગેછે. પેહેલાંતો જુઉ જોહાકી લશકર ના છુપા લેબાશમા આવેછે, તેથીજ જરસાની ખાતરી થાય છે; અને તેટલી ખાતરી થઇ કે પછે જુઉ ફરંગના કાનમાં મોહોબતની જે મીઠી વાતો રેહેછે તે સઘલી સંભળાતી ન થી, પણ તેના ચેન ચાલાથી જરસા મોટા ખલાપા સાથે જુવેછે.

જુઉ ફરંગના પોતાના મંગાવેલા એક કેફી શરાબની શીશી આપેછે એટલે "જુઉ તુને મારી નખાવા સારૂં મ ને ઝેહેર આપનારછે" એવું જે ફરંગે ખોટું કહેલું તે એ સરદાર હવે ખરેખર માંનેછે! વળી જુઉ ફરંગનો પેઆરો થવાની ઉમેદમાં તેણીને તેના ભરથાર ફરહાદની ખોટી સ હીનો એક કાગજ દેખાડેછે, તારે જરસા સમજેછે કે ફરં ગ સાથ નીકલી જવા બાદ છાવણીમાં મુકી જવાનો કાગજ તેને દેખાડેછે. આ સઘલો વખત ફરંગ એવી હીકમતથી જુઉ સાથ વાંત કરેછે કે જુઉની જે ધારણા નહી તે વાતો ફરંગને રાજી રાખવા સારૂં તેના મોહોમાંથી બોલાવેછે. એમ કરતાં જુઉ સાથ પરણી જવામા જારે ફરંગ જરસાની બી હીક દેખાડેછે, તારેતો તે દેવાનો દીલદાર પોતાને એકલો સમજીને મોરે સારે જરસાને ગાલો આપેછે અને પોતાની તલવાર કાહાડી જરસાને મારી નાખવાની ઉમેદ બતાવેછે! જુઉની કમબખતીને સારૂં જરસાને સોસામાં ઉતારવા એ થી વધારે શું જોઇએ!

ફરંગ એક નજીવી વાત ઉપરથી ગુસાનુ ડોલ ઘાલીને જુઉને એકલો મુકીને ચાલી જાયછે, કે પછે તરતજ જરસા જે છુપો ભરાઇને આ સઘલો તમાશો જોતો હતો, તે હવે બાહાર આવી જુઉને પકડેછે. પોતાના દીલમાં છુપો લે બાશ હોવાનો કાંઇ પણ ખોલાસો આપવાને જુઉ અલબતાં અસકત છે. વળી ફરહાદની સહીનો કાગજ પકડીને જારે જરસા તેના ઉપર ઇરાની દુશમનો સાથ સંપેથો ચલાવાનું મોહોતાંન મેળેછે, તારે પણ જુઉથી કસો ખોલાસો આપી શકતો નથી. એ રીતે પોતાના ઠગાઇઓથી જુઉ પોતે ફસી પડેછે, અને અંતે જરસા તેને કેદ પકડીને પેલા ઓલીઆ શીઆમક તથા બીજા સીપાઇઓના પેહેરા તલે આપેછે. લુ ચી ફરંગે આ દગલબાજનેતો અછી સજાએ પોહોંચાડયો છે, પણ હજી તેનો મતલબ જરસાને વધારે ઉલથાપ આપ વાનીછે અને પોતાની આ ફતેહોથી—પોતાની પાક દામાન જાલવવાની મુશકેલી છતાં—તે આ દુશમનોની છાવણી મધે ખુશીથી રહીછે.

એતો સઘલી ફરેદુનની શોધ કરનારાઓની વાત છે. પણ ફરાનક જે ફરેદુનને લઇને નીકલી ગઇછે તે કાંહાં છે? (સાંધણછે.)

---

## ખાક, જાહાડ, જીવજંત ને પાછી ખાક.

માણસ જાતના શરીરની બનાવટની વીદીઆએ કરે લી તપાસનો સાર ગયા અંકમા આપણે જોયેછે. તે ઉપ રથી વાંચનારી બેહેનોની ખાતરી થઇ હશે કે આપણું ખુ બસુરત તન રાખ, માટી, ધાતુ, કોલસા અને ચુના સરખી નજીવી વસતુઓનું બનેલું છે. માણસનું શરીર બોલેબોલ જોવા "કાદવનું હાંલલું" છે અને મુવા પછે આપણ જે મીટીમાથી જનમયાં તેજ મીટીને પાછા હવાલે થઇએ છઇ એ. પણ મીટી અથવા ખાકમાથી જનમયા એટલે શું? એવી તે ખાક કેઇ છે? એ વાત આપણ બોલી જઇએ પણ સમજતા નથી. એ વાત કાંઇ ખોટી નથી. એ સવાલ ઉ પર વીદીઆએ કીમતી અજવાલું પાડયુંછે અને તે નીચે મુજબ છે—

જારે સુકાં હાડકાંને બાલવામા આવેછે, તારે તે હાડ કાંના વજનના બે તરુતીઆંઉસ વજનની રાખ બાકી વધેછે. એ રાખમા રસાએણ શાસ્ત્રની મદદથી "ફાસફેટ આફ મા ગનીશીઆ" અને "ફાસફેટ આફ લાઇમ" નામની પદા રથો મળી આવેછે. "માગનીશીઆ" એક મટોડીનું રસા એણી નામછે, "લાઇમ" ચુનાને કેહેછે; એ મટોડી અને ચુના સાથ ફાસફરીક આસીડના મળી જવાથી ઉપલી પદા રથો નામે "ફાસફેટ" બનેછે. હાડકાંને બાલવાથી બાકી

રેહેલી રાખ એ પદારથોની બનેલીછે. તેને ઈંગરેજીમાં Bone-earth ઈઆને હાડકાંની મીટી કેહેછે..

હવે જુદી જુદી જાતના અનાજને બાલતાં જે રાખ બાકી વધેછે તેમા પણ એજ શાંધણો રસાએણ શાસે શોધી કાહાડયાંછે. અનાજની રાખમાં આ "ફાસફેટ" જથા બંધ મલી આવેછે. એ ઉપરથી માલમ પડેછે કે ધરતીમાં, મટોડીમાં એ પદારથો હોવી જોઈએ. જો જમીનમા તે હોય નહી તો જમીનપર ઉગતા અનાજમા આવે કાંહાંથી ? અને જમીનમા એ "ફાસફેટો" છે તેતો નકી થયલું છે. એ પરમાણે એકજ બનાવટ જમીનમાં, તેપર ઉગતા રોપામાં અને તેપર ચરતાં જીવજંતોમા આપણે જોઈ.

ઝાડ પોતાનાં મુલીઆંએ કરી આ પદારથોને જમીનમાથી પોતાના શરીરમા લેયછે. તે જાહાડની પેદાશ જીવજંતોના ખાધામા આવેછે અને તેથી એજ બનાવટ જીવજંતોના શરીરમા આવેછે. વલી ગાએ જે ચારો ખાયછે તેમાં એ બનાવટ છે, અને તેજ ગાએ જે દુધ આપેછે તેમાથી પાછા એજ "ફાસફેટ" તે પોતાના બચાંને તથા દુનીઆંને પોંહોંચાડેછે. જાંનવરો તે દુધ પીતાં મોટાં થઈ તેમના શરીરમાં હાડકાં ઉગેછે, તેમધે એજ "ફાસફેટ" વધયા જાયછે.

હાડકાં વગર જીવજંતોથી જીવાતું નથી. શરીરના નરમ ભાગોને ટેકવી રાખનારૂં પાંજરૂં, મંઉશવાલા ભાગોને વલગી રેહેવાનો કાંહો હાડકાંનો બનેછે. પણ મરણ પામવા પછે હાડકાંનો ખપ રેહેતો નથી. તે હાડકાં પાછાં જમીનને જઈ મળેછે, તેમાથી ઉપલા "ફાસફેટ" જાંહાંથી આવયા તાંહાંજ ઈઆને જમીનમા પાછા જાયછે; તે જમીન ઉપર વળી નવાં જાહાડો ઉગીને તે "ફાસફેટ" પાછા લેયછે અને તેમાથી વળી નવાં જાનવરો તેમને પોતાના શરીરમા વધારેછે. એ પરમાણે ખાકમાથી જાહાડ, જાહાડમાથી જીવજંત, અને જીવજંતમાથી પાછી ખાક એવી ફરતી ફીરીઆ એક ઘેરાવામા ચાલયા કરેછે !

અરે ! માનવી વીદીઆના આ પરકાશથી તારી હાલત કેવી માલમ પડેછે ? તું તારાં શરીરને સોના રૂપાંથી મઢેછે, પણ તે સાપર ? ઉંટ ઉપર અમારી લાધવા સરખી તારી હાલતછે. તું કથીરનો, મટોડીનો, રાખનો બનેલો; ખાકમાથી પેદા થયલો; ખાક ખાતો; પાછો ખાકમા જઈ મળતો; અને તેવાં ખાકી સરીર ઉપર હીરા મોતી સાના લાધેછે ? ઓ ! માનવી તારી ખરી હાલત સમજ અને પછે તું તારી મગરૂરીને છોડી દેશે.

---

## પરચુટણ બાબતો.

જો તમારૂ નામ અંમર કરવાના હોવો તો જેની સાથ તમો સંબંધમાં આવો તેના હઈયાં ઉપર તમારૂં નામ—પીયાર, મેહેરબાની અને દયાના અખસરે લખો, એ પછી તેઓ તમુને કદી ભુલશે નહી. આથી જેમ અંધારી રાતે તારાઓ ખુલા દેખાયછે તેમ તમારૂ નામ અને કામ દરએકના હઈયાંપર ખુલાં રેહેશે. ક.

બેહેનો, તમોએ, જીજસ કરાઈસટને એક લાકડાં પર ખીલા ઠોકીને મારી નાખવામાં આવીયો હતો તેની અરસી જોઈ હશે. આવી રીતે મારીનાખવાની રીત ઘણા કદીમ વખતથી ચાલુ હતી અને તે કીઆ લોકોથી પેહેલ સહરૂ થઈ તે કહી શકાતું નથી. થુસીડાઈડીસ નામને એક લખનાર એવું જણાવેછે કે મીસર દેશના લોકોએ ઈનેકસ નામના એક હબસી રાજાને એવી રીતે મારીનાખંયો હતો; અને હીરોડોટસના કેહેવા મુજબ પોલીકરેટીસને ઈરાણીઓએ એવીજ રીતે મારીનાખીયો હતો. આવી ચલ કારથેજીનીઅન લોકોમાંબી ઘણી હતી અને એલકઝાનડર ધી ગરેટે ટાયરના રેહેવાસીઓને એવીજ ઘાટકી રીતે સજા કીધી હતી. આ ચાલ રોમમાં પેહેલી શહરૂ કરનાર ટરકવીનીઅસ સુપરબસ હતો. ઘણીજ હીનપસતી ભરેલી રીતે મારી નાખવું હોયતો આવી રીત વાપડતા હતા અને તે ઘણીખરી ગુલામો ઉપર લાગુ પાડતા હતા. જુડીઆના રોમન લોકો આવી રીતે સીકશા કરતા હતા તે ઉપરથીજ જીજસ કરાઈસટને પણ મારીનાખવામાં આવીયો હતો. તે દાહાડેથી આવી રીતે મારવું એ ઘણુંજ પવીતર અને માનવાલું ખરીસટીઓમાં ગણાવા લાગું. થોડાંએક વરસ થયાં નવા મેકસીકોના લોકો કોઈનેબી રીબાવી મારવું હોય તો એ રીતે મારતા હતા. એ ચાલ, એવું કેહેવામાં આવેછે કે તેઓએ પાદરીઓના સમજાવીયા ઉપરથી લીધી હતી અને તે ઉપરથી તેઓ એવું દેખાડવા માંગતા હતા કે એ ચાલને તેઓ કેહેવી રીતે ધીકારેછે. ક.

---

**છાકટપણું**—બધાં બુરાં લખાશણમાં આ સરવેથી ખરાબછે; કારણ કે બીજી ઈલતો તથા પાપોમાંથી નીકલી શકાયછે પણ છાકટપણાનો મરજ પોતા સાથની હેવાનીઅત છોડતું નથી. જેમ જેમ તેનો અખતીઆર વધતો જાયછે તેમ તેમ તે બાપડો તેની તેજ ચુંગાલમાં વધારે સપડાતો જાયછે. છેલે તેની તબીયત સુસત થાયછે, અને જેમ એક કીડો, ઝાડને કોતરી કોતરીને નબલું કરી નાખેછે તેમ તેનું અંગ નબલુ પડેછે. ક.

---

**ગાંડાપણું**—ઘણાએક વઈદક શાસતરમા પુરવીણોએ જાહેર કરીયુંછે કે ગાંડાપણું એ મોહોટા સુધારાનું દરદછે. જે પરજા ઘણીજ હુસીઆર અને કળાકઉશળમા પુરવીણ તેઓ, જે લોકો મનશકતીનો કાંઈ પણ ઉપીયોગ કરતા નથી અને જે કરેછે તે કાંઈજ નહી સરખોછે તેના કરતાં આ દરદને વધારે ભોગ આપેછે. આફ્રીકાના રેહેવાસીઓ તથા અમેરીકાના જંગલીઓમા ગાંડાપણાના ઘણાજ થોડા દાખલા મલી આવશે, કારણ કે તેઓ પોતાના મગજનો ઘણોખરો ઉપયોગ કરતા નથી. ડાકટર લીવીંગસટન એવું જાહેર કરેછે કે આફ્રીકાના જે ભાગોમા તે ફરી આવીયો તાંહાં તેના જોવામા માતર બે કે તરણ ગાંડા માણસો આવીયાં હતાં; પણ એક બેકવેન, જેને તપુસ લઈ જવાનો ઈરાદો રાખતો હતો તે મોહોટા મોહોટા વીચારમા ગરક થયો અને યુરપ ગયા પછી તરેવાર નવાઈ જોવા તથા કરવાની આશામા ગરક થયો કે છેલે તેનું મગજ ખસી ગયું અને હજુરતો યુરપમા આવીયો નહી એટલાંજ આપઘાત કરી મરણ પામી

પો. થોડાંએક વરસની આગમજ ચીનદેશમાં એ રોગ તદન અણજાણો હતો, કારણ કે એ દેશમા તેઓના બાપદાદા જે કરતા આવીયા હતા તે ઉપર તેઓ ચાલતા હતા અને નવી કાંઈ પણ સોધ કરવા ઉપર પોતાનું મગજ ચલાવતા ન હતા. થોડુંએક થયું અફીમનો બુરા લખ એ દેશમાં દાખલ થયો તારથી એ દરદ તેઓમાં લાગુ પડીયું. હીંદુસથાનમાં એની ઘણી વધતી નથી. આ દરદની વધતી, જે દેશમાં પરજાને કાંઈબી છુટાપણું નથી અને રાજ કરતા જે કરે તે ઉપર એકબી શુખન લઈ જવાની તાકાત નથી. તાંહાંના કરતાં જે દેશમાં રાજ દરબારના કામકાજ ઉપર છુટથી વીચાર આપવાની રજાછે તાંહાં વધારેછે. ગણતરી ઉપરથી માલમ પડીયું છે કે ફરાનસમા દરએક હજારે એક ગાંડું માણસ મલી આવેછે. ઈંગલંડમા દર સાતશોએ એક; સકાટલંડમા પાચસો ને તરેસટે એક અને યુનાઈટેડ સટેટસમા સાતસો ને પચાસે એક ગાંડુ માણસ મલેછે. ક.

---

લામબાં નાખ—ફરાનસના ચઉદમા લુઈનો વખત મોહોટા માણસો, મોહોટા વીચારો અને મોહોટી ચીજોનો હતો કારણ કે તે લામબાં નાખનો સન હતો. એથી ઉલટુ, પરજાસતાક રાજની વેળા, નાના માણસો, નાની કળા, અને દરએક નાની ચીજો તથા વીચારો હતા કારણ કે તે નાના માણસનો સન હતો. બધા મોહોટા પરસંગો, બધી મોહોટી પરજાઓ, બધા મોહોટા માણસો લામબાં નાખથી જાણીતાં થયેલાંછે. માણસના સરીરમા નાખ એક સુકાનછે, પણ ફરક માતર એટલોજ છે કે તે આગળ મુકવામા આવીયુંછે. લામબાં નાખ વાળું માણસ પોતાની ધારેલી જગાએ આસપાસ જોયા વગર પાધરો જઈ પોહોચેછે; પણ ટુકાં, ચપટાં, અથવા વાંકાં નાખવાળાં, આડાંઅવલાં અને પતંગીઆની માફક આસપાસ ધકેલા ખાયછે. નાના બાળકો અને સીધીઓ દરૂઢ વીચારના નથી તેનું આ એક કારણછે. ખરેખર પુછાવોતો તેઓ કાંઈ સમજતા નથી અને વગર ખુસાલીએ હસેછે અને વગર દુખે રડેછે અને જેમ બનીયું તેમ કરેછે. જેસુટના પંથના વડાઓને લામબાં નાખ વાળાઓમાથી ચુટી કાઢેછે. બધાં મોહોટાં રાજના સથાપનારાઓ અને દુનીઆની મોહોટામા મોહોટી સોધના કરનારાઓ લામબાં નાખવાળા હતા. જેવા કે મેસીડોનનો એલેકઝાંનડર, ઓગસટસ સીઝર, નેપોલીઅન, એરીસટોટલ અને ઈગનેશીઅસ લાઈલા. ક.

---

સીખામણ એ એક સીપાઈના જેવી કાંયછે? કારણ કે જારે નથી જોઈતી તારે વારેવાર સામે આવેછે, પણ જો જોઈએ તારે મલતી નથી. ક.

---

તમારીજ ઉપર આશા રાખજો, કોઈનો આભાર માંગતાના. ઘણા આરજવથી માંગવા કરતાં તે વગર ચલાવવું એ બેહેતરછે, અને તમારા જાની દોસત અથવા કોઈ નજદીકના બેશી પાસબી માગવું એ અરધું નીચુંછે. તમુને જે કાંઈ જોઈએ તે તમારી પોતાની મેહેનતે મેલવજો, અથવાતો તે વગર ચલાવજો. કોઈ પાસ માંગીને મેલવેલાં આલસુ સુખ કરતાં ગમેતેવી ગરીબાઈ જો સવતંતરતા સાથ હોયતો તે સોહાસે સરસછે. ક.

# ઘરઘટુ નુસકા.

૧. બીટરૂટનુ ઈસટુ—બીટરૂટ નરમ થાય તાંહાંસુધી છાલ સુધાં ઊકાલવાં; એક ઈસટુ બનાવાના પેનામાં થોડાક નાહના કાંદા સાથ તેમની કાતરી કરવી; તેમાં થોડો સરકો નાખવો; બીટરૂટના રંગની ગરેવી થાય તાંહાંસુધી તેને ચુલાપર ખદખદાવવું અને પછે છાલ કાહાડી નાખીને ખાવામા લેવું.

૨. નાલીએરનુ પુડીંગ—એક મધીઅમ કદનુ નાલીએર લઈ તેનુ કોટલું એવી રીતે ભાંગવું કે નાલીએર તેમાથી આખું નીકલે. પછે તેની ભુરી છાલ કાદીને તેને ખમણવું, તેની સાથે ૩ અંઊસ ભુરા ખાંડ તથા ૦॥ અંઊસ લીબુની છાલ ભેલવી; એ સરવેને દુધમા કાલવવું અને માન ચોપડેલાં એક ટીનમા નાખીને ભુંજવા મેલવું.

૩. શુગર વાટર—બરાબર મીઠું થાય એટલી ખાંડ સાથ પાણીને ઊકાલવું; પછે તેને ઢંખ રાખીને ઠંડુ પડવા દેવું અને આઈસ સાથ પીવાથી તે સવાદ આપશે.

૪. દરકીરી શરબત—વીલ (કુમલાં જાનવરના ગોસત)ના એક કકડાને ૮ પેંટ પાણીમા ઊકાલવું; તેની છારી કાહાડતા રેહેવું અને ૨ પેંટ પાંણી રેહે તાંહાંવેર ઊકાલવું; તેને એક ચારણીમાં ગાલવું અને પછે ઠંડું પડવા દેવું. તેટલાં ૧॥ પેંટ લેંમન જુસ (લીબુના રસ) નો ૨ રતલ લોફ શુગરની ખાંડ સાથ ૧॥ પેંટ પાંણીમાં સીરો બનાવી અને ઇડાંની એક સફેદીથી સાફ કરી ઊપલાં ઊકાલેલાં પાંણીમાં ઉમેરવું.

૫. નાહાની માછલી તથા જાંનવરોનાં ખોખાં તેમનાં માસથી અનામત જુદાં પાડવાની જરૂર હોયતો તેમને કીડીઓનાં આવજાવના મારગો ઊપર મુકો જેથી કીડીઓ તે ઊપરનું માસ કોરી કોરીને પોતાનાં ખોરાકમાં તે લેઈ જાસે અને સેવટે માસ ખાલી થાવાથી હાડકવાલો સઘંગ ભાગ અનામત વગર મેહનતે તમને મળશે. બાંમજી.

૬. આવાજ શુધારવાની રીત—અવાજને સુધારવા માટે તરેહવાર નુસકાઓ હોયછે. પણ એક સાદો અને સુતરો નુસકો આ છે. દરરોજ સવારનો સકારે ઊઠી ફટકીનાં પંડાં પાણીથી કોગરા કરવાથી આવાજ સુધરેછે. બાંમજી

---

# રમુજે ફુરસત.

૧. સાટકા જેવા એકજ લાંબા પગપર પવણ સામે ડોલતી, પંખા જેવા હામ અને સુરજના સરખા આકારે ઊભેલી એક છીવદાર ચીજ, જેમાંથી વેહેતો પરવાહ લેહેજતદારછે પણ પાંણી નથી, સફેદ છે પણ દુધ નથી, જેના માથાં ઊપર માથાં છે, અને હાથીના હીલતા કાંન મીથાલે હાથો હીચ ખાયછે તે શું?

૨. હું બે બોલની બનેલી છઊં. મારો પેહેલો આકાર વગરનો છે, બીજો ગોલ છે; પેહેલો દોડેછે, બીજો ગોલ ફરેછે; પેહેલો તાશાંનો ચલાવેછે, બીજો આગ ગાડી અને સાંચા ચલાવેછે; ભલકે પેહેલો બીજાને ચલાવેછે તોજ હું આંખી બની શકું છઊં.

૩. ઊલટાવેલાં નામો.
નીચલી જગાઓ કહી?
૧—બાહેર ગનવાભે.
૨—સબાબ અચા લલે.
૩—ગરભ ભાજ હો.
૪—બાપા ગઆ.
૫—બબાનો ગલ.

૬—અંગર બાજી.
૭—બાગર દામ.

૪—સવાલો.

૧—આલબલેસ બાગ અને જુમા મસજીદ એકસરખા કેમ છે અને વળી તેઓ વચે તફાવત શું છે?
૨—અલાહીબાગ વાળા ફુલડખોરો ઘોડાને મળતા કાંએ હતા?
૩—આપણા પોલીસ કમીશનર અને ગોદીમાંના વાડીયા વચે કેટલો તફાવત છે?
૪—પોલીસનું ડીટેકટીવ ખાતું મોગલાઇ દારૂને મળતું કાંએ છે?

## ખોલાસો

### માસ એપરેલના સવાલોનો.

૧. ૯. ૯+૮=૧૨. ૭+૨=૯.

૨. છ. છ+વીસ=૨૬, છ+તરીસ=૩૬, છ+પણ=૫૬, છ+છું=૯૬. ૨૬+૩૬+૫૬+૯૬=૨૧૪.

૩.




### ખોલાસો ગઈ વેલાનો.

૧

| ૧૭ | ૨૪ | ૧ | ૮ | ૧૫ |
|---|---|---|---|---|
| ૨૩ | ૫ | ૭ | ૧૪ | ૧૬ |
| ૪ | ૬ | ૧૩ | ૨૦ | ૨૨ |
| ૧૦ | ૧૨ | ૧૯ | ૨૧ | ૩ |
| ૧૧ | ૧૮ | ૨૫ | ૨ | ૯ |

૨—સવાલોના જવાબ.
૧—"આયા—અરે આયા—આયા રે."
૨—"દીન—દીન."
૩—એક પંચી છે અને બીજા પંચીગર છે.

## એક વફાદાર ઓરત પોતાના વેહમી ભરથારને અરજ કરેછે.

(બેત.)

થવાનો હતો તું અગર બેવફા,
સેતમ તું ગુજારનાર હતો ને જફા;
એ રીતે મને છોડી દેનાર હતો,
દુખી પોતે થઈ દુખી કરનાર હતો;
તો શા માટે ખેંચી તેં મને, ભરથાર,
સુખી મારે પોતાને ઘરથી તે વાર?
મને ભુલી ભુલ્યો તું ખોદાની રાહ,
ભુલાવે તેં—ખોદી ખુદાની પનાહ;
કબુલત તેં આપેલી તારી તોડી,
જનુનની છુરીથી તેં દામન છોડી;
વગર કારણે તું છે દુખી થયો,
વગર કારણે દુખી કરી ગયો!
ગુસામાં તેં કહયા મને જે સખુન,
કેહવાયા તુંથી જે, ઓ ખાવંદ, જખુન;
તેં બુરી ને પાપી ને નાપાક કહી,
દગલબાજી, મકરથી ચાલાક કહી;
બેવફા, બેહયા, અને બેશરમ,
બેકદર, બેખબર, અને બદ કરમ!
અરે શું ગોનાહ તે બતાવો તમે,
ખોટું શું કીધું તે જણાવો તમે;
વફાદારી સેવા શું દીધું છે મેં?
હોકમ સેવા ઉલટું શું કીધુછે મેં?
બેવફા, બેશરમ, હું શાથી બની!
બતાવો, દેખાડો, ઓ વાહલા ધણી?
છોડી જો જવાનો તું હતો અગર,
તો તોહમત તું શા માટે મુકેછ ઉપર?
ગમે તેવો રૂઠેલો તું છે, ભરથાર,
ભુલું ના તને હું ભુલું ના લગાર!
ભુલું જો તને હું તો મને ભુલું,
તું સેવા છે સંધું મને તો લુલું,
ભુલું જો પોતાને તો ભુલું ખોદા;
તું, હું, ને ખોદાથી છે સંધું સદા!
કીડી પેઠે ઘુંડતાં જો મલે નહી,
ગરૂડ પેઠે જોતાં જો દીસે નહી;
ગદા* પેઠે માંગતાંબી ફલે નહી,
તું પર તોખી આ દેલ રીશે નહી!
નથી જેવી તું ગણેછે ગોનેગાર,
નથી કોઇને આપેલું દેલ જીનહાર;
છું હું તારી ને છે તું મારોજ બાગ,
ખોદા ને છે ખાવંદનો મને તરાસ!
ગમે તેવો વેહમી પણ રેહમી તું છે,
દુખીનો પીછાનતનો† રેહમી તું છે;
ગમે તેવો પાપી પણ પાકી તું છે,‡
હું પાપીની આપ દેહ મારી તું છે:
તરફ તેં કીધીછે મનેતો મગર,
છે બાઝેલું તુંસેજ, ઓ પ્યારા જેગર!
કરી માફ તારો તે સાહેબ ગોનાહ,
સીયાહ તારી ચશ્મોને આપે પનાહ,
કે જુએ તું નેકીનો મારગ ખરો,
બને પાછો મારો તું ખાવંદ નરો!

"મીનોચેહર ખુરશેદ."

* ફકીર—ગરીબ. † સમજુ.

‡ પાપીતો તું છેજ, પણ મારે મનસેતો પાક છે, અને તેટલા જ વાસતે હું જે ખરેખરી પાક પણ તારે મનથી પાપી છું તેની માફી (તેને માફ કરનાર) તુંજછે.

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીતું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૮ મું. જુલાઇ ૧૮૭૪ આંક ૭ મો.

## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

---

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

---

### બાબ ૧૭.

"અણસમજયો આગળ જઇશ, દેખંત ધોલે દીશ,
મારિશ મુદગર જોરથી, તોડીશ તારૂં શીશ."—શામળભટ.

રાત ગમે તેવી સીયાહ હતી, તોપણ પાદશાહ "અનુશીરવાન" નો તંબુ તમામ રોશનીથી ઝલકતો હતો. પોતાની દરબારના બોજોરગો સાથે એક આરાસતા કીધેલા તંબુમાં તે બીરાજયો હતો. એક જરબફતનું તખત જે ઉપર ચઢવાનાં બે પગડીયાં કીધેલાં હતાં તે ઉપરની મખમલની ગાદી ઉપર આ નામચીન પાદશાહ પોતાના બોજોરગ નીયાગાનોની રીત મુજબ "દોજાનું" બેઠો હતો. તેનો ચેહરો બાલોથી ભરેલો પણ ખુબસુરત હતો. તેની ચશમ ચલકતી અને બાહેર નીકલેલો હતી, તથા કોડાંના સઘલા ભાગો કુદરતે એવી કળાથી ગોઠવેલા હતા કે તેને પેહલીજ નજરે જોતાં હરકોઇ શખસ તેની બુધી અને નયાય બાબે વીચાર આપી શકે. તેનાં સીધાં સર ઉપર હીરા અને લાલોથી મઢી લીધેલું તાજ મુકેલું હતું, જેમાંથી એક ઝાડની શાખા મીસાલે બે તરેહવાર રંગ દેખાડનારાં ઝલકતાં પીછાં ઉગી નીકલેલાં હતાં. તેનાં બદન ઉપર પેહરવેસ તમામ સીકડી લીધેલો હોય એવો બંધ બેસતો આંવેલો હતો. તેનો જમણો હાથ પાદશાહી તરીકા મુજબ પેટની ડાબી બાજુએ ધરેલો હતો, અને ડાબા હાથમા એક રોશન નાગી શમશેર ધરેલી હતી. તેની કુંમરે એક લડાયક સેપાહ મીસાલે બડછી અને છુરી જેવાં હથયારો ખોસેલાં હતાં. ટુકમાં તે એવા દમામ સાથ, પણ તેજ વખતે વલી એવી અદાથી બેઠો હતો કે હરકોઇ પારકો તેનુ નામ સાંભલીને જેટલો દર રાખે તેટલો તેની નજદીકીમાં હીમત ધરી શકે.

પાદશાહનાં તખતની જમણી અને ડાબી બાજુએ તરણ તરણ મુબદો જનાબમાં ઉભેલા હતા. તેમના ચેહરા જાણે પોતાના પાદશાહની નજદીક ઉભા રહી તેની મેહર અને ઇનસાફ જોઇ તે બારેતાલાના શોકર ગુજારતા હોય એવા દેખાતા હતા.

તખતની બંધે બાજુએ જુદી જુદી હારોમાં બીજા ઉમરાઓ અને સરદારોએ જગા લીધી હતી, જેમની "બીની" જેહાનમાં આશકારા થયલા નામદાર વજીર બોજર-જ—મેહર, અને રામજુરજીને ધેરી હતી.

તંબુમાં તખતની સામી બાજુએ બીજા સરદારો હથયારબંધ હાથ જોડીને ઉભા હતા, અને પાદશાહ જેનો ચેહરો તુરતજ કોઇ વીચારના પેવસ થવાથી લગાર ફીકાસ મારવા લાગો હતો તેની તરફ જોતા હતા.

એ રવેશે થોડોક વાર બેઠા પછે પાદશાહે પોતાના વજીર સામું જોયું. બોજર-જ—મેહરે નમીને પોતાના જમણા હાથથી ઇશારત કરી શાહને ધીરજ આપી, અને પોતાની સામે ઉભેલા એક ખેદમતગારને બાહેર શું ગરબર થતી હતી તેની ખબર લાવવા ફરમાવયું. તુરતજ ખેદમતગાર દાખેલ થયો, અને કદમબોસી કરીને જણાવયું કે સરદાર બેહરામ પાંચ કેદીઓને પકડી લાવયો હતો.

પાદશાહ વધારે ફીકો પડતો ગયો. બોજર-જ—મેહરે એક બીજી ઇશારત કીધાથી પાદશાહના ઉઠવા વીશે નકીબે પોકાર કીધો. "કસરા" દેલગીર દેલે ઉઠયો અને તંબુની પાછલી ગમથી મેહલમાં પેઠો.

એજ વખતે દરબાને પોકાર મારયો, અને સરદાર બેહરામ, નુશજાદ અને તેના સોહબતીઓ સાથે દાખેલ થયો. તે ગુઠણુપર પડયો, જમીનને નમી હાથને બોસો દીધો, અને બુજર-જ—મેહરના ફરમાવયાથી ઉઠયો.

"કાંહછે તે શખસ," તેણે પુછયું, "જેને પાદશાહી નીશાની આપવામાં આવી હતી?"

"બે બીજા કેદીઓ સાથે પાંઉંપયાદો અમારી પુઠે તે ચાલતો હતો, બંદેનવાજ," બેહરામે માથું નમાવીને ઉતર આપયો.

"અફસોસ, શાહજાદા," વજીર નુશજાદ તરફ જોઇને બોલયો; "જો કે તારો નામદાર પેદર તને કેદી હાલતમાં જોવાને નહી રાજી હોવાથી દેલગીરી સાથે ઉઠી ગયોછે! અરે એ તું કેવી ચાલ ચલાવેછ?"

"હું કેવી ચાલ ચલાઉંછ, તે વીશે પુછવાને મારા પેદર સેવાય બીજા કોઈનેબી હક હોય એમ હું જાણતો નથી," તે તુમાખી જવાન ગરૂરીથી પોકારયો.

"એને આ તે એના સોહબતીઓછે કે?—આ શાહજાદો, બેહરામ, તારી ચોકી તલે મદાઈનના પાદશાહી મેહલમાં નજરકેદ પાદશાહી હોકમ સુધી રહી શકશે; અને આ બાકીનાઓ એમની જગા નવાં બંદીખાંનાંના વચલા ભાગમાં પુરતી સખતી સાથ જોશે." એ મુજબ સઘલા કેદીઓને બીજે દીને સહવારે મદાઈન લઈ ગયા હતા.

. . . . . . . . . . . . . . . .

ઉપલી રાત પછે પંદર દીવસ ગુજરી ગયા હતા. બામદાદ થવાને ચાર કે પાંચ ઘડીનોજ વીલમ હતો. ચોબાજુએ તમાંમ અંધારૂં હતું. ચુપકીદી સીવાય સરદારી કોઈના હતી નહી. ઢોરના પેઠે હુંઘતા બે ચાર સપાહીઓના ઘુરવાનો આવાજ ધીમે ધીમે આ ચુપકીદી ભાંજતો હતો.

બંદીખાંનાંના દરવાજા બંધ હતા. તેની આસપાસના ચોકમાં છ પેહરેગીરો ફેરો ફરતા હતા. થોડે થોડે વારે તેઓ એકેકને આવાજ આપતા હતા. તેઓના હાથમાં લાંબા ભાલા અને કંમરે લટકતી તલવાર સીવાય બીજાં કોઈ હથયાર હતાં નહી.

આકાશ ઉપરથી સેતારા એક પછે એક પશચમ તરફ ડુબી જઈ પુરવ તરફથી રોશની ખેંચી લાવતા હતા. મુરગો પોકારી રહયા હતા, તોપણ બામદાદને હજી વીલમ હતો.

એજ વખતે એક આકાર મેહલના જે ભાગમાં શાહજાદો કેદ હતો તાંહ આવી લાગો. તેનો ચેહરો તેના જબાની ચારથી તદન ઢંકાયલો હતો. તેનાં બદન ઉપર શું હતું તે તેના લાંબા જામાને લીધે મુદલ માલુમ પડતું ન હતું. તેની ફકત ગતી ઉપરથીજ કોઈ માણસછે એવું જણાતું હતું.

પેહરેગીરોના લાંબા ભાલા અને ચલકતી શમશેરની દરકાર કરયા વગર તે નજદીક આવતો ગયો. તુરતજ એકાએક તેમની નજર તેની ઉપર પડી.

"કોણછે?" એમ એકાએક બે ચાર જણ સાંમટા બોલી ઉઠયા.

"એક દોસત, અને પાદશાહ અનુશીરવાનની રઈયત."

"શું માંગેછે હઈઆં તું?" તેઓમાંના એકે પુછયું, અને પોતાની તલવાર કાઢી.

"તમારા કેદી સાથે મને કાંમછે!" તે આકારે જવાબ દીધો.

"તુંને? શું કાંમછે તુંને?" અને પોતાનો ભાલો તેનીપર ઉઠાવીને કહયું, બોલ જલદી નહીતો તારૂં માથું વીંધાઈ જશે."

"કોણે મોકલયોછ તુંને હંઈઆં?"

"સરદાર બેહરામ તરફથી હું આવયોછું."

"અને શું નીશાની સરદાર બેહરામે તને આપીછે?" અને આમ બોલીને પેહલો પેહરેગીર એક જુકતાં ફાનસ સાથ પેલા આકારની નજદીક આવી પુગો.

પેલા આકારે એક નાની, મગર પેલા જુકતા ચેરાગ કરતાંબી વધારે ચલકતી અંગોઠી પોતાની આંગલીએથી કાઢી તેઓને બતાવી.

"આ તેની નીશાનીછે," તેણે કહયું.

પેહરેગીરોએ અંગોશતરીનું આટલુંબધું તેજ જોઈ એકેક સામું જોયું. વગર બોલવે તેઓએ બંદીખાંનાના દરવાજા ખોલયા, અને પેલો આકાર એક હરણીના જેટલી જડફથી અંદર ઘુસી ગયો.

તે આકાર આગળ ચાલયો અને એક બીજે દરવાજે આવયો. હઈઆં એક બીજો ચોક હતો અને તેટલાજ પેહરેગીરોનો હંઈઆં પણ પેહરો હતો. તેઓનેબી પોતાની અંગોશતરીની નીશાનીથી રાજી રાખી તે આગળ વધયો. બીજા દરવાજા ખોલતાં તે એક સીડી ઉપર ચઢયો, અને પાછો તેજ સીડીને લગતી બીજી સીડીપરથી નીચે ઉતરયો.

હઈઆં એક નાનો ઓરડો તેને દેખાયો, જાંહાં સંગેમરમરની એક ટેબલ ઉપર રૂપાની સમેદાનીમા એક બતી બલતી હતી. ટેબલની નજદીક એક કુરસી ઉપર લાંબા ટાંટીઆ કરીને જાણે હુંઘતો હોય તેમ એક જવાન અઢેલીને પડેલો હતો. તેનો જમણો હાથ તેની છાતી પર અને ડાબો માથાં ઉપર એમ મુકેલા હતા. તે ઉંડા વીચારમા ગરક થયલો હોય એમ લાગતો હતો.

ઉપલા આકારના આવી પોંહચવાની તેને ખબર હતી નહી. થોડોકવાર રહીને પેલા આકારે તેને જાગરૂત કીધો.

"પાદશાહ!" તે ધીમેથી બોલયો.

"આહ!" તુરતજ તે જવાન ચોંકી ઉઠયો; "આહ!"

"પાદશાહ, આ તે અંગોશતરી!" તે આકારે કહયું; અને કદમબોસી કરીને પોતાના હાથમાંની વીંટી તે ચમકેલા જવાન આગળ ધરી, જે તેણે મોટી હોંશથી હાથમાં લીધી, અને બતીની રોશનીથી તેને બારીકીથી તપાસવા લાગો. થોડોવાર પછે તે બોલયો—

"એજ; હા, તે વીંટી એજ."

"અને એજ વીંટી મને હઈઆં લાવીછે," તે આકારે કહયું.

"અને એજ વીંટી તે ચંડાલનું ડોકું ઉડાવશે," તે જવાન લગાર હસીને બોલયો. પછે તે વીંટીને એકતાર ફરીથી તપાસીને પોતાના ખીસામાંથી એક સુંદર ચાંપ કાઢી તેમા મુકી.

પેલો આકાર ફરીથી નમયો, કદમબોસી કીધી, અને જેમ આવયો હતો તેમ પાછો ગયો. વીંટી દેખાડીને ગયલો તેજ હતો કે કોઈ બીજો, તે વીશે પેહરેગીરોએ પોતાની ખાતરી કરીને તેને જવા દીધો. ફરીથી તેના હાથમા વીંટી જોવાની બંધે પેહરાવાલાઓએ દરકાર રાખી નહી; અને એ રીતે તે છટકી ગયો.

વાંચનારી બાનુઓએ જાણી લીધું હશે કે આ શખસો કોઈજ નહી પણ બાવા કારન અને શાહજાદો નુશજાદ હતા.

---

## બાબ ૧૮.

"(જન) એકપર બીજીનાર, કોદી નવ કરતો;
(જન) એકને રડાવી યાર, બીજી નવ વરતો.
(જન) રાખી બળતી એક, સુખદે બીજીને;
(જન) મુકે મરદનો ટેક, અબળા દુખવીને.
(જન) કીધું નીચું કામ, બંગિયાથી બૂંડું;
(જન) નિંદ્યા તેથી નામ, કસાઇથી કૂડું."—નર્મદાશંકર.

લાડકી ફરંગ ઘણા ગુચવાડામા આવી પડી હતી. પોતાના બેરાદરના દુર થવાથી, પોતાના પેદરના કાયલી પડવાથી અને ફીરોજ તેણીને પોતાની ઓરત બનાવવામા નાસેપાસ થયો તેથી તેણી ઘણી દુખી હતી, પણ એ સઘળાં કરતાં હાલમા તેણીને એક મોટું દુખ સોસવાનું આવી પડયું.

તેણીની માદર શાહબાનુ ફરંગના લગન શાહજાદા નુશજાદ સાથે કરવા માંગતો હતી, અને તે હકીકત લાડકી ફરંગને પસંદ પડવાથી તેણીબી રાજીખુશીથી નુશજાદને દેલ આપી રહી હતી, તો જોકે એઓમાના બંધેએ (યાને ફરંગ અને તેણીની માદરે) આ શાહજાદાને મુદલ દીઠો નહી હતો. પણ હમણા ચોમેર વાત ફેલાઇ કે શાહજાદો તેના ચાર પાંચ સોહબતીઓ સાથે મલી એક નવો ધરમ સથાપવા નીકલવાથી, તથા હજીસુધી તે ઇસાઇજ ધરમ* ઉપર સુશત હોવાથી પાદશાહે તેઓને કેદ પકડયાછે; એ ખબર આ બંધે મા દીકરીને પડવાથી તેઓને અતીશ દુખ લાગું. નહી કે તેમનો જવીશનો જમાઇ અને ભરથાર ઇસાઈ ધરમ પાલેછે તેથી, પણ તે કેદ પકડાયો એ મોટી નામોશી હતી એવું તેમને લાગવાથી તેઓ ઘણા હેરાન રહયાં.

પણ સુંદર ફરંગનું દુખ એટલુંજ નહી હતું. તેણીની ભોળી માદર આ દુખ હઇએ ધરવાને જેટલો ઢોંગ કરતી હતી તે કરતાં વધારે દાવો તેની દીકરીને કરવાના કારણ હતાં. ફરામરોજના દુર થવા પછે ચોથે દીને શેહરગીર સોપેહસાલારથી ઝીલાદને તેના બેટાની ભયભરેલી હાલતના સમાચાર મળવાથી તે બુઢો સોદાગર નરીમાનને તાંહાંજ રેહતો હતો, તેથી આ બંધે મા દીકરી તેની ગેરહાજરીમા પોતાના આ પાદશાહી સગાને મેલવવાનીજ ઉકવેકમા હોવાથી બેહન પોતાના ભાઇને ભુલી ગઈ હતી, અને ઓરત પોતાના ખાવંદ માટે નભરવસ રહી હતી; પણ હવેજ ફરંગને પોતાનો બેરાદર અને પેદર યાદ આવયાં, અને એક દીને પોતાની માદરના ખોલાપર માથું નાખીને મોટે ડુસકે તેણી રડી પડી. તેણીના સુંદર બાલોની ભમર સરખી લટો હીરા માંફક ચલકીને તથા વીજલી માફક છટકીને શાહબાનુના ખોલા ઉપરથી નીચે પડી.

શાહબાનુ સહમજયાં કે નુશજાદના પકડાવા વીશેના આ આંજુ હશે, અને તેમ સમજીને તેવણે ફરંગના રૂપેરી બાલો પોતાના હાથે કરી પસવારીને જરા ઠપકો આપયો.

"છટ, મારી દીકરી," તેવણ બોલયાં; "તો શું થયું તે પકડાયો તો. પાદશાહનું દેલ એ બેટાપર શાહજાદા હોરમજ ઉપરના કરતાં વધારે છે. અરધી ઘડીમા તેનો છુટકારો થશે. ચાલ, તારા બાલ સમાર, દીકરી મારી; ને મોહડું ધોઇ મારા ઓરડામાં આવ, હું તને એક વાત કહું. તેં સાંભલયું તો હશેજ કે આપણાં શેહરને પાદરે બાવા કારન નામનો એક પરહેજગાર મોબેદ સાધુ થઇને એક ખોદાની યાદમાં બેઠેલોછે. લોકોમાં તેની ઘણી તારીફછે, ઘણાઓનું પોતાની પરહેજગારીથી તેણે ભલું કીધેલુંછે, અને અજાયબી એ છે કે વગર સવારથે લોકોનું કામ માથે લેઇ તે પાર પાડી આપેછે. તે કોઇજ વખતે બાહેર દેખાવ દેછે, માટે મારો વીચારછે કે શાહજાદા બાબે કાંઇએક ખોલાસો આપણ એ પરહેજગારથી મેલવીએ. મારી ખાતરીછે કે કાંઇબી રસનો તે આપણને દેખાડશે. ઉઠ, મારી દીકરી, ઉઠ. ચાલ વેહલી થા, ખાનાનો વખત થયોછે."

ખાનાપર ફરંગે શું શું ખાધું, અને કેટલું ખાધું, તે આપણ આગલ ચાલતાં જે હકીકત કેહવાના છીએ તે પરથી તુરત માલુમ પડી આવશે. બે તરણ નવાલા ઉંચકયા નહીં ઉંચકયા કરીને ફરંગ થાકનું બાહાણં કાઢીને પોતાના સુવાના ઓરડામાં ગઇ. હઇઆં એક ગોલ ટેબલ ઉપર મુકેલી બતી આગલ તેણી બેઠી, અને થોડો વાર એણીગેમ પેલીગેમ ગમ ભરેલી નજરથી જોયા બાદ એકદમ પોતાના બીછાણા ઉપર પડી. અલબતે તેણી એટલી તો થાકેલી હોવી જોઇએ કે તેણીથી સુતી વખતની બંદગી પણ થઇ શકી નહી.

પણ બીછાણાપર તો લાંબી અણીના કાંટા હોય તેમ તેણી ઉછલવા લાગી. એકથી બીજી બાજુએ ગોલાંટીયાં ખાવા બાદ એકદમ તેણી ઉઠી, અને પાછી ટેબલ આગલ જઇને એક નાની ઇસકોતરીનાં ઉંક તલીયાંમાંથી તેણીએ એક કાગજ બેંચી કાઢયો, અને તે તરફ જોવા વગર તેણીએ તેને બતી ઉપર ધરયો. પણ વગર જોયે જે ઠેકાણે તેણીએ કાગજ ધરયો હતો તાંહાં દીવાની ઝાલ મુદલ ન હોવાથી તે બલયા વગરજ રહયો. ઘણોવાર થયો તેથી કાગજ બલતો બલતો તેણીના હાથ દઝાડશે, એવા વીચારથી તેણીએ તે છોડી દીધો, જેથી તે નીચે પડયો.

ફરંગે અચરતી સાથે તેના પડવાનો આવાજ સાંભલયો; તેને જોયો, અને ઉંચકી લીધો. એકવાર ફરીથી તેણીએ તેની તરફ ધીકાર ભરેલી નજર કીધી.

એટલુંબધું તે આ કાગજમાં શું હશે વારૂં!

તેણીએ તે ઉખેડયો, અને નીચે મુજબ વાંચયોઃ—

"વાનું ફરંગ,

"તમો એક સોદાગરજાદી છો, પણ હું એક સેપાહની દીકરીછું, માટે હીમતવાન તમારા કરતાં હું છું, અને તેથીજ તમોને વગર જોવે અને વગર ઓલખવે આ કાગજ લખુંછું.

"તમો હમણા જવાનછો; ગઇ કાલે હું પણ તેવીજ હતી, માટે સાહુચેત રેહજો કે જે શખસને માટે આજે હું ફરીયાદ કરતી રહી ગઇછું તેનેજ માટે તમોનેબી આવતી કાલે ફરીયાદ કરવી નહી પડે.

"હું જાણુંછ કે તમે તો તેને જોયેલો નથી; પણ મેં તો એક વરસ સુધી તેને કસીને મારો હાથ આપયો હતો. તે છતાં તે મને મુકીને તમારો ધણી થવા માંગેછે તો તમોને [illegible] કોઇ બીજીને ને નહી કાંપે પકડશે?

* ચકનામામા એમછે કે નુશજાદની મા "મસ્ડીયા" (ખ્રીસ્તી) ધરમની હોવાથી તેમી તેજ ધરમ પાળનો હતો; પણ આલકમ અને બીજાઓ તેને ઇસાઇ ધરમનો કહી જાયછે.

" કદાચ મારી વાત તમે ખોટી માનશો; પણ યાદ રાખજો કે જો એ ધણીને તમો તમારો દસત આપશો તો હું તમો બંધેની નજદીક હાજર થઈ તમોને ફજેત કરશ. હું કોણ છું તે જાણવા માંગતાં હોવતો આવતી કાલે સમીસાંજે તમારા બાગમાં એખલાં બેસજો; આપણુ વધારે વાત કરીશું. તાંહાંશુધી સલામ."

અલબતે આ કાગજ એક ઓરતનું લખેલું હતું, અને તે ઓરત જેની ફરીયાદ કરેછે તેની પરણેલી હોવી જોઈએ, એમ ફરંગ સમજતી હતી. અને અગર તેણી નુશાજાદનીજ ઓરત હોયતો ફરંગને મનસે તેણી જેવું દુખી દુનયામાં બીજું કોઈજ નહી.

આ પતર તેણીને તે દીવસે સહવારમાં મલયું હતું, અને તારથી ફરંગના જીવને ધીરજ હતી નહી. જેને તેણીએ પોતાનું દેલ આપેલું હતું તેતો પરણેલો હતો, એ તેણીને એક દુખ હતું. પણ પરણેલોજ રહયો હનેતો બરજેહનમ; તેણી તેની ઉપરથી પોતાનો પયાર નીતીના તરીકા રવેશે ઉડાવી લેતે અને કોઈ બીજાની ઓરત થતે; પણ આ શખસેતો એક ઓરત સાથ પરણેલો હોવા છતાં તેણી સાથ પણવાનું માગું મોકલયું હતું! ફરંગને મનસે આ દુખ મોટું હતું.

તેણી આ પતરને ગાલ દેતી હતી, તે લખનારને બુરૂં કેહતી હતી, તે લાવનારને ખરાબ બોલતી હતી; અને છેલે તે વાંચનારને શરાપ દેતી હતી!

તેણી નુશાજાદને શેતાન કેહતી હતી, તેના વચનને બદી કેહતી હતી, તેના માંગાંને બદ દોઆ કેહતી હતી.

તેણી બાલ તોડતી, સર પટકતી અને ચીડડાં ફાડતી હતી.

તેણી ઉઠતી, બેસતી અને સુતી હતી; સુંદર કપડાં બીગાડતી અને ફાડી નાંખતી હતી; અને વખતે દમ બરાઈ આવવાથી આંજુની નેહર ચલાવતી હતી.

એ સઘલું શાને માટે? ફકત એટલુંજ કે નુશાજાદ આગમજથી પરણયો કાંયે? પરણીને તેણીપર માંગું મોકલયું કાંયે? તે પરણેલોછે એવી ખબર આ કાગજ લખનારે તેણીને આપી કાંયે?

અરે નાદાની! ધારેલી ઈછામાં નાસેપાસ થાયછે તારે ઈનસાન નાદાનીમાં શું શું નહી છાજે એવાં કાંમો કરેછે!

પણ હવે તેણીને ધીરજ આવી. આંજું પાડતાં, બાલ પીખતાં અને પલંગપર અછાડ પછાડ કરતાં એક વીચાર તેણીને આવી ગયો.

"કદાચ જે ધણી મારે આ કાગજ ફરીયાદ કરેછે તે નુશાજાદને બદલે કોઈ બીજોજ હશે તારે? કદાચ આ લખનાર મારા નુશાજાદને પોતાનો ભરથાર જાણીને ઠગાતી હશે તારે? કદાચ નુશાજાદ સુદલ પણયોજ નહી હશે, પણ મને [illegible]તોની ઓરત કરવા માંગતો હશે તારે?"

શાબાશ, ઉપકાર આ એકાએકના વીચારનો! કેમકે ખુબસુરત અને લાડકી ફરંગ એ વીચારને તદન ખરો માનીને એકદમ ઉઠી, પેલાં કાગજને બાલી નાંખયો, અને મોહડું સાફ કરી, ખોદાની બંદગી કરીને પોતાનાં બીછાંણાંપર પડી.

એક સેહજવારમાં આ થાકેલી અબલાની આંખ વીચાઈ ગઈ, અને સારી પેઠે તેણી પોઢી.

તેણીએ ખાબમાં નુશાજાદને દીઠો, અને તે તેણીને એક આરસીના તખતા મુઆફેક સાફ અને રોશન દેખાયો!

ખાબ, ખાબ, ખાબ! ખાબ જોયાથી ભલું કોણનું થયું છે કે, અએ સુંદર ફરંગ, તારૂ થશે?

---

## બાબ ૧૯.

"મોટા નામવર પાદશાહો અમીર,
દગાબાજોના થાયેલાછે અસીર.
ફીતુરી ફરેબીઓ સાધુ બની,
ધુતીને લુટી ખાયે દુનયાં ઘણી.
ફકીરી લેબાસે બુરાં દેલમાં,
વસાવેછે વેહમો મોટાં દેલમાં.
દગાથી ફતેહમંદ શમશેર છે,
દગો વેહમ ઉપર નરે શેરછે!" —એક નવો નાટક.

સહવાર પડી, અને તે ખુશનોમાં સહવાર હતી. ખુબસુરત ફરંગ એક સુંદર નીંદ કાઢીને બીછાંણાંપરથી ઉઠી હતી; અને જે ખાબ તેણીએ જોયો હતો તેથી તેણી વધારે અને વધારે મધન જણાતી હતી.

ચાહ નાસતો કરયા પછી બંધે મા દીકરી બાવા કારનની જુકડીની રાહે ચાલવાને તઈઆર થયાં. તેઓએ પગેજ જવાનો ઠરાવ કીધો, અને પોતાની સાથે ફકત બેજ નોકરોને લીધા.

તેઓએ શેહરના જાહેર અને પાદશાહી રસતાઓ તથા બાજારોમાંથી પોતાનો રસતો લેવાને બદલે તેઓ બહારો બહારથીજ આડે તીડે ટેકાંણેથી પાદર તરફ—જાંહ ઉપલા સાધુજીની જુકડી હતી તાંહ—ચાલયાં. આફતાબ હજી ઘણો માંથે આવયો ન હતો, અને વલી મોસમ ઠંડીની હોવાથી તડકાંનો એજાબ તેઓને ઝાઝો લાગો નહી.

અંતે શેહરને પાદરે તેઓ આવી લાગાં, અને બાવા કારનનું જુકડું તેઓને માલુમ હોવાથી તેની નજદીક પોંહચયા બાદ ધીમે સાદે તેઓએ તેના દરવાજા ઠોકયા. શાહબાનુમાં જરાબી હીમત હતી, પણ નાજુક ફરંગતો માથાંથીતે પગ સુધી થરથર ધુજતી હતી. તેણીને એ ભય હતો કે રખેને કારન બાવાબી એમ કેહ કે નોશાજાદ પરણેલો છે; કારણ કે શાહબાનુની હકીકત પરથી તેણીને ખબર હતી કે આ સાધુ ઉપર ખોદા પરસત હોવાથી જેબી બનેલી અને બનનારી હોય તે આબાદ તે કેહતો હતો!

શાહબાનુએ દરવાજા ઠોકવાને હોકમ કીધાથી ધુજતે હાથે ફરંગે પોતેજ બારણા ઠોકયાં, કેમકે નોકરોમાના એકે પેહલાં ઠોકયાં તારે કસો જવાબ જલયો નહી, પણ ફરંગના ઠોકવાથીબી જવાબ જલયો નહી, તારે શાહબાનુએ પોતેજ ઘણા જોશથી દરવાજા કકડાવયા; જેથી તુરતજ એક પહાડ જેવા કદાવર મરદે આવીને બારણા ઉઘાડયાં, અને તેઓને અંદર લીધાં.

જે વખતે શાહબાનુ જુકડીની બાહેર દરવાજા ઠોકતાં હતાં તે વખતે આ "સતનો કારો" બાવા કારન પોતાના યુનાની ચેલા ફીલકુસ અને પોતાના દોસત બેજાર સાથે વા

તમા મશગુલ હતા. તેઓની નજદીક શરાબનું એક જગ રૂ. વાસણ મુકેલું હતું, તથા સાને હરણના આરેલાં ગોશ તનો એક મોટો ભુંજેલો કકડો અને થોડીક રોટી તથા એક જાતના જંગલી ખાટાં ફળો અમારને ઠેકાણે હતાં. આનું પુરૂં થવા આવેલું હતું તેથી તેઓ પોતાના પેટની "કરકો" ને નરમ પાડવા ઘણેવારના બેઠેલા હોય એમ લાગતું હતું.

"પણ તારે હવે ઉપાય શું ?" બેન્જરે એક ટ્રેસનેહલો પોતાના મોહાંમાળી નહી માઓ એવે. લુક ગલી જઈને પુછયું.

"ઉપાય શું હોય ?" બાવા કારને શરાબની એક જામ ઉતારી દેઈને જવાબ આપયો. "ઉપાય બસ એટલુંજ કે એ શેકાર હવે ફરીથી હાથ આવવો મુશકેલછે, માટે—માટે,

"માટે શાહજાદાને ખબર આપવી કે તે પોતાનું કામ બીજા કોઈથી શોધી-લેય;" કારનને અચકતો જોઈને તે મુનાની બોલી ઉઠયો.

"ફુ !" બાવાએ ધીકારથી કહયું: "ફુ ! શું કારન હજી ધારેછે કે પોતાને માથે લીધેલું કામ એકજ વખતમાં તે છોડી દેશે ! નહી, નહી; આ શેકારની હું પુઠે ફરીશ અને ફરીથી તેને સપડાવીશ તારેજ મને કલ પડશે."

"પણ એવો તે મરદ કોણ હતો જેને તમો જેવાઓ તાબે થઈ ગયા ! તેણે કાગળના ચુરેચુરા કીધા તારે શું તમારી શુધી ઉડી ગઈ હતી કે ?" બેન્જર બોલયો; "અને વલી તે તમારેથી નીકલી નાઠો તારે તમો તેની પુઠે કેમ નહી ગયા પણ જે શેકાર તુરતનોજ છુટેલો તેનેબી જવા દીધો કે !"

"નહી, દોસત બેન્જર, તું ભુલ કરેછે," કારને કહયું. "અમે કાંહાં એમ કહીયેછ જે બંધેને અમે જતા મેલયા ! જો સાંભલ હું તને કહું તે. અમે એક ઝેહરી છુરી સાથે આ શેકારનું ગલું કાપવાની ધમકીથી કાગળ ઉપર સહી લેવાની કોશેશમાં હતા, તેવામાં એકાએક એ જવાન મરદ ઝુંપડીનું બારણું ઝટ ઉઘાડીને અંદર દાખલ થયો. મને લાગેછ કે મેં તેનો ચેહરો કેવે જોયો હતો. તેણે ફરામરોજ (અમારા શેકાર) ને કાગળપર સહી કરવાની ફરજ પાડી. તેણે સહી કીધી એટલે અમે તેના બંધથી તેને ખલાસ કીધો. તુરતજ પેલા મરદે કાગળ જોવા માંગીને તેના એક લાખ ચાંડીયાં એક સેહજ વખતમા કરી નાખી અમારી આંખ નહી દોડે એટલી ઝડપથી દોટી ગયો. હવે પેલા મરદને નીકલી નાઠેલો જોઈને ફરામરોજ, જે હમણા તદન છુટો હતો તે તેની પુઠે દોડયો. અમોનેબી એકાએક એવીજ લાગણી થવાથી અમો બંધેબી તેની પુઠે નીકલયા. એ રીતે અમો ફરામરોજની અને ફરામરોજ પેલા મરદની પુઠે આમ ઘણેવાર સુધી દોડયા, પણ એટલા અડસામા અમે એકબી વખત તે મરદને જોયો નહી. થોડાવારમાતો ફરામરોજબી અમારી નજરથી ગેબ થઈ ગયો. અમે આસેપાસે તેની શોધ જારી રાખી પણ તે નહી પાયાથી નીરાશ થઈ અમે ઝુંપડીમા આવયા !"

હઈઆં ઝુંપડીનું બારણું પેહલી વખત ઠોકાયું, પણ કોઈએ તેની દરકાર રાખી નહી. કારને પોતાની હકીકત આગળ ચલાવી.

"અને એ રીતે અમો ઝુંપડીમા આવયા.' બારણું ઉઘાડતાંજ મારી નજર એક નાની ચીઠી ઉપર પડી. તે બાંકપર મેલેલા ચેરાગની આગળજ પડેલી હતી. મેં તે ઉંચકી અને તેમાં આ પરમાણે લખેલું અમે વાંચયું:—

"ગોનેગાર," તે ચીઠીમા લખયું હતું કે—"તારો ગોનાહ પકડાયોછે. મેં તને ઓળખયાછે. આજે આપણ જેવા સાથે મલયાછ તે કરતાં તદન જુદીજ રૂપથી—જો હવે પછે કોઈબી વખત આપણને સાથે મલવાનું થાયતો—આપણ મલશું. તારી સાહુચેતીમા રેહજે, કાંએક દુઃખ ન તારે ઢુંઢાલેછે."

હુંઈઆં બીજી વખત બારણું ઠોકાયું, પંતુ તેનો આવાજ ઘણોજ ધીમો હોવાથી તે પર કાંઈ નજર પડી નહી.

"આ ચીઠી," કારન બોલયો, "હું ધારૂંછ કે પેલોજ મરદ હંઈ નાખો ગયો હતો, કેમકે અમારા ગયા પછે હંઈ કોઈ આવયું હોય એમ મને લાગતું નથી. તે ખામખા મને જણાવવાજ આ ચીઠી નાખી ગયો હતો, અને હવેજ મેં જાણ્યુંછે કે એ મરદ મને ઓળખેછે, કેમકે મને યાદછે કે મેં એકવાર એ ઘણીને કેયે જોયો હતો."

હઈઆં કારન ચુપ રહયો, એટલાંમાં શાહબાનુએ ઘણાજ જોસથી તરીજી વખત બારણું કકડાવયું. આ આવાજથી તેઓ ચોંકયા, અને કારનના કેહવાથી બેન્જરે બારણું જઈને ઉઘાડયું, અને ફીલફુસે ખાનાની સઘલી ચીજો ઉચકી લીધી. કારન પોતાનું મોહું કોઈ પારકો રખેને ઓલખી કાઢે તેની બીહીકથી ધ છાનીગમ જતો રહયો.

શાહબાનુ અને ફરંગીજ તથા તેઓની સાથે માણસો તાંહાં દાખલ થયાં, અને બેન્જરે તેમને એક બાનડ ઉપર જગા કરી આપી હજુ કારન બાહેર આવેલો નહી હતો તેથી શાહબાનુ, જેણે ત્યા બાવાને આગલ જોયો હતો તેને ઝુંપડીમાં હાજર નહી જોઈને પુછયું કે, "બાવા સાહેબ કાંહાં છે?"

આ સવાલના જવાબમાં બેન્જરે કહયું, કે રાતે બાર વાગાના સાધુજી ખોદાની બંદગીમાં બેઠા હતા તે હજી ઉઠયા નથી. જો તેઓ (શાહબાનુ અને તેઓની દીકરી) થોડોવાર બેસશે તો તેવણ તુરત આવી પોહચશે, કારણ કે બંદગીનો રાબેતા મુજબનો વખત પુરો થવા આવયો હતો.

શાહબાનુએ આ વાત કબુલ કીધી અને પોતાની દીકરી સામુ જોઈને થોડોવાર થોભવાની ઈછા જણાવી. ખરેખર બેન્જરના કેહવા મુજબ થોડોકવાર પછે એક બુજરોગ સાધુજી હાથમાં ચલકના મોટા મેરવાની એક લાંબી તશબીર લેઈને ઘણેજ ધીમે કદમે જાંહાં તેમને પુછવા આવેલાં ઓ બેઠાં હતાં તાંહાં આવયા. તેમની દાહીના બાલ તદન સુફેદ બરફ સરીખા હતા, અને આંખો ઉંડી ને અંદર ગલી ગયલી હતી. તેમના બીજા હાથમાં એક નવ ગાંઠી લાગરી અથવા "નવગર" પકડેલી હતી, જેનો ટેકો દેઈને તેવણ ચાલતા હતા. તેમની પુઠે ફીલફુસ વાઘનાં ચામડાંનો એક ચોકો તથા કાચના કલશીયામાં નીરમલ પાણી લેઈને ચાલતો હતો.

આ સાધુજીને બાવા કારન લેખે બેન્જરે શાહબાનુને ઓલખાવયા, અને ઓલખતાંજ આ મગરૂર ઓરત તે ઠગારાને પગે પડી અને પોતાની દીકરીને પણ તેમજ કરવાની ફરજ પાડી, જે તે બીચારીએ ઘણીજ આનાકાની સાથે કીધું.

ફીલફુસે ચોકો બીછાવયાથી સાધુજી તેપર ધીરેથી બે

ઠા, અને પોતાની નજદીક પાણીનો કલશીયો લેઈને ફીલકુસ તરફ જોયું, જેણે એક નાનો આરણી અને કલશીયાનાં મોટાંપર આવે એવો એક કાચનોજ કાંસીયો તેમની આગલ મુકયો. સાધુજીએ આરણીપર કલશીયાને મુકીને આ પવીતર પાણી ઢાંકી દીધું.

એકવાર ફરીથી તેવણે ફીલકુસ તરફ જોયું, જે પરથી ફીલકુસે શાહબાનુ અને ફરંગ જેઓ આ સઘલો તમાશો જોયા કરતાં હતાં તેમને પુછયું કે "સાધુજી તેઓની મુલાકાતનું કારણ પુછેછે."

આ ઉપરથી શાહબાનુએ ફરંગ સામુ જોયું અને બાવા કારનને એકવાર ફરીથી નમણ કરીને કહયું—"અએ ધરમી સાધુજી, તમારી ખુબી શેહરે મદાઇનથી આખાં ઈરાનમાં ફેલાઈ રહીછે, અને સરવે કોઈ તમારી મોલાકાતની ઘણીજ આરજુ રાખેછે. તેઓમાંની હું પણ એક અબલા તમો નેક ભકતીવાલા સાધુજીની નજદીક આવવાથી ઘણીજ સુખી સમજુંછું. તોપણ ભલા બાવાજી, તમારી એવીબી ખુબી પંથરાઇછે કે કેટલીક ભવીશની વાતો પણ તમારા ધેઆનમાં આવેછે તો તમો કહોછો, માટે આજની મોલાકાતથી હું એક ભવીશનો સવાલ તમોને પુછી તેનો ખોલાસો તમારાં સતથી મેલવવા ચાહુંછું."

ખેજર અને ફીલકુસે કારન તરફ જોયું, પણ આ મકરબાજ સાધુએ તેઓ તરફ પોતાની આંખ ઉંચી કીધી નહી. તે થોડોવાર વીચારમાં પડયો, અને પછે વધારે ચાલા કરયા વગર પોતાની આંખ ભોંય ઉપરજ રાખીને બોલયો.

"બાનુ, તમો જેબી કાંઇ પુછવાના હોવો તે બેલાસક પુછો. મારી ભકતી જો ખોદાતાલાની દરઘાહમાં કબુલ થતી હશેતો તમારા સવાલનો જવાબ ખરોજ મલશે."

"તો મારો સવાલ એછે, ધરમી સાધુજી, કે ઈરાનના પાદશાહ નોશેરવાનનો એક બેટો નામે નુશઆદ તેના અદેખા શતરૂઓનાં તોહમતથી કેદખાંને પડયોછે, તે શું છુટકારો પાંમશે; અને જો પાંમેતો કારે પાંમશે, તે મેહરબાંની કરીને મને કહો ?"

આના જેવો સાદો સવાલ ઢોંગી કારનને કોણ પુછનાર હતું ? તોપણ આવા સાદા સવાલનો જવાબ જલદીથી આપવો એ જોકે તેને મન સાધ ઘણું નાદરૂસત હતું, તોપણ શાહબાનુને મનથી તો જલદીથી જવાબ મલે તે ઘણુંજ સારૂં હતું; કેમકે તેણીતો વીચારતી હતી કે તેણીએ પુછેલો સવાલ ઘણોજ મુશકેલ હોવો જોઇએ, માટે તેનો જવાબ ઘણેજ વારે આપવાને બદલે જો બાવા કારન જલદીથી આપેતો અલબતે તેના ધરમીપણા વીશે ઘણોજ ઉતમ વીચાર તેણીનાં દેલમાં પેસે, એમાં થોડોજ શકછે.

થોડોકવાર કાચના કલસીયાનાં પાંણીમાં નજર ગોપયા પછે બાવા કારને જબાં હીલવી.

"અએ બાનુ," તે બોલયો, "શાહજાદાનો છુટકારો એક ઘડીમાં થઈ શકે એવુંછે. તેને વીશે મને આ મુજબ દેખાયછે. તેને છોડવવા એક શખસ આવેછે, તે થોડુંક નાણું દરબાનને આપેછે, શાહજાદો છુટો થાયછે, અને સમી સાંહાંજે તે મોટાં બાજારની એક ગલીમાં આવેલાં એક સોદાગરી મકાંનના બાગ તરફ જાયછે, જાંહ તે એક નાજનીન સાથ વાત કરેછે, અને બંધે ખુશ દેખાયછે."

"શું શાહજાદો છુટો થશે ?" શાહબાનુએ પુછયું.

"હા, પણ તે આ શરતે કે કોઇએ તેને છોડવવા માટે નાણું આપવું જોઇયે."

"કેટલું નાણું જોઈશે ? હું તે આપવાને તઇઆરછું."

"મને દેખાયછે કે દરબાનના હાથમાં ચાર હજાર દીનારની કોઠલી આપીને શાહાજાદાને છોડવનાર ઘણી-ચાલયો ગયો." કારને કહયું.

"તો આ ચાર હજારની હેલી હું સાથે લાવીછું, જો તું ધરમી સાધુજી એ વીશેની કાંઇ ગોઠવણ કરેતો," એમ બોલીને કોઠલો તેણીએ તેની આગલ મુકી.

"બેહતરછે;" કારન બોલયો, "જોકે મારેથી એ કાંમ થશે નહી પણ મારા આ ચેલાઓ તે કરી શકશે."

"પણ શું આ શાહજાદો કોઇ સાથે પણયો નથી ?" ફરંગે હવે પુછયું.

"ના, તે તદન એકલો હઈયાં દેખાયછે. એક આપનાની માફક તે ચોખોછે."

"શાબાશ, શાબાશ !" ફરંગ પોકારી ઉઠી, અને પોતાની માદરને ગલે વલગી. બંધે જણે રજા લેઇ નોકરો સાથે ઘેર તરફ ચાલવા માંડયું; અને કારન બાવા દીનાર ૪,૦૦૦ ની કોઠલી ઘેરબેઠાં વગર મેહનતે આવી પડવાથી રાજી રાજી થઈ ગયા !

---

## બાબ ૨૦.

"છાનું કરિયે પાપ, જગત બધું તે જાણે"—શામળભટ.

"પરનારીશું પ્રીત, લોકમાં લજ્જા જાય,
પરનારીશું પ્રીત, લછ લૂટી લે રાય;
પરનારીશું પ્રીત, બાપની લાજ ન બુઝે,
પરનારીશું પ્રીત, સત્યની વાત ન સુઝે."—શામળભટ.

"પ્રીત છાનિ પરનારશું, છાનિ ન રહે શામળ કહે."—શામળભટ.

વાંચનારી અમારી પયારી બાનુઓને હઈઆં અમે યાદ આપીયેછે કે ફરામરોજના બેહોશ પડવા પછે પાદશાહ નોશેરવાને તેને આપેલી પોતાની વીંટી તેની આંગલીએથી કાહાડી લેઇને, શાહજાદા નોશાજાદના કેદ પડવા પછે થોડેક દીને રાતને વખતે તેની નજદીક જઈને કારન બાવા વીંટી આપી આવયો હતો, તે શાહબાનુના ચાર હજાર દીનાર "ગરપ" કરી જવાને દીનેજ હતું.

શાહજાદાને કેદ પકડાવાને પંદર-દીવશ થયા હતા તેટલામા જોકે તેને કારન મળયો ન હતો તોપણ એ પંદર દીવસોમા એક દીને એક ફતર સાથે બાંધેલી એક નાની ચીઠી શાહજાદાના કેદખાંનાની બારી અંદર પડેલી જોવાથી નુશજાદે તે વાંચી હતી, તેમા આમ લખેલું હતું કે—"પાદશાહની વીંટી હાથ આવીછે, પેહલી જોગવાઈએ નજર કરશ." અને નીચે સહીમા "કા. ર. ન." એવા જાવત અક્ષર લખેલા હતા, જે પરથી શાહજાદો તુરત ચેતી ગયો હતો કે તે લખનાર કોઇજ નહી પણ "કારન" હતો.

હવે જે રાતે કારન વીંટી આપી ગયો તેની બીજે દીને સમી સાંહાંજે શાહજાદો નુશજાદ પોતાના કેદખાંનામાથી નીચે ઉતરયો, અને દરવાજા ઠોકયા. પેહરેગીરે હુંઘાડવા ના કેહવાથી તેણે કહયું કે પાદશાહ સાથ તેને કામછે

મારે જવું જોઇએ, પણ તેનેથી પુરો મચક ન મલવાથી નુશજાદ ખાંનવારમા પાછો પોતાના ઓરડામા ગયો, અને તેની એક બાજુની બારી જે એક મોટી ચરના માથાં ઉપર હતી તેના પાણીમા એક મોટો ફતર નાખયો. આસપાસના પેહરેગીર, દરબાન વીગેરે ચરમા શું પડયું તે જોવા અને તપાસવા લાગા, પણ ઘણો વખત સુધી ખોલ કરતાં તેમને કશુંએ માલુમ પડયું નહી.

થોડાવારમા પાછું સઘળું શાંત થઇ ગયું, એટલે શાહજાદાએ એક તે કરતાં વધારે મોટો બીજો ફતર પાણીમા નાખયો. આ વખતેબી ઘણા જણ દોડી આવયા, પણ કાંઈ માલુમ પડયું નહી. તરીજી ફેરી જારે તરીજો ફતર પડયો તારેતો કોઇજ જોવા આવયું નહી.

આ તકનો લાભ લેઇ ચોથી વખતે ફતર નાખવાને બદલે શાહજાદો પોતાના કપડાં સમેત બારીવાટે પોતેજ ચરમા કુદી પડયો; અને જાતે એક જબરો તારો હોવાથી સેહજવારમા પેલેપાર નીકળી ગયો. આગળની માફકજ આ વખતે પણ કોઈ તપાસવા આવયું નહી કે ચરમા શું પડયું હતું.

પણ પેલેપારે નીકળતાં શાહજાદાને જબરી હરકત નડી. તાંહાંના માણસોએ, જોકે રાત પડી હતી અને સઘળે બતી થઇ હતી તોપણ, શાહજાદાને ઓળખીને અટકાવયો; કારણ કે તેને કેદ થયલો સરવે કોઇ જાણતું હતું. સીપાહીઓ સાથે હોજાતોજી કરતો હતો, તથા પોતાના "કામથી પરવારી" ને તેઓને વારાફરતી ગરદન મરાવાની ધમકી આપતો હતો તેવામા શાહજાદાના કેદખાંનાનો ઉપરી સરદાર બેહરામ તાંહાં ૭ માણસો સાથ આવી લાગો.

સરદાર બેહરામને વાંચનારી બાનુઓએ ઓલખવો જોઇયે. જે વખતે સોદાગર ગુરગીનનાં ઘેરમાંથી નીકલીને શીરીનને મળવા માટે શાહજાદો તેણીનાં બાપનાં ઘેરમાં જતો હતો તે વખતે રાતે જે લુટારૂ ટોલીએ તેને ઘેરયો હતો તે ટોલીનો સરદાર આ બેહરામ હતો. જોકે તેણે તે દીવસે આ ચોર ટોલીના સરદારની જગા લીધી હતી તોપણ તે ખરેખરો તેનો સરદાર નહી હતો. તેને નુશજાદ ઉપર કોઈ જુના કજીઆનું—જે વીશે આપણ તુરતજ બોલશું—વેર હતું તેનો બદલો લેવા તે, તે રાતે એવા આકારમાં આવયો હતો. પણ શાહજાદાને મારવાનું નહી ફાવવાથી તે તાંહથી નાસી ગયો હતો.

તે સરદાર તેજ આ સરદાર બેહરામ હતો. તેણે જારે પોતાના આ પાદશાહી કેદી અને દુશમનને છુટો દીઠો તારે એકદમ સઘલાં બદનનું લોહી તેની આંખમાં દોડી આવયું, અને એટલોતો તે તારો થઇ ગયો કે જે તેને બોલવું હતું તે તેનાથી બોલી શકાયું નહી. છેલે પોતાનો ગુસો લગાર નરમ કરીને, તોપણ ખુબ જુસસામાં તે બોલયો.

"કોણ તને હઇયાં લાવયુંછે," તેણે પુછયું, "અને હુંઇ આવવાનું તને શું કારણછે?"

"આ અંગોશતરી મને હઇયાં લાવીછે, અને એનો માલેક મને હુંઇ આવવાનું કારણછે," શાહજાદાએ તેટલાજ ગુસસામાં જવાબ વાલયો.

"આહ, એ વીંટી તારા હાથમાં કાંહથી આવી?" બેહરામે પુછયું.

"હું નથી જાણતો કે એ મારા હાથમાં કાંહથી આવી," નુશજાદ બોલયો; "પણ જારે હું જાણુંછું કે એ અંગુશતરી નામદાર મારા પેદરનીછે, તારે અલબત મારી ફરજછે કે મારે તેની મોલાકાતે જવું જોઇયે."

"પણ પાદશાહ હુંઇયાં કાંહછે કે તેની વાત?"

"તો હું એ અંગોશતરી સાથ તાંહ જવશ."

"હું તને છોડનાર નથી—હું મારા કેદીને વીહીલો મેલી મારો જાન જોખમમાં નાંખનાર નથી," એમ બોલી બેહરામે શેતાખ શાહજાદાનું ભીણું ગીરેબાન પકડયું, અને તેને જતો અટકાવયો.

"હું તને કહું છ કે મને છોડ, બેહરામ. એ વાત તને ભારી પડશે."

"શું તું છટકી જઇ મને મારવા માંગેછે?—સીપાહીઓ, પકડો તમારા કેદીને."

આ મુજબ બેહરામ બોલેછે, એટલામાં એક જાસુસે આવી તેને ખબર આપી કે પાદશાહ નોશેરવાન તેજ ઘડીએ ૫૦ ઘોડસવાર સાથે છાવણીમાં આવી પુગો હતો. આ ખબર વીશે વધારે તેહકીક કરવા બેહરામ પોતાની પછાડીના બે ચાર માણસો તરફ જોતો હતો તેવામાં એક સખત જોર કરીને નુશજાદે તેના હાથમાંથી પોતાનો ગલપટો છોડવયો, અને બીજા સીપાહીઓ પકડવા માટે પુઠે દોડે તેની આગમજ તેમની નજરથી તદન ગુમ થઇ ગયો!

. . . . . . . . .

બાવા કારન એ વખતે પોતાનાં જીફંડાંમાંજ હતા, અને વીંટી આપી આવવા પછે તેવણને ભરૂસો હતો કે શાહજાદો પેહલ વેહલો તેવણનીજ મોલાકાત લેશે. એ કારણ માટે, પોતાનું સાધુપણું ખરૂંછે, અને જે ભવીશ શાહબાનુને પોતે કહયું હતું તે તદન ખરૂંજ પડવાનું એવું જણાવી ધીરજ આપવાને માટે સહવારે જાણે ફરવા નીકલયા હોય તેવી રીતે તેવણ સોદાગર ખીલાદને ઘેર ગયા હતા. હઇઆં તેમની મોલાકાત ઘણાં આદરમાનથી લેવાઇ હતી, અને જતી વખતે તેવણને એલતેમાસ કરવામાં આવી હતી કે જો શાહજાદો ખલાસી પામેતો તેવણે (કારને) તેને શાહબાનુના મકાનને લગતા બાગમાં પાધરો લાવી મેલવો.

એ કબુલત આપીને આપણા "ધરમી ધુરંધર ધરમી સવરૂપ" સાધુજી પોતાના મકાનમાં આવયા. સમી સાંહાંજ પડી, બતી થઇ, રાત આગલ વધી પણ શાહજાદાને આવેલો નહી જોઇને તેવણ સમજયા કે તેને માથે કોઈ નવી પીડા આવી પડી હશે. પણ છેલે જારે નુશજાદને તેવણે પોતાની નજરે નજર જોયો તારે આ ધાસતી દુર કરી, તેની ખેર આફીયત પુછી, તેને ધીરજ આપીને, શાહબાનુના મકાન તરફ લેઇ ગયા.

નુશજાદ ધીમે કદમે તેની પુઠેપુઠે ચાલયો. તેનાં દેલની અંદર તરેહવાર વીચારો આવતા હતા. પોતાના બાપની સામે થઇને, તેના હોકમને અપમાન આપીને તે પોતાના કેદખાનાના સરદાર બેહરામના કબજામાંથી છટકી આવયો તે શાહબાનુની ખુબસુરત બેટી ફરંગને મલવા અને મેલવવાને ખાતર હતું, એવું તે જાણતો હતો; ફરંગને જો તે મેલવશે તો તેની આગલી પરણેલી હ

કદાર ઓરત શીરીનને અપમાન થશે એવો તેને ખેયાલ હતો; તોપણ જે નવો પંથ તે પોતે થોડા વખતમાં ફેલાવનારછે તે એકથી વધારે ઓરત કરવામાં કસી હરકત કરતો નથી એવો તેને મોટો સધીયારો હતો.

ફરંગ અને તેની માદર બાગમાં બેઠેલાં હતાં. શાહજાદાનો ચેહરોજ તેના પાપની ગવાહી આપતો હતો. થોડીક વાતચીત કીધા પછે તેઓ ખાનાપર બેઠા. ખાનુ ખાવા પછે બાનુ ફરંગને તેની મા શાહજાદા સાથ એકલી મુકીને દેખાઈતી રીતે કારન સાથે તાંહાંથી ઉઠી ગઈ; પણ ખરેખર જોતાં તે બંધે જણા એક મોટાં ઝાડની પછાડી ભરાયલાં હતાં કે આ બંધે અસરખાં જોડાં વચે શું શું વાતચીત થાયછે તે તેઓ સાંભલે.

ફરંગ અને શાહજાદા વચે શું વાતચીત થઈ, તે વાંચનારી બાનુઓને જાણવાની ઇછા થશે, પણ તે સઘલી જણાવવાને બદલે અમે તે વાતચીતની શરૂઆત, મધય ભાગ અને આખેરીના વાક્ય કહીશું, તો સઘલી મતલબ સમજાઈ આવશે.

"બાનુ ફરંગ," શાહજાદો બોલયો.—"શાહજાદા," ફરંગે જવાબ દીધો.

એ શરૂઆત હતી. થોડીક વાત થવા પછે, ફરંગે પુછયું "શાહજાદા, શું તમો મને તમારી ઓરત કરશો? અને મને ચાહશો ?"—"બાનું ફરંગ, મારાં દેલોજાનથી"

એ મધય ભાગ હતો. છેડો એમ આવયો કે—"શાહજાદા, શું તમો કોઈ પણ ઓરત સાથ આગલ પરણયા નથી? યા પરણવા ચાહયું નથી? યા તેણી તરફ મોહબત બતાવી નથી?"—"બાનુ ફરંગ, નહી. હું પરણયો નથી. મેં કોઈ સાથ પરણવાની માંગણી કીધી નથી. મેં કોઈ પણ ઓરત તરફ પયાર બતાવયો નથી. જો મેં કોઈ પણ ઓરતને ચાહી હોયતો તે તુંછે. જો કોઈ પરણવા માંગયું હોયતો તે તુંજછે. જો કોઈ સાથ પરણુ તો તે પણ તુંજ———"

"જુઠું, જુઠું, શરમાપા જુઠું. એવું જુઠું કે આકાશમાં મે ચંદરમાહ છે. એવું જુઠું કે પાદશાહ નોશેરવાન જોલમગારછે. એવું જુઠું કે નેકીનો બદલો બદીછે!"

શાહજાદો પોતાની જબાનથી ફરંગના સવાલોનો હજીનો જવાબ આપી નહી રેહ્યુ એવામ બાગના એક ભાગમાંથી એક ફકીર નીકળી આવયો, અને ફરંગની આગળ તથા નુશજાદની સામે ઉભો રહીને ઉપર મુજબ લગાર જોસ્તામાં બોલયો. ફરંગ અને શાહજાદો બંધે સુફેદ પુણી સરખાં થઈ ગયાં. એટલુંજ નહી પણ શાહબાનુ અને કારન ? ગુ છુપી જગાએથી નીકલી આવી પેલા ફકીરની આસપાસ ફરી વલયાં.

"એ કોણ ઠગારો શખસ લુછાઈથી અમારા બાગમા દાખલ થયોછે?" શાહબાનુએ કહયું.

"કોઈ પણ ઠગારો શખસ બાગમા લુછાઈથી દાખલ થઈ હું બોલુ છું તે મુજબ ખોલી રીતે બોલવાને હીમત કરે નહી.—બાનુ, તમો એક સોદાગરની ઓરતછો, અને તેટલા માટે એક સોદાગર યા પાદશાહના બેટાને તમારો જમાઇ કરવાનો લોભ આસાનીથી કરી શકશો, પણ તેટલા માટે એમ ના ફાંફા રાખતાં કે એક સોપેહસાલારની બેટીના પરણેલા ખાવંદના મોટાં નામ અને ભારે દમામને થકી તમો તેને તમારો જમાઇ કરવાને કોઇ પણ રીતના હંક ધરાવોછો!"

"આહ, તું કોણછે" કારન બોલયો;" સીપાહી, દરબાન——"

"રાખો, સાધુજી, રાખો. ખરી વાત મારે જાણવી જોઈયે. તારા બોલવા પરથી જણાયછે કે તું એક ઓરતછે, અને આ શાહજાદાની——"

"હા, હું એક ઓરતછુ અને આ શાહજાદાની ઓરતછું," આમ બોલીને પેલા ફકીરે પોતાના મોટાપર વીટાયેલો કકડો કાઢી નાખયો, જે પરથી તુરત તેણીનો સુંદર ચેહરો જાહેર થયો. "મારૂં નામ શીરીનછે, અને હું સોપેહસાલાર શેહેરગીરની બેટીછું. આ શાહજાદો મારો ભરથારછે, અને એનું નામ નુશજાદછે. હું તમોને ચેતવણી આપુંછ કે એ ધણીને તમારો જમાઈ કરો તે આગમજ મારા અને તમારી સુંદર બેટી, બંનેના હકો સંભાળજો."

"અગરજો તું ખરેખરજ આ શાહજાદાની ઓરતછે તો તેની સાબેતી અમોને જોઇશે" ફરંગ બોલી, અને શાહબાનુએ તેને ટેકો આપયો.

"બાનુ ફરંગ, તમોને ચીઠી મલી હશે. તે મેંજ લખી હતી. તેમાં મેં તમોને આજ-રોજે તમારા બાગમાં મલવા કહયું હતું. હું તે કબુલત મુજબ આવીછું. વધારે ખોલાસો આપવા મેં લખયું હતું. જુઓ, આ દસતાવેજપરથી તમારી અને તમારી નેક માદરની ખાતરી થશે કે હું જુઠી નથી."

શીરીને જેવો દસતાવેજ ફરંગને આપયો તેવીજ એક જડપથી તે એંઓ લેવાની કારને છુપી રીતે યુકતી કીધી, પણ તેમાં તે નીશફલ થયો.

એજ વખતે બાગની બાહેર કેટલાંએક માણસોના આવવાનો અવાજ સંભલાયો; અને થોડા વખતમાં પાદશાહ નોશેરવાન, તથા બીજા દરબારના માણસો, સોપેહસાલાર શેહેરગીર, ઓલાદ, નરીમાન, સરદાર બેહરામ, ઈતયાદી સાથે એ શખસો ફકીરના લેબાસમાં તાંહ દાખલ થયા.

વાંચનારી બાનુઓ, જુઠું કદી ફાવી શકતું નથી. હમેશાં સચાઈનીજ ફતેહ થાયછે, અને સચાઈના પરકાશ આગલ જુઠું નાબુદ થઈ જાયછે.

# કેમ ખાશો?

"શું ખાશો ?" એ શવાલની એક ટુક તપાસ ગયા અંકમાં લીધા પછે હવે જે બીજો સવાલ ઉભો થાયછે તે કેમ ખાશો તે વીશે છે. ખાવાની ફીકર જેમ દરએક માણશને છે, તેમ ખાવાની વીદીઆ બોહોલી અને માહાભારત છે. ખાવાનો સવાલ તનદરોસતીને જેટલો અગતનો તથા અતલગનો છે, તેટલીજ ખાવાની પદારથો આ દુનીઆંના કરતાએ જથાબંધ પેદા કીધીછે, અને તેથી શું ખાવું તે સવાલ જેમ બેઆંન આપવા જોગ થઈ પડયોછે, તેજ પરમાંણે કેમ ખાવું એ સવાલ ઉપર પણ બોહોળું બેઆંન

આપવામાં આવ્યુંછે. તેને માટે પુસતકનાં પુસતકો ભરા
યાંછે અને વીદવાંનો એ સવાલના અભયાસમાં ચકચુર થઈ
રહયાછે.

ડાકટર ઈનમાન પોતે એક અછો બાવરચી છે. તે
પોતાની અનમાશથી કેહેછે કે જારે એક ડાકટર પોતાના
એલમ ઉપરાંત ખોરાક પકાવાનો હોનર સારીપડે સમજેછે,
તારે તે લોકોમાં ઓર તરેહથી પરોટાઈ જાયછે. તે એક
વીદવાન તબીબનો દાખલો આપેછે, જે પોતાના દરદી ઘ
રાકોને માટે સવાદીશટ પકવાનોની એકેક વાણી એવી
તોફો બનાવતો અથવા બાવરચીઓને એવી ફરમાશ કરતો
કે ઘરાક ખુશ થઈ જતાં અને કુટુંબોમાં તેની ઘરાકી વધતી
હતી. ડાકટર ઈનમાન વઈદુ શીખતો હુતો તારે તેની મા
સીએ નાહાનપણથી તેને ઉપલા તબીબનો દાખલો આપયો
કે "જો ટામ, તું સારો ડાકટર થવા માંગતો હોયતો સારો
બાવરચી થા." ઈનમાન લખેછે કે "આ સલાહ મુજબ
હું ચાલયો અને તેના બદલામાં તાજો થઈ ગયો."

ખોરાકની બાબત ઉપર ધેઆન આપતાં તેની મુખી
અં મતલબ કે તનદરોશતી જાલવવી તે બાબે અગતના કા
યદાઓ બાંધવામાં આવયાછે. અને કેમ ખાશો ! એ સ
વાલના જવાબમાં માતર તે કાયદાઓ ટુકમાં સમજાવી જ
વાના છે. એ કાયદા સેહેલ અને ટુકા છે, પણ તેની અ
સર ઘણી મોટી છે. લાંબી જીંદગીનો આધાર ખોરાક ઉપર
ઘણો છે. હાલોવે પોતાની એકજ ગોલી તથા મલમ સઘ
લાં દરદો ઉપર લાગુ પાડેછે. એ હસવા સરખું અને ભુ
લ ભરેલું છે, તોપણ દુનીઆંમાં તે ચાલેછે, અને તેની સ
મજ માતર એટલાંથીજ પડી સકે કે ઘણાંખરાં દરદનું કાર
ણ જો એકજ હોય કે ખોરાકનું અધુરૂં ઇઆ દરદી પાચણ,
તો તે કારણ દુર કીધાથી ઘણાંખરાં દરદોનો અટકાવ થઈ શકે.

ખોરાક ગરમ ખાવો જોઈએ. આ એક અગતનો
કાયદો છે. આપણા હોજરાંમા ૯૬ ડીગરીની ગરમી રેહેછે.
એટલી ગરમી હોય તોજ ખોરાક બરાબર હજમ થાયછે.
૭૦ ડીગડી સુધીની ગરમીમા ખોરાકની પાચણ કીરીઆ ત
દન બંધ પડેછે. હોજરાંમા એ ગરમી લોહીથી પુરી પડેછે.
લોહી પુરતાં જોસમા ફરે તોજ પુરતી ગરમી મળેછે, પણ ન
બલાં માણસોમા નવાં લોહીનો પુરતો જથો પુરો નહી પડ
વાથી હોજરાંની ગરમી પુરતી નહી હોય, તેવામા ઠંડો ખો
રાક લેવાથી પાચણ કીરીઆમાં ખચીત હરકત થાયછે. ગ
રમ ખોરાક હોજરાંની ગરમીને સામી મદદ આપેછે; પણ
ઠંડો ખોરાક હજમ થવા આગમચ સાંચાને ભારે તશદી
આપેછે અને તેમ વારેઘડી થાયતો સાંચો નબલો પડી જા
યછે. શરીર ઘણું થાકેલું હોય તેવામા આઈસ–પાણી પી
વાથી તતકાલ મરણ નીપજવાના દાખલા બનેલાંછે.

માતાના થાનમા દુધ કુંકું અથવા મુમરાયું હોયછે,
એ ઉપરથી માલમ પડેછે કે ધાવતાં બાલકને ખુદરત પોતે
જે ખોરાક પુરો પાડે છે તે ઠંડો નહી, પણ લગાર ગરમ હો
યછે. જાનવરોના દુધ પણ દોહેવતી વેળા એજ પરમાણે
કુંકાં હોયછે. ઠંડાં પાણી અથવા પીવાના પદારથો કરતાં
ઠંડો સંગીન ખોરાક વધારે હરકત કરેછે. ખુદરતે આપણ
પોતામાંજ ગરમ ખાનું ખાવાની ઈરસા મુકીછે. ચાહેમા
કોઈ આઈસ નાખતું નથી. ગરમ ગરમ ખાવાનું થોડાજ
નાપસંદ કરતા હુશે. ધંધાદારી અને ઉદયોગી લોકોને
હંમેશ ગરમ ખાનું ભાવેછે. ડાકટર ઈનમાન કેહેછે તેમ
ગોસતનો એક ઠંડો કકડોતો તેના હોજરાંમા "રીટરન ટી
કીટ" સાથે લઈ જાયછે, તે જવા પછે છાતીપર દાહે વગેરેના
આકારમા પાછો ફરેછે !

ઠંડું વેલાતી પનીર દરદીને ભાવતું નથી, પણ ગરમ
કરીને આપવાથી તે ખાયછે. આજારીને પાંઉ સેકીને ખ
વાડીએ છઈએ. પાચન શકતી જતી રહેલી એવા દરદી
ઓને છેક મરવાના અંત ઉપર ગરમ પનીરનું એક પકવા
ને પચી ગયલું જણાયલું છે. આપણ મરી મસાલો, સાસ
અથવા રાઈ ખાઈએ છઈએ તે પણ ખોરાકને ગરમી આપ
વાનીજ મતલબ ધરાવેછે; ગરમીથી તે ચીજો ખોરાકને વધારે
હજમ કરેછે, પણ ચુહુલાની ગરમી આગળ મરી મસાલા
ની ગરમી કુચ નથી. કદાચ એક ઠંડા સેરવા (સુપ) ને
મસાલાથી જોઈતી ગરમી મળે, પણ રોસટ કરેલા ઇઆ ત
રેલા એક સંગીન ખોરાકને તદન ઠંડો ખાતાં ફકત મસા
લાની ગરમી તેને માટે પુરતી નથી. કેટલીકવાર દારૂ વટી
ક ગરમ કરીને પીવો પડેછે. ઠંડા બરાંડી–પાંણીથી કેટલી
કવાર અટકાર આવેછે, પણ તેને ગરમ કરીને પીવાથી અ
ટકાર અટકી પડેછે.

ખોરાક હજમ થાય એવો જોઈએ. હજમ થાય એ
વો તેને આકાર આપવા માટે તે ખાવાને ગમે અથ
વા રૂચી થાય એવો જોઈએ. ખાતી વખતે લેહેજત લાગે,
હોંસથી ખાવા ગમે એવો ખોરાક જરપત થવામાં સેહેલ હો
યછે. ખોરાક પુરતી રીતે પકાવેલો જોઈએ. કાચું ગોશત
વધારે હજમ થાયછે. બચાંના કુમલા માદામાં કાચું ગોશ
ત પચેછે. અતેસારના દરદીને વટીક કાચું ગોસત ખવા
ડવાથી ઘણો ફાયદો થાયછે. પણ તેમાંબી ચોકસ પકાવટ
જોઈએ છે. ગોશતમાં જીવડા હોયછે, અને એ ખોરાકને
હોજરાં મધે એવી હાલતમાં લેવો જોઈએ કે તે જીવડાઓ
પેટમાં જવા આગમચ મરી ગયા હોય. જો તે જીવતાને
જીવતા પેટમાં જાય તો હોજરાંમાં ઉગેછે અને મોટા થાયછે.
કરમ (કીડા) એજ પરમાંણે થાયછે.

હવે તારે ગોસતને પકાવાની મતલબ ખામખા એવી
નથી કે તેને છેક પોચું અને ફીકું કરી નાખવું. તેમાના
નુકસાનકારક તતવો દુર કરવા એજ માતર રાંધવાની મત
લબ છે. ઘણું રાંધવાથી કાંઈ એ મતલબ સરતી નથી, પણ
રાંધવાની આ મતલબ સમજીને તરદુદથી પકાવાથીજ ફાયદો
થાયછે. ગોશતનો બારીક ખીમો કરીને સેજ ગરમ કરતાં તે
ના જીવડા મરી જાયછે, તે ગોસત ગમે તેમ પકાવેલાં ગોશ
ત કરતાં વધારે તનદરોસતી આપનારૂં છે. માટે પકાવવું
એ એક વાત છે, અને ઘણું સરખું રાંધવું એ તદન જુદી
જ વાત છે. ગોસતનો માતર એક દાખલો આપયો છે.
તરકારીને પકાવામાં શંભાલ તેના શાખા દુર કરવા તથા ન
રમ કરવામાં જોઈએછે.

માણશના ધંધા, તથા શરીરની સપીતી પરમાંણે ખો
રાકની જાતીમાં તફાવત રાખવો જોઈએ. દુધ ખુદરતે પોતે
બખશેલો બલકે પકાવેલો ખોરાક છે. તે દરએક જીવજંત
ને ગુણગારો ખોરાક છે. પણ બીજા ખોરાકમાં સંભાલ
જોઈએછે. જાંનવરોમાં કોઈ ભાજીપાલો ખાનારાંછે, અને

કોઇ માશ ખાનારાં છે. ભાજીપાલો ખાનારાં પરાંણીઓ ફરખે પણ નબળાં હોયછે. મ઼ઉશ ખાનારાં પરાંણીઓ પતલાં પણ જોરેમંદ હોયછે. તનદરોશતતો એ બંને પરકારવાળાં હોયછે; પણ ઘોડા કરતાં વાઘ જોરાવર છે, ભેંસ અને બલદ કરતાં વરૂની શકતી વધારે છે. જાહાડ પાનના ખોરાક વાળાનો માંદો ઘણો મજબુત જોઈતો નથી. જાનવરી ખોરાક ખાનારનું હોજરૂં મજબુત જોઈએછે, નહીતો તે ભાજીખાઉ કરતાં પણ વધારે નબલો થઈ જાયછે. સીંહ બલદના શેકાર ઉપર હાથ મારીને પછે સુસત થઈ દરરોજ ઉંઘાયછે; ઘોડો ઇઆ હરણ ઘાસપાલો ખાતાં કદી ધરાતું નથી ને કદાચજ ઉંઘાયછે.

આ અવલોકણ ઉપરથી માણસને ઘણો ધડો લેવાનો છે. જેઓને ઘણું કામ કરવાનું હોય, તેઓને ઉંઘાવાનું નહી પાલવતું હોય તેઓએ પોતાના ભોજનમા મ઼ઉશના ખોરાક ઓછો લેવો જોઇએ નવરા નફકરાઓને ગોશતનો ખોરાક વધારે જોઇએ. દોંગાં ને ફરખે માણસોએ ગોશત વધારે લેવું જોઇએ, પતલાં માણશોને ફરખે કરવા માટે જા હાડ પાનના થોડા વધારે ખોરાકની જરૂર છે. મેહેનતુ મા ણુશો થાકેલાં રેહેછે, તેમને ખાવાની રૂચી થોડી થાયછે, મા ટે તેમને સારૂ ખોરાક લેહેજતદાર બનાવવો જોઇએ. આ લસુ પદેશાઓને ભુખ નહી લાગે, માટે તેઓને મેહેનત કરા વવી જોઇએ.

થાકેલાં શરીરે કદી ખાવું નહી. હોજરૂં થાકથી ન બલું પડેલું હોય, તેવામાં ખોરાક અંદર જાયતો હોજરૂં અશકત હોવાથી કાંમ કરી શકે નહી ને શરીરને નુકસાન થાય. માટે મેહેનત કીધા પછે આસાએશ લઈને ખાવું જોઇએ. મેહેનત કીધા પછે ખાવાનું હોય તારે પેહેલાં જ રી જાય એવી ચીજો ખાવી, જેમકે સેરવો, માછલી, એદાં એ ખોરાક જલદી હજમ થાયછે, તેને ભારી ખોરાકની આ ગમચ પેટમાં મોકલવાથી હોજરીમા ધીમે ધીમે શકતી વધેછે અને તેની પછે લીધેલો ભારી ખોરાક વધારે સારી રીતે હ જમ થાયછે.

લાગી ભુખે ખાઇ લેવું એ હંમેશાં જરૂરનું છે. ભુ ખને મારવી નહી જોઇએ. લાગી ભુખે ખાધેલું વધારે હ જમ થાયછે, ભુખ મરી જવા પછે ખોરાક પચવો મુ શકેલ પડેછે. એ ઉપરથી સાર નીકલેછે કે ભુખ વગર પેટ ભરવાથી નુકસાન થાયછે. બરાબર ભુખ લગાડવા માટે સઉથી અગતનો કાયદો એ છે કે દરરોજ અમુક ઠરાવેલે વ ખતે ખાવા બેસવું. પેટમાનો સાંચો ઘડીયાલના સરખો છે. જો બરાબર વખતે વખત ખાવા બેસીએતો બરાબર વ ખતે વખત ભુખ લાગેછે. ખાવા માટે ચોકસ વખત ઠરાવી મુકવો એના જેવું શુખાકારીને માટે અગતનું બીજું કાંઇ ન થી. બરાબર વખતે ભુખ લાગે એના જેવી તનદરોશતીની નીશાણ બીજી એક નથી.

પેટ ભરીને ખાનું ખાવા પછે ઓછામા ઓછા પાંચ કલાકની અંદર ફરીથી ખાવું નહી. દાહાડામા ચાર વ ખતથી વધારે ખાવું નહી. આ કાયદાઓ તોડીને ઘણું ખગડવાથી હોજરાંમા અમસયો બોજો થઇ પડેછે. સારીપઠે ચાવીને ખાવું; ચાવયા વગર કદી ખાવું નહી. ચાવીને ખાધાથી ખોરાકનો આરો થાયછે, તથા તેની સાથે લબ મ ળી જાયછે જેથી ખોરાક હજમ થવામા ઘણી મદદ મળેછે. પાચન કીરીઆ માતર હોજરાંમાજ થતી નથી. ખોરાક મો હોમા લીધો એટલે એ કામ શરૂ થાયછે, અને છેક કલેજાં તથા તલ્લી સુધી કામ ચાલેછે, પણ ખોરાક ચાવીએ નહીતો હજમ કરવાનું પેહેલુંજ કામ ચુકીએ છઈએ. ચાવયા વ ગરના ખોરાકના આખા કકડા પેટમા જાયછે તો હોજરી તે ઉપર કામ કરવાને અશકત થઈ પડેછે.

ખાતી વેળા ખુશ મીજાજથી વાતો કરવી જોઇએ, અગત કરીને ખાવા પીવાનીજ વાત કીધી હોયતો ખાવાની રૂચી વધેછે, ભુખ વધેછે અને હોજરીના કામમા મદદ મળેછે.

---

# શીકંદર.

## અંક ૩ જો.

### ઈરાંન તરફ ચઢાઈ—લડાઈનું બયાન.

શીકંદરે પોતાનાં પાયતખત શેહરમાં આવી પોંહોંચયા પછી તેનો ફોજનાં મુખય અમલદારો અને મોટા મોટા દ રબારીઓની એક દબદબા ભરેલી દરબાર ભરી, અને તેમાં ઈરાંન તરફ લશકર લઇ જવાની તથા તયાં કેવી રીતે જીહી ત મેલવવી તે જણાવયું. ફકત એકજ બાબદ સીવાય સ ઘલા ઠરાવો આખી શભામાં વગર અડચણે પશાર થયા. એનટીપેટર અને પારમીનીઓનાં એવાં મત હતાં કે બાદ શાહ જે કાંમમાં રોકાવા માંગેછે, તે ઘણું બીકટ અને લાંબું હોવાથી તે કાંમની પેહલાં તેણે પોતાનો લગનનો શાથી ઓરત પશંદ કરવો જોઇએ, કે જેથી કરીને તેની ઓલાદ અને તખત કાયમ થાય. પણ શીકંદરનો મીજાજ તીખો અને ગરમ હોવાથી આ શીખાંમણ માની નહી, અને એ વું માનવા લાગો કે જયારે તે આખા યુનાનનો શરદાર ગ ણાય, અને તેનો બાપ તેને એક અજીત લશકર આપી ગ યો તયારે શાદી જેવા નજીવાં કાંમમાં વખત ખોવો અને તેનાં ફલની રાહા જોવી એ તેને ઘણું શરમ ભરેલું લાગું, અ ને તેથી તેણે જેમ બને તેમ જલદીથી કુચ કરવાનો ઠરાવ કીધો. તેણે દેવીઓને ભોગ આપયા અને ડાયા નામનું શેહર જે તેનાં વડાઓએ બરેશપતી અને બીજા દેવોના માન ખાતર બાંધયું હતું તયાં નાટકરૂપી રચનાં કીધી. આ તેહેવાર તયાં નવ દેવીઓ હતી તેથી નવ દીવશ શુધી ચાલુ રહયો. તયાં એક એવોતો રાવઠી તંબુ મારેઓ હ તો કે તેમાં એકશો ટેબલો બીછાવેલી હતી. આ મેલામાં તેણે પોતાનાં કુટુંબનાં શઘલા શાહાજાદાઓ, તેમજ એલચી ઓ, શરદારો, અને, અમલદારોને બોલાવયા હતા. પો તાની આખી ફોજને તે વીશરયો નહી. આવી તયાં ધુમધાંમ હતી તે દરમેયાંનમાં પણ તેનાં મનમાં એશીયાખં ડપર જેમ બને તેમ જલદી કુચ કરવું એજ વાત રમી રહી હતી.

આ લડાઈનાં માહાભારત કાંમ પેહેલાં તેણે મેશીડો નીયાંનાં કારભારનો બંદોબસત કીધો, જેની ઉપર તેણે એ નટીપેટરને ૧૨,૦૦૦ પાયદલ અને તેટલાજ ઘોહેશવાર શા થે તયાંનો શુબો ઠરાવયો. તયારપછી પોતાનાં શઘલા શેથ તોને યાદ કીધા, તેમાં એકને કંઇ જમીન આપી, બીજાને

શરોપાવ, તીજાને શેહરની મેહશુલનું કાંમ, અને ચોથાને એક બંદરનાં જગાતનું કાંમ એમ કામો આપયાં. જયારે કંઈ રહયું નહી તયારે પરડીકાસે પુછયું કે "મારા ખાવંદ, તમે તમારે પોતાને વાસતે શું રાખયું ?" સીકંદરે જવાબ દીધો કે "આશા." તયારે પરડીકાસે કહયું કે "તેજ આશા હમુનેબી સંતોશ પંમાડશે," એટલું બોલી જે હોદો શીકંદરે તેને આપવા કહયો હતો તે તેણે ઘણી ભલમણશાઈથી ના પાડયો.

મેશીડોનીયામાં શઘલો બંદોબસત કીધા પછી, અને તેની ગેરહાજરીમાં કંઈબી બેદીલી કે માઠો બનાવ નહી બને એવું નકી કીધા પછી, વશંતરૂતુની શરૂઆતમાં શીકંદર એશીઆખંડ તરફ જવા નીકલયો. તેનાં લશકરમાં આશરે ૩૦,૦૦૦ પાયદલ અને ૪૦૦૦ થી ૫૦૦૦ ઘોડેશવારો હતા; અને તે વખતે તેઓ બાહાદુર, ચંચલ, શારી કેલવણી પાંમેલા, અને કદી થાકે નહી એવા ગણાતા હતા, તેમજ ફીલીપનાં હાથ તલે કેટલાકોએ લડાઇ કીધી હતી, અને તેઓમાંનો દરેક લડવઈઓ કોઈબી શરદારી લઈ શકે એવો હતો—એટલે ગોયા બધા શરદારનુંજ લશકર હતું. વળી તેમાંના ઘણાખરા પાંચ દાએકાની ઉમરનાં (૬૦ વરસનાં) જુવાંનો હતા ! અને જયારે તેઓ સંફ પેંચી ઉભા રેહતા અથવા સાથે મલતા હતા તયારે તેઓનો દેખાવ એક બુજરોગ અમીરોની મીજલશના જેવો લાગતો હતો. પાયદલની શરદારી પારમીનાઓએ લીધી. તેના છોકરા ફીલોટાસના તાબામા ૧૮૦૦ શવારો સઘળા મેશીડોનીયાંનો હતા; અને હરપાલસના છોકરા કેલાસ પાસે તેટલાજ થેસેલીયન ઘોડેશવારો હતા; બાકીના ૬૦૦ માણશનું ઘોડેશવાર લશકર જે યુનાનના કેટલાક મુલકના લોકોનું ભેલાપલું હતું તેઓના શરદાર ખાસ ઠરાવેલા હતા. થરેશીયનો અને પીયેનીયનો જેઓ હંમેશ લશકરની આગળ રેહતા હતા તેઓનો શરદાર કેસેનડર હતો. થરેશીયનોના એમફીપેલીસ શેહર આગળ શરથીનમ નામે એક શરોવર હતું તે રસતેથી સીકંદરે શવારીની કુચ કીધી, સ્ટ્રાઇમોન અને હીબરસ નદીઓના મુખ આગળથી તે નદીઓ તેણે પસાર કીધી, અને વીશ દીવશની મંજલ કીધા પછી સીસટોસ તરફ આવી લાગો. પારમીનીયોને તેણે આખુ ઘોડેશવાર અને થોડું પાયદલ લશકર સાથે તયાંથી એબીડોસ જવા ફરમાવયું, જયાં તે ૧૬૦ નાહના બારકસો અને કેટલાક ચપટાં તલીઆંના વાંહાંણોની મદદથી આવી લાગો. શીકંદર પોતે જયારે ટેલેસપોંટની શાંમુદરધુની, (એશીયા અને યુરોપની વચે) આવી લાગો તયારે તેણે કેટલીક દેવીઓની બલદના ભોગની કીરીઆ કીધી, અને તેનું લોહી શુનેરી કપથી દરીઆમા રેડયું. એવુંબી કેવાયલુંછે કે જયારે તે એશીયાખંડની જમીનપર ઉતરયો તયારે પેહેલાં એક ભાલો જમીન તરફ ફેંકયો હતો. તદન હથીયારબંધ વાંહાંણ પરથી ઉતરેઆ પછી અતીઅંત ખુશાલીમા તે ઠેકાંણે તેણે ભરેશપતી, લડાઈની દેવી, હરકુલસ, ઈતયાદી દેવીઓના દેવલો બંધાવયાં અને યુરોપ છોડતી વેળા જે કીરીયા કીધી હતી તેવીજ હાલે પણ કીધી.

તેને પોતાના બલ અને હથીયારપર પકો ભરોશો હતો, અને એશીઆમા ફતેહ મેલવયાથી લડાઈને લાયકનો ઘણો ઉતમ ફાયદો મેલવશે એવા વીચારથી આવી મોટી લડાઈમા પુરતો ખોરાક સાથે રાખયો નહી. તેની પાસે રોકડમા ૭૦ ટેલેનટ (આશરે રૂ૧૭૫૦૦૦) તેની ફોજનો પગાર અને એક મહીનાની ખોરાકોને બસ હતા. આગળ કેહેઆ પરમાણે તેનું લશકર જુદાં જુદાં ભાગોમા વેહેચાઈ ગયું હતું; તેઓને તેણે એટલાતો ઉસકેરયા હતા કે તેઓ સઘળા કંઈ લડાઈ કરવા નથી જતા પણ કંઈ ચોકશ ફતેજ મેળવવા જતા હોય તેમ ધારતા હતા.

લામપસાકસ નામના શેહેરમા જયારે તે આવી લાગો તયારે તેનો વીચાર તયાના રેહેવાશી બલવાખોરોને શજા કરવા સારૂં તે શેહેરને બાલી નાખવાનો હતો. એનેકસીમીસ નામે એક તવારીખ લખનાર તેની પાસે આવયો જે ફીલીપનો અજીજ દોસત થતો હતો, અને સીકંદર પોતે તેને માન આપતો હતો. તે જે કામે આવયો તે શીકંદર પાંમી ગયો, અને આગળથીજ કશમ લીધા કે તે કદી તેની માગની બાહાલ રાખનાર નથી. પણ એનેકસીમીસની માગણીતો ઉલટીજ નીકલી. તે બોલયો કે "તારી પાસે હું જે અરજ કરૂં તે એજછે કે મેહેરબાંની કરી લામપસાકસ શેહેરને તારાજ કર." આ માગણીથી સીકંદર ફસી ગયો. તેણે આ શખસની માગણી બાહાલ નહી રાખવાના કસમ ખાતા હતા અને જો તે કસમ પરમાણે ચાલેતો લામપસાકસને બાલી નાખવાને બદલે સલામત રાખવું જોઈએ. અંતે સીકંદરે પોતાના કસમ પાલયા—તો જોકે તે તેની પેહેલી મતલબથી ઉલટા હતા. તેણે શેહેરને બાલી નાખયું નહી ! અજાએબ જેવુંછે કે આ માગણીથી પેલા તવારીખ લખનારે પોતાનું શેહેર બચાવયું !!

જેણે યુનાની સાએર હોમરની "ઈલયડ" નામની નામીચી કવીતા વાંચી હશે તેણે એકીલીસનું નામ શાંભલયું હશે—ઉપલાં શેહેરમાથી સીકંદર ઈલયનમા આવી લાગો જયાં એકીલીસની ઘોરને શેજદો કીધો, અને તેની કીરતીની ભારી વખાંણ કીધી.

આખરે ફરેજીયામા ગરેનીકસ નદીને કીનારે આપણો શરદાર આવી લાગો. તયાંનો છતરપતી નથીજ ઈરાનના પાદશાહ દારાના તાબાવાળો સાંમી બાજુએ રસતાની તકરાર સારૂં આવી ઉભો. તેઓનું લશકર ગરંથકારોના મત પરમાણે ચોકશ નથી, તોપણ આસરે ૧૦૦૦૦૦ પાયદલ અને ૧૦૦૦૦ થી વધારે ઘોડેશવાર હતા. મેમનન, એક રોહોડસનો રેહવાશી, જે એશીયાની હદમા દારાંના હાથ તલે શરદારી કરતો હતો, તેણે પોતાના તાબાના શરદારોને લડાઈ શરૂ કરવા કહયું, અને એવું જણાવયું કે તે તરફના શેહેરો અને મેદાંનો એવી ઉજડ હાલતમા રાખવાં કે શીકંદરના લશકરને ભુખમરાથી પાછું નાહાશવું પડે. મેમનન દારાંનો શઉથી શરશ શરદાર હતો. લડાઈના મેદાંનમા તેની હીમત, રાજ તરફ જાંનફેશાંની અને શભામા તેનું દાહાપણ એ સઘળાથી તે વખણાયલો હતો. આ વખતની તેની શહલા ઘણીજ ઉતમ હતી, પણ ફરાજીયાનો એક છતરપતી નામે આરશાઈટસ મેમનનના વીચારની સાંમે થયો, અને જણાવયું કે "જયાં મારૂં ચલણછે તયાં આવો ગજબ આદમજાતપર કદી થવા દેઉં નહી." આ વાત આખાં લશકરમા ફેલાઈ.

બે હારમા સંફ પેંચી એક ભારી પાયદળ લઈ સીકં

દર નીકલયો, અને આશપાસ ઘોડેસવાર લશકર રાખયું.
ગરેનીકસ નદીના કીનારા પર આવયા પછી પારમીનીઓએ
સલાહ આપી કે લશકર ઘણું થાકેલુંછે તેથી આ ઠે
કાંણે છાવણી નાખી તેઓને આશાએશ આપે અને બીજી
બામદાદે પોહોર ફાટતાંજ લડાઇ શરૂ કરવી. બીજું વળી
એવું કારણ બતાવયું કે દુશમનનાં દેખતાં નદી પસાર કર
વી એ ખાવાનું કાંઇ નથી, અને તેબી વલી અણુજાની
અને ખડકવાલી, વાસતે આ વખતે જો નદી પશાર ક
રવામાં આવેતો દુશમનો શેહલથી ફાવી જાય, અને ધારેલી
મુરાદ ઉંધી વલે. આ વાતે હંમેશ મુજબ શીકંદરપર કંઇ
અશર કીધી નહી, તે બોલયો કે હેલેસપોંટ જેવી મોહા નદી પ
સાર કીધી તયારે આ નાહાનાં નાલાંનો શું ભાર ? એ જો પશા
ર નહી કરીએતો મોટી શરમની વાતછે. બાંજો વીચાર શી
કંદરનો એ હતો કે તેઓ ઓચીતા આવી લાગયા એવી
બીહીક ઇરાંણીઓને આપવી, અને મેશાંડોનીયનોની બા
હાદુરી દુનીઆંનાં લોકોને બતાવવી જોઇએ.

હવે શાંબી બાજુનું ઘોડેશવાર લશકર જે બેશુમાર હ
તું તેણે આખો કીનારો ઘેરી લીધો, અને શીકંદરનું લશ
કર ગમે તયાંથી જાય તેની શાંમે બચાવ કરવાને તઇયાર થ
ઇ ઉભું. શાહા દારાંની ચાકરીમાં જે યુનાંનીઓ પાયદલ
માં હતા તેઓ પછવાડે રહેઆ હતા. લાંબો વખત શુધી
આ બેઉ લશકર સાંભાસાંભી ઉભાં રહયાં, બાહાદુર ઇરાંની
ઓ દુશમનનું લશકર નદીમાં કયારે ઉતરે તેની વાત જો
તા હતા, અને શીકંદરનું લશકર નદી કેઇ બાજુથી પાર
કરવી તેની અંદેશામાં હતા. શીકંદરે પોતાનો ઘોડો મંગા
વયો, દરબારી ઉમરાવોને પોતાની મદદે રાખયા, અને આ
ગલ ચાલયો, જમની બાજુની સરદારી પોતે લીધી, અને પા
રમીનીઓ ડાબી બાજુએ રહેઓ. પેહલાં દેખઇતુંછે કે,
સીકંદર શીવાય શુરા ઇરાંણીઓની સાંમે નદીમાં ઉત
રવાની કોઇએ હીંમત કીધી નહી. લડવઇઆઓના
પોકારો અને કરનાએના આવાજોથી ગગન ગાજી ર
હયું. આ રશાલાને આગલ વધતો જોઇ ઇરાંનીઓએ
તીરોનો વરશાદ તેઓપર વરશાવયો. ઘોડાઓ ઘાએલ
થવાથી કોઈ જમીન તરફ પાછા ફરવા અને કોઇ પોતાનો
બચાવ કરવાને તરેહવાર રીતે તરફડતા હતા. મેશીડોનીઅ
નો પણ તીરોના જખમથી તરફડવા લાગા. મેમનને પોતા
ના છોકરા શાથે જોઉં કે એક તરફ ઇરાંનીઓની "ફોજનાં
ફુલ" (એટલે ચુંટી કાહાડેલા ચુનંદા લડવઇયા) નથી તે ત
રફ દુશમનો આવી લાગા, જેનો લાભ લઇ સીકંદર નદી
ઓલંગી પશાર થયો અને તેની પછવાડે તેની આખી ફોજ
ની મદદ હોવાથી ઇરાંણીઓને હઠવાની ફરજ પડી.

આ ફેરવાયલો મામલો જોઇ તેને હીમત આવી તેથી વધા
રે ધીચ લશકર તરફ પણ પોતે વધવાને બીવો નહી. શરદારો
વચે લડાઇ ચાલી. સીકંદર પોતાની ઢાલથી પોતાનાં લશકર
શાથે બચાવ કરવા લાગો, સપીથરોબેટસ. શાહા દારાંનો જ
માઇ, આ વખતે શીકંદર શાથે બાથ બીડવાને મેદાંન પ
ડયો; તેની સાથે ચાલીસ ઇરાંની અમીરો એવાતો જબરદ
સત હતા કે તેઓ જયાં કદંમ મુકતા તયાં ધુજારો કરી મુ
કતા હતા, અને જરાબી પાછા હઠતા નહીં, તથા પોતાનાં
ભાલાથી સાંમેવાલાને જખમી કરી નશાડતા હતા. બાહા
દુર સપીથરોબેટસ અંતે શીકંદરની ઉપર પોતાની શમશેર
લઇ એક ભુખા શીંહની માફક ચહડી બેઠો ખરો, પણ શી
કંદરે દાઉપેચથી પોતાની કટાર તેનાં મોનાંમાં ભોકી તેને બે
જાંન કીધો. તેજ પલે મરનારનો ભાઈ રૂસેસીશ તેની બા
જુએ આવી ઉભો, અને પોતાનાં ગુરૂજથી શીકંદરનાં મસ
તકમાં એવોતો જબરદસત ઘા કીધો, કે શીકંદરનાં માથાં
પર જો લડાઇની કોલાહ નેહી હતેતો તેનાં હાડકાંના ફુરજે
ફુરજા ઉડી જાત, પણ કોલાહનો ચુરો થઇ તેણે તેનો બચા
વ કીધો. જેવો આ શુરો મરદ શીકંદરનો અંત લાવવા
ને બીજો ફટકો લગાવવા પોતાનો હાથ ઉંચો કરે તેવામાં
કલાઇટસ નામના અમલદારે તેનો હાથ ખંજરથી કાપી નાં
ખી તેને જખમી અને બચાવ વગરનો કીધો અને પો
તાનાં શાહાનો જાંન બચાવયો. આ ઉપરથી મેશીડોની
યનોમાં ખુશી પેદા થઇ અને તેઓને સુર છુટું તેથી ગોયા
નવો જનમ પાંમયા હોય તેમ જોસમાં આંવી ઇરાંનીઓને
હઠાવયા.

હવે દારાંનાં લશકરમાં જે યુનાંનીઓ હતા તેઓ ઇ
રાંન તરફ નાહાશવાને બદલે પાહાડોનાં ગોફામાં છુપાઇ
બેઠા. તેઓએ શીકંદર પાશે એવું માંગયું કે તેઓને કં
ઇબી શીતંમ ગુજારેઆ વગર જવા દેવા, પણ પોતે ઘણાજ
કરોધમાં હતો તેથી તેઓપર ધશારો કીધો, જેમાં પોતાનો
ઘોડો ખોઇ દીધો—નામીચો બુકીફાલસ નહી પણ બીજો ઘોડો.
આ મારામારીમાં સીકંદરનાં ઘણાં માંણસ મારયાં ગયાં, તોપણ
શીકંદરની આખી ફોજ આગલ એક પાયદલની ટુકડીની
શું બીશાદ ? તેઓમાંના કેટલાક કતલ થયા પછી આશરે
૨,૦૦૦ કેદ પકડાયા.

આરશાઇટસ લડાઇમાંજ મારેઓ ગીયો હોતતો ઠીક,
પણ ફરાંજીયામાં નાહાશી જવા પછી, મારેઓ ગયો. શી
કંદરે પોતાનાં લડાઇમાં જે માણસ મારયાં ગયાં તેનાં પુતલાં
પીતલનાં બનાવી ડાયા શેહરમાં ગોઠવવાનો લાઇસીપસને હોક
મ કીધો. તયાં જેઓની લોથ પડી તેઓને એક મોટો ખાડો ખ
ણી ભુમીદા કરવાંમા આવયા અને મરનારોના શગાંઓને સી
કંદરે નવાજયાં. તેમજ પોતે ઘાયલોની મુળાકાતે જઇ તેઓ
ની બરદાસત લેતો હતો, અને તેઓ દરેકનો જુદો જુદો
હેવાલ શાંભળી તેઓને શાબાશી આપતો હતો. આ લ
ડાઇમા જે ઇરાંણી અને યુનાની મારેઆ ગયા તેઓની ઘોર
બનાવા દેવાને તેણે કંઇ અડચણ લીધી નહી. પણ જેઓ
કેદ પકડાયા તેઓને બેડીઓ ઠોકી ગોલાંમ તરીકે મેશીડોની
યામા મોકલાવી દીધા..

પોતાની લુટમાથી સીકંદરે તરણસો ઢાલ મેશીડોનીયનો
ને વાસતે મોકલી અને બાકીના લુટના માલપર નીચેના લે
ખ તેણે કોરાવયોઃ—

"ફીલીપના છોકરા શીકંદરે આ લુટ જે ઇરાંણીઓ
એશીઆખંડમા વસતા હતા તેઓ પાસથી મેલવી."

શુંના અને રૂપાંના પુમચાઓનો એક મોટો જથો,
પેલા જાંબુરા વખણાયલા ગાલીચા, અને બીજો એશઆરાંમ
ના ઇરાંણી કીમતી શણગાર તેણે પોતાની માપર મોકલાવયો.

નાશેરવાંન.

## મહતાનો ઘોડાવાલો

નવરોંજી મેહતા પોતાના ઓરડામાં બેઠલા હતા
તારે એક સીપાઇ એક કાગજ લાવયો, તરત તે કાગજ ઉઘે
ડયો અને જોયછે તો તે એક વકીલ તરફથી આવયો હતો.
વકીલની સહી જોઇ તરત જરા ધભરાયા પણ હીમત રાખી
આખો કાગજ ધીયાન દઇ વાંચીયો.

"પીઆરા સાહેબ,

"અમારા કુલ, તમારા કાકા, પેશતનજી મેહતા, જેવ
ન સુરતમાં મેહતાવાડીમાં રેહછે તેની તરફથી તમોને જણા
વવાને મને ફરમાસ થઇછે કે, આજદીન પછી તમોએ તે
વન તથા તેવનના ઘરના કોઇબી માણસ સાથ કાંઇબી વેહ
વાર રાખવો નહી; અને તમોએ ઇંગલંડમાં મલાવેલી ત
મારી માંહી ચાલથી તેવને તમોને પોતાના વારેસ તરીકે બ
રતરફ કીધાછે અને તમારા ઉપર કાંઇબી દયા કરવાને સોગ
ન લીધાછે. તમારા બાપ તરફથી તમોને વારસા તરીકે મ
લેલા રૂ૧૦૦૦૦) તમોએ વાપરી ખાધાછે જેની ચીઠીઓ
એ સેઠ પાસે છે, અને તેનો આંકડો આ કાગજ સાથ બી
ડવામાં આવાયોછે તે ઉપરથી તમારી ખાતરી થશે. આ
વી રીતે બાર વરસમાં તમોએ તમારા સરવે રૂપીઆ તથા
તમારા કાકાએ દર વરસે રૂ૧૦૦૦) આપયા તે ગુમાવી બેઠા
છો તેથી તમારી પાસ હાલમાં કાંઇ હશે નહી એવું ધારી ત
મારા ગજવાં ખરચ સારૂ તમારા કાકાએ દયા કરી રૂપીઆ
૨૦૦૦) આ ચીઠી સાથ મોકલયાછે તેની પોહોચ કબુલ કર
જો. હાલ એજવીનંતી.

હુંછું પીયારા સાહેબ,
તમારો હમેશનો
ઓલીયાજી."

"બાર વરસ રહી મુંબઇ આયા પછી સગણનો સારા
જ થયા"! એ પરમાણે નવરોજજી મનમાં બોલીયા. કાગ
જ હાથમાંથી ટેબલ ઉપર ફેંકાયો અને અરધા દલગીર અર
ધા હસતા ચેહરાએ કલમ તથા કાગજ એક નાની ઇસકો
તરીમાંથી કાદીવાં. નવરોજજીનો સવભાવ એવો હતો કે
સંકટ સાંમુ આવે તારે તે ઉપર હસે અને જાંહાં બીજા
માણસો દલગીર થઇ રડે તાંહાં તે હીમત પકડે.– ધીરજથી
એ કાગજનો જવાબ વાલવા બેઠા. જાજું કાંઇ લખવાનું
ન હતું તેથી તરત તે પુરૂં કીધું. બીજું એક પોતાના કા
કા ઉપર લખયું. તેમાં હવે પછી તે (નવરોજજી) શું કરવા
ધારેછે તે કાંઇ જણાવયું ન હતું. માતર આવા તેવનના
કાગજથી તે દલગીર થયોછે તથા જે રૂ૨૦૦૦) પેલાં નાખુશ
કાગજમાં હતા તે પાછા વાલીઆ. આ કાગજ બીડતાં તે
ની આંખમાં આંસું આવીઆં. પછી તેની ઉપર પોતાના
કાકાએ આપેલી એક વીટીનું સીલ કીધું. તરત ઉઠી તે
બંને કાગજો મોકલીયાં અને પોતે બારી આગલ તાજી હવા
ખોરવા ગયો.

"હજુર કાંઇ ઘણું ખરાબ થયું નથી. મેં મારે હાતે
મારો નાશ કીવોછે અને તેનો વાંક હું કોઇ ઉપર મુકતો
નથી, એતો નસીબની વાત. મારી માફક, મારી આગલ
થઇ ગયેલા ઘણાએક માણસોએ કીધુંછે; માતર હું હવે કે
ઘે ચાકરી રહું કે જેથી કોઇ ઉપર બોજો થઇ પડું નહી.
ઓ સાહેબ, હું તારો મોહોટો આભારી છું કે મારામાં
ચાકરી કરવા જેવી શકતી તેં મેલીછે! હું હજુર જુવાન,
જોરેમંદ અને તંદરોસત છું. હવે જો હું મારા કાકા ઉપ
ર કાંઇબી ભરોશો રાખું તો મારા જીવતરપર બટ પડજો.
તેના પઇસા તેનીજ પાસ રેહે એવું હું ઇછતો હતો, મને
તો માતર તેની મેહરબાનીની જરૂર હતી, અને જો તે હજુ
રબી મેલવી શકાશે તો હું ખચીત તેમ કરીશ." આ પર
માણે નવરોજજી પોતાના મનમાં વીચાર કરતા બારી આગ
ળ ઉભા હતા.

થોડો વખત રહી પોતાની પેટી તથા બીજો સામાન
એકઠો કરવાનો હુકમ, જે હોટેલમાં તેવણ ઉતરીયા હતા
તાંહાંના માણસને આપીયો. પોતાની નાહાની પેટી ઉઘા
ડી અને તેમાં કેટલા પઇસા બાકીછે તે ગણવા બેઠા. "બાર
વરસમાં, બાવીસ હજારમાંથી બાકી પાંચસો રહયાછે. મારા
હાતના વાવેલાં બીઆંના આ ફળછે. દને મેં ઘણો વખત
સુધી રોપીયાં, ઉગતાં ઘણો વખત થયો અને તેમાંથી જે મા
લ નીકલીયો તેબી ઘણોજ મોંઘો પડીયો. શુકર ગાતર એટ
લીજછે કે હવે વધારે ખોવા સારૂ પાસે નાણાં નથી, કારણ
કે હું (ખેડુત) દીવાલીઓ થયોછું!" એમ વીચારી તરતજ
માણસને બોલાવીયો અને જે કાંઇ માંગતું હતું તે આપી
દઇ પોતાનો સામાન લઇ ધરમસાલામાં જઇ રહયા. બીજે
દીવસેથી દરરોજ કાંઇ ચાકરી સોધવા નીકલીયા અને દર
રોજ સાંજના, જેમ બીચારા એનાજેવા ઘણાએક શખસો
નાસીપાએસ થઇને ઘેર જતા હતા તેમ નવરોજજીનુંબી હતું.

નવરોજજીનો ચેહેરો રૂપાલો હતો, ઉંચાઇ ૭ ફીટની
હતી; આંગનો બાંધો પણ સારો હતો, મોહોટી મુછ તથા
થેબીઆ હતા; અને એક પેહલવાન જેવો દીસતો હતો.
જાંહાં જાય તાંહાં ચાકરી માંગે પણ તેને કોઇ ઓલખે નહી
તેથી કદાચ હોય તોબી આપે કોણ. કોઇ ઘરહસથ
મનમા સમજે કે આ બીચારો પોતાના પઇસા કાંઇ
વેપારમાં ખોઇ દઇ વાખાના મારેલો ચાકરી કરી પો
તાનુ ગુજરાન કરવા ચાહાતો હશે એવું ધારી નવરોજી
ને પુછે કે તમો શું ચાકરી કરશો, તારે જવાબ દે કે—"જો
ખરૂં પુછાવો તો હું ગાડી હાંકવામાં એકેંછું; શીકાર કરી
જાણછું; ઘોડાપર બેસવાની તરબીઅત ઘણી સારી મેલ
વીછે; બીલીઅરડના રમનારાઓમાં મારા જેવા થોડાજ
મલી આવશે; ઘોડાની જાત તથા તે કેવા નીવડશે તે હું
પારખી જાણછું; ગાયણનો શોખી છું; અને તરેહવાર દા
રૂઓ ચાખી તે વીસે સરટીફીકેટો આપવામાં મેં ઘણુંજ
માન મેલવીયુંછે; તરવામાં; કુસતી રમવામાં; અને તરે
વાર કસરત કરવામાં ચાર ચાન મેલવીયાછે, પણ વીદીયા
હુનર સીવા આ સઘલું કેવું નકામુંછે તે મેં આજ ચાર
દાહાડા થયા જાણીયુંછે અને આથીજ કરી કેટલાએક ખ
રા વેપારીઓ મને ચાકરી રાખતા નથી. હું જે કાંઇ શી
ખીયોછું તે આવા કામને સારૂં નથી." આવું જારે તે
બધા આગલ બોલતો તારે તેમાના કેટલાએક એના ઉપર
દયા લાવતા અને કેટલાએક તેની મશકેરી કરી પોતાની હુ
જુરથી દુર કરતા હતા.

સાતમે દાહાડે સાંજના રાબેતા પરમાણે પાછા આ

યા પછી બારી ઉપર બે હાથમાં માથુ નાખી નીચે પરમાણે વીચાર કરવા લાગા.—"હું જે બેપરવાઇ અને ખુશી ખુશાલીમાં મોહોટો થયોછું તે એકદમ તીયાગ કરી નવા રસતા ઉપર કેમ આવી શકુ. જારે મારા નસીબમાં આ પુંજ લખેલું હતું તો મેં આવી જીંદગીમાં ચાલુ રેહેવા શાસાંરૂં જારી રાખીયું અને આગમજથીજ આવાં કામમાં શાસારૂં નહી પડીયો. એક લખપતીનો દીકરો, શુખ અને આરામમાં ઉચરેલો અને વલી કાકાના લાડમાં નાનપણથીજ રહેલો અને તેનો વારેસ થવાનો એવો હું, આજ કેવી અવસથામાં આવી પડીયોછું. જારે તેર વરસનો થયો તારે મારા કાકાએ મને વેલાત મોકલીયો કે કાંઇ થોડુ ઘણું સોખું અને વેલાતની રીતભાત હાંસલ કરૂં. તાંહાં ગયા પછી હું શું શીખીયો ! જે કાંઇ હાંસલ કીધુંછે તેતો કસી રીતે મને હમણા મદદ આવતું નથી. પણ કાંઈ ફીકર નહી. એવી રીતે હીમત છોડી દેવામાં કાંઇ ડાહાપણ નથી. મારી પાસ જેટલા પઇસા બાકીછે તે લઇ સુરત જાઉં અને તાંહાંના કોઇ શેઠીઆને તાંહાં કોચમેન તરીકે રહું. શુરત છોડીઆને આજ બાર વરસ થયાંછે તેથી કોઇ મને પીછાની શકશે નહી. જારે મેં સુરત છોડીયું હતું તારે હું એક નાનો છોકરો, વગર મુછ અને થેબીઆનો એક મરકટીઓ હતો પણ હમણા તે સાહેબની મેહેરબાનીથી એક ગબરૂ અને કદાવર પેહેલવાન થયોછું. હા! પણ આ સરવે કરતાં મારી પીયારી! આ દુનીઆમાં સરવેથી પીયારી મારી જીવનબાઈ, તે પોતાના પીઆરથી ભરેલી નજરથી મને ઓલખશે કે નહી! ઘરમાના સરવે માણસ તો મને મોડેવેહેલે વીસરી જશે પણ શું તેબી તેમજ કરશે! જારે હું નાનો હતો તારે હમો કેવાં એકમેક સાથ રમતાં હતાં અને જારે તે મોહોટી થશે તારે તેણીને મારી સાથ પરણાવવામાં આવશે એવું દરએક જણ કેવાં મોઠાસથી બોલતાં હતાં. જારે ઇંગલંડ જવા હું ઘેરથી નીકલીઓ તારે મેં તેણીને કેહેવો કોળ આપીયો હતો! હમણાતો તે મારા કાકાની એકલી વારેસ થઇછે. ઓ મારા જીવ, જીવણ હું તને કારે પાછો મલશ, અને આગલ આપણ એકબીજા સાથ જેવો વેહેવાર રાખતાં હતાં તેવો કારે રાખશ."

આવા વીચારમાંથી એકદમ ઉઠી પોતાની ઇશકોતરી ઉઘાડી તેમાંથી કાગજોનું એક પડીકું કાઢીયું, જે દોરીવટે તે બાંધેલું હતું તે છોડી તેમાંથી બે ચાર કાગજો કાઢી તરતજ તેમને બોસો લેવા લાગો અને જાંહાં ઉભો હતો તાંહાંજ સધીર થઇ બોલીયો:—"પીઆરા અખશરો, તમોને જારેબી જોઉછું તારે મારાં કલેજામાં એક જાતની થંડક પહેછે. એમાનો એક એક શબદ મારા ગરમ થએલા મીજાજને કેવી રીતે સાંત કરેછે. જોકે મારી જીવન બીજાઓ તરફ જરા શખત હતી પણ મારા સાથ તે કેવી નરમાસ રાખતી હતી. તેણીનો હસમુખો ચેહેરો, કાળી ભમર જેવી આંખો, પણ તેમાં નરમાસ તથા અંદાજે ભેલાએલો; સીધું બદન, ચાલવાની ટમછપ જેની મોર પણ અદેખાઈ કરે, બોલવામાં ચપળતા અને મીઠા સરોદના જેવો તેણીનો અવાજ, એ સરવે ઉપર હું વીચાર કરૂછું તારે આગલા દીવસો મને યાદ આવેછે, જારે હું ફરવા જતો અને પાછો આવતાં જરાબી મોડું થતું હતું તો વેહેલી વેહેલી વાડીના દરવાજા પાસ આવી કેવી મારી રાહા જોતી હતી અને સામેથી મને આવતો જોઈ પોતાના નાના પગો જમીનને જાણે લાગતાજ ન હોય તેવી પરકારે, પોતાના લાંબા કાળા બાલોને હવામાં ચોતરફ ઉડતા મુકી, દોડતી દોડતી આવતી હતી, પણ આ સરવે વીચારો મારી યાદદાસતમાંછે તારે ખુશીને બદલે દલગીરી, પસતાવો અને ખેદ ઉતપંન થાયછે. નહી નહી મારે એ વીશે વધારે નાહીમત થવું નહી જોયે." એમ કહી તે સરવે કાગજો પાછાં ઇસકોતરીમાં મેલીયાં. તે સાહેબ ઉપર ઇતબાર રાખી મારાથી જેટલું બની શકે "તે કરી મારા જીગરનો હાથ પાછો લેવાની કોશેશ કરૂં."

એક દાહાડો સહવારના એક વરતમાન પતર નવરોજી વાંચતા હતા તેવામાં તેમની નજર એક જાહેર ખબર ઉપર પડી.

"એક કોચમેન જોઇએછે—ઈમાનદાર અને મેહનતું માણસ. જે પોતાનું કામ બરાબર સમજતો હોય અને ઘોડાની માવજત તથા તેને કેમ શીખવવા તે જાણતો હોય, તેણે સુરતમાં મેહેતાવાડીમાં પેશતનજી મેતાને મલીઆથી પગાર તથા બીજો બંદોબસત કરવામાં આવશે."

આ ખબર વાંચીઆ પછી નવરોજી ઘણોએક વાર લગી વીચારમાં પડીયા.

"હા, આ ચાકરીને હું લાએકનોજ છું. તેઓ મને ઓલખી શકનાર નથી. વખતના જવાથી મારામાં ઘણાએક ફેરફારો થયાછે. એકવાર ફરીને મારી જીવનને જોવાની મારી મરજીછે."

એમ બોલી તરતજ વરતમાન પતર એક બાજુ નાંખી દીધું. પોતાના કપડાં તથા બીજો સામાન જે બાહેર પડીયો હતો તે પેટીમાં સીચીઓ અને કાંઇક ખરીદી કરવા બજારમાં ગયા, તાંહાંથી આવી બીજી સહવાર કાહારે પડે તેની તલપમાં પડીયા. એ સહવાર પડતાં નવરોંજીને નજદીક એક વરસ વીતીયું હોય એવું લાગું, આખી રાત હુંગ આવી નહી ને પોતાનાં બીછાના ઉપર તરેવાર વીચાર કરતાં આખો વખત કાઢીયો. આખરે જે સહવારની તે રાહા જોતા હતા તે આવી. પોતાનો સામાન લઇ આગ ગાડીમાં સવાર થયા, બપોર પડતાં શુરત દુરથી દેખાવા લાગું, આ વખતે નવરોજીની છાતી ઘણીજ જોશથી ધબકવા લાગી. શુરતના સટેશન ઉપર ઉતરવા પછી પાધરા મેહેતાવાડી જવાની ગારી કીધી. રસતાંમાંથી જતાં તેવનની યાદદાસત પાછી તાજી થવા લાગી અને ઘણીએક જાણીતી ચીજો નજરે પડતાં તેનામાં એક જાતનો હરખ ઉતપન થયો અને છેલે મેહેતાવાડી આગલ આયા તારેતો એટલો હરખ વધી પડીયો કે જાણે તાંહાંની લીલોતરી ભરેલી જગા ઉપર પડી નાના બચાંની માફક રડે.

ગાડીમાંથી ઉતરી પોતાના પગ ખંખેરીઆ અને હીમત પકડી. હવે કાકા પાસ જવા આગમજ પોતાનું નામ શું ધારણ કરવું તે ઉપર વીચાર કરી આદરજી રાખયું.

બંગલો, જે દરવાજાથી દુર હતો તાંહાં પોહોચીયો; આ વખતે બે નાજનીનો બારીએ કાંઇ ભરત ભરવામાં ગુંથાએલી નજર પડી. ઓટલા ઉપર એક સીપાઇ હતો તેને પોતાનું નામ આપીયું અને પેશતનજી મેહેતાને

મલવાની ખાએશ બતાવી. સીપાઈ આદરજીને પેશતન
જી પાસ લઈ ગયો, આ વખતે તેવણ પણ, પેલી નાનની
નો જે ઓરડામાં બેઠી હતી તાંહાંજ હતા: નવરોજી ઓ
રડામાં ગયા કે પેશતનજી ભપકામાં ઉઠીયા. તેવનનો ચે
હેરો વખતના જોરથી બદલાયલો હતો તથા બાલ સફેદ થ
યેલા હતા. નવરોજીએ જોયું કે મારી આવી ચાલથી તેના
કાકાને કાંઈ દુખ ઉપજ્યું હોય એવું તેવનના ચેહેરા ઉ
પરથી દીસતું ન હતું. પેલી બે ઓરતોમાંની એકને ત
રતજ પીછાણી કે તે જાહારે પોતાના કાકાના ઘરમાં હ
તો તારે તેની જીવનબાઈ સાથ રમવા આવનારી તેણીની
એક સહી હતી;-પણ બીજી જે એક નાની ઢીંગલી સાથ
રમતી હતી તે શું તેની જીવણ હતી ! તેતો આઠ વરસની
એક નાની છોડી હતી પણ આતો નૌજવાન જોબનવાલી
ઓરત જેણીના ભવાં કમાનની માફક વલેલાં અને કાલાં
ભંમર જેવાં; ભપકાદાર રેશમી સારી, જેનો રંગ આંખને
થંડક આપે એવો હતો તે જે ખભાં ઉપર નાખી હતી તે
એક પુલની માફક એકસરખા ઢેલાવવાલાં હતાં. તેણી
નું નાખ સીધું અણીઆરૂ બે ગુલાબી સમુદરની વચમાં
ઉગેલા લીલોતરી ભરેલા ખડકની માફક વચમાં ઉભું હતું.
કાનમાં હીરાનુ એરીન લટકતું હતું તે તેનાં ઢેલાવદાર
ખભાંને જાણે ટંટલાવતું હોય તેમ તેનાંથી જરા ઉતયા
ઈમેજ રેહેતું હતું. તેણીની કાલી પણ સવચછ આંખો
માં પીયારનો આતશ દેખાતો હતો પણ તેણીનો અવા
જ તેના નાના મોહોમાંથી, પરવાલા સરીખા હોઠો તથા
મોતી સરીખાં દાંતોને અથડીને આવતો હતો તે એક બ
ચાંના જેવો કોમલ તથા નીખાલસ હતો. ક.

(સાંધણછે.)

## ખાવંદ.

(એક ઓરાબાવાની નોંધબુકમાંથી.)

જવાન દોસત, હવે જારે તારા ધયાનમાં ઉતરયું કે "ઓરત" નાં ખરાં નામ અને કામને કેવી નારો લાયક છે, તારે અલબતે તને કુદરતીથીજ સવાલ પેદા થશે કે આવી ગુણી ઓરતને લાયક કેવી જાતનો ખાવંદ જોઈયે ?

ખાવંદ તે સરદારછે, અને હરકોઈ સરદારના તાબામાં કોઈ પણ ચીજ હોય તારેજ તેની સરદારી સહી ગણાયછે. એક ઓરતના ખાવંદ વીશે બોલતાં આપણ સમજીયેછે કે તે ઓરત તેણીના ખાવંદની એક એવી રઈએત હોવી જોઈએ કે જેનો તે સરદાર છે.

પણ તું જાણેછે કે પોતાના તાબાની દરેક ચીજનો ગમેતેવો ઉપયોગ કરવાને એક આલેકને હકછે. તારી દોલત, તારી પાદશાહી અથવા તારા ભીજાન ઉપર તારો કાબુ ચાલેછે, માટે એમનો ગમેતેવો ઉપયોગ કરવાનું તારા હાથમાંછે. એ તારી મુખતેયારીને થકી આ ચીજોના ખાવંદનું નામ તને મલેછે.

એજ મુજબ ઓરતો ઉપર ખાવંદો પોતાનો કાબુ ચલાવેછે. તેમની ઉપર તેઓ ચાહે તેવો જોલમ ગુજરેછે, અને આયનદેહ ગમે તેવી જફાથી તેઓ તેમને બેજાર પણ કરેછે. તેમાં કોઈને વચે બોલવાનું કામ નથી, કોઈને વચે પડવાનું કારણ નથી, કોઈને પુછપાછ કરવાનો હક નથી, ખાવંદ ઓરતનો માલેકછે, અને ઓરત ખાવંદના પઈસાથી ખરીદેલી વસતુ છે, આમ ગણીને ઓરતના દરજાથી તેઓ મરદનો દરજજો વધારે ગણી તેમને નીચે નાંખી છુંદેછે.

આવા દાખલા જંગલી લોકોમાં બનેછે, અને સુધરેલાંનું દોલ ઘાલનાર દેશમાંથી જો એવા દાખલા બનેતો તે પોતે જંગલીજછે. એ ઠેકાણે જે ધણી "ખાવંદ" નું નામ ધરાવેછે તે, તે પાક નામને કોઈ પણ રીતે લાયક નથી. તે એક શેતાનછે, જે મોટું નામ રાખીને ખોટાં કામ કરેછે.

અલબતે એક રીતે જોતાં ઓરત તેના ખાવંદની મીરાસછે અને ખાવંદ તેનો માલેકછે. પણ તારે એમ હોવું જોઈયે કે જે ચીજનો આ ખાવંદ માલેકછે તે તેને ઘણીજ વાહાલી હોવી જોઈએ. અને જે ચીજ વાહલપણમાં ઉછરી હોય તેની શું મકદુર કે પોતાના વાહાલા માલેકથી બેજાર થાય ?

તારે જાણવું જોઈયે કે "ખાવંદ" નામ ધરાવનારમાંથી ચોકશ ગુણો હોવા જોઈયે, એવા ગુણો કે જેમનો ખુબીથી તે ફાવી નીકલે. એક ખરો ખાવંદ હું તેનેજ ગણુંછુ કે જેનામાં એક "મરદ" ને લાયકના સઘલા ગુણો હોવા સાથે નીચલા બીજા વધારે ગુણો હોય. મેં એક ઓરતનું જે ચીતર તને આપયુંછે તેવી "ઓરત" ને લાયક નીચલા ગુણ ધરાવનારોજ "ખાવંદ" છે.

જો બાહેર તે એક બકરી જેવો હોય તો ઘેરમાં એક સીંહ જેવો; દુશમનોમાં એક ભપ જેવો હોય તો દોસતોમાં એક સુખ જેવો; પરજામાં તે એક માનીતો હોય તો બેશાવંદોમાં તે એક રમકડું હોવો જોઈએ.

તે એવો હોવો જોઈએ કે પોતાની ઓરતને દરેક લાડથી ઉધારે, તેણી તરફની દરેક ફરજ બજાવે, તેણીની દરેક લાયક માંગણી કબુલ રાખે.

તેનામાં એવા ગુણ હોવા જોઈએ કે તે પોતાની ઓરત અને ફરજંદો સાથે હલીમલીને જીંદગી ગુજારે; અદેખાઈ અને વેહેમ તે પોતાથી દુર રાખે; અને તેમને વીશે જખી કાંઈ ઉલટું સાંભલયું હોય તેપર ધયાન નહી આપતાં તેવી બદગોઈ કરનારને મંડળીમાં હલકો પાડે.

ઓરતનાં દુખમાં તેણે ભાગ લેવો જોઈએ, તેણીનાં સુખમાં પોતાનું સુખ આપી ઉમેરો કરવો જોઈએ, તેણીના સંસારમાં પોતાની પીઠ આપી તેણીનો ભાર ઉગારવો જોઈએ.

તેણે નરમાશ કદી છોડવો નહી જોઈયે, મોહબતને પડતી નાંખવી નહી જોઈએ, તથા બુરા શબદોથી મોહોડું બગાડવું નહી જોઈએ. પણ તેણે કજીયો, વેહેમ અને ગાલગલોચથી પરહેજ રેહવું જોઈયે.

વફાદાર અને ઓરતવાર રેહવાનો પોતાની ઓરતને સબક આપતાં તેવો સબક પોતેજ લેતાં ભુલી જવું નહી જોઈયે; ગમે તેવી જરૂરની વખતે ઓરત તરફની વફાદારી અને વચન ભુલી નહી જતાં, પેલી સીંહણની માફક "મોત નીપજો તોપણ ઘાંસ ખાવું નહી જોઈયે"; પોતે

યા પછી મારી ઉપર બે હાથમાં માથુ નાખી નીચે પરમાણે વીચાર કરવા લાગા.—"હું જે બેપરવાઇ અને ખુશી ખુશાલીમાં મોહોટો થયોછુ તે એકદમ તીયાગ કરી નવા રસતા ઉપર કેમ આવી શકુ. જારે મારા નસીબમાં આ દુ:ખ લખેલું હતું તો મેં આવી જીંદગીમાં ચાલુ રેહેવા શાસારૂં જારી રાખીયું અને આગમજથીજ આવાં કામ માં શાસારૂં નહી પડીયો. એક લખપતીનો દીકરો, શુખ અને આરામમાં ઉછરેલો અને વલી કાકાના લાડમાં નાન પણથીજ રહેલો અને તેનો વારેસ થવાનો એવો હું, આ જ કેવી અવસથામાં આવી પડીયોછું. જારે તેર વરસનો થયો તારે મારા કાકાએ મને વેલાત મોકલીયો કે કાંઇ થો ડુ ઘણું સીખું અને વેલાતની રીતભાત હાંસલ કરૂં. તાં હાં ગયા પછી હું શું શીખીયો ! જે કાંઇ હાંસલ કીધુંછે તેતો કસી રીતે મને હમણા મદદ આવતું નથી. પણ કાં ઈ ફીકર નહી. એવી રીતે હીમત છોડી દેવામાં કાંઇ ડા હાપણ નથી. મારી પાસ જેટલા પઇસા બાકીછે તે લઇ સુરત જાઉં અને તાંહાંના કોઇ શેઠીઆને તાંહાં કોચમેન તરીકે રહું. શુરત છોડીઆને આજ બાર વરસ થયાંછે તેથી કોઇ મને પીછાની શકશે નહી. જારે મેં સુરત છો ડીયું હતું તારે હું એક નાનો છોકરો, વગર મુછ અને થેબીઆનો એક મરકટીઓ હતો પણ હમણા તે સાહેબની મેહેરબાનીથી એક ગબરૂ અને ... પડેલો છે, યોછું. હા! પણ ... મુજમરાના અને બીજા દરએક આ દુનીઆમાં પોતાનાં મોટાં બાલકો સાથ જંગલી મેવો તે પોતે જીવેછે, પણ બીચારા દુધમલ ફરેદુનનું દુખ તો એથીબી મોટું છે. થાન માહેલું દુધ સુકાઇ જાયછે, અને ફરાનક અફસોસ કરેછે તેમ ખરેખર "જે જુલમાતથી પાંણીના જહરા સુકાઇ જાય, તેથી થાનમાનુ દુધ નહી કાંએ સુકાય ?"

પણ ફરેદુન તેથી આખો વખત ટવલ ટવલ કરેછે. તેના ભાઇઓ તેને માટે ફુલો વીણી લાવેછે, અને ફરાનક તેને માટે ફુલનું બીછાંનુ કરેછે. તેના જોલલાંને જાહાડ સાથ બાંધી તથા ગીતો * ગાઇ તેને સુવાડે છે. પણ આ સઘલો વખત જે સઉથી ભય ભરેલી આફત આ રખડતાંએ ઉપર પડેછે તે ખુદ દુશમનો આવી મલવાનીછે. ફરેદુનની શોધ માં જોહાક ફરતા મેલેલા સવારો વારેવાર ફરાનકને મલેછે અને તેથી ફરેદુનને બચાવા સારૂં ફરાનક ગમેતેમ નાહા સેછે ઇઆ છુપાઇ જાયછે. એકવાર હાલરડું ગાતાં ફરેદુન જોલલાંમાં અને તેના તરણ્ડે ભાઇઓ જમીન ઉપર ઉંઘાઇ ગયાછે તથા ફરાનકની જરા "આંખ લાગેલી" છે, તેવામાં જોહાકના સરદારો આવી પોંહોંચેછે, અને તેઓ એટલા નજ દીક આવયા પછે ફરાનક જાગી ઉઠેછે કે નાહાસતાં તો તે ખમીત પકડાઇ આવેછે.

આ વખતે ફરાનકને એક હીકમત સુજેછે. તે પો તાના બે વડાં બચાંઓને સુતેલાં રાખી ફરેદુનને હાથમા લઇ એક મોટાં જાહાડ ઉપર ચહડી જાયછે, અને સરદારો તેને જોવા વગર પસાર થાયછે; પણ તેવામા ફરેદુન ઉંઘ માથી જાગી ઉઠીને એવો રડવા માંડેછે, કે તરત સઘલા સ રદારો તે જાહાડ તરફ દોડી આવેછે. હવે ફરેદુન પકડાઇ જવાથી મોટું થતું હતું તો વેહેલી વેહેલી વાડીના દરવાજા પાસ આવી કેવી મારી રાહા જોતી હતી અને સામેથી મ ને આવતો જોઇ પોતાના નાના પગો જમીનને જાણે લાગ તાજ ન હોય તેવી પરકારે, પોતાના લાંબા કાળા બાલોને હવામાં ચોતરફ ઉડતા મુકી, દોડતી દોડતી આવતી હતી, પણ આ સરવે વીચારો મારી યાદદાસતમાંથે તારે ખુશીને બદલે દલગીરી, પસતાવો અને ખેદ ઉતપંન થાયછે. નહી નહી મારે એ વીશે વધારે નાહીમત થવું નહી જોયે." એમ કહી તે સરવે કાગજો પાછાં ઇસકોતરીમાં મેલીયાં. તે સાહેબ ઉપર ઇતબાર રાખી મારાથી જેટલું બની શકે "તે કરી મારા જીગરનો હાથ પાછો લેવાની કોશેશ કરૂં."

એક દાહાડો સહવારના એક વરતમાન પતર નવ રોજી વાંચતા હતા તેવામાં તેમની નજર એક જાહેર ખબર ઉપર પડી.

"એક કોચમેન જોઇએછે—ઇમાનદાર અને મેહનતું માણસ, જે પોતાનું કામ બરાબર સમજતો હોય અને ઘોડા ની માવજત તથા તેને કેમ શીખવવા તે જાણતો હોય, તેણે સુરતમાં મેહેતાવાડીમાં પેશતનજી મેહેતાને ... તથા બીજો ... ઉડાડી તેમને સવાલો પુછેછે, તા ર ત સરદારો વધારે ભુલાવો ખાયછે. તે છોકરાઓને ફ રાનકે છુપાંન નામો આપેલાંછે, અને નાહાસવાની ખરી મતલબ તેમની માતાએ તેમનાથીબી છુપાવેલી છે, એટલે તે છોકરાઓ સાદાં દીલથી એવા જવાબો આપેછે કે તેથી આ સરદારોની વધારે ખાતરી થાયછે કે "આ કાંઇ ફરા નક નથી ને આ બચું કાંઇ ફરેદુન નથી." થોડાક સ રદારોને હજી વેહેમ જાયછે, પણ થોડાકો માનતા નથી, તે ઉપરથી તેઓ તકરાર કરતાં તડાતડી ઉપર આવી જઇ પોતપોતામાં લડવા પડેછે અને લડતા લડતા પાદશાહ જોહાક પાસે પોતપોતાનીજ ફરીઆદ લઇ જાયછે !

જારે આ શંકટ વટાવયું તારે હીમતવાન ફરાનક પોતાની આફતો ઓછી કરવાનો એક બીજો ઉપાય કરેછે. તે પોતાનો ઓરતનો લેબાશ દુર કરી મરદનો પોશાક પે હેરેછે, તથા તેહેમાસપ નામ રાખેછે તથા પોતાના દીકરા ઓને કાન ચીમટીને શીખવેછે કે "મને ભાઇ કરીને હાં ક મારવો." આવી રીતે નવી તઇઆરી કરી ફરાનક ઘણું દુર જતી નથી, તેવામાં એક નવું શંકટ તેના ઉપર આવી પડેછે. તે મરદના વેશે પોતાના દુધમલ ફરેદુનને ખોલામા લઇ બેઠીછે, એટલે સામેથી એક મરદ અને એક ઓરત આવેછે, જેઓ વાતચીત ઉપરથી માટી બઇએર નહી પણ ભાઇ બેહેન માલમ પડેછે. ફરાનક ઉપર નજ ર પડતાંજ તેઓ તેની આગલ આવી હકીકત પુછેછે તારે જ વાંન તેહેમાસપ (ફરાનક) તેમને ખોટી ખબર આપેછે કે "હું એક સોદાગરનો બેટો છઉં અને આ તરણ બાલકો મારા ભાઇઓ છે. મારા માબાપ સાથ મુસાફરી કરતાં ચોરોએ હો મલો કરી મારા બાપને કતલ કીધો, અમારો વેપારનો અસ બાબ લુટી લીધો અને અમો ચારે ભાઇઓને ફકત દયાને ખાતર જીવતા રાખી અમોને જંગલમાં છોડી દીધા."

આ હેવાલ ઉપરથી આ જંગલી ભાઇ બેહનો ફરાનક ને તેના ફરજંદો સાથે પોતાના ઝુપડામાં ઉતારો આપેછે, અને ફરાનક લાંબી મુદતે એક છાપરાંનો આસરો જલવા

* ફરેદુનના હાલરડાંનું ગીત ગયા મેહે માસના અમારા અંકમા ઊતારી લીધુંછે.

ગુઝરગુજારી કરેછે. પણ તે બીચારીને ખબર નથી કે …મી ફસવાનુંજ છે. આ ભાઈ બેહેનો ધાટકી અને …છે. ભાઈનું નામ બાબક અને બેહેનનું નામ દેલઆ… દેલઆરાં અતીઅંત ખુબસુરત છે. તે બંનેજણ ખાનદાનના છે. તેમનો બાપ કોહોરમ ઈરાનનો મો…રબારી હતો. તે જોહાકને તાબે થઈ માન આપતો… એક દાહાડે તેના કાંઈ ટીકા ઉપરથી ખફા થઈ જો… તેના આ બંને જવાન ફરજંદોને જબે કરવાનો હુકમ …પો, પણ જલાદને તેમના ઉપર દયા આવી, માટે તેમ…ર જંગલમાં મેલી આવી પાદશાહાને ખબર કીધી કે તે… મારીનાખ્યાંછે. એ પછે એ ભાઈ બેહેન આ જંગલ… આવીને વસયાં. પણ એ વખતથી તેઓએ વાટપાડા…ને ખુનીનો ધંધો પકડયો.

તેઓની મતલબ એ હતી કે આ જંગલને રસતે જો…કની જાતવાલા માણુશોની આવજાવ થતી હતી, માટે …આ ભાઈ બેહેન પાદશાહને જાહેર નહી થાય એટલા માટે …ંગલમાં આવનાર દરએક જણને મારીનાખવાનું કામ તે…ો લઈ બેઠાં હતાં. વલી આ ધંધાથી તેમને જે લુટ થ…તી તેમાથી તેઓનું ગુજરાન ચાલતું હતું. તેમના હાથમાં થી કોઈ માણુશ જીવતો ગયો નહી હતો, અને તે ગુખીઅ કરીને બાબકના કરતાં દેલઆરાંને લીધે બનતું હતું. દેલ આરાં પોતાની ખુબસુરતીથી દરએક મુસાફરને લોભાવતી હતી. તે તેને ફુસલાવીને પોતાના ઝુપડાંમા લાવતી અને તેઓમાનાં એકનીબી સાથ પોતાની દામાન બગાડવા વગર તેમને પેઆરથી માતર ઠગતી હતી. તેવામાં બાબક તે મુસાફર ઉપર હોમલો કરી તેને મારીનાખતો હતો. એવીજ રીતે તારે ફરાનક (મરદના પોશાકમાં) પોતાના ફરજંદો સાથ આ અપવીતર જગામાં આવી પડી હતી અને તેનો જીવ કેટલો ધાસતીમાં હતો!

પણ હીઆંબી ખોદાએ તેને તથા તેનાં બચાંને બચાવીઆં. દેલઆરાં આજસુધી કોઈબી મુસાફર ઉપર ખરાં દીલથી આશક થઈ નહી હતી, પણ ફરાનક (મરદના લેબાશમાં) ઉપર દેલઆરાંનું ખરેખર દીલ બાજી ગયું હતું. તેણીએ ફરાનકને પોતાનો પેઆર જાહેર કીધો હતો તથા ફરાનક સાથ પરણુવા માગયું હતું. ફરાનક મનમાં વીચારતી કે મારા જેવી એક ઓરત સાથ પરણીને તું શું મેલવવાની છે? ખુની બાબકને એ વાતની કશી ખબર નહી હતી. તે પોતાના સરેસતા પરમાણે જવાન નેહેમાસપ (ફરાનક)ને મારીનાખવાની તઈઆરી કરતો હતો. બલકે એકવાર તેહેમાસપ પોતાના ભાઈ (ફરેદુન) ને દુધ પાવાનો લોટો હાથમાં લઈ જાયછે, તેવામાં બાબકે પોતાની તલવાર આડી ધરી તેને અટકાવયો. ફરાનક આ ઝુપડામાં આવી તારથી પોતાના મનમાં ઘણી ગુંચવાયા કરતી હતી. એકગમથી દેલઆરાં અતીશય પેઆર કરતી, તારે તેનો ભાઈ ઘણો ઠંડો રેહેતો હતો તથા ઘરમાં પેઆરને બદલે કતલનાં તમાંમ હથીઆરો હતાં. એ વાતની તેને બાબકે હવે સમજ પાડી. તેણે કહયું કે "મારી બેહેનનો પેઆર સઘલો ખોટો છે, તેતો તારા ભાઈઓનો કુમલો જીવ પોતાના કુમલા હાથે લેવા ગઈછે, અને તારો જીવ મને હવાલે કર."

પણ દેલઆરાંનો પેઆર ખોટો નહી હતો. બાબક નાજુક ફરાંનકની કુંમલી ગરદન ભચડી તેને વાંકી વાલેછે, તથા તેનાં ઉપર પોતાની તલવાર ઉંચકેછે તેવામા પછવાડેથી તેનો હાથ અચકી ગયો. દેલઆરાંએ પછવાડેથી આવી પોતાના ખુની ભાઈ બાબકનો હાથ ધરી લીધાં જેથી ફરાનક બચી ગઈ. દેલઆરાંએ ફરાનકને ધીરજ આપી કે બાલકોને મારીનાખયાં નથી, પણ તેઓ સલામત છે; માટે ફરાનક તરતજ તેઓને ભેટવા ગઈ. અને હવે બાબકનો સઘલો ખુની જુસો તેની બેહેન ઉપર ઉતરયો. પણ દેલઆરાંએ "દીલ બેહેલાવનારી દલીલો" થી બાબકનું દીલ પીગલાવયું. એ એકવારની ખુની પણ હવે દયાલુ સ્ત્રીએ પોતાના ભાઈના દીલમાબી દયા ઉતારી, જેથી અંતે બાબકે દેલઆરાંની ચાલ ઉપર ખુશાલી બતાવી તથા તેહેમાસપ અને તેના ભાઈઓને જીવતાં રાખવાનું તેણે કબુલ કીધું. પણ તેણે માગી લીધું કે આ છોકરાને તેના લુટી લીધેલાં જરજેવર બલકે બીજી સામી બખશેશો આપીને તેને ઝુપડાંમાથી બાહાર કાહાડવો. દેલઆરાંએ, પોતાની સઘળી મોહોબત છતાં ઘણુ બલાપાથી પોતાના દીલદારનો જાન બચાવા સારૂં ફરાનકને તેના બચાંઓ સાથ ઝુપડાંમાંથી જવા દીધી.

એક ગમથી ફરાનક બાહાર નીકલી કે બીજી ગમથી એક બીજો આદમી ઝુપડાંમાં ઉતારો માગવા લાગો. દેલઆરાંએ બાબકને કબુલાત આપી હતી કે જવાન તેહેમાસપ (ફરાનક) નો જીવ બચાવાના બદલામા નવો જે બી શખસ પેહેલો આવી લાગે તેનું ખુન દેલઆરાંએ પોતાને હાથે કરવું અને પોતાના ભાઈના હાથને આરામ આપવો. કસાઈઓને પોતાના પાપનો પોતંપોતામા આ દીલાસો મેલવતાં ઘણો વખત લાગો નહી. બીજો જે માણુશ ઝુપડાંનો આસરો માંગતો હતો, તેને ઝુપડાંમા લેતાંવાર બાબકે તેને જમીન ઉપર તોડી પાડયો અને દેલઆરાંએ તેના ઉપર તલવાર ઉંચકી. એ રીતે તે અણુજાના શખસે પોતાને અચબુચ મોતની ઘડી ઉપર આવેલો જોયો, તારે તે પડયો પંડયો ખોદાને યાદ કરવા લાગો તથા પોતાના ગામ વરેનને યાદ કરવા લાગો તથા ફરેદુનને યાદ કરવા લાગો. ફરેદુનના નામથી આ ખુની ભાઈ બેહેનો પાછાં ચોંકયાં અને પોતાનો હાથ ખાંચી તેઓ એ "મુબારક યાદ" નું કારણ પુછવા લાગાં. આ તક જોઈને એ અણુજાના શખસે પોતાને ફરેદુનની તરફવાલો તથા જોહાકના દુશમન તરીકે જણાવયો. એ ઉપરથી આ ભાઈ બેહેનોને જોહાકનો જુલમાત યાદ આવયો, તેઓને આ શખસ ઉપર દયા આવી અને તેને પણ તેઓએ જીવતો રાખયો!

દેલઆરાં ખુનીના પાપી પેશાથી કંટાલી ગઈ હતી. જો કોઈ સંપીલો સાથી મલી આવે તો એ કામથી તેને દુર રાખવાની તેના ભાઈએ કબુલાત આપી હતી. તે મુજબ આ શખસને સાથી દાખલ રાખયો, તેને સપત આપયા અને પછે તે આ ઝુપડાંમા રહયો. હવે એ શખસ કોઈજ નહી-પણ-પેલો વરેન ગામવાલો દગલબાજ જીઉ હતો. વાંચનારી બાનુઓને યાદ હશે કે જોહાકના સરદાર જરસાની છાવણીમાં એ શખસને ફરાનકની પેલી ચંચલ દાસી કરંગે

ઉંધાડો પાડવાથી, જરસાએ તેને કેદમા નાખયો હતો. આ કેદખાનામાથી પોતે મેહાકને હાથ જબે થવાનુ એટલું ચોક સ હતું, કે જુઉ બંદીમાથી જીવ લઈ નાહાઠો અને જંગલો ખુંદાવતો આ ખુની ભાઈ બેહેનોના ઝુપડાંમાં તેણે જીવ આપયો હતે, પણ માયાળુ અને પવીતર ફરાનક તથા ફરેદુન આ ઝુપડાંમા આગલતા આવી ગયાં હતાં. તેમના પર તાપથી આ ઘાટકી ભાઈ બેહેનોના દીલ નરમ થયાં હતાં અને તેથી એકવાર દયા શીખયાં એટલે આ ચંડાલ પાપી જુઉ ઉપર પણ તેઓએ દયા કીધી!

જેઓની સાથ જુઉ દગો રમયો તેઓના પરતાપથી જુઉનું ઓર ભલું થયું! જો જુઉ જરા વેહેલો આવતેતો ફરાનક અને ફરેદુન માલમ પડી આવતે અને આ ઝુપડાંમાં તેમની બરદાસત થતે. પણ તેમની સરજત દુખ ભોગવવાની માટે તેઓ જુદાં નામે આવયાં, તેઓ હલાક થયાં અને પાછાં રખડતાં થયાં, અને તારપછે તરતજ જુઉ તેઓના નામનો ખોટો આહા બતાવાથી આ ઝુપડાંમા પેઆરથી રહયો!

દુનીઆં એવીજ બેઢંગી છે.

(સાંધનછે.)

---

## ઈરાનના મોગલોના લગનના વેહેમો.

ઈરાનના મુસલમાનોમાં દરએક જણે લગનની કીરીયા તથા રીતભાતો સારીપેઠે જાણવી જોઈએ એમ તેઓ સમજેછે. આપણામાં સઘલું બઈરાંજ સમજે તેમ તાંહાં નથી. તેમાં કાંઈ પણ ભુલ ચુક થાયતો તેના વેહમથી કરી પરણતાં જોડાંનાં ભવીસયનાં શુખને માટે અસર થાતી તેઓ સમજેછે. કેમકે તેઓમાં એવો કાયદોછે કે દરેક કામો પછી વીપાવહાર સંબંધી, સંસાર સંબંધી, અથવા વીવાહ સંબંધીમાં શરૂઆતની ફતેહ સાધારણ રીતે આબાદીની આગમચેતીછે. આ વીચાર ઘણોખરો લગનની કીરીયાની વેલાએ સાધારણછે. લગનની રાતે છોકરીની માએને તે ઠેકાણે હાજર થવું વાજેબછે. પરણવાના ઓરડામાં પેહલાં છોકરીને બેસાડેછે, પછી તીયાં વરરાજા આવી તેણીની પાસે બેસેછે. તે પછી છોકરીના જમનો પગ છોકરાના ડાબા પગ ઉપર મેલેછે અને એજ પરમાણે તેણીનો જમનો હાથ પણ છોકરાના જમના હાથ ઉપર મેલેછે. પછી પેશ ભરથાર તે ટાંકણાંને લગતી કાંઈ બંદગી બે વાર બોલેછે. તે બાદ તીયાં એક પાણીનું વાસણ અને તશ લાવી પેલી કનીયાનો જમનો તથા વરરાજાનો ડાબો પગ જે સાથે જોડી રાખેલા હોયછે તે ધુવેછે, અને એજ પરમાણે તેમના હાથ પણ ધોએછે. પછી વરરાજે પોતાની બાયડીનો હાથ ધરી તેણીને લગનનાં બીછાનાં ઉપર સુવાડેછે અને તેણીનાં માથાં ઉપરથી થોડાંક રૂનાં બીજ વધાવી લેછે.

હીંદુસથાનના મુસલમાનો કાંઇ એ પરમાણેની કીરીયા કરતા નથી. તેઓ તો વર અને કનીયાના હાથ એકમેકની ગરદન સાથે લપેટાવી કેબલા તરફ તેમનું મોહ કરી તેમની પાસે બે વાર બંદગી કરાવેછે; જે પછી પેહેલાં કનીયા શુખડનાં પાણીથી વરના પગ ધોએછે, અને પછી તેજ પરમાણે વર કનીયાના પગ ધોએછે, અને બસ લગનની કીરીયા ખલાસ થાયછે.

લગનની રાતનાં પરણતાં જોડાંનાં ભાણાંમાં તાજી તરેલી માછલી ઘણી સગન ભરેલી ગણાયછે; અને અગરજો તે રાતનાં વરસાદ વરસેછે તો બેશક વરરાજાને આબાદીની થાયછે.

વર અને કનીયાએ પોતાનાં મોહમાં ખુશબોદાર બીયાંઓ રાખવાં જોઈએ. તથા એક આરસીમાં જોઈ કોરાનનો યુસફનો શુરો વાંચવો જોઈએ. કેહેછે કે કનીયાનાં માથાં ઉપરથી વધાવી લીધેલાં રૂનાં બીજ નસીબ જોતી વેલાએ કામે લગાડયામાં આવેછે, અને વરરાજાની પાઘડી માંથી નીકલેલાં બીજ જેઓ ખાએ તેઓનાં દીલની મોરાદ હાંસલ થાએછે.

કનયાનો સુવાનો પોશાક એક ખુબસુરત ઓરતે હાથમાં પકડવો જોઈએ, કે જેથી ભરથાર પોતાની બાયડી પર હમેશ નીરંતર તથા સાચો રેહ; અને બેહુએ તે દાહડે એક તકીઆ ઉપર સુવું એ ભાયગશાલી ગણાયછે. કનયાનો સુવાનો પોશાક એક બદસુરત અથવા કાલી ચામડીની ઓરત નહી પકડે તે માટેની ખાસ સંભાલ રાખવી જોઈએ, નહીતો તે પરણતાં જોડાંને અપસગન ગણાયછે. વર અને કનયા પોતાના ઓરડામા જાય પછી બીજી ઓરતો કે જેણીઓ કનયાને તયાંથી આવી હોય તેઓએ એક ખુણામાં ભરાઇ તેઓ શું વાત કરેછે તે સાંભલવું, અને સવારનાં તેમનાં દોસત આશનાંઓમાં તે માટેની ગરપછાંત લગાવવી.

લગનની બીજે દાહડે સગાંવાહલાં તથા દોસત આશનાઓ પાછા મલેછે, અને નાચરંગ કરેછે. કનયાનું ભોજન તેની માએના ઘેરમાં એક પડદામાં પકાવવું પડેછે, અને લગનને દાહડે તેણીને થોડોક કપુર અને ગોલાબ લુંજેલાં બીઆંની સાથે આપેછે કે જેથી તેણીનું પેહેલું બાલક દીકરો અવતરે અને જયારે કનયાને તેણીની માએને ઘેરથી વરને ઘેર શેહાદીને માટે લઈ જવામાં આવે તયારે તેણીને લાગતાંવલગતાં સરવએ તેણીને ભેટ આપવા માટે ચીથાઇ લઇ જવી અથવા મોકલવી. કનયા પરણયા પછી ૪૦ દીવસ વેર નીમાજ નહી પઢેતો ચાલી શકેછે, અને અગરજો તે રમજાન મહીનામાં પરણેતો તેણીને તે મહીનામા રોજા પાલવાની અથવા નીમાજ કરવાની અગત નથી.

---

# પારીસના પેહેલવાનો.



## જેનરલ વીમપફેન.

થોડા વખતને માટે જે ફરેંચ પેહેલવાને બદનામી મેળવી તે આ જેનરલ વીમપફેન છે. ૧૮૭૦ ના શાલના શીહા સપટેમબર માસની શીહા શરૂઆત, જેમાં ફરાનસની મોટી શાનશાહાત પડી ભાગી, તે વખતે જેનરલ વીમપફેન તરતનોજ પરસીધ થયલો હતો અને ફકત પોતાના દેસની એ મોટી ખેજાલતમાંજ ભાગ લેવા સારૂ ખોદાએ તેને મોકલયો હોય તેમ નેપોલીઅનના તાબે થવાની માતર બેજ દીવસ આગમચ તે ફરાનસ અને જરમનીની મોટી લડાઈમાં શામેલ થયો હતો. લડવઈઆઓ અને સુરાઓ તેના ઉપર સદા દયા કરે એવી હાલત એ દલેર સરદારની થઈછે અને તેના હેવાલમા આપણને ઘણું થોડુંજ કેહેવાનુંછે.

જેનરલ વીમપફેન એક જવાન, મજબુત બાંધાનો અને હીંમતવાન ફરેંચ સરદાર છે. તેણે ફરાનસની શેવામા લડાઈઓ મારેલીછે, પણ તેમા લગાર ઓછા અનુભવને લીધે જરમની સાથની મોટી લડાઈને માટે ફરેંચ સતાવાલાઓએ તેને ચુંટી કાહાડયો નહી હતો. માકમેહાન અને બાજેન જેવા ઘણા કસાયલા અને કહરેલ પેહેલવાનો ફરેંચો પાસ તઈઆર હતા, એટલે વીમપફેન સરખા જવાન લડવઈઆઓને સરકારે ફાજલ રાખયા હતા. જરમની સાથ ફરાનસની લડાઈ શરૂ થઈ તે વેળા વીમપફેન આલજીઅરસ ખાતેના ફરેંચ સંઉસથાનમા નોકરી કરતો હતો.

પણ પછવાડેથી તેને રાંણી યુજીનીના હુકમથી બોલાવામા આવયો હતો. સીડન શેહેર કે જાંહાં લુઈ નેપોલીઅન છેલી લડાઈ કરીને જરમનોને તાબે થયો, તાંહાં જારે તે ચોમેરથી ઘેરાઈ ગયલો હતો તેવા છેક અંતના વખત ઉપર વીમપફેન સીડન ખાતે આવી પુગો. તેને સીડનના ગવરનરનો હોદો મળયો, જે હોદા ઉપર તેણે બે દાહાડા કાહાડયા નહી એટલામા જરમનો સાથની મોટી લડાઈમા સુરો માકમેહાન જખમી થયો અને તેની જગોએ ફરેંચના મોટા સેનાધીપતી તરીકે તરતજ વીમપફેનની નેમણુક થઈ. પણ આ નેમણુક તેના ઉપર એટલીતો અચબુચ આવી લાગી કે તે ઘભરાઈ ગયો.

હજીતો સીડનને લગતી પુરતી ખબર તેણે મેળવી નહી હતી. હજીતો દુશમનોના બળ અને પલાનોથી તે વાકેફ નહી હતો. હજીતો માકમેહાને તેમના સામે લડવા માટે કરેલ ઉપાયો અને ગોઠવણોથી તે અણ

જાનો હતો. એવી હાલતમા એકાએક સરદારી હા થમા આવવાથી વીમપફેનને ઘણું ખુશી થવા જોગ ન હી હતું. સરેસતાના વખતમાં સેનાપતી જેવું બીજુ માન નહી હોય. એક લડાઇમા પેહેલેથીજ સરદાર થવું અને લડાઇની સઘલી ગોઠવણ પોતાને હાથે કરીને તે મુ જબ લડાઇ ચલાવવી એ મોટાં નસીબની વાત છે. પણ એક લડાઇની અધવચમા એમણુમ સરદારી લેવાનું કેહે વામા આવે તે કાંઇ સેહેલ વાત નથી. તોબી જેનરલ વી મપફેનને આ હોદ્દો કબુલ કરવા વના છુટકો નહી હતો. માકમેહાનની જગા લેવા માટે તેના કરતાં બીજો વધારે લાએક પેહેલવાન શાનશાહાની નજરમાં નહી હતો.

હોદ્દો લેતાંવાર વીમપફેને પોતાથી બનતું કીધું. તે ણે હોદ્દો લેતાંજ જોયું કે ફરેંચ લશકર તદન બેદીલ થય લું હતું. તોપણ જે બને તે ખરી એવા વીચારમા તેણે માકમેહાનની શરૂ કરેલી લડાઇ ચાલુ રાખી. જીવપર ખેડીને તેણે જરમનો ઉપર એક મોટો હલલો ચલાવયો; કે જેમા શાનશાહ પોતે પણ લડયો હતો. એક ગોલો શા નશાહની પાસેજ પડીને ફાટો હતો, જેના ધુમાડામાં તે લપેટાઇ ગયો, પણ જેની માઠી અસરમાથી તે બચી ગ યો હતો. આ લડાઇમા નેપોલીઅને જીવપર આવીને સ રદારી ચલાવી હતી. એ લડાઇ વીમપફેનની હીમત ઉપર જ થઇ હતી. તે આખી છાવણીમા લશકરને ઉસકેરતો ફરયો હતો. તેણે લશકરમા એવી ખબર પોંહોંચાડી હ તી કે બાજેન જે મેટજમાં ઘેરાઇ પડેલો હતો, તે તાહા ના કીલલાની બાહેર નીકલી આવયોછે અને સીડનના કોટ બાહેર પડેલા દુશમનો સાથ પછવાડેથી આવીને લડેછે.

આ ખબરથી ફરેંચ ફોજને ઘણી હીમત આવી હ તી. કેહેછે કે તેમને હીમત આપવા સારૂં એ ખબર વી મપફેને બનાવી કાહાડી હતી. પણ આ એકજ લડાઇ મા વીમપફેનની ખાતરી થઇ કે જરમન દુશમનો સાથ પુરા પડાય એવું નહી હતું. જરમનો ચોમેરથી ૩ લા ખ માણશોનુ લશકર લઇને આવયા હતા અને વીમપ ફેને તેઓની મોટી શંખ્યાથીજ આશા છોડી દીધી હતી. વીમપફેને હારી ખાધો પણ શાનશાહે આશા મુકી ન હી હતી. જારે ઘણું થયું તારે વીમપફેને શાનશાહને કહયું કે "મુરબી, હવે કાંઇ ચાલવાનું નથી, માટે પાછા ફરો." વધારે ખરાબી થવા સીવાએ બીજુ પરીનામ કાંઇ નહી હતું અને વીમપફેનની મતલબ એટલીજ હતી કે જો આ લડાઇમા જીત થવાની હોયતો કોઇબી ખરાબી મોંઘી નહી કેહેવાય, પણ આતો ફતેહજ શક ભરેલી હતી.

સીડન આગળની લડાઇનો સઉથી ઘાટકી બનાવ એ હતો કે જરમનોએ બાજેલસ નામના એક કસબાને આગ લગાડી હતી. લડાઇમાં નીરદોશ ગામો ઉપર કેવી આફત આવી પડેછે, તેનો એક તરાસદાએક દેખાવ પાસે ના સફા ઉપર આપીએ છઇએ. એમાં એક આગની ભ લુકથી બલતાં ગામ ઉપર જરમન સીપાઇઓને ચડી જતા ચીતારયાછે. આખા મોહોલામા શીહા અંધારૂં ફેલાયુંછે. તમામ જગા ધુંવાથી ભરાઇ ગઇછે. ઇમારતના આખા ભાગના ભાગ મોટા કડાકા સાથ તુટી પડેછે. દુશમનો પો તે અંહીંથી તંહી મુડદાં થઇ પડેછે અને, તોપણ તેઓ આંખ વીચીને પોતાનો ધસારો ચલાવયા જાય છે. એજ પરમાણેનો દેખાવ આ સીડનની લડાઇની વેળા બાજેલસ ખાતે લગાડેલી આગની વેળા થયો હતો.

રાત પડી તારે હવે વીમપફેનને સમજાવાની શાહા નેપોલીઅનની વારી આવી. લડાઇ આગળ ચલાવાથી દી સના વીમપફેને શાનશાહાને વારયો, હવે રાતના શાનશાહે વીમપફેનને વારયો. જોકે ફતેહ દુર હતી, તોપણ તાબે થ વાનો ખેઆલ વીમપફેનને નહી હતો. માટે શાનશાહે જારે દરખાસત કીધી કે જરમનો સાથ કોલકરાર કરી તેમ ને તાબે થવું તારે વીમપફેન છછેડી પડયો અને તે વીચા રની સામો થયો, પણ થોડા વખતમા તેની ખાતરી કરવામાં આવી કે તાબે થવા સીવાએ બીજો કાંઇ રસતો નહી હતો. આખાં શેહેરને ૩ લાખ જરમનો ઘેરીને પડયા હતા, એટ લુંજ નહી પણ જબરદસત તોપોના મોહડાં શેહેરની તરફ ચારે બાજુએ થયલાં હતાં અને સહવારના તેમાથી ચાલતા મારાથી પાએમાલી ખચીત હતી.

અંતે જેનરલ વીમપફેને આંજુલરી આખોથી તાબે થવાનું કબુલ કીધું. શાનશાહ નેપોલીઅનની આગમચ એ મુરો સરદાર જરમનોના વજીર કાઉંટ બીસમારકને મળ વા ગયો. બીસમારકે પોતાના રાજા ઉપર એ મુલાકાતનો હેવાલ આપયો તેમા જેનરલ વીમપફેનની તે ઘણી તારીફ કરેછે. તેની લાએકી તથા નરમાશ વખાણીને પછે બીસમા રક લખેછે કે તાબે થવાની શરતો કરતાં પોતાના લશકરને કોઇ પણ રીતે ખરાબ નહી લાગે એવી દરએક સંભાલ લે વાને વીમપફેન ચુકયો નહી હતો. એ પછે છાવણીમાં પા છો આવી તેણે ઢંઢેરો કાહાડયો, જેમા તેણે પોતાના લશકરને અફસોસ સાથ જણાવયું કે "સીપાહીઓ, તમારી ઉ પર ભુખમરો પડેછે અને દારૂગોળાનું બળ સઘલું ખપી ગયુંછે, તે જોઇને મેં તાબે થવાનું કબુલ કીધુંછે, કે જેથી તમારી નકામી હાંની થતી અટકે અને તમો જીવતા રહો તો બીજીવાર તમારા દેશને કામ લાગો."

---

## સહીં અને સેલર.

એક સહીંને હીંદુસથાંનથી લંડન લાવયા હતા તેને વીસે એવી વાત કેહવાએલીછે કે તે સફરની અંદર એક સેલરનો ઘણો શોકીન થયો, કે જે સેલરને તેની રખેવાલી સોંપી હતી. તે સહીંનું નામ "નીરો" હતું. લંડનની અંદર તેને એક પીંજરાંમાં બંધ કીધા પછે તે ચીરડાઉ થ યો, અને કોઇબી તેની નજદીક આયું કે ઘણો તુફાંની થ તો, તેથી તેના રખેવાલનેબી તેની નજદીક જવાને ધાસતી ભરેલું હતું.

નીરોને તેના નવાં બંદીખાંનાંમાં બંધ કીધાને થોડ એક અથવાડીઆં ગુજરીઆ બાદ એક દાહાડે એક સેલરો ની ટોલકી તે સેકારખાંનું જોવાને આવી, અને તે સહીંની નજદીક નહી જવાને પેલા રખેવાલે તેઓને ચેતવણી આ પી હતી; તે સહીં જે લોકો તેની સાંમએ જોતા હતા તેમ ની તરફ કરૂરાઇથી જરા નરાવારમાં ધુરતો હતો. એક એકદ આં સેલરોમાનો એક સેલર એકદમ તે પાંજરાંતી ન



ફ્રેનચનાં એક ગામ ઉપર હુમલો.

નજીક દોડી ગયો, અને તેની અંદર પોતાનો હાથ ઘુસાવીને મોટે અવાજે બોલીયો, "શું ! જુના વાહાણના સોબતી, તું મને પીછાંનતો નથી ! કેવી ખુશાલી, જુના નીરો, મારા છોકરા !"

તે સહીંએ તરતજ ખાવાનું અને ઘુરવાનું કાંમ છોડી દીધું, પીંજરાનાં સલીઆંઓની નજદીક છલાંગ મારી, અને તેઓની વચમાંથી પોતાનું નાક બાહાર કાહાડીયું. તે સેલરે તેનું માંથું પસવારયું, અને તે સહીંએ પોતાની ખુસીની ખુલ્લી નીશાંનીઓ બતાવતાં તે સેલરનો હાથ બીલાડીની મુઆફક પોતાના ગેબીઆ સાથે ઘસલીઓ.

તે રખેવાલ અને તમાસગીરો જેઓ ધાસતી અને અજાએબીમાં ગરક થઈ ઉભા હતા તેમની તરફ ફરીને પેલા સેલરે કહયું, "હા ! નીરો અને હું એક વખતે વાંહાણના સોબતીઓ હતા, અને તમે જુવો કે તે બીજા આદમીઓની મીશાલે નથી; તે એક જુના દોસતને વીસરીઓ નથી."

સો૦ જ૦ રી૦

## પરચુટણ બાબતો.

**બરલીન** શેહેરમાની બે બેહેનો વીસે એક અજાએબ સરખી વાત જાહેરમા આવીછે, થોડાએક વરસની વાત ઉપર આ બેમાંની એકની સગાઈ થઈ હતી અને લગનનો દીવસ પણ મુકરર કરવામા આવીયો હતો, પણ અકસમાત એ બનીયો કે પરણનાર સ્ત્રી એકદમ લગનને દીને એવીતો આજારી પડી કે કીરીઆમાં સામેલ થવાંને અશકત થઈ ગઈ. વરરાજાને પોતાના કામને સારૂં બીજે દીને બાહેર ગામ જવાનું હતું કે જેહાથી પાછું આવતાં ઘણો વીલમ લાગશે, એવું ધારવમા આવયું તેથી તરત ને તેજ દીને લગનની કીરીયા કરવાનો ઠેરાવ જણાવવામા આવઓ. આ ખબર સાંભલી પેલી બાપડીતો બહુ દલગીર થઈ પણ તેણીની બીજી બેહેને તેને હીમત આપી અને લાંબો બુરખો મોહો ઉપર તથા લગનના સફેદ કપડાં પેહેરીયાં અને દેવલમા ગઈ અને પેલા મરદ સાથ લગનનો ગાઠ પોતાની બેહેનની વતી પોતે બાંધીયો. આ કીરીયા થઈ રહેયા પછી તરત પોતાને ઘેર આવી અને આંગ ઉપરથી સઘલાં કપડાં ઉતારી પોતાની બેહેનને પેહેરાવીયાં અને તે સીક બેહેન જાણે પોતેજ પરણી આવી હોય તેમ ધારીયું. થોડો વખત રહી આ વાતની ખબર પેલા ધણીને પડી તેથી એ લગન ખોટાં તથા ધારાથી ઉલટાંછે એવું લાવી અદાલતમાં છુટા છેડાની ફરીઆદી માંડી અને પોતાની કોઈ ચોકસ મતલબ આ તે જણાવીયો. ક.

**સોનેરી સીખામણ**—એક ધંધાને વલગી બેસો એ દુનીઆમા કમાવાની અને ફતેહ મેળવવાની રીત છે. આજે હજરાણી, કાલે મેહેતાગીરી, આ વરશ દલાલી, આવતે વરસ વેપાર, આ મહીને સુથાડ, આવતે મહીને સોડાવાટર બનાવાનો એવી રીતે ધંધા બદલવા એ દલદરપણાની નીશાંણી છે. એક ધંધામા ખરેખુટ લાગી રેહેવાથી અજમાશ અને માહીતગારી વધેછે અને થોડાં વરશમા તે ધંધામા એટલા અનુભવી થઈ પડોછો કે તે ધંધાને લગતી બાબતો ઉપર તમો એક સતાવાલા હોવો એટલું તમોને માન મળેછે. મેહેલાં કદાચ તે ધંધામા ઓછી આવક થાય, પણ પછે તે તમોને કમાવો આપવા વના રેહેતો નથી, કેમકે હોશીઆર કારીગરને મુકીને ઘરાકો બીજા પાસે જતાં નથી.

**ચાનમાં જાહાડપાન**—જમીનની ઉપર હોળથી કરીને જેમ લાંબી નીખ અથવા ઘઢેર પડેછે તેવી આસરે ૧૦૦ સીધી રઈઆ ગોલ ચલકતી અને પ્રકાશતી ગઢેર અથવા નીખ ચાંદરની સપાટી ઉપર જોવામા આવેછે. એવું ધારવામા આવેછે કે એ લીટીઓને ચંદર ઉપરની સુકાયલી નદીના તલીઆં અથવા વેહેતી નદીના પાંણી છે. એ સીવાએ બીજી ઘણી રીતે આ લીખોની સમજ આપવામા આવેછે, પણ એક જરમન વીદવાન નામે સકુવેબ હમણા જુદુજ સમજાવેછે. તે કેહેછે કે બારીક તપાસ કરતાં આ લીટીઓની વચે લીલા રંગની બારીક સલીઓ નજરે પડેછે, જે થોડા મહીના દેખાયછે અને થોડા મહીનાં નજરથી ગુમ થાયછે, અને પોતાની મોશમ ઉપર વળી પાછી દેખાયછે. એ ચંદર ઉપરના લીલોતરી ભરેલાં જાહડ પાનો છે, અને જે જગા ઉપર જાહાડ નથી ઉગેલાં તે જગાઓ વધારે ચલકેછે.

**"બેજ બોલ"**—"બે બોલ" બોલવાંની અથવા લખવાની રજા માગીને બસો બોલ લખનારાઓ લખેછે અથવા બોલનારાઓ બોલેછે, પણ તેમની સાથ ફરાંસના રાજા હેનરી ચોથાની ગત રમવી જોઈએ. પગાર ચઢી ગયલો એક સીપાઈ રાજા પાસે ગયો અને બોલયો કે "સાહેબ, તરણજ બોલ બોલવા માગું છઉં. પગાર અથવા રજા" રાજાએ જવાબ દીધો—"સાહેબ હું ચારજ બોલ બોલવા માગું છઉં—નહી પેહેલું; નહી બીજું."

**આલસાઈ**—"ગોરે મરતું હોય તો જેહેરે નહી મારવું" એમ ઘણીવાર નશીહત મળેછે. હવે જો માણસને મારી નાખનારો એવો મીઠો પણ ઠગારો ગોર જોઈતો હોય તો તે આલસ છે. જીંદગીનો અંત લાવવા માટે આલસુ માણશને જેહેરની ગરજ પડશે નહી. આલસ તેના શરીરનું મીઠું જેહેર છે, તે સવાદ આપીને જીવ લીએ છે. તે ઉંદરની મીશાલે ફુક મારીને દંખેછે. અફીણીઓ અફીન ખાવા વગર આલશુ પડી રેહેતો તેબી બસ છે. આલસાઈ એ કાંઈજ નહી પણ આપઘાત છે.

**સકારે** ઉઠવાના લાભ તરીકે એક બાપે પોતાના બેટાને નશીહત દીધી કે "કાલે, આપણો પડોશી સકારે ઉઠયો તેને સોનાની થેલી મળી" દીકરો "બાવા, એ વાત કહી તે ખરી, પણ જે વધારે સકારો ઉઠયો તેણે થેલી ખોહી, તારે તેના કરતાં પડોશી મોડો ઉઠયો તેને તે થેલી મળી !"

## રમુજે ફુરસત.

૧. મારી હંસના સરખી લાંબી દોક પણ ચીનાના સરખું ચપટું મોહ છે. મોહોવાટે હું ગળું છઊં, પણ દોકવાટે કાહાડું છઊં. ગળતાં હું ઠંડી છઊં, પણ કાહાડતાં ગરમ છઊં. મારૂં મોહડું બંધછે, પણ પેટમાથી પોલું છઊં અને દોકીમાથી ફુંસરા મારૂં છઊં. હું લાંબી છઊં, ટુકી છઊં, પણ સદા ગોલ છઊં. સહવારના પોહોરમા મારૂં કામ પડેછે, અને આતશ ઊપર ઉભું છઊં.

૨. હું ગાંડામાં છઊં, પણ ઘેલામાં નથી. હું ગાડાંમાં છઊં, પણ રેંકડલામા નથી. હું ગામમાં છઊં, પણ શેહેરમા નથી. હું સગડીમાં છઊં, પણ સુહુલામા નથી. હું સગાંમાં છઊં, પણ વાહાલાંમા નથી. બોલો બેહેનો હું કોણ છઊં.

૩. ઊલટાવેલાં નામો.
- ૧ બેંડ કપરે નશીસી.
- ૨ બેં નક કટા લઇ મર.
- ૩ આઇસ બેંડી ટકઇ.
- ૪ અમર બેં સીકકલ.
- ૫ આ બેં ગરાક.
- ૬ લકરા બેંઅ.
- ૭ ટરકસેં બેંલ.
- ૮ બેંટીકસી.
- ૯ બકબેં સુંઇ.

૪. સવાલો.
- ૧ મી૦ સુટર મી૦ માધવદાસ કાપડીયાની બરોબરી આ કારે થાયછે ?
- ૨ મી૦ સુટર અને મી૦ ભીમજી કેબીનેટ મેકર બંને એક સરખા કાંએ છે ?
- ૩ મી૦ સુટર અને તેના ઘોડાવાળા વચ્ચે કેટલો તફાવત છે ?
- ૪ કીઆ મુસલમાન હુલડખોર મીઠા લાગોછે અને તે મીઠા કાંએ લાગોછે ?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. તાડ, માહાર, વગેરે.

૨. પવન-ચકી.

૩. ઊલટાવેલાં નામો.
- ૧ મેહેરવાન બાગ.
- ૨ આલબલેસ બાગ.
- ૩ હોરમજ બાગ.
- ૪ આપા બાગ.
- ૫ નોબલ બાગ.
- ૬ અંજીર બાગ.
- ૭ દારમ બાગ.

૪. સવાલો.
- ૧ સરખાં એમ કે બેહુમા મેહેમાનો આવેછે, તફાવત એમ કે એકમા મેહેમાનો ભણવા આવેછે, ને બીજામાં મેહેમાનો (પહરોણાઓ) જમવા આવેછે.
- ૨ કેમકે તેઓને ચલાવનાર એક ચાબુકસવાર હતો.
- ૩ એક સુટર છે, બીજો સુતાર છે.
- ૪ કેમકે તેમા અકબરનું રાજ ચાલેછે.

---

## દેશના છુટકારાને માટે ફ્રરેદુનની બંદગી.

("ફરેદુન" ના નાટક ઊપરથી.)

ચામર વૃત.

પાક નામ જીભથી વદી ચલો બધા તમો,  
પાક કામને થકી મકાન પાકમા જમો,  
પાક ઠામમા ઠસી બિરાજમાન હાકમો,  
પાક હામ દીલમા ધરી બનોજ આ સમો.

પાક રાજ પાક તાજ પાક કાજ આચરો,  
પાક દેશ પાક બેશ ખાતરે દુવા કરો,  
પાક માત પાક બાપ પાક બાળ સાંપરો,  
પાક રૈયતો થકી ખુદાનું નામ સાંભરો.

### બં દ ગી.

પદ—ભેરવીનું.

"બીનંતી જો મેરી રઘુનંદનસે"—એ રાહ.

યજદાંન નીર્જર નીરંજન નીરંકુશ,  
નીરંતર નીરાધાર નીરાકાર નમીએ. યજદાન૦  
નીધા નેક નીખાલેશ નીરભેદ નીરીક્ષણ,  
નીરતર નીરૂપમ નીરૂપણ ગાઈએ. યજદાન૦  
હમ નીરબળ નીરબુધ નીચા ખરે,  
નીરમલ તારી યાદ નીત ચાહીએ. યજદાન૦  
હમારૂં નીજધામ નીત રોજ રહે,  
નીતયાનંદ નીવારણ નીહાલીએ. યજદાન૦  
હમ નીશફળની કર જંગ સફળ,  
નીરભય નીરકત જંગ માગીએ. યજદાન૦  
હમ નીરાશરીતનો નીકાલ નીભાવ,  
કર બાપ કાપી પાપ સુની નીમાજને. યજદાન૦  
હમારો શાનશાહ હમારૂં જે વતન,  
હમારે હાથ દાતાર દીજીએ. યજદાન૦

---

## લખનારાઓને ખબર.

"કાઊસ" તથા "સો૦ જ૦ રી૦" તમોને જણાવવાનું એટલુંજ છે કે તમારી ચાલુ મદદને માટે તમારો ઊપકાર માનીએ છઇએ. ફકત તમારી લીપીમાં ભુલ ઘણી થાયછે, જે અમોને સુધારવી પડેછે.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠે૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૮ મું. આગસ્ટ ૧૮૭૪ આંક ૮ મો.


## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

---

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

---

### બાબ ૨૧.

"કપૂત કહિયે તેહ, બહુ પરિયાને બોળે,
કપૂત કહિયે તેહ, ધર્મ ધોરણ નવ તોળે;
કપૂત કહિયે તેહ, રંક જનને રંજાડે,
કપૂત કહિયે તેહ, ભવન ઝાંઝાં ભંજાડે;
એવાતો કપૂત અનેકછે, અહંકાર ધર આપનો.
શામળ કહે સઉથિ કપૂત જે, ખોસ ઉડાપે બાપનો."—
શામળભટ.

"બાવાજી, હું તમોને સાચુંજ કહુંછ. પપારી શીરીન હમણાંજ હંઈથી ગઈ. મને મીઠું નાન આપી, મીઠી ચુમી લઈ, મીઠી વાતો કહી, હમણાંજ ગઈ."

"પણ બેટા, તું જાણેછે તેણી કાંહાં ગઈ તે?" શેહરગીરે પુછ્યું.

"નહી બાવાજી, પણ મને એટલુંજ તે કહી ગઈ કે, જો બાવા પુછેતો કેહેજે કે મારો હક મેલવવા હું જાઉંછું," નાના કેખુસરોએ જવાબ આપયો.

"હક મેલવવા! અફસોસ, મારી બેટી," તે દુખી પેદર પોકારયો, "તું નથી જાણતી કે તને લલચાવનાર સરપતો કેદખાને પડેલોછે.—પણ કાંઇ ફીકર નહી. બેટા, ચાલ મારી સાથે આપણ બંદીખાનાને રસ્તે જઈએ; કદાચ તેણી તે ઠગારાને મલવાજ ગઈ હશે."

એમ કહીને સેપેહસાલાર શેહરગીર પોતાના બેટા "કે" સાથે શાહજાદા નુશજાદનાં કેદખાના તરફ ચાલયો. પણ થોડેક છેટે તે નહી ગયો એટલામાં સરદાર બેહરામ અને તેના છુપા જાસુસો તેને સામે મલયા. બેહરામે શેહરગીરને તુરત ઓલખયો, અને તે કાંહાં જતો હતો તે પુછ્યું.

"પપારા બેહરામ, મારી વાત કહીને તને દુખપર ડામ મુકવા માંગતો નથી. શીરીન પેલા નાપેકારને મલવા ગઈછે, તેની પુઠે હુંબી જાઉંછું."

"કોણ, શાહજાદા નુશજાદને! કાંહાંછે તે ચંડાલ!" બેહરામ બખારયો.

"તું તેનો વાલી થઈને અંજાણ્યો શામાટે થાયછે!"

"અરે સાહેબ, એમ નથી; તે કેદી આજ ઘડી નાસી ગયોછે. હું જાણતો નથી કે કાંહાં. અને પાદશાહ જે હમણાંજ મદાઇન આવયોછે, તે એ ખબર સાંભલીને હોકમ કરી ચુકોછે કે જો આજ રાતે હું આ પાદશાહી કેદીને પકડી નહી આપુંતો આવતી કાલની બામદાદે મારાં લોહીની નેહર ચાલવાની!"

એટલું બોલતાં બેહરામની નજર નાના કેખુસરો ઉપર પડવાથી તે બોલયો—"ઓ હો, મારા દીકરા, શું તું બી પપારી શીરીનને શોધવા નીકલયોછે કે?"

એજ વખતે તેઓ ચાલતા ચાલતા સોદાગર ઝીલાદના બાગના પાછલા ભાગ આગલ આવી લાગા; હંઈયાંથી તેઓ સેહજવારમાં પસાર થઈ જાત, પણ નાના "કે" ને કાને કાંઈ એક આવાજ પડયાથી તેણે શેહરગીરને કહયું—

"બાવાજી, મને પપારી શીરીનના જેવો સાદ આ બાગમાં સંભલાયછે. કદાચ એ શીરીનજ હશે."

શેહરગીર અને બેહરામે એક કાન બંધ કરીને સાંભલયું તો ખચીત શીરીનનોજ ગુસા ભરેલો આવાજ તેઓને કાને પડયો. થોડા વખતમાં તેઓએ "શાહજાદો" "ભરથાર," "દસતાવેજ" "જમાઈ" એવા અછરતા શબદો સાંભલયા, જે પરથી બેહરામે અનુમાન કીધું કે કદાચ શાહજાદોબી હંઈયાંજ હશે. તેઓ બાગમાં જાય તેની આગમજ પાદશાહ નોશેરવાન ઈતયાદી તેમને આવી મલયા, અને આપણે છેલા બાબમાં જોયું તેમ સઘલાઓ અંદર દાખલ થયા.

પાદશાહ નોશેરવાનને ખાનગી ખબર મલી હતી કે શાહજાદો નુશજાદ સોદાગર ઝીલાદના બાગમાં ભરાયો હતો. એટલા માટે, આ સોદાગર તથા નરીમાન જેઓ તે વખતે પાદશાહની નજદીકજ હતા, તેઓની સાથે તે બાગ તરફ નીકલયો હતો.

પાદશાહ અને તેના રસાલાને જોઈને શાહબાનુ તથા નુશજાદ સઘલાં અચરત થયાં. ફરંગ અને તેની માદર તો ફીકાં પડીને પોતાની જગાએજ ઉભાં રહયાં, પણ ગરજ.

ડનો લાભ લેઇને શાહજાદા અને કારને માપી આપવાનું બેહતર ધારીને પગલાં ઉચકયાં. પણ એજ વખતે નાના કેખુસરોની નજર નુશજાદપર પડતાં તેણે તેને ઓલખ્યો, અને જેવો નુશજાદ નાહાસવા કરતો હતો તેવામાં તે નાનો છોકરો બોલી ઉડયો કે—"જુઓ બાવાજી, તમે ગામ ગયલા તારે પેલો શખસ આપણા ઘેરમાં આવતો હતો. અરે જુઓ, તે નાસી જાયછે."

એજ વખતે સરવેની નજર શાહજાદા અને તેના સોહબતી ઉપર પડી, અને તુરતજ સરદાર બેહરામનાં માણસોએ તે બંધેને પકડયા.

થોડા વખતમાં ખુરસી, કોચ, વીગેરે બેઠકો આવી પોંહચી અને પુશકલ બતીઓના ઉજાસમાં તે જગા જાણે પાદશાહી દરબાર થઈ પડી. પાદશાહે પોતાની જગા લીધા બાદ શાહબાનુ તરફ ફરીને કહયું.

"બાનુ," તે બોલયો, "તમારા બાગમાં એકાએક અમો આવીને તમારી કોઈ ખાનગી વાતમાં હરકત કરતા હોઇયે તો અમો દેલગીર છીએ. મગર તમારા ખાવંદને મારી સાથે આવવાની મેં ખાહેશ દેખાડી અને તે આવયો, માટે જેટલો તમો ધારતાં હોવ એટલોબધો મારો વાંક નીકલશે નહી."

"અએ નામવર પાદશાહ," શાહબાનુ ગુઠણપર પડીને બોલયાં, "આ મકાન, આ બાગ, અને અમો સઘલાં તું નામવરને આશરે છીયે, માટે એ સરવે ઉપર તારો હોકમછે. તું નામવરના આવી પોંહચવાથી અમોને કસી હરકત થઇ નથી."

"જો અમો આવયા તે વખતે તમો કોઈ પણ ખાનગી વાતમાં મશગુલ નહી હતાં તો અમો આશા રાખીયેછે કે તમારી તે વાતનો સાર અમોને જણાવવામાં તમો હરકત જોશો નહી."

"પણ નામવર પાદશાહને તમો તમારી વાત જણાવો તે આગમજ હું તમોને ચેતવણી આપુંછું, મારી પયારી બાનુ," સરદાર બેહરામ બોલયો, "કે તમોએ તમારા મકાનમાં એક નાસી આવેલા પાદશાહી બંધવાને થાણુક આપયું હતું."

"બેહરામ, તું તારી ફરજ બજાવેછે; પણ રાખ હમણા; એ વીશે અમો પુછતા નથી.—બાનુ, તમારી વાત ચલાવો."

પાદશાહના ફરીથી પુછવા ઉપરથી શાહબાનુ ગુચવણમાં પડી. ખરી વાત કહી દેવી કે તે તદન ઉડાવી દેવી, તે વીશે તેણીને મોટો વસવસો પેદા થયો. તેણીએ એકુ નજર શાહજાદા તરફ છુપી રીતે કીધી, પણ તે કમનસીબ જવાન તો પોતાનો ચેહરો રૂમાલથી ઢાંકીને ઉભો હતો. તેણીએ બાવા કારન તરફ જોયું, જે તેણીની મતલબ સમજી ગયો, અને ડોકું હીલવયું, એવી મતલબથી કે શાહબાનુએ ખરી વાત પાદશાહને જાહેર કરવાથી પરહેજ રેહવું.

"નામવર પાદશાહ," તેણી થોડોવાર વીચાર કરતી હોય તેમ ચાલા કરયા પછે બોલી, "જે વાત તું નામવર જાણવા માંગેછે તે તું નામવર જેવા પાદશાહને કાનને લાયકની દરબારી વાત નથી. તે એક સેહજ બીના વીશે હતી, જે તું નામવરને જણાવતાં મને હસવું આવેછે; માટે એ વીશે ફરીને પુછવું દરગુજર કરશે."

કદાચ નોશેરવાને એ બીના વીશે હવે વધારે જાણવાની ખાહેશ દેખાડી ન હોત. પણ એજ વખતે શીરીન જેણી આટલોબધો વખત સુધી એક ખુણામાં ભરાઇ ઉભી હતી, તેણી બાહેર નીકલી આવી, અને પાદશાહને કદમ બોસી કરીને બોલવા લાગી, જેથી પાદશાહની ઇછા ઉશકેરાઇ.

"નહી, મેહરબાન પાદશાહ," શીરીન બોલી, "સોદાગરજાદી શાહબાનુ ભુલ કરેછે, અને તેમ કરી તું નામવરને ભુલાવેછે. જે વાત થોડો વખત ઉપર હુંઇયાં થતી હતી તે ઘણીજ જાણવાજોગ છે, અને તે એવીતો દરબારને લાયકનીછે કે તું નામવરના કાનને જોકે તે ઠીક લાગશે નહી, તોપણ તે તારે સાંભલવીજ જોઇશે. તે એટલીતો તારી દરબાર અને તુંને પોતાને લગતીછે કે જો તે તું સાંભલવાથી બેનસીબ રેહશેતો તારાં રાજનો એક મોટો ગુનેહગાર—હા, હું હીંમતથી બોલુંછું કે એક મોટો ગોનેહગાર—છટકી જશે, અને એક દાણાની લાલુચ દેખાડીને પક્ષીઓ પકડનાર શેકારીની મુઆફેક ઘણા શેકારોને પોતાની ફસાહતી જબાન, ખુબસુરત ચેહરા, અને મોટાં ખાનદાનથી ફસાવશે."

પાદશાહ અને સઘલા હાજર રહેલાઓની નજર શીરીન ઉપર પડી. શેહરગીરે પોતાની બેટીને ઓલખી, અને કદાચ એક પેદર તરીકે તેણીની નજદીક જઈ તેણીને પાદશાહની હજુર બોલતી અટકાવતે; પણ તેજ વખતે નાનો કેખુસરો પોતાના પેદરની પાંખડી છોડીને શીરીન નજદીક ગયો, અને "શીરીન, પયારી શીરીન, રહેછ કાંયે?—બાવા, શીરીન રહેછ, તેને ઉઠાડો," એમ બોલવા લાગો.

આ દેખાવ વલી લગાર દેલમાં લાગે એવો હતો. પાદશાહના પુછવા ઉપરથી શેહરગીરે ખોલાસો કીધો કે શીરીન તેની બેટી હતી.

"અએ મારી બેટી," નોશેરવાને શીરીનને કહયું, "ઉઠ, ઉભી થા, અને તારી ચશમને સુકી કર. હું ખુશી છું કે તમારી થોડા વખત ઉપરની વાત સાંભલવાને તેં મારી ઇછાને તાજી કીધીછે. અને વલી તે વાત મને લાગતીછે એમ બોલીને તેં મારૂં દેલ તારી તરફ ખેંચયુંછે. બોલ મારી બેટી બોલ."

"પાદશાહ," શીરીને પોતાનાં આંજુ નુછીને કહયું, કારણ કે તેણી ખરેખર રડતી હતી; "પાદશાહ, એક વરસ ઉપર તારાં શેહરે મદાઇનમાં મારા નેકાહ એક સારા ખાનદાનના, ખુબસુરત ચેહરાના પયારા શખસ સાથે થયા હતા. તે વખતે મારો પેદર હાજર હતો નહી. એક વરસની મુદતમાં મારો ભરથાર મને પુરાકલ પયારથી ચાહાતો હતો. પછે તેણે ફીતુર અને ફંદ કરવા માંડયાં. એકથી વધારે ઓરતને પસંદ કરનારા તારા દુશમન મજદકીઓની સંગતમાં તે ભરાયો, તેમનો સરદાર થયો, અને મને છોડી દીધી. પોતાનાં કાવતરાંમાં તે કેદ પકડાયો. મને ખબર મલી કે તે સોદાગર ઓલાદની બેટી ફરંગ સાથ મારા નેકાહ પડતા નાંખીને પરણનારછે. એ ખબર સાંભલી મેં એક ચીઠી આ જવાન છોડી ઉપર લખી. મેં તેણીને આ ભયંકાર શખસથી પરહેજ રેહવાની ચેતવણી આપી. મેં આજરોજે તેણીની મોલાકાત આજ બાગમાં લેવાની કબુલત આપી, અને તે મુજબ હું આવી. હઇયાં હું જોઉંછું તો મારો ભરથાર કેદખાનેથી છટકીને આ જવાન બાનુને પોતાના ફાં

દામાં સપડાવા ઉલેસો. મેં તેને ઓળખયો, અને શાહબાનુની નજદીક ઉઘાડો પાડયો કે જે શખ્સને તેણી પોતાનો દામાદ કરવા માંગતી હતી તેતો શેહરગીર સેપેહસાલારનો જમાંઈ એક વરસથી વધુ મુદતનો થઈ ચુકો હતો."

"અને તે કોણ લાયકી વાલો એવો શખ્સછે ?" પાદશાહે પુછ્યું.

"તે વીશે બોલતાં જો હું શરમાઉં નહી તો મારા જેવી કમબખત ઓરત કોઈ નહી. હું મારા ભરથારની હાજરીમાંજ તેને તેના પેદરની નજદીક ખુલો પાડવાની નથી." શીરીને કહયું; અને પોતાનો કુમલાયલો ચેહરો ઢાંકી દીધો.

"તે ધણીને હું દેખાડીશ", ફરંગ પાદશાહની નજદીક આવીને બોલી; "નામવર પાદશાહ, તે શખ્સ તે તારો બેટો અને આ શાહજાદો નુશજાદછે."

સઘલાઓએ દાંતમાં આંગલાં પકડયાં.

"શું મારો બેટો પરણેલોછે ? હું તો તે વીશે એક હરફ પણ જાણતો નથી." પાદશાહ દેલગીર ચેહરે બોલયો. "ખરેખર પાદશાહોની દુનયા તેઓની દરબારજછે. તેઓ દરબાર સીવાય બીજું કસું જાણતા નથી કે તેમના કુટુંબમાં શું શું ફેરફારો, અને વધઘટ થાયછે; તારે શી રીતે તેઓ જાણે કે આખા શેહર યા દેશમાં શું ગરબડ છે ?" પછે થોડોક વાર વમાસીને તે ફરીથી બોલયો—"નુશજાદ, હંઈ આવ. શું આ સઘલી વાત તદન ખરીછે ?"

આ કમબખત શાહજાદો જે જે લાંબી ટુકી જબાન કરીને પોતાના પેદરની સામે થવાનું પોતાના દોસ્તોની આગળ બોલતો હતો તે હવામાં ઉડી ગયું. તેની જબાન બંધ થઈ ગઈ, એક પથરના મીનારા મુજબ તે થંભ થઈ રહયો, તેનો જીવ જાણે ઉડી ગયો !

"અને વળી શા માટે તું તારાં કેદખાનામાંથી નાસી ગયો ?" પાદશાહે પોતાના સવાલો જારી રાખયા. "જે વીંટી દેખાડીને તું નીકળી ગયો તે તારા હાથમાં કાંહથી આવી ?—શું એ વીંટી તારા સોહબતીને અમે નહી આપી હતી, બેહરામ ?"

"હા, નામવર" બેહરામે ઉત્તર વાલયો; "જે દીને શાહજાદાને પેહલ વેહલો પકડયો તેજ દીને મારા દોસ્ત ફરામરોજને તે અંગોશતરી તું નામવરે એવી મતલબથી આપી હતી કે તે જોયાથી શાહજાદો વગર હરકત લેવે તારી હજુર આવે."

"અને તેજ વીંટી નુશજાદના હાથમાં આવીછે, તે કાંહથી ? અમે જાણીયેછે કે તારો દોસ્ત તે લેઈને કેદે જ તો રહયો, અને કોઈની મારફતે તે આ ઉતાવલા જવાન પાસ મોકલાવી."

"નહી, નામવર પાદશાહ" જે બે ફકીરો પાદશાહ સાથ આવયા હતા, તેઓમાંના એકે નીકળી આવીને કહયું. "પાદશાહ, તે ફરામરોજના હાથમાંથી આ વીંટી કારન અને ફીલકુસ નામના બે બંધવાઓએ દગાથી લેઇ લીધી હતી, અને તે જવાનને પોતાની કોકડીમાં કેદ કીધો હતો."

"અને તેજ કારણસર તે પાછો નહી આવયો, હેં ?" પાદશાહે પુછયું. "શું કાંઈ બીજી હકીકત એ વીશે તું જાણેછે ?"

"હા, નામવર પાદશાહ; અને તે એકે તે બંધે કેદીઓમાંનો એક નામે કારન, કે જેણે ઉપલા ફરામરોજ ઉપર પુશકળ સખતી ગુજારી હતી તે હંઈયાં હાજરછે." આમ બોલીને પેલા ફકીરે કારનનો હાથ પકડયો. "હું ખાતરીથી કહુંછું કે એજ શખસે વીંટી શાહજાદાને પોહચાડી હશે."

"બસ, અમે વધારે માંગતા નથી. અમારી બાનુને મોડું થતું હશે. અમે રજા લેઈયેછે, અને હંઈયાં હાજર રહેલાં સરવેને હોકમ કરીયેછે કે અમારો હોકમ મળતાંજ પેહલી તકે દરબારમાં હાજર થવું. એ બાબે અમારે વધારે તપાસ કરવીછે."

પાદશાહ, બેહરામ, તથા બીજાં માણસો સાથે નુશજાદ અને કારન, કેદી તરીકે પાછા છાવણી તરફ ચાલયા.

---

## બાબ ૨૨.

"છાની ન રહે છેક શીન જુંડી કે રૂડી,
ઘરમાં કરિયે ગુપ્ત, દેશમાં વાગે ડુંડી;
છાનો ન રહે પુરૂષ, શૂર કાયર કે દાતા,
છાનું ન રહે છિદ્ર ભ્રાત ભગની કે માતા;
વળી વિદ્યા છાની રહે નહી, લિલા લહેર લક્ષ્મી તણી,
કદિ છાનું પાપ રહે નહી, બોલી ઘાસ પૃથિવી ભણી."—
શામળભટ.

સોદાગર મીલાદના મકાનમાં ગરબડ મચી રહી. પાદશાહ અને તેના રસાલાના જવા છતાં પણ ગરબડ ઓછી થઈ નહી.

પાદશાહ દેલગીર થઈને ગયો, પણ શીરીન તરફ લગાર પયારની નજરથી જોતો ગયો.

શાહજાદો દુખી થઈને ગયો, પણ શીરીન તરફ પુશકલ ગુસાની નજરથી જોતો ગયો.

શાહબાનુ જખમી થઈને ઉઠયાં, પણ શીરીન તરફથી તેમનો વેરી ડોલો નહી ગયો !

ગરીબ બીચારી શીરીન ! તેણીના બાપને તેણીએ ઠગયો હતો; કેમકે લગન વીશે તેની રજાતો નહીંજ માંગી હતી, પણ થયા પછે તેને ચેતાવયુંબી નહી હતું.

ગરીબ બીચારી શીરીન ! તેણીના ભરથારનો હવે તદન પયાર તેણીએ છેલી જબાંદરાજીથી ખોઈ દીધો હતો.

ગરીબ બીચારી શીરીન ! શાહજાદા, શાહબાનુ, કારન અને ફરંગને નુશજાદ વીશેની વાત જાહેર કરીને સરવેથી વધારે પોતે દુખી થઇ હતી.

હક મેલવવા જતાં તેણીનો હક ગયો હોય એમ તેણીને લાગું.

ભરથાર મેલવવા જતાં તેણીનો ભરથાર તેણે ખોહયો હોય એમ તેણીએ જાણયું.

નેક કામ કરવા જતાં તેણીથી જાણે બદી થઈ હોય એમ તેણીએ વમાસયું.

પણ સઘલાં કામોની વખતને હાથ વાતછે, માટે આ ખુબસુરત શીરીનને માટે વખત શું કરેછે તે આપણે જોવું જોઈયે.

પાદશાહના જવા પછે સેપેહસાલાર શેહરગીરે શીરીનનો હાથ પકડીને પોતાને ઘર જવા માંગયું; પણ મીલાદ

સોદાગરે તેને અટકાવયો. સોદાગર નરીમાનબી તાંહાં હાજર હતો તેમની સાથે પોતાના બેટા અને બેટીને લેઈને શેહરગીર પોતાના દોસ્તના સુફરા ઉપર બેઠો.

હવે બાગમાં બીજા ફકત બેજ શખસો હતા, અને તે પાદશાહની સાથે આવેલા બંધે ફકીરોજ હતા; કારણ કે શાહબાનુ અને ફરંગ પોતાની મતલબમાં નીરાશ થવાથી બાગ છોડીને બંગલામાં જતાં રહયાં હતાં.

આ બંધે ફકીરોમાં એક, બીજા કરતાં લગાર આંગે ભરેલો પણ કાઠીએ નાનો હતો. જો કે તેઓ બંધે જવાન દીસતા હતા તોપણ જાડો ફકીર તદન દાઢી મુછ વગરનો હતો. નાનાનો ચેહરો ખુબસુરત અને નાની નાની દાઢી મુછથી છવાપલો હતો. મોટા ફકીરનો ચેહરોબી ખુબસુરત હતો, પણ તેપર કરચલી વલવા માંડેલી હતી.

આ બંધે ફકીરોનેબી સોદાગર મીલાદે પોતાના સુફરા ઉપર બેસવાની અરજ કીધી જે તેઓએ પેહલાં આનાકાની કરીને પછે કબુલ રાખી. થોડોક વખત શુધી ચુપકીદી રહયા પછે, પાદશાહની હાજરીમાં બનેલા છેલા બનાવ વીશે વાત ચાલી.

"બેટી શીરીન" મીલાદ બોલયો, "તેં તારા ભરથાર ઉપરનો દાવો કરતાં પોતાપર મોટું દુખ ખેંચી લીધું છે; પણ તેમ કરતાં તેં એક સવાબનુ કામ કીધુંછે. તેં મારી બેટી ફરંગને એક ફાંદામાં ફસતી બચાવીછે."

"પણ એ સવાબનાં કામને માટે બાનુ શીરીનને હજી વધારે ખમવું પડશે," પેલા ફકીરોમાના મોટાએ કહયું. "જો મારી અટકલં ખરી પડેતો હું ધારૂંછું કે એ છોકરીનો જાન થોડાજ દીવસમાં—"

"આહ!" સોપેહસાલાર શેહરગીર દેલગીરી અને અજાયબી સાથ પોકારી ઉઠયો. "આહ! શું મારી એકની એક બેટીનો જાન લેવાને કોઈ ટાંપેછે? બોલ, તે કોણછે?"

"ફોકટની ધાસ્તી આપવાનું કામ મારૂં નથી" પેલા ફકીરે ઉતર વાળયો; "પણ તેટલા વાસ્તે મેં જે જોયું તે જાહેર કરવાને મારે અચકવું જોઈતું નથી. સોપેહસાલાર શેહરગીર, કદાચ તમો મને ઓળખતા નહી હશો, પણ હું તમોને પીછાણુંછું. હું જાણુંછું કે તમોએ એક વખત મારે માટે મોટી મેહનત ખેંચી હતી. સાંભળો કે આ બોજરગ સોદાગર મીલાદની ઓરત તમારી બેટી ઉપર ઘણી ખફાછે. તમારી બેટીની સલામતી બાબે મને મોટો શકછે."

"નહી, અએ ફકીર, નહી; એમાં તું ભુલ કરેછે," શેહરગીર બોલયો; "સોદાગરજાદી શાહબાનું આમ કદી કરે નહી."

"બેશક," તે ફકીરે કહયું; "બેશક, શાહબાનું પોતે એમ કરશે નહીજ. હું કાંહ કહુંછું કે તેણીજ આમ કરશે! પણ શું તમોને વીચાર નથી આવતો કે તેણી એ કામ બીજા પાસે આસાનીથી કરાવી શકશે?"

"છટ, છટ, શાહબાનું વીશે એવો વીચાર ધરાવવાનુ તને શું કારણ મળયું?" આમ બોલતાં. શેહરગીરે એક ઠપકાની નજર પેલા ફકીર તરફ કીધી, અને મીલાદ તરફ આંગલી કીધી, એવી મતલબથી કે શાહબાનુ વીશે આવું ખરાબ બોલવું તેણીના ખાવંદને નાપસંદ છે

પણ એ મતલબ બીજો ફકીર તુરત પાંમી ગયો, અને તેથી બોલયો.

"છ, છઃ સોદાગર મીલાદ એ વીશે થોડીજ દરકાર કરેછે."

"સાંભળ શેહરગીર, કે શાહબાનું તારી બેટીને પોતાના રસતાથી દુર કરે તેમાં નવાઈ નથી. તેણી શાહજાદા પર એટલીતો રાજીછે કે એકબારગી દશ કાંએ નહી બાપડી નુશજાદની હોય તોપણ તેણી પોતાની રૂપાળી બેટીને તેની અગીયારમી બાયડી બનાવયા વગર રેહવાની નથી."

"અને એજ કારણને થકી શું તેણી મારો જાન લેશે?" શીરીને પુછયું.

"હા, મારી બેટી," તે ફકીરે ઉતર દીધો; "હજી તમોને ખબર નથી કે આ સોદાગરબાનું કેવી પરકારનીછે. તમો જાણોછો કે આ સોદાગર "મીઠા મીલાદ" નો ગુરગીન કરીને એક ભાઈછે, તેની માહબાનુ નામની એક ઓરત હતી, તેણીને કેટલાંક વરસ સુધી એકલી મુકીને ગુરગીન હીંદોસ્તાન અને ચીન તરફ સફર ગયો હતો. તે અરસામાં એક કુદરતી અકસમાત બનવાથી માહબાનુની દયા ખાઈને મીલાદ તેણીને પોતાના મકાનમાં લાવયો, જાંહાં તેણી ચાર વરસથી વધારે મુદત સુધી રહી. ગુરગીન સફરેથી આવયો, અને પોતાની ઓરતને એક નાની છોકરીને જનમ આપેલો, અને તેબી પોતાના બેરાદર મીલાદના ઘરમાં, જોઈને પોતાની ઓરતને તજી દીધી અને તેણીની નાની બાળક બેટી જે થોડાંક વરસ તેની સાથે રહી હતી તેણીને બી થોડાજ દીવસ થયા કાઢી મુકીછે. આ સઘળું કોણથી થયલું તમો વીચારોછો? ખરૂંજ માનજો કે સોદાગર મીલાદની ઓરતથીજ આ પરીણામો નીપજયાં હતાં."

આ વખતે શાહબાનું અને તેણીની બેટી બાગમાં એકાએક પાછાં દાખલ થયાં,. અને પેલા ફકીરની છેલી વાત જે તેઓએ સાંભળી હતી તે પરથી શાહબાનુ ગુસાથી અને ધમકીથી નીચે મુજબ બોલવા લાગાં.

"અરે, શું મારાજ મકાનમાં અને મારેજ વીશે આ મુજબનું બોલાયછે, અને ફકત ઇનસાફને ખાતરબી કોઈ મારી તરફથી બોલતું નથી? બોલ, અએ બુરી જબાનના ફકીર, શી રીતે આ સઘલાં તોહમતો તું મારી ઉપર લાગુ પાડેછે?"

"બાનુ, તમારા જેટલો મારો પીતો ઉશકેરાયલો નથી, અને ગમે તેવા મને ગેરઈનસાફ થવા છતાંબી હું એટલી ઉતાવલ કરતો નથી. હું ધીરજથી બોલુંછું અને ધીરજથી જ બોલીશ. મારી વાત સાંભલો, અને પછે જુઓ કે તમારો ગોનાહ મેં જાહેર પાડયોછે કે તમે પોતાને હાથેજ તમારો ગોનાહ આલમને દેખાડી આપયોછે. સાંભલો, હે ઇઆં હાજર થયલા સઘલા સાહેબો, કે સોદાગર ગુરગીન પોતાની ઓરતને પોતાના બીજા જાન જેટલા પયારથી માહતો હતો, અને તે જારે સફરે ગયો તારે તેની ઓરતને હમેલછે એમ તે જાણતો હતો. તોપણ જારે તે પાછો આવયો, અને પોતાની ઓરતને મીલાદના ઘરમાં જોઈ તારે તે ફકત અજબ થયો. પણ તેજ વખતે પોતાના એક કાસદની મારફતે ગુરગીનને શાહબાનુએ ખબર કેહવાડી કે "તેની ઓરતનું ઘર મીલાદે પોતાના પગારદાર માણસો

પાસેંજ લુટાવયું હતું, એવી મતલબથી કે માહબાનુ વગ
ર પેરબારની થાયતો પોતાનાં મકાનમાં આવીને રેહ. એ
મુજબ તેણી રહી, અને એક બેટીને જનમ આપયો, જે
ઓલાદની પોતાનીજ બેટી હતી." એટલુંજ નહી પણ
શાહબાનુએ એવુંબી કેહવડયું કે "જારે ગુરગીનની ઓ
રતે ઓલાદ સાથ નાલાયક કામ કરીને તેણીનું બીછાણું
બીગાડયુંછે તો શાહબાનુ પોતે ગુરગીનને પોતાનો પયાર
આપીને ઓલાદનું બીછાણું શા માટે નહી બીગાડે!" આ
મુજબના ઘણાંએક નાલાયક પેગામોથી ગુરગીનનું મન આ
સોદાગર બાનુએ તેની ઓરત તરફથી ફેરવયું, અને તેથી
માહબાનુને ગુરગીને તજી દીધી, જેણી શરમ નહી ખમાયા
થી જંગલમાં જતી રહી, અને પોતાનો જીવ આપયો. પ
ણ એટલામાંજ આવી રહયું નથી. શાહબાનુની કબુલ
તપર મુસ્તાક રહીને ગુરગીને ઘણાએક પેગામ પયાર કર
વાના તેણીપર મોકલયા, જેના જવાબમાં એવું કેહવાડયું
કે "જાંહાંશુધી ફરંગીજ, જે માહબાનુની ઓલાદને પેટ
ની બેટીછે તેણીને ગુરગીન દુર નહી કરે તાંહાંશુધી તેણી
કસો જવાબ દેઈ શકતી નથી." કંગાલ ગુરગીન! તેને
તો પોતાના બેગોનાહ અને સાલેસ બેરાદર ઉપર વેર લેવું
હતું, માટે ફરંગીજનેબી દુર કીધી! હું જાણતો નથી કે તે
ણી કાંહાંછે!"

હઈવાં પેલો ફકીર રડી પડયો. અજબ જેવી વાત
છે કે ગુરગીન સોદાગરની ઓરત માહબાનુની આટલીબધી
પક્ષ ખેંચવાનું આ ફકીરને શું કારણ મલયું હશે; અને
વલી તેની બેટી ફરંગીજને માટે તે રડી પડયો!

પણ બીજો ફકીર મુગો બેઠો નહી. ફરંગીજનું નાં
મ સાંભલતાંજ તેતો ડચકાં ખાવા લાગો હતો.

બંને ફકીરોને આ મુજબ આંખ પાણી કરતા જોઇ
બીચારી શીરીનને એક અજબ જેવી, પણ ઓરતોમાં સા
ધારણ, અસર થઈ; તે એકે પોતાનું દુખ ભુલી જઈને ફરં
ગીજને માટે તેણીબી રડી પડી!

અને રડવું એ સઘલાંને લાયકજ હતું, કારણ કે જે
ફરંગીજને માટે તેઓ રડતાં હતાં તેજ ફરંગીજ કાંઈ તે
ઓને થોડા ઉપયોગની નથી થઇ પડવાની.

પેલા ફકીરના કારી જખમ કરે એવા કઠણ શબદોમા
પોતાપર મેલાયલાં તોહમતથી શાહબાનુનો ઉછલેલો પીતો
વધારે ઉછલી આવયો, અને પોતાની જગાએથી એક છલાં
ગ મારીને તેવણ મુફરાની નજદીક આવયાં, અને પેલા ફકીર
નું ગીરેબાન પછાડીથી પકડીને ગુસ્સા અને તાણમાં પુછયું,

"કોણ, કોણ છે તારી આ બુરી હકીકત વીશે ખા
તેરી આપનાર શાક્ષી, અએ કમબખત?"

"છોડ મારૂં ગીરેબાન, અએ મગરૂર ઓરત" પેલા
ફકીરે કહયું; "શું તારાં પાપી કરમોને તું આવા પરડાઓ
થી ઢાંકવા માંગેછે કે? શું સારી આલમને રોશન નથી કે
તુંએ તારા એકના એક બેટાને કાઢી મુકયોછે, તેબી પેલીજ
ફરંગીજ સાથ જવાન ફરામરોજ નેકા કરવા માંગ
તો હતો તેનેજ ખાતર? તું મારી પાસે શાક્ષી માંગેછે કે?
શું મને તું ઓલખતો નથી? શું મારીજ વાતનો હું એક
શાક્ષી નથી?"

"અએ કાફર ફકીર, ફકીરના નામને એબ લગાડનાર,
જે તોહમત તેં મારી પર મુકવાની હીમત કીધીછે તે તોહ
મતમાંથી જાંહસુધી હું મોકલી થવશ નહી તાંહસુધી તા
રેથી એક દગ ચલાશે નહી. હું માગુછું કે મારી પરનું
*તોહમત પુરવાર કર, નહીતો તારો જાન આપ!"*

"આહ, આતો સરફ મકરછે. ચોરીપર સરજોરી
તે આછે. શું તમોને શાક્ષીજ જોઇયેછે કે? સાંભલો બા
નુ કે તમારી બદી જાહેર થઇછે. થોડા વખત પર તે ખા
નગી બાબત હતી; હમણા તેણે જાહેર રૂપ પકડયુંછે, અને
થોડા વખતમાં તે પાદશાહ આદેલને કાને પડશે. શું ત
મો બેજર નામના શખશને ઓલખોછો?"

"આહ!" એટલું બોલતાંજ શાહબાનું થોડાં દગ
પાછાં હટયાં.

"એજ તમારી સજાછે. હજી આપણે બરાબર વા
ત કીધી નથી. હજી ફરીથી આપણ મલશું, અને તારે
ખોલાસો કરશું. હાલમાંતો અમારા મેહરબાન મેજબાન
ઓલાદની રજા લઈને અમારો રસતો લઈયે છીએ."

એટલું બોલીને પેલા ફકીરો તાંહથી ઉઠી ગયા; અને
પોતા વીશે તરેહવાર વસવસા ભરેલા વીચારોમાં સરવેને
નાંખી ગયા.

---

## બાબ ૨૩.

"છેલે મળયો મને દીલદાર જે એક હાથ,
ગયું જેને મારો, વયું જેની સાથ,
પણ તેનેબી આહું? ઓ! કંગાલ! કંગાલ!
મનીજેહ તું મરતી નહી મોતની ચુંગાલ!"

બેજન અને મનીજેહ.

આ બંધે ફકીરો કોણ હતા, અને તેઓમાંનો વ
ડો શાહબાનુનાં કરતુકો બાબે એટલોબધો વાકેફ શી રીતે થ
યો હતો, એ અમારી વાંચનારી બાનુઓને મનસે અગત
ના સવાલોછે.

આપણે આગલ વાંચી ગયા છીયે કે એક અંજાણા
શખસે બાવા કારનની જુફડીમાં એકદમ દાખલ થઈ કાગજ
પર સહી કરવાનો ફરામરોજને ફરજ પાડી તેનો જાન જતો
બચાવયો હતો, અને વલી તેજ શખસે તેજ કાગજના એક
લાખ ચીરીયાં કરીને તાંહાંથી વીજલી પેરે રોખસત લીધી
હતી, જેની પુઠે શોધવા માટે ફરામરોજ, અને ફરામરોજ
ની પુઠે કારન અને ફીલકુસ લાગા હતા, તે આપણે હંઇયાં
ફરીથી યાદ કરીયે.

હવે ફરામરોજ પેલા અંજાણા પુરૂશની પુઠે તેને પોતા
ની નજરમાંજ રાખીને, દોડયો ખરો, પણ તેનાથી તે પાર
કાની બરાબર દોડાયું નહી, કેમકે એક વીજળીની ઝડપ
વાળા અસ્પ ઉપર તે ધણી સવાર થયલો હતો. કેટલાક
આડા તીડા કોહ વટાવી, તથા ઉંચી ટેકરીઓની નીચાણ
માંની એકાદ બે ખોણોના ગુચવણ ભરેલા મારગો પસાર
કરીને થોડા વખતમાં પેલો પોહો ફરામરોજની નજરથી ગુમ
થઇ ગયો. પણ વગર હીમત હારવે આપણી વારતાનો આ
જવાન "પેહલવાન" તે કાંહાંથી ગુમ થયો તેની શોધ કર
તો એક ઉંચી ટેકરીની કઠણે આવી લાગો, જેની નીચાણ
માં તેના સારાં લાયગે તેણે પેલાજ અંજાણા મરદનો અસ્પ

છુટો ઉભો રહેલો દીઠો. પરવરદેગારના હજારો શોકરાના પોતાની જબાનના પવીત્ર કલામોથી ગુજારીને ફરામરોઝ ટેકરીની કઠણ આગલથી નીચલી ખીણમાં કુદી પડયો.

એન વખતે કારન અને ફીલકુસ તે ઠેકાણે આવી લાગા, પણ આ ટેકરીની આ ખીણ જેવી બે તરફ તેઓએ ફ્રોકટમાં પસાર કીધી હતી, તેવીજ આ પણ જાણીને તેઓએ પોતાના પગલાં આગલ લંબાવયાં—એવી ઉમેદથી કે તેમના બંધે શેકારો આગળ પસાર કરી ગયા હશે. એ પછે તેઓ આ ખીણ આગળ આખી રાતની પોતાની મંજલમાં ફરીથી મુદલ આવયા ન હતા.

ફરામરોઝ જે ખીણમાં કુદી પડયો હતો તેને મથાલે એક ધીચ ઝાંખસ ઉગેલું હતું, જેથી જાણે નીચલી ખીણને માથે એક કુદરતી છત્તર થઇ રહયું હતું. આ ઝાંખસની નીચાણમાં થોડીજ ઉંડાઇએ એક નાનું બકારૂં હતું અને તેમાંથી એક સુંદર ગુફા અથવા ખોહમાં જવાનું હતું. જેવો આ જવાન નીચે કુદયો કે તુરત તેને પેલું બકારૂં માલુમ પડયું, જેમાં એક ચેરાગ બળતો તેના દીઠામાં આવયો. તુરતજ તેણે અંદર માથું મારયું, અને એક સુંદર ઓરતને તેણે તે ઠેકાણે ઉભેલી જોઇ. વીજળીની ઝડફથી ફરામરોઝની આંખમાં આતશ ચમકયો, અને તેજ ઘડી તે પોતાના પાઉંપર પડયો. તેજ વખતે તેણે તે ઓરતનો ખુબસુરત હાથ પકડી પોતાના હોઠસે લગાડયો, અને તેજ પલે પેલી ઓરતે તેને મોટી ઓજરથી ઉઠાડી પોતાને ગળે લગાડયો!

વાંચનારી બાનુઓ, તમોને ફરીથી વીચાર જશે કે આ બાનું કોણ? અલબત તમો આમતો નહીંજ વીચારશો કે, જવાન ફરામરોઝની ઘણુની ખોવાઇ ગયલી સુંદર ફરંગીજ તે આજ નાજનીન હતી. નહી, તેમ છેજ નહી. ફરંગીજ કાંહાં ગઇ તે કોઇજ જાણતું નથી.

"બેટા, બેટા પધારો, ઉઠ" પેલી બાનુ બોલી. "અને માફ કરજે કે મેં તુંને આટલોવાર સુધી મારી પુઠે દોડાવયો. પણ મને તારા ખુનીઓ વીશે ફીકર હતી."

"આહ, મારી વાહલી માદર, મારી માદર કરતાં પણ વધારે મેહરબાન—કારણ કે જેણે મને જનમ આપયો હતો તેણેતો મને પોતાનાં મકાંનમાંથી કાઢી મુકયોછે!—અએ તું મેહરબાન માહ—".

"ખબરદાર, ફરામરોઝ. હઇઆં હું એ નામે ઓલખાતી નથી એટલુંજ નહી, પણ હઇઆં મને ઓરત તરીકેબી કોઇ ઓલખતું નથી. હું એક ફકીરછું, અને બીજા ચાર ફકીરો સાથ રહુંછું. જેઓએ પોતાની ઓરતેના જોલમથી આ વેસ લીધેલોછે. મેં કોણના જોલમથી લીધોછે તેતો તું જાણેછે. લાંબી વાત જો ટુકી કરૂંતો આમ કે હઇઆં હું આજ પાંચ વરસ થયાં રહેલીછું. અમે એવો ઠરાવ રાખયોછે કે દર માસમાં છ દીવસ સુધી અમારામાંના દરેક જણે આ ગુફામાં યા તેની આસેપાસેનાં જંગલમાં ગુજારવા અને તેટલા વખતમાં બાકીના ચારે આસપાસનાં ગામડાં અને શેહરોમાં ભીખ માંગવા જવું. એ મુજબ ચોવીસ દીવસ દર ફકીર રખડેછે અને છ દીવસ આરામપણ લેછે. ગઇ પરમ દીને રખડવાની મારી વારણ પુરી થયાથી હું હંઇઆં એખલીછું, બાકીનાઓ ફરવા ગયાછે. તેઓ પાછા આવશે તારે તેઓમાંનો એક હંઇ રેહશે, અને હું તેને બદલે પેલાઓ સાથ જોડાઇશ. આ મુજબની જીદગી હું હંઇઆં આજ પાંચ વરસ થયાં ગુજારૂંછું, અએ મારા બેટા, અને મારૂં મોત આવશે તાંહતલક એમજ કરીશ!"

આટલું બોલીને પેલી અબલા રડી પડી. ફરામરોજનીઓ આંખ ભરાઈ આવી, પણ કઠણ દેલથી તેતો ખમી ગયો.

"ધીરજ ધર, અએ વાહલી મા—".

"હું તને કેહતાં ભુલી ગઇ કે મને તેઓ જંગીસનાં નામથી ઓલખેછે. માટે હવેથી મને તારે એજ નામે બોલાવવો. પણ ખરાર, તારેથી હંઇ રેહવાયજ કેમ? કદાચ જો તેઓ આવે તારે તેમને માલુમ પડે કે મારો એક ઓલખાઇતો, અને દોસત, અથવા બેશી હંઇ મારી આગલછે તો તેઓ તતકાલ મને મારી નાંખે યા કોઈ જાતનો જોલમ ગુજારી કાઢી મેલે. માટે તેઓ આવી પોંહચે તેની આગમજ તારે હંઇથી જતું રેહવું જોઇશે."

"નહી, નહી, નહી; હવે હું તારેથી કદી છુટો પડવાનો નથી. તું જતી રહી, મને મારી માદરે કાઢી મુકયો અને સહુથી વધારે દુખ એકે વાહલી ફરંગીજબી કેથી જતી રહી."

"કેથે જતી રહી? તારા કાકાનું તને હેત લાગતું હશે, ફરામરોઝ? શું તું મને બેખબર વીચારેછે કે? તું જાણતો નથી કે મને મારી —— મને ફરંગીજ વીશે પુરતી ખબર મલીછે. તારા કાકાએ તેણીને કાઢી મુકીછે, અને તે તારાં મેહરબાન માદર શાહબાનુજીની કુસલવણીથી થયુંછે. તે વીશે મને પકી ખબર અમારા ફકીર ભાઇઓથી મલીછે. વારૂં ખેર. ખોદા સરવેનું ભલું કરે!" પછે થોડોવાર રહીને પેલી ઓરત—(હવેથી આપણ તેને જંગીસના નામથી ઓલખીશું)—બોલી કે "અગરજો તું મને હવે છોડવા નહીંજ માંગતો હોયતો એક વાત તારે કરવી જોઇએ. ફકત તે સોવાય બીજો કસો ઉપાય મારી પાસે નથી. તે એકે અમારી હાલતે તારેબી આવો જવું જોઇયે. તારેબી ફકીર થવું, છ દીવસ આ ગુફામાં એકલું રેહવું અને ચોવીસ દીવસ ફેરો ફરવા જવું. જો એ વાત તારેથી કબુલ થઈ શકે તોજ હું તને આ ગુફામાં રાખવાને બંધાઉંછું. અગર નહોતો તારે હંઇથી તુરત નીકળી જવું જોઇયે."

"કબુલછે, મારે કબુલછે," પેલો આપણો દેવાનો જવાન પોકારી ઉઠયો.

એ વાતને પંદર દીવસ ગુજરી ગયા, અને પેલા બીજા ફકીરો પોતામાં એક નવો સોહબતી વધેલો જોઇને રાજી થયા. ફરામરોઝની ચાલચલણ તેમને પસંદ આવી, અને તેથી તેને પોતાનો જોડીયો બનાવવામાં તેઓએ હરકત લીધી નહીં. આ ફકીરો પોતાની કાકી માહબાનુ (કારણ કે આ ઓરત કોઇજ નહી પણ ગુરગીનની કાઢી મુકેલી ઓરત માહબાનુજછે એવું ઉપલા અહેવાલ ઉપરથી અમારી વાંચનારી માલાક બાનુઓએ જાણી લીધું હશે તે) ને જે માન આપતા હતા તે ઉપરથી ફરામરોઝે

માહબાનુની નીતી ભરેલી ચાલચલણ બાબે ઉંચું મત બાંધયું, અને તેથી પેલા ફકીરે બાબેખો તેને ઉતમ વીચાર લાવયા વીના ચાલયું નહીં.

હવે તેની બીજી દીનથી પેલા ફકીરોમાંના એકને ગોફામાં રાખીને બીજા સઘલાઓ સાથે જંગીસ અને ફરામરોજખી ફેરો ફરવા નીકલયા. એ દીવસથી તેઓએ એવો ધારો રાખયો હતો કે દર ફકીરે પચીસ દાહાડા ફરીને પાંચમે દીવસ ગોફામાં રેહવું, કેમકે તેમની સંખયા પાંચથી વધીને છની થઈ હતી.

એ વાતને પંદર દીવસ આપણે ઉપર કહયું તેમ વીટી ગયા, અને પંદરમે દીવસે સઘલા ફકીરો સમીસાંજને વખતે અચાનક પાછા મદાઈનમાંજ ફરતા ફરતા આવી લાગા. બીજા સઘલાઓ જુદે જુદે રસતે નીકલી ગયા, અને ફરામરોજ અને જંગીસ સોદાગર ખીલાદ, તે ફરામરોજના બાપના બાગ આગલ આવી લાગા.

એજ વખતે તેઓએ બાગમાં પાદશાહ અને તેના રેસાલા ઈતયાદીને અંદર પસાર થતા જોયા, તેથી તેઓએ પણ અંદર માથું મારવાને મન કીધું અને અંદર દાખેલ થયા. તાંહાં તેઓએ શું કીધું, અને તેઓએ તાંહાં બનતા બનાવોમાં કેવી રીતે ભાગ લીધો, એ આપણે જોયુંછે.

હવે તાંહાંથી નીકલીને જંગીસ અને ફરામરોજ પોતાના ઉતારાપર આવયા. હું ઈંયાં તે બંનેનાં દેલ છેલા બનાવથી ઘણાં દુખી થયલાં હતાં. ફરામરોજનું સઘલું લેજું તેની બેહન પેલા ખરાબ દીયાનત અને બુરી નઈયતના શાહજાદા તુરાજાદના હાથમાં રયેને તેની માદરના ફેલથી ફસી પડે તે ગુચવાડા અને ઘભરાટમાં પડેલું હતું. તે પોતાના જવાન મગજમાં આ લાડકી અને સુંદર ફરંગનાં હમેશનાં સુખને માટે તરેહવાર વીચારો લાવતો હતો. તેમજ તે પોતાને ઠપકો આપતો હતો કે તે પોતે ફરંગીજની શોધ કરવા નીકલયો હતો, તેને બદલે આ ફકીરો સાથે રખડયા કરેછે તેમાં તેની મતલબ કોઈ પણ રસતે બર આવતી નથી.

એ કારણને લીધે આ કંગાલ ફકીરી લેબાસ એકદમ તજીને અવલ ફરંગના સુખ અને પછે ફરંગીજની શોધ પાછલ કંમર બાંધવાને તેણે ઠરાવ કીધો, અને તે પોતાનો ઠરાવ એક કાગજપર જંગીસને નામનો લખીને એક રાતે તે તાંહાંથી નીકલી ગયો !

પણ અરે, ભલું કરવાની ઉતાવલ કરતાં ફરામરોજે ખોટું કીધું. ફરંગનાં સુખ વીશે તે વીચાર કરે તે આગમજતો તેણી સુખી હતી; અને ફરંગીજની શોધ માટે તે નીકલે તેની આગમજ તો તેણી ફરામરોજની શોધમાં નીકલીને જખમી થઈ પડી હતી ! જો એક પાંચ દીવસ શુધી ફરામરોજે ધીરજ પકડી હતેતો ફરંગ વીશેની તેને ખુશખબરી આપોઆપ મલી હતે, અને ફરંગીજને માર ખાતી તેણે બચાવી હતે !

હવે જારે જંગીસે ફરામરોજની ચીઠી જોઈ તારે વધારે ગરબડ વગર તેણે તે ફાડી નાંખી અને પોતાની સાથવાલા બીજા ફકીરોનુ મનમનાવીને તે સઘલા પોતાના ગુફા આગલ આવયા.

સઘલાઓ અંદર દાખલ થયા, પણ એખલો જંગીસજ પછાડી રહી ગયો, કારણ કે તેના કાન ઉપર "ગુરગીન," "લુછા" ઈતયાદી શબદો અછડતા પડયા. જંગીસ લગાર આગલ ગયો, અને જે ટેકરીની નીચાણમાં તેમનો ગોફો હતો તેની પછાડી એક ઢોલાવની સપાટી ઉપર તરણ માણસોને જોસમાં વાત કરતા તેણે જોયા.

"હું તેજ ખેજરછું, સોદાગર ગુરગીન" પેલાઓમાંનો એક કે જે એક રાક્ષસ જેવા કદ અને આકારનો હતો તે બોલયો. "દામ જોઈયે, શેઠ, મારૂં દામ."

"અને હું એનો મદદગાર છું સાહેબ," બીજાએ પોકાર કીધો; "મારૂં નામ તમો નથી જાણતા ? મને લોકો ફોલકુસ યુનાનીનાં નામથી બોલખેછે."

"પણ દોસત, ખેજર," એક તરીજો પુરૂશ બોલયો, કે જે પેલા બેની સામે ઉભો હતો, "તું મારી પાસે શું માંગેછે, શાનું માંગેછે અને કેટલું માંગેછે ! તારી નોકરી જેટલું તો હું આપી ચુકોછું."

"નહી સાહેબ, તમે મને શો સોનાની અશરફી આપવા કબુલયું હતું; તે કાંહાંછે, સાહેબ, તે કાંહાંછે ! ધુંદતાં ધુંદતાં મારા પગે ચાંદાં પડયાંછે, તેનું દામ જોઈશે તે જુદું."

"અરે યાર, પણ મેં તને શો અશરફી આપવા કહેલી તેની શરત તું જાણેછે કેની ? મને તો આ રખડતીમાં નાંખયોછે. આજ કેટલા દીવસ થયા પેરખાર, વાડી વજીફો, બાગ બગીચો છોડીને હું તો મારી ઓરત માહબાનુ વીશે તલાશ કરવા નીકલયોછું પણ તેમાં તો ફાવયો નથી. અને જો નહી ફાવું તો જેને માટે તું અશરફી માંગેછે તે મને તુછકારી કાહડવાને સુખતેયારછે."

"તે ગમે તે હોય, ગુરગીન સાહેબ, પણ દામનો આપવું જોઈયેજ," ખેજર બોલયો, "નહીતો મકું અ: આ જોયુંછ કે ?" આમ બોલી એક જબરો સોટો તેણે ગુરગીનનાં સર ઉપર ઉંચકયો. અને તેજ વખતે પછાડીથી ફીલકુસે પોતાનોબી ઉંચકયો, અને વગર ચેતવણીએ બે જબરદસત સોટાના જબરદસત ફટકાથી સોદાગર ગુરગીન તતકાલ જમીન ઉપર આડો પડયો.

એજ વખતે એક શુંદર ચેહરો દયા ઉપજાવા જોગ ચીસ પાડતો તાંહાં દોડતો આવયો, અને આ મુજબ બોલીને રડી પડયો: "અરે જાલેમ, તું મને મારા વાહાલા ફરામરોજ સાથ મેલવવા હુંઈ લાવયો, અને શું મારા પેદરને મારી નાંખેલો આપી જાયછે ! અફસોસ, બાવાજી, બાવાજી———"

આ સુંદર વધારે બોલી શકી નહી. એક ફટકો તેણીની પીઠ ઉપર લાગો, અને તેણીના ભાન વગરના બાપની નજદીક તેણીબી બેભાન પડી !

એજ ઘડીએ જંગીસે—અથવા વાંચનાર જાણેછે તેમ ગુરગીનની ઓરત અને ફરંગીજની માદર માહબાનુએ એક જબરી ચીસ પાડી અને ગોફામાંથી પોતાના બીજા સોહબતીઓ, જેઓ જંગીસને પોતાની પુઠે હજી નહી આવેલો જોઈને ગોફામાંથી બાહેર નીકલતાજ હતા તેઓને બોલાવયા, અને જોકે જાતેતો ઓરત હતી તોપણ એક મરદ કરતાં વધારે ધીરજ રાખીને પોતાના ભરથાર અને દીકરીને મરતતોલ જખમી હાલતમાં પોતાના ગોફામાં લેઈ ગ

ઈ, અને સઘલાઓને તશનીફ ન આપતાં પોતેજ આ બંધે વાહલાં જીગરોની સુદારા કરવા હજુરમાં રહી.

શું આ નવાન છોકરી તે ઘણુંની ખોવાઈ ગયલી ફરંગીનજ હશે ?

---

## જરા તપકીર લેશો?

તનદરોસતી ઉપર ખોરાકની અસર આગલા અંકોમાં આપણ તપાસી ચુકયા; હવે તંબાકુની અસર ઉપર જરા વીચાર કરવો જોઈએ. શું ખાશું અને કેમ ખાશું એ સવાલોની પાછલ તંબાકુ ખાશું કે નહી, તપકીર સુંઘશું કે નહી, એ સવાલ આપોઆપ ચાલયો આવેછે. ખાવા સાથે પીવાની વાત જોડાયલી હોયછે, પણ માણસ તંબાકુને એટલોબધો શરીરમા લીએછે, કે એ વસતુનો દરજો તેણે ખાવાપીજ ઉતરતો અને પીવાની પદારથો કરતાં ચહડતો કરી મેલયોછે. માણશ ખાવા પીવાની ચીજોને માતર મોહો વાટેજ લેયછે, પણ તંબાકુને તો નાક વાટેબી લેયછે, દમવાટેબી લેયછે. તે મોહોમા તંબાકુના બાચકા ભરેછે એટલુંજ નહી, પણ નાકમાબી તંબાકુના ડુચા ભરેછે અને દમમાં તેના ફુંફારા મોકલેછે.

પણ શું એ વાજબી છે ? શું એ ગુણગારૂં છે ? શું એ તનદરોસતીને લાભકારી છે ? અમે ના પાડીએ છઈએ, કેમકે વીદીઆ ના પાડેછે, ડાકટરો ના પાડેછે. ડાકટરોને તપકીર લેતાં તમો કદાચજ જોશો. બીડી પીનારા ડાકટરોબી થોડાજ મલશે. તંબાકુ ચાવનારતો કોઈજ નહી હશે. તનદરોસત અને આસુદાં માણશોમાબી એ ચીજની આદત થોડીનવાર જણાશે. મેહેનતુ, ઉદયોગી, ખરતલ માણસોમા એ આદત થોડીજ હશે. પણ આલશુ, અઈઆસી, ગપાસપા મારનારા ટાહેલાંખોરો એ આદતમાં વધારે પડેલા જણાશે. માંદા, મરકટ, સુકાયલા, તવાયલા, નબલા, નાકુવત માણશો જેઓને જીંદગી ટેકવી રાખવા માટે કુદરતી ઉપાયો ઉપરાંત બીજા ઉપાયોની જરૂર હોયછે, જેઓને દીસનાબી સજાગરૂ રેહેવા માટે ઈઆ તેજી પકડવા માટે બીજી ચોજોની મદદ જોઈએ, તેવાં માણસોમાં તપકીર અથવા તંબાકુની આદત તમો વધારે જોશો.

પણ દુનીઆંમાં કરોડો માણસો એક ઈઆ બીજે રસતે તંબાકુ લીએછે, અને તોપણ લાંબી ઉમર તક જીવેછે, તારે તેને વાસતે વાંધો કેવો લેવાનો ? મગર તંબાકુના વપરાસ સાંમે એ કાંઈ દલીલ નથી. દારૂનો ખપ દુનીઆમાં શું થોડો છે ? અને તોપણ કીઓ વીદવાન તબીબ એ ચીજને શુખાકારીની હાલતમાં હંમેશ વાપરવાની ભલામણ કરશે ? દારૂ જીંદગીને માટે જરૂરનો છે, એમ કોણ કેહેશે ? અને તે છતાંબી શું કરોડો માણશજાતમાં કરોડો ગેઆલન દારૂ ખપતો નથી ? તારે એજ પરમાણે તંબાકુના બોહોલા ખપ ઉપરથી કાંઈ તેની અગત સાબેત થતી નથી. તંબાકુ ગુણગારો છે કે નહી તે સમજવા માટે તેની ખાશીએત તપાસવી જરૂરની છે, તનદરોસતી ઉપર તેની અસરનુ અવલોકન થવું જોઈએછે, વીદીઆ અને વીદવાનોના અનુભવની મદદ લેવી, જોઈએછે.

દવા તરીકે તંબાકુ કામનો છે. પણ તેમતો જેહેરખી દવા દાખલ વાપરવા આપેછે. દરદીના પેટમા તંબાકુના પાણીની પીચકારી મોકલવામા આવેછે, પણ તેની અસર કોઈવાર ભય ભરેલી જેવામા આવેછે. તે દરદી તંબાકુથી તદન નાતવાન બનેછે, મુદડાં જેવો થઈ પડેછે, તેને સુસત ઘેણ ચહડેછે અને કોઈવાર મોત નજદીક હોય તેમ દીસે. તંબાકુની આ અસર ડાકટરો સાધારણ રીતે જાણેછે. પણ જેઓને તંબાકુ ખાવાનો ટેવ નહી હોય તેઓને તંબાકુનો એક કરચ ભુલમાં ગલાઈ જવાથી કેવી અસર થાયછે, તે આપણ સરવેની અજમાશમા કોઈવાર આવયું હશે. માંથું ફરેછે, બેભાની થાયછે, ઓકારી થાયછે, જીવ ચુંથાયછે, બદહજમી થાયછે, જાહાડો છુટી જાયછે, ઈતીઆદી. જેને તપકીર સુંઘવાની આદત નહી હોય તેને તે સુંઘાડો અને તેના નાકમા શું દુખ થાયછે તે જુવો.

એ પરમાણે તારે તંબાકુ કાંઈ ખાવા લાએક ઈઆ સુંઘવા લાએક, કોઈબી આકારમા શરીર મધે ઉતારવા લાએક પદારથ નથી. તંબાકુ લેવો—પછે બીડીથી, તપકીરથી ઈઆ ચાવવાથી લેવો—એ એક વીઅસણ છે, અને દુરવીઅશણી આદત છે. જેમ જારભાવી હવસવાલાં માણસો ઘણા જોસાથી પોતાના હવસને મારી નાખેછે, થોડા વખતમા તેમને નબલાઈ પેદા થાયછે અને તેમનો હવસ મરી જાયછે, તેવીજ અસર તંબાકુ લેનાર માણશમા માલમ પડેછે. ઘણો તંબાકુ લેનારની ભરદી ઓછી થાયછે. હવશવાલાં માણસોનો હવસ તોડવાની જેટલી શકતી કપુરમા છે, તેટલી શકતી તંબાકુમા છે. તંબાકુની સુસતી પેદા કરનારી ખાશીએતથી ઉંઘ લાવવામા તે કામનો ગણાયછે. જેઓને ઉંઘ નહી આવતી હોય તેઓ બીડી પીને અથવા તપકીરના સરૂકા ભરીને ઉંઘ લાવેછે.

આ ખાશીએત કાંઈ તંબાકુની ભલામણ કરવા માટે અમે જણાવી નથી. ઉંઘ લાવવાના રસતા બીજા ઘણા છે અને વધારે ગુણગારા છે. ખરૂં છે કે તંબાકુની અસર આદત ઉપર ઘણો આધાર રાખેછે. અને તેની આદતવાલા માણશને તમે ઘણીવાર કેહેતાં સાંભલશો કે તંબાકુની અસર મારી ઉપર કાંઈ ખરાબ થતી નથી. પણ આમાં તે ભુલથી જુદું બોલેછે. તેને પુછો કે તંબાકુ લેવા આગમચ તેની જેવી તનદરોસતી હતી, તેવી તંબાકુ લેવા માડવા પછે રહીછે ? તે ના કેહેશે. પણ તેના બદલામા વલી તે વધતી ઉમર વગેરેનુ બાહાનું બતાવશે. તે કેહેશે કે તંબાકુથી દુખ થવાને બદલે તેના ફલાના ફલાના દુખો તંબાકુથી ઓછાં થાયછે. પણ તેને પુછો કે તંબાકુ લેવા માડયો તેની આગમચ તેને એ દુખો હતાં ? નહી હતાં.

તંબાકુને તે એ દુખોનો ઉપાય ગણેછે, પણ ખરેખર જોતાં તો તંબાકુ એ દુખોને પેદા કરનારાં કારણ થઈ પડયાંછે. તંબાકુ લેતાં જેઓને પેહેલાં અગવડ નડતી નથી, તેઓને પાછલથી અંતે એ આદત છોડી દેવી પડેછે. એક જણને તંબાકુની ગમે એવી આદત પડી હોય, તોપણ તપકીરથી ઈઆ બીડીથી ઈઆ ચાવવાથી વરીક તંબાકુનો એક કકડો તે ગલી શકતો નથી. જો એક કક

ડો ગંલાપો તો તેને ભારી દુખ થાયછે. એવી જે જલદ પદારથ તે શરીરને ગુણગારીજ કેમ હોય? તંબાકુ લેનારાઓને અનેક પરકારના દરદો થયલાં, તંબાકુ બંધ કરવાથી તે સાજાં થયલાં અને તંબાકુ ચાલુ કરવાથી તે દરદો પાછાં ચાલુ થયલાં એવી નોધ વઈદક શાસ્ત્રની કેતાબોમાથી જથાબંધ મલી આવેછે. એક પુસતકમા એવા દસદાખલા આપેલાછે.

બીડીથી, તપકીરથી ઈઆ ચાવીને તંબાકુ લેવાના માઠાં પરીનામ ઘણુંકરીને એકસરખાંજ નીવડેછે. તેમા સુખોઅ દુખતો બદહજમી છે. તપકીર લેનારાઓનો કોઠો ઘણો નબલો થઈ જાયછે. એવું ચોકસ માલમ પડયુંછે કે જોકે તપકીરતો નાકમાં લઈએ છઈએ, તોપણ ઘણી તપકીર સુંઘવાથી તે પેટમા જાયછે અને હોજરીના કામને હરકત પોંહોંચાડેછે. અગતકરીને ભારી, જાડી, ભીણી, ખુશબોદાર તપકીર વધારે નુકસાનકારક હોયછે. તપકીર સુંઘનાર તેમજ બીડી પીનારા તથા તંબાકુ ચાવનારાઓનું શરીર "નરવસ" ઈઆને નબલું, બીહીકણું અને પોચું હોયછે. તેમને ઘડી ઘડી ફેર અને તમર આવેછે, ઉંચાણ ઉપરથી નીચે જોતાં તેમને ચકરી આવેછે, મછવામાં બેસતાં તેમને ઘુમરી આવેછે, મારામારી ઈઆ લડાઈ જોતાં તેઓ બેશુધ થઈ જાયછે.

બીડીની આદતવાળાં માણસોને ખાટા અટકાર આવેછે, છાતીપર દાહે બલેછે, પેટમા દુખેછે, છાતી વધારે ધરકયા કરેછે, દીલનું દુખ થાયછે, અને ઉંઘમા વટીક દુતો આગળ ચંસકા લાગેછે, ઉંઘ થોડીજ આવેછે, અને બીહામના સવપના આવેછે. બીડી પીતી વેળા કેટલાકોને થુક અને બલગમ પુશકલ જાયછે. એ વળી તંબાકુની અસરની એક બીજી સાબેતી છે. મોહોમાની લબ ખોરાકને પચાવા મારે હોજરીને મદદ આપેછે, પણ તંબાકુ લબને ખાલી કરેછે અને હોજરી પોતાના એક અગતના મદદગારને ખોહેછે. તંબાકુ દાંતને ઢીલા તથા નબલા કરેછે, અને તેમને ખરાબ રંગના કરી મેળેછે. ઘણી બીડી પીનારાઓને ગળાંના તથા દમ લેવાની નલીના દરદો થાયછે. તંબાકુ લેનારના મોહડાંનો સવાદ બીગડેલો હોયછે, અને દમમાથી ખરાબ વાસ નીકલેછે.

આપણા કેટલાક જવાનીઆઓ હાટલમા ખાધા પછે બીડી પીવામા પોતાને સુધરેલા સમજેછે; ઈંગરેજો બીડી પીએ, મારે આપણે પણ પીવી એવું વીચારેછે. પણ સમજુ ઈંગરેજો બીડીને કેટલી ધીકારેછે, વઈદક શાસ્ત્રના ગરંથોમા બીડીની કેટલી માઠી અસર જણાવીછે તે આવી વાંદરં નકલ કરનારાઓને મુદલ ખબર નથી. આપણા બુઢાઓ અને દાહયાઓ તપકીર સુંઘવામા તથા પાસે રાખવામા વડાઈ સમજેછે. પણ તપકીરની તંનદરોસતી ઉપર ખરાબ અસરો ઉપરાંત સફાઈ અને સુઘડાઈના કાયદાથી જોતાં એ એક ધીકારવા જોગ આદત છે. તપકીર લેનારના નાકમા ભરેલા તપકીરના ડુચાથી નાક કેવું મેલું રેહેછે! તેનો રોમાલ કેવો ગંધીલો રેહેછે! તેની દાહાડી મુછ કેવાં ગલીચ હોયછે! તેના કપડાં ઉપર કેટલી તપકીર પડેછે! રાતદાહાડો તેને રોમાલવરે શરીર પખોડવું પડેછે! ઉંઘમા તે કેટલો ઘોરેછે અને ઘડીએ ઘડી તેનું નાક બંધ થઈ જાયછે. એ રીતે તપકીર તથા તંબાકુની આદત પાંડવી એ સેહેતા જીવનો સંતાપ છે.

# પેશતનજી મેહતાનો ઘોડાવાલો.

(ગયા અંકથી બાકીનું સાંધન.)

આદરજી પોતાની પેચારીના અને બીજા વીચારમાં રહે તારે જે કામ સારૂ તે આવીયો હતો તે ભુલી ન જાય તેની ચોંપથી તરત પેશતનજી તરફ ફરીયો અને શું કામસર તે આવીયો હતો તે નીચે પરમાણે જણાવીયું—

"સાહેબ,—વરતમાન પતરમાં છપાએલી જાહેર ખબર ઉપરથી હું તમો શેઠ પાસ આવીયો છું."

આ સાંભલી મેહેતા તો અજાએબ થયા. તેવણની સામે જે જવાન ઉભો હતો તે જોકે સાદા લેબાસમાં હતો પણ તેનો ચેહેરો તથા બોલવાની ધપછપ શાફ દેખાડતી હતી કે તે કોઈ ગરહસથ હતો. પણ વધારે ખાતરી કરવા સારૂ તેને ટીકી ટીકીને તપાસીઓ અને પછી નીચે પરમાણે બોલીયાઃ—

"હું ધારૂછું કે તમોએ કાંઈ ભુલ કીધીછે. મેં જે જાહેર ખબર છપાવાછે તેતો એક કોચમેન જોઈએછે તે વીશેછે."

"અને હુંબી તેજ ચાકરીને સારૂં તમો સાહેબ પાસ આવીયે છું." એ પરમાણે નવરોજજી (આદરજી) બોલીયા "હું ધારૂંછું કે તમોને જેવો કોચમેન જોઈયેછે તેવો હું મળી શકશ. હું ઈમાનદારી તથા મેહેનત લઈને તમારી ચાકરી કરશ. મને ઘોડા પારખવા તથા તેને સીખવવામાં ઘણું ગનીયાનછે."

"પણ તમે કેથે—તમે એવા—"

"હા સાહેબ મેં કેથે એવી ચાકરી કીધી નથી પણ ગાડી ઘોડા હાંકવામાં હું એકોછું. હું એવા કામને સારૂં જ જનમીયો એવું હું ધારતો નથી પણ વખત જોઈને વાત કરવી પડેછે. મને ઢસાંની ગરજ નથી મનેતો પુરતો પગાર મળીયો અને તે ઈમાનદારીથી મેલવીયો એટલે બસ, આવા વખતમાં મારૂં ગુજરાન કરવાને ઈમાનદાર ધંધો એજ સમજુછું અને જારે મારા બાપીકું ધન મારી બેવકુફીથી ખોઇ બેઠોછું તારે તે પાછું મેલવવાને ઈમાનદારીથી કોઈબી ધનધો કરવાને હું શરમ શમજતો નથી."

પેલી બે નાજનીનોએ નવરોજજીના મોહોમાંથી આવા શબદો નીકલતા સાંભલીયા તારે તેઓએ પોતાની નજર તેની તરફ ફેંકી અને અજાએબીથી જોવા લાગા કે આતે કેઈ જાતનો માણસછે કે પોતાની ખરી અવસથા કાંઈ પણ ટાંકવા વગર જાહેર કરેછે. પેશતનજીબી અજાએબીમાં ગરક થયા અને પોતાનો ભતરીજો જેને તેવને એક છેલી મદદ મોકલી હતી તે પાછી વારી એ વખતે કાંહાં ભટકનો હશે અને વગર પઈસે કેવો ભુખમરો ભોગવતો હશે. આ માણસ જે સામે ઉભોછે તે જેવી રીતે પોતાની અવશથા જાહેર કરેછે તે પરમાણે તેબી એવીજ રીતે બીજા કોઈ પાસ પોતાની હાલત જાહેર કરતો હશે. આ વીચારથી તેવનના મનમા શોક ઉતપન થયો, આ તથા બીજા વીચારો કરી પેશતનજી બોલીયા "વારૂં હું તમુને રાખુછું. હું ઘણોજ દલગીરછું કે તમો આવી હાલતમા આવી પડીયાછે પણ તે એકદમ હું દુર કરી શકતો નથી. મારા ઘોડાઓબી કાંઈ હલકા નથી તેઓબી ઘણાજ સારાંછે. વાસતે એવા સારા જ

નવર પાસે રેહેવું હું કાંઈ હલકું સમજતો નથી. હું પોતે બી તેઓના તબેલામાં કોઈ કોઈવાર જઈને સુવુંછું વાસતે હું ધારૂંછું કે તમુને કાંઈ તે વીસેની હરકત નહી હશે."

એમ કહી નવરોજજીને પેશતનજી પોતાના તબેલા આગલ લઈ ગયા.

તબેલા પણ ઘણાજ મોહોટા અને કુસાદે હતાં. પેશતનજીના ઘણા ઘોડા હતા અને તે એક એકથાને સરશ હતા. એવનને સરતનો શોખ ઘણો હતો તેથી તેની પછવાડે જાણે ગાંડા ઘેલા થઈ ગયા હતા. એ ઘોડાઓમાં એક નાનું ટટું હતું તે ઘણુંજ સોહોમનું તથા ઘણુંજ નાનું હતું. આ ટટુને જીવણબાઈ ઘણીજ ચાહાતી હતી. તેને પોતાને હાતે દાણા ઘાસ ખવાડતી અને દીવસનો ઘણો વખત તેની સાથ ગેલમાં ગુજારતી હતી. આ તબેલાની સામે એક નાનો બંગલો હતો તેમાં નવરોજજીની પેટી તથા બીજો સામાન મુકીયો અને પોતે પણ તેમાં ગયા. જે ઓરડામાં તેવને ઉતારો કીધો તે હવા વાળો, કુસાદે તથા ઘણોજ સારો હતો. જોકે આ ઓરડો નવરોજજીએ ઈંગલંડમાં વાપરેલા ઓરડાઓ સાથ સરખાવતાં ઘણોજ ઉતરતો હતો પણ તેવણને મનશે એક બેહેસખાનું હતું કારણ કે તેવણ પોતાના ઘરમાં અને પોતાના જીગરની નજર સામે હતા.

નવરોજજીનું નવું કામ કાંઈ તેવણને ભારી લાગું નહી. છોકરાંઓ દાહાડામાં એકવાર બાહેર ફરવા જતાં હતાં, અને ઘણીવારતો પેલાં નાના ટટુની ગાડીમાં જતાં હતાં. શેઠ જારેબી ફરવા જતા હતા તારે પોતાના પીયારા ઘોડાની લગામ કોઈનાબી હાથમાં આપતા ન હતા. જારેબી પેલી બે ઓરતો ગાડીમાં જતી હતી તારે જીવણબાઈ હસતા મોહડે જાણે કે નવરોજજી એક ઘરનોજ માણસ હોય તેમ તેની સાથ વાત કરતી હતી.

આ પરમાણે ઘણાક દાહાડા વહી ગયા. નવરોજજી જેને ઈંગલંડ તથા મુંબઈમાં પોતાના દાહાડા ફરવા હરવામાં ગુજારીયા હતા તથા કોઈનીબી ચાકરી કરી ન હતી તેવણને આવી જીંદગી ઘણીજ કંટાલા ભરેલી લાગતી હતી. એક દાહાડે તે બારીએ બેસીને વીચાર કરતો હતો તેવામાં જીવણબાઈ પોતાના મોટા બંગલાની બારીએ આવી. આ અને નવરોજજીની બારી એકએકની સામાસામી હતી તેથી અચાનક તેઓની નજર એકમેક સાથ મલી, તેઓ સામાસામું જોવા લાગાં પણ થોડા વખત પછી જીવણબાઈને પેશતનજીએ હાંક મારીયો તેથી તેવણ બારી છોડીને ગયાં. આ પછી નવરોજજીને પોતાના નાનપણના દાહાડા ઈયાદ આવયા અને તેમના બાવા મરતી વખતે જે કોળ પોતાના ભાઈ પાસથી લીધો હતો તે યાદ આવયો, તે એ હતો કે નવરોજજીને જીવણબાઈ સાથ પરણાવવી. આ કોળ ઉપર મુસતાક રહી નવરોજજીએ પોતાનો રસતો આગળ વધારવા માંડીયો અને એજ દીનથી જીવણબાઈની ચાલચલણ તપાસવાને જારી રાખ્યું.

બીજી બાજુએ જીવણબાઈ નવરોજજીને પોતાનો ભાઈ, દોસત અને એક સાથી પરમાણે ગણવા લાગી. વારેવાર કાંઈબી કામ પડેતો આદરજીને હાંક મારે અને તેને સોંપે, કોઈ કોઈવાર પેશતનજી બાહેર જાયે તારે કાંઈ કામનું બાહાનું કાઢી નવરોજજીને પોતાની પાસ બોલાવી પોતાની સહી તથા બીજા માણસની હજુરમાં તેના માએ બાપ તથા ખાનદાન વીસે પરપુછ કરે. આ સરવે સવાલોના જવાબ નવરોજજી હીકમતથી પણ ખરા આપતા હતા, માતર પોતાનુ નામ તથા જેથી પોતે ઓલખાઈ નહી આવે તેની સંભાલ રાખતા હતા.

એક દાહાડો પેશતનજીએ આદરજી (નવરોજજી) ને તેડું મોકલીયું. નવરોજજી આયા કે પછી પોતાની સામે એક ખુરસી હતી તે ઉપર બેશવા કહયું, પછી નીચે પરમાણે વાત ચલાવી:—

"એક બાબતને સારૂં મારે તમારી સાથ કાંઈ વાત કરવીછે, તમોએ ગયા તરણ માસનો જે આંકડો મને આપીયો હતો તે તથા મેરવાનદારૂ, જેવન મારા કારભારીછે, તેવનની ચોપડીમાં જે રકમો જણાવીછે તે બરોબર મલતી નથી. આ ઉપરથી તમો કાંઈ માઠું લઈ જતાના, જે કાંઈ ભુલ માલમ પડેછે તે મેરવાનદારૂની ચોપડીમાંછે, તમારૂતો ચોખુ દીવાની જોત જેવુંછે. મેરવાનદારૂ મારા ઘરનો, મારા વજીફા તથા ઘરના ભાડાનો હીસાબ રાખેછે તેથી મારી અરધી આમદાની એના હાથથી પસાર થાયછે. આગલ હું એના ઉપર પુરતો વીસવાસ રાખતો હતો પણ હમણા જરા વેહેમ જાયછે. તેણે મારા તબેલાના ખરચ ખાતે એટલી રકમ ઉધારીછે કે તેથી એક આખી ઘોડેસવારને હું પાલી શકું, પણ તેવી એકુ રકમ હું તમારા હીસાબમાં જોતો નથી તેનુ કારણ શું? તેથી જરા તમો આ આંકડો બરાબર જોઈ જાવો."

અરધો કલાક રહી પેશતનજીએ મેરવાનદારૂને હાંક મારીયો. એક ચાકરે જવાબ આપીયો કે તેવનતો આજ સહવારના નોશારી ગીયાછે અને કહયુંછે કે આઠ દાહાડા રહીને આવશે.

"હવે તે કધી પાછો આવનાર નથી." એક મોહોટા અવાજે બુમમારીને બોલીયા. "તે લુચો બાર વરસ ચોરી કરી હવે નાસી ગયોછે. જે રકમ તેણે ચોરીછે તેમાની અરધી રકમને સારૂં મેં મારા ગરીબ ભતરીજાને નાવારેસ કીધો. એ ચંડાલ ઉપર ભરોસો રાખી મારા પખશમાં રાખીયો, મારી સાથ ખવડાવીયું, મારૂં ઘર, જે માથી મારા ભતરીજાને કાઢી મુકીયો તેમાં એ નાપાકને રાખીયો. એ નાપાકના વાંક સાથ સરખાવતાં મારો નવલુનો વાંક શું? કંઈ ફીકર નહી! એ પાપીને જવાદે. મારા તાતા સવભાવથી મેં મારા નવલને ઘરમાંથી કાઢી મુકીયો તેથી કોણ જાણે તે કાંહાં ભટકતો હશે અથવા તો તેને કોઈએ મારી નાખીયો હશે, નહી તો કે ભુખે મરણ પાંમીયો હશે. હમણા જે કરોધ છુટેછે તે પેલા ચાકર ઉપર નહી પણ મારા પોતા ઉપર, આ નાપાકના આવાં કરતુકથી મારા નવલ ઉપર મને દયા આવેછ હું આજે પાપી ઠરીયોછું કારણ કે મારા મરનાર ભાઈને કોલ આપી આજે તે પાલતો નથી."

આ વખતે પેશતનજીની આખમાં આસું આવી ગયાં. થોડોવાર નીચે મુડી નાખી અફસોસ કરવા પછે તેવનની નજર એક સબી જે દેવાલ ઉપર ટાંગેલી હતી તે ઉપર પડી. તરતજ તેવનનો મીજાજ બદલાઈ ગયો અને થંડા સવભાવે, અને આસતે બોલીયા.

"નવલ, પીયારા નવલ, તું હમણા કાંહાં હશે. શું તારા સારૂં મારી જીવનભી કાંઈ બોલશે નહી. હું મારે મોહોડે તુને પાછો બોલાવવાનો હોકમ કરી બધાંની નજરમાં હલકો કધીબી પડનાર નથી પણ અગરજો કોઈ અરધો શબદ મને તારી તરફેનમાં કહે-અને તુને પાછો બોલાવવાનું પોતાના સર ઉપર લેતો હું કેવો ખુશી થાઉં."

આ પરમાણે બોલયા પછી આદરજી (નવલ) સામું ફરીયા. આ વખતે તેઓની નજર એક થઈ તેથી તરત બોલી ઉઠીયા, "છોકરા તરત બોલ કે તું કોણછે ? તુંને જોઈ મારો ભતરીજો યાદ આવેછે. તું કોઈ સારોજ માણસ છે એવું મારા મનમા આવેછે વાસતે હું તને મદદ કરીશ."

આ વખતે નવરોનજી ડંગ થઈ ગયા અને શું બોલવું તેની સમજ પડી નહી. તોપણ ધીમે ધીમે અને ઘણેએક ઠેકાણે ભુલો કરવા પછી પોતાનો હેવાલ કેહી સંભલાવીયો, તે સાંભલી પેશતનજીની આંખમાં આશું આવયાં પણ પોતાની પોચી છાતી ન દેખાડવાને સારૂં વારેવાર રૂમાલ વડે પોતાનું મોહો લુછતાં તે આંસું લુછી નાખતો હતો.

"બચા, કાંઈ ફીકર નહી"! પેશતનજી બોલીયા. "બધું સારૂંજ થશે, થશે ને ફર થશે! તારો સગો, તારી હુલરાઈ તથા જવાનપણાની બેદરકાર સારૂં બહુ સખત થયોછે. મારી ખાતરીછે કે તે પોતાની ભુલ જોશે. તેણે તારી સાથ ઘણીજ ખરાબ માલ ચલાવીછે વાસતે મારાથી જેટલું તારૂ સારૂ થશે તેટલું કરશ. આજ રાતે મારો સાલો મનચેરશા, જે અમદાવાદની સદરમાં ચાકરીછે તે આવનારછે તે તારા સગા સાથ કેમ સલાહ કરવી તેની તજવીજ બતાવશે. આજથી તું પેલા ચંડાલ (માકાદારૂ) ની જગા લે; આવતી કાલે આપણે બધા વજીફામાં ફરી આવી તાકીદ કરશું કે પેલા મુજીને હવે પછી કોઈ કાંઈ આપ લે કરે નહી.

રાતના મનચેરશા આવયા. ઘરમાના શરવેએ તેવણને સારો આદરસતકાર દીધો પછી જમવા બેઠા તાંહાં નવરોજીબી સાથેજ બેઠા. ગપાટા સપાટા ચાલવા બાદ જમી રહયા એટલે માન તરીકે નવરોનજી ઉઠીને પોતાના કામે ગયા.

શહવારના મંનચેરશાએ નવરોનજીની ચાલચલણ તથા રીતભાત ઉપર વીચાર જણાવીયો. તારે પેશતનજી અચણુબ બોલી ઉઠીયા કે "એ ઘણોજ સારો માણસછે અને મારા નવલને ઘણીએક રીતે મલતો આવેછે."

"એના અકશરબી તેનેજ મલતા આવેછે. હું જો ભુલતો નહી હોઉતો આ કાગજ જે એણેજ લખેલોછે તે આબેહુબ આપણા નવલને મલતોછે. કેમ પેશતનશા ?" એવામાં નવો કારબારી (નવરોનજી) ઓરડામાં આવયો અને બાહેર ગાડી તઈયારછે એવું જણાવીયું. જીવણબાઈ તે વખતે પોતાના મામા તથા બાવા સાથ તેજ ઓરડામાં બેઠાં હતાં તે તરત ચોંકી ઉઠીયાં અને મંનચેરશાતો તેને કોટી કરવા જતો હોય તેમ જહડપમાં આગલ વધીયો, પણ જરા વીચાર કરી પાછા હટીયા. બધાઓએ એકી વખતે જોયું કે એ નવરોનજીજછે પણ કદાચ ખોટું હોયતો ફેશતો થાય તેના દરથી પાછા હટીયા.

બધા જણા વજીફે જવા સારૂં ગાડીમાં શવાર થયાં. જે ગાડીમાં તેઓ બેઠાં તે એક બરૂહેમ હતી અને તેને બે ઘોડા જે પેશતનશાના ઘણાજ પીયારા હતા તે જોડીયા હતા. અંદર મંનચેરશા, જીવણબાઈ તથા તેવણની સહી બેઠાં હતાં અને કોચબોક્સપર પેશતનશા અને નવરોનજી બેઠા. કોણજાણે સા સબબથી તે દીને ઘોડાઓ મશતાન થયા કે પુલના કટકેકટકા કરી નાખીયા અને લગામ મોહડામા ખેંચી ધરી એકદમ દોડવા મંડીયા. ગાડીની અંદર તો એવો ઘભરાટ થયો કે તેનું બીઆન થઈ શકે નહી. પેશતનશા હીમત ધરી લગામ ખેંચે પણ કાંઈ વલે નહી અને દર પલે કોઈ ઝાડ અથવા કોઈના ઘરના ઓટલા સાથ ગાડી અથડીને નુકસાન કરવાની ધાસતી હતી. હીમત ધરી નવરોનજી કોચબોક્શ ઉપરથી કુદી પડીયા અને ઘોડાની લગામ ધરી. ઘોડા જોશમાં આવયા હતા તેથી નવરોનજી પછડાઈ ગયા અને એક બે વારતો ઘોડાની નાલ સુધાંના પગ તેવણના પગપર પડી કચરીયા પણ તેવણે તેને છોડીયા નહી. છેલે જરા થંભ થવાથી મનચેરશા તથા બીજાઓ અંદરથી બાહેર કુદી પડીયાં. આસતે રહી પેશતનશા નીચે ઉતરીયા અને નવરોનજી પાસ ગયા અને તેના હાથમાંથી લગામ લીધી.

આ વખતે થાક તથા લોહી ગયાથી નવરોનજી એકદમ ભોંય ઉપર બેહોશ થઈ પડીયા. તરતજ જીવણબાઈ તેની આગલ દોડી આવી અને પોતાના બાવાને કેહેવા લાગી કે "બાવા, બાવા, એવણે આપરો જાન બચાવતાં પોતાનો ખોયોછે. એતો આપણો નવલજછે વાસતે મારા ઉપર રેહેમ કરી એનો સઘળો વાંક માફ કરો." આ શબદો સાંભલી બધાં અજાએબ થયાં ! તરતજ એક ગાડી મંગાવી તેમાં આસતે રહી નવરોનજીને સુવાડીયા. ઘર લઈ ગયા પછી તેની ઘણીજ માવજત કરવામાં આવી. જેમ જેમ શુધ આવતી ગઈ તેમ પેશતનશા ખુશી થતા ગયા અને એક પખશી પોતાના બચાંની સંભાલને સારૂ પોતાના માલાની આસપાસ ભમીયા કરે તે પરમાણે પેશતનજી કરતા હતા, અને જીવણબાઈ એક ઘડીબી તેના ઘોલીયા આગલથી દુર ગઈ નહી. પેશતનશાએબી એ વીશે તેણીને મના કીધી નહી. ખરૂ પુછાવોતો જીવણબાઈની હાજરીથીજ નવરોનજીનું સરવે દુખ દરે થયું અને જલદી સારો થયો.

એક દાહાડો સહવારના બરીબામદારે નવરોનજી તથા જીવણબાઈ ઉઠીયાં પછી જીવણબાઈ તેની મુલાકાત લેવા આવી તારે તે ઘણોજ તંનદરોસત દીસીયો તેથી તેની પડોસમાં બેસી તેનો જમણો હાથ પોતાના નાના મખમલીયા હાથમાં લઈ બોલી,—"પીયારા નવલ ! હું તને હમેશ પીયારથી યાદ કરતી હતી અને તું જે દાહાડેથી ઘરમા આવયો તે દાહાડેથી મેં તને ઓળખીયો હતો અને મને આશાછે કે તેજ પરમાણે તું પણ હશે." ક.

# રાણી આન.

અગરજો રાણી એલીઝીબેઠ, જેણીના અહેવાલથી અ
મારી વાંચનારી બાનુઓને અમે વાકેફ કીધીછે, તેણી પ
છી લડાઈ અને શુરાતણપણામાં ભપકા ભરેલું રાજ ભોગ
વી જનાર ઈંગલાંડ દેશમાં બીજી કોઈ પણ રાણી થઈ ગ
ઈ હોયતો તે મથાલે ટાંકેલી રાણી આન છે. માહરાણી
વીકટોરીયા વીષે આપણંને હજી બોલવાનુંછે, અને તે ના
મવર હજી પોતાની હઈયાતીમાંછે, માટે તેણી સીવાય એ
લીઝીબેઠ રાણીથી ઉતરતી લડાઈઓ મારવામાં, ફતેહમંદ
રાણી તરીકે વાખવાખી પામેલી રાણી આનની હકીકત આ
જે આપણ લખીયે.

રાણી આન, એ એલીઝીબેઠ પછે ઈંગલાંડની ગાદી
એ આવનાર સ્કાટલંડ દેશના રાજા જેમસના બેટા બીજા
જેમસની બીજી દીકરી થાયછે. તેણીનો પીતા, તથા તે
ની આગમજના બંધે રાજાઓ પરજા ધરમથી ઉલટા પા
ને કાથલીક પંથના પોશતેપનાહ હોવાથી, આખેરશ લો
કોએ કંટાલીને બીજા જેમસને તેની ગાદીએથી ઉડાડી
ફરાંસમાં દેશનીકાલ કીધો, અને તેનું રાજ તેના વડા જ
માઈ આરેંજના શાહજાદા ઉલીયમને આપયું. પણ એ
ધણી વગર ફરજંદે મરણ પાંમવાથી ઈંગલાંડના રાજપર
આવે એવો કોઈ પણ પરાટેસટંટ પંથનો મદદગાર નર
બાકી નહી હોવાથી લાચારીએ રાણી આનને ઈંગલાંડની
ગાદી આપી.

રાણી આન પરાટેસ્ટંટ પંથની મોટી મદદગાર હ
તી. તેણીનાં લગન ડેનમારકના શાહજાદા જારજ સાથ થ
યાં હતાં, જે ધણી એક નબલો, ફુઅડ અને બેદરકાર
માણસ હતો. રાણી આને પોતે તખતનશીન થયા બાદ
તેને "લારડ હાઈ આડમીરલ" ની પદવી આપી હતી.
એઓને પેટે છોકરાં થયાં હતાં તે બાલપાવસથામાંજ સઘ
લાં મરણ પાંમયાં હતાં. રાણીનો ઉલીયમ નામે એક દી
કરો જીવતો રહયો હતો, પણ તેબી અગોયાર વરસની વ
યે પુગીને મરણ પાંમવાથી તથા પોતાના ભરથારનેબી ત
ખતે બેઠા પછે છઠે વરસે ખોહોવાથી રાણીએ છોકરાંની
આશા છોડી હતી.

પણ ભરથાર અને ફરજંદો કરતાં રાણીનું વધારે દેલ ખેં
ચનાર એક જુદોજ જીવડો હતો. તે એક સ્ત્રી હતી. તેનું નામ
સારાહ જેનીંગસ કરીને હતું, અને તેણી સાથે રાણીને નાન
પણથીજ દોસતી હતી. ૧૬૮૧ માં આ બાઈ કરનલ ચ
રચીલ નામના લશકરી અમલદાર સાથ પરણી હતી. એ
પછે ૧૬૮૮ માં રાજમાં મોટો ફેરફાર થયો, જેમસ દેશ
નીકાલ થયો, અને ઉલીયમ તરીજો રાજા થયો તારે સારા
હે જવાંન આનને ફોસલાવીને તેણીના દેશનીકાલ થયલા પેદર
થી જુદી પાડી હતી. આન જારે ૧૭૦૨ માં તખતે બેઠી તારેબી
તેણીએ સારાહને પોતાની બોરદુએથી છોડી હતી નહી. રા
ણી પોતાની સહીને સારાહના નામે બોલાવે, અને સારાહ
તેણીને નામવર માહરાણી કેહ, એ આનને ઠીક લાગું. ન
હી; તે ઉપરથી તેણી સારાહને "મીસીસ ફરીમેન" અને
પોતાને "મીસીસ મોરલી" એવાં નામ આપયાં હતાં, જે
નામે તેઓ અરસપરસ એક બીજા સાથે વાત કરતાં હતાં.
સારાહની દોસતીને ખાતર રાણીએ તેણીના ભરથારને મો
ટી પદવીઓ આપી, અને અંતે ડયુક આવ મારલબરો
(સારાહના ભરથાર) ને પોતાના તમામ લશકરના "કપટાન
જેનરલ" નો ખેતાબ આપયો.

રાણી આનના રાજની શરૂઆત સુધીમાંતો ઈંગલાંડ
અને સ્કાટલંડના રાજો એક રાજાના અમલ તલે હતાં,
તોપણ તેઓ જુદાં જુદાં બે દેશો તરીકે ગણાતાં હતાં. પ
ણ રાણી આનના વખતથી એ બંધે રાજો એક થઈ ગયાં.
એ બાબે ૧૭૦૨ ની પારલામેંટમાં રાણીએ ભાશણ કીધું;
પણ એ બાબે સ્કાટલંડની પારલામેંટમાં જબરો વાંધો ઉઠયો.
તેઓ આમ કરવાની સામે થયાં, અને સ્કાટલંડનું તાજ
ઈંગલંડના પાદશાહને માથે મુકવાને ના પાડયું. તોપણ
ધીરજે એ કામ બહાલીપર આવયું અને ૧૭૦૭ ના જાને
વારી માસની ૧૬ મી તારીખે સ્કાટલંડને ઈંગલાંડ સાથે
જોડી દેવામા આવયું.

૧૭૦૨ મા મારલબરો એક એલચી દાખલ હાલંડ
ખાતે ગયો, અને તાંહાં પોતાની મતલબ ઉડાવી લેનારા ઉ
મરાઓને ભેગા કરી તેણે ફરાંસના પાદશાહ ૧૪ મા લુઈની
સામે લડાઈ ઉડાવી, અને તેમાં ફરાંસ અને સ્પેનને હરા
વયાં. પારલામેંટે તેના આ કામને માટે દર સાલ રૂ૫૦,૦૦૦
નું તેને સાલીયાણું કરી આપયું. ૧૭૦૩ મા પાછી લડા
ઈ જાગતે, પણ તેમ બનયું નહી; એ વખતે "મોટું તુફાં
ન" થયું, અને તેથી પાદશાહી વાહાણોમાંથી ૧૨ વાહાણ
અને ૧૫૦૦ માણસોનો નાશ થયો; તથા ફકત લંડન શેહ
રમાંજ રૂ૧૦૦૦૦૦૦૦ (એક કરોડ) નું નોકસાન ગયું હતું,
તથા લોકોના જાન ગયા હતા.

ઈ. સ. ૧૭૦૪ મા પાછી લડાઈ શરૂ થઈ, અને મા
રલબરોએ સેવોયના શાહજાદા યુજીન સાથ મલીને ડેનયુબ
નદીની દખણ બાજુએ આવેલાં બલેનેમ નામના ગામડાં
આગલ ફરેંચ અને બવેરીયન લોકોને મારી હટાવયા.
આ લડાઈ તવારીખમાં સાવેથી સંપુરણ ફતેહોમાંની એક
ગણયામાં આવેછે. એ લડાઈની ફતેહથી મારલબરોની કી
રતી વધી હતી, અને રાણી આનના રાજના આયનામાં
નવા પરકાશનો વધારો થયો હતો. મારલબરોને પારલામેંટે
તેની આ સેવાના બદલામાં "બલેનેમ હાઉસ" નામનો સું
દર મેહલ તેને તથા તેના વારેસોને માટે ભેટ આપયો હતો.

બલેનેમની ફતેહનેજ વખતે સ્પેનની દખણે આવે
લો જીબરાલટરનો કીલો સર જારજ રૂકે લીધો હતો. એ
કીલો લેવાનો દીવસ તા૦ ૨૩ મી જુલાઈ ૧૭૦૪ છે, જે
વખતથી જીબરાલટર જેવો પાહડી કીલો ઈંગરેજ સરકાર
ના હાથમાં આવયોછે. જેવો જીબરાલટરનો કીલો આ
જે ઈંગરેજ સરકારને યુરોપમાં કામનો થઈ પડયોછે, તે
વીજ એડન શેહર એશીયામાં અગત ધરાવેછે.

પણ એટલાંમાંજ કાંઈ આવી રહયું નહી. એક બી
જી મોટી લડાઈ બાકી હતી, અને તે રેમીલીસની લડાઈ
હતી. એ પછે બીજી લડાઈઓ, જેવી કે, ઉડનારડ, માલપ
લેકેટ, ઈતયાદીની ફતેહથી ઈંગલાંડની રાણીની પુશકલ મટ
તી થઈ હતી. તેમજ વલી મેંજોરકા, સારડીનીયા, તથા
માઈનારકા જેવા ટાપુઓ રાણીના હસતકમાં આવયાં હતાં.

પણ અફસોસ ! આ સઘલી મેહનત અને સુશકત
નો બદલો ગમે તેવા મેહલો અને સાલીયાનાં અરપણ કર
વાં છતાં પાછલથી ઈંગરેજ લોકોએ કેવો વાલયો ? તેઓએ
જારે મારલબરો લડાઈમાં ગુંથાયલો હતો તારે તેની ઉપર
કેટલાંક તોહમતો મુકયાં, અને તેની ઓરતને રાણીની ન
જદીકથી કાઢી મેલી. લડાઈની સઘલી સમાધાનીનો જા
લવયા બાદ મારલબરો ઈંગલાંડ આવયો, અને પોતાપર
મેલાયલાં તોહમતોનો ખોલલો જવાબ આપયો, પણ તેની
સતા છીણવી લેઈ ડયુક આવ ઓરમંડ નામના ઉમરાવને
આપયામાં આવી. એ ઉપરથી મારલબરો ઈંગલાંડ છોડી
જતો રહયો, અને જે દીવસે રાણી આન મરણ પાંમી તે
જ દીવસે પાછો આવયો. પાછલથી રાજા જારજ પેહલાના
વખતમાં તેનો અસલ ઓધો તેને આપયામાં આવયો હ
તો. તે ૧૭૨૨ માં મરણ પામયો, તાર પછે તેની ઓર
તે એક પુસતક છપાવી તેમાં પોતાનો અને પોતાના ભ
રથારનો બચાવ કરી તેઓ ઉપર મેલાયલા વાંકોનાં જવાબ
આપી રદ કીધા હતા.

હવે મારલબરોને તેના ઓધાપરથી રજા આપવા બાદ
લડાઈ બંધ પડી અને "યુટરેશટની સુલેહ" એવા નામના
લડાંમક રાજયો વચે કરાર થયા, જેનાં રૂહે ઈંગલાંડને જી
બરાલટરનો કીલ્લો, માઈનારકાનો ટાપુ, તથા અમેરીકા ખા
તે નોવાસ્કોશીયા અને સેંટ કરીસટોફરના ટાપુઓ મલયાં.
આ સુલેહ મારલબરોની ફતેહને જેમ દેનારી હોય એમ
ગણયામા આવતું નથી.

રાણી આન છેલી ગડબડથી લગાર દુખી હતી, તેમાં
વળી હવે તેણીનો ભાઈ (રાજા જેમસ બીજાનો દીકરો) ત
રીજા જેમસને નામે ઈંગલાંડની ગાદી લેવા આવયો, જેની
તરફેણ ખેંચવાને રાણીએ ઇછા દેખાડી હતી. પણ તાર
પછે થોડા દીવસમા તેણીની તબીયત બીગડી આવી, અને
તેણી ૧૭૧૪ ના આગસટની ૧ લી તારીખે પેલી જેહાન
કુચ કરી ચાલી, મરણ વખતે તેણીની ઉમર ૫૦ વરસની હ
તી, અને તેણીએ ૧૨ વરસ રાજ કીધું હતું

રાણી આને પોતે બાહદુરોના કામો કીધાં નહી હતાં,
પણ જારે મારલબરો ઉપર તોહમત મેલવામાં આવયાં તારે
તેણીએ પારલામેંટને અરજ કરી હતી કે તેને લડાઈતો લ
ડવાદો. તે પરથી માલુમ પહડેછે કે તેણી પોતે બાહદુર હતી.
તેણી ભોલાં અને ભલાં દેલની હોવાથી સરવેનો પયાર તે
ણીએ ખેંચી લીધો હતો. તેણીના કરતાં તેણીના પરધાનો
ની જવાબદારી ઉપર તેણીના રાજની લગામ વધારે આવી
પડી હતી, અને તેનું કારણ એજ જણાયછે કે તેણી રાજ
બાબે ઘણી બેદરકાર રેહતી હતી. તેણીના રાજની સરવેથી
વધારે વાખવાખી એ છે કે ૧૩ વરસના અમલમા કોઈ
પણ પુરૂશને રાજના કાવાદાવાને બાહાણે યા હુલડને બાહા
ણે એજાન કરયામા આવયો હતો નહી. આ રાણીના રા
જમા બીજી જાણવા અને નોધ લેવા જોગ બાબત આ છે
કે આખાં બરીટીશ રાજયમા "જેનરલ પોસ્ટ આફીસ" નું
ખાતું ૧૭૧૦ માં સ્થાપયાંમાં આવયું હતું.

## ઈરાન દેશના મોગલોમા સુવાવડ સંબંધી વેહેમો.

ઈરાન દેશના મોગલોમાં એવો રવઈઓછે કે જયારે
એક ઓરતને હમેલ રહે તીયારે તેણીએ તે બનાવ પોતાના
ભરથારનાં સગાંઓને જાહેર કરવો કે તેઓ તેણીનાં સુખ,
સગવડ, તથા માવજતને માટે ઘટતા ઉપાયો લે.

બીજો રવઈઓ એમછે કે હમેલદાર ઓરત ગાએતું, ખ
રાતું, અથવા મેંઠાતું ગોશ, મેવો, મીઠાઈ, વાઈન, સા
રાં કપડાં, ઇતીયાદી જે કાંઈ માગે તે તેણીના ભરથારે લા
વી આપવું, કાંએકે જે ચીજ ઉપર તેણીનું દીલ લાગેલું
હોય, અને તે તેને મલે નહી તો તેનાં બચ્યાંની આંખ
લીલી નીકલે.

જયારે તેણીને હમેલથી છુટવાનો વખત નજદીક આ
વે તીયારે એક હુશીયાર દાયાને તે બચ્ચાંની માવજતને
માટે લાવવી પડેછે. જયારે પેલી વીયાવા સુવે, અને વી
યાતાં ઢીલ થાય અથવા તો કશટાય તો પેલી દાયા નીચે
પ્રમાણે ગીત ગાયછે—

અરે તું મધુર અને રાંક બચ્યાં ! શા માટે આટલી ઢીલ કરેછે ?
તું સ્વચ્છ અને નિર્મળછે—અરજ કરૂં છું કે બાહેર આવ.
ખુબસુરત બચ્ચાં ! તું શા માટે ફીકર કરેછે ?
પ્યાર અને ખુશાલી અહીંયાં તારી વાત જોએછે,
મધુર ! તું ઘણીવાર બેઠી ના થા.
તુને નાહવાને માટે ગરમ પાણી તઇયારછે,
અને તુને લપેટવાને માટે વસ્ત્રો પણ તઇયારછે,
ત્યારે શા માટે એટલી લાંબી ઢીલ કરેછે ?
તારી માએની છાતી ખુશાલીથી ધડકેછે,
તે પોતાનો ખુશમોદાર ખજાનો તુને આપવાને અધીરી થઇછે,
અને તારૂં હીચકું ખાવા માટેનું પારણું પણ તઇયારછે,
ત્યારે તું બાહેર આવ, અને તારી આતુર માએને આસીર
વાદ દેવાદે.
તું બાહેર આવ, બાહેર આવ !

કોઈબી અનીતી ભરી ચાલવાલાં માણસને, અથવા
તો જે વારેઘડીએ પોતાની નીમાજ કરવી ભુલી જતો હો
ય તેને, અથવા તો જે કોઈ અપરમ હાલતમાં હોય તેને
આ ગીત ગાતી વખતે તીયાં હુભો રેહવા દેતાં નહી.

આ લોકો ખમીત માનેછે કે સુવાવડી ઓરતે પેહેલા
તરણ દીવસ લગણ પાણી પીવું નહી જોઈએ. અગ
ર જો તે તરશથી મરી જાએ તો કાંઈ નહી, તે બેહશતમાં
જશે અને સુખ પામશે. જયારે બચું જનમે તેવુંજ તેને
સારીપેઠે ધોવું જોઈએ, અને જયાં લગણ તેનો નારીઓ કા
પે તીયાં લગણ તેને એક મોટી રકાબી અથવા વાસણમાં
સંભાલથી મુકવું.

એક સુવાવડી ઓરતને સાત દાહડા લગણ તેનાં ખ
રાં નામથી નહી બોલાવતા પણ તેને મરીઅમ કરી કેહેછે.

બચાંને છ દાહડા લગણ તેની માએની પાસેજ સુવાડે
છે, અને તેને જોહોલીમાં સુવાડતા નથી, કાંએજે તેટલા
દીવસ લગણ તે જાણે કે એક પયારો મીતર લાંબા દાહડા
ની મુસાફરીથી પાછો ફરયો હોય એમ તેઓ ગણેછે. સા
તમે દીવસે તેને જોલીમાં સુવાડેછે, અને તે જોલી તથા મા

એનાં બીછાંનાંની વચમાં થોડીક મીઠાઇ, નાન, પનીર, રોસત મરઘી, અને શરબત મેલી રાખેછે કે તેણીને જયારે ગમે તયારે તેમાંથી ખાએ.

બચાંને પેહલ વેહલું જોલીમાં મેલતી વેલાએ તેઓ એક રૂમાલમાં એક મીઠાં નાનનો કકડો બાંધી તે બચાંની આસપાસ તે રૂમાલ વીટારેછે, અને જાણે કે તેને મુસાફરીને માટે તોશો આપયો એમ તેઓ કેહેછે. વળી જોરીમાં સુવાડપા આગમજ સાત ઓરતો એક કુંડાલું થઇ તયાં બેસેછે, અને તે બચાંને એકના હાથમાંથી બીજીના હાથમાં એમ સાતે જણીઓને આપેછે. પેહેલી જે તે છોકરાંને લીએછે તે બીજીને આપતી વખતે કેહેછે કે "આએ લે" તયારે બીજી પુછેછે કે "એ શું છે" તયારે તે આપનાર કેહેછે કે "એક બચું". આએ રીત પ્રમાણે તે બચું સાતે જણીઓના હાથમાંથી પસાર થઇને દાયાના હાથમાં જાએછે, કે જે તેને લેતી વખત પપાર ભરયા અવાજે મોટેથી બોલેછે કે "ખુબસુરત બચાં, ખોદા તુને સલામત રાખે" એમ કહી તેને જોલીમાં સુવાડેછે. વળી કેટલાકો બચાંને પેહેલું જોલીમાં મુકતી વખતે ઘણીક અખરોટ ભાંજેછે, તથા નીચલું ગીત ગાયછે કે તે છોકરૂં હીમતવાન તથા બાહદુર થાય.

આલસુ દેડકાના અવાજથી,
અથવા તો વરૂ અને કુતરાંના ભોંસવાથી,
અથવાતો કાગડાના બુમ પાડવાથી,
અથવાતો શીયાલાનાં તોફાંનના અવાજથી બીહતો ના.
જંગલી કાગડા, અને વીજના ચમકાર, તથા ગગરાતના
કાંન બેહરા કરી નાખે એવા અવાજથી બીહતોના.
ચીચીઆરી પાડતાં ઘુવડ અથવા બીલાડાથી,
અને સાંપ તથા વીછુ, અને પંખેરૂં તથા વાગલાંથી બીહતોના.

મોગલોમાં મજબુત કાયદોછે કે જે વેલાએ એક માએ પોતાનાં બચાંને ધવાડતી હોય તે વેળાએ કોઇબી માણસે કાંઇ પણ રીતે તેણીને ઘબરાવવી નહી, તથા તેણીની લાગણીને ઇજા કરવી નહી, નહી તો કે તેણીનું દુધ ખાટું થઇ જશે; ટુકામાં તેણીને કાંઇબી સવાલ નહીં કરવા, અથવા તેણીને કસસાંમાં ખોટી નહી પાડવી, પણ તેણીનાં શરીર તથા મનને એકાંતપણે સથીર રેહવા દેવું.

જયારે હમેલથી છુટવાનો વખત આવે તયારે એક મેજપર "ટેબલકલાથ" પાંથરી તે મેજનાં ચારે નાકાં ઉપર એકકી બતી આખો દાહડો અને રાત બલતી રાખવામાં આવેછે અને તે મેજ ઉપર સાત જાતની ફરૂટ તથા સાત જાતનાં ખુશબોદાર બીજ મુકેછે.

---

## એક "મુસલખાં" અને તેનો મેહમાન.

એક વખત એક શખસ પોતાના બાહારગામથી આવેલા દોસતને જમવાનું ઇજન કરી પોતાની સાથે ઘર જમવા લઇ આવયો. ઘેરમા આવીયા બાદ પરચુટણ વાતો કરતાં પેલા ઘેરઘણીએ પોતાની ઓરત વીસે ફરીયાદ કીધી, અને તેણીના બાબમા એવું જણાવીયું કે તે ઘણી પાજી મીજાજની અને કલાંટ ઓરત હોવાથી તેના ઘેરમા તોફાન અને ગમગીની હમેસ ભમીઆંજ કરેછે. પેલો મેહમાન બોલીયો કે "દોસત, તમો સું બોલોછો! એક નાચીજ ઓરતને તાબે કરતાં વીલમ શું! હું જો તમારી જગાએ હોવુંતો તરત એ નાફરમાન ઓરતની સુધ એવીતો ઠેકાણે લઇ આઉં કે તે તેના જનમ સુધી ઇયાદ કરીયા કરે." પેલા ઘેરઘણીએ જવાબ વાલીયો કે "ભાઇ, ઘણાબી ઉપાયો અને શીખશાબી કરી જોઇ પણ બધું ફોકટ અને એ ઓરતથી હું એટલોતો લાઇલાજ થઇ ગોયો છેઉં કે શું કરવું અને શું નહી કરવું તે મહને શુજતું નથી."

આ બધી વાત પેલી ઘેરઘણીયાંનીએ બારણા આગલ ચીમાઇને હરૂસે કાંન ધરીને સાંભલી લીધી, અને મનમા કેહવા લાગી કે "ઠીકછે મેહેમાનની શેવાતો હું અછી કરૂ અને એ મુવાને હું રોકડો ખવારી પીવારીને મોકલું છેઉં." પેલી ગુપચુપ બાવરચીખાંનામા ગેઇ, અને એક પોકાર એવોતો મારાયો કે જે સાંભલીને પેલો ઘેરઘણીતો શું પણ મેહમાન કાકાબી ઘાભરા પડી બોલીયા કે—"બાપરે, આ ઓરતછે કે ભેસાસુર!" પેલીએ પોતાના વરને દમ ભરાવીને બજારમા કંઇ લેવા મોકલીઓ, અને પછે પોતે તયાંથી તરત ઉઠી અને જેયાં પેલો મેહમાન બેઠેલો હતો તયાં આવી એક ચોખા છરવાનું મુસલ સાફ કરવા બેઠી. તે મુસલ સાફ કરતાં કરતાં આસતે રહીને જાને મનમા બોલતી હોય તેમ પણ પેલાને સમજાએ તેમ આ પરમાણે પટપટવા લાગી:—"એ કમબખત મુસલ, તુંતો કેટલાએકોના જાનની ખરાબી કરી ચુકુંછે; તારી હઇયાતી ખતમ થઇ હોતેતો બેહતર કે આ વખતે વલી એક નવો જાંન લેવાને તુંને તઇયાર કરવાને મને મેહનત નહી પડતે." આ વાત સાંભલતાંનેવાર મેહમાન કાકાના બદનના સાંધેસાંધા ઢીલા થઇ ગયા, અને પેલીને કાલાવાલા કરીને કહયું કે "રેહમ કરીને તું જે બોલી તેનો ખુલાસો જલદીથી કરીદે." પેલીએ ઘણાં આનાકાંનીનું ડોલ ઘાલી અને તેને ઘણો બીહીવાડીને જણાવીયું કે "મને કેહેવુંતો સજાવાર નથી, મગર તું નોજુવાંનછે અને આ દુનીયાંની મજેહ હજુ તુંએ બરોબર જોઇ નથી તેથી મને તારા હકમા દયાં આવેછે. માહરો ભરથાર ખશલતે ઘણો ખરાબ પલીદ આદમીછે, અને દોસતોને જમવાને બાહને લાવીને આ મુસલથી તેઓના માથાં ફોડી બેજાંન કરી નાખેછે."

જેયારે પેલા મેહમાને આ હેબતનાક વાત સાંભલી કે તરત તેયાંથી ઉઠી સીતાબીથી પોતાના જાનની સલામતીને વાસતે તે ઘેર છોડી ચાલીયો. પેલો ઘેરઘણી પાછો ઘેર આવતો હતો, તેવામાં તેની નજર પોતાના દોસત ઉપર પડી, અને જોએ શું કે તે ઘણી સીતાબીથી ચાલીયો જાયછે. તે તરત ઘેરમાં આવયો અને પોતાની ઓરતને પુછવું કીધું કે મેહમાન શું કરવા જતો રહયો? તેણીએ તરત જવાબ વાલીયો કે "માંરી પાસેથી આ મુસલ માંગતો હતો, અને તે મેં આપવાને ના પાડી, તેથી તે રૂસાઇ ચાલતો થયોછે." જયારે પેલા બીચારા ભોલા ભરથારે પોતાની ઓરતને મોંહથી એવા સખુન સાંભલીયા તેયારે તેજ વખત પેલું મુસલ ખાંધ ઉપર ઉડાવી પેલા દોસતની દુંમબાલે ગયો, અને તેને દુરથી જોઇને પોકારવા લાગો કે

"અએ પેયારા દોસત, શું કરવા રૂસાઈ જાયછે; લે, આ મુસલ હું તાહરે વાસતે લાયોછું."

પેલા મેહેમાને પોતાના દોસતને ખરેખર મુસલ ખાંધ ઉપર ઉકાવી સીતાબીથી પોતાને દુમબાલે આવતાં જોયો, તેયારે તે પોતાના મનમાં કેહવા લાગો કે ખરેખર આ કમબખ્તતો મારા જીવનોજ તરસીઓ થઈ મારી પછવાડે લાગોછે. એક હાથ ઉપર આ બે મરદો એકમેકની પછવાડે દીવાના આદમોની મીસાલે દોડતા હતા તેયારે બીજા હાથ ઉપર ગામના લોકોબી તેઓની પછવાડે સોહર અને પોકાર કરતા દોડતા હતા. હવે એમ દોડતાં દોડતાં પેલા જીવથી બીધેલા મેહમાનને એક આડી ગટર મલી, કે જેની અંદર તેણે એક આંધલાની મીસાલે બેઅખ્તીયાર નખાવી દીધું. જેયારે પેલા "મુસલખાં" ને પોતાના દોસતનો આવો મામલો જોયો તેયારે ઘણી તેજીથી તે ગટરના સર ઉપર આવી પોંહચીયો, અને ખાંધ ઉપરથી મુસલને એક બાજુ મુકી પેલાને ગટરમાંથી બાહાર ઘસડી કાહાડી કેહવા લાગો કે "અએ દોસત, આ આફતનું વાદલ તું એ પોતે પોતાને માથે ખેંચી લઈને પોતાના હાથે પોતાનાજ સર ઉપર વરસાવીયુંછે. જો તુંને આ મુશલનીજ જરૂર હતી તો માહરી પાસે સાવાસતે નહી માગીયું અને તે કમબખ્તની પાસે શું કરવા માંગીયું! મેહેમાનને મજબુત વાગું હતું, તથા ગટરના ગદલાં પાંણી અને કાદવથી બદન સઘલું લપેટાઈ ગયું હતું તેથી તેનો મીજાજ હાથથી ગયો, અને કેહવા લાગો કે "એ ઉંધા બખ્તના મુજી અને આપલુસી બરેલા દગાખોર, તું સાવાસતે દોસતોને જમવાને બાંહાને લઈ જઈને તેઓના આ મુસલથી માથાં ભાંજી નાહેક બેજાંન કરેછે!" હવે જેયારે આ બે દોસતોનો ખુલાસો ગામના લોકોની હજુર થયો તેયારે ખરી વાત હતી તે બધા લોકોને આસકારા થઈ તેથી તે લોકો બેઅખ્તીયાર હસવા લાગા અને એકમેકને કેહેવા લાગા કે ભાઈ એતો એમ દેશના મારીયા રોક ગયાછે. સો૦ જ૦ રી૦

---

## રૂસીઅન લગનો.

આપણી માહારાણીનો બીજો દીકરો આલફરેડ, ડીઉક આફ એડીનબરો જે થોડા વરસપર આપણા દેશની મુલાકાતે આવીયો હતો તેના લગન, રસીઆના બાદશાહની દીકરી સાથ હમણા થયાંછે, તેનો હેવાલ આગલા અંકમાં આપયો છે. આ લગનની કીરીઆ આપણા દેશમા થતી- રીતથી તદન નવીજછે.

પેહેલાં વરરાજા તથા કનયા પોતાના હાથમા એકકી બલતી મીનબતી લઈને દેવલમા આવેછે. તાર પછી તેઓને સાથે ઉભાં રાખી પાદરી નીચે પરમાણે પુછેછે. "અ—બ—, આ ઓરતને તમારી ધણીઆની કરવાને તમારી પોતાની મરજી અને ચોકસ ધારણાછે?" તારે પેલો વરરાજા જવાબ દેછે "હા, સાહેબ." પછી બીજીવાર પેલો પાદરી પુછેછે, "આ કનીયાં સીવા બીજી કોઈબી ઓરતને તેં કોલ આપીયોછે?" તારે જવાબ દેછે કે "મેં બીજી કોઈબી ઓરતને કોલ આપીયો નથી." આવા સવાલો પેલી કનીયાનેબી પુછેછે. પછી આસીરવાદ દેવાનું શહુરૂ કરેછે અને તરેવાર બંદગીઓ ગાયેછે.

આ સરવે થયા પછી બે તાજ એક થાલીમા આણવામા લાવેછે, તેમાંથી એક લઈ પેલો પાદરી તે વતે વરરાજાના માથાં ઉપર કરાસની નીશાન પાડેછે અને નીચે પરમાણે બોલેછે, "તે સાહેબ તથા બધા ફરેશતાના નામથી આ ખોદાના નોકરના સર ઉપર હું આ તાજ ધરૂછું." વરરાજો તે ઉપર એક બોસો લેછે પછી તે તેના સર ઉપર મુકેછે અથવા તો કીરીઆ થઈ રહે તાંહાં લગી તેના ઉપર ધરવામા આવેછે. આવીજ રીતે કનીયાને પેહેરાવામા આવેછે અથવા તો તેના માથાંપર ધરેછે. આ તાજ કાંઈ મોહોટાઓમાંજ વાપરેછે અને ગરીબમા નહી એવું કાંઈ નથી, પણ એક ખેડુત તેમજ એક સેહેનસાના લગનપર એકસરખી રીતે વપરાયછે. વરરાજાના તાજ ઉપર કરાઈસટની સબી પાડવામા આવેછે અને કનયાની ઉપર એક કુવારી નાહાની છોકરી પાડવામા આવેછે. આ થઈ રહયા પછી નીચે પરમાણે આસીરવાદ દેછે. "ઓ સાહેબ! આ પરમાણે તેઓના સર ઉપર આબરૂ અને માનના તાજ પેહેરાવજે. તેં તેઓના સર ઉપર કીમતી જવેરાતના તાજ પેહેરવાયાંછે. તેઓ તારી પાસ લાંમબી જીંદગી માંગેછે તે તું તેઓને આપ, કારણકે તું વગર તે બખશેસનો આપનાર કોઈ નથી. અને તું તારા હસતા ચેહેરાથી તેઓને હમેશાં હસતાં રાખ." આ થઈ રહયા પછી ગોસપલમાંના કેટલાએક ફકરા જે લગનને લગતાછે તે વાંચવામાં આવેછે અને તેની છેરે "ધનયછે, ઓ સાહેબ, ધનયછે" તેનું ગીત ગાયછે.

ઉપર પરમાંણે આસીરવાદ તથા ધરમની કીરીયા કરીયા બાદ નીચલી રેવાજની કીરીયા શરૂ થાયછે. બે નાના પીયાલાં દરાખના દારૂથી ભરેલાં આણેછે તે એકકુ વરરાજા અને કનીયાને આપેછે જેમાંથી તેઓ તરણવાર પીયેછે: આવી રીત યાઉધીઓમાં ચાલુછે જેઓ લગનની કીરીયામાં દારૂ પી, વરરાજા જે પીયાલામાં દારૂ પીયેછે તે તેઓ પોતાના પગ તલે ભાંજી નાખેછે. ચીનના બાદશા અને રાણીઓના લગનમાં દારૂ પીવો એ એક કીરીયાછે—જેપાનમાં તરણવાર તરણ નાના પીયાલામાંથી દારૂ પીવો એવો રેવાજછે તે ઉપરથી એવું ધારવામા આવેછે કે આવી રીતો ઉગમન તરફના દેસોમાં જે ચાલુછે તે ઉપરથી હશે. આ કીરીયા થાય તાંહાંલગી કોઈબી જો પોતાનો વીચાર ફેરવેતો લગનોનો પવીતર ગાંઠ તોડવામાં આવેછે પણ હવે પછી જે કીરીયા કરેછે તારે લગન ચોકસ થાયછે અને તે પછી કધીબી ભંગાતા નથી.

પાદરી પોતાના જમણા હાથ ઉપર એક કપડું વીટાલેછે અને તે ઉપર વરરાજા અને કનયા પોતાના જમણા હાથ મુકેછે, પછી પેલો પાદરી દેવલમાંની પવીતર જગાની આસપાસ તરણવાર તેઓ સાથ ફરેછે. આવી રીતે આસપાસ ફરવાની રીત ઘણી કદીમ ગણવામાં આવેછે. એલકઝાનડરે સીધું પસાર કીધી તેનીબી આગમજથી બરામણો—જેને સેનસકરીતમાં પ્રદકશીના કેહેછે તે કરતા આવીયાછે પણ આવી ચાલ આગલા લોકોમાં ફેલાયલી હતી. કાઆબામાં "ટઓફ" નામની કીરીયા હજુર મુસલમાંનો

કરેછે. યુનાનીઓએ આ રેવાજ એમ ચાલુ કીધી કે તે પાઉકીઓથી શરૂ થએલીછે કારણકે જારેબી તેઓ કાંઇ કીરી યાનું કાંમ કરેછે તારે પવીતર નગાની આસપાસ તરણવાર ફેરા ખાયછે. રશીઅન લોકોમાં આ રેવાજછે તેને વાસ તે એવું સમજાવામાં આવીયુંછે કે મરદ અને ઓરત આ દુનીયામાં સાથે ચાલે અને તે શાહેબ તેમનો ભોમીયો અને બચાવનાર થાય. આ કીરીયા પછી એક ગીત ગાવામાં આવેછે. અને પછી તેઓ એકજ ગણાયછે અને કોઈથી બી લગન તુટતાં નથી. આ થઈ રહયા પછી પેલો પાદરી વરરાજાનું તાજ કાઢી નાખેછે અને નીચે પરમાંણે આસી રવાદ દેછે, "એબરેમની માફક તું મોટાઇ મેલવજે, આઇ શેકની માફક સુખી થજે, અને જેકબની માફક ફલવંત થજે. સલાહા સંપજથી ચાલજે અને દરએક કાંમ તે સા હેબના ફરમાન પરમાંણે કરજે." કનયાનું તાજ કાઢવા પ છી તે બોલેછે "અને તું ઓ કનયા, સારાહની માફક મો ટાઇ મેલવજે, રીબેકાની માફક ખુશી થજે અને રેશેમની માફક ફલવંત થજે; તારા વર સાથ ખુશીખુરમીમાં રેહે જે, અને ધારા પરમાંણે સરવે કાંમ કરજે અને તે સાહેબ ની મેહેર તારા ઉપર ઉતરશે."

રાતના આ ભાયેગસાલી જોડું પોતાના ઘરમાં પધારે છે તાંહાં પાદરી તેઓને આસીરવાદ દેવા સાથે જાયેછે અ ને તેઓ એક મુરતી, જે દરએક રશીઅનોના ઘરમાં હોય છે, તેની સનમુખ ભકતી કરેછે. રોટી અને નીમખની એક છેલી કીરીયા જારે નવું જોડું પોતાના ઘરમાં પેહેલાં દાખલ થાયેછે તારે કરવામાં આવેછે તે કાંઈજ નહી પણ આ ખોરાકમાંથી થોડું થોડું તેઓ એકબીજાને આપેછે. ક.

## તખ્ત ઉપરથી ફકીરી.

દુનયામા દરેક માણસના સઘળા દીવસ સરખા જતા નથી, એ એક અસલથી ચાલતી આવેલી કેહતીછે, અને એ કેહતી કીસા કાહાણીમા ખરી પડેલી આપણ વાંચીયેછે. તેમા ગરીબ મજુરને આપણ તખ્તે બેહેલો, અને નામચી ન પાદશાહને મુફલેસ હાલતમા જંગલેજંગલ ભીખ માંગ તો જોઈએછે. પણ નીચલા દાખલાઓ કાંઈ એવા કાહા ણી જેવા જોડી કાઢેલા નહી પણ ખરા બનેલાછે, અને તે પરથી વાંચનારી બાનુઓ જોશે કે અસલ પાદશાહી ખાન દાનથી ઉતરી આવેલા, મોટી લડાઇઓ મારી ચુકેલા, પાદ શાહી દબદબો ભોગવી ગયલા રાજા અને રાણીઓ રાજ તા જથી મોહતાજ થઈ ફકીરી હાલતમા મરણ પામી ગયાછે. આપણ જાણીયેછે કે ઘણા દેશો જેવાકે આવા અને આસા મના રાજાઓ પોતાને "ખોદા" ના નામથી લખતા હતા, અને ઘણા દેશના રાજાઓ આજે "ફરેશતા" ના નામથી જાણીતાછે; પણ તારે વળી ઘણા દેશના રાજાઓ ફકીરના નામથીબી ઓલખાઈને આખેર ફકીરીમાજ મરણ પામયાછે.

ફરાંસનો નામીચો લખનાર વાલટેર એક ઠેકાંણે લખે છે કે, એક ધરમશાળામાં આઠ મુસાફરો સાથે મલી ખાં નું લેવા બેઠા. એઓમાંના કેટલાક જોડેતો ખાંનાંની ફી આપવા જોગાબી પઈસા નહી હતા. વાતચીત કરતાં પાછ લથી માલુમ પડયું કે તેઓતો મોટાં મોટાં દેશના રાજા અને રાણીઓ (મરદના લેબાસમાં) હતાં! આ એક ટકોર છે, પણ એ ટકોર કેવી ખરીછે તે નીચલા દાખલાઓ ઉપ રથી માલુમ પડશે.

ઈટાલી દેશના રાજા લોઠેરીયોની વીધવા રાણી એડી લા, જેણી પોતાના વખતમાં ઘણીજ ખુબસુરત ગણાતી હ તી. તેણીને બેરેનજર નામના સરદારે પેવીયા શેહર ઉપર ઘેરો નાંખી કેદ કીધી. બેરેનજરની મતલબ એવી હતી કે પેવીયા હાથ કીધા પછે રાણીને પોતાના દીકરા સાથ નેકા હ કરવાની ફરજ પાડે. આ વાતની ખબર એડીલાને પ ડતાંજ તેણી પોતાના દરોગા સાથ રતોવાઇ બંદીખાંનાંમાંથી નાસી ગઈ. તેણીને રીજીયો નામના એક મોટા પાદરીએ પોતાને તાંહ મુકાંમ આપવાની કબુલત આપી હતી તે ઉ પરથી તેઓ બંધે તેનાં શેહર તરફ ચાલયાં. તે ઘણું દુર હોવાથી રાણીને ઘણા દીવસ સુધી પગે સફર કરવી પડી. તેણી દીસના અનાજનાં ખેતરોમાં ભરાઈ રેહતી હતી, અને રાતે દરોગા સાથે કુચ કરતી હતી. દીસના જારે તેણી બેરેનજરના માણસોની ધાસતીથી છુપાઇ જાય તારે તેણીનો વફાદાર દરોગો પાસેનાં શેહરમાં જાઈ ભીખ માંગી લાવતો હતો, જે તેઓ બંધે ખાતાં હતાં.

ફરાંસના ચોથા હેનરી રાજા વીશે કેહછે કે તે કોઈ કોઈ વખતે પોતાના નાનાં બાલકો સાથે તેમના જેવુંજ બાલક થઈ ગેલ કરતો હતો, તે એવી રીતે કે પોતે પોતાના બંધે હાથ અને ગુઠણ ઉપર ઉભો થઈ "હાથી" થતો હ તો, અને પોતાની પીઠ ઉપર અવાર નવાર બાલકોને બે સાડી દેવાનખાંનામાં ફરતો હતો. એજ બાલકોમાંના એક, તેના વડા બેટાએ તેના હાથમાંથી રાજ છીણવી લેઈ તેને કેદ કીધો. એક રાતે હેનરી કેદખાંનાંમાંથી નાસી ગયો. પોતે એકલો અને અટુલો હોવાથી, તથા પાસે ખાધાનું કાંઇ પણ ન હોવાથી, તેણે બીશપ આવે સપાયરસ નામ ના પાદરીને ઘેર જઈ આશરો માંગયો કે, "મને ગાતાં ઘ ણું અછી તરેહથી આવડેછે, માટે જો તું મને તારી નોક રીમાં રાખશેતો હું એ બાબતમાં તારી અછી તરેહથી સે વા બજાવીશ, પણ આ અરજ ધીકારી કાઢવામાં આવી; અને પોતાના દમામ અને લડાઈઓમાંની ફતેહથી આખાં યુરોપને જાણીતો થયલો ભલો અને બાહદુર હેનરી કોઈ ન હી જાણે એવી કંગાલ હાલતમાં લીંજ શેહરમાં મરણ પાંમયો!

ફરાંસના મોટા હેનરીની વીધવા અને તેરમા લુઈની મા મેરીઆવ મેડીસીસ, યુરોપના તરણ રાજાઓની સાસુ અને ફરાંસનું રાજ ચલાવનાર (રીજંટ) હતી. આવી એક રાણીને ઘણી વખતે ખાધાનુંબી મલી શકતું ન હતું. તે રમા લુઈનો કારડીનલ રીશેલુ નામે એક ધરમગુરૂ, એક વજીર કરતાંબી વધારે ઓધો ધરાવતો હતો. પાદશાહ પો તે તેનાથી ઘણીવાર ડરતો હતો; અને જાણે ફરાંસમાં બે રાજકરતા હોય, અને તેઓમાં રીશેલુનો દરજજો વધારે હો ય એવું હતું. આ પાદરીના કાવાદાવાથી બીચારી બુટી રાણીને પોતાના ભરથાર અને દીકરાની માલકીનો મુલક છોડીને દેશનીકાલ જવું પડયું, તેણી ઘણી કંગાલ અવસ થામાં કોલોન શેહર ખાતે એક રાણી તરીકે નહી પણ એક ભીખારી ઓરત તરીકે મરણ પાંમી.



મેટઝનો જીલ્લો.

ઈ૦ સ૦ ૧૫૯૫ માં પોરટુગાલનો રાજા એનટોનીયો ઘણીજ માંડી હાલતમાં પારીસ ખાતે મરણ પાંમયો. તે કોઈ રાજદરબારી ખટપટને થકી ઈંગલાંડ ગયો હતો, જાંહાં રાણી એલીઝાબેથે કબુલત મુજબ તેને લશકરની મદદ કીધી હતી. પણ અંતે તે બદબખત હાલતમાં પારીસ આવયો, અને તાંહથી તે એક ફકીરી અવસથામાં પેલી જેહાન કુચ કરી ગયો. તેની સાથે તેનો એક વીશવાસુ નોકર નામે ડાન ડીયેગો બોડી કરીને હતો, જે પોતે બોહીમીયાનાં પાદશાહી ખાનદાનથી ઉતરી આવેલો હતો. આ નીમકહલાલ નોકરની એટલીજ અરજ હતી કે તેને તેના શેઠના પગ આગલ દાટવો.

ઈંગલાંડના રાજા પેહલા ચારલસને ઈ૦ સ૦ ૧૬૪૮ માં ગરદન મારયા બાદ તેની રાણી હેનરીયેટા, જેણી ઉપર જણાવેલા ફરાંસના ચોથા હેનરી રાજાની દીકરી થતી હતી તેણી પારીસ ખાતે પોતાનાં ફરજંદો સાથે રેહતી હતી, જાંહ તેણીને નાહાનું જેવું સાલીયાણું આપવામાં આવતું હતું. પણ આ ટુંક પગારખી બરાબર વખતે નહી મલવાથી એક દીનેતો તેણી એવી બતંગ હાલતમાં આવી ગઈ કે તેણીની દીકરીને સરદી થઈ આવી તે વખતે તેણીને ગરમ રાખવા ચુહુલામાં ફુકવાનાં લાકડાં જોઈએ, તે ખરીદવાને પણ તેણીકને એક અરધી હતી નહી !

ઈંગલાંડના પેહેલા જેમસ રાજાની બેટી ઈલેકટર પેલેટીન સાથ પરણી હતી. તે વખત એવો હતો કે જારે બોહીમીયાના રાજ બાબે ઘણી ચકચાર ચાલતી હતી. પોતાના ધણીને આ દેશનું તાજ અપાવાની મતલબથી આ શાહજાદીએ પોતાની કને જે જરજેવર હતું તે સઘલું ખરચી નાંખયું; તે એટલે સુધી કે આપનદેહ તેણીને ખાવાનું પણ મલવું કઠણ પડયું. ખાવાનું મેલવવાને માટે તેણીને છુપે લેબાસે હંઈથી તંહી ધકેલા ખાવા પડતા હતા.

ફરાંસના રાજા સાતમા લુઈને માટે એવું કેહછે કે જારે ઘણોજ તંગીમાં આવી પડયો તારે પોતાનાં જુના બુટને ડીંગર ઠાગર કરવા એક મોચીને આપયાં, પણ તેમ કરવાનું દાંમ આપવાને ગજવું તતોસતાં તેની જોડેથી એક ફુટી બદામ પણ નહી નીકલી તારે મોચીએ પોતાના એક વખતના પાદશાહને તેનાં બુટ આપવાને ના પાડી !

આયરલાંડના એક શાહજાદાને માટે કેહછે કે તે બેકુતનો ધંધો કરતો હતો. મેકઝીકોનો એક લુહાડ આગલાં પાદશાહી ખાનદાનનો હતો, પણ પાછલથી ગરીબ હાલતે પુગો હતો. આવા આવા ઘણા દાખલા મલી આવેછે, અને તે તદન ખરાછે. તારે જો આપણ આપણી તરફથી કદાચ આમ કહી શું કે પાદશાહ યજદેગરદ શેહેરીયારની ઓલાદના પાદશાહી ખાનદાનના પારસીઓ આજે કોઈ ગરગાંમડાંમાં મજુરી યા ખેતી કરતા હશે, તો તે શું ખોટું કેહવાશે !

—॥॥—

## પારીસના પેહેલવાનો.



જેનરલ બોરબાકી.

જાણીતા ફરેંચ પેહેલવાનોમા એક જેનરલ બોરબાકી છે. તેનો જનમ જોકે ફરાનસમા થયલોછે. તોપણ તે ગરીક (હાલના યુનાની) ની ઓલાદનો છે. તેણે આગળ લડાઈઓ મારેલીછે, પણ આગળ આપેલા આ હેવાલો વાલા લડવઈઆઓના મીશાલે બોરબાકીનો મુખીઅ કીરતી ફરાનસ અને જરમનો સાથની છેલી લડાઈમાં અખતીઆર કરેલોછે. જારે લડાઈ શરૂ થઈ તારે શાનશાહ નેપોલીઅનને બોરબાકીને મોટાં લશકરની સરદારી આપેલી હતી. વાંચનારાંઓ જાણેછે કે એ લડાઈમા પેહેલે ફરેંચોએ સારબરુ આગળ જરમનો ઉપર ફતેહ મેળવી હતી. તે ફતેહમા બોરબાકીનો ભાગ હતો. પણ તેજ મીશાલે તાર પછેની જબરી સીકસતોમાની બોરબાકીને હીસો મળયો હતો. વાં સેનજરગ અને વોરથની લડાઈઓ જેમાથી ફરેંચોને નાહાસવું પડયું હતું, તે લડાઈમાથી બોરબાકી ૩૨૦૦૦ માણસોની ફોજ સાથ નાહાસીને મેટજના કીલામા ગયો હતો.

મેટજ શેહેર આ વખતે બાજેંના બચાવ તલે હતું. બોરબાકી પોતાની આખી ફોજ સાથ બાજેંને જઈ મળીઆથી બાજેંના બલમા ઘણો વધારો થયો હતો. થોડા વખતમાં જરમન લશકરે એ શેહેર ઉપર ઘેરો ઘાલયો તારે બોરબાકી બાજેંની સાથે કીલામા બંધ પડી ગયો હતો. તેની આગમચ ગરાવેલોટની પરખીઆત લડાઈમાં બોરબાકીની બાહાદુરી ઘણી વખણાઈ હતી. જરમનોની એક મોટી ઘોડસવાર ફોજના એક જબરદસત હલા સાંમે બોરબાકીએ અછો બચાવ કરયો હતો. આવા એક સરદારને મેટજમા બંધ થઈ જવું પડયું તે ફરાંનસના હકમા ઘણું નુકસાનકા

તાં તેણીએ સાંભળી. ફરંગીજ પેલાં ઝાડની તરફ ગઈ જાં
હાં પેલી અબલા પોતાનું માથું ખોલામા દાબી ડુસકે ડુસ
કે રડતી હતી. થોડોકવાર સુધી સાંભળયા પછે ફરંગીજને
તે અબળાનો આવાજ ઓળખાયો, અને તેથી વધારે ખા
તરી કરવા તેણીએ ફરીથી સાંભળયું.

"ખચીત, એતો તેજછે," ફરંગીજ મન સાથ બોલ
વા લાગી; "તેજ, તેજ—એતો મારી સુંદર ફરંગ, મારી
બેહનજછે."

અને એટલું બોલીને તેણી ફરંગની નજદીક ગઈ,
અને ધીમેથી તેણીનાં નાજુક માથાં ઉપર હાથ મેલી બીજે
હાથે તેણીને પોતાની બગલમાં લીધી. આ પરમાંણે થતાં
પેલી અબલાએ આંજુથી લાલ ચોલ કરી નાંખેલી પોતાંની
ચશમના ડોલા ફરંગીજ તરફ ઉંચકયા, જે પરથી તેણી ફરં
ગજછે એવું નકી થયું.

"આહ, ફરંગીજ, મારી ફરંગીજ, તું કોહથી આવી
હંઈયાં? અરે તેંતો મારી શરમ જોઇ લીધી. અફસોસ,
હું શું કરૂં, મેં મારી ફજેતી તને દેખાડી, ફરંગીજ, હાથે
કરીને દેખાડી. શું નહી, બેહન મારી? આહા, મને મા
ફ કર ફરંગીજ, મને માફ કર."

અને એટલું બોલતાંજ દુખી ફરંગે રડી દીધું.

"પણ તું શા માટે એટલી કગલાયછે, મારી દીક
રી?" ફરંગીજે તેણીને દેલાસો દેવાનું શરૂ કીધું. શા
માટે રડેછે, બા? ના રડ, ના રડ, દીકરી ડાહી. તારાં
માતાજી કોહછે, ફરંગ? કદાચ મને તારી સાથે જોશેતો વ
લી તેવણ દેલગીર થશે જો."

"નહી, નહી, પયારી મારી બેહન, નહી, નહી, તેવ
ણ હંઈ નથી, તેવણ મારી સાથે નથી."

"શું તારે તું એખલીજ આવીછે કે? અને આ સુ
જવ એખલી આંખપાણી કરવા કે? જા બા, એ મને નહી
ગમે, તું રડયા કરે તે સારૂં નહી, પણ ફરંગ, મને કેહની
તું શા માટે રડેછે? માતાજી સાથે કાંઇ બની ગયુંછે, યા
પેદરે કાંઇ ઠપકો આપયોછે? દુર, અને દુર હોજો એવું ફ
કત બોલવુંબી, 'એક અશરાફ અને નીરદોશ પેદર—ઓઠા
ઓલાદ જેવા પેદર—ને વાસતે! હું જાંણુંછ કે તેણે કોઈ
ને દુખ દીધું નથી, મારે તે પોતાની દીકરીનેબી દુખી ન
હોજ કરે. પણ તારે તું રડેછે શા માટે?"

"ફરંગીજ, ફરંગીજ, તું મને ના પુછ. અરે તું
તારી મેહરબાંનીથી મને વધારે રડાવેછે, વધારે દુખી કરેછે,
અરે મારી નાંખેછે! ફરંગીજ, જારે તારી માતા ઉપર તા
રા પેદરે જોલમ ગુજારયો તારે શું મેં તારી ખબર લીધી હ
તી? અથવા જારે તારી પોતાની ઉપર તે વેહમાયલા ગુર
ગીને જાસતી ચલાવી તારે મેં તારી ભેટ લેઈ તને દેલાસો
આપયો હતો? નહી, કદી નહી; તારે શા માટે તું મને
મનાવા આવીછે? જા, તારે રસતે જા, અને હું દુખીને
મારી કરણીનાં ફલ હંઈજ જોવા દે. કોઇ મને નહી દેલા
સો દેશે તે સઉથી સારૂંછે, કેમકે જેણે બીજાને મદદ નહી
આપી, તેણે બીજાની મદદ શા માટે માહવી યા મેલવવી
જોઇએ? જા, ફરંગીજ, મારી વાહલી બેહન, જા—
પણ રાખ. કેવી બુરી અકલની હું છું? તુંને હું જા ક
હુંછું, પણ તું કાંહ જશે? કાંહ તારૂં ઘેર, કોણ તારો મ
દદગાર, કોણ તારાં માત પીતા? અફસોસ, ફરંગીજ મારા
કરતાં તારી હાલત ખરાબછે."

આ સખુનો બોલીને લાડકી ફરંગ ફરંગીજને ગલે
વલગી પડી, અને આ બંધે જવાન નાજનીનોની આંખ
માં આંસુ આવયાં.

"ફરંગીજની પયારી ફરંગ, ફરંગીજ માટે તું ફેકર
ના કર. ફરંગીજનું ઘેરછે, અને તે આ દુનયા અથવા
નહીતો આકાશછે. ફરંગીજનો મદદગાર અને પેદરખોદે,
અને તે તારો, મારો અને તમાંમ જગતનો સાહેબછે. મા
રે માટે ફેકર ના કર, ફરંગ; પણ હવે તારી હાલતનું વારૂ
ન મને જણાવ. હું જો મારેથી બનશેતો તારી સેવા કરી
શ. હું જાણુંછ કે તને એક તાજું દુખતો તારા વાહલા
શાહજાદાના ફરીથી કેદ પડવા વીશેનુંછે."

"અરે બાલ તેનું નામ, ફરંગીજ; તે મુઆનું મોડું
તો જોવાનું રહયું, પણ તેનું નામ સાંભલવાબી મને ગમ
તું નથી. હું કબુલ કરૂંછ કે તેને મેં મારો જાન અને
મારો જેહાન બંધે આપયાં હતાં, પણ તે લેવાને લાયક ને
નથી. નથી, નથી, નથીજ. હું ભુલમાં હતી, હું વેહમા
યલી હતી, હું નાદાન હતી, હવે હું સમજીછું, અને તેથી
બચીછું. મને બચાવનાર તારા જેવીજ એક ભલાં દેલ
ની અબલા હતી. જેણે મારે માટે જાલ નાંખી હતી અ
ને જેની જાલમાં હું ફસી જનાર હતી તેતો પરણેલોછે, મો
હબત તેણે કીધેલીછે, લગનનું સુખ તેણે જોયલુંછે. અફ
સોસ, હું ઠગાઈ, ફરંગીજ સજર ઠગાઈ!"

"અને શું એજ તારી દેલગીરીનું કારણછે, મારી ફ
રંગ?" ફરંગીજે પુછયું.

"બેહતર કે એજ હતે! પણ જેણે મને ઠગી તેણે મ
ને વેચીછે. જેણે મારે માટે ફાંદો નાંખેલો તેણે મને પો
તેતો પકડી નહી, પણ જે બીજા ધણીએ પકડવાને અનીથ
ના ઉપાય કીધેલા તેના ફાંસામાંબી જવા દેતાં અટકાવી.
ફરંગીજ, મારી કાહાણીનું વરણન કોણ સાંભલશે!
ફરંગીજ, એક જુલમી માતાએ મારા બેરાદરને દેશ
નીકાલ કીધોછે; એક પયારા પેદરને દુખી કીધોછે;
એક ખરા આશકને દુર કાંધોછે. ફરંગીજ, જે દી
વસથી ફરામરોજ અમારા મકાનથી ગયો તારથી મેં સુખ
નામે ભોગવયું નથી, જોયું નથી, સાંભલયું નથી. પેદર
મારાને મેં તારથી હસતાં જોયો નથી; ઘેરમાંબી તે બે દાહ
ડા થયાજ આવયોછે; તંદોરસતીમાંબી તે હમણાજ આવ
યોછે. ફરંગીજ, અને સરવેથી વધારે એકે, એજ મારી જો
લમી માદરે મારૂં સુખ જોવા જતાં આપનદેહ મને એક
ખાડો કે જે તમામ દુખથી ભરેલોછે તેમાં નાંખીછે. તું
નથી જાણતી, મારી વાહલી બેહન, કે ફીરોજે કેટલા કાલા
વાલા, કેટલી કબુલાતો, અને કેટલી ભરભલામણોથી પો
તાની માંગણી કીધી હતી; પણ તે સરવેને આ મલકતા પ
ણ તરકટા શાહજાદાને ખાતર—તેની દોલતને માટેના મારી
માદરના લોભને ખાતર—મેં તુછકારી કાઢયું: અને જો,
ફરંગીજ, કે તેનું ફલ હું શું જોઉંછું! ફીરોજ, મારો પ
યારો, વહાલો, વફાદાર ફીરોજ, પોતાની ધીરજથી, પોતાની
વફાદારીથી, પોતાની હીમતથી એક ઉમરાજાદીને જીતયો
છે. એ શું મારાં પાપને માટે શીક્ષા નથી?"

•ઈ૦ સ૦ ૧૫૯૫ માં પોરટુગાલનો રાજા એનટ્રોનીપો ઘણીજ માંડી હાલતમાં પારીસ ખાતે મરણ પાંમયો. તે કોઈ રાજદરબારી ખટપટને થકી ઈંગલાંડ ગયો હતો, જાંહાં રાણી એલીઝાબેઠે કબુલત મુજબ તેને લશકરની મદદ કીધી હતી. પણ અંતે તે પદબરશટ હાલતમાં પારીસ આવયો, અને તાંહુથી તે એક ફકીરી અવસથામાં પેલી જે હાન કુચ કરી ગયો. તેની સાથે તેનો એક વીશવાસુ નોકર નામે ડાન ડીયેગો બોડી કરીને હતો, જે પોતે બોહીમીયાનાં પાદશાહી ખાનદાનથી ઉતરી આવેલો હતો. આ નીમકહલાલ નોકરની એટલીજ અરજ હતી કે તેને તેના શેઠના પગ આગલ ડાટવો.

ઈંગલાંડના રાજા પેહુલા ચારલસને ઈ૦ સ૦ ૧૬૪૮ માં ગરદન મારયા બાદ તેની રાણી હેનરીએટા, જેણી ઉપર જણાવેલા ફરાંસના ચોથા હેનરી રાજાની દીકરી થતી હતી તેણી પારીસ ખાતે પોતાનાં ફરજંદો સાથે રેહતી હતી, જાંહ તેણીને નાહાનું જેવું સાલીયાણું આપવામાં આવતું હતું. પણ આ ટુક પગારખી બરાબર વખતે નહી મલવાથી એક દીનેતો તેણી એવી બતંગ હાલતમાં આવી ગઈ કે તેણીની દીકરીને સરદી થઈ આવી તે વખતે તેણીને ગરમ રાખવા ચુહુલામાં ફુકવાનાં લાકડાં જોઈએ, તે ખરીદવાને પણ તેણીકને એક અરધી હતી નહી !

ઈંગલાંડના પેહેલા જેમસ રાજાની બેટી ઈલેકટર પેલેટીન સાથ પરણી હતી. તે વખ્ત એવો હતો કે જારે બોહીમીયાના રાજ બાબે ઘણી ચકચાર ચાલતી હતી. પોતાના ધણીને આ દેશનું તાજ અપાવાની મતલબથી આ શાહજાદીએ પોતાની કને જે જરજેવર હતું તે સઘળું ખરચી નાંખયું; તે એટલે સુધી કે આપનદેહ તેણીને ખાવાનું પણ મલવું કઠણ પંડયું. ખાવાનું મેલવવાને મારે તેણીને છુપે લેબાસે હંઈથી તંહી ધકેલા ખાવા પડતા હતા.

ફરાંસના રાજા સાતમા લુઈને માટે એવું કેહછે કે જારે ઘણીજ તંગીમાં આવી પડયો તારે પોતાનાં જુના બુટને ઠીગર ઠાગર કરવા એક મોચીને આપયાં, પણ તેમ કરવાનું દાંમ આપવાને ગજવું તતોસતાં તેની જોડેથી એક ફુટી બદામ પણ નહી નીકલી તારે મોચીએ પોતાના એક વખ્તના પાદશાહને તેનાં બુટ આપવાને ના પાડી !

આયરલાંડના એક શાહજાદાને માટે કેહછે કે તે ધોકુતનો ધંધો કરતો હતો. મેકંઝીકોનો એક કુહાડ આગલાં પાદશાહી ખાનદાનનો હતો, પણ પાછલથી ગરીબ હાલતે પુગો હતો. આવા આવા ઘણા દાખલા મલી આવેછે, અને તે તદન ખરાછે. તારે જો આપણ આપણી તરફથી કદાચ આમ કહીશું કે પાદશાહ યજદેગરદ શેહરીયારની ઓલાદના પાદશાહી ખાનદાનના પારસીઓ આજે કોઈ ગરગાંમડાંમાં મજુરી યા ખેતી કરતા હશે, તો તે શું ખોટું કેહવાશે ?

—

# પારીસના પેહેલવાનો.



જેનરલ બોરબાકી.

જાણીના ફરેંચ પેહેલવાનોમા એક જેનરલ બોરબાકી છે. તેનો જનમ જેકે ફરાનસમા થયલોછે. તોપણ તે ગરીક (હાલના યુનાની) ની ઓલાદનો છે. તેણે આગળ લડાઈઓ મારેલીછે, પણ આગળી આપેલા આ હેવાલોવાલા લડવઈઆઓના મોશાલે બોરબાકીના મુખીઅ કીરતી ફરાનસ અને જરમનો સાથની છેલી લડાઈમાં એખતીઆર કરેલીછે. જારે લડાઈ શરૂ થઈ તારે શાનશાહ નેપોલીઅને બોરબાકીને મોટાં લશકરની સરદારી આપેલી હતી. વાંચનારાંઓ જાણેછે કે એ લડાઈમા પેહેલે ફરેંચોએ સારબરુક આગળ જરમનો ઉપર ફતેહ મેળવી હતી. તે ફતેહમા બોરબાકીનો ભાગ હતો. પણ તેજ મોશાલે તાર પછેની જબરી શીકસતોમાની બોરબાકીને હીસો મળયો હતો. વાંસેનબરગ અને વોરથની લડાઈઓ જેમાથી ફરેંચોને નાહાસવું પડયું હતું, ને લડાઈમાથી બોરબાકી ૩૨૦૦૦ માણસોની ફોજ સાથ નાહાસીને મેટજના કીલામા ગયો હતો.

મેટજ શેહેર આ વખતે બાજેંના બચાવ તલે હતું. બોરબાકી પોતાની આખી ફોજ સાથ બાજેંને જઈ મળવાથી બાજેંના બલમા ઘણો વધારો થયો હતો. થોડો વખતમાં જરમન લશકરે એ શેહેર ઉપર ઘેરો ઘાલયો તારે બોરબાકી બાજેંની સાથે કીલામા બંધ પડી ગયો હતો. તેની આગમચ ગરાવેલોટની પરખીઆત લડાઈમાં બોરબાકીની બાહાદુરી ઘણી વખણાઈ હતી. જરમનોની એક મોટી ઘોડસવાર ફોજના એક જબરદસત હલ્લા સામે બોરબાકીએ અછો બચાવ કરયો હતો. આવા એક સરદારને મેટજમા

*ઈ૦ સ૦ ૧૫૯૫ માં પોરટુગાલનો રાજા એનટોનીપો ઘણીજ માંડી હાલતમાં પારીસ ખાતે મરણ પાંમયો. તે કોઈ રાજદરબારી ખટપટને થકી ઈંગલાંડ ગયો હતો, જાહાં રાણી એલીઝાબેઠે કબુલત મુજબ તેને લશકરની મદદ કીધી હતી. પણ અંતે તે પદભરશટ હાલતમાં પારીસ આવયો, અને તાંહથી તે એક ફકીરી અવસથામાં પેલી જેહાન કુચ કરી ગયો. તેની સાથે તેનો એક વીશવાસુ નોકર નામે ડાન ડીપેગો બોડી કરીને હતો, જે પોતે બોહીમીયાનાં પાદશાહી ખાનદાનથી ઉતરી આવેલો હતો. આ નીમકહલાલ નોકરની એટલીજ અરજ હતી કે તેને તેના શેઠના પગ આગલ ડાટવો.

ઈંગલાંડના રાજા પેહલા ચારલસને ઈ૦ સ૦ ૧૬૪૮ માં ગરદન મારયા બાદ તેની રાણી હેનરીપેટા, જેણી ઉપર જણાવેલા ફરાંસના ચોથા હેનરી રાજાની દીકરી થતી હતી તેણી પારીસ ખાતે પોતાનાં ફરજંદો સાથે રેહતી હતી, જાંહ તેણીને નાહાનું જેવું સાલીયાણું આપવામાં આવતું હતું. પણ આ ટુક પગારબી બરાબર વખતે નહી મલવાથી એક દીનતો તેણી એવી બતંગ હાલતમાં આવી ગઈ કે તેણીની દીકરીને સરદી થઈ આવી તે વખતે તેણીને ગરમ રાખવા ચુહુલામાં ફુકવાનાં લાકડાં જોઈએ, તે ખરીદવાને પણ તેણીકને એક ચારધી હતી નહી !

ઈંગલાંડના પેહેલા જેમસ રાજાની બેટી ઈલેકટર પેલેટીન સાથ પરણી હતી. તે વખત એવો હતો કે જારે બોહીમીયાના રાજ બાબે ઘણી ચકચાર ચાલતી હતી. પોતાના ધણીને આ દેશનું તાજ અપાવાની મતલબથી આ શાહજાદીએ પોતાની કને જે જરજેવર હતું તે સઘળું ખરચી નાંખયું; તે એટલે સુધી કે આયનદેહ તેણીને ખાવાનું પણ મલવું કઠણ પંડયું. ખાવાનું મેલવવાને માટે તેણીને છુપે લેબાસે હંઈથી તંહી ધકેલા ખાવા પડતા હતા.

ફરાંસના રાજા સાતમા લુઈને માટે એવું કેહછે કે જારે ઘણીજ તંગીમાં આવી પડયો તારે પોતાનાં જુના બુટને ટીંગર ઠાગર કરવા એક મોચીને આપયાં, પણ તેમ કરવાનું દાંમ આપવાને ગજવું તનોસતાં તેની જેહેથી એક ફુટી બદામ પણ નહી નીકલી તારે મોચીએ પોતાના એક વખતના પાદશાહને તેનાં બુટ આપવાને ના પાડી !

આયરલાંડના એક શાહજાદાને માટે કેહછે કે તે પેડુતનો ધંધો કરતો હતો. મેકઝીકોનો એક લુહાડ આગલાં પાદશાહી ખાનદાનનો હતો, પણ પાછલથી ગરીબ હાલતે પુગો હતો. આવા આવા ઘણા દાખલા મલી આવેછે, અને તે તદન ખરાછે. તારે જો આપણ આપંણી તરફથી કદાચ આમ કહી શું કે પાદશાહ યજદેગરદ શેહરીયારની ઓલાદના પાદશાહી ખાનદાનના પારસીઓ આજે કોઈ ગરગાંમડાંમાં મજુરી યા ખેતી કરતા હશે, તો તે શું ખોટું કેહવાશે !

—॥॥—

# પારીસના પેહેલવાનો.



જેનરલ બોરબાકી.

જાણીતા ફરેંચ પેહેલવાનોમા એક જેનરલ બોરબાકી છે. તેનો જનમ જોકે ફરાનસમા થયલોછે. તોપણ તે ગરોક (હાલના યુનાની) ની ઓલાદનો છે. તેણે આગળ લડાઈઓ મારેલીછે, પણ આગળી આપેલા આ હેવાલો વાલા લડવઈઆઓના મીશાલે બોરબાકીના મુખીઅ હીરતી ફરાનસ અને જરમની સાથની છેલી લડાઈનાં અખતીઆર કરેલીછે. જારે લડાઈ શરૂ થઈ તારે શેનશાહ નેપોલીઅને બોરબાકીને મોટાં લશકરની સરદારી આપેલી હતી. વાંચનારાંઓ જાણેછે કે એ લડાઈમા પેહેલે ફરેંચોએ સારબરૂક આગળ જરમનો ઉપર ફતેહ મેળવી હતી. તે ફતેહમા બોરબાકીનો ભાગ હતો. પણ તેજ મીશાલે તાર પછેની જબરી સીકસતોમાની બોરબાકીને હીસો મળયો હતો. વાંસેનપરગ અને વોરથની લડાઈઓ જેમાથી ફરેંચોને નાહાગવું પડયું હતું, ને લડાઈમાથી બોરબાકી ૩૨૦૦૦ માણસોની ફોજ સાથ નાહાસીને મેટજના કીલામા ગયો હતો.

મેટજ શેહેર આ વખતે બાજેંના બચાવ તલે હતું. બોરબાકી પોતાની આખી ફોજ સાથ બાજેંને જઈ મળવાથી બાજેંના બલમા ઘણો વધારો થયો હતો. થોડા વખતમાં જરમન લશકરે એ શેહેર ઉપર ઘેરો ઘાલયો તારે બોરબાકી બાજેંની સાથે કીલામા બંધ પડી ગયો હતો. તેની આગમચ ગરાવેલોટની પરખીઆત લડાઈમાં બોરબાકીની બાહાદુરી ઘણી વખણાઈ હતી. જરમનોની એક મોટી ઘોડસવાર ફોજના એક જબરદસત હલ્લા સાંમે બોરબાકીએ અછો બચાવ કરયો હતો. આવા એક સરદારને મેટજમા બંધ થઈ જવું પડયું તે ફરાંનસના હકમા ઘણું નુકસાનકારી

૨૬ હતું, પણ નીચલા હેવાલ ઉપરથી જણાશે કે મેટજમાં
ઘેરાઈ જવાથી તાંહાંનું કેટલુક અગતનું કામ તેણે કીધું હતું.

મેટજના કીલ્લામા તે ભરાઈ બેહેલો હતો તેવામાં શા
નશાહ નેપોલીઅનની સતા પડી ભાગી, તે કેદ પકડાયો અ
ને તેની રાંણી ઈંગલંડ નાહાઠી. એ અરસામા ફરાનસની
રાણીની મુલાકાતે મેટજથી એક ફરેંચ આદતીઓ ઈંગલંડ આ
વેલો સંભળાયો હતો. તે આદતીઓ આ જેનરલ બોરબાકી
હતો. તે મેંટજ ઘેરો ઘાલી પડેલા જરમન દુશમનોની વ
ચેથી પોતાનો રસતો કરી શકયો હતો. તેને વીશે એવું
માલમ પડયું છે કે કેટલાક રાજદુવારી બંધવાઓને મેટજમાથી
મોકલાવી દેવાના હતા, તેઓના સંફમા એક બંધવો હોય તેમ
બોરબાકી નીકલી ગયો હનો. તેને જરમનોએ પીછાંણ્યો નહીં
એટલે રસતો કાહાડી લેવાનું તેને સવલ પડયું હતું. બીજા
હાથ ઉપરથી કેહેવામાં આવેછે કે બોરબાકીની હોશીયારીને
લીધે મેટજમાથી તે જાપનો ફરેંચોનું એટલું બળ ઓછું
થાય અને તેઓને એક બાહાદુર સરદારની ખુટ પડે એટ
લા માટે જરમનોએ બોરબાકીને જાણીબુજીને જવા દીધો હતો.

રાણી યુજીનીની મીલાખાત લીધા પછે બોરબાકી પા
છો ફરયો તારે મેટજના કીલલામા દાખલ થયો નહી. રાં
ણી સાથની તેનો મુલાકાત અધુરી ગઈ. તેને રાંણી બોલા
વેછે એવું સમજીને તે ગયો, પણ રાંણીએ એ વાત તદન
ના પાડી અને એવું બોલાયું કે રાણીને નામનો ખોટો પે
ગામ મોકલી પરુશીઅનોએ ઉલથાપથી તેને મેટજની બાહે
ર કાહાડયો. પાછો ફરતાં તેણે શાનસાહની નોકરી છોડી
અને પરજાસતાક સરકારની નોકરી કરવાના ઉમેદવાર ત
રીકે તે રજુ થયો. પરજાસતાક સરકારે તેને ઉતરના મો
ટાં લશકરની સરદારી આપી. તેણે પેહેલાં પોતાનું લશ
કર ઉભું કરવા ઉપર રાત દીવસ ઘણી હોંજગારી કરીને ધે
આંન લગાડયું. લડાઈના ધુજારા વચે શેહેરે શેહેર ફરીને
તેણે લશકર બનાવયું. પણ આ પરમાંણે પોતાની ફોજ ઉ
ભી કરી રહયો તેટલામાં એક એવો બનાવ બનયો કે જેથી
તેને ઓધાનું રાજીનામું આપવું પડયું. પરજાસતાક રાજ
મંડળીમાંથી ગામબેટાએ એક ઢઢેરો કાહાડયો, જેમાં મેટ
જના કીલલામાં બાજેનની ચાલ ઉપર શખત ટીકા કીધા,
શાનશાહના લશકરને ગાળો આપી તથા મેટજના સઘલા
સતાવાલાઓ ઉપર દગલબાજીનું તોહોમત મેળયું.

આ તોહોમતથી બોરબાકીને ઘણું દુખ પેદા થયું.
જે લશકરમાં તેણે નોકરી બજાવેલી તે લશકરને આ ગાળો
દેવાપલી તેનાથી ખમાઈ નહી માટે બોરબાકીએ પોતાનો
હોધો છોડી દીધો. આ બનાવથી પરજાસતાક રાજમંડળી
વાલાઓને મોટી ધાસતી પેદા થઈ. તે બારીક વખતમાં
બોરબાકી જેવા બાહાદુરોની લશકરમાં અગત હતી, તેને બ
દલે તેવા દલેરોને ખોહોવા નહી જોઈએ. એટલા માટે ગા
મબેટાને પસતાવો થયો હશે ખરો, કેમકે અંતે બોરબાકીને
સમજાવીને તેનું રાજીનામું પાછું કાહાડી લેવામાં આવયું.
એ સરદાર પોતાના દેશના સેવાને માટે પોતાને થયલાં અ
પમાન તથા દુખ મુગો મુગો ગલી ગયો, તે તેના દેશહીત
કારીપણાની ઘણી તારીફ થઈ રહી. એ પછે ફરાંનસના ઉ
તર ભાગમા બોરબાકીએ જરમનો સાથ ઘણી લડાઈઓ ચ
લાવી, જેમા તે ઘણી મરદાંનગીથી લડયો હતો.

## "ફરેદુન" ની વાત.

(ગયા અંકથી સાંધન.)

બાબક અને દેલઆરાં જેવાં ખુની ભાઈ બેહેનોથી
પોતાનો અને પોતાના વાહાલાંઓનો જાન બચાવી તથા
તે ખુનીઓના દીલમા સામી દયા ઉતારી ફરાંનક જંગલ
મા પાછી નીકલી તેવીજ તે વીચાર કરેછે કે ઓરતના પો
શાકમાં મારા ઉપર દુખ પડયું તારે શોદાગરનો અવતાર એ
ખતીઆર કીધો, પણ તેમાંબી મારા ઉપર સીતમ ગુજરયો,
માટે પોતાનો જાન બચાવા સારૂં મારે હવે ભીખારીની
હાલત પકડવી. જંગલે જંગલ ભટકતાં, ઘણી લાચાર હા
લતમાં હવે તે પોતાના ફરજંદો સાથ સફેદ રૂદ નામની
નદીના કીનારા ઉપર આવી પુગી કે જાંહાં મોટી છાવ
ણી પડેલી હતી. આ છાવણી ફરેદુનના દુશમન જોહાક
ની હોય ઈઆ કોઈ બીજાંનાંબી હોય તે વીશે ફરાનકની
ખાતરી નહી હતી, કેમકે આ જંગલોની રખડમા તે કે
ટલી દુર નીકલી આવી તે જાણતી નહી હતી. પણ આ
છાવણી દોસત ઈઆ, દુશમનની હોય, મગર તેમા દાખ
લ થવાની ફરજ હતી, કેમકે લાંબા વખતની ભુખથી તે
અને તેના બચાં અતીશય રીબાતાં હતાં. માટે ફરાનક
આ છાવણી તરફ આવતાંવારજ ભીખારીપરે ગાયન કરી
મદદને માટે અરજ પોકારવા લાગી.

આ છાવણી કોઈજ નેહી પણ જોહાકના પેલા સરદા
ર જરસાની હતી, કે જે સરદારની છાવણીમાં ફરાનકનીજ
પેલી પકી સાએલી ફરંગ પણ રહેલી હતી. ફરાનક મર
દના પોશાકમા હતી, પણ તેનો આવાજ ઘણો મધુર હો
વાથી જરસા શાંભલતાંવાર તેના ઉપર મોહી પડયો અને
તે "છોકરા" ને અંદર બોલાવા ફરંગને ફરમાવયું. ફ
રંગ બાહેર આવીને શું જુએછે ! તેની આગલી શેઠાણી,
તેના પેઆરાં ફરજંદો અને વલી હવે પછે થવાનો પાદશા
હ ફરેદુન પણ જુલ્લાંમાં હતો. અનંત ખુશાલી વચે
તેઓને ભેટવા પછે ફરંગે ફરાનકને છાવણીમા લઈ જવા
માંગી. છેલીએ જારે જાણ્યું કે આતો દુશમનની છા
વણી છે, તારે તેમા જવાને તેણીએ ના પાડયું. પણ ફ
રંગે તેણીને ધીરજ આપી. જો કે એઓ દુશમન હતા,
તોપણ ફરંગે પોતાના નાજ, નખરાં અને ફેલ ફરેબથી તેઓ
ને વશ કરી લીધા હતા. પણ એ સઘલો વખત પોતા
ની પાક દામાન જાલવવાની તેને એટલી ફીકર હતી કે
હવે તે થાકી ગઈ હતી અને નાહાસી જવાના વીચારમા
જ હતી. વલી ફરાનક અને તેના બચાં એટલાં ભુખાં હ
તાં કે તેમનામા વધુ ચાલવાની તાકાત નહીં હતી. વચ
માં મોટી નદી હતી અને તે ઓલંગી જવાના હોડકાં
નહી હતાં. એ સઘલી સમજણ પાડી તારે પોતાની વફા
દાર દાયાના વીસવાસ ઉપર ફરાંનક છાવણીમાં ગઈ.

ફરંગે તે વીસવાસ ખરો પાડયો. તેણીએ પેહેલાં
તો ફરેદુનને છુપાવયો, અને સરદાર જરસાને અસટમ પ
સટમ સમજાવયું કે એતો એક ભીખારી છોકરો તે
ના ભાઈઓસાથ ભુખો પહેલો ભુખે મરેછે. જરસા
એ તેની માવજત લેવાનો હુકમ કીધો અને ફરંગે

તેઓને પેટ ભરીને જમાડયું. એ પછે ફરંગ તેમને હીમત આપીને જરસાની આગલ લાવી જાંહાં તેઓએ ગાયણુ ચલાવાથી જરસા એકાંતમાં ઘણો ખુશ થઈ ગયો. તેણે ખુશીમા આવીને ફરાંનકને કહયું કે "છોકરા, તારો જીવ ચાહે તે માંગ." એ ઉપરથી ફરંગના શીખાડવા પરમાણે ફરાનકે એક મછવો માગી લીધો, અને જરસાએ વલી ફરંગનેજ હુકમ કીધો કે તેણીએ પોતે સાથે જઈને આ છોકરાને તેના ભાઈઓ સાથ નદીની પેલીપાર મુકી આવવો! ફરંગ બચાંઓને લઈ હોડકું તઇઆર કરવો ગઈ, તેટલો વખત જરસા અને તેના ઓલયા ચોધરી આગલ ફરાનકે ગાયન ચલાવયા કીધું. એમા વલી ફરંગની એક બીજી હીકમત હતી. તેઓ નાહાસી જવા પછે ઘણોવાર શુધી સરદાર બેશુધ રેહે અને તેઓની પછવાડે ખોલ નહી ચાલે, એટલા માટે ફરંગે આ ગાયનના અરસામાં સરદાર જરસા આગલ દારૂના સીસા લાવી મેલયા હતા. એ દારૂ બેહોશીનો હતો, કે જે ફરંગે આગલથી પેલા ચંડાલ જુઉ પાસે મંગાવયો હતો, અને જે દારૂ જરસાએ દુરથી જોવાથી તો તે જુઉને સજા થઈ હતી.

ગાયનની મસતી વચે આ દારૂનો દોર હુમેરાવાથી સરદાર જરસા અને તેનો ઓલીઓ ચોધરી બેહોશ થઈ પડયા, અને તેનો લાભ લઈ ફરંગ ફરાનકને નહસાડી લઈ ગઈ. જતી વેલા વધારે મજબુત દાવ લેવા સારૂં આ બે ઓરતો સરદાર જરસાને અને ઓલીયા શીયામકને તેઓ જે જગા ઉપર બેઠા હતા તાંહાંજ બાંધી ગયાં. થોડાવારમાં પોતાની હોશીઆરીમા આવતાંજ જરસાને સઘલી બીના માલમ પડી. જે હોડકાંવાલો આ ઓરતોને માટે જરસાનાજ હુકમથી હોડકું લઈ ગયો હતો, તે બેશુધ હાલતમાં નદીમાથી મલયો. તેણે હોશીઆરી પકડતાં ખબર આપી કે પેલા ભીખારી સાથ બે મોટાં બાલકો ઉપરાંત એક દુધમલ બચું હતું, તથા તેઓને પેલી પાર ઉતારવા પછે ફરંગે હોડકાંમા પાછી જવાને ના પાડયું, જે ઉપરથી હોડકાંવાલાએ હુજત લીધી તારે તેણીઓએ તે હોડકાંવાલાને નદીમા નાખી દીધો, જાંહાંથી તેને આ કીનારે ઉંચકી લેવામા આવયો. હવે જરસાની ખાતરી થઈ કે આતો લુચી ફરંગ નાહાસી ગઈ, અને આ ભીખારી છોકરો તો ફરાનક હતી, જેની સાથનું દુધમલ બાલક તે ફરેદુન હતો. પોતાનો શેકાર હાથમાથી ગયો એટલુંજ નહી પણ જરસા જેવા પેહેલવાંનને થાપ આપી તથા ઓર હેરાન કરીને ગયો તેથી જરસાને મોટું દુખ થયું.

ફરાંનક પોતાના બચાંઓ સાથ નદીની પેલી પારેથી પાછી ભટકતી થઈ, પણ હવે ફરંગની સંગત હતી. તેઓ ઘણા દુર ગયાં નહી એટલાંમાં એક એવાં ગીચ જંગલમાં તેઓ જઈ પુગાં કે જાંહાં સુરજ અને અજવાલું વટીક ઢંકાઈ ગયું હતું. તાંહાં વળી જબરદસત તોફાંનથી અંધારૂં થઈ પડયું, તેવામાં જાહાડોની ઉપરથી વાંદરાની મીશાલે ઘણાક આદમીઓએ તુટી પડી આ સરવે રખડતાંઓની આંખે પાટા બાંધયા તથા તેમને છુટા છુટા પકડી લઈ ગયાં. ફરંગ, ફરાનક વગેરેને પકડનારા આ શખસો એક હરફ બોલયા નહી, પણ તેમને ગુપચુપ લઈ ચાલયા. પણ ઘણોક વખત ગુજરી જવા પછે આ હેબતેલી ઓરતો અને બાલકોને કાંને વસતીવાલાં ગામમાં આવી પોંહોંચવાની ગડબડ સંભલાઈ અને વળી આગળ જતાં ગાયનના શરોદ તેમને સંભળાયા. તેઓ સમજી નહી શકયાં કે તેમને જોહાક આગળ પકડી લઈ જાયછે કે કોઈ બીજાં આગળ ? થોડાવારમાં તેઓને આંખે પાટા બાંધેલી અંધકાર હાલતમાં લાવીને ઉભાં રાખયાં, પણ એક થાલીનો અવાજ થતાંવાર તેમના પાટા ખોલી નાખવામાં આવયા, અને તેઓએ અજાએબીમાં ગરક થઈને જોયું તો સેંકડો લોકો હાથમા તીર કામઠાં લઈને ઉભેલાં હતાં, તેઓ વચે એક પાદશાહ હતો, તેઓ વચે વળી ફરંગનો ભરથાર ફરહાદ હતો, જે એકદમ પોતાની વફાદાર ઓરતને ગલે વલગયો, પોતાની શેહાંણી અને ફરેદુનને ભેટયો, તથા ફરેદુનને ઓલખી કાહાડયો.

આ સરવે તીરંદાજ લોકો ફરેદુનની પખશવાલા હતા. તેઓ સઘલા ઈરાંનીઓ હતા. તેઓ સઘલા જોહાકના જુલમાતથી કંટાલેલા હતા. તેઓ સઘલા જોહાકના કેદીઓ હતા. એટલુંજ નહી પણ એ સઘલાઓને ભેજાંઓને માટે જોહાકે જબે કરાવેલા હતા! તારે તેઓ જીવતા કેમ થયા? ફરંગે જરસાની છાવણીમાં સાંભળયું હતું કે તેણીનો ભરતાર ફરહાદ, પેલાં વરેન ગામનો પટેલ, તેને જોહાકે ભેજાંને સારૂં કતલ કરાવયો હતો. તે હીઆં જીવતો કેમ આવયો? આ વાતનો ખોલાસો થવો જોઈએ, પણ ફરાનકનો ગુચવાડો એમ વધયો કે ખોલાસો કરવાને બદલે ઓર આ લોકોનો પાદશાહ તખત ઉપરથી ઉઠી ગયો અને ફરાનકને હુજતથી તખત ઉપર બેસાડી. પછે ખોલાસો પુરતો થયો. સારાં ભાયગે જોહાકનો વડામાં વડો બાવરચી અરમાઈલ નામનો એક ઈરાંની હતો. તેનો ભેજાં પકાવાની હોશીયારીને લીધે જોહાક તેના ઉપર ખુશી હતો. જોહાક દરરોજ બે ઈરાંનીઓને તેમના ભેજાંને માટે મારી નખાવતો હતો. પણ એકીનદાર અરમાઈલ તેમને મારી નાખવાને બદલે જીવતા રાખી, તેમના ભેજાંને બદલે જાનવરના ભેજાં પકાવો મોકલતો હતો. જીવતા રાખેલા ઈરાંનીઓને બાવરચીખાનામાથી એક છુપે રસતે તે શેહેર બાહાર મોકલાવી દેતો હતો, જાંહાંથી તેઓને છુપી રીતે આ જંગલમા લાવવાની ગોઠવણ કરેલી હતી.

એ રીતે આ જગામાં તે બચી ગયલા ઈરાંનીઓ દરરોજ જાથુક વધયા કરવાથી તેમનું મોટું લશકર થયું હતું. તેઓએ પોતાનો તીરંદાજ ટોલો વસાવયો હતો, અને ફરેદુન ઉપરની વફાદારીના તેઓ દરએકે કસમ લીધેલા હતા. જેમ દરરોજ તેઓની સંક્ વધતી જતી તેમ દરએક નવા આવનારને કસમ આપી રાખતા હતા. જે કસમ લેવાને ના પાડે તેને જીવતો પાછો જવા દેવાનો ધારો નહી હતો, પણ દરએક આવનાર જોહાકથી નાહાઠેલો અને કંટાલેલો એટલે હીઆં ખુશીથી રેહેતો હતો અને ફરેદુનના કસમ લેતો હતો. આ લોકોને વધારે ઉમેદ એ હતી કે ફરેદુનને પાદશાહી લેવાને હજી પંદર વરશ બાકી હતાં, જેટલા વખતમાં તેઓને દરરોજના એ વધારાથી મોટી ફોજ ઉભી કરવાની આશા હતી. તેઓએ પોતપોતામાથી એક જણને વડા દાખલ ચુંટી કાહાડયો હતો. તે કોહોરમ નામનો ઈરાંની ઉમરાવ હતો. તે કોઈજ નહી પણ પેલાં ખુની ભાઈ બેહેનો બાબક અને દેલઆરાંનો બાપ હતો. જારે જાલમ જો

હાકે તેના એ વાહાલાં બચાંઓને મારી નાખવા મોકલયાં,
તારે દેલઆરાંનાં કાલાવાલાથી પીગલીને જલાદે તેઓને જં
ગલમા કાહાડી મેળયાં ખરાં, પણ જોહાકને આવીને ખબર
કીધી કે તેઓને મારી નાખયાંછે.

એ ઉપરથી તેઓના આ બાપ કોહોરમએ દરબારમા
ફરીઆદ ઉઠાવી, તારે જોહાકે તેનેબી તેનાં ભેજાંને સારૂં જબે
કરવા મોકલયો, પણ બાવરચી અરમાઈલની મેહેરબાનીથી
તે બચીને હીઆં આવયો હતો અને આ તીરંદાજ લોકો
નો વડો થયો હતો. તેને ખબર નહી હતી કે તેનો બેટો
અને બેટી એક બીજાં જંગલમા સલામત વસતાં હતાં.
તે તેઓને મરણ પાંમેલાંજ સમજતો હતો અને હંમેશ તે
ઓની યાદથી દરદમંદ થતો હતો. તેણે ફરાંનકને મુબારક
બાદી આપી અને તેણીને તીરંદાજ ટોલાના મેહેમાન તરી
કે રાખવા માગી. પણ ફરાનકે રેહેવાને ના પાડયું, કેમ
કે ફરેદુનને એક નામીચી ગાયનું દુધ પાવા તેના ગામમા
લઈ જવો હતો. તે ગાયનું નામ પોરમાય હતું અને તે
ગાય એક પીર મરદની રખેવાલી તલે હતી. તે ગાય એટ
લી દુજતી હતી કે તેનાથી આખાં ગાંમના બાલકોનું પોશ
ન થતું હતું. તીરંદાજે મોટી ખુશાલી વચે ફરેદુન અને
ફરાનકને તે ગાયના વતનમા લઈ ગયા. તાંહાં ફરાંનક
પોતાના બચાં સાથ તરણ વરશ રહી, જે પછે ફરેદુનને
સંગીન ખોરાક આપવાનું શરૂં કરતાંજ પોતાના બચાંઓ
ને લઈને તે અલબરોજ પાહાડ ઉપર ગઈ કે જાંહાં એક
નામીચા ઓલમાએ ફરેદુનની તરબીઅત અને માવજ
ત ચલાવી.

હીઆં ફરેદુનના શંકરોનો છેડો આવયોછે. "ફરે
દુન" ના જે નાટકમા આ સઘલી વાત બનાવી કાહાડી
છે, તે નાટકનો પેહેલો ભાગ હીઆં સમાપત થાયછે. એ
નાટકના બીજા ભાગમા વારતા જેવું થોડુંજ છે. તે આ
વતા અંકમાં ખતમ કરીશું. (સાંધનછે.)

---

## માણશ વધતું કે જાહાડ?

માણશ, તું શું તારી મગરૂરીથી એમ સમજેછે કે
ખોદાએ આ સઘલી દુનીઆં તારેજ માટે પેદા કીધીછે? સ
ઘલી વસતુઓ તારાંજ સુખ, સગવડ અને મોજને માટે
છે? સઘલી માવજત અને સંભાલ તારીજ ઉપર લેવાયછે?
ના, ઓ માનવી એવું કદી ગુમાન રાખતો ના. જો પેલો
જીનો કીડો, જો તેના શરીરની બનાવટ, જો તેના જીવનો
શંભાલને માટે કરેલી સરવે બાંધણી અને રચના, અને પ
છે કેહે કે પરવરદાન આ કમીના કીડા ઉપર તારા કરતાં શું
ઓછી માયા રાખેછે? તારે તું અને તે કીડા વચે એવડો
મોટો શું તફાવત? પણ એટલુંજ નથી. જો પેલું જાહા
ડ, જે જમીનમા ઠડ ઘાલીને ઉગ્યુંછે; તપાશ તેની બાંધણી,
ગોઠવણ, ઉમર ઈતીઆદી ને પછે કેહે કે કેટલીક બાબતોમા
એ જાહાડ વટીક તારા કરતાં શું મહડતું નથી!

જાહાડમાં જીવ છે. તે સેંકડો વરશો સુધી જીવેછે.
મજબુત કીલા અને કોટ વખતના દોર આગળ ફના થાય
છે, પણ જાહાડ તવારીખને ટેકો આપનારા સાહેદીની મી
શાળે મજબુત જડ નાખીને ઉભેલું છે. તે શુંદર દેખાવનું
છે. તેનો બાહેરનો રંગ ખોદાએ આંખને તાહાડક આપ
નારો લીલો કીધોછે. માણશના બનાવેલા લીલા રંગમા જેહેર
આવેછે, પણ આ ખુદરતી લીલો રંગ જેહેર વગરનો છે.
તે જાહાડની પેદાસ ગુણગારી ને ઉપયોગી છે. કેટલીક પેદા
સ મીઠી, રસીલી ને પૌષ્ટિક છે. તે જાહાડનું ફુલ ખુશ
નુમા છે. મોર અથવા મુરગ, પોપટી અથવા પટંગીયાં કર
તાં એ દરએક નાજુક ફુલમાં રંગોની શુંદર મેલવણી કરવા
માં ખુદરતના નાજુક હાથ કામે લાગાછે. માણશ ઉપર એ
ટલી શોભા કાંઈ નથી.

એતો સઘલો સાધારણ મુકાબલો થયો. પણ આ
પણ વીદાઆની નજરથી તપાસ કરીએ. વીદાઆની તપા
સ થોડીક આગલા અંકોમા આપણે કરીછે. એ તપાસ
થી માણશનુ કમોનાપણું ઘણી અછી રીતે આપણે જોયુંછે
અને હજી પછે જોઈશું. તેવુંજ એક વીદીઆનુ શોધાંત
હેડલ આપીએ છઈએ. એ શોધાંત ડુમાસ અને બોસીં
ગાલટ જેવા નામીચા વીદવાનોની શતા ઉપરથી મલયું
છે. એ ઉપરથી માણસ અને જાહાડ વચે તફાવત કેટલો
તેનો સાર નીકલેછે. તે સાર એજ કે આ દુનીઆમાં મા
ણશ અને જાહાડ બેહુ એકસરખી પેદાસ છે. માણસનો
આધાર જાહાડ ઉપર છ, ને જાહાડનો આધાર માણશ ઉ
પર છે. ખુદરતે એવી સરજત કરેલીછે. બેહુના શરીરને
ચોકશ કીરીઆ શોંપેલી છે, અને તેથી ખુદરતની એ બેહુ
ઉતપંતીઓ એકેક ઉપર ચોકસ અસર કરી શકેછે—

| માણશ— વસતુઓને બાલવાનો સાંચો. | જાહાડ— વસતુઓને હાર પાડવાનો સાંચો. |
|---|---|
| શરીરમા બાલેછે— | શરીરમા હાર પાડેછે— |
| કારબાન. | કારબાન |
| હાઈડરોજન. | હાઈડરોજન. |
| આમોનીઅમ. | આમોનીઅમ. |
| શરીરમાથી બાહાર કાહાડેછે, | શરીરમા બાંધેછે— |
| કારબાનીક આસીડ. | કારબાનીક આસીડ. |
| પાણી. | પાણી. |
| આકસાઈડ આફ આમોની અમ. | આકસાઈડ આફ આમોની અમ. |
| એજોટ (નાઈટરોજન.) | એજોટ (નાઈટરોજન). |
| શરીરમા ખપાવેછે— | શરીરમા પેદા કરેછે— |
| આકસીજન હવા. | આકસીજન હવા. |
| પ્રોટીન (ચીક ભરેલું). | પ્રોટીન. |
| ચરબી. | ચરબી. |
| સટારચ (આટાનો સટ). | સટારચ. |
| ખાંડ. | ખાંડ. |
| ગુંદરો. | ગુંદરો. |
| શરીરમા પેદા કરેછે— | શરીરમા લેયછે— |
| ગરમી. | ગરમી. |
| વીજલી. | શરીરમાથી છુટું પડેછે— |
| | વીજલી. |
| પોતાના તતવ હવા તથા જમીનને પાછાં આપેછે, | પોતાના તતવ હવા તથા જમીનમાથી મેળવેછે. |
| જીવદાર પદારથોને નીરજીવ આકારમા લઈ જાયછે. | નીરજીવ પદારથોને જીવદાર આકારમા લાવેછે. |

મગરૂર માણુશ પોતા વચ્ચે તથા એક જાહાડ વચ્ચે ગમે તેટલો તફાવત સમજે, પણ કુદરતની નજરમાં તેઓ બંને સરખાં છે. જે માણુશ કરેછે તેમાં જાહાડનું કાંમ છે, જે જાહાડ કરેછે તે માણસને કાંમનુંછે. બંને એકેકના આધાર ઉપર છે. તારે ઓ માનવી, તારી આટલીબધી મગરૂરી ને દોરદમામ તું શાપર કરેછે !

---

## પરચુટણ બાબતો.

જેમ એક ઝાડ પોતાનો છાપો લાકડાં કાપનારથીબી છુપાવતો નથી તેમ આપણો દુશમન જો આપણા ઘરમાં આવે તો તેનીબી પરોણાગત એકસરખી રીતે કરવી આપણુને સજાવાર છે. ક.

---

**ડાહુયાને શીખામણ**—જો કોઇબી શખ્સ તમારા વીચારને મલતો આવતો ન હોય તો તેનું ભેજુ કાઢવાનો વીચાર તમારા મગજમાં લાવશો ના. એનાં કરતાં જો તમો તમારાં ભેજાંને મારશો તો વધારે સારૂં કેહેવાશે કારણ કે આજથી દસ વરસ આગલ તમો પણ તેવાજ હતા. ક.

---

ટરક લોકો પોતાના વાવટા ઉપર ચંદરની જે નીશાણુ રાખેછે તેનું મુળ એછે કે જારે મેશીડોનનો ફીલીપ, બાઇજેનશીઅમના કીલલાની દેવાલ ઉપરથી રાતના પોતાનુ લશકર શેહેરમાં દાખલ કરતો હતો તારે ચંદરે પોતાનો ઉજાશ તે બાજુના કીલલા ઉપર નાખ્યો તેથી બાઇઝનશીઅમના લોકોને દુશમનની મતલબ માલમ પડી આવી અને તેઓને મારીને હટાવીયા. તારબાદ તેઓ ઉગતા ચંદરને પોતાના વાવટા ઉપર પોતાની નીશાની દાખલ વાપરવા લાગા. જારે ટરકોએ બાઇઝેનશીઅમ લીધું તારે ચંદરની નીશાન આખા ગામમાં દેખાવામાં આવી તેથી એમાં કાંઇ જાદુઈ હશે એવું ધારી સઘલા મુસલમાનોએ તે રીત પોતામાં આમેજ કીધી. ક.

---

**દુશમનનો દોસત**—એક ફીલશુફે એક શખ્સને શોક કરતો તથા રડતો ઉભેલો દીઠો તેથી તેને પુછીયું કે "તું શા સારૂં રડેછે ?" તેણે જવાબ દીધો કે "જે ધણીને મેં જીવતાં કધી શુખ આપીયું નથી તથા એક પીયારની નજરે જોયો નહી; પણ જેની ખુબી મને હમણા માલમ પડેછે તેને સારૂં હું રડુછું." "અગરજો તે તુને હમણા પાછો આવી મલેતો તું શું કરશે ?" પેલો શોક કરનાર બોલીયો કે "અગરજો તે આવી મને હમણા એક કોટી કરેતો એક પણ માઠો શખુન હું તેને કેહેવશ નહી પણ દરએક તક લઇ મારો પીયાર તેને દેખાડશ." ફીલસુફ બોલીયોઃ—"તારે તો ફોકટમાં વખત ના ગુમાવ, પણ જઇને તારા જે દુશમનો હઇયાતછે તેમને સુખી કરવાની કોશેશ કર કારણ કે તેઓબી એક વખત મરણ પાંમનારછે." ક.

---

**સભા જીતનારો શેઠીઓ**—થોડાએક વરસની વાત ઉપર આ શેહેરના એક તાલેવંન ગરહસથના દીકરાએ એક બીજા ગરહસથના દીકરા સાથ સરત બકી કે હું મારામારી નહી કરૂં, કોઇનું કાંઇ ચોરૂ નહી અથવા કોઇબી ગુનો કરૂ નહી તે છતાં અયાંની પોલીસ આજ રાતના મને પકડી લઈ જશે. આવા તેના બોલવા ઉપરથી સરત નકી થઈ. પેલો છોકરો પોતાને ઘર ગયો, પોતાના એશકી કપડાં કાઢી નાખીયાં અને એક બબરચીના જેવાં મેલાં કપડાં પેહેરીયાં અને ઓટીમાં કેટલાએક હજારની નોટો તથા સુના રૂપાના દાગીના મારીયા અને બાહેર નીકલીયો. ચાલતાં ચાલતાં ભાંએખલાના એક હોટલમાં ગયો અને તાંહાં જઇ એક ગલાસ બરાનડી માગીયો. હોટલમાં આવા દેખાવનું માણસ કદાચજ આવેછે. તાંહાંના માણસોએ તેની કાંઇ દરકાર કીધી નહી પણ જારે નોટનું બંડલ કાઢીયું તારે તેઓ સમજીઆ કે બીલું સજર છે તેથી તરત તેના હોકમને તાબે થયા પણ તેમ કરતાં પોતાના શેઠને તે વીશે જાણીતો કીધો. શેઠે હોકમ આપીયો કે એ જે માગે તે એને આપો પણ તે સાથ પોતાના એક માણસને કોનશટેબલને બોલાવવા મોકલીયો, તે આયો કે તેના હાથમાં પેલા છોકરાને સોપવામાં આવીયો જેણે તેના ઝાડા લીધા તો કેટલાંએક નોટો તથા દાગીના નીકલીયા તેથી તે કોઇ ચોર હશે એવું જાણી તેને ચોકીમાં લઈ ગયા જાંહાં તેને રાતના રાખીયો. સહુવાર પડતાં તેને સઘલી વાત જાહેર કીધી તથા તે કોણછે તે જણાવીયું તેથી તેને છોડી મુકીયો અને પેલી સરત જીતીયો. ક.

---

**નાહાના પુછપરછ કરનાર બચાં**—જેયારે એક નાહાનું બચ્ચું એક "હસવાજોગ સવાલ" પુછે તેયારે તેને કદીબી હસી કાડતાના. તે સવાલ તે બચાંને મનથી હસવાજોગ નહીં હોય. અગર જો એક બચુ પોચાં મનવાલું ઇયાને જલદી મનમાં લાગી જાય એવું હોયતો આ વખતે મજાક અને હસવાનો એકજ દાખલો તેની પોતાની મેલે સીખવાની હોંસને કદાચ હમેસ સુધી ઠંડી કરી નાખે. કંઈ ચીનતા નહી, પછી ગમે તેવો નજીવો એક બચયાંનો સવાલ દેખાતો હોય તોબી તેને ચોખ્ખો અને મયાલુ જવાબ મલવાને હક છે. સો. જ. રી.

---

**ચોર પકડવાની એક કલા**—પારીસ સેહરની એક નાટકશાલાની પીટમાંથી એક શખશનું ઘડીયાલ ચોરાયું; તેણે મોટે સાદે સઘલા સાંભળે તેમ એક દોસતને સંભલાવયું કે "હમણાજ નવ વાગાછે; થોડી મીનીટમાં માહરૂં ઘડીયાલ વાગસે; તેનો અવાજ મોટોછે, અને તે અવાજની મદદથી તમારી ખાતરી થશે." જેણે આ ઘડીયાલ ચોરીયું હતું તેણે એ વાતથી ઘભરાઇને તે જગાથી છટકી જવાની વેતરણ કીધી, પણ તેના ઘભરાટે તેને સપડાવી દીધો.

સો૦ જ૦ રી૦

---

**દગો કોઈનો સગો નથી**—એક પારસી બબરચી જેને લખતાં વાંચતાં આવડતું ન હતું તે હાથમાં એક કાગજ લેઇને થોડાક માસની વાત ઉપર પવનચકી આગલ ફરયા કરતો હતો, અને જે કોઇ જાય તેને તે કાગજ દેખાડી પુછતો હતો કે આ સરનામા ઉપર લખેલા ધણી તમોછો ? એક પારસી ભપકામાંજ તે રસતેથી પસાર થતો હતો તેને પેલા બબરચીએ કાગજ વંચાવયાથી તેણે તેને દમમાંજ કહયું કે—"બેવકુફ, આટલોવાર થયો કાંહાં ફરયા

કરતો હતો ? લાવ, એ કાગજ તો મારૂંજછે.—" "ઠીકછે, સાહેબ, તમારૂંછે તો તમે લેઓ, પણ મારી મજુરીના પઇસા મને આપો."—"શું તારી મજુરી છે, બોલ."—"ફકત રૂ૩) સાહેબ"—"લે, લે, ને જા, હંઇથી જા." આટલીબધી ધમક કરવાનું, તથા રૂ૩) એકદમ કાઢી આપવાનું કારણ એ હતું કે કાગજનાં સરનામાંને મથાલે "ઉતાવલનું છે—અંદર જોખમ છે, તુરત પુગે" એવા શબદો લખેલા હતા, તેથી જોકે કાગજ પોતાને નામનું નહી હતું તોપણ પેલા પારસીએ રૂ૩) આપીને વધારે મેલવવાની લાલચે તે ઉખેડયું. અંદરથી તેને કેટલા રૂપીયા મલયા તેતો વાંચનારેજ ચેતી જવું ; કેમકે ગાલ અને મશકેરીના સરોપાવ સીવાય બીજો "જોખમ" કાગજમાં કાંઇજ હતો નહી. પેલા પારસીએ બબરચીને શોધયો, પણ તેતો રૂ૩) ગજવામાં મેલીને તાંહથી સેંકડો કદમ આપી ગયો હતો !

**મગજથી ગયલા**—મીનલકાસ નામના એક ઉમરાને માટે કેહછે કે તે પોતાનાં મગજથી એટલો તો બેખબર હતો કે, એક દીને જારે તે એક ચોપડી વાંચતો હતો તેવામાં આક રડીએ તેની નાની બુચીને રમાડવા માટે તેના હાથમાં આપી. ઉમરા બુચીને રમાડતો હતો તેવામાં તેનો એક મીતર ઘણીજ અગતની બાબત ઉપર વાત કરવા માટે તેને મલવા આવયો. આ ઉપરથી મીનલકાસે પોતાના હાથમાંની બુચીને બુચી નહી પણ ચોપડી જાણીને ટેબલ ઉપર ફેંકી અને મીતરને મલવા ગયો !

ફરાંસનો લા ફોનટેન નામે લખનારખી એવોજ મગજથી ગયલો હતો. તેનો એક મીતર મરણ પાંમયો, અને તેની પાયદસતે તે ગયો. થોડાક દીવસ પછે તે આ મીતરને મલવા ગયો. નોકરે કહયું કે તારો મીતરતો ફલાણે દીવસે મરણ પામયોછે. લા ફોનટેન અજબ થયો કે તે બાબે તેને કોઇએ ખબરખી નહી કીધી. પણ પાછલથી તેને યાદ આવી, અને તે બોલયો; હા, હા, હું તેની લાશને દફનાવાની વખતે હાજર હતો ખરો !

## રમુજે ફુરસત.

૧. એવી કઇ ચીજછે, જે વગર પગે ચાલેછે, વગર બોલવે ચેતવણી આપેછે, વગર વાતચીત કરવે બોલેછે, વગર જોખમે ટેટો ભમેછે, વગર ખરીદવે અથવા વગર વેચવે નફો મેલવેછે, વગર સરમાવવે પોતાના બે હાથની પછવાડે પોતાના ચેહેરાને સંતાડેછે ?

સો૦ જ૦ રીડર.

૨. સવાલો.

૧ આપણી લેજીસલેટીવ કાઉનસીલના મેમબરો બકરા જેવા કારે હતા ?

૨ એ કાઉનસીલના મેંમબરો દીવાલીઆ જેવા કારે થાયછે ?

૩ એ કાઉનસીલના મેમબરો કલાંટ બાયડી જેવા કારે થશે.

૪ પણ હવે એ કાઉનસીલને ખરાબાની ધાસતી કાંએ નથી વારૂં ? .

### ખોલાસો ગઇ વેલાનો.

૧. કીટલી.

૨. ગ અખબાર.

૩. ઊલટાવેલાં નામો.
- પરેસીડનસી બેંક.
- મરકનટાઇલ બેંક.
- ઇસટ ઇંડીઆ બેંક.
- કમરશીઅલ બેંક.
- આગરા બેંક.
- રાએલ બેંક.
- સેંટરલ બેંક.
- સીટી બેંક.
- મુંબઇ બેંક.

૪. સવાલો.

૧ જારે તે ઇજારો વેચેછે તારે.

૨ કાંએ કે બેઉ પોલીસવાલા છે.

૩ એક પોલીસનુ કામ કરેછે, બીજો માલીસનુ કરેછે.

૪ નબુખાન—તેના નામમાંજ ખાંન છે.

## માણશની હાલતની હધીરાઇ.

("ફરેદુન" ના નાટક ઊપરથી.)

### લાવણી—કલેઆણની.

("મેરે પીઉકા નવરંગ બાગ ચલી મેં દેખણકુ"—એ રાહ.)

સુનો સજન તમ હમ સુખે વાત, આ જીંદગીની જંજાલની,
જીંદગીની કાંહાંની છે દોર જમાનાનાં, દીન દીન મંજલની,
દીવસ દીવસ સંધા જાય સરખા, આખેર તક અજલની,
લાંખી ને ટુકી જોત જીવતરની, મીસલે છે એક પલની.

જુ લ .

પેટની છે કરવી વેઠ, ભાઇઓ, આ પેટની છે કરવી વેઠ,
પેટની છે કરવી વેઠ, જરણથી મરણ તલકની ઠેઠ,
મરણ તલકની ઠેઠ, ફાંની હાજતો હવસોની હેઠ,
હાજતો હવસોની હેઠ, ગણી ગોલામ સરખા શેઠ,
જીંદગીરે એક આંગલની, હાંરે જીંદગીતો એક આંગલની.
લાંખી ને ટુકી૦ સુનો સજન૦

કાલે જીવીઆ તેમ આજે જીવીએ, ને જીવવું આવતી કાલ,
ઉઠતાં ફીકર તેમ સુતાં ફીકર, કેમ ભરવું આ પેટ પાતાલ,
કાલ જો સુખ તો આજ પાંમી દુખ, ને ખંગ વલીઓ કંગાલ,
ભુતકાલ ભુલયો ભવીશ ભરમનું, શું એ આદમીએત હાલ ?

જુ લ .

શું જીવવું પરમાન, ભાઇઓ, શું જીવવું પરમાન ?
શું જીવવું પરમાન, સાપર દોર ધાંધલ ને માન ?
દોર ધાંધલ ને માન, કોણું શું નીભયું નીદયાન ?
શું નીભયું નીદયાન, શીવા ભરવા પેટ મેહોઝાન.
જીંદગી નહી એક તલની, હાંરે જીંદગી નહી એક તલની.
લાંખી ને ટુકી૦ સુનો સજન૦

મુંબઇ, દફતર આશકારા પરેસમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ:—બેહેરામજી હોરમજજી સ્ટ્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

સતક ૧૮ મું. સપટેમબર ૧૮૭૪ આંક ૯ મો.

## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

---

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

---

### બાબ ૨૯.

જેહાનસુઝ— ૦ ૦ ૦ ૦ ૦ ૦

તમામ એ કસમ લઈ હું આપુછું કોળ,
કાફર ઠરું, અગર ફેરવું આ બોલ.
કે આજથી હું તારો ને તું મારી નેક,
દેલબર, માશુક યા ઓરત એકની એક."

જેહાંનબખ્શ અને ગુલરૂખસાર.

મનીજેહ— ૦ ૦ ૦ ઉઠાવયો તુંએજ આતશનો સેલો,
પેહલો પયાર તું પર, ને તું પર છેલો.
ગુનેહગારીએ પડી માગુંછું તું પાસ,
કબુલ રાખ મુને બર લાવી મારી આશ."

બેજન અને મનીજેહ.

આવખતે આ છોકરી તે ફરંગીનજ હતી. પોતાના વાહલા ફરામરોજને મળવાની ઉમેદથી તેણી હંઇ આવી હતી; ફરામરોજને બદલે ગુરગીનને તેણીએ જોયો, અને તે જ માટે પોતાની દેલગીરી દેખાડતાં એક ખુની ફટકાથી બે ભાન થઈ તેણી નીચે પડી.

પણ હંઇઆં તેણીને કોણ લાવયું, અને શા માટે લાવયું હતું તે જાણવું જોઇએ.

વાંચનારી બાનુઓને યાદ હશે કે સોદાગર નરીમાનના મકાનમાંથી ફરામરોજના નીકળી જવા પછે બીજે દીને ગુલનાર નામ ધરાવનારી બાનુ મેહરીનની દીકરીબી જતી રહી હતી. મેહરીનને એકુ પણ ફરજંદ હતુંજ નહી, અને ગુલનાર કાંઇ મેહરીનની બેટી હતી નહી. પણ ફરંગીજ પોતાના બાપના નાલાયક સખુનો સાંભળવા પછે જંગલમા બાવાજરનના ઝુંપડાં આગળ આવી પડી, તાંહાંથી તેણીનો નરીમાન સાથ મેલાપ થયો હતો, અને તે બુઢો સોદાગર તેણીને પોતાને ઘેર પોતાની બેટી દાખલ લઈ ગયો હતો. એ કારણથી તેણીનું નામ પણ બદલવું જોઇએ માટે ફરંગીજને બદલે ગુલનાર નામ નરીમાને તેણીનું રાખયું હતું, એ સઘળું વાંચનારી બાનુઓએ જાણી લીધું હશે.

તેમજ વલી ફરામરોજ જેટલા દીવસ માંદગીમા નરીમાનના મકાન મધે રહયો તેટલી મુદત સુધી જે દેલબરીથી ગુલનારે તેની માફેજત કીધી હતી તે, તથા જે મોહબતના હોંફરાઓ તેણીના દેલમા પજરયા કરતા હતા, અને તેની નહી સાજી થાય એવી હાલત ઉપરથી પોતાની સુંદર ચશમથી મોતાના દાણા જેવાં આંસુ તેણી ખેરવતી હતી તે, તથા હકીમ જામાસ્પે નરીમાનને ગુલનારનો બાપ જાણીને જે ચેતવણી ફરામરોજ અને ગુલનાર વચેના પયાર બાબે મશકેરીમા આપી હતી તે સઘળું જોતાંજ, અમારી ચાલાક બાનુઓ પાંમી ગઈ હશે કે આ ગુલનાર કોઇજ નહી પણ ફરંગીજ પોતેજછે.

હવે ફરંગીજ ફરામરોજ પુઠે જવા બાદ ઘણે ઠેકાણે ભટકી, પણ આ જવાન આશકનો પતો કેહેંબી મેળવી શકી નહી તેથી નીરાશ થઇને નરીમાનના મકાનમા પાછી આવી હતી.

જે દીવસે શાહજાદાની બેઇજતી થઇ, અને શાહબાનુ તથા ફરંગ બંધે દુખી થયાં તેની બે તરણ દીવસ પછે ગુલનાર—અથવા હવે ફરંગીજના નામથી તેણીને આપણ ઓળખીશુંતો કાંઇ અડચણ નથી—બાનુ મેહરીન સાથે નદી કાંનારે ફરવા ગઈ હતી. ફરતાં ફરતાં તેઓએ તરેહવાર લોકો અને તરેહવાર ચીજો જોયાં હતાં, અને તેમજ તરેહવાર વાતો સાંભળી હતી. તે દીવસે જાણે કોઈ મોટો મેલો હોય તેમ પુશકલ લોકો ફરવા આવયું હતું. સાંજ પડી ચુકી હતી તેથી ફરંગીજે હવે ઘર તરફ વળવાની ખાહેશ જણાવી; પણ એક શખ્સ એક પીંજરાંની અંદર કોઈ રાની મરઘો દેખાડવા લાવયો હતો જેને તરણ પગ અને બે મોટાં હતાં, તેથી આ નવાઇ જોવા માટે મેહરીને ફરંગીજને અરજ કીધી, પણ તે વાત તેણીએ ના પાડી અને મેહરીનને તાંહાંજ રેહવા દઇને તેણીએ ઘર તરફનો રસતો લીધો.

રસતો એક જાહેર બાગમા થઇને જવાનો હતો, જેમા લોકો બેસતાં, ફરતાં, અને આસાયશ લેતાં હતાં. ફરંગીજની મતલબથી એકુ બેંકડ ઉપર થોડોવાર સુધી બેસીને મેહરીનના આવવાની રાહ જોવાની થઇ ખરી, પણ તેજ ઘડીએ એક ગટાદાર ઝાડ નીચે એક જવાન અબલાને બેસીને રડ

તાં તેણીએ સાંભળી. ફરંગીજ પેલાં આડની તરફ ગઈ જાંહાં પેલી અબલા પોતાનું માથું ખોલામા દાબી ડુસકે ડુસકે રડતી હતી. થોહોકવાર સુધી સાંભળયા પછે ફરંગીજને તે અબળાનો આવાજ ઓળખાયો, અને તેથી વધારે ખાતરી કરવા તેણીએ ફરીથી સાંભળયું.

"ખચીત, એતો તેજછે," ફરંગીજ મન સાથ બોલવા લાગી; "તેજ, તેજ—એતો મારી સુંદર ફરંગ, મારી બેહનજછે."

અને એટલું બોલીને તેણી ફરંગની નજદીક ગઈ, અને ધીમેથી તેણીનાં નાજુક માથાં ઉપર હાથ મેલી બીજે હાથે તેણીને પોતાની બગલમાં લીધી. આ પરમાંણે થતાં પેલી અબલાએ આંજુથી લાલ ચોલ કરી નાંખેલી પોતાંની ચશમના ડોલા ફરંગીજ તરફ ઉંચકયા, જે પરથી તેણી ફરંગજછે એવું નકી થયું.

"આહ, ફરંગીજ, મારી ફરંગીજ, તું કાંહથી આવી હંઈયાં ? અરે તેંતો મારી શરમ જોઈ લીધી. અફસોસ, હું શું કરૂં, મેં મારી ફજેતી તને દેખાડી, ફરંગીજ, હાથે કરીને દેખાડી. શું નહી, બેહન મારી ? આહા, મને માફ કર ફરંગીજ, મને માફ કર."

અને એટલું બોલતાંજ દુખી ફરંગે રડી દીધું.

"પણ તું શા માટે એટલી કગલાયછે, મારી દીકરી ?" ફરંગીજે તેણીને દેલાસો દેવાનું શરૂ કીધું. શા માટે રડેછે, બા ? ના રડ, ના રડ, દીકરી ડાહીં. તારાં માતાજી કાંહછે, ફરંગ ? કદાચ મને તારી સાથે જોશેતો વલી તેવણ દેલગીર થશે જો."

"નહી, નહી, પયારી મારી બેહન, નહી, નહી, તેવણ હંઈ નથી, તેવણ મારી સાથે નથી."

"શું તારે તું એખલીજ આવીછે કે ? અને આ મુજબ એખલી આંખપાણી કરવા કે ? જા બા, એ મને નહી ગમે, તું રડયા કરે તે સારૂં નહી, પણ ફરંગ, મને કેહની તું શા માટે રડેછે ? માતાજી સાથે કાંઇ બની ગયુંછે, યા પેદરે કાંઇ ઠપકો આપયોછે ? દુર, અને દુર હોજો એવું ફકત બોલવુંબી,'એક અશરાફ અને નીરદોશ પેદર—ઓઠા ઓલાદ જેવા પેદર—ને વાસતે ! હું જાંણુંછ કે તેણે કોઈને દુખ દીધું નથી, માટે તે પોતાની દીકરીનેબી દુખી ન હોજ કરે. પણ તારે તું રડેછે શા માટે ?"

"ફરંગીજ, ફરંગીજ, તું મને ના પુછ. અરે તું તારી મેહરબાંનીથી મને વધારે રડાવેછે, વધારે દુખી કરેછે, અરે મારી નાંખેછે ! ફરંગીજ, જારે તારી માતા ઉપર તારા પેદરે જોલમ ગુજારયો તારે શું મેં તારી ખબર લીધી હતી ? અથવા જારે તારી પોતાની ઉપર તે વેહમાયલા ગુરગીને જાસતી ચલાવી તારે મેં તારી ભેટ લેઈ તને દેલાસો આપયો હતો ? નહી, કદી નહી; તારે શા માટે તું મને મનાવા આવીછે ? જા, તારે રસતે જા, અને હું દુખીને મારી કરણીનાં ફલ હંઈજ જોવા દે. કોઇ મને નહીં દેલાસો દેશે તે સઉથી સારૂંછે, કેમકે જેણે બીજાને મદદ નહી આપી, તેણે બીજાની મદદ શા માટે ચાહવી યા મેલવવી જોઈયે ? જા, ફરંગીજ, મારી વાહલી બેહન, જા—પણ રાખ. કેવી બુરી અકલની હું છું ? તુંને હું જા કહુંછું, પણ તું કાંહ જશે ? કાંહ તારૂં ઘેર, કોણ તારો મદદગાર, કોણ તારાં માત પીતા ? અફસોસ, ફરંગીજ મારા કરતાં તારી હાલત ખરાબછે."

આ સખુનો બોલીને લાડકી ફરંગ ફરંગીજને ગલે વલગી પડી, અને આ બંધે જવાન નાજનીનોની આંખમાં આંસુ આવયાં.

"ફરંગીજની પયારી ફરંગ, ફરંગીજ માટે તું ફેકર ના કર. ફરંગીજનું ઘેરછે, અને તે આ દુનયા અથવા નહીતો આકાશછે. ફરંગીજનો મદદગાર અને પેદરબીછે અને તે તારો, મારો અને તમાંમ જગતનો સાહેબછે. મારે માટે ફેકર ના કર, ફરંગ; પણ હવે તારી હાલતનું વરણ ન મને જણાવ. હું જો મારેથી બનશેતો તારી સેવા કરીશ. હું જાણુંછ કે તને એક તાજું દુખતો તારા વાહલા શાહજાદાના ફરીથી કેદ પડવા વીશેનુંછે."

"અરે બાલ તેનું નામ, ફરંગીજ; તે મુજીનું મોહુતો જોવાનું રહયું, પણ તેનું નામ સાંભલવાબી મને ગમતું નથી. હું કબુલ કરૂંછ કે તેને મેં મારો જાન અને મારી જેહાન બંધે આપયાં હતાં, પણ તે લેવાને લાયક તે નથી. નથી, નથી, નથીજ. હું ભુલમાં હતી, હું વેહમ પલી હતી, હું નાદાન હતી. હવે હું સમજીછું, અને તેથ બચીછું. મને બચાવનાર તારા જેવીજ એક ભલાં દેલની અબલા હતી. જેણે મારે માટે જાલ નાંખી હતી અને જેની જાલમાં હું ફસી જનાર હતી તેતો પરણેલોછે, મોહબત તેણે કીધેલીછે, લગનનું સુખ તેણે જોયલુંછે. અફસોસ, હું ઠગાઈ, ફરંગીજં સજર ઠગાઇ !"

"અને શું એજ તારી દેલગારીનું કારણછે, મારી ફરંગ ?" ફરંગીજે પુછયું.

"બેહતર કે એજ હતે ! પણ જેણે મને ઠગી તેણે મને વેચીછે. જેણે મારે માટે ફાંદો નાંખેલો તેણે મને પોતેતો પકડી નહી, પણ જે બીજા ધણીએ પકડવાને અનીતના ઉપાય કીધેલા તેના ફાંસામાંબી જવા દેતાં અટકાવી. ફરંગીજ, મારી કાહાણીનું વરણન કોણ સાંભલશે ! ફરંગીજ, એક જુલમી માતાએ મારા બેરાદરને દેશ નીકાલ કીધોછે; એક પયારા પેદરને દુખી કીધોછે; એક ખરા આશકને દુર કાંધોછે. ફરંગીજ, જે દ વસથી ફરામરોજ અમારા મકાનથી ગયો તારથી મેં સુખ નામે ભોગવયું નથી, જોયું નથી, સાંભલયું નથી. પેદર મારાને મેં તારથી હસતાં જોયો નથી; ઘેરમાંબી તે બે દાહડા થયાજ આવયોછે; તંદોરસતીમાંબી તે હમણાજ આવ્યોછે. ફરંગીજ, અને સરવેથી વધારે એકે, એજ મારી જલમી માદરે મારૂં સુખ જોવા જતાં આયનદેહ મને એ ખાડો કે જે તમામ દુખથી ભરેલોછે તેમાં નાંખીછે. તુ નથી જાણતી, મારી વાહલી બેહન, કે ફીરોજે કેટલા કાલાવાલા, કેટલી કબુલાતો, અને કેટલી ભરભલામણોથી પોતાની માંગણી દીધી હતી; પણ તે સરવેને આ ચલકતા પણ તરકટા શાહજાદાને ખાતર—તેની દોલતને માટેના મારી માદરના લોભને ખાતર—મેં તુછકારી કાઢયું: અને જો ફરંગીજ, કે તેનું ફલ હું શું જોઉંછું ! ફીરોજ, મારો પયારો, વહાલો, વફાદાર ફીરોજ, પોતાની ધીરજથી, પોતાની વફાદારીથી, પોતાની હીમતથી એક ઉમરાજાદીને જીતયોછે. એ શું મારાં પાપને માટે શીક્ષા નથી ?"

સુંદર ફરંગ એકવાર ફરીથી રડી પડી. કાંએકે તેણીના દેલમાં એક બીજું દેલ ધપકતું હતું, તેણીના જાન સાથ એક બીજો જાન વલગેલો હતો, તેણીની ચશમમાં એક બીજી ચશમ ચમકતી હતી. કાંએકે તેણીનું દેલ તેણીનું પોતાનું હતું નહી, તેણીના જાન ઉપર તેણીનો ઈલાખો હતો નહી, તેણીનાં ચશમોને ફકત એક બીજ સોવાય બીજી જોવાની ખાહેશ હતી નહી. કાંએકે તેણીના દેલને કરાર હતો નહી, તેણીના જાનને આસાયશ હતી નહી, તેણીની ચશમોને ચેન હતું નહી.

“શું તું ખરાજ પયારથી ફીરોજને ચાહેછે, ફરંગ !” તેણીની બેહને પુછયું.

“મારો ખોદા જાણેછે કે મારો પયાર એ જવાન આશક તરફ આગલ કેટલો હતો અને હમણા કેટલોછે. ફરંગીજ, ખાતરીથી માનજે કે ફીરોજની માગણી મેં ધીકારી હતી તે ફકત તે માંગણીઓ ઉપર રૂપાનું કવર હતું તેથીજ; કારણ કે શાહજાદાના સોનાં આગલ મેં રૂપાંનો કીમત ઓછી જાણી. પણ હવેજ મને માલુમ પડયું કે તે સોનું તો ફકત કથીલપર ચઢાવેલો ઘોર હતો. તેતો ફકત મટોડું હતું, જે ફીરોજનાં રૂપાં કરતાં ઘણુંજ ઉતરતું હતું. આમ મેં હમણાજ જાણયું; અને તે માટેજ મને હવે પસતાવો લાગેછે.”

“પણ તારે શું ફીરોજે કોઈ નાર સાથ નેકાહ કીધેલા તને માલુમછે કે ?”

“તું આવી તેની સેહજ વખત આગલ હંઈઆં એક ઓમરાની ગાડી આવી ઉભી. ઘોડા ઉભા રહયા, અને અંદરથી ઉમરા અને તેની જવાન બેટીએ બાહેર ડોકાં કાઢયાં. ઘોડાવાલાએ ગાડીનું બારણું ઉઘાડવા માટે લગામને સલીયા સાથે વીંટાલી. એજ વખતે નજદીકીમાં એક જબરો આવાજ થયો. ઘોડાઓ ચોંકયા, અને ઉમરા તથા તેની બેટીને ગાડીમાં લેઈને તેઓ જીવ લેઈને નાઠા. આસપાસ સઘલી ગડબડ અને હોહા થઈ રહી. સરવે કોઈ આ બનાવનું પરીણામ વીચારી દેલગીર થવા લાગા. એ સરવેમાં એવું કોઈ નહી હતું કે જે બાહદુરીથી ગાડીની આગલ નીકલી જઈ ઘોડાઓને પકડી દોડતા અટકાવે, અને પેલાં બાપ દીકરીના જાન બચાવે. પણ અમારો અટકલ ખોટી પડી, અને સરવેએ હરખના પોકાર કરી તે બારે ખોદાયના શોકર કીધાઃ કેમકે એક સાદો જવાન શખસ એક ઝાડતલેથી નીકલી આવયો, અને પોતા વીશે દરકાર ન કરતાં ગાડીની આગલ નીકલી જઈ, ઘોડાઓને નાથમાંથી પકડયા. એ જબરદસત ઘોડાઓના ગુસે થયલા અથવા ભડકેલા મીજાજને થંડો પાડવો એ એક માણસનું કામ નથી. એ કામ એક માણસથી બનેજ નહી. પણ તે છતાં આ સાદા જવાને તે બજાવયું. ઘોડાઓ ઉભા રહયા. નોકરો અને ઘોડાવાલો આવી લાગા. બાપ અને દીકરી બંને બચયાં; અને આસપાસનાઓના ખુશીના પોકાર વચે પેલા જવાનની મદદથી નીચે ઉતરયાં. તેઓની સાથે પેલો જવાન ઉભો હતો. તેઓ આ રસતેથી હમણાજ પસાર થયાં, અને પેલો ઉમરા તે જવાન તરફ ફરીને બોલયો કે “ભલા જવાન, આ તારી બાહદુરીનો બદલો તને મલયા વીના રેહશે નહી.” એ વચન મેં મારે કાને સાંભલયા, અને હું દુખી થઈ; કારણ કે તે જવાનને મેં જોયો, અને તે કોઈજ નહી પણ મારો, મારો—નહી, નહી, એક વખત મને ચાહનારો ફીરોજ હતો ! ફરંગીજ, ફીરોજની આટલી ફતેહ જોઈને મને લાગું કે તે તો પેલા ઉમરાની બેટી સાથે પરણશે, અને હું રખડી મરશ !”

“અને શું તું ધારેછ કે પેલા ઉમરાએ ફીરોજના ઉપકારનો બદલો આપવા કહયો તે પોતાની બેટી સાથ તેનાં લગનજછે ?”

“હા એમજ, કારણ કે ફીરોજને દોલતનો લોભ નથી. તે ગરીબ રેહશે, પણ પારકો પઈસો લેશે નહી. ફીરોજને વલી મોટાઈ અને દમામનોબી શોખ નથી. તે સાદો ફરશે પણ ભપકાદાર પોશાકથી પોતાના જોડીયાઓને બીહીવાડશે નહી. પણ———”

“તારે શું સુંદર ફરંગ, તમો આમ કેહવા માંગોછો કે તમારા કેહવા મુજબનો ગરીબ અને સારો ફીરોજ એક ઉમરાની દોલત અને મોટાઈને ધીકારી પોતે જે એક ફરજ બજાવી તેના બદલા તરીકે તેજ ઉમરાની બેટીને પોતાની ઓરત દાખલ કબુલ કરશે ?”

જે ઝાડ નીચે ફરંગીજ અને ફરંગ એકેકની ગરદન ઉપર હાથ નાંખીને વાત કરતાં હતાં તેની પછાડીથી એક શખસે બાહેર નીકલી આવીને ઉપર મુજબ એકદમ કહયું, જે ઉપરથી આ બંને નાજનીનો પેહલાં લગાર ઘબરાઈ. તો પણ ફરંગે તે શખસનો આવાજ પીછાંણયો, અને ફરંગીજે તેની બોલવાની ટપ પીછાણી, અને બંનેએ એકજ વખતે સાર કાઢયો કે આ ધણી કોઈજ નહી પણ જવાન ફીરોજજછે.

“બાનુ ફરંગ, જો મારા એકાએક આવવાથી તમોને અપમાન થયું હોયતો હું માફ માંગુંછું. પણ હંઈ આવવાનું અને બાહાણું એ છે કે બાનુ ફરંગીજને માટે મેહરીન સોદાગરજાદી પેલી બોરડુએ ખેલ કરેછે તે બાબે એ નાજનીનને હું ચેતવણી આપુંછું. અને વલી બીજું એ કે જે વીચાર તમો ફીરોજને માટે ધરાવોછો તે તદન ભુલ ભરેલાછે; કારણકે બાનુ ફરંગ સેવાય બીજી કોઈ પણ નાજનીનને મારી ઓરત બનાવવાનો મેં મુદલ ખેયાલ કીધોજ નથી. હું જીવશ, અને હું મરશ ફરંગના વીચારમાં અને ફરંગની નજદીકમાં, એજ મારો ઠરાવછે, જો વધારે ખાતરી તમો બાનુ માંગતાં હોવતો, જુઓ, હું મારાં ગુઠણપર પડી તમારી માફી ચાહુંછું, અને મારી મોહબત એકવાર ફરીથી જણાઉંછું.”

આમ બોલીને ફરંગની નજદીક ફીરોજ ગુઠણમંડીયે પડયો, અને જમીનને બોસો દીધો. એજ વખતે ફરંગ પોતાની તમામ દેલગીરી અને ગમખારી ભુલી ગઈ, અને શાહજાદા જેવા કાચા કંચન કરતાં ફીરોજ જેવા સાચા સોનાને પસંદ કરવું સો દરજજે સરસછે એવું વીચારીને તેની નજદીક ગઈ, અને પોતાને બંને હાથે તેને ઉઠાડી, પોતાની દેલદારી અને મોહબત ઘણાજ મીઠા સખુનમાં જણાવી.

“ફીરોજ, તમે મારેથી ઘણું ખમયુંછે. ખોદા મને માફ કરે. આજ મારા હાથ સાથે મારો પયાર, અને તે પયાર સાથે મારો જાન હું તમોને આપુંછું. ફીરોજ, આજથી હું તમારી આશુક અને તમો કહો તે દીવસથી હું તમારી ઓરત—વફાદાર ઓરત—છું.”

ફીરોજનો દીખો ભરાઇ આવયો અને ફરંગથીબી વધારે બોલાયું નહી. બંધેતાં દેલમાં એકજ વખતે એકજ અસર થઈ, અને તેથી તેઓ એકેકને ભેટી પડયાં, એકેકને મીઠાં મોહબતના બોસા લીધા, અને છેલે એકેકની વીટી લેઇ લીધી. આ સઘલો બનાવ એક પલવારમાં બની ગયો, અને તે સઘલો ફરંગીજે ઠંડે દેલે જોયો.

આ આશક માશુકો તરફથી તેણીએ પોતાનું મોઢું ફેરવયું, અને ફરામરોજને દેલમાં યાદ કરી આ મુજબ બોલીઃ—"ફરામરોજ, મારા વાહલા, કોપે દાહડે આપણેબી એજ મીસાલે મલશું !"

એજ વખતે એક શખસ તેણીની પછાડી ઉભો હતો. તે બાહેર આવયો અને

"બાનુ, સોદાગર મીલાદના બેટા ફરામરોજને મલવા ના હોવતો મારી પુઠે ચાલો," એમ બોલી આગલ ચાલવા લાગો. ફરંગીજનાં દેલમાં એકદમ મોહબતે જોસો કીધો, અને આ શખસ તેણીને કાંહ લેઇ જાયછે, કોણની આગલ લેઈ જાયછે, શા માટે લઈ જાયછે, તે તેહકીક કરયા વગર તેણીએ તેની પુઠે ચાલવા માંડયું.

રાત અંધારી હતી, તોપણ ફરંગીજે આનાકાની કીધી નહી. ફરંગ ફરંગને ઠેકાંણે, ફીરોજ ફીરોજને ઠેકાંણે, મેહરીન મેહરીનને ઠેકાંણે ! તેઓની શું દરકારછે, જાંહ તેણીનો ફરામરોજ તેણીને મલનારછે તાંહાં ! ચાલી ફરંગીજ ચાલી, પગે ચાંદાં પડયાં તાંહસુધી ચાલી. અંતે તેણીના સોહબતી સાથે એક બીજો ઉમેરાયો તેઓએ એક બીજાને કાંઇ કહયું, અને પછે આગલ ચાલયાં. હવે તેઓ બાવાકારનના ઝુંકડાં આગલ આવયાં. તાંહથીબી આગલ ચાલયાં. પેલા બીજા સોહબતીએ ઇશારત કીધાથી પેહલાએ ફરંગીજને આ ઠેકાંણે ઉભી રાખી. એ જગાએ એક ઉંચી ટેકરી આવેલી હતી. પેલાઓ થોડેક છેટે ગયા. હઈ આં એક માણસ સાથે તેઓએ છેડતી શોધી. થોડાવારમાં તેઓએ તેને ખુની ફટકાથી નીચે પાડયો. તેના પોકારથી ફરંગીજ તાંહ દોડી આવી. તેણીએ પોતાના બાપને ઓલખયો, અને બુમ પાડી; તેવામાં તેણી ઉપરબી એક ફટકો પડયો, અને તેણીબી જમીનપર ચતીપાટ પડી !

## બાબ ૨૫.

"બેજન—સોભાવંત, શેઆણી, અજે અકલે પુર,
અરૂં માન છેઉં હું મોખતે ચકચુર.
ઓછીના સમજતી મુજ દીલની આગ,
તુંથે ના પરણું તો ખરાંજ અભાગ.
* * * * * *
આજથી છેઉં તારો, તું મારી દીલદાર,
મારા જાનની વડી ને દીલની સરદાર."

બેજન અને મનીજેહ.

હવે તારે ધીરજવાલી માહબાનુ, જંગીસ ફકીરના લેબાસમાં, પોતાના વેહમાયલા ખાવંદ અને ઓહવાયલી બેટી સાથ પાછી મલી ખરી. ખરેખર આ એક ધીરજછે કે ગમે તેવા આપણા ઉપર રૂઠેલા એક શખસ તરફ જો આપણું દેલ દોડતું હોયતો કોઈ નહી ધારેલા બનાવથી જારે આપણ તે શખસ સાથ મલી જઈએછે તારે આપણ તમામ વેર ભુલી જઈએછે. અને તેવીજ ઉમેદથી ગરીબ બીચારી માહબાનુએબી ધીરજ ધરી હશે. પણ અફસોસ, કે પોતાના ભરથાર સાથે તેજ પલે મલવા અને તેની ચશમથી ઓલખાવાની આશામાં આ એકવાર માહતાબનો મુખડો ધરાવનાર માહબાનુ નીશફલ થઈ.

ગુરગીન એક કદાવર મરદ હતો એવું અમારી વાંચનારી બાનુઓ જાણેછે, પણ વલી આપણે આગલ જોયું તેમ યુતાર્તો ફીલકુસ કાંઈ ઓછો ઓસતવાર શખસ નથી; મારે જે ખુનીનાં આંગમાં ખુન સાથે જોર હોય તેના હાથના બે ફટકા ખાતાંબી ગુરગીન જેવો મરદ હોશીયારીમાં રેહ એ તદન નહીંજ બને એવુંછે. એવીતો બેચેનીઓંતે રાત માહબાનુએ ગુજારી કે જેનું વરણન કરતાં અમારી કલમ પોતાનું અશક્તપણું જણાવેછે. પણ વાંચનારેજ વીચારવું કે પોતાની એકની એક દીકરીને કોઈ અચાનક બનાવથી પોતાની ગોદમાં દાબતાં તે દીકરીનો જાન હવે સેહજવારમાં જશે એવું એક માતાને લાગે, તે ગમખારીમાં વલી તેજ ઘડીએ પોતાના જાન કરતાં તેણીને મન સાથ વધારે બેહતર અને બાલાતર, પયારો અને ઓતમ, મીઠો અને મોહબતવાલો જાન—પોતાનો ભરથાર—તેજ વખતે દીકરીની સાથેજ આ જેહાનથી કુચ કરી જાયછે, એવું એક ઓરતને લાગેતો તે માદર અને ઓરતને પોતાની બેટી અને ખાવંદને માટે શું શું ભય ભરેલા વીચારો પેદા થાય, શું શું હવે પછે ભવીશમાં બનનારા કલપીત બીહામણા દેખાવો તેણીની નજર આગલ ઉભા થાય, શું શું ઝેરી જખમો કરતાં વધારે કારી હોંકારાઓ તેણીની છાતીમાં ઉંડી તેને તીર જેવા ગોદાથી ચાલણીના જેવી કરી નાંખે,—તેનો, ફકત તેનોજ વીચાર તમો કરો, એટલે માહબાનુની બેચેનીનું થોડુંક વરણન તમોને સમજ પડશે.

ગુરગીન અને ફરંગીજની મુદારા કરવાનું જંગીસે (માહબાનુએ) માથે લેવાથી સઘલા ફકીરો થાકેલા હોવાથી સેહજવારમાં ખાબમાં ગેરફતાર થઈ ગયા. માહબાનુજ એખલી જાગતી રહી. તેણીએ ગુરગીનને લાગેલો ઘાહ તપાસયો, અને તે પર પોતે જાણતી હતી તેવાં ઝાડપાનનો લેફ લગાડી પાટો બાંધયો. ફરંગીજના જખમ તપાસતાં તેણીને માલુમ પડયું કે તેણીને કેહે પણ ઘાહ જેવું લાગું ન હતું, ફકત તેણીના બરડાપર એક ઢોબું ઉડી આવેલું માહબાનુને જણાયું, કે જેથી તેણી બેહોશ થયલી હતી. તોપણ આ ફટકાથી ફરંગીજની નાજુક બાંધણીને મોટો ધોકો લાગેલો હતો, કારણ કે આખી રાતમાં તેણી મુદલ સુતી ન હતી.

રાત પસાર થઈ. સઘલા ફકીરો ઉઠયા, અને ગુરગીન તથા તેની બેટી (જેનેબી તેઓ એક જવાન મરદ તરીકેજ સમજયા હતા તેઓ) ની જંગીસથી ખબર પુછી. જંગીસે તેમની હાલત ભય ભરેલી જણાવી, અને તેઓ પાસે માંગી લીધું કે મેહરબાનગીની રાહે તેઓ પાછા ફરે તાંહાંસુધી આ જખમી થયલાઓની માવજત કરવાનું તે તેજ (જંગીસનેજ) સોંપવું, કેમકે તેઓ તેની ઓલખાણના હોય એમ તેને લાગેછે. સઘલા ફકીરોએ એક દેલીથી આ વચન કબુલ કીધો, અને તાંહાંથી નીકલી ગયા.

પાચ દીવસ પછે તેઓ પાછા આવયા, પણ જુએછે તો જંગીસ અને તેના બંધે બેશીઓ તેમને તાંહાં માલુમ પડયા નહી; પણ ખોલ કરતાં ઝાડનાં એક પાતરાં ઉપર લખેલું તેમને માલુમ પડયું કે, જંગીસતો એક ઓરત હતી અને તેણી જખમી થયલા મરદની ઓરત થતી હતી; અને પેલો જવાંમરદ તે તેમનું ફરજંદ હતું.

* * * * * * * * *

ચોમાસાંના એક દીવસે સહવારે જારે વરસાદની છાંટી ધીમે ધીમે પડતી હતી, અને આસપાસ સુરજની રોશની બંધ પડવાથી ઝાડ પાનો ઉપર ગેલ અને ખેલ કરતાં પક્ષીઓ, તથા ચોગાનમા નાચતાં પશુઓ માલા યા મકાનોમા ભરાઈ ગયાં હતાં, તથા સંઘળો દેખાવ ઘંબીર અને તરેહ કાંસમના વીચારો પેદા કરનારો થઈ પડયો હતો તારે એક ગરીબ મકાનની અંદર એક પલંગ ઉપર એક મરદ સુતેલો હતો, તેના પગ એક ઓરત હસતે ચેહરે ચાંપતી હતી. પલંગના માથાં આંગળ એક ખુરસી ઉપર એક જવાન—પછે તે મરદ હોય યા ઓરત (કારણ કે તેનો પોશાક મરદના જેવો અને ચેહરો ઓરતના જેવો હતો)—પોતાના સુંદર હાથ પેલા સુતેલા મરદની દાહાડીમા ખોસીને તેના બાલ સાથે રમત કરતો હોય એમ દીસતો હતો.

એ વખત છાંટીને બદલે જબરા બોર સરખા છાંટા પડવા લાગા, અને ભારી બારણા પવનના ઝપાટાથી અફડાવા લાગાં. આકાશ ઉપર જબરા કડાકા થવા લાગા, અને ઈશાણ ખુણા તરફથી વીજ મારવા લાગી. એ વખતે એક ભારી ધડાકો થયો, અને પેલો સુતેલો મરદ ચોંકી ઉઠયો.

"આહ," તે બોલયો; "હું જાણું કે આ જીકડું પડી ગયું !"

"નહી સાહેબ," પેલી ઓરતે જવાબ આપયો; "એ તો ફક્ત વરસાદ ગાજેછે."

"આહ, એવો ગાજતો વરસાદ કોણને ઘેરછે ? અફસોસ, જેઓ પોતાની ઓરતથી જુદા તેઓ સર્ધા મોસમમા દુખીછે. ફરીદ," પેલા જવાન તરફ ફરીને તે બોલયો, "દોસ્ત, તારા હીંદોસ્તાની રફીકને બોલાવ, કે આવા હીંગામમા મારા જીવને એક બે ગજલ યા આશકીથી આસાયશ આપે."

ફરીદ ઉઠયો, અને સેહજ વખતમા એક જવાન આશરે બાર વરસની ઉમરના પણ આંગે મજબુત છોકરાને સાથે લેઈ પાછો આવયો. રંગે સામલો આ છોકરો હતો, પણ તેના ચેહરાનો ઘાટ ઘણો સુંદર હતો. તેનું નામ ફતેહસીંગ હતું, અને તે જાતે રજપુત હતો. પેલા સુનેલા મરદે પોતાની મરજી જણાવયાથી આ છોકરાએ એક "ઝરી" ગાવી શરૂ કીધી, કે જેનો ફક્ત સારજ અમારા વાંચનારાઓની નજદીક ધરવાને અમે શકતીવાન છીએ:—

અંધેરી રાત, પડે બરસાત, ચલે ભીજતે એક નરે,
કે ઝીરમીર ઝરીયાં ધુરતે નરે; અંદેશા ભારી;
હાંહાંરે, અંદેશા ભારી, મન ઉપરે: (ટેક)

ઘર છોડ આપે જંગલ મયાને, ધુંડનેકુ દેલદાર,
મુસાફર ગરીબ; હાંહાંરે મુસાફર ગરીબ ઓર નાચાર;
તનપર કામંગ, નાંખપર ભીંજતો ચલા મુસાફર યાર,
ખીજકા કયા ઠાક; હાંહાંરે ખીજકા કયા ઠાક, આનથ તલવાર !

ઝુલ.

રૂપે રૂપેરી, હાંરે પયારે:
રૂપે રૂપેરી, તને તવાના,
જંગલમયાને જસુ દેવાના,
ભટકનેકુ લગા જવાના,
ધયાન સાહેબપર ધરે;—અંદેશા ભારી;
હાંહાંરે અંદેશા ભારી, મન ઉપરે. ૧

"છ, છ; એવી ઝરી મને નહી જોઈએ. જે દુખથી હું દુખી છું તેજ દુખની વાત કરીને તું મને વધારે દુખી કરેછે. તારી એકજ કલી ઉપરથી જણાયછે કે એક આશક પોતાની માશુકની શોધ કરવા નીકલયો. કેમ, એમજ કેની ? નહી, નહી, એવું નહી જોઈએ. કોઈ આશકી યા ગઝલ બોલ. એવી બોલ કે જેમાં કોઈ ઓરત પોતાના ખાવંદના જોલમની ફરીયાદ કરતી હોય. શું એવી એકુ તારી કનેછે ?"

"તમો જેવી માંગશો તેવી મારી પાસેછે, સાહેબ;" પેલા રજપુતે કહયું. "હીંદોસતાનમાં શું નથી કે તમો આ નજીવી માંગણી કરોછો તે નહી હોય ? જુઓ સાહેબ, એક ભરથારે પોતાની ઓરતને કાહાડી મુકી, અને પોતે બીજીની શોધમાં નીકલયો, તારે તે બીચારી ઓરત આ મુજબ પોતાની ઉપર પડતા જોલમની ફરીયાદ કરેછે":—

મેને જાન કીઆહે સદકે સારી આલમકી નજરોંમે,
પીયા પયારા; બતાયા સુખ બાલમકી નજરોંમે: (ટેક)
દીન બીસારૂં, રેન ગુજારૂં, બીના જાલમકી નજરોંમે,
પીયા ન પાસે; દોરાયા જીઈ સેતમકી નજરોંમે; (બેવાર)
ઝાર બેઝારીસે રોતાં પર નહી આઈ મનમકી નજરોંમે,
એસા જાલિમ; દુખાયા દેલ ચોગમકી નજરોંમે; (બેવાર)
જાન કીઆ ફીદા વલેકીન, દીયા જોલમકી નજરોંમે, પીયા૦ ૧.

"અરે, એવો તે કેવો એક તેણીનો ભરથાર ખુની હશે ! ચાલ ચલાવ આગળ—પણ રાખ. આ તારૂં પીજ ખુતો ઘણું લાંબુ હશે. રાખ, રાખ. ફક્ત છેલીજ કલી બોલ. સઘળી સાંભળવાને મારૂં મગજ ઠેકાણે નથી."

પેલા રજપુતે પોતાની "આશકી" ને આ મુજબ તેનેજ હાથે કપાવી નાખતાં સાંભળીને કડવું મોઢું કીધું, પણ પછે ધીમેથી છેલી કલી બોલયો:—

માફ ગોનાહ કર હોય જો મેરા, ધયાન ધરમકી નજરોંમે,
પાયે લાગું; બચા લે જુદે જખમકી નજરોંમે; (બેવાર)
છોડ જનેમે મતા નહી ગર ખતા કદમકી નજરોંમે,
મદન માતા; દેતીમે ઓદે કસમકી નજરોંમે; (બેવાર)
હાંજી કેહતી નારી મે લગી પીયાજી માયા મોગમકી નજરોંમે, પી૦ ૪.

"શાબાશ, ઘણીજ વફાદાર ઓરતછે ! શું એવોબી બેરેહમ ખાવંદ હશે ? બાનુ, શું આ ઓરતની ફરીયાદથી તમોને દલગીરી ઉપજતી નથી ?"

"સાહેબ, તમો મને પુછશો તે કરતાં વધારે મારી ચશમે તમોને કહયુંછે," પેલી ઓરત જે પગ ચાંપતી હતી તે બોલી; "આ છોકરો જેટલો વખત બોલયો તેટલો વખત મારી આંખ આંસુથી ભીજવાઈ ગઈ હતી."

"અને કાંએ તારૂં એમ કાંપે ?" પેલા મરદે પુછયું.

"કારણ કે જેવું દુખ મારૂંછે, તેવુંજ આ ઓરતનું બીજે."

"શું તારે તમોબી કોઈ મરદથી દુખ પાંમયાંછો કે?" આમ પુછતાંજ પેલા શખસે પોતાની ચશમ આ ઓરત તરફ ફેંકી અને તેણીના ચાલા તપાસવાની કોશેશ કીધી; પણ આ ઓરતે તુરત પોતાની વાત ફેરવી નાખી.

"નહી સાહેબ, જેટલું દુખ મેં મારા ભરથારને દીધુંછે તેટલું દુખ કોઈ પણ ભરથારે પોતાની ઓરતપર પાડયું નહી હશે."

"શું તારે તમો એકવાર પરણેલાં હતાં કે?"

"હા સાહેબ, અને હજી પણ છું."

"તમારો ભરથાર હજી જીવેછે? જો તેમ હોયતો તમો તેની આગળ તમારો ગોનાહ કબુલ કરી તેની સાથે કેમ નથી રેહતાં?"

"પણ મને ખબર મલીછે કે તમો સાહેબે તમારી ઓરતને કાઢી મુકીછે. તમોબી તેણી આગળ તમારો જોલમ કબુલ કરી તેણીને પાછી પધારી ઓરત કેમ નથી કરતા?"

"તે વાત ખરીછે, નેક બાનુ, પણ હું આજ એક મુદત થઈ મારી ઓરતની શોધમા રખડુંછું પણ તેણીનો પટો કેહે માલુમ પડતો નથી. જો તેણી મને માલુમ પડે, અથવા તેણીની કોઈ પણ નીશાન મને મલેતો હું સુખી થાઉં."

"શું તેણી સાથ પરણીને?"

"આહ, નહી. તેણી સાથ પરણું તો હું મુદલ નહી, કાંએકે તેણી એક બેવફા ઓરત હતી. પણ જો મારી ઇછા પુરી પડે એવો પટો હું તેણી વીશે મેલવું તો હું સુખી થાઉં."

"જો તે વીશે પટો કદાચ મારેથી તમોને મલેતો?"

"તમારેથી, બાનુ, તમારેથી! અરે તારેતો તમારો આભાર હું કદી વીસરું નહી, તમોએ મને મોતથી બચાવીને જાણે નવો જનમ આપયોછે, એટલુંજ નહી પણ મારી એક માસ સુધી બરદાશત લેઇને મને પાછો તંદોરસત અને ખુશહાલ બનાવયોછે. એ તમારો ઉપકાર મારેથી બદલો વલી શકે તે કરતાં વધારેછે. તેમાં વલી જો તમો મારી ઓરતનો પટો મેલવી આપોતો તે બેહદ થઈ પડે!"

"હા, સાહેબ, હા, હું તમારી ઓરતનો પટો મેલવી આપું. પણ તે મારા ઉપકારને માટે મને કોઈ તરેહની લાલચતો જોઈએજ. શું એ ઉપકાર પણ હું મુફત કરૂં કે? નહી, જો તમો મારી માંગણી કબુલ કરો તોજ હું કહું કે——"

"આહ, ગુરગીન, આ ઓરતતો પોતાની ખુબસુરતી અને મીઠા વચનથી તને વધારે અને વધારે લપેટતી જાયછે. હવે એને જવાબ શું આપવો?" આ રીતે પોતાનાં મન સાથ બોલયા પછે ગુરગીન (કારણકે પલંગપર સુતેલો મરદ કોઈજ નહી પણ તેના પગ ચાંપનાર માહબાનુનો ભરથાર ગુરગીનજ હતો તે) મોટેથી બોલયો.—"અએ બાનુ, શું તમો મારી ઓરત વીશે સઘલી હકીકત જાણોછો?"

"હા સાહેબ, તમારી માહબાનુ વીશે હું સઘલું જાણુંછું," માહબાનુએ કહયું.

"તારે મેહરબાંની કરી તમો જે જાણતાં હોવ તે મને કહો, અને તમો તેના બદલા તરીકે શું ઇનામ માંગોછો તે કહી દો," ગુરગીને ઉતાવલમાં કહયું.

"હું સઘલી હકીકત તમોને કહીશ, સાહેબ," માહબાનું બોલી; "અને જે તમો નથી માંગતા તે પણ કહીશ. વલી હું તમારી શાહબાનુનીબી હકિકત કહીશ."

"આહ! શાહબાનુ વીશે! હવેતો તમો મને દેવાનો કરોછો!"

"થોડોક વખત ઉપર તમો દેવાના હતા, પણ મેં તમોને પાછા સાજા કીધાછે. કદાચ મારી વાત સાંભલીને તમો ફરીથી દેવાના થશોતો હું ફરીથી તમોને સાજા કરીશ. તે વીશે કાંઈ અંદેશો લાવશો મા. પણ એટલી મારી માંગણી કબુલ કરો."

"બોલો, તે શું છે? જાણયા વગર હું કબુલત આપી શકતો નથી."

"તો કબુલત વગર હું જણાવી શકતી નથી, સાહેબ," માહબાનુએ ઉતર વાલયો.

"બાનુ, તમો મને અધીરો બનાવોછો; બેહતર કે તમો એ વાત છેડતેજ નહી."

"સાહેબ, તમો મને દુખી કરોછો; બેહતર કે તમો મારી નજરે પડતેજ નહી."

"બોલો બાનુ બોલો. હું આ મારી અંગોશતરી મારી કબુલતના અવેજમાં તમોને આપુંછું. તમારી માંગણી જણાવો—જો હું ફરૂં તો આ વીંટી મારો નથી એમ જાણવું."

"હું કાંઇ દોલત માંગતી નથી. પણ હવે તમારી અંગોશતરી મારા હાથમાં આવી તેથી ખુશીથી જણાઉંછું કે તમારી ઓરતને તમે કાઢી મુકીછે, ને મેં મારા ભરથારને દુર કીધોછે; આપણે સરખાંજ કાંમ કીધાંછે, માટે આપણે હવે સરખીજ રીતે દુનયામાં દહાડા ગુજારીએ. તમો ભરથાર અને હું ઓરત; એજ મારી માંગણીછે."

"આહ, એમ કેમ બનશે? તમારો ભરથારતો જીવતો છે!"

"તો તમારી ઓરતબી જીવતીછે. તમે તેણીને તો મેં તેને છોડી દીધોછે."

"પણ પછે શાહબાનુ—શાહબાનુ—" ગુરગીન વમાસવા લાગો.

"તેનો ખોલાસો હું તમોને કરીશ તારે તમે જાણશો કે તેણી કેવીછે. પણ બોલો સાહેબ. મારી માંગણીનું કેમ? તમો મારા મોટા દેવાદારછો. મને તેનો બદલો જોઈશેજ. વલી તમારી વીંટી તમારી કબુલતની સાક્ષમાં મારી પાસે છે. કબુલ કરો, અને હું તમારી ઓરત છું. ફરી જાઓ અને પછે દુનયાં બોલશે કે ગુરગીન સોદાગરે બીજીવાર માહબાનુને કાઢી મુકી."

"કબુલ છું, અએ સુંદર બાનુ, તમારો ભરથાર થવાને હું કબુલ છું."

એજ વખતે માહબાનુની વીંટી ગુરગીને લીધી; અને તેઓ અદરાઈ ચુકાં!

———

## બાબ ૨૬.

" અગરચે છે તું મારી હું તારી બેહન,
છીએ તોબી તું ભાઈ હું પયારી બેહન !
ઘણે ●ોને મળયાં, મેળવયાં ખોદા,
તું હું વચ્ચે બાઝે ખરો આહ મુદા !
છું નાની ઉમરથી જોડાએલી હું,
પરસ્પર ચુમીથી બંધાએલી હું."—એક નવો નાટક.

અંજાણા ગુરગીન સાથ અંજાણી માહબાનુની મોટપણે આદરણી થવાથી અંજાણા ફરીદનો અંજાણો દોસ્ત ફતેહસીંગ અણજાણપણામાં હસી પડયો. પણ આપણ જાણીયેછે કે આ મોટા વંરશાજાને તેની કનયા અંજાણીછે ખરી તોપણ કનયાને તેનો થનારો ભરથાર અંજાણો નથી; તેમજ આપણે જાંણવું જોઈએ કે આ વર અને કનયાથી રજપુત ફતેહસીંગ અંજાણોછે ખરો પણ જવાન ફરીદ તેઓથી અંજાણો નથી: કારણ કે આ ફરીદ કોણછે તે વાંચનારેં જાણી લીધું હશે.

ગુરગીન અને માહબાનુના જલદીથી નેકાહ થયા; અને માહબાનુની મોહબતમાં ગુરગીને એટલુંતો સુખ જોયું કે શાહબાનુ જેવી લખો પાદશાહી બાનુઓની મકર ભરેલી કબુલતો તે ભુલી ગયો. તે બંધે સાથે રહયાં, અને એકેકને અતીશે પયારથી ચાહવા લાગાં. આપણામાં કેહવતછે કે "ગોલે મરે તેને ઝેરે મારવો નહીં;" તેમ માહબાનુએ જારે જોયું કે ગુરગીન તેણીને ઓલખવા વગર તેણી સાથ પરણયોછે તારે હવે તેણી કોણછે તે તેને જણાવીને પોતાનું તેમજ તેનું નવું બંધાયલું સુખ તોડી પાડવું એ સરફ હેમકાઇછે, એમ તેણીએ વીચારયું.

બાવા કારનનાં ઝુંફડાં આગલનાં જંગલમાંની ટેકરીની નીચાણમાં જે ગુફામાં તેણી ફકીરો સાથે કાંઈ મુદત થઈ રેહતી હતી તે વીશે તેણીએ ગુરગીનના માંગવા ઉપરથી કાંઈ ગોલ ગોલ ખોલાસો કીધો હતો; તો જો કે તે ખોહમાંથી તેણી ગુરગીન અને ફરંગીજને જે મકાનમાં હાલ તેઓ રેહછે તાંહાં લાવી તારે તે બંધેને થોડીજ સુધી હતી કે તે મને મદદ કરનાર મરદછે યા ઓરત. તોપણ પોતાની છાતીને તદન ખોલી અને ફરાખ રાખીને માહબાનુએં જે ખરી હકીકત હતી તે પોતાના અસલ અને નકલ ભરથારને કહી; અને એ રીતે નોતીના બાબમાં તેણી વીશે ઉઠતા શકને દાબી નાંખયો.

રજપુત ફતેહસીંગને જંગલમાં રખડતો જોઇને માહબાનુએ તેની મદદથી, ગુરગીન અને ફરંગીજને ઉડાવયાં હતાં; અને તેની એ નોકરીને માટે તેને તે દીવસથીજ માહબાનુએ પોતાની સોથે રાખયો હતો.

ગુરગીનને સુધી આવી તેની આગમજ ફરંગીજ સાજી અને સમી થઈ હતી તેથી માહબાનુને જારે તેણીના ભરથારે ફરંગીજ અને ફતેહસીંગ વીશે સવાલ પુછયા તારે પેલા રજપુત છોકરાને માટે તેણીએ કહયું કે ફરીદનો તે એક હીંદોસ્તાની દોસ્ત હતો.

એ મુજબ આ ચારે જણા સુખથી રહયાં. ગુરગીન અને માહબાનુનાં સુખનો કસો પાર હતો નહીં, કારણ કે ખોહેલી મોહબત અંજાણપણે તેમને પાઈ હતી. પણ વલી પેલો રજપુતબી સુખી હતો, કારણ કે દરરોજ બારેબાર ભટકીને અને ગાઇને ખાવાનુ કોઈ દીન મેલવે અને કોઈ દીન ભુખો રેહ તેનાં કરતાં આ મકાનમાં દરરોજ સેહજ સાહાજ કામ કરી તથા ગાન તાન કરીને પોતાનું પેટ ભરે, એ તેને મન સાથ સુખજ હતું.

પણ દુખી ફકત એકજ જણ હતો, અને તે ફરીદ હતો. તેની આ બેચેનીને માટે ગુરગીન કે જે હંમેશાં તેની ઉપર પુશકલ પયાર દેખાડતો હતો તે ઘણો બલતો હતો; પણ તેના કરતાં વધારે માહબાનુને બલાપો થતો હતો. તેણીએ તેને સમજાવવામાં, પટાવામાં, અને પોતાની છાતીસે દાબવામાં કસર રાખી નહીં; પણ ફરીદની ખુશહાલી પાછી ફરી નહીં.

એ કારણ માટે દરેક મેલામાં, દરેક નાચમાં, દરેક રંગરાગમાં ફરીદને મોકલવાનો સરસ ઉપાય ગુરગીનને સુજ પડયો; અને તે સારૂં તેણે ફરીદ પુઠે, પોતાના બેટા પાછલ ખરચે એટલો પઈસો ખરચયો: તોપણ ફરીદના ગમનો કોઈ "ગોસાર" મલયો નહીં.

હવે ગુરગીનને એક તદન નવો ઉપાય સુજયો. અતાર લગન તે અને તેનું નાનું કુટુંબ એક નાના ગામડાંમાં પડી રહયું હતું તેથી આ તવંગર સોદાગર કંટાલી ગયો હતો. તેણે માહબાનુ આગલ ગાંમડાંની જીંદગી બાબે ફરીયાદ કીધી, અને મદાઇનના પોતાના મોટા સોદાગરી પેશાની વાખવાખી કરવા લાગો. માહબાનુએ જારે એ વાત સાંભલી તારે તેણી રાજી થઈ કે તેણીના ભરથારની આવક વધેલી જોવાને તેણી હમેશાં તઈઆરછે; પણ તેણી જેમ ઘડી ઘડી કેહતી હતી, તેમ આ વખતે કેહતાં ભુલી ગઈ નહીં કે ગુરગીને હવે શાહજાદા નુશજાદની સોહબત તદન છોડવી, કેમકે તે પોતાની કરણીનાં ફલ ચાખેછે: તેમજ શાહબાનુ પુઠે ભટકવાનુંબી ભુલી જવું, કેમકે તેણી તો ગુરગીનની આગલી ઓરત માહબાનુ અને દીકરી ફરંગીજને તેની છાતીથી છુટી પાડનાર ડાકણ હતી. અલબતાં ગુરગીનની ખાતરી થઈ હતી તેથી તેણે શાહબાનુ ઉપર પોતાનું વેર લેવાને ઠરાવ રાખયો હતો; અને તેમજ માહબાનુ હાલનીએ માહબાનુ આગલી વીશે ગુરગીનને કબુલત મુજબ જે હકીકત જણાવી હતી તે પરથી આ વેહમાયલા ભરથારનો પોતાની આગલી માહબાનુના બેગોનાહપણા વીશે, તેમજ ફરંગીજની નેક મતલબ બાબે પુરતી ખાતરી થઈ હતી: અને તેથીજ તે હવે પોતાની આ ઓરતનું નામબી માહબાનુજછે એમ જાણીને પોતાની આગલી માહબાનુના પયારથી દરરોજ વધારે અને વધારે તેણીને ચાહતો હતો.

હવે જારે માહબાનુએ મદાઇન જવાને કબુલ કીધું, તારે ગુરગીને પોતાની ઓરતને એક બીજો ફાયદો એ જણાવયો કે તાંહાંની રેખના જોવાથી જવાન ફરીદનું મન જે ઉચટ પડી ગયુંછે તે ઠેકાણે આવશે. ગુરગીનના આ ઉપાયથી ફાયદોજ થયો.

ફરીદે મદાઇનનું નામ સાંભલયું કે તે ખુશીથી કુદવા લાગો, અને ગુરગીનનાં હાથને બોસા દેવા લાગો. તેમજ માહબાનુનેબી હલુસે કાનમાં કેહવા લાગો કે—"પયારાં, હવે તો ખચીત તેં મલશે."

મદાઇન બીજી સહવારે જવાનુંછે, તેની એક દીન આગમન જે ગામડાંમાં તેઓ રેહતા હતાં તાંહાં મેલો ભરાયો હતો. સમીસાંહાંજનો વખત હતો તેથી ફરીદ ગુરગીને આપેલી કોઠલી સાથે, ફતેહસીંગને જોડે લેઇને મેલો જોવા બાજારમાં ગયો. ફતેહસીંગને બીજી ચીજો ખરીદવી હતી તેથી તે કેથે કેથે ઉભો રેહતો અને ભાવ પુછતો તેની દરકાર વગર ફરીદતો પોતાની આસપાસની સુંદર ચીજો જોવાનું છોડી દેઇને જે જે શખસો પસાર થતા હતા તેમનું કોહું તે તપાસતો હતો.

એમ કરતાં કરતાં મેલાને છેક નાંકે તે આવી લાગો, અને તેથી ફતેહસીંગ તેનાથી ઘણો દુર અને જુદો પડી ગયો. હંઇઆં તેણીની નજરે બે પુરૂશો માલુમ પડયા. તેઓનો પોશાક સીપાહીઓના જેવો હતો, અને હાથમાં એકકી શમશીર પકડેલી હતી. તેઓ બંધે આંગે કદાવર, અને જોરાવર બાજુના હતા. આ શખસોને દુરથી જોતાં જ ફરીદના પગ ધુજવા લાગા, અને તે એક દુકાનના બાજઠને અઠીંગીને ઉભો રહયો. તેને લાગું કે આ પુરૂશોને તેણે કેદે જોયલાછે, અને તેથી તેઓથી જેમ બને તેમ દુરજ રેહવાની ઇછા કરીને તે ફતેહસીંગની રાહ જોવા લાગો.

પણ પેલા શખસોએબી ફરીદને જોયો. તેઓ તુરત તેની નજદીક આવયા, અને સલામ કીધી.

"શેઠ સાહેબ," એક બોલયો. "આપણ ઘણે દહાડે મલયા."

"કદાચ સાહેબ અમારો આવો પોશાક જોઇ અચરત થતા હશો;" બીજાએ ચુપકીદીનો ગાલો પુરયો, "પણ જેવા સાહેબ ફેરવાઇ ગયાછો તેવા છેક અમોતો ફેરવાઇ ગયા નથી. મરદથી ઓરત તો નહી થવાય, પણ તેથી ઉલહુંતો બને!"

એવામાં રજપુત છોકરો હાથમાં જમીન લેઇને દોડતો આવયો. તેને ફરીદની નજદીક આવતાં જોઇને પેલા શખસોએ પાછા ફરવાની રજા માંગી.

"સાહેબ મેહરબાન, શેઠ" એકે કહયું. "અમે રજા લઇએછ. હાલમાં તો સીધારો, પણ સંભાલજો, હવે છટકી જવાશે નહી."

એટલું બોલી તેઓ તાંહાંથી ચાલયા ગયા, અને ફરીદ અજાયબી અને ઘબરાટમાં એક પુતલાંની મુઆફીક ઉભો રહયો. તુરતજ ફતેહસીંગ આવી લાગો, અને ફરીદ તેને જોઇને ખુશી થયો.

હવે તેઓએ ઘેર પાછું જવાની ઇછા કીધી, અને તે ધારણાથી આગળ ચાલવા માંડયું. જે રસતેથી તેઓ મેલા તરફ આવયા હતા તેથી જુદેજ રસતે હવે તેઓ ચાલતા હતા, અને તેથી આસપાસની નવી ચીજો તરફ ફરીદ ધયાનથી જોતા હતા. આ રસતો તેઓ આવયા હતા તે કરતાં લગાર બીહામણો તેમજ લાંબો પણ હતો તોપણ હજી સાંહાંજ પડી નહી હતી તેથી વગર દેહશતે તેઓએ પગલાં ભરવા માંડયાં.

ચાલતાં એક ઉચા ટેકરા આગળ તેઓ આવયા જેને મથાલે એક ઝાડ ઉગેલું હતું. તેમને આવતા જોઇને અથવા કોણ જાણે કોઇ બીજા કારણસર તે ઝાડ ઉપરથી એક મરદ ઉતરીને પાસેજ આવેલી એક ખીણમા કુદી પડયો.

થોડાજવારમા તે ખીણમાથી બે શખસો નીકલયા અને ફરીદ તથા તેના સોહબતીનાજ રસતા ઉપર આગળ આગળ ચાલીને ઘણા દુર નીકળી ગયા.

આ બનાવ વીશે આપણા જવાન મુસાફરોએ કસી દરકાર કીધી નહી. તેઓ પોતાને રસતે ચાલયા ગયા. થોડીવાર સુધીતો તેઓને કસી અડચણ નડી નહી, પણ પેલી ખીણથી પા કોશની મંજલે આંગળ ચાલયા તારે તેમને કાને કોઇની ચીચારીના જેવો આવાજ પડયો.

ફરીદ તથા રજપુત બંધે ઉભા રહયા. તેમને માલુમ પડયું કે કોઇ અબલા ધાસતીમાછે. તેઓ જરા નજદીક ગયા, એટલે તેમને કાને વધારે શબદો પડયા.

"જો બુમ પાડશેતો આ છુરી મારશ, છુરી મારશ, બુમ ના પાડ."

"અરે, શા માટે તમો હું એક ઓરતને મારે રસતે જતી ઘેરોછો? મને જાવાદો, મને જાવાદો. હું તમારે પગે પડીને માગી લેઉંછ કે મને જાવાદો."

"નહી, કદી નહી. તું પરણીછે, પણ તોબી મોડું થયું નથી. કાંઇ અડચણ નથી. બોલ કે તુંએ તારા ધણીને ઠગયોછે, બોલ કે તારો પયાર હજી શાહજાદા તરફજછે."

"જો તેમબી નહી હોયતો એટલુંજ કબુલ કર કે તું અમારી થવાને રાજીછે. તાંહાં વગર તારો જાન સલામત નથી."

આવી ગડબડ થતી હતી તે ફરીદ અને તેના સોહબતોએ કાનેકાન સાંભળી. ફરીદે પાછું ફરવા કીધું, પણ પેલી ઓરત બાબે તેની દયા ઉશકેરાઇ. તેણે પોતાના સાથીને ઇશારત કીધી અને એક મોટો પોકાર ઉઠાવયો. પણ બે માણસના પોકારથી શું વલે? એજ વખતે બીજા કેટલાક રાહદારીઓ તેજ રસતેથી પસાર થયા, તેમનેબી અરજ કરવાથી તેઓએબી પોકાર ઉઠાવયો, અને એકાદ બેતો ફરીદની સાથે આગળ ધસયા. આ દાખલાથી અસર થઇ. પેલા હરામખોરો નાઠા, અને એક ઓરત બાહેર નીકલતી જણાઇ. ફરીદ એકદમ તેણીની નજદીક ગયો અને તેણીને સઘળા તમાશગીરોના દેખતાં વલગી પડીને કાનમાં કાંઇ કહયું.

આ ઓરત જેણી બાનુ ફરંગ હતી તે ફરીદના એકાએક આવી પોંહચવાથી અને તેણીને વલગી પડવાથી અચરત થઇ; પણ તુરત પોતાની ખાતરી થવાથી તેણીએબી ફરીદને કોટી કીધી, અને બંધે સાથે ચાલયાં.

સારાં બાપજે ફરંગનું ઘર નજદીક હતું, કેમકે જો દુર હતેતો ફરીદથી તેણીની સાથે તાંહાંવેર જાઇ શકાતે નહી, એટલુંબધું અંધારૂં થઇ ગયું હતું. ફરીદે ફરંગને તેણીને ઘેર પોંહચાડી, કે જાંહાં જવાન ફીરોજ પોતાની ઓરતને મેલામાથી પાછી આવવાની રાહ જોતા હતો. તેણે ફરીદને પાછો વાલતી વખતે ફરંગને આ મુજબ બોલતાં સાંભળી.—"મારા પયારા, તારી મેહરબાનગી અને મદદ એકદમ ભુલી જવાશે નહી. તુંને ફુરસત હશે તારે આપણ પાછાં મળશું."

"પયારી-ફરંગ," ફરીદે ઉતર વાલયો, "હું નહી જાણતો હતો કે તું હંઇ આવીને રહીછે. બાકી આજે ફરવાબી આપણ સાથેજ જતે."

"અમારાં લગન પછે એક માસ થયો અમે હુંઈ આ ગામડાંમા આવી રહયાં છીએ."

"વાહલી ફરંગ, હું રજા લઉંછ," એમ બોલી, એક નીરદોશ ચુમી લેઈ ફરીદ પોતાને ઘેર ગયો.

## દારૂ પીશું?

તનદરોશતી જાલવવાના હેતુથી ગયા અંકમાં તપકીર, તંબાકુ અને બીડીના વીઅસન સામે આપણે વાંધો ઉઠાવયોછે. તારે હવે દારૂની ભલામણ કરી શકાશે કે નહી? તંબાકુના અવગુણ ઘણાં છે, એવું આપણે ગઈ વેલા તપાસયુંછે. પણ તારે શું દારૂના અવગુણ તે કરતાં વધારે નથી? તંબાકુ ખાનારાઓ છાકટા થતા નથી, ગટરો ઝાપતા નથી, મારામારી ફેસાદ બલકે ખુન કરતા નથી. પણ દારૂ પીનારાઓના તો ઘણીવાર એવા બુરા હાલ થાય છે. તારે તંબાકુ કરતાં દારૂ ખરાબ છે કે નહી? દારૂ પીવો જોઈએ કે નહી?

અમારા પેઆરાં વાંચનારાંઓ અમારા જવાબથી અચરત થશે. અમે જવાબ આપીએ છઈએ કે "હા દારૂ પીવો, દારૂ પીવામા હરકત નથી." આ વીશય ડાકટર ઈનમાનની શોધો ઉપરથી લખીએ છઈએ અને તેની પણ એજ ભલામણ છે કે દારૂમા કાંઈ હરકત નથી. દારૂથી કાંઈ નુકસાન થતું નથી. દારૂના ચોકસ અવગુણ છે, તેમ ચોકસ ગુણ પણછે. દારૂ ખોરાક છે. દારૂ દવા છે. "ટીટોટલરો" દારૂથી તદન પરહેજ રેહેવા કેહેછે તે ભુલ છે. છેલું અને અગતનું એછે કે દારૂ પીનારાઓને નુકસાન થાયછે તે દારૂથી નહી પણ તે પીનારાઓની આલથી થાયછે.

આતો તારે દરદીને ભાવતું વઈદે ફરમાવયુંછે! પણ તેમાં નુકસાન નથી. આ જવાબથી એક હાથ ઉપર દારૂનો સેજ સવાદ લેનારનો જેમ શોખ પુરો પડેછે, તેમ બીજા હાથ ઉપર છાકટાઓને જેમ ગમે તેમ દારૂ ટીચવાની એ જવાબથી કાંઈ છુટ મલતી નથી. આજના વખતમા ડાકટર દારૂ પીવાની ભલામણ કરેછે, પણ બેઅંદાજ પીવાની ભલામણ કરતા નથી. "શું ખાશું?" એ મથાલાં હેઠલ અમે જે ગમે તે ખાવાની ભલામણ કીધીછે, પણ તેથી જેમ ગમે તેમ ચગરવાનો અરથ થતો નથી. એ વીજ કીસમનો આ જવાબ છે. તમો પુછો કે "દારૂ પીશું?" અમે કહીએ છઈએ કે "હા" તેથી છાકટા થવાની છુટ મલતી નથી.

પેહેલાંતો આ સવાલ ઉભો થાયછે કે આપણ માણશ જાતને શું કાંઈ દારૂ પીવાની જરૂર છે? એનો જવાબ તો ખોસો નાંધી મલેછે. આપણને દારૂ ખામખા જરૂરનો નથી. દારૂ વગર આપણને નહી ચાલે એવું નથી. દારૂ નહી પીધાથી કાંઈ માણશ મરી જતો નથી. દારૂ પીધા વગર માણશ લાંબી જીંદગી સુખી જીવેછે. અમેરીકાના ઈંડીઅનો અને બીજા જંગલીઓ કાંઈ બરાંડી કે ચમપીન સમજતા નથી, વાઈન કે મોવરૂ પીતા નથી, અને તે વગર હજારો વરસ થયાં તેમની વસતી જીવેછે. તારે દારૂ કાંઈ ખામખા જરૂરનો નથી એ ખરી વાત છે.

પણ શું માણસો જરૂરની વસતુઓજ ખાયછે, પીએછે, ઈઆ પેહેરેછે? દારૂની જરૂર નથી તે વાસતે શું તે પીવો નહી જોઈએ? આમ કેહેવાને આપણ શકતીવાન નથી. દુનીઆમા ઘણી ચીજો છે કે જે વગર જરૂરે વાપરીએ છઈએ. દરરોજ ખાતી પીતી વેલા આઈસની શું જરૂર છે? આઈસ વના ચાલેછે કે નહી? બાપદાદાઓ આઈસ પીતા હતા કે નહી? અને તે છતાં પણ આજે આપણ સારીપઠે આઈસ લઈએ છઈએ. લેતાં લેતાં કેટલાકોને એ ઠંડી પદારથ જરૂરની થઈ પડીછે. તેઓને એ ચીજની એટલી આદત પડી છે કે આઈસ વગર મુદલ ચાલતું નથી. અને તોપણ આઈસ બીનજરૂર છે, વાસતે પીવું ખોટું છે એમ કોઈ કેહેતું નથી.

પણ વધારે નજદીકની ચીજો ઉપર આવીએતો આપણ પુછીશું કે શું ચાહા માણશને જરૂરની છે? નહી. ચાહે વગર આપણી જીંદગી નહી ગુજરે એવું કાંઈ નથી. કેખશરૂ પાદશાહો અને રૂસતમ પેહેલવાન ચાહા પીતા નહી હતા. આપણા વડવાઓ ચાહે જાણતાબી નહી હતા. ચાહેની શોધ થવા આગમચ, ચીનથી એ પાતરાં અને તેનો કાવો જાણમા આવવા આગમચ દુનીઆં જેમની તેમ ચાલતી હતી. હમણા આપણ દરરોજની આદતથી ચાહે વના નહી ચાલે એવું સમજીએ છઈએ. પણ આપણા પહોશી હીંદુઓ કાંહાં બધા ચાહ પીએછે? દુનીઆમાં હજારો લોકો આજેબી તેથી અણજાના છે અને તે વગર જીવેછે.

કેટલાકો ગોસતનું ખાંનું બીનજરૂર ગણેછે. હીંદુઓ ભાજી તરકારીપરજ જીવેછે. વેલાતમાં આઈરીશ લોકો પટેટા ખાઈને જીવેછે. ઘોડા અને ગાય ઢોર ઘાસ દાના ઉપર ફરબે થાયછે. પણ ગોસત કરતાં વધારે લાગુ પડતો દાખલો ખાંડ, સાકર અને મીઠાઈઓનો છે. માણશ ખાંડ બનાવતાં શીખયો તેની આગમચ ખાંડ વગર ચાલતું હતું. આજેબી કેટલાક જંગલી દેશોમાં લોકોને ખાંડ ખાવાની ખબર નથી. ચીનો ખાંડ વગર ચાહા પીએછે; તે મજ ચુનાની પેહેલવાન પોતાની ચાહામાં સાકર, બતાસા નાખતો નહી હતો. એજ પરમાંણે વળી તંબાકુ વગર માણસ જીવેછે—એટલે તંબાકુ કાંઈ કેવલ જરૂરની વસતુ નથી.

ટુકમાં પાણી સીવાએ બીજી બધી ચીજો જરૂર વગરની છે. તે છતાં માણશ આ સઘલી બીનજરૂર વસતુઓ વાપરેછે. તે ગોસત ખાયછે, અને ચાહા પીએછે, અને તેમાં ખાંડ નાખેછે, અને તંબાકુ ગલેછે, અને બરફ પીએછે અને મીઠાઈઓ ખાયછે. એ ચીજો વગર ચાલેછે તેથી તે એ ચીજોને છોડી દેતા નથી. સવાદને વાસતે, લેહેજતને વાસતે, શોખને વાસતે એ ચીજોને તે વાપરેછે. હવે તારે દારૂને એ પરમાંણે વાપરવા સારૂં તેની બીનજરૂરીયાતનો વાંધો શા માટે લાવવો જોઈએ? શોખને માટે, શવાદને માટે દારૂ વાપરવા સારૂં ઉપલાં કારણથી અટકાવ કેમ થઈ શકે?

પણ દારૂ વીશે બીજો વાંધો એમ લાવવામાં આવેછે કે તે જેહેર છે. આ વાંધાનો જવાબ એમ આપવામાં આવેછે કે જો દારૂને જેહેર ગણો તો રાઈ અને નીમખ અને સરકાને પણ જેહેર ગણવું જોઈએ. પાણી વરીક એક લેખે જેહેર છે. તે અતીઘણું પીવાથી નુકસાન થાયછે. બી

જો હાથ ઉપર ખરેખરાં ઝેહેરો પણ દવા દાખલ માણસનેજ કીમતી થઈ પડેછે. તારે ઝેહેર અને નહી ઝેહેરની વાત કાંહાં રહી? એમા "નજરનું ઝેહેર" ઘણું છે. એતો સઘળું વાપરવાનું ઝેહેર છે. દુનીઆમા એવી કેઈ ચીજ છે કે જે બેઅંદાજ વાપરવાથી ઝેહેર નહી થઈ પડે? ઝેહેરને વટીક બરાબર વાપરયું હોયતો તે જીવાડેછે, અને અકસીર ને બેઅંદાજ વાપરયું હોયતો તે મારી નાખેછે.

તારે તે ચીજના કરતાં તેના વાપરનાર ઉપર સઘળો આધાર છે. દારૂમા પણ તેમજ છે. વળી દારૂમા જેટલું ઝેહેર હોય, તે કરતાં બીજી કેટલીક ચીજોમા વધારે ઝેહેર છે. તંબાકુ કેટલેઆખો વપરાયછે? દારૂના દુશમનો પોતે તંબાકુ વાપરેછે. પણ તંબાકુનું ઝેહેર વધારે છે. તે દારૂ કરતાં વધારે જલદ છે, અને દારૂ કરતાં વધારે નુકસાન કરનારો છે. તારે વધારે ઝેહરી વસતુઓ વાપરીને દારૂને ઝેહેરને બાંહાંને ધીકારનારાઓ પોતાની તકરારને પોતાની મેલેજ તોડેછે. આમ કહીને અમે કાંઈ ખરાબ જાતના દારૂનો બચાવ કરતા નથી. દારૂમા કાવતરાં અને દગો ઘણો થાયછે, તે સઘળો દારૂ ખરેખરૂં ઝેહેરજ છે.

પણ તેથી કાંઈ દારૂ નામેને ધીકારી કાહાડવાનું કારણ મળતું નથી. દારૂ પીનારાઓજ મરી જાયછે અને દારૂ નહી પીનારાઓ જીવેછે એવું કાંઈ નથી. તેઓ બંને એક સરખી ઉમરના થઈને મરેછે. દારૂ પીનારાઓ અને નહી પીનારાઓને એકસરખાં દુખ દરદો થાયછે. પણ ફરી યાદ રાખવું કે આ જે લખીએ છઈએ તે અંદાજસર, માફકસર દારૂ પીવા બાબે લખીએ છઈએ. ઘણો દારૂ પીનારાઓ, છાકટાઓ જલદી મરેછે એતો ચોકસ છે. ઘણો દારૂ પીનારાઓના ચોકસ દરદો છે, કે જે દારૂ નહી પીનારને અથવા સંભાલીને પીનારને થતાં નથી. છાકટાઓને માટે ખુદરતે આફત સરખી સજાઓ ઠરાવેલી છે, પણ તેથી સાવધ માણસોને બાહીવાનું કારણ નથી.

અંદાજસર વપરાસમા દારૂ ખોરાક અને દવા તરીકે કેમ કામ લાગેછે તે જરા તપાસીએ. ઘણીવાર એક તંદરોસત માણસ તમોને કેહેશે કે જારે તે ખાધા આગમચ સોજા બીરનું એક ટંબલર પીએછે તારે તે જેટલું ખાયછે, તે કરતાં બીર પીધા વગર જારે તે ખાવા બેસેછે તારે તે વધારે ખાયછે. બીર પીધા વગર તે ચાર કવાબ ખાઈ શકેછે, તો બીર પીધા પછે તેના બેજ કવાબપર હાથ ચાલેછે. કેટલાકોને દારૂ પીવાથી ભુખ લાગેછે ખરી, પણ ઘણાકો બીર, પોરટર વગેરેથી ભુખ મારેછે. એક ટંબલર ચહડાવયું કે પછે કકડતી ભુખમા તરણ ચાર કલાક ચોબી શકાયછે.

એ ઉપરથી તારે દીસેછે કે આ દારૂ કેટલેક દરજે ખોરાકની જગા લીએછે. દરએક જાતના ખોરાકની ખાશ ખાશીએતો હોયછે તેમ દારૂના ખોરાકમા હોયછે. દારૂ જુદી જુદી ખુદરતી પેદાસમાંથી બનેછે, કે જે પેદાસ ખોરાકની વસતુઓ છે. મોવરાંનો દારૂ બનેછે, જવનો બનેછે, તાડીનો બનેછે, ખજુરનો બનેછે, દરાખનો બનેછે, પટેટાનો બનેછે, કંદનો બનેછે, સેલડીનો બનેછે, ઈતીઆદી. એ ખોરાકોની વસતુઓ દારૂથી પીગલેલી હાલતમાં શરીર મધે જાયછે. પરવાહી પદારથો હોજરીમાં જલદી પચેછે અને લોહી સાથ જલદી મળી જાયછે. ગોસતના એક કકડાને હોજરીમાં પીગલતાં તરણ ચાર કલાક લાગેછે, પણ તેનો સેરવો જલદી જરેછે, અને બીરની એક પેંટ વીસ મીનીટમાં પચી જાયછે. એ રીતે તારે અંદાજસર અને સોજે દારૂ ખોરાક છે, પણ તે થોડો અને નાહાનો ખોરાક છે.

વળી દારૂ દવા છે, તે કોણ ના પાડશે? એ વાતતો સઉ જાણેછે. બરાંડીના એક કતરાથી મરતું મરતું માણસ જીવેછે. તે છેક છેલા હાંફામાં કાંઈજ નહી પણ બરાંડી અને વાઈન ગળેછે. શેવટની નાતવાની અને નબલાઈમાં દારૂ અકસીર થઈ પડેછે. સાજા આદમીથી નહી પીવાય તેટલો દારૂ માદા આદમીને આપવામાં આવેછે. સાજો માણસ દર કલાકે બરાંડી લીએતો છાકટો થાય, પણ માંદગીની હાલતમાં બચાંને દર કલાકે બરાંડી પાતાં તેના અંગમાં ગરમી આવેછે, તેને કુવત આવેછે, તે તનદરોસત થાયછે. છાતીના દરદો ઉપર હમણા બરાંડીનો ઉપયોગ વધતો જાયછે. કોલારામાં પુશકલ ચંપીન પાવામા આવેછે. એ પરમાણે દારૂ દવા દાખલ કાંમ લાગેછે.

મંજલથી થાકેલા મુસાફરને, વરસાદમાં ભીંજાયલા બેગારીને, કામથી કંટાલેલા મજુરને દારૂનું એક ગલાસ દવા દાખલ કાંમ લાગેછે તે કાંઈ છુપું નથી. નામીચો મુસાફર બેકર આફરીકાની પોતાની મુસાફરીમાં તાવથી હેરાન થતો હતો અને ઘણો નબલો થઈ ગયો હતો. તેણે તાંહાં ઉગતા એક મીઠા કંદમાં ખમીર ચહાવીને દારૂ બનાવયો અને તે દારૂ દરરોજ થોડો પીવા માડયો. તે લખેછે કે "તેની આગમચ બે વરસ સુધી મેં દારૂ ચાખેલો નહી હતો, તેવામા આ મજીઅમ દારૂ હાથ લાગાથી હું મજબુત અને જોરાવર થયો, તાવ જતો રહયો અને મારા ઉપર અજાએબ જેવી અસર થઈ."

અમેરીકન વરજીનીઆમા કેટલાક પરાંતોમાં તાવ જારી છે. તાંહાં ચોકસ મોસમમાં ઘરની બાહેર તડકાંમાં જવા આગમચ દરએક જણ સહવારના "વીહીસકી" નામના દારૂનો એક "ડરાપ" લેયછે. તેથી તેઓને અવગુણ નહી પણ ઘણો ફાયદો થાયછે. તાહાડીયા તાવની ઈસપીટાલોની અજમાશ ઉપરથી એક તબીબ કેહેછે કે કોઈ જાતના અરક સાથ કુઈનીન આપવામાં આવેછે તારે તાવના એ અકસીર ઈલાજની કીમત બમની વધેછે. આગલા વખતમાં "પેરૂવીઅન બારક" ની દવા તાવ ઉપર આપવામાં આવતી હતી, તે વેળા વાઈન અથવા બીજા કોઈ દારૂ વગર તે નકામી ગણાતી હતી.

નબલા કોઠાના માણસોને ભુખ લગાડવા માટે દારૂ આપવામાં આવેછે. તરણથી પાંચ વરસની ઉમરના બચાંને વટીક ખાવાની ઈરસા પેદા કરવા સારૂં દારૂ આપવામાં આવેછે. નબલા બાંધાના બાલકો ઘણીવાર સંગીન ખાવાનું મુકી દેયછે. સહવારનું ખાંનું બપોરવેર ટાંકી રાખતાં રદ થાયછે, પણ તેના ખાધામાં જતું નથી. આવે વખતે ડાકટરો બરાંડી પાણી, વાઈન, બીર અથવા કલારેટનો સેજે અથવા ઉમર અને કાએનાત પરમાણેનો, જયો ખાંડ નાખી તથા મીઠો કરી અપાવેછે, પછે તે બચાંને સંગીન ખોરાક ખાવા ગમેછે. જાનવરો ઉપર વટીક ખોરાક અને દવા તરીકે દારૂની અસર માલમ પડીછે. થાકથી નબલા પડી ગ

પલા॰ઘોડાઓ વાઇન અથવા વીહીસકી આપવાથી તે તનદ
રોસત અને ટટાર થાયછે.

આ સઘલા વીચારો સમાપત કરતાં શેવટે ફરીથી યાદ
આપીએ છઇએ કે દારૂ પીવાની ભલામણ કરતાં તેને બે
અંદાજ પીવાની અમે ભલાંમણ કીધી નથી. કોઇબી ચીજ
ની આદત પાડવી બુરી ચીજ છે, તેમ દારૂનીબી આદત
પાડવી ખોટી છે. ફકત શોખ અને શવાદને મારે દા
રૂને સેજ વાપરવામાં હરકત કાંઇ નથી. આપણી
ટેબલ ઉપર નવાઇની ચાહે, નવાઇનો મેવો અથવા
નવાઇની મીઠાઇ આવે તેમ નવાઇનો શરાબ નવા
ઇનેં ખાતર જરા પીવો એ કાંઇ ધીકારી કાહાડવાજો
ગ નથી. દારૂને તદનજ ધીકારનારાઓં કાંઇ ફાયદો કરતા
નથી; હજારો વરશ થયાં દારૂનો ધીકાર ચાલતો આવયોછે પ
ણ હજારો વરશ થયાં તેનો ખપબી ચાલતો આવયોછે. તે
ના ખપને અટકાવવો તે ખુદરતને અટકાવવા દાખલ છે;
તેના કરતાં ઘતારટ એ છે કે દારૂ બાબે ખરો રસતો માતર
દેખાડવો અને તે એ કે "દારૂ નહી પીશું તો ચાલશે—પ
ણ જો પીશું તો સેજ અને અંદાજાસર પીશું."

---

## પતેતીની ભેટ.

"એમા મને કંઇજ આશા નથી—એને કંઇબી મ
ળવાનું હોતેતો—"

"વાહાલાં માએજી, પયાર, વફાદારી અને જવાંની
કરતાં બીજી કેઇ આશા મોહોટીછે ! એ સરવે આગળ
પઇસો સું ચીજછે ?"

"શીરીન તુંને ખરી જીંદગીની ખબર નથી—અને
ગરીબાઇ સું છે તે વીશે તું કાંઇ જાણતી નથી. એક ગરી
બ પુરૂશની બાયડી થાવાને તું તદન નાલાયકછે, અને મને
ધાસતી લાગેછ કે મેં તુંને ઘણી ભુલમા ઉધારીછ !"

"માએજી !"

"તને ઉમદા કેળવણીની બદલી જો ઘર સંસારનો
કારભાર સીખવયો હતેતો તું કોણને તારો ખાવંદ પસંદ
કરે તેમા મને કાંઇ ચીંતા હતી નહી, મેં મારી નાધલી આ
વકનો ખરચ કરી એક કુલવાંન સ્ત્રીને લાયકની તુંને કેળ
વણી આપેઆની બદલી તયારે હું તે આવકમાથી થોડું બં
ચાવી આ વખતે તુંને તેની ભેટ કરી શકતે."

શીરીન હસીને બોલી.

"હું માફ માંગીને કહુંછ, વાહાલાં માતાજી, અને
હું જાંણુંછ કે એનો તમો અટકાવ કરી શકતે નહી. જો
મેં કેળવણી નહી લીધી હતેતો વાહાલો કાઉસ મને આજે
પસંદ પણ કરતે નહી. આજે જો કોઇ મને રોટલો થાપ
વા કેહેતો તેજ ઉમદા કેળવણીની ખુબીથી ખચીત માનજો
કે તે મારે પોતાને હાથે બનાવવામા હું કાંઇ હલકુ સમજ
નાર નથી."

"સું તું રોટલી થાપે !"

સીરીનની મા પીરોજબાઇના આ દલગીરી ભરેલા ધી
કારને માટે હમારાં વાંચનારાંઓ માફ કરશે. તે સ્ત્રી કાંઇ
પઇસાની લોભી હતી નહી, પણ તેણીના ખાવંદના મરણ
પછે તે જે નાધલી મીલકત મુકી મરણ પાંમયો હતો તે સં
ધી મીલકત તેણીંએ પોતાની એકપુરી દીકરી સીરીનને ઉંચે
દરજજેની કેળવણી આપવામા ખરચી હતી અને હવે તે
કેળવણી તથા તેની જાતી ખુબસુરતીને લાયકનો તેનીને ખા
વંદ અપાવાની તજવીજમા હતી. તેણીએ જયારે સીરીન
ને મોહોડેથી છેલલા સખુનો સાંભલયા તયારે અલબતાં તે
ણીને ગુસ્સો ઉતપન થયો કે આવી ઉંચી કેળવણી લીધેલી
સ્ત્રી રાંધનીમા જઇ રોટલી થાપવાનું હલકું સમજે નહી, પ
ણ આ ફલ સીરીનને આપેલી પુખત કેળવણીનુંજ હતું એ
મ પીરોજ સમજતી હતી નહી.

જે ગાંમડાંમા તેઓ રેહેતાં હતાં તે ગાંમડું ઘણું ના
ધલું અને ટુંક વસતીનું હતું તથા તે ગાંમડું એક મેહેલા
શા નામના શેઠીયાને તાયબે હતું, તેથી એવાં નાધલાં ગાંમ
ડાં મધેથી સીરીનને લાયકનો ખાવંદ મળવાની પીરોજબા
ઇને ઘણી થોડી આશા હતી.

જયારે પીરોજબાઇ અને તેની છોકરી સીરીન આ
જગામા આવી વસયાં તયારે મેહેલાશા બીજાં સેહેરોમા
મુસાફરી કરી જાતી અનુભવ મેળવવા ગએલો હતો. તે
કુંવારો હતો તથા તેહેની એકજ બેહેન હતી, જે તેના ઘર
નો કારભાર ચલાવતી હતી. થોડી મુદત જાવા બાદ મેહે
લાશા પોતાની મીલકત ઉપર પાછો આવયો, અને તેની
ઓળખ પીરોજબાઇ તથા તેની બેટી સીરીન સાથે થાઇ
અને વખતના ગુજરવા બાદ એવું માલમ પડતું હતું કે,
મેહેલાસા સીરીનને ઘણો ચાહાતો હતો. સીરીનને માટે
તેની મા પીરોજબાઇ આવા જુવાંન તથા ઓધાવાળા, પઇ
સા અને દોલતથી ભરપુર, બાગ બગીચા અને ગાડી ઘોડા
મા સદા સેલ કરનાર ખાવંદ કરતાં બીજો કયાં સોધવા જાય ?

પણ આ મમતી છોકરી તે સંધાંને તરક કરી એક
વચલી પદવીના સમજુ અને ખુશ મીજાજના પણ દોલત
વગરના, તથા દુનીઆંના કાંઇ પણ માન વગરના ધણી ના
મે કાઉસ સાથે (ફકત એટલાજ કારણને માટે કે તેઓ
એકકને ચાહાતાં હતાં) પોતાની સગાઇ કરવાની મુરાદમા
હતી.

આપણે જોયુંછે કે પીરોજબાઇ કાંઇ પઇસાનીજ લોભી
હતી નહી. જયાં સુધી તે ધારતી હતી કે કાઉસ ઘણી ન
હી પણ થોડી પુંજીવાળો તથા સારો વગ ધરાવનાર માણસ
હસે તયાં સુધી સીરીન અને તેની વચેની મીતરાચારીમા તેની
એ ખલલ કીધી નહી. પણ જયારે તેની આગલ કાઉસે ખોલે
ખોલું કહયું કે તે કાંઇ દોલતવાલો પુરૂશ હતો નહી. પણ
ફકત સીરીનના પયારને માટે તેની સાથે પરણવા, અને
પોતાનો મારગ પોતાને હાથે ખોલલો કરવાનો ઇરાદો રા
ખતો હતો; તયારે પીરોજબાઇને પોતાની છોકરીને વગર
પઇસાના ખાવંદને આપવાનું અને પોતાની આખી જીં
દગીની ઉમેદને ખોહોવાનું દરૂસત લાગું નહી. વલી તે
એમબી નહી ચાહાતી હતી કે સીરીનનો પયાર જયાં નહી
લાગો હોય તીયાં તેનીના નેકા કરે કારણ તે વારેઘડીએ અ
ફસોસ કરતી હતી કે "અરે, સીરીને પોતાની બરોબરી
આ સાથે પયાર કાંએ નહી બાંધેઓ."

જયાં સુધી પીરોજબાઇથી દેખાઇ સકાયું તીયાં શુધી
તેણીએ ખમયું, પણ જયારે કાઉસે પોતાંનો સીરીન તરફનો

પયાર તેનીની મા પીરોજબાઇને ખોલલી રીતે જાહેર કીધો અને તેની પાસેથી તેની બેટીની માંગની કીધી, તથા જયારે સીરીને પણ પોતાની મરજી કાઉસ સાથેજ પરણવાની તથા જયાં શુધી કાઉસ પોતાની રોતલી સારી રીતે પેદા કરી સકે તીયાંશુધી અને અગત પડેતો આખી જીંદગી તુલીક પણ કાઉસની સાથ પરણવા સારૂં થોભવાની મરજી જણાવી, તીયારે પીરોજબાઇના ગુસસાનો કાંઇ પાર રહયો નહી.

પીરોજબાઇના વીચારમાં અંદરખાંને શેઠ મેહેલાસા હતો. અને તેટલા કારણથીજ સીરીનને કાઉસ સાથે અદરાવાની રજા આપતી હતી નહી. જેથી આ બેહુ કુટુંબ વચ્ચે એકમેક સાથની મુલાકાત હમેસની મુવાફેક જારીજ હતી. એક દીવસે સીરીને પોતાનો રસતો ખુલલો કરવા મેહેલાસાની બેહેનને પોતાનો વીચાર જણાવયો કે તેણીનો પયાર બીજાને અરપણ કરેલો હતો. એમ કેહેવામાં તેણીની મતલબ એટલીજ હતી કે તે ખબર મેહેલાસાને પોંહોંચે, અને એ ભલો માણસ સીરીનનો હાથ મેલવવાની આશામા રેહે નહી. પણ એના ઉતરમાં મેહેલાસાની બેહેને દાહાપણ ખરચી એટલોજ જવાબ આપયો કે ખરૂંછે કે આપણ સંધા ઘણી વખત પયારના વેહેમમા ઠગાઇએછ પણ જેમ આપણે આપણાં મેલાં કપડાં બદલી નાખીએછ તેમ એ આપણા વેહેમો પણ બદલાયછ.

* * * * * * * * *

શયાલો પસાર થાવા બાદ હુંનાલાની મોસમમાં પીરોજબાઇને એક કાગલ ટપાલની મારફતે મલયો. અને તે વાંચતાં વાંચતાં બોલી,

" મારી વાહાલી સીરીન, આપણે તીયાં કોણ પરોના આવનારછે ? "

સીરીન પોતાના વાહાલા કાઉસના વીચારમાંજ હતી તેથી તેનીએ કાંઇ જવાબ વાલયો નહી.

" તું જાણેછ ? તારો કાકો જાંહાંગીરશાહ કોટવાલ આવનારછે. મેં તેને આગલ જોયો નથી. તારો બાપ એક અરથી વગરની મને પરણી લાવયો તેથી જાંહાંગીરશાહ તેની સાથે રાજી હતો નહી, પણ તારો બાપતો ગુજરી ગયો, અને હવે તે એકદમ ઘણી મમતા ભરેલી રીતે લખેછ કે થોડો વખત તે આપણી સાથે ગુજારશે. આ પણને આવી રીતે એકાએક સોધી કાહાડવામાં તેની સી મતલબ હશે ? સીરીન, એમાં શું ભેદ હોશે ? ભેદ હોશે ? "

" માએજી, હું ખમીત કહુંછ કે મને કંઇ તેનો ખેયાલ આવતો નથી, પણ હું ધારૂંછ કે તેવણ કયારે આવશે તે આપણને આગલથી માલમ પડશે. "

" તે પોતા સાથે પોતાના નોકરને પણ લાવનારછે" પીરોજબાઇ પેલું કાગલ વાંચતાં વાંચતાં બોલી. "હું આશા રાખુછ કે તે પોલાદ સાથે ઠીક ચાલતો હશે. તું જાણેચ કે ? મનેતો ઘણી ધાસતી લાગેછ, તારા કાકા જાંહાંગીરશાહનો સ્વભાવ એવો કધંગોછે ! "

" હું નહી ધારતી કે મેં કોઇ વખત તે વીશે આગલ સાંભલયું હોય. "

" ખરેખર, તું કયાંથી સાંભલે ? તેને પોતાની આખી જીંદગી ચીનમાં કાહાડેલીછે. તે તારા બાપ કરતાં ઘણો ઘરડો અને મતરાયો ભાઇ હતો. "

" બાવાની કોઇ બેહેન હતી નહી, હં ? "

" નહી, પણ તારા બાપની મતરાઇ અને જાંહાંગીરશાહની સગી બેહેન એક હતી. તે અને તેનીનો ખાવંદ બેહુ ચીનમાં મરાયાં ગયાં હતાં. પણ તેઓનો એક છોકરોછે, જેને હું ધારૂંછ કે જાંહાંગીરશાહ પોતાની સાથે લાવશે. "

જાંહાંગીરશાહ પોતાના કાગજમા લખવા મુજબ અંતે પોતાના નોકર પોલાદ સાથ આવી પુગો. પીરોજબાઇ અને તેની બેટી સીરીને તેઓના આ સગા, પોતાની જીંદગીમાં પણ જોયો હતો નહી, શીરીનનો આ સાવકો કાકો એક ખુબસુરત, કદાવર, લાયકીવાલો પણ દબદબો રાખનાર, અને તુંદ મીજાજનો, વખતે તેના બાલ સફેદ કીધેલા પણ મજબુત બાંધાનો હતો.

* * * * * * * * *

હવે પાછો શયાલો આવયો, પણ જાંહાંગીરશાહ પીરોજબાઇની જુહુપડી છોડવાની વાત કરતો હતો નહી. પોતાના દબદબા અને તાપથી તે પીરોજબાઇના ઘરનો વડો થઇ પડયો હતો, તથા તેનો નોકર પોલાદ સઘલું ઉપરીપણું કરતો. પીરોજબાંનુ આટલુંતો કબુલ કરતી હતી કે જાંહાંગીરશાહનો સવભાવ કઠણ પણ માયાલુ, તથા તેની ઉદારતા હદ વગરની હતી. જાંહાંગીરશાહ આ જુહુપડીમાં ઘણો સુખી હતો.

પોલાદ પોતાના સેઠ જેવોજ બુઢો ખરો અને નીતીથી ચાલનારો, તથા પોતાના શેઠ સાથે દેશેદેશના પાણીનો સવાદ ચાખેલો માણસ, દુનયાંના અનુભવથી પુખત રીતે વાકેફગાર હતો. વલી તે મસકેરો તથા જાંહાંગીરનો સવભાવ જાલવી લેવામાં બાહાદુર હતો. આ રેહેઠાંનમાં જોકે તેબી સુખી હતો પણ દેખાઇતું હતું કે તેના દીલમા કાંઇ ખેદ હતો.

"પીરોજબાઇ તમારા પડોસીઓતો એકેક કરતાં સરસછે." એક દીવસે જાંહાંગીર બોલયો. "તમારાં ગાંમનો દસતુર દારાબ ઘણોજ નેક મરદ તથા તેની છોકરીઓ ઘણી ભલી સ્ત્રીઓ માલમ પડેછ. વળી પેલા જુવાંન શેઠ મેહેલાસા વાશેતો કાંઇ બોલવુંજ નહી."

" ખરેખર, તેતો ખરોજ ગરહસથ આદમીછે." પીરોજબાઇ બોલી ઉઠી.

"વારૂં સીરીન, તેને વીશે તું સું કેહેછે ? "

"કાકા, તેની વીરૂધ મારી પાસે એક બોલ પણ બોલવાનો નથી."

" ખરૂંછે; તયારે આપણે બધા એકજ મતના છઇયે, હું. તો ઠીકછે. અગાઉતો મેં કોઇના કારજ કીધાં નથી, પણ આતો દેખીતું માલમ પડેછ કે મેહેલાસાનું દીલ કયાં લાગેલુંછે; અને તે જોવામા હું એટલીતો મોજ મેળવશ કે જે દીવસે હું તુંને તારો હાથ પકડી એ શેઠીયાને સવાધીન કરશ તે દીવસે સીરીન તું મારી સઘળી દોલતની પણ વારેસ થાશે."

"અને હું, મારા વાહાલા કાકા, તે નમનતાઇ સાથે કબુલ રાખતી નથી."

આ વખતે પીરોજબાઇની ચાકરડી ઓરડામા એક ચીઠી લેઇને આવી પણ વાત ઘણી ગંભીરાઇથી ચાલતાં જોઇ તે ટેબલ પરજ મુકી પાછી ગઇ.

"સીરીન, એમ કાંમ્યે ?"

"પેહેલું એકે, હું કોઈબી સરતે મેહેલાશા શેઠ સાથે નેકા કરનાર નથી. બીજું એકે તમારી દોલત પર ઝીરો કરતાં બીજાનો ઘણો અછો હકછે."

"તું કોણ વીશે બોલેછ ! તું સું સમજેછ ?" જાંહાંગીરે ગુસ્સામા આવી બુમ પાડી.

"તમારા ભાનેજ અને કરી લીધેલા છોકરા સોહેરાબ વીશે."

"સું પેલા બુઢા બેવકુફ પોલાદે તારા કાન ભરયાછ કે ?"

જાંહાંગીરના ગુસ્સાની દરકાર વગર સીરીને ધીરજથી જવાબ આપયો, "પોલાદ પોતાના નાયલા શેઠ સોહેરાબ વીશે ઘણી દલગીરીથી વાત કરેછે, પણ તે અગાઉ તે વીશે હમોને સારી ખબર હતી."

પીરોજબાઈ આ હીંગામના ગભરાટથી એક તરફથી બીજા તરફ જોતી હતી, પણ કાંઇ બોલવાની તેની હીંમત ચાલતી નહી.

"તે ખરીજ વાતછે" તે બુઢો કાકો ગુસ્સાથી બોલયો, "તે નીમકહરામ ચોરને, તે દુકતાને નાફરમાન થાવાના વાંકને માટે મેં વારસામાથી બાતેલ કીધેછ, અને મારી પરવાંનગી વના મારી સાંમને આવી ઉભું રેહેવાની તે ફ્રબુબી હીમત ચલાવશે નહી."

"પણ, કાકા તેનો વાંક સું ?"

"તેનો વાંક ? સીરીનબાંનુ" તે વખતના ગુસ્સામા સીરીનનો મીઠો બોલ ભુલી જઈ "તે મારી મરજીની વીરૂધ થઈ એક કોઈ મોબેદની છોકરી પરણી લાવવા માંગતો હતો. હું જેણે એને પાલેલો પોસેલો તથા એના મા અને બાપ બરોબરની માવજત કીધેલી તેના સખુનને અપમાન આપીને"—

"હું તે પસંદ કરૂંછ." સીરીન થંડે કલેજે બોલી, "પઇસા કરતાં પયારને પસંદ કરવો એ ગરહયપણુંછે. હું અજાએબીથી વીચાર કરૂંછ કે મારો કાઉસ જો હું એક ગરીબ છઉં તેટલા માટે મને છોડી દેતો મને કેટલું લાગે !"

"મારો કાઉસ ! તે વળી કોણછે ?" જાંહાંગીરશાએ પીરોજબાઈને પુછયું.

"ખરૂંતો એછે કે એનું દીલ, કેહેવો કે વેહેમ જે હોય તે, કોઈ કાઉસ નામના પોરીઆ સાથે લાગુંછ, જે ઘણીને હું તદન નાલાયક સમજુછ." બીચારી પીરોજબાઈ લથરતી જબાંએ બોલા—

"હા, હા, હવે સમજ પડી. મેહેલાશાને આ જીહુપડીમા સારો આવકાર નથી મળતો તેનું એ કારણ કે આવા નાદાનોના બેવકુફી ભરેલા પયારનું સું હું સદા દુખ ખમશ કે ? શીરીન, પેહેલાં તારો બાપ, પછી પેલો બેવકુફ દુકતો, અને હવે તું નાફરમાની કરેછે."

"કાકા, હું મારી વાત સમજી લેવશ, તમારે કાંઈ ગભરાવું નહી," સીરીન જોસ્સામાં બોલી. "પણ આટલું તો ચોકસ જાણજો કે જો તમારી વારેસ હું થઈતો તમારી દોલતનો પેહેલો ઉપયોગ એ થશે કે તમારા ખરા વારેસને સોધી કાહાડી તેને હવાલે કરશ."

આ સખુનોથી જાંહાંગીરનો ગુસ્સો કેટલો વધી પડતે તેનો વીચાર વાંચનારેજ કરવો, પણ સારાં નસીબે મેહેલાશા અને તેની બેહેન આવી લાગાં જેથી તે વખતે તો કુવામાં મરથી પડી.

જયારે ઉપર મુજબની ગોફતેગો દીવાંનખાંનામાં ચાલતી હતી, તીયારે તેજ મતલબની વાત નોકરોના ઓરડામાં પણ થતી હતી. પોલાદ અને શીરીનની બાકરડી વાત કરતાં હતાં.

"પોલાદ, હું ખરૂં કહુંછ કે મેં કાનેકાન જાંહાંગીર શાહને બોલતાં સાભલયો કે મારી વાહાલી જે દીવસે તું અમીર મેહેલાસાની બાએડી થશે, તે દીવસ હું મારી સંધી દોલત તારે સવાધીન કરશ."

"અને સીરીનબાંનુએ તેનો શું ઉત્તર વાલયો ?" પોલાદે પુછયું.

"ઉતર ! વલી તે બીજું સું કેહે ! હા, કયું કે "તમારી ઘણી મેરબાંનીછે." જો કે હું બારનામાંથી બાહેર નીકલતી હતી તોપણ મેં બરોબર "ઘણી મેરબાંની" કરી સીરીનબાનુને બોલતાં સાંભલી."

"ઠીકછે, ઠીકછે." પોલાદ પોતાના શેઠનો દગલો તેના ઓરડામાં મુકતાં બોલયો, "એમ કંઈ થશે નહી, એનો ટુકામાં અંત લાવવો જોઈએ, નહીતો ભારી પડશે." એમ બોલતાં તેણે એક સરદ હાએ મારી.

જાંહાંગીરશાહ કોટવાલ જે તેજ ઓરડામા હતો તેણે પોલાદને પુછયું કે "વલી શું છે સાંનો હાએ અફસોસમાં પડયોછ."

પોલાદ એક બીજી હાએ મારી બોલયો, "હું વીચારતો હતો કે પતેતી નોરોજ ઘણો નજદીક આવતો જાયછ, શાહેબ."

"અને તેથી તુને સું દુખ થાયછ ?" જરા ખીજાઈમાંજ જાંહાંગીરે પુછયું.

"કંઈ નહી શાહેબ એટલુંજ કે એ દીવસ ઘણો નેકછે, અને એજ દીવસે લોકો એકકના ગુનાહની માંફી બખસી એકદીલીથી પાછાં જોડાયછ."

એટલું બોલવું જાંહાંગીર જે બરસે પોતાની દહાડી હોરતો હતો તે બરશ પોલાદપર આવી પડયું, પણ તે આગલથી સાઉચેતી રાખી ખસી ગયો, જેથી તે ભીતને વાગી જમીનપર પડયું. પોલાદે તે પાછું ઉંચકી જાંહાંગીરની આગલ ટેબલપર મુકયું, અને પોતાનું આગલું દાસતાંન લંબાવયું.

"તે નેક દીવસે કુટુંબના સંધા માણસો સાથે મલે નહી સાહેબ ? તમારા કુટુંબની એક દાંખલી તમોને ખોદાના હુકમથી હાથ લાગીછ; અને તે દાંખલીનું ફુલ એવુંતો કોમલ અને ખુબસુરતછે કે તેની કંઈ વાતજ નહી. પણ એક બીજી દાંખલી સાથે મલયા વગર તમારૂં આખું કુટુંબ બને"—

"બેવકુફ ગધેરા, મુંગો રેહે. લાવ મારો દગલો, જલદીથી."

"બેઅદબીનો માફછે, શાહેબ, પણ તમો બરીઆંન પેહેરતાં વીસરી ગયાછો."

જાંહાંગીર પોતાની ભુલ સુધારતાં કાંઈ બબરયો. આ ભુલ ઉપરથી માલમ પડતું હતું કે તેનું ધેઆંનબી કોઈ અગતની બાબદમાંજ લાગેલું હતું.

"એમ ઘણી વખત મારેથીબી બનેછ, સાહેબ તેમાં શું છે ? કાલેજ આપણા વાહાલા બેટા સોહોરાબના વીચારમાં ને વીચારમાંજ મારે હાથ ગેલાબના સીસામાં શીરાછ દારૂ રેડાઈ ગયો—"

આટલું સાંભલતાંજ જાંહાંગીરથી તામોશ થાઈ શકાયું નહી, જેથી માંથે પાઘડી મેલવા વગર દાદર પરથી ઉતરતાં પોલાદને કહયું. "જો ફરીથી તે નાપાક ફુકતાનું નામ તું મારી આગલ દેશેતો તારાં હાડકે હાંડકાંનો ચુરો થશે, અને પાંણી પીવા પણ ઉભો રેહેશે નહી તે યાદ રાખજે."

પોલાદ પોતાના શેઠની પાછલ પાઘડી લેઇ વીચાર કરતો દોડયો કે આ બાબદની વાતમાં જયાંસુધી જાંહાંગીરને લાગતી થશે તયાંસુધી શોરાબને લાવવાની કંઈબી આશા સમજવી.

* * * * * * * * *

થોડાજ દીવસમાં પોલાદે પોતાના શેઠ પાશેથી એક તરણ દીવસની રજા માંગી, જે જાંહાંગીરે ઘણી ખુશીથી આપી.

* * * * * * * * *

"મારી સલાહ માન, શોરાબ, અને મારી શાથે ચાલ. જાંહાંગીર કોઇ બાંહાંનાંનીજ વાત જોએછ કે તારી શાથે પાછી બગલગીરી કરે. તું વગર તે ઘણો બેકાંજછે."

જે માણસ સાથે પોલાદ વાત કરતો હતો તે જાંહાંગીરશાહની બેહેનનો છોકરો શોરાબ હતો. તે વીચારના વમલમાં ગરક થઇ ઉભો હતો. તેણે જવાબ વાલયો "અને તું ફરીથી એમ કેહેતોના—તે બનશે નહી. આ બાબદમાં હું કબુળી નીચું જોનાર નથી."

"ખરૂંછે, ખરૂંછે, શોરાબ, ફક્ત મગરૂરી—પાપી મગરૂરી તારા રસતામાં આવેછ જોકે તારા મુરબી જાંહાંગીર શાથે મલવાનેતો તું પણ ઘણો આતુરછે—પણ નીચું જોઇ તેની આગળ જાવામાં ઘણું હલકું સમજેછ—તેમાં તારી મોહોટી ભુલછે."

"તુંને મારા મામાના મીજાજની, તેના ગુસ્સાની, તથા તે ગુસ્સાના પરીનામોની ઘણી સારી માહેતીછે, તયારે હું તેની હજુરમાં કેમ જાઉં ?"

"પણ તુંને કાંઇ તેની આગલ જવું પડવાનું નથી. તેનો જોખમ મારે માંથેછે. જો દીકરા હું કહુંછ તેમ ચાલ તું સુખી થશે."

"હું જાણુંછ કે તારા જેવો ઈમાનદાર નોકર દુનીઆંમાં મલવો ઘણો કઠણછે. પણ આવી બાબદમાં મારો બોજો મનેજ ઉંચકવો જોઇએ."

"વારૂં, શોરાબ જો તું તારા મામા સાથે નહી મલે તો તું સું કરશે !"

"હું મારો ધંધો ચલાવા ધારૂંછ."

"અરે નાદાન, ધંધામાં ટેકા વગર આજે કોણ પાર પડેછ કે તું પડશે ? તું કબુલ કરશે કે એમાં તુંને કાંઇ ફાયદો નથી, માટે આ બેવકુફી મેલી દેઇ મારૂં કહયું માન અને તું સુખી થશે. તારા મરનાર મામાની એક નાઘલી છોકરી શીરીનના હાથમાં તારી પોતાની દોલત જાય તે જોવાને હું રાજી નથી, અને હું તેમ થવા દેનાર નથી."

"પોલાદ, એ શું બકેછ ?"

"જે ખરી વાતછે તે કહુંછ. પોલાદે પેલી ચાકરડીથી સાંભલેલી વાત પોતાના વધારા સાથે શોરાબને સમજાવી, તથા અંતે તેને પોતાના વીચારમાં સામેલ કીધો.

* * * * * * * *

"સીરીનબાંનુ આ સું તમારો ખરો અને છેલો જવાબછે ?" મેહેલાસાએ સીરીનબાંનુને પુછયું. એ શેઠીઆએ તેણી સાથે પરનવાની માંગની કરી હતી, જે સીરીને નાકબુલ રાખી.

"હા, આ મારો છેલોજ જવાબ છે."

"હું દલગીરછું કે એ જવાબ મારી સઘળી આશા ભંગ કરેછ."

"હું પણ દલગીરછું. પણ આશા રાખવાનું મેં તમોને કંઈબી કારણ આપયું હતું નહી."

* * * * * * * *

"કાલે પતેતીનો મુબારક દીવસછે."

પોતાના શેઠ જાંહાંગીરશાહ જે ઉંડા વમલમા ગરક થઇ પોતાના ભતરીજા શોરાબની ચાલ વીશે વીચાર કરતો હતો, અને પોતાની ચાલ વીશે મનમા દલગીર થતો હતો; તેની પાછલ પોલાદ પણ ચાલતો હતો. તે ફરીથી બોલયો. "કાલે પતેતીનો દીવસછે."

જાંહાંગીરે કાંઈ જવાબ આપયો નહી, પણ ફક્ત ડોકું હીલવયું.

"ગયા નોરોજને દીવસેતો સોરાબે પોતાના હાથે સરબતનો પયાલો બનાવયો હતો, અને આપણે કેહેવી મજાહ કીધી હતી."

"હજુર પોલાદને કાંઇ કોહું જલયું નહી."

"ઓરતોની મીજલસમા એકુ જુવાંનીઆનીબી અગતછે, અને વાહાલો શોરાબ જો આપણી સાથે હોયતો ખુશાલીનોતો કાંઇ પારજ નહી શેઠ."

હવે જાંહાંગીરથી થોભાયું નહી. "એક વખત નહી પણ એકસો વખત, એક હજાર વખત કહયુંછે, પણ તું ગયેરાને શરમ નથી."

"તમો કહોછ તે ખરૂં પણ આવે સમે તેને યાદ કરવા વગર ચાલતું નથી. તમો શાહેબને પણ શોરાબ યાદ આવતો હશે એમાં કાંઇજ શક નથી; કારણ કે આપરી આખી જીંદગી એકકની સંગતમાં ગુજરેલી, અને પતેતી શોરાબ વગર જાએ ! ખેર ! જેમ તમો શાહેબની મરજી."

થોડો વખત પોલાદ મુંગો ચાલયો; પણ વલી બોલી ઉઠયો:—"આ ઘણું અજાએબ જેવુંછે કે ઘણા વરસ થયાં મેં તમોને કાંઇ નોરોજપર ભેટ આપી નથી, માટે આ વખતે હું કાંઇ તમારી નજર આગલ ધરવા ધારૂંછ."

"નહી. પોલાદ એમ કાંએ ? હમેશ તો શેઠ પોતાના ચાકરને ભેટ આપે, તીયારે તું સાંનો મને આપવા માંગેછ!"

"હમેશ તો તમારી મેહેરબાંની છેજ, પણ આ વખતે મારી મુરાદ તમોએ બર લાવવી."

"ઠીક છે જેમ તારી મરજી."

"અને તે તમોએ સંભાલથી મારી યાદગારી દાખલ રાખવી."

"કબુલછે."

નોરોજની ખુશનુમા બામદાદ થઈ, અને જાંહાંગીરશાહ જેવો પોતાના ઓરડામાંથી તે નાઘલાં કુટુંબ શાથે ને

રોજનો નાસતો ખાવા જતો હતો તેવોજ પોલાદે તેને ઉભો કીધો, "કાલે પતેતીની જે ભેટને વીશે હું કેહેતો હતો, તે ભેટનો બાકસ આવી પુગોછે."

"મને ભેટ આપવાનો બાકસ, હું, હું, ?"

"હા, શાહેબ જરા મેરબાંની કરી તે જોઈ જશો."

"સું ! તું તું તે હંઈ લાવી નહી સકતો !"

"નહી સાહેબ—હંઈઆં નહી લાવી શકાશે. બાનુઓ પણ તમારી સાથે તીયાં આવેતો મોહોટી મેહેરબાંની થાશે."

"ઠીકછે ચાલો તારે."

સંધાં જે ઓરડામાં બાકસ મુકેલો હતો તીયાંહાં ગયાં. જોએશું કે જાંહાંગીર તથા પીરોજબાઈ, અને સીરીનને એક મોહોટો દેવદારનો જુનો બાકસ, દોરડાંથી સીકરેલો, તથા કોઈ દુકાંનદારે મજબુત પેક કીધેલો હોએ તેવો માલમ પડયો. જાંહાંગીરે પોતાનો મથમો ચડાંવી તપાસની નજરે તે બાકસ તરફ થોડો વખત જોયું, અને અજાયબ થાવા લાગો કે આવા મોહોટા બાકસમાં શું હદીઓ હશે. તેને પુછયું "પોલાદ આ સું લાવયોછ, મશકેરીતો નહી કરતો કે ?"

"અરે એ સું બોલોછ ?" કરી પોલાદે બાકસ ઉખેડવા માંડયો. "હવડે તમો જોશો." સંધાં ઇનતેજારીથી રાહા જોતાં ઉભાં. પોલાદે આસતે રહીને બારનું ઘીલું કીધું, અને પછે એક ઝટકાએ ભાંજી કાહાડયું.

"આપણો શોરાબ, શાહેબ." પોલાદ ગંભીરાઈથી બોલયો.

"સીરીન તારો કાઉસ." પીરોજબાઈ ઘભરાટમાં બોલી.

"મારો ભાનેજ" જાંહાંગીરથી બોલયા વગર ચાલયું નહી.

"વાહાલા કાઉસ" સીરીન બોલી અને તરતજ તેઓ એકેકને વલગી પડયાં.

"પોલાદ, આ તારી કેહેવી ચાલ," જાંહાંગીરશાહ જોકે મોહોટેથી બુમ પાડી બોલયો પણ તેનું દીલ કાઉસ તરફ દોડતું હતું.

"સીરીન, સું આ નાફરમાંન છોકરાને તું ઓલખેછ ?"

"જાંહાંગીરશાહ તમો સું કાઉસને ઓલખોછ ?" પીરોજબાઇએ એકકી વખતે પુછયું.

"મારો ભાનેજ તે તમારો કાઉસ સું ?"

"મારો વાહાલો તે તમારો ભાનેજ સું ?"

આ વખતે હવે જાંહાંગીર પણ ગંભીર રહી સકયો નહી. અંતે એકકનો ખોલાશો થયો. જાંહાંગીર અને પોલાદનો શોરાબ, તેજ શીરીન અને પીરોજબાઇનો કાઉસ હતો. પણ આ બનાવની અગાઉ તેઓ જયેથી કોઈ પણ જાણતું હતું નહી કે શોરાબ અને કાઉસ એકજ દીલમાં સમાયલા હતા. હવે એકક તરફનો ખોલાશો માલયો અને તેનું સેવટ એ આવયું કે, જાંહાંગીરશાહ કોટવાલે શોરાબને માંફી બખશી અને નોરોજની અગાઉ શોરાબ અને સીરીન લગનના પવીતર ગાંઠથી જોડાયાં. કાઉસ.

---

# શાહાના હીરા.

વાંચનારી બાનુઓ, તમો હાલના ઇરાણના શાહા નશરૂદદીનને ઓળખતાં હશો. તેનો હેવાલ અને તસવીર અમે તમારે માટે આગળ છાપી પરગટ કીધાં હતાં. એ શાહા ગયે વરશેજ યુરોપખંડમા મુશાફરી કરી આવયોછે. એ મુશાફરીમાં તેને ઘણી ઇજત અને મરતબો મળયોછે. તેને લગતી સઘલી ખબરો હાલ વધારે પેપ્આંનથી અને ઉલટથી વાંચવામાં આવેછે. એક યુરોપીઅને હાલમા તયાંના ખજાંનામા પડેલા હીરાઓની તવારીખ લખી, જેનો એક ટુક સાર આ ઠેકાંણે આપીએતો આશાછે કે તે વાંચનારી શયાંની અબલાઓને અણગમતો લાગશે નહી.

સીકંદરના જનમ ચરીત્રમા એવું કહેછે કે પાદશાહના ઓરડામા ૩૦૦૦૦૦ રતલ શુનાના શીકકા અને ૩૦૦૦ રૂપાંના ટેલંટ રાખેલા હતા. પાદશાહના કોચની ઉપર શુનાનો દરાક્ષનો વેલો હતો, જેની દરાક્ષ ઘણાજ કીમતી ઝવાહેરોની બનાવી હતી. ઓરલોફ નામનો વખણાયલો હીરો જે હાલ રૂશીયાના રાજદંડમાછે તેને વીશે એવું ધારવામા આવેછે કે તેનાથી ઇરાણનું મોરનું તખત શણગારયું હતું. આ હીરાને વાસતે કોઈ એમબી કહેછે કે તે એકવાર શીરીંગહામના દેવની મુરતીની આંખમા જડેલો હતો તયાંથી કોઇ ફરેંચ ભટકનાર પેલા દેવને હીનુ લગાડવાની મતલબથી જોગીનો વેશધારણ કરી તયાંથી ચોરી લાવયો હતો. નાદરશાહના ખુનના ઘભરાટમા કેટલાક શઠાબાજ આરમીનીયન લોકોએ નાદરશાહનાં એક શરદાર પાશેથી આ હીરો ખરીદ કીધો હતો; તીયાંથી ઘણા જણનાં હાથોમાં ગયા પછી અંતે તે રૂપીઆ નવ લાખની કીમતે શાહજાદા ઓરલોફનાં હાથમાં આવીયો, જેથી તેનું નામ ઓરલોફ પડયું હશે; તેણે લઇને તે બીજી કેથેરીનને બખશેશ કીધો.

હાલમાં ઇરાંણનાં ખજાંણાંમાં શઉથી શુંદર હીરો દરીયાએનુર (રોશનીનો દરીયાવ) નામનોછે, તેનું વજન ૧૮૬ કેરેટછે, તે દોઢ ઇંચ લાંબો, એક ઇંચ પોહલો, અને તરણ અશટાંઉશ ઇંચ જાડોછે. તે એક કાચનાં ટુકડા જેવો શાદોછે, તોપણ ઇરાંણીઓ તેને ઘણો ચાહેછે, કારણ કે તે હીરો પાંચ હજાર વરશની વાત ઉપર અફરાશીઆબની શમશેરપર હતો, એવું તેઓ માંનેછે. કોહેનુર તથા દરીયાએનુર બંને હીરા તઇમુર હીંદુસથાંનમાં લાવીયો હતો, અને નાદરનાં વખત શુધી અહી પડી રહયા હતા. જયારે દીલલીમાં તાતારી રાજ પાછું સથાપવાની કોરીશ થઈ, તીયારે દોસતીનાં હકમાં પાઘડીઓ બદલવાનો ચાલ હતો. આ રીત દીલીનાં શાહાથી ના પડાઈ નહી, તેથી આ "રોશનીનો પાહાડ" પાછો ઇરાંણનાં ખજાનાંમાં જઈ પડયો. તીયાં એક બીજો શુંદર હીરોછે, જે વજનમાં ૧૪૬ કેરેટછે, અને તે શાહનો પોતાનો તાજેમાહા નામનો છે. આ અને દરીયાએ નુરને એક જોર બાંગડીમાં જડેલાછે, જેની કીમત એક કરોડ રૂપીઆ થાયછે. એ શીવાય એક બીજો તાજેહમા (ફીનીકસ પખશીનુ તાજ) નાંમનો હીરો માણશનાં અંગુઠાનાં બેટકાં જેટલો મોટોછે. એક લખ

નાર ખાતરીથી કેહેછે કે પીટ અથવા રીજંટ નામનો હીરો જે ચોથા જપોરજ રાજાએ સર હારફોરડ જોનસ સાથે ફતે હઅલીશાહપર મોકલાવીયો હતો, તે હજી ઈરાંણી ખજાનાંમાં જોવામાં આવેછે. પણ એક પીગટ નામનો યુરોપીયન એ વાતની તકરાર લેછે કે તેતો હમનાં ફરાંનસનાં બાદશાહી તાજમાંછે. મદરાસનાં ગવરનર પીટે આ હીરો હદી લાખે મેલવયો હતો; તે વખતે તેને વાસતે ઘણું બોલાયું હતું કે તે અણઘટતી રીતે લઈ લેવામાં આવયો; પોપે પણ કવીતામાં કહયું હતું કે—

" એક હીંદુસતાંનીની માફક નાગો પડી,
" પ્રમાણીક વેપારી લઇ ગયો ચોરી."

તેનુ અશલ વજન ૪૧૦ કેરેટ હતું, પણ પીટ તેને ખોટું પાડી ૧૨૬ કેરેટ કરેછે. ઓરલીયનસના ડયુકે આ હીરો સાડાતેર લાખે વેચાતો લીધો હતો.

હમણા શાહાની વીટીમાં જે હીરોછે તે બેશક ઘણોજ ઉંચો નમુનોછે. તયાં એક નાહનો ઓરડોછે તેની લંબાઈ ૨૦ ફીટ અને પોહલાઇ ૧૪ ફીટછે, અને તેની અંદર દાખલ થવાને એક ઘણુંજ નાહનું બારણુછે. આ ઓરડામાં ઈરાંણી ગલીચાપર બીછાવેલું રૂપીઆ સાત કરોડ ઉપરનું જવાહેર પડી રેહેછે. તેમાં મુખય સરદારી ભોગવનારૂં ફુલનાં પાતનાં આકારનું કયાંનીઅંન તાજછે, જેની ટોંચપર એક માણેક મરઘીનાં ઈંડાંના જેવડું મોટુંછે, અને તેને વાસતે એવું ધારવામાં આવેછે કે તે શાયામથી આવયું હતું. આ તાજની બાજુએ બે ટોપીઓ હલવાનનાં ચાંમડાંની ઘણાજ નાદર હીરાઓથી શણગારેલી જોવામાં આવેછે, તેની પાસે મોતી, લાલ, પાના અથવા લીલમના હારો, અને સેંકડો વીટીઓના ખુમચા પડેલાછે. મી૦ ઇસટવીક આ શઘલું તપાશી કેહછે કે આ ઝવાહેરોની સાથે તયાં દસતાંના (એટલે લડાયક ઘોડેસવારોનાં હાથમાં પેહરવાનાં મોજા) અને કમરબંદો પણ મોતી અને હીરાથી જડી લીધેલા જોવામાં આવેછે. પણ તેઓમાં શઉથી વખાંણવા લાયક કયાની સોકોનો એક કમરબંદછે, જેનું વજન હદાર રતલ થાયછે, અને તેની ઉપર તદન મોતી, હીરા, લીલમ, અને લાલ જડેલાંછે. એક કે બે તલવારનાં મયાંનોછે તેની કીમત હદી લાખ ગણાઇછે.

દુનીયાંમાં શઉથી શરશ ટરકોઇસ જાતનો હીરો—જે ફકત ઈરાંણમાંજ મલેછે, અને તેનો રંગ જરા બલુ પણ લીલોછે—તે તરણથી ચાર ઈંચ લાંબો અને કંઇબી ડાઘ વગરનોછે. વલી લખનાર કેહછે કે "મેં એક નાહનો પણ અતીશે ખુબશુરત હીરો જોયો, જેની લંબાઈ ફકત પોણી ઈંચ અને પોહલાઈ તરણ અસટાંઉસ ઈંચ હતી, તેનો રંગ ઘણો ચાહવા લાયક, અને જેમ ઈરાંણી સાહેરો કહી ગયા તેમ આંખને ઠંડક આપનારો હતો. તયાં વલી સનીશચર સંગેમરમર જેવાં અને લાલ તથા મોતીઓ અખરોડ જેવાં મોટાં હતાં. અને હું ખાતરીથી કહુંચ કે તયાં જે સેંકડો પાનાં હતાં તેઓ અરધી ઈંચ ચોરશથી તે પોણાબે ઈંચ લાંબાં અને એક ઈંચ પોહલાં શુધી હતાં. તલવારનાં મયાંન જે હીરાથી જડેલાંછે તેની ઉપર માણુશનાં નખથી નાહનાં હીરાઓતો મેં જોયાજ નથી." છેલાં, તયાં એક પાંણું અખરોડ જેવું મોટુંછે, તેની ઉપર જે જે બાદશાહોના હાથમા તે ગયું તેઓના નામો તે ઉપર કોરાવાથી ભરાઈ ગયું. ઈરાણીઓ પાણાને વધારે ગણેછે, પણ મુખય કરીને જે મીશર દેશથી આવે તેનેજ. તેઓની શરાબની જાંમો આ કીમતી પથરોથી શણગારવામા આવતી હતી. શાહાની પાસે હમના એક મોતીછે તેની કીમત રૂપીઆ ૭ લાખ ગણાયછે.

ખુદ ઈરાણી હીરાઓમા ટરકોઇસ જાત સરસ ગણાયછે, જેની ઉપર તયાંના દેશી ઝવેરીઓએ ઘણીજ બારીક કારીગરીથી નકશી અને લેખો કોરેલાછે. શઉથી ઉતમ ખોરાશાનના મુલકના નેશાપુર શેહરમાથી મલેછે, જયાંની ખાંણોમાથી ઈરાણીઓના જુનાના લશકરી બખતરો બનતાં હતાં, જે બખતરોની યુનાનીઓએ જાબજા વખાંણ ગાઈ હતી. ચારડીન નામનો શખસ કહેછે કે ઇસફહાનના ખજાંનાંમા તેણે "દરેક ઓરડામા દાણા અનાજની માફક ઢગલાબંધ ઝવાહેરો જોયાં. બરમાના રાજાના લાલ કરતાંબી શાહને ઈરાણી ટરકોઇસ વધારે પશંદછે. તેઓના બે જુદા જુદા વરગ કીધેલાછે. પેહલામાં "સેંગવી" અથવા કઠણ, અને બીજામા દરીઆઈ રેતીમા ઘસડાઈ આવેલા, મોટા કદના, પણ ઓછી કીમતના અને ઉંડા બલુ રંગનાછે. નશરૂદદીનશાહ પોતાની પશચમ તરફની મુશાફરીમા શઉથી ઓછામા ઓછા કીમતી હીરાઓ લઈ જંઈ સંતોશ પામયો, તોપણ તે બસો ટાલીસમાનથી ઓછા નહી હતા, કેમકે દેખાવમા તેઓ હલકા હતા, પણ દરેક ઈરાણીઓની આંખમા તેઓની કીમત હદ વગરની હતી.

એક ઘણોજ શુંદર અણીદાર તારો હતો તેને વીશે એવું કહેછે કે તે અશલ ઈરાણીઓનો જાંહાં પેહલવાન તેહેમતન રૂશતંમ પેહરતો હતો, અને તેમા એવી શકતી હતી કે ગમે એવો ઠગારો શખંસ તેની ઉપર નજર પડતાંજ પોતાનો ગુનાહ કબુલ કરી દેતો હતો. શાહાના ગળામા જે કેરબાની તશબીરછે તેને વીશે કેહછે કે તે મહમદના વખતમા આકાશ પરથી પડી હતી. નશરૂદદીનના ખજાંનામા જેમ શઉથી કીમતી તેમ શઉથી નજીવો એક પાનાથી જડેલો શુનાનો દાબડોછે, તેને વાસતે કહેછે કે તે દાબડો જે શખસ પોંતા પાસે રાખી કાંઇબી બોલે, તે શાદ બીજાંઓ સાંભળે, પણ દાબડો રાખનાર બીજાંઓને નજરે પડતો નથી.

નોશેરવાંન.

---

## દેગરા કાકાની પતેતી.

મારા મોટાબાવાના ઘેરમાં એક દેશાકાકા હતા, તેને અમે બધાં છોકરાં છઇઆં દેગરા કાકા કેહેતાં હતાં. તેવણ જેટલા ઘરડા નહી હતા, પણ તે કરતાં દોંગા વધારે હતા. તેવણના દીલ પર હાડકું તો કંથે નજરે પડતુંજ નહી હતું, તેવણ બધી ગમથી માંસનાં એક દડા હતા. તેવણ બધી ગમથી પરૂપવોના જેવા ગોલાકાર હતા, તેવણનું માથું ગોલ, મોહોડું ગોલ, હાથ ગોલ, પગ ગોલ, પેટ ગોલ, આંગલાં વટીક ગોલ હતાં. જેટલા ગોલ તેટલા તેવણ ફુલેલા હતા. ગાલ ઉપસેલા ને બરફી જેવા હતા. એકેક આંગલુ ભુંજેલા કબાબ જેવું હતું.

દેગરા કાકા ઘણા ખાધરા હતા. તેવણ થાલી ભરીને ધા




દેંગશાકાકાની પતેતી.

ન ખોઇ જતા અને તોપણ બીજું માંગતા હતા. તેવણને ગો
શત ખાવાનો ઘણો શોખ હતો. તેથીજ તેવણ દેગરા જેવા
બનયા હતા. તેવણ જે ગોશતના દબુસા મારતા તે જાંને કે
તેવણના બદન પર પાછું ફુટી નીકલતું અને બંધાતું હતું,
તેવણના ગાલ દબુસા જેવાજ હતા. ગાલો પર ગરમ ગરમ
મટનચાપ બાંધયા હોય તેવા તે ગાલો લાલમલાલ અને ઉપ
સેલા હતા, ટુકમા દેગરા કાકા તે કાંઇજ નહી પણ ખાવું ને
ખાવું એજ એખ્યાલ આપતા હતા.

પણ ખાવા પીવા સાથ મોજ અને ખુશાલી જોડાયલીછે.
દેગરાકાકા હંમેશના હસતા, રમતા, મોજીલા, રંગીલા, ફુ
લા હતા. તેવણ કોઇને ઈજા નહી દેતા અને કોઇ તેવ
ણને ઈજા નહી દેતું હતું. તેવણ જરાજરામાં પુશકલ હ
સતા અને જારે દુખની વાત આવે તારે તેવણ જરાજરા
માં પુશકલ રડતા હતા. મારાં ભાઈ બેહેન કોઈ આજારી
પડે તારે દેગરાકાકા ખાવા પીવાનું સઉ મુકી દેતા. જારે
મારા કાકાનું તરતનું જનમેલું બાલક મરી ગયું તારે કા
કીને જેટલું નહી લાગું તેટલું દેગરા કાકાને લાગું હતું
અને ઓટલા ઉપર બેસીને તેવણ ફોકેફોક રડયા હતા.

દેગરા કાકાને બચાંનો ઘણો પરોશ હતો. અમે બ
ધાં ભાઈ બેહેનો, કાકા કાકાના, મામા ફુઈના, માસી મા
મીના દરરોજ રાતના ખાનું ખાઇને દેગરા કાકાની પાસે
જતાં તારે તેવણ રાજાની એકેક વાત કરતા હતા. કો
ઈ વખત વાત લાંબી થાય તારે વળી બીજે દાહાડે પુરી
કરતા અને કોઇ વખત જો વાત ઘણી સરસ હોયતો અ
મે બધાં દેગરા કાકાને કાલાવાલા કરીને બીજે દાહાડેબી
પાછી તેજ વાત કરાવતાં. વાત કરવાની આગમચ દેગરા
કાકા બધાં છોકરાંઓને જરા જરા મીઠાઇ વેંહેંચી આપતા
અને પોતે મોવરાંનુ એક ફુલીઉં ચહડાવતા અને અમારી
આંખમાં જીફણ આવે તારે અમોને સુવાડીઆ પછે દેગરા
કાકા ખાવા જતા હતા.

તેવણ એ મીઠાઈ કાંહાંથી લાવતા ? અમારાં બપાઈ
એ—ખોદા તેવણને બેહેસત આપે—એવો ધારો પાડયો હ
તો કે દરરોજ જો બાજ થાયતો બાજની એક લંગરી, જો
મેજ થાયતો મેજનો એક ખુમચો ઈતીઆદી દેગરા કાકા
ને વાસતે જુદું કાહાડતાં. દેગરા કાકા તે લઇને પેટી
મા ઢાંકી રાખતા અને એકેક બાજ ચાર ચાર, પાંચ પાંચ
દાહાડા ચલાવતા. અરદીબેહેસત મહીનામાં સાંધરાં ને હ
ડીસા સાથની બાજ થતી હતી; આંવાં મહીનામાં લાડવાની
પલ્લી થતી; આદર મહીનામા પોલીનુ ફુંલારૂં થતું; બ
હમન મહીનામા કસટર ને દુધપાખ થતો. એવા એવા
હીંગામ અમારા ઘરમાં દર તીરથે થતા અને દેગરા કાકા
ને વાસતે તેમાથી ખાશ હીસો આવતો હતો.

એ હીસામાથી છોકરાંઓનો હીસો પાડવા વગર દે
ગરા કાકા કદી ખાતા નહી હતા. આઉદ, કેરવઈ, પોપ
ટજી, કરકરીઆં, એવું એવું તાજું તાજું ને ગરમ ગરમ
ખાવાનુ હોય તે દેગરા કાકા તરત વેંહેંચી આપતા ને
તરત ખાતા. પણ ખાજાં, સાગર, લાડવા, મસુર, કોપ
રાંપાખ, ગોલપાપડી વગેરે સંભાલીને રાખતા હતા.
અઠવાડયાંમાં બે દાહાડાતો એવું એવું અમારે તાંહાં ઓ
છાંમા ઓછું થતું, તેથી દેગરા કાકાની મેહેરબાનીથી અ
મે બધાં ભુલકાંઓને દરરોજ મોહોડું સમારવાનુ મલતું હતું.

પણ તારે ડોસલાંની શું મજાહ ! અમે બચાંઓને મ
નસે તો ડોસલાં દેગરા કાકાને વાસતેજ ખોદાએ કીધાં હ
તાં, અને દેગરા કાકા ડોસલાંને વાસતેજ ખોદાએ બનાવયા
હતા. અમે બચાંને મનસેતો ડોસલાંના દાહાડા તે દેગરા કા
કાનાજ દાહાડા હતા. અમે સઘળાં તેવણને કેહેતાં કે "દેગ
રા કાકા, તમારાં ડોસલાં આવયાં.", અમારા એ શુખનથી
દેગરા કાકા હંમેશના ધારા પરમાણે મોહોડું વકાશીને ખર
ખર ખરખર હસતા હતા, મગર તેનું કારણ અમે સમજ
તાં નહી હતાં. "દેગરા કાકાના ડોસલાં" એ બોલથી બપા
ઈ દહુવારો કરતાં, પણ દેગરા કાકા હસી કાહાડતા કે "એ
તો હોય—બચાં છે."

દેગરા કાકાના મોહોપર રોજ માહ સઘળા હતા. અ
મે સંધાની વરશગાંઠ તેવણને યાદ હતી. અમારા ભાઈઓ
ની આદરણીઓ અને બેહેનોની હઘરણીઓ તેવણને યાદ
હતી. અમારા બાવા કાકાના લગન અને ફુઈ માસીના
રોજ તેવણને યાદ હતા. તેવણ આઠ દાહાડા આગમચ
થી તે દરએકની યાદ દેવાડતા હતા. પણ ડોસલાંનીતો બે
મહીના આગમથી તેવણ યાદ દેવાડતા અને બે માસ આ
ગમથી તઇઆરીઓ કરતા. ડોસલાં નજદીક આવે એટલે
બચાંઓને કેહેતા કે "છોકરાં, થોડું ખાજો, નહીતો કે ડોસ
લાંપર ખવાશે નહી." ડોસલાં નજદીક આવે એટલે પોતા
ની પેટી સાફ કરતા કે તેમા મીઠાઇ ભરી રાખતાં કીડી વ
ગેરે નહી રેહે.

ડોસલાં આયાં કે પછે જોવો ધુમ ! દેગરા કાકાની પે
ટીના વકોરામા દમોરીનાતો ઢગના ઢગ થતા. પાપરાંની ચોર
તેતો જાંને રોટલીની ચોર થતી. દેગરા કાકા ડોસલાંમા
રોટલીતો ખાતાજ નહી હતા. બસ રોટલીને બદલે ચાપ
ટના ચાપટ ચગડતા હતા. ચાપટબી કકડે કકડે નહી.
એકેક ચાપટનો એકેક ભુક કરતા—તેના વાલીને તરણ ચાર
પડ કરતા, તે દરએક પડમા ઈડાંનો પોરો વગેરે મુકતા અ
ને પછે ખાતા હતા. અમો બચાંઓને પણ તેમાથી ભાંજી
ને જરા જરા ભુક આપતા અને રાઈના અચાર સાથ તે
અમોને એવી લેહેજત આપતું કે હજી તેનો સવાદ મારા
મોહમા છે.

દેગરા કાકાને ચોપડીમા જોઇને ભણતાં આવ
ડતું નહી હતું માટે માડનાના દાહાડાથી વટલીમાચી સુ
ધી ડોસલાંની આગળ દેગરા કાકા બધાં બચાંઓને લઇને
૧૨૦૦ અશેમવોહુ ભણવા બેસતા હતા. વટલીમાચીથી તે
પતેતી સુધી એજ પરમાણે ૧૨૦૦ યથાઅહુવેરીઓ ભણાવ
તા હતા. તે વખતે અમે ખરેખર કંટાલી જતાં હતાં,
પણ દેગરા કાકાને જરા કંટાલો ઉપજતો નહી હતો. તેવણ
ગણતરીમા એક અશેમવોહુ ચુકતા નહી હતા ઈઆ કદી
અધુરૂં મુકતા નહી હતા. તેવણ હાથમા ૧૦૦ દાંણાની હા
રડી લેતા અને દર ૧૦૦ અશેમવોહુએ એક કાપો માડતા.
એવા ૧૨ કાપા બરાબર થાય તારે પગે લાગીને તેવણ ઉઠ
તા હતા.

આ ૧૨૦૦ અશેમ યથા ભણવાનું અમારે મનસે મો
ટી પીડા હતી. દેગરા કાકા સાથની આખાં વરશની મોજ

ની જાનેકે અમોને એ સજા થતી હતી. પણ ગલેગાંઠ ને મોહોડે ડુચો દઈને તેવણ સાથે બધાં બચાંઓને બેસી રેહેવું પડતું હતું, કેમકે ભણી ઉઠયા પછે તરત તેવણની પેટીમા થી દમોરી ને ચાપટ ખાવાના મળતા હતા. જો અગાઉથી ઉઠી જઈએતો અમારે ભાગતું જતું. જો ભણતાં ભણતાં મસતી કરીએતો દેગરા કાકા અમોને તે દાહાડે મીઠા ઈ વગર રાખતા હતા. જો મસતી કીધી ને દેગરા કાકાથી ભણતાં ભણતાં બાજ મુકીને બોલી દેવાયું તો પછે તેવણનું ભણેલું રદ જતું ને પાછા પેહેલેથી ૧૨૦૦ અશે મવોહુ ભણવા માંડતા, પછે ૧૧૯૯ ભણી રહયા હોય ને એક બાકી હોય તોબી પાછું માંડતા. એટલે એતો વળી અમને ને અમનેજ બમનો કંટાલો થાય, મારે મસતી કી ધા વગર અમે ચુપ બેસી રેહેતાં.

ઘણું થાયતો અમે ચોરી કરતાં હતાં. દેગરાકાકા જા ણે કે અમે ભણીએ છઈએ, પણ અમે પીઠે ફરી બેસીને અરંગ દરંગ અથવા આંગલાંદાવ રમતાં હતાં. તેવામા દે ગરા કાકાની નજર પડી કે અમે પાછાં ભણવા મંડી જતાં હતાં. મારો નાહાનો ભાઈ જમસુ ગલીચો ઉંચકીને તેની તલે, કાપા પાડવાના ચાક વરે, ભોંએપર ચીતરામણ પાડતો હતો. ડોસલાંનો આકાર બંગલાના માચરા જેવોજ લાગ તો એટલે જમસુ ચાક વરે તેની નકલ ચીતારતો, પણ તેવા મા દેગરા કાકાનું ડોગું ડોકું અમારી તરફ ફરતું કે ગલી ચાનો છેડો પાછો ઢાંકી દઈ કાંઈ હોય નહી તેમ "મારે ચીંદે, ચાવંન જોઈસે, દરેગેબીઓ ને દરેદર" કરવા મંડી જતો હતો.

મારો નાહાનો જમસુ ઘણો મસતીખોર હતો. તેણે માકાદારૂ અંધીઆરૂને બાજમાથી ઈંડું ચોરીને પાઘડીમાં ખોસતાં પકડયો હતો. તેણે ડોસલાં માંડનારી ગેરાંણીને પોતાના છોકરા સોડે પોતાને ઘર ભાણું મોકલવાની ચોરી પકડી હતી. એજ પરમાંણે દેગરા કાકાના ૧૨૦૦ અશેમ વહુ ને ૧૨૦૦ યથાઅહુવેરીઓનો કંટાલો જારે ઘણો વધી જતો અથવા જારે અમોને ચાપટ વેહેલા ખાવાની ચટપટ થતી તારે દેગરા કાકાને ઠગવાનો અમારો આધાર નાહના જમસુપર હતો. દેગરા કાકા ભણતાં ભણતાં વારેવાર નાક ઘસની કરવા વાંકા વલતા તેવામા જમસુ તેવણની પાસે મુ કેલો ચાક ઉંચકી લઈ તેવણના કાપામા તરણ ચાર કાપા વધારી દેતો હતો.

એ તો ડોસલાંની મજાહા થઈ, પણ હવે પતેતીની મો જનું કોણ બેઆન કરશે. પેહેલાં કેહેવું જોઈએ કે દેગરા કાકા કાંઈ અમારા સગા નહી હતા. પણ ઘરના માનીતા કારભારી હતા. બજાર લાવવાનું સઘલું તેવણના હાથમાં હતું. ખાના પીણાની વરદી કરવાનું તેવણના હાથમાં હ તું. સરવેને જમાડવાનું તેવણના હાથમાં હતું. તેવણ ટેબલ બીછાવતા, પલેટો માંડતા અને ફલાવરવાસો મુકતા હતા. રોસટ મરઘી ચીરવા, કેરી છોલવા, ચીભડું કાપવા ઈઆ પાણની બીડી બનાવવાનું તેવણનું કાંમ હતું. તે વણ દારૂ પરીસતા અથવા ચાહ કરી આપતા હતા. ઈતી આદી, ઈતીઆદી.

જોકે તેવણની આ પદવી નાહાની હતી, તોપણ તેવ ણ વીસવાસ અને એહેતબારીથી ઘણા વધી ગયા હતા. તેવણ ઘરના વડા જેવા હતા. તેવણને મારા બાવા, કાકા ને ફુઈઓ વટીક માન આપતાં હતાં. તેવણ મોટાબાવા ના વખતના હતા. તેવણે મારા બાવાનેતો રમાડેલા હતા. એટલા મારે પતેતીને દાહાડેતો દેગરા કાકાપર બધો આધાર હતો. એ દાહાડે તેવણને ખાવાની ફુરસદ નહી મળતી હ તી. સગાં વાહાલાં સઉ અમારા ઘરમાં એકઠાં મળતાં હતાં અને દેગરા કાકા ટેબલના કાંમપર એટલા હોશીઆર હતા કે મોટાં મોટાં રોસટના પકવાનથી તે ખારી અને સુકી ગ રબને વટીક તેવણ ભુલી જતા નહી હતા.

પતેતીને દાહાડે દેગરાકાકા આખો બકરો ભુંજાવતા હતા. પછે તેને એક રૂપાંનો કઠોટમાં મેળીને ટેબલ ઉપર લાવતા હતા. તેની સાથે ખાવાનાં મરી મસાલો, રાઈ, સ રકો, વગેરેની સીસીઓ પોતાની પાસે રાખતા. પછે ટેબ લના "હેડપર" પોતે ઉભા રહી સરવેને મોટા હરખ, ખુ શી અને પેઆર સાથ દેગરાકાકા ટેબલપર બોલાવતા હતા. પેહેલાં તેવણને પેઆરાં અમે બચાંઓની ટેબલ બે સતી, મારે ભુંજેલા બકરામાંથી પેહેલો ભાગ અમારો પ ડતો હતો અને ખરૂં કહું છઉં પેઆરાં વાંચનારાંઓ કે અમોને ખવાડતાં દેગરા કાકા જેટલા ખુશી થતા, તેટલી ખુશાલી બીજાંઓની તેવણને નહી હતી.

અમે ચાહીએ છંઈએ કે પતેતીને દાહાડે ટેબલના હે ડપર રોસટ કીધેલા બકરાની આગલ ઉભા રહી દેગરા કા કા જારે બધાંઓને, લાંબા હાથ કરીને બોલાવતા અને બે સાડતા હતા, તે વખતનો ચીતાર કોઈ ચીતારી લીએ. દેગરા કાકાનો એવો વીચાર હતો કે "રોસટ" કરવું એ ઈંગરેજી ખાનુ છે, મારે આ ખાંનાની વખતે તેવણ ઈં ગરેજી પોશાક લેતા. માથાં ઉપર બાલની ટોપી વટીક મેલતા હતા. એ સબબથી તેવણનો દેખાવ વધારે ર મુજી થઈ પડતો હતો. તેવણના હસતા ચેહેરાનુ વકાસે લું દાચું, તેવણના દેખાતા દાંત અને ફુલેલા ગાલ અ ગત કરીને રમુજી હતાં. માઠાં ભાગ્યે તે વખત પર એટ લા બધા પારસી ફોટોગરાફરો નહી હતા.

તેવણ મરોરથી હાથ વાલીને બધાંને બોલાવતા હતા. તેવણ કેહેતા કે "આવો, આવો, નાસતાપર બીરાજો, આવો મારાં મેહેરબાંનો, આવો મારાં વાહાલાંઓ, ઓ હો! દોલી, બેટીબાપ તું ઘણે દાહાડે કાંહાંથી આવયો. સોલ,! સોલ! મસતી કરશે તો ઉઠાડી મેલશ. ખસતો બેસ, હ જી જરા ખસ, બુચાને બેસવાની જગા આપ. અરે છોકરાં પેલું કોણ? જુવો રે પેલો લુલકો ભુચો રહી ગયો? અરે કાવલા, એને હુંઈ લાવ, આ બાજુપર લાવ, હુંઈ જગા છે" ઈતીઆદી.

અમે બચાં ખાઈ રેહેવા પછે મોટાંઓની ટેબલ મં ડાતી હતી અને તે વેલાબી દેગરા કાકા એવાજ ધાંધલી આ હતા. આખો દાહાડો તેવણનો ખુશાલીમા જતો હ તો. છોકરાંને વાડી લઈ જવાની મેનીજ પણ તેવણના હાથમાં હતી. તેવણ ઓટલાપર વાજાં બેસાડતા અને બધાં છોકરાંને લઈને તે દેખાડવા જતા. એ ઉપરાંત ઘો લ તાસા, ભેંપુરા, અને બીજું જે આવતું તે પતેતીને દાહાડે તેવણ પાછું ફેરવતા નહી હતા.

એ દીને દેગરા કાકા પોતાનુ પેટ ભરવાને ભુલતા ન

હી હતો. તેવણ પતેતીની આખી નેમ ખાવું ને ખાવું સમજતા હતા. તેવણ પતેતીની મુબારકબાદી, પતેતીની હમાજોર સંધી ખાવામા સમજતા હતા. તેવણ કહેતા કે "જો ખાવાનું નહી હોયતો આટલાબધા જણ હમાજોર લેવા આવે નહી. અમસથા પાંણ ગોલાબ સારૂં બોલાવો તો કોઈ આવશે નહી, માટે ખાવાની વાત પેહેલાં ને પછે સંધું."

એવા અમારા દેગરા કાકા હતા અને એવી તેવણની પતેતી હતી. અમારી પતેતી દેગરા કાકાને લીધે સરસ હતી, પણ હવે તે સઘલું થઈ ચુકુંછે. દેગરા કાકા બેહેસતમા ગયાછે. મારાં બપાઈ ગુજરવા પછે મોટા બાવાના ઘરમાથી મારા બાપ, કાકા જુદા પડયાછે. શેરના કાહાડતા મરે, તેમને લીધે અમારાં ખાનદાનની દોલત જતી રહીછે. રાહાનુમાએ વાળાઓનું ખોદાએ ભલું કરે, તેઓને લીધે ખાજાસીગર, ને ડોસલાં કમતર થઈ ગયાંછે.

હવે "સુધારો" થયો અને "દેગરા કાકા" માતર એઆવી કલપણા, બનાવટ અને તવારીખનાજ થઈ રહયાછે!

---

## "ફરેદુન" ની વાત.

(ગયા અંકથી બાકીનું.)

પોરમાએ નામની ગાયના દુધથી તરણ શાલ સુધી ફરેદુનને ઉધારવા પછે તેની મા ફરાનક તેને તેના બે ભાઈઓ સાથ અલબરોજ પાહાડ ઉપર એક ગોફામા લઈ ગઈ, જાંહાં એક દરવેશે ૧૫ વરશની ઉમર સુધી એ તરંડે છોકરાઓને પુખત કેલવણી આપી. ફરેદુન પોતાના વડા ભાઈઓ કરતાં હજાર ઘણી મહતી શકતીનો જવાન થયો, એટલુજ નહી પણ તે દરવેશ કહેતો તેમ તે આદમજાતોનો સરદાર અને શાહા થવાને લાએકનો નીવડયો હતો અને તેમ તેમ તેની માતા તેને વધારે ચાહતી હતી. તેના બે ભાઈઓ તેની આ ચહડતી હાલત દેખી શકતા નહી હતા. તેઓ તેની અદેખાઈથી ખોટી ફરીઆદો જોડી કાહડતા હતા, અને તેને હલકું લગાડવાની કોશેશ કરતા હતા.

આ ૧૫ વરશમા જોહાકના રાજ મધે મોટા ફેરફારો થયા હતા. આદમીના ભેજાંના તેના બુરા હવશને લીધે વસતીમાં ઘટાડો થતો ચાલયો. તેમજ ફરેદુનને શોધી કાહાડવામા મહી ફાવવાના દરથી જોહાક પોતે ઘણો કંગાલ થતો ગયો. તે પોતાના દુશમનને આજેજ કરવા સારૂં ઠગારાઓના વેહેમાવા મુજબ તરેહવાર વેહેમો કરવા લાગો, જેમાનું એક કસાઈપણું એ હતું કે માણસોના લોહીથી તે નાહાતો હતો. સરદાર જરસાને તેણે પોતાના રાજનો વડો સપેશાલાર બનાવયો હતો. પેલો બેવકુફ ચોધરી શીવામક શેહેરનો કોટવાલ થયો હતો. પેલા ઈમાનદાર ઈરાંની બાવરચી અરમાઈલ દરરોજ ઈરાનીઓને બચાવીને તીરંદાન સંઉસથાન ખાતે મોકલવાનું જારી રાખ્યું હતું અને તેમની સારી વસતી થઈ હતી.

આ ૧૫ વરશમા જોહાકના લશકર મધે ઘણી ખેદીલી ચાલી હતી. ભેજાંને મારે લોકોના બમાં પંકડવાનો પાપી પેશો કરતાં કરતાં સીપાહઓ કંટાલી ગયા હતા અને તેમને તરેહવાર દરદો થયાં હતાં. ફરેદુન વીશેના જોહાકના રાત દીસના ઝલાપાથી તેના દરબારીઓ કંટાલી ગયા અને ઘણાકો જોહાકને તજી ગયા હતા. જારે લશકર વધારવાની જરૂર તે વખતે લશકર ઘટી જવાથી જોહાકે ગામેગામથી લશકરમા વધારો કરવા સારૂં આડતીઆઓને મોકલયા હતા, જેઓ જંગલેજંગલ ભટકીને આદમીઓને લશકરી નોકરીને મારે જબરીથી પકડતા હતા. જંગલમા વાસો કરી પડેલાં પેલાં ખુની ભાઈ બેહેનો બાબક અને દેલઆરાંના ઝુપડાંમા પણ જોહાકના એ આડતીઆ જઈ પુગાં હતા.

બાબકને તથા તેની સાથ રહેલા પેલા ઠગારા ગામડીઆ જુઉને જોહાકના લશકરને મારે પકડી મોકલયા હતા. દેલઆરાં આ જુલમગારોના હાથમાથી નાહાસી ગઈ, તેવોજ જોહાકનો એક સરદાર તેની પુઠે લાગો અને તેને પોતાને હાથ કરવા માગતો હતો. આ સરદાર તે પેલો જલાદ હતો, જેણે આગળ બાબક તથા દેલઆરાં બંનેને મારી નાખવાના હુકમથી ઉલટો જઈ તેમને જીવતાં નહસાડી મેળવાં હતાં અને જેણે તેમને મારી નાખવાની ખોટી ખબર તેમના બાપ કોહોરમને તથા જોહાકને કહી હતી. તે જલાદ પદવીએ વધીને એક સરદાર થયો. તેણે બાબક તથા દેલઆરાંને આ વખતે ઓળખી કાહાડયાં માટે બાબકને લશકરી નોકરીને મારે મોકલાવી દઈ દેલઆરાંને તે નહસાડી લાવયો.

દેલઆરાં આ સરદારની મરજી ઉપર પોતાની પાકદામાનનો ભોગ આપવા હુજતથી સાંમે થઈ. તે બોલી કે મારા ખુનીના પેશામા ઘણા જવાંનોને મોતના પંજામા મેં લલચાવયા હતા, પણ મારૂં પતીવરતાપણું સઘલી લાલચ વચે મેં જાલવી રાખયું હતું. પેલા સરદારે દેલઆરાંને ઘણી સમજાવી, પણ જારે નદી કીનારે તે તાબે થઈ નહી તથા બીજાઓના આવી લાગાથી જારે તેઓ પકડાઈ જવાની ધાસતીમાં આવી પડયાં, તારે સરદાર ગુસામાં દેલઆરાંને નદીમાં નાખી દઈ નાહાસી ગયો. આ વખતે જે બીજાઓ આવી લાગાં તે ફરેદુન, અને તેના ભાઈઓ હતા. તેઓ શેકાર કરતાં કરતાં હીઆં આવયા હતા. એક ઓરતની લાશ નદીમા પડેલી જોતાંવાર ફરેદુનના બીજા ભાઈઓ જારે બીધા તારે ફરેદુન નદીમાં પડી દેલઆરાંને બાહેર કાહાડી અને પછે તેણીને ખાંધપર ઉડાવી તેઓ પોતાના ગોફામા દરવેશ આગળ લઈ ગયા.

હીઆં આ ઓરત બેશુધ હાલતમાં હતી. દરવેશ તેણીને જીવાડવાની માવજત કરતો હતો, તેવામાં ફરેદુનના ભાઈ તેણીને નદીમાંથી કાહાડવાનું ખોટું માન લેવાને પોતાની મા આગળ વડાઈ મારતા હતા. ફરેદુને દરવેશને અરજ કીધી કે નદીમાં પડનાર ખરેખર કોણ છે તે તેણે પોતાના એલમથી દરએકની ચાંમડી ઉપર અજમાશ કરીને શોધી કાહાડવું. એ ઉપરથી આ સ્ત્રીને બચાવનાર તો ફરેદુન નીકલયો અને ફરાનકે મોટા અફસોસ સાથે જોયું કે ફરેદુનના ભાઈઓની અદેખાઈ ઘણીજ વધી પડી હતી. આ સ્ત્રી કોણ હતી તે આ લોકોને કોઈને ખબર નહી હતી. તેણીને હોશીઆર કરવા મારે દરવેશે હુકમ કીધો હતો કે આ છોકરાઓએ તેણીને તરણ દીવસ સુધી એક

લી રાખવી. એ પછે તરણ દીવસમાં એટલા બનાવ બન
યા કે આ બચાવી આણેલી સ્ત્રીની હકીકત જાણવાને તેઓ
તદન બેનસીબ રેહી ગયા.

તે બનાવોની શરૂઆત આ સ્ત્રીથીંજ થઈ. તેણીના
શુંદર હોશાન ઉપરથી ફરેદુને પોતાની માદર આગલ પોતા
ના લગન વીશે વાત છેડી. પણ ફરાંનકે પોતાના ખાનદા
ન અને નામ મુજબ એ વાત નાપસંદ કીધી. એ ઉપર
થી ફરેદુન જેને આજસુધી પોતાના ખાનદાનથી અણજાનો
રાખયો હતો, તેણે પોતાના બાપની ઓળખ પુછી. ફરાનકે
ઘણી આનાકાંની સાથે સઘલી ઓળખ અને પાહાડી રેહે
ઠાણ કરવાના કારણનો ખોલાસો વીગતથી કહી સંભળાવ
યો. ફરેદુને જારે જોયું કે જોહાક તેનો વેરી છે, તેણે તેના
બાપનું ખુન કરાવયું, અને તેનાથી તેઓ નાહાસતાં ફરેછે,
તારે પોતાના બાપના કીનામાં ફરેદુને લડાઈ ઉઠાવાનો ઠરાવ
કીધો. તેની માતાએ તેને ઘણો વારયો પણ ફરેદુને મોટી
ઓજરખાહીથી પોતાના ઉસતાદ દરવેશને વચે નાખયો.

તે દરવેશે ફરાનકને સલાહા આપી કે પાદશાહી લેવા
નો વખત આવે તેટલાં તેણીએ પોતાના બેટાઓને લઈ પા
હાડ ઉપરથી હેઠલ ઉતરવું અને તીરનદાજ ટોળાના આસ
રા હેઠલ સંભાળથી કાંમ ચલાવવું. આ સલાહ મુજબ
ફરાનક પોતાના બેટાઓ સાથ હેઠેના મુલકમાં આવી અને
તીરન્દાજ ટોળાની મદદ તલે પાદશાહીને લાએક દબદબા
થી રેહેવા લાગી. થોડા વખતમાં ઈરાંન મધે બલવો ઉઠવા
ની ખબર આવી અને તારપછે વળી થોડા વખતમાં ઈરાં
નીઓનું એક "ડેપયુટેશન" ફરેદુનને રાજ લેવાનું નોત
રૂં દેવા સારૂં આવી પુગું. તે ઈરાંનીઓ ફરેદુનની શોધ ક
રતાં કરતાં તીરંદાજ સઉ સથાનમાં આવી પુગા જાંહાંથી બુ
ઢો કોહોરમ, (દેલઆરાનો બાપ) ફરહાદ, વીસવાસુ દાયા ફ
રંગ અને બીજાઓ આ ઈરાંની કાફલાને લઈને ફરેદુનની
છાવણીમાં આવયાં. તે ઈરાંનીઓએ ફરેદુનને તખત લેવા
બોલાવયો અને ફરાંનકે ઘણી આનાકાંની સાથે તેને પોતા
થી છુટો પડવાની રજા આપી.

આ બલવો કેમ ઉઠયો હતો ? જોહાકે પોતાના રાજમાં
કાવે નામના એક લોહાડનાં બચાં ચોરી મંગાવયાં હતાં.
તે કાવે ઘણો દેશહીતકારી, હીમતવાન, જોરાવર અને ઘણો
ફેરાવન મગજનો હતો. તે હીમતથી જોહાકના મેહે
લમાં ધસી ગયો અને પોતાના બચાં માંગવા લા
ગો, જોહાકે તે બચાં પાછાં અપાવયાં, પણ તેમ કરવાની
તેની એક બીજી મતલબ હતી. બચાં આપવા બાદ જોહાકે
કાવેના હાથમા એક કાગજ આપી તે ઉપર તેની સહી મા
ગી. આ લુહાડે તે મેહેજર વાંચયો તારે તેને જણાયું કે
જોહાકની નોકરીમા તથા તેના બચાવમા પોતાનો જાન આ
પવાને તેના ઈરાની નોકરો પોતાની સહી આપીને પોતાની
ઓલાદ સાથ બંધાયા હતા. આ ગોલામી ખત જોઇ કાવે
નું મગજ ફરી ગયું. તેણે એક ઝપાટામા તે ખત ફાડી ના
ખી પોતાના પગ તલે કચડયું અને જોહાક ઉપર થુકીને તે
જતો રહયો.

કાવેના આ કામથી આખું શેહેર હલમલી રહયું.
તેની ઓરદુમા હજારો લોક એકઠાં થઇ, જોહાકના તથા તેના
દરબારીઓના ઘરપર ધસી ગયા. તાંહાં લડાઈ થઈ અને
ઘણી ખુનામરકી ચાલી. આ વખતે પેલા ખરા ઈરાંની બાવ
રચી અરમાઈલે અછી શેવા બજાવી. તેણે જારે જોયું કે
જોહાકનો સરદાર જરસા પોતે જોહાકની સામે બેદીલ થયો
હતો અને ફરેદુન આવેતો તેને તાબે થવાની રાહા જોતો હ
તો, તારે આજ લગીની ફરેદુનની પોતાની છુપી સેવા અરમા
ઈલે સપેશાલાર જરસાને જાહેર કીધી. એ ઉપરથી જરસા
ની મસલતથી અરમાઈલ કાવે લુહાડને મળયો. તેણે ઈરાં
નીઓને તીરનદાજ ટોલા વીશે તથા ફરેદુન પાહાડ ઉપરથી
નીચે આવી રાહા જુવેછે તે વીશે ખબર કીધી. એ ઉપરથી
જરસાની પોતાની છુપી મદદ નીચે આ ઈરાંનીઓ ફરેદુનની
શોધમાં નીકલયા અને તેને જઈ મલયા.

કાવેએ બલવો ચલાવતી વેલા પોતાના ચાંમડાંના એક
ચનીઆંનો વાવટો બનાવયો હતો, ફરેદુને તે વાવટાને જરથી
સણગારયો અને તેને "કાવીઆની ઝુંડો" એવું નામ આ
પયું. વલી કાવેએ એક ભારી ગુરજ બનાવયો અને ફ
રેદુનને પોતાને દુધ પાનારી ગાય ઉપરથી તેને ગાવી
આંની ગુરજ કહયો. અરમાઈલ બાવરચીએ તથા કા
વેએ તીરનદાજ ટોલામાથી પોતાના અસલ દોસતો કો
હોરમ, ફરહાદ, વગેરેને પીછાણયા. તેઓ દરએકને ફ
રેદુને ચોકસ હોધાઓ આપયા. એ પરમાણે તઈઆરી
કરી ફરેદુન સઘલાં લશકર સાથ લડાઈપર નીકલયો. મા
રગમાં આજરબીજાનના ખુદરતી આતશખાના આગલ
બંદગી કીધા પછે ફરેદુન એકાંત આરામ લેતો હતો, તે
વામાં તેના હસદખોરા ભાઈઓએ તેના ઉપર એક પાહા
ડપરથી ફતર ગગડાવી તેને મારી નાખવાની કોશેશ કી
ધી, પણ જારે તેમા નીશફલ થયા તારે. તેઓની ખાતરી
થઈ કે ફરેદુન ખોદાનો પસંદ કરેલોછે, માટે તેની સામે
થવું નહી.

ફરેદુનને લડાઈઓ કરવી પડી નહી. જોહાકને જ
રસાએ ફરેબ આપયો કે ફરેદુન હીંદુસતાંન ગયોછે, તે ઉ
પરથી જોહાક તે તરફ ગયો, તેવામાં ફરેદુન ઈરાનપર ચ
ઢી આવયો અને તે જાંહાં ગયો તાંહાં લશકરો તથા ગા
મો ખુશીથી તેને તાબે થતાં ગયાં. ફરેદુને જોહાકનો
એક તલેસમ તોડીને તેમા બંધ પડેલી પાદશાહ જમશેદ
ની બેહેનાનો છુટકારો કીધો. પેલીમેરથી જોહાક મો
ડો પાછો ફરયો. તેના બાકી રહેલાં લશકરમા થોડાજ
તેની ઓરદુએ રહયા અને જો કે લડાઈઓ થઈ પણ તેમાં
જોહાકનીજ હાર થવા લાગી તેને વલગી રહેલા છેલા સીપા
હઓમાં એક પેલો દુખીઆરો બાબક હતો. તે મોત પસં
દ કરતો હતો અને તેથીજ જોહાકની ઇઆંને શીકશતની ઓ
રદુએ રહયો હતો. હીઆંથી તે ફરેદુનના લશકરને હાથે કે
દ પકડાયો. તેને તથા પેલા બંદીવાન જુઉને પકડીને ફરે
દુન આગલ લઈ ગયા. તે વખતે બાબકનો બાપ કોહોરમ
પણ મીજલશમા હાજર હતો, પણ એ બાપ બેટા ઘણા વ
રશના તફાવતને લીધે એકેકને પીછાણી શકયા નહી હતા.

સરદારોએ બાબક વીશે ફરીઆદ કીધી કે પોતે ઈરાં
ની થઈ તે ઈરાંનીઓ સામે લડયો. આ વાત સાંભલી
કોહેરમં ખફા થઈ તેને મારીનાખવા ધસતો હતો, પણ તે
વામાં ફરાનક, ફરંગ, વગેરે બાનુઓ તથા કુંટુંબોને ફરેદુને
અલબરોજ પાહાડ આગલથી બોલાવી મંગાવયા હતાં, તે

ઓં આવી પુગાં. તેમની સાથે શુંદર દેલઆરા પણ હતી, તેણીએ આવતાંવાર પોતાના ભાઈ બાબકને ઓલખયો. એ ઉપરથી કોહેરમને બોલસો થયો અને ઘણે વરશે તે પોતાના બુઢાપામાં પોતાના બેટા તથા બેટીને પાછો ભેટયો. અંડાલ જુઉને ફરેદુને માફ કીધો, અને ઓનજલશમાં ખુશાલી ચાલી રહી. પણ શેવટે જોહાક એકલો પછવાડેની એક બારીવાટે દીવાનખાનામાં દાખલ થયો, અને મારવું ઈઆ મરવું એ વીચારથી ફરેદુન ઉપર પોતાની કર્મદ નાખવા જતો હતો. તેવામા તે પકડાઈ આવયો અને પોતાને થયલી બસારત મુજબ ફરેદુન તેને કેદ પકડી અલબરોજ પાહાડ ઉપર જંજીરથી બાંધવા લઈ ગયો.

હીઆં પદડો પહેછે અને "ફરેદુન"ના નાટકનું શેવટ આવેછે. ઉપલા સફાઓમા અમે એ નાટકની માતર વારતા પરગટ કરીછે, પણ જેઓને એ નાટકની વધારે ગમત જોઈએ તેઓએ એ નાટક વાંચીને ગમત મેળવવી.

## પરચુટણ બાબતો.

**હવા માપનારા દેડકા**—દેડકા વરસાદની આગાહી આપેછે અને તે ઉપરથી હવા માપવાની એક સીસી તેઓની મદદથી બનાવામા આવેછે. આસરે ૧૮ ઈંચ લાંબી અને ૧૨ ઈંચ પોહોલી એક બરણીમા તરણ ચાર ઈંચ ઉંડાં પાંણીમાં બે દેડકા રાખેછે અને પાંણીની સપાટીથી બરતીના મોહો સુધી એક નાહાની સીહીડી મેલેછે. જારે હવા શુકી હોયછે તારે દેડકાઓ સીહીડીની ઉપર આવીને બેશેછે. પણ હવામા જેમ ભીનાસ આવેછે તેમ તેઓ પાણીમાં વસવું રાખેછે.

**જાહડ પાનની ગરમી**—જેમ જીવનતોના શરીરમા તે શરીરનો પોતાની ગરમી હોયછે, તેમ જાહડ પાંનોના પોતાના અંગની ગરમી જુદી માલમ પડીછે. વીદવાંનોએ શોધી કાહાડયુંછે કે જાહડ પાંનો પોતે પોતાની ગરમી રાખેછે એટલુંજ નહી પણ તે ગરમી તેમની રોજની હાલત પરમાણે વધઘટ થાયછે. તેમા બપોરના સઉથી વધારે ગરમી રેહેછે અને રાતના સઉથી ઓછી રેહેછે.

**આબરૂને માટે નહી પણ સેવા બજાવવા!** એક લખનાર મુંબઈના એક છાપખાનામાં એક ચોપડી છપાવા લાવયો. છપામણીને લગતી કેટલીક વાતો કરવા પછે વગર પુછવે પોતાની વડાઈ કરવા તે બોલયો, "સાહેબ, તમો જાણો કે મેં પઈસા મેળવવાને થકી આ ચોપડી લખીછ કે? નહીરે જી, નહી!"

માલેક—તારે કદાચ આબરૂને થકી હશે.

લખનાર—નહી સાહેબ તેમબી નહી.

માલેક—તારે શા માટે લખીછ?

લખનાર—ફકત લોકોની સેવા બજાવવાનેજ માટે, બાકી બીજું કાંઈજ નહી! માલેક મુંગો રહયો, પણ પાસે ઉભેલા એક ગરહસથે પુછયું—સાહેબ, તારે શું ચોપડી ઉપર તમારૂં નામ લખવાનુ નથી કે?

લખનાર—નારે સાહેબ, નામ વગર લોકો શું જાણે કે એ ચોપડી મેં લખીછે?

ગરહસથ—તો લોકોને જણાવવાની શું ગરજ છે?

લખનાર—તો પછે એ ચોપડી લખવાની અને શું ગરજ?

માલેક—તારે એમજ કહોની કે ફકત વડાઈ લેવાને કાજેજ આ ચોપડી તમે છપાવોછો! એમ કાંએ કહોછ કે લોકોની સેવા કરોછો?

**રેહેમબરીયાં કાંમો**—રેહેમબરીયાં તથા પરોપકારી કાંમો કીધાથી જે સુખ આદમજાતને ઉપજેછે તે સઉથી ખુશાલી ઉપજાવનારૂં, સઉથી પવીતર, અને આ ફાંની દુનીયાની બધી એશઆરામની મોજો કરતાં હમેસગી ઘરાવનારૂંછે. જો આ દુનીયાંની અંદર એક જીવતા પાપીના પાપીએબી પોતાની આખી જીંદગીની અંદર એકબી પરોપકારી કાંમ કીધું હોયતો તે તેના સતીયપણાની કદર બુજેછે. તેવારે આ અજબ જેવું છે કે હજારો લોકોએ શા માટે મોજમજાહ જે શેવટે ખાખ થઈ જાયછે તે મેલવવાને મારે પોતાની તનદરોસતી, દોલત, અને આબરૂનો નાશ કરી આ સઉથી બની આવે તેવાં એક સુખના મુલને તદન ભુલી જવું જોઈએ, કે જે સુખ માતર જીંદગીનેજ ચકચકીત કરતું નથી પણ મોહતના દંખનેબી નરમ કરેછે!

સો૦ જ૦ રી૦

**જડજ સાહેબનો ઘબરાટ**—લારડ ચીફ જસટીસ એલનબરોને એક મજુરે અજબ રીતે ગુંચવારામાં નાંખીયો હતો. તે મજુર પોતાની મજુરી ઉપરથી કોરટમાં સાખસી આપવાને આવયો હતો. જડજ સાહેબ બોલયા—"ખરે ખર, સાખસી, જ્યારે તમે કોરટની અંદર આવવાના હોવો તેવારે તમારી એક જરૂરીઆતની ફરજછે કે જરા વધારે સાજાસાજ અને આબરૂ દરકારના થઈને આવવું જોઈએ." તે સાખસીએ જવાબ વાલીયો—"જો તમો નામદાર એમજ કેવોછતો માહારા જીવના સંમ ખાઈને કેવું છું કે જેવાં તમો નામદારે કપડાં પેહેરેલાંછે તેની અને માહરાં આંગ ઉપરના કપડાંની વચે જરાબી ફરક નથી." જડજ સાહેબ જરા ગુસસામાં આવી બોલીયા—"એમ બોલવાનો શું બાએસ?" મજુર—"એનો બાએસ એજ કે જેમ તમો તમારા ધંધાના કપડાં પેરી હીયાં બીરાજીઆછો તેમજ હું પણ માહરા ધંધાના કપડાં પેહેરીને આયોછું!"

સો૦ જ૦ રી૦

**લંડનમાં ગેઆસલાઈટ**—લંડન શેહરમાં પેહલવેહલાં તા૦ ૨૮ મી જાંનેવારી ૧૮૦૭ ને દીને ગેસલાઈટ સલગાવીયામાં આવી હતી. આ લાઈટ થવાની આગમજ ઘણા લોકોને શક હતો કે એ કાંમ બનવું ઘણું મુસકેલ છે. એ મતને મલતો સર વાલટર સકાટ જેવો નામાંકીત અને સરવેને જાણીતો પુરસબી હતો. તેણે ૧૮૦૬ માં, ઇયાને ગેસલાઈટ થઈ.તેની એક વરસ અગાઉ, આ પરમાંણે લખીયું હતું—"હીયાં લંડનમાં એક દીવાનું આદમી છે કે જે શેહરને ધુમાડાથી રોશન કરવાની તજવીજ કરેછે."

સો૦ જ૦ રી૦

**આંખમાં આંજુ લાવનારી ભેટ**—એક વખત એક ગાંમડાના દોસતે એક સેહરી દોસત ઉપર થોડાએક કાંદાના ઝુરા ભેટ દાખલ મોકલીયા, અને જણાવીયું કે તે પોતાના ખેતરમાં ઉગેલા ઘણા સરસ કાંદાછે. પેલા સેહરી દોસતે તેને લખી જણાવીયું કે "પેયારા દોસત, તમારી મેહરબાનીઓમાની આ એક એવી મેહરબાંનીછે કે તે હમારી આંખમાં આંસુ લાવેછે." સો૦ જ૦ રી૦

---

**કુવીનીનનો દુકાલ !**—એક વખતે જેયારે મોરીશમાં તાવનો રોગ ઘણો ફેલાએલો હતો તેયારે એક આઉનશ (હડી તોલા) કુવીનાઈનની કીમત ૨૮ પાંઉનડ ૧૦ શીલીંગ ઈયાને રૂ૨૮૫ શુધી થઈ હતી. સો૦ જ૦ રી૦

---

એક ઠઠાબાજ ધાશના હીમાએતીને પુછવામા આવીયું કે એક "એટરની" અને "સાલીસીટરની" વચે ફરક શું? તેણે જવાબ વાલીયો કે "જેટલો ફરક એક જગરખ અને એક સોસવાટમાંછે તેટલોજ ફરક એવોમાં છે." સો૦ જ૦ રી૦

---

"ભલું કરો, ભલું કરો" આમ બોલતાંતો સરવે કોઈને આવડે છે પણ તેમ કરી કોણ જાણેછે ? એક ઉમરાવને માટે કેહછે કે તે હરઘડી પોતાના નોકરો આગળ બોલતો હતો કે, "દુનીયામા સરવેને સખી જોવાને હું ઘણો ઈછુંછું." એક દીને તેના એક નોકરે આંગ ઉપર પગાર લીધો અને મહીનો પુરો થવા બાદ તે પગાર માગવા આવયો, તારે ઉમરાવે તેને યાદ દેવાડી કે, "પગારતો તારો તું લેઈ ચુકોછે." નોકરે જવાબ દીધો કે—"સાહેબ, તમો સરવે માણસોને સખી જોવા હરદમ ઈછોછો, તો તમારી ઈછા મારા બાબમા બર લાવવા માટે મારા પગારમાંથી અરધોરતની મેં સખાવત કીધી, તેમાંનો પા ભાગ મારી માને માટે મારે ગામ મોકલયો, અને પા ભાગમાથી મારી બાયડી અને છોકરાંના ઠંડી મોસમને માટે કપડાં કીધાં. એમા સખાવત તમારીબી થઈ અને મારી પણ થઈ, સાહેબ."—"પણ નાપાક, મેં તને એમ કાંહાં કહયું હતું કે તું મારે નામે સખાવત કરજે! નીકલ, લુછા, નીકલ મારા ઘેરમાથી !"

---

ઈંગલાંડના પાદશાહાના મરણોની નીચલી એક જણવા લાયક નોધછે:—બે રાજાઓ (બીજો ઉલીયમ અને પેહલો રીચરડ) તીર લાગાથી મારયા ગયા હતા. બીજા બે (બીજો એડવરડ અને પેહલો ચારલસ) જલાદને હાથે મારયા ગયા હતા. છ રાજાઓ (પેહલો હેનરી જાન, બીજો હેનરી, ચોથો હેનરી, રાણી મેરી અને બીજો જેમસ) ગમ ખાઈને મરી ગયા હતા. તરણ રાજાઓ (બીજો રીચરડ, છઠો હેનરી અને પાંચમો એડવરડ) ખુનીને હાથે મારયા ગયા હતા. તરણ રાજાઓ (તરીજો હેનરી, તરીજો એડવરડ અને તરીજો જારજ) સરવેથી વધારે વરસ રાજ કરી મરી ગયા હતા. ચાર રાણીઓ (મેરી પેહલી, એલીઝાબેથ, બીજી મેરી અને આન) વગર ફરજંદે મરણ પાંમી હતી. બે રાજાઓ (પેહલો ઉલીયમ અને બીજો હેનરી) ને તેમના ફરજંદોથી દુખ ખમવું પડયું હતું.

## રમુજે ફુરસત.

૧. હું એક છઉં જાનવર છઊં, મારામા ચાંચ નથી, હું ચાંચ મારતો નથી, પણ મારામા ચાંચ છે અને હું કરડું છઊં.

૨. હું એક છઉં જાનવર છઊં. હું કરડું નહી એવી મારામા મના કરેલીછે, અને તોપણ હું કરડું છઊં.

૩. સવાલો.

૧ એક ગોરાણી અને સુદીગર વચે શું તફાવતછે ?
૨ મુકતાતના દાહાડા ઘરડાં બોખાંઓને વાહાલા કેમછે ?
૩ ડોસલાંના દાહડામા અલેખડનો દીવસ કીઓ હશે ?
૪ ડોસલાંના દાહડામા આપણા મોબેદો દેશાનીકાલ કારે થયા ?
૫ ડોસલાંના દાહડામા હમેશનું ખાવાનું શું મલેછે અને નવું ખાવાનું શું મલેછે ?
૬ ડોસલાંના દાહડામા કીઓ દીવસછે કે જે સોહોવા ઘન ઓરતોને ગમતો છે અને અણગમતોબીછે ?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧. ઘડીઆલ.

૨. સવાલો.

૧ જારે તેમાં ટકર લડતા હતા તારે. હવે બી૦ ટકર ગયાછે.
૨ જારે તેઓ આંખ વીંચીને બીલ પસાર કરેછે તારે.
૩ જારે તેમાં રોગે ને રોજે તકરાર ચલાવશે તારે.
૪ કેમકે હવે તેમાં નાબોદા આવયોછે.

---

## આનરેબલ શેઠ નારએણ વાસુદેવનું મરણ.

ઠુમરી ભેરવીની.

દેખી દીલ, દલગીર થાય, જોઈ જીવ જલી જાય;
નારએણ વાસુદેવજી, ગયા તમે હાય હાય. ટેક.
અકાળ મૃત્યું, થયું તારૂં, વેરી બંગલો બાગ;
જમી રહ્યો કે જમે તારો, લીધો જોને લાગ. ના૦ દે૦
મુખવાસ હાથ ઝાલી, મીસ્તરી સાથ કરી વાત;
તડ પડી દેહ દીવાલમાં, થોભાં મુકો ખરેખાત. ના૦ દે૦
મીસ્તરી કહ્યું આજ નહીં, કાલે હું મંગાવીશ;
ધસારો કરી દેવાલ તુંટી, સું કર્યું જુગદીશ. ના૦ દે૦
ત્રાહે ત્રાહે ત્રાહે કરે, સારા મુંબાઈના લોક;
જ્યાં ત્યાં એની એજ વાત, સઉ ખેદ કરે સોખ. ના૦ દે૦
કુટુંબ તારૂં કલકલે, દેસી અંગ્રેજ દલગીર બહુ;
"લહેરી" સાતારામ દુઃખી, હું કેવી રીતે કહુ. ના૦ દે૦

લહેરી.

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ—બેહરામજી હોરમજજી સ્ત્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૮ મું. | અકટોબર ૧૮૭૪ | આંક ૧૦ મો.


## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીન વારતા.

---

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

---

### બાબ ૨૭.

"ધીરે થારે વીરા વાહાલા, ધીરે થારે વાહાલા,
કરતાં કાલાવાલા ઉભાં, ધીરા વીરા વાહાલા. ધીરે થારે.
કોફ કાહાડી સાફ દીલે, આપ મધ પયાલા,
નીતી પ્રીત ગાઇએ, જીગર ગુલલાલા. ધીરે થારે."—
બેજન અને મનીજેહ.

પણ નીરદોશ બોસામાંબી દોશ હોયછે. ભાઈ બેહન નીરદોશછે, મા બાપ અને છોકરાં નીરદોશછે, ભરથાર અને સ્ત્રી નીરદોશછે; પણ પારકો મરદ પારકી ઓરત સાથ નીરદોશ નથી; પારકી સ્ત્રી પારકા શખ્સ સાથ નીરદોશ નથી; કુમારાં જવાનો પરણ્યા પછે નીરદોશ નથી.

પરણ્યા પછેની દોસતી—પછે તેને પયાર કહો, મોહબત કહો, પ્રીતી કહો, તે સઘલું ફક્ત એકજ ધણી સાથ હોવું જોઇએ, અને તે ધણી તે આપણો ભરથાર યા આપણી સ્ત્રી. એ દોસતી તે નીરદોશછે, એ દોસતી તે ખરીછે, એ દોસતી તે હમેશેંનીછે. અને એ દોસતીની ચુમી, એ દોસતીની ગમત, એ દોસતીના ચાલા તે તદન અને સઘલી વાતે નીરદોશછે. બાકી બીજી સઘલી પરકારની દોસતી—ઓરત અને મરદ વચેની દોસતી—સાધારણ રીતે જોતાં નીરદોશ નહી પણ પાપીછે.

કદાચ ફરંગના બાપે પોતાની લાડકી દીકરીને, યા તેણીના ભાઇએ પોતાની વાહલી બેહનને તેણીથી છુટા પડતી વખતે ચુમી લીધી હતેતો તે નીરદોશ ગણાતે; પણ ફરીદ નામના એક મરદે ફરંગથી છુટા પડતી વખતે તેણીને એક મીઠી બકી લીધી, તે નીરદોશ કેમ ગણાય? પછે તે ઓ વચે ગમે એટલો ભાઇબંધીનો એખલાસ કાંએ નહી હોય? પછે ફરીદે ફરંગને મોટી નાણાની રકમ ધીરી કાંએ નહી હોય? પછે ફરંગનો કોઈ મોટી પીડાથી તેણે જાન વહેક બચાવયો કાંએ નહી હોય?

અને જો આવી નાલાયક દોસતી ફરંગના ખાવંદે જોઇ હોયતો શું તેને પોતાની ઓરત માટે નહી લાગે? તેણી વીશે તેને નઠારા વીચારો બાંધવાનું કારણ નહી મલે? તેના આ હરીફને ધુંદી કાઢી શીક્ષા કરવાનું તેનું મન નહી થાય?

તોપણ ફીરોજ એક સમજુ મરદ હતો. તેણે ફરંગને પોતાનો સરવેથી ઉતમ પયાર ભેટ આપયો હતો, તેણે તેણીની દરેક માગણી કબુલ રાખી હતી, તેણે તેણીને ગુસે થવાનું કોઈ પણ કારણ આપયું હતું નહી. એ માટે તેણીબો તેની તરફ એવીજ વરતણુક ચલાવેછે, તથા એવોજ પયાર તેણીનો તેના તરફછે, એવું તે જાણતો અને માનતો હતો. પણ હમણા પોતાની સરવેથી વહાલી ઓરત સાથ મોહબતની વાત કરી જતાં, અને જતી વખતે પયારની એક ચુમી લેતાં તેણે એક પારકાજ મરદને જોયો, જેને તે પીછાણતો નહી હતો, તારે તેના દેલમાં એકદમ ગરમી પેદા થઇ આવી, તેનું માથું તપી ગયું, અને છાતી ધપકવા લાગી.

તોપણ, આપણે કહયુંછે કે, ફીરોજ એક સમજુ મરદ હતો. તેણે સાંભલયું, તો ખરૂં, જોયું તો ખરૂં, તોબી તે જોયલું ખરૂંછે કે નહી, તથા તે સાંભલેલું ઠગાઇ ભરેલું છે યા ખરૂંજછે, તે તપાસવા માટે તે મુગો રહયો. જાણે કશું જાણતોજ નહી હોય તેમ તે ચુપ થયો. પોતાની જે ચોપડી તે વાંચતો હતો તે પાછી હાથમાં ધરી, અને ચેરાગ જોકે ઝરમર ઝરમર બલતો હતો તોપણ તેની પરવાહ ન કરતાં તે વાંચવાજ લાગો.

ફરીદ અને તેના સોહબતીને વીદાય કરીને ફરંગ માલ ઉપર આવી. ફીરોજે દાદરનું દરેક ફાંડીઉં ગણ્યું. બધા મલીને નવ ફાંડીયાં હતાં. ફરંગ છેક ઉપર આવી તારે ફીરોજે પોતાનું ધયાન વધારે ગોખયું, અને ચોપડીથી બાહેર ડોકું કાઢયુંજ નહી.

ગરીબ બીચારી ફરંગ! તે શું જાણે કે તેણીના ભરથારનાં દેલમાં શું છે!

ભરથારની રજા લેઇને તેણી મેલો જોવા ગઇ હતી, અને તે રજા આ પયારા ભરથારે ખુશીથી આપી હતી, કારણ કે તેમના નેકાહ થવા પછે તેઓ આ ગાંમડાંમાં આ

વયાં હતાં તેને એક માસ ગુજરી ગયો હતો, અને તેથી તેણી રસતો જાણતી હશે એવાં ગુમાનથી ફીરોજે તેણીને એકલીજ જવા દીધી હતી.

તારે હવે મેલો જોવા ગઇ તારથી તે પાછી આવી તાંહસુધી શું શું તેણીએ જોયું, તાંહ શું શું ખરીદયું, અને પાછી આવતી વખતે શું શું બનયું તેની સઘલી હકીકત કેહવાને માટે હસતું અને રમતું પોતાનું સુંદર મોહડું ઝલકાવતી આ લાડકી ફરંગ, ફરોદને વીદાય કરીને, પોતાના ભરથાર નજદીક આવી, અને મનમાં ધારેલું સઘળું જારે એકદમ બોલી શકાયું નહી તારે બીચારી ફકત એટલુંજ બોલી કે—

"વાહલા ફીરોજ, કેમ છો ! જુઓની હું તમારા ફરમાવવા મુજબ જલદી આવી કેની !"

ફરંગ જાણતી હતી કે ફીરોજને તેણીના આવવા વીશે હજી ખબર નથી, કેમકે તે પોતાની કેતાબમાં રોકાયલો હતો, તેથી ઉપલા સવાલોથી તેનું ધયાન તેણીએ ખેંચવાની કોશેશ કીધી. પણ અફસોસ ! ફીરોજ તરફથી ફરંગને કસો ઉતર મલયો નહી.

ઉતર નહીં મલયોતો શું થયું ! કદાચ તે વધારે રોકાયલો હશે.

આમ સમજીને આ સુંદર નાજનીને પોતાના ભરથારની ચશમોનું હેત ખાઇ તેમને વધારે ઉજાસ આપવા માટે ચેરાગ ઉશકયો, અને ફરીથી બોલી—

"ભરથાર ! પધારો ફીરોજ, કેટલાબધા રોકાયલાછો ! આજેતો આપણા સુકરાને માટે એક નવીજ ચીજ હું ખરીદ કરી લાવીછું. આ હીંદોસતાંનની કેરીછે, ફીરોજ. તમો ઘડી ઘડી બોલતા હતા તે જુઓ. જુઓ એ કસતુરીની માફક પમરેછે."

અલબતે સુંદર ફરંગના શોરીન સખુનોનો વાસબી કસતુરીના જેવોજ પમરાટમાં હતો. પણ અરે, તેણીના ભરથારનાં નાકમાં તે વાસ ગયો નહી.

હવેતો ઘણું થયું, આટલુંબધું છતાંબી ફીરોજ નહી બોલે, ફરંગની સાથે નહી બોલે, એ ઘણીજ દુખદાયક વાત હતી.

તેણીએ એકદમ ફીરોજનાં ગલાંમાં પોતાનો નાજુક હાથ નાખયો, અને તેની ચશમોને ચોપડીમાંથી ફેરવીને પોતાની આંખોની બરાબર કીધી, તથા ખરી મોહબતની એક ચુમી તેનાં કપાલ ઉપર તેણીએ લીધી, અને "ફીરોજ !," કરીને હસતે ચેહરે બોલી.

ફીરોજની સુધ જાણે આ બનાવથી ઠેકાણે આવી હોય તેમ પોતાની ઓરતના કાકલુદીનો ફકત તેણે "હં :" એવી અજાયબીમાં જવાબ આપયો, અને બીજું કસું બોલયો નહી.

હવેજ ફરંગને સમજ પડી કે ફીરોજ તેણી સાથ રૂસાયોછે ! તેણીને એથી દુખ લાગું ખરૂં, પણ ફરંગમાં ખમવાની શકતી પુશકલ હતી. ગમે તેવી સખતી પડે તે તેણી વેઠી જાણતી હતી, માટે પોતાનો ભરથાર રૂસાયોછે એવું જાણીને દુખી થઇ, તોપણ તે ખમી ગઇ. તેણીએ તેના હાથમાંથી ચોપડી લેઇ લીધી. ફીરોજે બીજી ચોપડી લીધી, તે પણ તેણીએ લેઇ મુકી. તરીજી ચોપડી જારે ફરી તારે ફરંગે બતી તાંહથી ઉંચકીને સામેના એક સ્ટાંડ ઉપર મુકી.

ફીરોજ હવે નાચાર થયો. ચોપડી ગઈ, બતી ગઈ, હવે શું કરે ! તે નીચું જોવા લાગો.

"ભરથાર," ફરંગ બોલી; "ભરથાર, ખાનાનો વખત થયોછે, જો હોકમ આપોતો મંગાઉં." કસો જવાબ મલે નહી. "ફીરોજ, વાહલા ફીરોજ, એમ કાંએ કરોછો ! આજે એમ કાંપે વારૂં ! બોલોની ભરથાર ?" ભરથાર હજી પણ બોલતાજ નથી. "રૂસાયાછ કે ! કહીને રૂસાવ; ફીરોજ, બોલો શાનું રૂસાયાછો ? તમોજ સમજો ને તમોજ રૂસાવ કે ! મનેતો કેહો !" હજી પણ જવાબ પાછો ફરયો નહી, તારે ફરંગે ફીરોજનાં ગલાંમાં ફરીથી હાથ નાંખી તેનું ડોકું હીલવવા માંડયું. "ફીરોજ, આજે એમ શું વલી ફાંટો આવયો ! કોઇ દાહાડે નહી ને આજેજ એમ કાંએ કરોછ ? ફીરોજ, વાહાલા ફીરોજ, બોલો, બોલીને રૂસાવ." પણ ફીરોજ તો બોલતો નથી. "હા, કદાચ મારેથી ગુનાહ થયો હશે. કદાચ તમને નહી ગમતું મારેથી થયું હશે. જો તેમ હોયતો મને માફ કરો. હું માફ માગુંછું !"

હઇઆં ફીરોજે પોતાની ભોળી આંખ ઉંચકી અને આકાશ તરફ મોહડું કરી તે બોલયો—"આહ !"

ફરંગે વેહમાયલા ફીરોજના હઇઆં વધારે કાલાવાલા કરવા માંડયા, પણ તેથીનો પરીનામ જુદુંજ નીપજયું. જારે તેણી બોલી કે—"ફીરોજ, હું કહુંછ કે મારો ગોનાહ માફ કરો." તારે ફીરોજે પોતાના હાથથી તેણીને ખીસાડી નાખી, ને આ મુજબ ગુસાથી કહયું.

"ખસ મારી આગળથી, બેવફા !"

"બેવફા ? હું બેવફા ? હું, ફરંગ, ફીરોજની ઓરત બેવફા ?"

"હા, હા, તું બેવફા, તું ખરી બેહયા !" ફીરોજ બોલયો.

"અને કેમ તેવી થઇ ? કોણની સાથે મેં બેઅદબી કીધી ? તમોને કોણે કહયું ?"

"તે હું જાણતો નથી, મને કોઇએ કહયું નથી; પણ તું બેવફાતો છેજ !"

"નહી, નહી, તમોને કોઇએ કહયુંછ. તમે કેઠેથી સાંભલયુંછ. બોલો કોણે કહયું એ ? હું તે સાબેત કરશ. બોલો, મુને તેનું નામ કેહો ?"

"મને કોઇએ કહયું નથી. હું જાણતો નથી. પણ તું તારાં કરમ જાણેછે. તું તારૂં પાપ સમજેછે, ને તે છતાં મને પુછેછે ! તારાં દેલનેજ પુછ કે તેં પાપ કોણ જોડે કીધુંછે ?"

"પણ હું જાણતી નથી તારે હું કેમ પુછું ? કોણને પુછું ? તમોને કોઇએ ખબર કીધીછ."

"હું કહુંછ કે હું જાણતો નથી. તારાં મનનેજ તું પુછ. શું તેં આજે બેઅદબી નથી કીધી ?"

"આજે ! ઓ માય નહીરે ! હું તો કંઇ જાણતી નથી. બોલો, બોલો, મારે એજ મુદો પકડવોછે. મને કહો કે તમોને એ વાત કોણે કહી.—અરે હં; તમે આજે કહોછ કે ! હમણા મેલામાંથી આવતાં મારી વાહાલી બેહેન સાથે હું મલી તે પરથી તમે સુંગોછ કે ?"

ફીરોજ ઉજલો પુણી સરખો થઈ ગયો. જેણે ફરંગને ચુમી લીધી હતી તે શું ફરંગની બેહન હતી ? પણ ફરંગની બેહનજ કાંહછે ? તેણી ઠગેછે. ફીરોજ કશું બોલયો નહી.

"અરે, અરે ! શું મરદો એવાજ કાચેકાનના હોશે કે ? એતો મારી"—અને એટલું બોલીને ફરંગે કાંઈક ફીરોજના કાનમાં કહયું જેથી તેની છાતીપરનો પથર ઉંચકાયા જેટલો તેને કરાર થયો.

એટલામાં નોકર ખાંનું લાવયો, અને ફીરોજ હસતે ચેહેરે ટેબલ ઉપર બેઠો. પણ હવે રૂસાવાની ફરંગની વારણ આવી. ફીરોજના પુશકલ કાલાવાલા છતાં તેણી મુદલ બોલી નહી, અને ખાંનાપર આવવાને ના પાડી.

"વાહાલી ફરંગ, મારી બેઅદબી થઈછે તે મને માફ કરજો. હું શું જાણું ? મનેતો એમ લાગું કે તમારી બેહન નહી પણ એતો કોઈ દીલદાર હશે. ફરંગ, મને માફ કરો."

"તેતો બની ગયું હોશે, પણ મેં શું બુરૂં કીધું તે સાબેત કરી આપો."

"પણ વાહલાં ફરંગ હું કબુલ કરૂંછની કે મારી લુલથી એમ મારેથી બોલાઇ ગયું હતું. હું તે માટે તમારી પાસે માફ માગુંછું. તમો કહોતો તમારે પગે લાગું."

અને આમ બોલતાંજ ફીરોજે પોતાની વાહાલી ઓરતનાં પગ ઉપર પોતાનું માથું મુકવા કીધું, પણ તેણીએ તુરતજ તેજ માથાંને મોટાં આદરમાનથી ઉંચકી પોતાની છાતી સાથે દાબયું, અને ફીરોજના હાથ પોતાની બીજી આંખ સાથે ચાંપયા.

પાછી સમાધાની થઈ. બંધે રાજી થયાં, અને ખુશીથી ખાવા બેઠાં. તરેહવાર ગપસપ અને મોહબતની વાતો ચાલી, અને તેમાં આ બંધે મગન દેખાયાં.

અએ તું ખાવંદ અને ઓરત વચેની થોડા વખતની ગેરસમજુતી ! નામ તારૂં લગાર કરોડુંછે પણ ફલ કેવાં તારાં મીઠાંછે ! પુશકલ મીઠાશ સારી નથી, તદન તીખા કવાબ ખવાતા નથી; પણ વચગાલામાં લગાર બીજા વાણાબી હોયતો ઘણું સારૂંછે. પુશકલ પયાર કદાચ પુશકલ ધીકારમાં બદલાઈ જાયછે, માટે તેમ નહી થાય તેને માટે તારી હાજરીની જરૂરછે. ખરાં વફાદાર જોડાં વચે જો તું આવેછે તો સેહજવારમાં તું આગલા પયાર કરતાં વધારે ઓહો પયાર પેદા કરીને રૂખસત લીએછે. તને હું ખરાં દેલથી આવકાર દઉંછું, અએ તું ખાવંદ અને ઓરત વચેની થોડા વખતની ગેરસમજુતી !

---

## બાબ ૨૮.

"તેહમુતન—અગરજો કરે તું ગોનાહ મારો માફ,
(તો) બતાવીને રાખી હમેશે હું સાફ
ને આવી હું દેશ મારે તુંને ફરંગ,
વધારૂં, સુધારૂં જે મોહબત રંગ
(જે) શરૂઆતથી આજે ચડીયો બોલંદ,
છે થયો વચે આપણી દેહપસંદ.
નથી થક હવે • તારી વફાઇનો,
નથી પયારી પસ્તાવો જફાઇનો."—એક નવો નાટક.

અમારી વાંચનારી બાનુઓ સારીપેઠે જાણતી હશે કે છેલા બાબમાં આપણે જોયું તેવા નાદાની ભરેલા નજીવા કજીયા ભરથાર અને સ્ત્રી વચે કેટલાબધા થાયછે ? અમે ધારીયેછે કે એને કજીયા કરતાં "ખુશ ગેરસમજુતી" નું નામ ઘણું છાજેછે; કારણ કે કજીયાથી કદી પણ સારૂં ફલ હાંસેલ હોતું નથી, પણ આવી જાતની ગેરસમજુતી પછે જારે બંધે જણ પોતાની ભુલો જુએછે તારે તેમાં પોતાની નાદાનીને માટે પસતાવો કરી એકેકને એટલા તો પયારથી ચાહવા માંડેછે કે જેવો પયાર તેવી ગેરસમજુતીની આગમન નહી હોય.

ઘણું કરીને એવી ગેરસમજુતી ખાવંદ અને ઓરત માંનુ એક, બીજાને માટે વેહમ રાખતું હોય, અથવા તો બંધેને એકેકની ઉપર વીસવાસ નહી હોય, તારે બનેછે.

તેજ પરમાણે ફીરોજ ગમે એવો ભણેલો અને કાયદા જાણનારમાં ખપતો હતો તોપણ તેની ઓરત બાબે આપણે જોયું તેવા નજીવા વેહમે તેનાં મનમાં ઘેર કીધું; અને જારે તેણીને ચોકસી કરયા વગર વધારે શીક્ષા નહી કરી શકયો તારે તેણી સાથે રૂસાઇને પોતાનું વેર લીધું !

હવે રાતે પુશકલ હસબોલ અને ગમત કરીને થોડા વખતની ગેરસમજુતી તેઓએ ઉડાવી નાંખી. સહવાર પડી, અને ફીરોજને ગામડાંમાં જવાનું કસું કામ નહી હોવાથી પોતાના અભયાસની ચોપડી લેઇને ફરંગની સામે ખુરશી માંડીને બેઠો, જેણી એક સુંદર મીતર ચીતારવામાં રોકાઈ હતી.

થોહોકવાર વાંચયા બાદ ફીરોજે પોતાની ચોપડી બંધ કીધી, અને ફરંગની નજદીકની એક ખુરશીપર બેસી તેણીના હાથમાંનું ચીતર જોવા લાગો. તેની કેટલીએક તારીફ કરીને તથા તેજ ચીતર શાહબાનુ ઉપર મોકલવાની ઇછા જણાવીને ફીરોજે તે પોતા પાસે રાખવાની ખાહેશ દેખાડી. ફરંગે તે વાત કબુલ કીધી, પણ જણાવયું કે તે ચીતર હજી અધુરૂં હતું.

આ ચીતરમાં ફરંગે શાહબાનુને તેણીના પુશકલ ટેકમાં એક સુંદર બેઠક ઉપર બેસાડી હતી, અને તેણીની નજદીક ફીરોજ અને પોતાની સુરત ચીતારી હતી. આ જોડાંએ એકેકની બગલમાં હાથ આપયો હતો, અને તેઓ પરણી ચુકાંછે માટે શાહબાનુના આશીરવાદ લેવા તેઓ આવયાંછે, એવો સાર તુરત તે ઉપરથી નીકલી આવતો હતો.

અમારે આગલ જણાવવું જોઈતું હતું કે ફરંગે શાહજાદા ઉપરથી પોતાનું દેલ ઉઠાડી લીધું હતું એવું ખુલી રીતે પોતાની માદરને તેણીએ કહયું હતું, જે ઉપરથી ગુસે થઇને શાહબાનુએ તેણીને ધમકી આપી હતી કે જો તેણી એવી આડી ચાલ ચલાવશે તો તેણીને ઘેરમાં પગ મુકવા દેશે નહી. આથી ફરંગ દુખી થઈ હતી, અને જે દીને ફરંગીજ સાથ નદીના કાંઠા ઉપરની વાડીમાં તેણીની મુલાકાત થઈ તે દીને તેણી તાંહાં જરા દેલાસો મેલવવા એકલી આવી હતી. તે ઠેકાણે ફીરોજ સાથ તેણીની મોહબત બંધાઈ, તેથી ફરંગને ધીરજ આવી કે જો શાહબાનુ ફરામરોજની પેઠે તેણીનેબી ઘેરમાંથી કાટી મુકશેતો ફીરોજ, જે તેણીનો ભરથાર થનારછે તેનું ઘેર તેણીને જગા આપશે. એવી ધીરજ રાખીને તેણીએ પોતાની માદરની

મોલાકાત લીધી અને ફીરોજ સાથના પયારની વાત કહી. શાહબાનુની મતલબ તો તેણીને શાહજાદાનીજ ઓરત કરવાની હતી તેથી તેણીને ઘણું સમજાવી, પણ જારે નહીજ માનયું તારે એકદમ તેણીનું ઘર છોડી જવાનો તેણીએ હોકમ કીધો. ફરંગે ઘણીઓ ઓાજરખાહીથી, કાકલુદીથી, આંજુથી પોતાની માંગણી રજુ કીધી પણ તે ફોકટ ગયું, અને બીજે દીને તેણીએ પોતાનાં પયારાં મકાનને છેલી સલામ કીધી. આ વખતે મીલાદ નરીમાન સોદાગરને તાંહાં ગયલો હતો, તેથી તેને કસી પરકારની ખબર હતી નહી. ફરંગે ફીરોજને તાંહાં જગા મેલવી, અને થોડા દીવસમાં મીલાદ સોદાગરની રજાથી તેઓના નેકાહ થયા થયા; જે પછે તેઓ આપણુ હાલ જોઇએછે તે ગાંમડાંમાં આવી રહયાં.

હવે ફરંગને હાથ ચીતર વીદયાનો હોનર હતો, તેથી તેણીએ ઉપલું ચીતર પોતાની માદરની ખફગી મટાડવાની મતલબથી ચીતારયું હતું. એ ચીતર જોયા પછે ફીરોજે ફરંગના માથાં ઉપર હાથ મુકી તેના સુંદર બાલોની લટોને સમારી, અને પછે આ મુજબ બોલયો:—

"ફરંગ તું મને ચાહેછ ? ખરેખર ચાહેછ ?"

આ સવાલની નવાઇથી સુંદર ફરંગને આશચરય લાગું અને અજાયબીમાં પોતાનું ડોકું ઉંચું કરીને તેજ વખતે શરમમાં હસતે ચેહરે પાછું નીચું કીધું. તેણી કાંઇ બોલી નહી.

"વાહલી ફરંગ" ફીરોજે પોતાની ઓરતને શરમાઇ જતી જોઇ તારે પોતાની ખાતરી થવા છતાં તેણી પાસેજ બોલાવાની મકસુદથી ફરીથી પોતાના સવાલ જારી કીધા: "ફરંગ, મારી સુંદર ફરંગ, બોલ, શું તું મને ખરેખરજ ચાહેછ ? ખરાજ પયારથી ચાહેછ ?"

આનો જવાબ ફરંગે આપયો નહી, અને મુંડી નીચી રાખીને જમીનપર જોયા કીધું.

"અરે, મારી વાહલી, તું જાણતી નથી કે હું કેવા અને કેટલા પયારથી તને ચાહુંછું. પયારી, મેં મારો જાન તને આપી દીધોછે. મારી પાસે એવું બીજું કાંઈ નથી કે જે તને આપી શકું. હુંતો એક ગરીબ માણસછું. મારી કને શું હોય ? ફરંગ, તને જો મારા પયાર કરતાં વધારે જોઇતું હોયતો હું તારો ગોલામ થવાને તઇઆરછું. મને વેચ અને જે ઉપજે તેથી તારો છવ ખુશ કર, પણ પયારી મારી, મને કેહ," ફીરોજે પોતાનો પેહલો સવાલ ફરીથી પુછયો, "એટલું મને કેહ મારી ફરંગ, કે તું મને ચાહેછ ?"

આમ બોલીને ફીરોજે તેની ઓરતનો શરમાઉ ચેહરો પોતાની નજર આગળ ધરયો.

"અરે શું, ફીરોજ ? અમે શું કરતાંતાં ?" ફકત એટલોજ જવાબ ફરંગને મોહડેથી નીકલયો.

"નહી, પણ શું તારૂં દેલ મારી તરફ દોહેછ ? મને જેમ તું ગમેછ તેમ હું ખરેખર તને ગમુંછ કે નહી, તે મને કેહો, ફરંગ ?"

"તમે શાનું અમને ગમતાતા ?" ફરંગ વીશે વાંચનારી બાનુઓએ જાણી લેવું જોઇએ કે તેણી થોડું બોલનારી, અને ગતમા, દાવપેચમા બોલનારી હતી. વળી તેણી કેટલીક વખત પોતાના ભરથારનો વધારે પયાર ઉશકેરવા યા તેને વધારે ચીહીડવવા જે પોતાના દેલમા હોય તેથી ઉલટુંજ કેહતી હતી. એ પોતાના મીજાજ મુજબ તેણીએ ફીરોજને જવાબ દીધો. "તમે શાનુ અમને ગમતાતા ?"

"આહ !" આ ટકોર ફીરોજ સમજયો નહી, તેથી લગાર દેલગીર થઇને બોલયો; "આહ ! આટલોબધો મારો છવ હું તારે ખાતર બાલુંછું, તે છતાં તુંને હું કાંયે નથી ગમતો, ફરંગ ? અરે, મને કેહો તારે કે હું શા રીતે તમોને ગમતો થઇ શકું ? સુતાં, બેસતાં, ખાતાં પીતાં, ફરતાં હેરતાં; તમારી નજદીક, તમારેથી દુર, દરેક ઠેકાણે, હું તમોને અને તમોનેજ યાદ કરૂંછું, તે દર વખતે અને દર ઠેકાણે તમારી મુરતી મારી આંખ આગળ આવીને ઉભી થાયછે, અને જાણે બીજું સંધું કામ પડતું મુકીને તમોનેજ જેયા કરૂં એવું મારૂં દેલ થાયછે—કે જેનો ગવાહ મારો પરવરદેગારછે—તોપણ હું તમોને ગમતો નથી ? અફસોસ !"

અને એમ બોલતાં દુખી ફીરોજે પોતાનો હાથ માથાં સાથ અફાડયોં. જે ઉપરથી ફરંગે ફગલીને તેનો હાથ પોતાની હાથમા ચાંપી ફીરોજનું માથું પોતાના ખોલાપર લીધું અને બોલી:—

"મારા છવના જાન, એમ ના કર. તું વગર વળી મને બીજું પયારૂં કોણ હોય ? કોણને આશરે હું કેહવાઉં, જો તારે નહીતો ? અએ મારાં જેગર, મારા જાન કરતાં વધારે પયારથી મને તારી પર પયાર બતાવા ગમેછ, તને ચાહવા ગમેછ."

"હછતો ગમેછ ? તારે હછ ગમયુંતો નથીજ કેની !" ફીરોજ બોલયો.

"નહી ગમયુંછ; ગમી ચુકયું. મને તું ગમયાથીતો મેં તને મારો ભરથાર કીધો, પણ જે પયાર હું કહુંછ કે મને બતાવા ગમેછ તેતો તેથીબી વધારેછે. દરરોજની આ પણી ઉમર સાથ તે પયાર હું વધારવા માગુંછ." અને એમ બોલી તેણીએ ફીરોજને એક બોસો દીધો, જેનો ફીરોજે તુરતજ બદલો બે બોસાથી વાલી આપયો.

"પણ તારે મેં પુછયું તારેજ મને કાંએ નહી કહી દીધું કે તું મને ચાહેછ ?"

"કહયું ને નહી કહયું તેમાં શું છે ? એક વાત દેખઇતી રીતે હસતી ભોગવતી હોય તેને વીશે ભાર મુકીને કેહવું કે તે છેજ, તો તે ઉપરથી સમજુએ એવું અનુમાન કરેછે કે તે ચીજ કદાચ હસતીમાં નહી હશે. રાતે માહતાબ ખતારની રોશનીને કોઇ સુરજનું તડકું કેહ તો તે કેહનાર હેમકછે; પણ તેટલા વાસતે કોઇએ તે સીતલ રોશનીને મારે એમ નહી ભાર મુકવો જોઇએ કે—"ના, આતો માહતાબનીજ રોશનીછે. એ સુરજનું તડકું હોયજ નહી." માટે વાહલા ફીરોજ, હું તમોને ચાહુંછુંજ એમ કહીને મારે શું અને કોણને સરસાહી બતાવવીછે. તમારૂં અને મારૂં દેલ જાણેછે કે આપણુ એકેકને ખરાં છગરથી ચાહીએછે તો તે આપણે મન સાથ બસછે. વધારે શું જોઇયેછ ?"

"અએ મારા એક સુધા વકીલ ! મારી ફરંગ, તારી તકરાર વાજબીછે. હવે મારી ખાતરી થઇછે. હવે હું

તારી વફાદારી ઉપર કદી શક નાખીશ નહી. ફરંગ મારી આ અસાધારણ વરતણુકને માટે મને દરગુજર કરજે."

એ મુજબ આ વેહમી ભરથાર પોતાની ઓરતને પ પારની એક ઓકી કરી રહયો નહી, એવામાં એક નોકરની સાથે રજપુત છોકરો ફતેહસીંગ દાખલ થયો અને ફરંગના હાથમાં એક ચીઠી આપી.

ફરંગને આ એક સરસ તાલ હતી. તેણીએ જોયું કે ફીરોજને ફરીથી ફસાવાની આ તાલછે, તે ઉપરથી તેણી એ તે છોકરાને પુછયું કે આ ચીઠી કોણે આપી હતી?

ફતેહસીંગે ઉત્તર વાલયો કે "શેઠના છોકરા ફરીદે."

ફીરોજ ફસયો, અને ફરંગ ફતેહ પામી.

"આહ, વાહલી ફરંગ, આ ફરીદ કોણછે? તમારી ગઈ કાલ રાતવાલી બેહનજકે? અને તેનું નામ ફરીદ છે કે? ઠીક, ઠીક, પયારી ઓરત, તમેતો તમારા ભરથારને એક ફુકપીન ઉડાવતાં હતાં, કેમ?"

ફરંગે ચીઠી વાંચી, અને પછે ફીરોજને તે આપી. તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"વાહલી ફરંગ"

"ગઈ કાલ રાતે તમારેથી છુટાં પડયા પછે ઘેર જતાં ખાવાની તબીયત લગાર બીગડેલી માલુમ પડવાથી, આજ રોજે અમો મદાઈન જનાર હતાં તે માંડી વાલયુંછે. મા ટે જો તમોને અવકાશ હોયતો બપોર પછે હું તમારી મો લાકાતે આવું. મેહરબાની કરીને તમારા ભરથારને એ વા ત જણાવતાં ના. મને કોઇ ઓલખતું નથી, માટે મારે તમારા ભરથારથીબી ઓલખાવું નથી.

"લા૦ વીસવાસુ ફ—"

આ પતર વાંચયા પછે ફરંગે તેનો જવાબ લખીને પે લા રજપુત છોકરાને આપયો, અને તે ચાલયો ગયો. ફી રોજે આ પતર વાંચયાબાદ પોતાને વધારે વંમલમાં પડેલો જોયો. અગર આ "ફરીદ" એક મરદ હોયતો તેની ઓ રત તેનો પતર તેને દેખાડેજ નહી; અને તેમજ, અગર તે એક ઓરત હોયતો તેની (ફીરોજની) હાજરીને માટે તે અ ડચણ શા માટે દેખાડે? આ બંધે વીચારોથી ફીરોજ સજર ફસી પડયો.

પણ જારે બપોર પછે ચીઠી લખનાર "ફરીદ" આવી લાગો અને તે ફરંગની સાથે તેણીના ઓરડા માં એખલો વાત કરવા લાગો, અને તે વાતનો દરેક બોલ ફીરોજે સાંભલયો, તારેજ તેની ઓરતની વફાદારી બાબે તે ની ખાતરી થઈ, અને તારેજ ફરીદની ચુમી વીશે તેણે કસો વાંધો ઉઠાવયો નહી; પણ એકદમ બારણું ઉંઘાડી તે ફરીદ ને પગે પડયો, પોતાનો સઘલો વાંક કબુલ કીધો, અને થય લી ચુકને માટે માફ માગી, જેથી એક નાની જેવી હસાહ સ થઈ, અને તે ફીરોજને પઈસે થવાથી ફરીદ અને ફરંગ બંધેને પુશકલ ગમત ઉપજી!

વાત કરતાં ફીરોજે ફરામરોજ વીશે પોતાની દેલગીરી જણાવી કે તે ઘણા દીવસ થયા માલુમ પડતો નથી, અને તેથી તેનો પેદર સોદાગર મીલાદ ઘણો દુખી થયોછે. ફરીદે આ સખુનો સાંભળતાંજ પોતાનું મોહ કુમલાવયું, અને જોકે ફરામરોજ વીશે વાત કરવા અને સાંભળવાને તે ત દન રાજી હતો તોપણ તેના ચેહરા ઉપરથી એવું માલુમ પડયું કે જાણે તેને વીશે વાત કરવાને તે તદન નાખુશ હતો.

"પણ તારે તમોને એ લાયક નથી કે તમારા મીતર ને છોડી તમો આ ગામડાંમા જીંદગી ગુજારો." ફરીદે ફી રોજને દેલગીર ચેહરે પુછયું.

"પણ એમાં મારો કાંઈબી વાંક નથી, નેક બા— બેઅદબી માફછે, નેક દોસત" ફીરોજ પોતાની ભુલ માટે છલ કરડીને બોલયો. "મારો તે મીતરછે, અને અમારી દોસતી નાનપણનીછે, તે હું ના પાડતો નથી; પણ જે દીવ સનો તે તારી પુઠે—અફસોસ, હું ફરીથી ભુલયો." ફીરો જ ફરીથી છલ કરડીને બોલવા લાગો,—"જે દીવસનો તે ફરંગીજની તલાશમાં નીકલયોછે તારપછે તેનો અને મારો મેલાપ મુદલ થયો નથી."

"અફસોસ," ફરીદે એક સરદ હાય મારીને કહયું; પણ એજ હાયની સાથે તેની આંખો ભીજાઈ ગઈ, અને ચશમના ચશમામાં રેલ આવી. "અફસોસ, એમાં વાંક તેનો નથી; ફરંગીજની તલાશમાં તે ગયો, પણ ફરંગીજે તેને તલાશ કરતાં અટકાવયો નહી. ખેર જે કીસમતમાં હતું તે બનયું; અને જે ભુલને માટે બુલબુલ ગુલની દોસ તીથી દેશનીકાલ થયું, તેજ ભુલને માટે ફરંગીજને સજા નહી કાંયે થાય?"

એક બીજો નીસાંસો નાખીને ફરીદ રડી પડયો. તે ના દુખમાં ફરંગે ભાગ લીધો, અને પોતાના બેરાદરની જુ દાઈને માટે તેણીબી રડી પડી. બંધેએ એકેકને દીલબરી થી કોટી કીધી, અને તેજ હાલતમાં તેઓ ઘણો વાર બેસી રહયાં. એટલું છતાં પણ ફીરોજ—પેલા વેહમી ફીરોજે વાંધો કાંયે નહી લીધો?

---

## બાબ ૨૯.

"ગુરગીન—ન આપું હું એ વારસો કોઇને,
ન આપું હું બેટા બેઠીને વળી;
જો આપુંતો શખસ એવો જોઇને,
જોતું હું જેનામાં કે આશા ફળી.
ગેબીઆવાજ—ન ધારેલી આશા પડે પાર તું,
અગરજો કરે લોભી વેપાર તું;
ન ધારેલી કાંશા કરે હાર તું,
અગરચે ધરે મારા બાજાર તું."—એક નવો નાટક.

"પણ તારે દુનયાની નજરમાં એ કેવું હલકું લાગશે!"

"હલકું શાનું લાગતુંતું, પયારી બાનુ? દુનયા પોતે જ જારે કઢંગીછે, તેને આ તર કે પેલીતર ગગડી જતાં વા ર લાગતો નથી, તારે આપણ તેનાં બધાં તો કેટલાંખધાં કામો બાંધણીનાં હોવાં જોઈયે? એતો રવઈયોજછે, અને વલી બીજુ એ, પયારીબાનુ, કે મારી દોલતનો હું ધણીછું એટલે હું મારે ગમેતેવો તેનો ઉપયોગ કરી શકું."

"તે વાત ખરી, સોદાગર," તેની સાથવાલી બાનુ બોલી; "પણ જારે તમારી આવડી મોટી દોલતનું વસીહ તનામુ કરતાં તમારાં પોતાનાંજ ફરજંદને—અને વલી એ કનાં એક ફરજંદને—બકાત રાખો તો તેમાં શરમ કોણનેછે?"

"મારું ફરજંદ?" સોદાગર બોલયો, "મારું ફર

જંદ, બાનુ ! હું તમોને અરજ કરૂંછું કે એ મારૂં ફર
જંદ નથી. મારી ગેરહાજરીમાં જો મારી ઓરત એક બા
લકને જનમ આપેતો તે બાલક શી રીતે મારૂં ગણાય ?"

"સોદાગર ગુરગીન, તમો હદથી બાહેર જાઓછો.
ઓરતો આગલ શી રીતે બોલવું તેનો તરીકો તમે ધયાન
માં રાખયો નથી. તોપણ મને તમારી આગલી દુખી ઓ
રત વીશે ઘણું લાગેછે. ફકત તેણીનાં સુંદર નામને થકી
જ——તેણીનું નામ શું હતું, પયારા ગુરગીન ?"

"બાનુ, તે બેવફાનું નામ મારે મોહડેથી ઘડી ઘડી
નીકલશે નહીં," ગુરગીન સોદાગરે જવાબ આપતાં મોહ
કુમલાવયું. "હું આ છેલીજ વખત કહુંછું, અને અર
જ કરૂંછું કે હવે ફરીથી તેણીનું નામ બોલશો નહી. તે
ણીનું નામ માહબાનુ હતું."

"હા, મને યાદ આવી. માહબાનુનાં સુંદર નામ
ને ખાતરજ જો તમો કબુલ રાખતા હોવતો, હું તમારે
પાયે પડીને માંગી લઉંછું કે તમારી પોતાની બેટી ફરંગી
જને તમારા મોટા વારસાની માલેક કરો."

વાંચનારી ચતુર બાનુઓએ જાણી લીધું હશે કે ઉપ
લી વાતચીત સોદાગર ગુરગીન, અને તેણે ફરીને લગન ક
રવા માટે પસંદ કીધેલી ઓરત, માહબાનુ (જેણીએ તેની
સારવાર કરી તેને મરતો મરતો બચાવયો હતો તે) ની વચે
થતી હતી. વાતચીતની મતલબ ગુરગીનની આગલી ઓરત
માહબાનુની બેટી ફરંગીજને પોતાના વારેસ દાખલ નેમ
વાને બદલે તે પોતાનો વારસો તેની નવી બાયડી માહબા
નુના બેટા ફરીદને આપવા માંગતો હતો, તેને લગતી હતી.
માહબાનુ દુનયાની લાગી બીહીને ફરીદને બદલે ફરંગીજને
જ વારસો અપાવા માંગતી હતી, અને તેમ કરવાને ગુરગી
ન મુદલ રાજી હતો નહી; કેમકે તેના વેહમ પરમાણે ફરં
ગીજ કાંઈ તેની પોતાની બેટી હતી નહી !

ગુરગીન અને માહબાનુ વચે આ વાતચીત તેઓનાં
મકાનમાં નહી પણ શેહરે મદાયન તરફ જતાં વચે આવતી
નદી દજલાના કીનારા ઉપર થતી હતી. તેઓની મતલબ
મદાયન જઈ તાંહ ધુમધામથી નેકાહ કરવાની હતી. તેમ
ની સાથે માહબાનુના કેહવા પરમાણે તેણીનો બેટો ફરીદ
અને પેલો રજપુત નોકર ફતેહસીંગ પણ હતા. તેઓ ન
દી પસાર કરવા માટે હોડી આવવાની રાહ જોતાં હતાં,
કેમકે જોકે નદી ઘણી છાલકી અને ગુઠણ બરાબરનાં પાણી
જેટલી હતી, તોપણ આ વખતે તેમાં ભરતી આવવાથી છેક
કમરથીબી ઉપરનાં પાણી ભરાઈ ગયાં હતાં.

ગુરગીનને આટલાં પાણીથી ડરવાનું કોઈને માટે હ
તું નહીં; તે પોતેતો તરી જાય, ફતેહસીંગબી પેલે પાર સલામ
ત ઉતરે, અને માહબાનુબી ગુરગીન અને તેના નોકરની મદદ
થી કસી પણ ધાસતી વીના નદી ઓલંગી જાય; પણ ફેકર મા
તર ફરીદને ખાતર તેને હતી. "આ સુંદર છોકરો, આ
નાજુક, નબળો, નાતવાન છોકરો, શી રીતે નદી પસાર ક
રે," એ ગુરગીનનો સવાલ હતો, અને તેને માટેજ તે હો
ડીની રાહ જોતો કીનારા ઉપર બેઠો હતો.

ગુરગીનની ડાબી બાજુ ઉપર ફતેહસીંગ અને જમણી
એ માહબાનુ બેઠાં હતાં; અને માહબાનુની પડોશમાં ગમ
ગીન અને ફીકે ચેહરે ફરીદ બેઠો હતો. સમી સાંજનો
વખત હતો, અને ખોરશેદનાં બસત પાંમતાં, જાણે હસતાં
અને હસાવતાં હોય એવાં કીરણો તેઓના મોહડાં ઉપર
પડતાં હતાં; પણ ભરતીનો સુંદર પવન આવતો હતો તેથી
કીરણોની ફરીયાદ કરવાનો કોઈને સબબ હતો નહી.

હવે ઉપલી વાતચીત પાછી શરૂ થઈ.

"મને અજબ લાગેછ કે તમે તમારા પોતાના બેટાનું
હીત ચાહવાને બદલે ફરંગીજની શા માટે તરફેણ ખેંચોછો.
કોઈતો બલજોરીથી પોતાના બીજા ખાવંદને પોતાના આગ
લે ઘેરના ફરજંદોને વરતાવાની ફરજ પાડે; અને હમણા
હું વગર માંગવે મારી ખુશીથી તમારા બેટા ફરીદને મારો
વારસો આપવા માગુંછું તારે તમે વચે કાંએ આવોછો?"
ગુરગીન બોલયો, અને ફરીદ સામે જોયું.

"તારે શું તમારી મતલબ એવીછે કે, લાયક અને
હકદાર વારેસને તેના ખરા હકથી દુર કરી હું મારા બેટાને
તમારો વારસો અપાઉં ?"

"અ, હું !" ગુરગીને મશકેરીમાં કહયું, "હું સ
મજયો, હું સમજયો ! કદાચ તમારી મતલબ ફરંગીજને
મારો વારસો અપાવી તેણીને તમારા બેટા ફરીદ સાથ પર
ણાવવાની હશે ! ઓહો, પણ બાનુ તમોને ખબર નથી કે
ફરંગીજતો ફરામરોજ નામના મારા ભતરીજા સાથ અદરા
ઈ ચુકીછે, અને—"

આ વખતે ફરીદે પોતાનું અસધીર ડોકું પોતાની મા
દર માહબાનુના ખોલા ઉપર નાંખી દીધું, અને ઘણીજ બે
ચેનીનાં ચીનહો કીધાં. માહબાનુ ઘભરાઈ હોય તેમ જ
ણાઈ, પણ વધારે ઘભરાટ ગુરગીનને પેદા થયો. તે જેને
પોતાના બેટા દાખલ પાલક કરનાર હતો, તેને આવી ધા
સતીમાં જોતાં ગુરગીન પોતે બેચેન થયો. પણ માહબાનુ
ફરીદની બેચેનીનું કારણ સમજતી હતી તેથી બોલી ઉઠી—

"કાંઈ નહી, કાંઈ નહી; એતો ફકત સામાં નમતાં
કીરણોની અસરછે. એતો હમણા હોશીયાર થઈ જશે. ફ
તેહસીંગ, કુજામાં થોડુંક પાણી લાવ."

"હા, પાણી લાવ, પાણી લાવ.—બેટા ફરીદ, કાંએ
શુંછે ? એમ કાંએ કરેછ ! યાદ રાખજે કે જે હું મારી બે
ટી અને ઓરત માટે કરતે તે હું તારે અને તારી માદર
ને માટે કરીશ. યાદ રાખજે કે હવેથી હું અને મારો જાન
તારોજછે. વલી યાદ રાખજે કે મારી તમામ દોલતનો વકી
લ અને વારેસ તું પોતેજછે. ફરંગીજનું નામ મેં છેકીને
તારૂં લખયુંછે, અને—"

"ઓ, કોઈ ફરંગીજનું નામ નાં બોલો. સોદાગર
હું મરી જાઉંછ. ફરંગીજ, ફરંગીજ, ફરં—"

"આહ, મને લાગેછ કે તે નઠારી છોકરીનું નામ
સાંભલતાંજ આ ખુબસુરત છોકરાને ઈજા થાયછે. હવેથી
તેનું નામ હું જીનહાર બોલવાનો નથી." આમ કહીને ફ
તેહસીંગ પાણી લાવયો હતો તેના થોડાક ફડકા ખોમેથી ફ
રીદનાં મોહડાં ઉપર મારીને તેને હોશીવાર કીધો.

એટલામાં હોડીબી આવી લાગી, અને ગુરગીને તે ઉ
પર સવાર થવાનો વીચાર મેહરબાનુને જણાવયો. તેણી
એ કબુલ કીધું, અને જે જરૂરનો સામાન તેઓ સાથે લા
વયા હતા તે ફતેહસીંગ પાસે હોડીમાં મોકલી, ગુરગીન ત
થા માહબાનુ ફરીદના હાથ પકડી હોડી આગલ આવયાં.

અનબ જેવી વાત છે કે, આ વખતે પવન તદન ન રમ હતો, અને ભરતી ભરાઈ રહી ને હવે ઓટ થવા માં ડતી હતી, તોપણ નદીનાં પાણીનો હોડી આગલનો ભાગ મોટા મોજાની માફક ઉછલવા લાગો !

અનબ જેવી વાતછે કે, હોડી જાંહ ઉભી હતી તાંહ પાણી થોડાં હતાં, અને ગુરગીને પોતાના પાંઉં પાણીમાં ઓસતવાર રાખ્યા હતા, તોપણ તેના પગ ધુજવા લાગા અને પાણીમાં પડયો !

અનબ જેવી વાતછે કે, માહબાનુ તથા ફતેહસીંગ જેવાં ફરંગને હોડીમાં ચઢાવા જતાં હતાં તેવામાં હોડીને એક જબરો આંચકો લાગાથી તે એક બાજુએ ખસી ગઈ, અને ફરીદ તેમાં ડુબી ગયો !

---

## બાબ ૩૦.

"કપ્તાનિઅ— . . . . . . . . . . . . . માદર મારી છાતી ઠોક.
પોરમાપ—નહી માદર મારો બરડો ઠોક. આ ઓરતને બચા વાનું માન મને પોહોચેછે. . . .
કપ્તાનિઅ—જુઠું. બાયને બહાર કાહાડનાર તો હું હતો.
પોરમાપ—બીલકુલ નહી. બીરાદર તદન બનાવટ કરેછે."-ફરેદુન.

"દઇ કાન સુન અય નોજવાન,
બાઝીંદા હીમ્માંના નથી હેવાન,
ઇનમાની તું જાણ આ મકાન,
ના એ દેવ દરજી રેહેઠાણ."—ફરેદુન.

બાવા કારન પોતાના સોહબતી યુનાની ફીલકુસ અને પોતાના સાથી અને ભાગીયા બેન્જર સાથ ઝુકડીમાં બેઠેલા હતા. એ વખતે આફતાબનાં રાજ ઉપર ઈંદર રાજાએ ચ ઢાઈ કરીને ઘેરો નાખ્યો હતો. સુરય દેવતાનાં આતશી તીરોને તે પોતાના સરદ અને કારી તીરોથી અસર વગરના કરી નાખતો હતો. ઈંદર રાજા એટલા તો દમામમાં હતો કે ખરેખર જાણે દીવસના પાદશાહ સાથની લડાઈમાં તેજ જીતવાનો હોય—બલકે જીતપોજ હોય—એવી રીતે પોતા ના પાણી જેવાં પોમાં લશકરને શુર ભરેલાં અને બાહદુર કરવા માટે જબરદસ્ત તોપોનો મારો વગર ખપનો ચલાવ તો હતો. આ લશકરે સુરય નારાયણનું રાજધાની શેહર પોતાની મોટી સંખ્યાથી ઘેરી લીધું હતું, અને તેમ કરવા માં જાણે આફતાબને પોતાને ઘેરી લીધો હતો; અને તે હાલતમાં તોપોના ધડાકા સાથે કોઈ કોઈવાર આતશબાજી ના જેવા શોલા છેક ઉપર ઉડાડતો હતો. એવી મતલબથી કે તે બાણો સુરયનાં લશકરને બાળી નાખે.

પણ એમ ઘણોવાર સુધી ચાલયું નહી. એક સેહજ વારમાં ધડાકા ચુપ થઈ ગયા, આતશનાં બાણો બંધ પડી ગયાં, અને સરદ લશકરનો ઘેરો તુટી ગયો. ખોરશેદની પા દશાહી પાછી પરકાશી નીકળી, અને સઘળે રોશનીના કી રણો દીપી નીકળયાં.

બાવા કારન અને તેના દોસતો કુદરતના એકાએકના ફેરવાઈ જતા બનાવો જોતા બેઠા હતા. તેમની આગલ એક નાની ધુંઈ બળતી હતી અને પાસે બે ચાર દવાની બાટલી ઓ પડેલી હતી. ધુંઈની નજદીકજ, પણ ખુણામાંથી એક ચટાઈ પાંથરેલી હતી, જે ઉપર ઘાંસ અને પેંડાનાં એક બી છાણુ ઉપર એક આકાર પડેલો હતો. આ શખસની ફ પર કારન ઘડી ઘડી નજર કરયા કરતો હતો. કોઈજ વ ખત આ શખસ સવરતો હતો; તેના માથાં સુધી એક સુફેદ કટકો ઓઢાડેલો હતો જેથી તે કોણછે તે માલુમ પડતું ન હતું.

"મને આ ચેન માલા પસંદ નથી," કારને પોતાનું ડોકું ઝુકડીની બાહેર કાઢીને કહયું. "હમણાજ જબરા છાંટા આવતા હતા, તે બંધ પડયા, અને વલી ખોરશેદ પુર તેજમાં તપવા લાગો, પણ તેમ થવાનો ઘણોવાર થયો નથી એટલા માં વલી આકાશ પાછું ઘેરાઈ આવયુંછે."

"મને લાગેછે કે આ કોઈ સારાંજ પરોનાઅની ની શાનછે," ફીલકુસે કહયું.

"હું તેમ ધારતો નથી"; કારણ બોલયો. "મને એથી ધાસતી પેદા થાયછે. કોઈ નવાં આફતની આ નવી ની શાનોછે."

"હું તેમ માનતો નથી," ફીલકુસે જવાબ આપયો; "કેમકે જે દીવસે અમે તારી અંધારી કોઠડીને આગ લગાડી તારો બચાવ કીધો તે દીવસેબી એવાંજ ચોનહો દે ખાયાં હતાં. અમો અમારી સાથે આગનો સઘલો સામા ન લાવયા હતા—હું અને બેન્જર. અમે અંધારાંનો લાભ લેઈને ચરમાં નખાવી દીધું. અમોને ખબર નહી કે તને અને શાહજાદાને જુદી જુદી કોઠડીમાં બંધ કીધા હતા. બાકી જો તેમ ખબર હતે તો શાહજાદાને બચાવયા વીના અમે કેમ રેહતે ! અમે તરીને કાંઠે લાગા, અને પછે એક ગોકલગાયની માફક જમીન ઉપર ચાલવા લાગા. અમોને પેહરેગીરોનો મોટો ભય હતો. તોપણ હું આગલ અને બેન્જર પાછલ, એમ ચરમાં તરીને પછે જમીનપર તરયા. મોટો ચોક પસાર કરીને અમે કેદીઓનાં કોઠડાં આગલ આવયા. હઈઆં—"

"બસ બસ, એ તારી શરાહગાત હવે જવા દે."

"નહી નહી, તું બોલી રહયો; હવે અધુરી હકીકત મ ને પુરી કરવા દે," બેન્જરે કહયું: "આ કોઠડાંઓ આગલ ચોકી પેહરા જબરા હતા. તોપણ અમોને તેમની ધાસતી રહી નહી, કેદીઓના વાડા પીશાબની મોટી નાલ અમે જોઈ અને તેમાં અમે ઘુસી ગયા. અમને કોઈએ જોયા નહી, કાંમેકે અંધારી રાતે કેદીઓનાં કોઠડાંમાં ચોરી કર વા ચોરો આવતા નથી. અમે અટકલે બે ચાર કોઠડાંમાં જાનજરૂરને રસતે ભરાયા. કોઈ બુમ નહી પાડે તેને માટે અમે કોકડાંમાંથી પેટેજ ચાલયા, અને દરેક કેદીનો ચેહ રો તપાસયો, પણ કાંઈ ઠેકાણું લાગું નહી, કેમકે શાહજા દાનો કે તારો ચેહરો અમને મલયોજ નહી, પછે અમે એવો ઠરાવ કીધો કે થોડાંક કોઠડાંમાં ફીલકુસે તપાસ કરવી અને થોડાંકની મારે કરવી. એમ કરતાં ભાયગ અમારાં—"

"સબર કર, બેન્જર," ફીલકુસે તાણમાંજ કહયું, "એવી જુઠી બાંગ મારવાથી હાય ઉઠાવ. ભાયગ આપ ણાં બંધેનાં નહી પણ એકલાં મારાંજ મોટાં કે—"

"ખબરદાર, એઈ!" બેન્જર એક મુકી ચઢાવીને બો લયો. "ભાયગ તારાં નહી પણ મારાંજ મોટાં કે—"

"અરે ચપો, ચપો: તમો ફોકટમાં લડોછો. તમો બંધે જણ કદાચ સાચા હશો, પણ જુઠા તો બંધે જણછો.

બાપગ ખેજરનાંબી નહી, તેમજ બાપગ ફીલકુસનાંબી નહી,—પણ બાપગ મારાં મોટાં કે—

"બરહકછે," ફીલકુસે વાત જારી કીધી: "બાપગ તારાં મોટાં કે મેં તને શોધી કાઢયો અને પછે અમારી આવવાની મતલબ તને કહી જણાવી, તેં તારૂં કોઠડું બાલી નાંખવાની વાત પસંદ કીધી, પણ પેહલાં શાહજાદાના સોહબતીઓને છોડવવાની ઇછા જણાવી. અમે તાંહાં જઇએ તેની આગમજતો સુરપે પોકાર કીધો, અને તેથી તે વાત પડતી મેલી અમે તારી કોઠડીને લગાડી મેલી, જેની આગથી બીજી કોઠડીવાલાઓએ ભુજાઇ જવાની બુમ મારી અને પેહરેગીરો જારે તે જોવા આવયા તારે ટુકે રસતે આપણ તરણે જણ કોઇને જણાયા વગર નીકલી આવયા."

"એ સઘલું તો ખરૂં, પણ હવે આનું શું કરવું!" ખેજરે પેલા ધુંઇ આગલના મરદ તરફ આંગલી દેખાડી કારન તરફ જોઇને પુછયું.

"હા, તેજ મારોબી સવાલછે," યુનાનીએ કહયું: "એ કામબી મેંજ કીધુંછે, અને એપર હક મારો અસલથીજછે!"

"કદાચ એપર તારો હક હશે, પણ એની મીરાસ પર તારો હક શી રીતેછે?" ખેજર બોલયો.

"તમો બંધેને ગરમ થયલા હું જોવા માંગતો નથી. ખેજર, તારો જેટલો હક આ ઓરતપરછે તે કરતાં વધારે ફીલકુસનોછે. મેં એને કબુલત આપી હતી, અને તે મારે પાલવી જોઇએ. પણ જો એની મીરાસ વીશે તું વાત લાવશે તો તેમાં ફીલકુસનું કાંઇ ચાલનાર નથી. કેમકે મીરાસના આપણ ચાર હીસા પાડીને બે ફીલકુસ તથા તેની નવી ઓરતને આપશું, અને બાકીના બે આપણ વેંહેંચી લેઇશું."

"કબુલછે!"

"કબુલછે!"

"તારે મારેબી કબુલછે," કારન બોલયો. "પણ આ મીરાસ મેલવવામાં અડચણ આ જવાન ઓરતના હાથ દસતખત મેલવવાનીછે."

એજ વખતે પેલા આકારે હીલવા માંડયું. તુરતજ કારનની ઇશારતથી ખેજર એક આફરંગાનીયામાં થોડુંક લુબાન તથા બીજી ખુશબો આતશ પર મેલી નજદીક લાવયો. ફીલકુસે ગોલાબનાં ફુલોનો એક મોટો દડો નજદીક ધરયો, અને કારને એક નાની સીસી ઉંઘાડી તેનું મોઢું પેલો આકાર જે હવે એક અબળાના જેવો દીસતો હતો તેના નાક આગળ ધરયું. સામટી ખુશબોની સામટી અસર થાઇ, અને એકદમની બેસુધી એકદમ ઉડી ગઇ. કાંએકે પેલા આકારે પોતાની આંખ ખોલી અને આસપાસ જોવા માંડયું. તે થોડોવાર એ રાતે જોયાબાદ બોલયો કે—

"અરે, હું કાંહાં આવી પડયોછું?"

"બેટા કાંઇ ફેકર કરીશ નહી. તું સારે ઠેકાણેછે, અને સારાંજ માણસની સાહેતા હેઠલછે. હમણાજ એક જવાન જેતું નામ ફરામરજ હતું તે બેશુધ હાલતમાં તને હંઇ અમારા હસતકમાં આપી ગયોછે, અને એવી ફરમાશ કરી ગયોછે કે તારી બનતી માફેજત કરવી. જો કે તે તને મુરદાલ હાલતમાં અમોને આપી ગયો હતો, અને તેવીજ હાલતમાં રાખવાની ભલામણ પણ કરી ગયો હતો તોપણ તેણે જે વીટી અમારી મેહનત દાખલ અમારા હાથમાં મેલીછે તે—"

"કાંહાંછે તે વીટી, જોઉં?"

"સબર પકડ, બેટા. તારા જીવને દુખી ના કર. અમે લાલચુ માણસ નથી. આ વીટી તેણે તારીજ આંગલીએથી કાઢીને અમોને આપી હતી માટે કદાચ તે તારીજ હશે. લે, મારો એપર કશો હક નથી. પણ તે બદ માણસે જે ઇશારત તારો જાન લેવાની મને કીધી હતી તેપરથી હું પામી ગયો હતો કે તે તારો ભાઇ હશે અને તમારા બાપની દોલત તે પોતેજ લેવા માંગતો હશે. તોપણ મેં તેના કેહવા મુજબ કીધું નહી. તારી અમારેથી બનતી માફેજત અમે કીધી, અને તને બચાવી."

"શોકર તે બારે ખોદાના!"

"અમોને જણાયછે કે તારૂં નામ ફરીદછે, અને તું કોઇ ગુરગીન નામના સોદાગરનો બેટોછે," કારને પોતાની વાત આગલ લંબાવી.

"આહ, તે તમે કેમ જાણ્યું?" પેલો અંજાણો માણસ, જે ખરેખર આપણને જાણીતો ફરીદજ હતો અને જે વજલા નદીમાં એકાએક પડીને ડુબી ગયો હતો તેણે અજાયબીથી આસપાસ નજર ફેરવીને પુછયું. "તમે શું જાણો કે——"

"ધીરજ ધર, બેટા મારા; અમો કોણ છીયે તે તું જાણતો નથી, અને તે હાલમાં તને જણાવવાની જરૂર પણ નથી. સાંભલ, કે જે ઘાતકી જવાન મરતતોલ હાલતમાં તને અતરે નાંખી ગયો, તેની આંખમાં આજીજીને બદલે ખુન મલકતું હતું; તેની ચશમમાં દયાને બદલે ઘાતકીપણું નજર આવતું હતું; તેના ડોલામાં પયારને બદલે દુશમની દરપેશ જણાતી હતી. મને નથી લાગતું કે તમો બંધે ભાઇઓ વચ્ચે એખલાસ હોય. કદાચ તેણે તને બેસુધ કીધો હશે, અને પોતાનું પાપ ઢાંકવા તે અમોને તને સોંફી ગયો હશે. હું કદી તને એવી હાલતમાં મારાં કંગાલ પણ સંતોશી ઝુંફડાંનો આશીરવાદ ભરેલો છાંયડો આપતે નહી; પણ તેણે તને મારી નાંખવાનો પોતાની પાપી જબાનથી વચન કાઢયો, તથા વલી તેના બદલામાં આ વીટી મારા હાથમાં મેલી તારે મેં વીટીની લાલચે નહી પણ તને બચાવાની ખાહેશથી મારાં મકાનમાં લીધો—હવે મને કેહ, બેટા, કે આ ફરામરજ તારો કોણ ખેશીછે, અને તમારો બાપ ગુરગીન કેટલી મુદત થઇ મરણ પાંમયોછે?"

"અએ પીર, તું ગમે તેબી હોય, અને તેં મને મોતને કાંહેથી બચાવામાં ગમે એટલીબી મેહનત કીધી હોય, પણ જાણ કે ફરામરજ નામના જે જવાન વીશે તું વરણન કરેછે તે તેવો બુરી ચાલનો નથી. અલબતે તે મારો બેરાદરછે, તોપણ ખરેખર તે મારો ભાઇ નથી; તેનો બાપ મારોબી પીતાછે, તોપણ અમે એકજ પેદરનાં ફરજંદો નથી. જેને વીશે તું બોલેછે તે કોઇ જુદોજ શખસ હશે; કારણ કે મને યાદછે કે જારે હું મારા પેદર સાથે—"

"શું તેનું નામ ગુરગીનછે?" કારને પુછયું.

"હા, મારા પેદર ગુરગીન સાથે હું નદી પસાર કરી

મદાઈન જવા નીકલયો તારે મારો પગ લપસી ગયો, અને હું નદીમાં ડુબી ગયો હતો, તેની મને યાદછે. મને ચોકસ ખબરછે કે પાણીમાંથી મારો પગ કોઇએ તાણીને મને અંદર ખેંચી લીધો હતો. એ વખ્તથી હું બેચેંન થઇ ગયો હતો."

"પણ તારો પેદર પછે કાંહ ગયો ?"

"તે હું જાણતો નથી. મને ખબર નથી કે મારો પેદર તથા માદર માહબાનુ—"

"કોણ ! તારી માદર માહબાનુ ! શું તેણી જીવતીછે !" આ સવાલ પુછતાં કારનનો ચેહરો જરદ મારી ગયો. અને જો એ હાલતમાં તે વધારેવાર રેહતેતો તે બેભાન હાલતમાં નીચે પડતે. પણ એજ વખતે ફીલકુસે કારનનાં કાનમાં એક વાત કહી, જેથી ફરીદને મેલી તેઓ તાંહથી ઉઠી ગયા.

# શીકંદર.

## અંક ૪ થો.

## એશીયા માઈનરની ફતે—દારાં સાથની લડાઇની તઈઆરી.

ગરેનીકસની ખુનખાર લડાઇમા જીહીત મેલવવાથી શીકંદરને ઉતેજન મલયું. સારડીસ નામનો ઈરાણીઓનો કીલો જે દરીયાકીનારે હતો તે શીકંદરને તાબે થયો, જેથી તેણે તયાંના લોકોને સવતંત્રા બખ્શી, અને તેઓનાજ કાયદાથી ચાલવાની તેઓને છુટ આપી. તેઓના મલતીયાવો જે દેશનીફાળ હતા તેઓને લઈ તે ઈફીસસ આગળ આવી પોચયો, અને તેઓનું કામ પાછું તેઓને સોંફયું. ચંદરની દેવીને તયાં કેટલાક ભોગ આપયા, અને પોતાના લશકરને લડાઈના પોશાકમા ઉભું રાખી તેની ભારી ભપકાથી કોરીઆ કીધી. આ દેવીનું દેવળ જેમ આગળ કહયુંતું તેમ શીકંદર જનમયો તેજ દીવશે બલી ગયું હતું તેથી ઈફીશીયાના લોકો તે પાછું બાંધવામા રોકાયલાં હતાં. ડીનોકરેટસ નામનો એક પરખયાત મીસતરી જે આ કામમા ઉપરી હતો તેને શીકંદરે મીશર દેશમા એલેકઝાંનડરીઆ શેહેર બાંધવાનો હુકમ આપયો. ઈફીશયન લોકોને શીકંદરે આ દેવળનો સઘળો ખરચ આપવા કીધો, અને તેમા પોતાનું બાવલું અને નામ જગો જગોએ કોરવા જણાવયું, કારણ કે તે પોતાનું નામ અમર કરવાનો, તેમજ સઘળી પર કારનો જસ અને કીરતી મેળવવાનો લોભી હતો. ઈફીશયન લોકો એમ કરવાને ખુશી નહી હતા, તોપણ એની માગણી ખુલી રીતે ના પાડવાને બોહતા હતા, તેથી ફરેબથી કંઈ હીલસો શોધી કાહાડયો. તેઓએ તેને એવું સમજાવયું કે એક દેવી આગળ બીજા શખસનું નામ કાયમ કરવું એ પુરવા વીરૂધછે. ઈફીસસ છોડવા અગાઉ તેને તરાલીસ અને મેગનીસીયા નામે બે શેહેરો તાબે થયાં.

તીયાંથી મીલેટસ શેહેર તરફ કુચ કીધી—તીયાંનાં લોકો કંઈ મદદ મલશે એવી આશાથી તે શેહરના દરવાજા બંધ કરી બેઠા. ખરેખર, એક ઈરાણી કાફલો તેશેહરનાં બચાવને શારૂ નજરે પડયો. આ કાફલાએ દુશમનોને ઘાંઘો વખત શુધી હંફાવીયા, પણ અંતે પાછો ફરવાની ફરજ પડી. મેમનન પોતાની શાથે જે શીપાઈઓ બચીયા હતા તેઓને લઈ આ કીલલાનો બચાવ કરવા અંદરજ રહેઓ. શીકંદરે તરત હુમલો કીધો, અને કીલલાની શઘલી બાજુએ દાદરો ગોઠવી દીધા. દાદરથી કીલલાપર ચડવાનુ તોફાન ઉઠયું. શીકંદર એક પછી એક તાજી લશકરની ટુકડીઓ મોકલતો હતો તે છતાં કીલલાની અંદરના માણશો ઘણી બાહાદુરીથી પોતાનો બચાવ કરતાં હતાં—તે એટલા શુધી કે ઘણા દીવશ થઇ ગયા તોબી શીકંદરનું કંઈ વલયુ નહીં. હવે સીકંદરે જોયું કે સઘલે ઠેકાણેથી પોતાનાં માણસો હાર ખાયછે, અને શેહરમાં ઘણુ શુધી ખુંટે નહી એટલો ખોરાકછે, તેથી તેણે કીલો બાંનજવાની ગોઠવણ કીધી. આ વખતે કીલલામાંનાં લોકોનો કંઇ ઉપાય મા લોપો નહી તેથી તાબે થયા. તેમાંનાં મેલેશીયનો શીવાય બીજાઓને તેણે વેચયા. મેમનનનું આ ઠેકાંણે શું થયું તે માલમ પડતું નથી, પણ ધારયામેસે તે એક લશકરની ટુકડી શાથે કુચ કરી જવો જોઈએ. હવે એ કાફલાની પછવાડે લાગવાનો શીકંદરે ઠરાવ કીધો, પણ એટલામા નાંણાં ખુટયાં. આ પછી બધા સોપાઈઓને ઘર તરફ પાછા ફરવાની આશા હતી પણ શીકંદરે તેઓને શમજાવીયુ કે શઘલે ઠેકાંણે તેઓની ફતેહછે. એક કાફલો જરૂર જોગ અશબાબ અને લડાઈનો શરનજાંમ શાથ તઈયાર કીધો, જેમાં એકુ તુતકવાલાં વાંહાંણો પણ હતાં.

કેરીઆનાં સોઉથધાંનમાં હેલીકારનાસસ ઉપર ચઢાઈ થઈ. આ શેહેર એશીયા માઈનરમાં એવીતો નાદર જગોપર બાંધેલું હતું કે તયાંના કીલાપર ચડવુ ઘણું મુશકેલ કામ હતું. આ શેહેરમાં મેમનન પોતાના બાદશાહ તરફની વફાદારી અને જાતી હીમત બતાવા એક ફોજ લઈ પહેલો હતો. ઈફયાલટીસ નામનાં એક શરદારની મદદથી આ ઠેકાંણાંનો બચાવ તેણે ઘણી શરશ રીતે કીધો, જેથી તેની બાહાદુરીની જાબજા વખાંણ થવા લાગી. ઘેરો ઘાલનારાઓએ અથાગ મેહનતથી કીલાની બાજુની ખાહી પુરી તે ઉપર કીલસો બાંનજવાના જે ઓજારો ગોઠવયાં હતાં તે કીલલામાંના લોકોએ વારેવાર બાહાદુરીથી બાહાર આવી હુમલા કરી સલગાવી દીધાં હતાં. જેમ તેમ કરીને જયારે તેઓએ કીલાની એક બાજુની દેવાલ બાંજી તયારે તેઓની તાજુબીનો કાંઇ પાર નહી રહેઓ, કારણ કે તેમાંથી એક બીજી નવી દેવાલ નજરે પડી ! અને તે એટલી ઓચીતી કે જાણે હમણાજ જમીનમાંથી ફુટી નીકલી હોય. આ કીલસો બાંનજતાં સીકંદરનાં અતીશે માણશનો ઘાંણ નીકલી ગયો. અંતે તેઓને માલમ પડયું કે કીલવાની મજબુતી માતરે અંદરના લોકોની બાહાદુરીમાંજ હતી. શીકંદર નાશીપાશ થઈ ગયો, પણ પાછી એકવાર પોતાનાં માંણશોને ધીરજ આપી, અને અતીશે કશટી ભોગવી આખરે ફતે કીધો. મેમનનને વાસતે હવે દરીયા તરફનો રસતો ખોલો હતો. થોડું લશકર અને તેઓને પુરતો ખોરાક તયાં રાખી બાકીના સઘલા રેહવાશીઓને તેઓની દોલત શુધાં લઈ તેને આ શેહર છોડી કોસ નામના સરનદવીપમાં જઈ રેહવાની ફરજ પડી. આસરનદવીપ હેલીકારનાસસની નજદીકજ હતો.

શીકંદરે જોયું કે ઘેરો નાંખવો હવે ફોકટછે, કારણકે આ શેહર બધું તારાજ કીધું, તેથી તેણે થોડું લશકર તયાં રાખી પોતાનો મારગ પકડયો.

કેરીયાની રાંણી આરટીમીસાના મરણ પછી તેણીનો ભાઈ ઈદરાયસ તયાં રાજ કરતો હતો, અને તયાંના રેવાજ પરમાણે નકીબ ઈદરાયસની ઓરત એડાનું નામ પોકારતો હતો. પરીકસો ડોરસે આ લોકોને પદભરશટ કીધાં, પણ પોતેબી રાજ કરવા પાંમયો.નહી, કારણ કે દારાંના બાદશાહી ફરમાનથી તેના જમાઇ ઓરોનટો બેટસે તે ઉપર ફતે મેલવી. એડાના તાબામા હજી એલીનડાનો કીલ્લો હતો. જેવી તેણીને ખબર મલી કે શીકંદર કેરીયામા આવી લાગો તેવીજ તે કીલ્લાની કુંચી લઇ તેની આગળ ગઇ અને જાંણે તેને પોતાનો છોકરો કરી લીધો હોય તેમ પોતાનું રાજ તેને હવાલે કીધું. આથી શીકંદર એટલોતો ખુશી થઈ ગયો કે પેલો કીલ્લો તેણીને પાછો આપયો, એટલુંજ નહી, પણ હેલીકારનાસસનું આખું રાજ પાછું તેણીને આપી દીધું. એડા પણ ઘણી ખુશી થઈ તેથી દરરોજ શીકંદરને વાસતે તરેહવાર નાદર પકવાંનો શાહા બબરચીઓ સાથે મોકલતી હતી. આ વખતે શીકંદરે જવાબ દીધો કે—

"આ સઘળું મને જરાબી કાંમનું નથી, કારણ કે લીયો
"નીડાસે મને બે સઉથી સરસ બબરચીઓ આપેલાછે જેઓ
"માંનો એક મારે સારૂં ઘણોજ સવાદીશટ નાસતો બનાવેછે,
"અને તે એજ કે તેણે આપેલી એક અકલ—'બરીબાંમદાદે
"દરરોજ ચાલીને એક મંજલ કરવી' અને બીજો ઘણું ઉં
"ચું ખાંણું બનાવેછે, તે એકે 'ઘણું મધયમ ખાવું.'"

એશીયા માઇનરના કેટલાક રાજાઓ તેને તાબે થયા તેમા પોનટસનો રાજા ફરાજીયાના હાકમ એરીઓબારઝેનસનો બેટો મીથરીડેટસ પણ હતો. તેના રાજનો પાયો સથાપનાર આરટાબાઝસથી તે સોલમો રાજા હતો, જેને હીસતાસપીસના છોકરા દારાંયસે લાંબો વખત શુધી રોમન ફોજમા વખણાયાથી પોતાના તાબામા (ઈરાંણી તરીકે) રાખયો હતો.

જયારે શીયાલાની રૂતુ બેઠી તયારે શીકંદરે પોતાના જે શીપાઇઓએ તે વરશમાં શાદી કીધી હતી તેઓને તેઓની ઓરતો સાથે મેશીડોનીયાં મોકલી દીધી, પણ એવી શરતે કે વશંત રૂતુ બેશતાં પાછા લશકરમાં હાજર થાય. તેઓની સાથે કેટલાક અમલદારો સોંફયા, કે તેઓને તીયાં લઈ જઇ પાછા લાવે. આ ફરમાન યાહુદીઓના પેગંબર મુસાનું જે એરીસટોટલે સીકંદરને કહયુ હતું તે આ વખતે હશતીમાં લાવીયો હતો.

બીજે વરશે લડાઇ ઘણી જલદી શરૂ થઈ. એકદંમ દારાં શાહપર ચઢાઇ કરવા કરતાં પેહલાં આસપાસનાં નાહલા રાજાઓને પોતાને હાથ કરવાનો ઠરાવ તેને વાજબી લાગો, કે જેથી તેઓ તેને આડે આવે નહી. આગલ વધવાને એક અડચણ નડીઃ ફેસેલીસ આગલ દરીયાકીનારે એક ખીનનો રસતો હતો, તે જયારે પાંણીની ઓટ થતી તીયારે સુકાઈ જતો હતો, પણ ભરતીની વખતે તદન પાંણીથી ભરાઇ જતી હતી. આ વખતે સીયાલો હતો તેથી શીકંદરે તરતજ આ રસતો પસાર કરવાનો હુકમ આપીયો, અને તેનાં સઘલાં માણશોને આખો દીવશ કમરપુર પાંણીમાં ચાલવું પડયું.

ફેસેલીસની પડોશમાં તેણે એક પોતાપર ઉભુ થયલું કાવતરૂ શોધી કાઢયું. તેની ફોજના એક સરદાર કાલાસને ઈરાંણી સોંઉસથાંનનો હાકમ બનાવી તેની જગોપર કોઈ બીજા એલેકઝાંડર નાંમના શખશને નેમયો હતો. આ શખશે એક કાગજ શાહા દારાંપર લખીયો હતો, તેના જવાબમાં દારાંએ લખયુ કે જો તે બાદશાહ શીકંદરનું ખુન કરેતો મેસીડોનીયાનું રાજ અને એક હજાર શુનાના ટેલંટ (રૂ૧,૫૦,૦૦,૦૦૦) બખશેશ દાખલ આપવા. જે કાશદ આ રૂકો લઈ જતો હતો તે શીકંદરને હાથ પકડાયો, અને શઘલુ કહી દીધું. આથી પેલા એલેકઝાંનડરને મુનાશેબ સીક્ષા થઈ.

સીલીસીયા અને પામફીલીઆમાં બંદોબસત કીધા પછી તે ફરાજીઆમાં સીલીની નામનાં શેહરમાં ગયો. તીયાનાં લોકોને તાબે થવા ફરમાવીયુ, પણ તેઓએ પેહલાંતો તેને ધીકારી જવાબ દીધો કે તેને તાબે થવા અગાઉ તેઓ મોહોતને તાબે થશે. આ લોકોએ આખરે સાઠ ૬૦ દીવશની મેહતલ માંગી કે તે દરમયાંનમાં જો કંઈ મદદ નહી આવી પોંહોંચીતો તેઓ તાબે થાય. ઠરાવેલો દીવશ આવી લાગો, પણ મદદ કંઈ મલી નહી તેથી અંતે નાશીપાયસીથી શરણ થવાની ફરજ પડી. તયાંથી ફરાજીયાનાં મુલકનું પાયતખત શેહર ગોરડીયાંન ફતે કીધું. આ જગોએ એક બાદશાહી રથ (ગાડી) હતી, જેને એક એવો કારીગોરીથી ગાંઠ વાલેલો હતો કે તેનો છેડો કોઇને જડે નહી. તયાંના લોકોને એક મોજેજાપરથી એવો એક વેહમ હતો કે જે શખસ આ ગાંઠ તેનો છેડો સોધી કાહાડીને છોડે તેને આખા એશીયાખંડનું રાજ મલે. શીકંદર સમજયો કે આ મોજેજો તેને માટેજછે તેથી તે ગાંઠ છોડવાને ઘણાં ફાંફાં મારયાં, પણ કંઇ વલયું નહી તયારે બોલયો કે—"ગમે તયાંથી છુટે, તેની કંઈ ફીકર નહી," એમ કહી પોતાની તલવારથી તે કાપી "નાંખયો."

નાશેરવાંન

---

## શું પસંદછે? પઈસા કે પયાર?

"માયજી હું કહુંછ કે મને છેડોના."

"તુંને છેડું નહી! અને શા માટે નહી છેડું? તુંને છેડું નહી! કોણ છે તું એવી કે વલી—"

"બસ બસ, હવે તમારી જીભલી વધારે આગલ ચલાવાથી પરહેજ રેહો, વાહલાં માયજી. હું કોઈ દાહાડે તમારા વચનથી ઉલટી ચાલી નથી, ઉલટી ચાલતી નથી, અને ઉલટી ચાલીશ પણ નહી. પણ આવી બાબતમાં મને સુલટી ચલાવવામાં તમે ફાવવાનાં નથી. તમો જે કેહોછ તે હું કબુલ કરૂંછ,—પણ આ—"

"બસ, તું બોલી રહી? હવે મારી વાત સાંભેલ. સાવકશાનો સોહરાબ તું કેહછે તેવોજ ઈંગરેજી ભણેલો, કેલવણી લીધેલો, ડાહયો અને ચબરાકછે. વલી તું માંગેછ તેવો તે સોહામણો છે, તે સાથે તેને આવતા આદર રોજે સતરમું વરસ બેસશે. એટલુંજ નહી પણ વલી તેનો બાપ પાસે ઘણા પઈસાછે!"

"બલયા તમારા પઇસા" પીરોજ આંખમાં આંજુ લા
વીને બોલી; "પઇસાએજ તમારૂં મગજ ભરાઇ ગયુંછે તો.
પઇસા મલયા એટલે સંધું મલયું એવોંજ તમારો વીચારછે;
અને પઇસા સાથેજ જાણે સઉ અદરાતાં પરણતાં હશે એમજ
તમે જાણોછો. પણ માયજી, તમે મોટી ભુલ કરોછ. પ
ઇસામાંજ જો તમારા કેહવા મુજબ સઘલું સુખ ભરી મુકે
લું હોતેતો આપણા જીલુમાસી પઇસાદાર વર સાથે પરણી
ને સુખી નહી થતે ? "

"અરે દીકરી મારી," દીનબાઇ પોતાની બેટીનું મા
થું ખોલામાં દાબીને બોલયાં; "તું શું સમજે સંસારની
વાત. હજીતો તું બચુંછે તેટલાંજ જારે સંસારની વાત
વોશે'ટેં ટેં કરવા માંડશે તો પછે તું કોઇ દાહાડેબી સુખી
થવાની નથી."

"તારે હું હજીતો બચું છું કેની ? " પીરોજે પુછયું;
"બરાબર, માયજી, હુંતો હજી બચુંછું, તારે શા મારે હ
મણાથી મને પરણાવાની વાત કરોછો ? હજી મારી ઉમર
કાંહછે ! "

"બચુંછે, પણ પરણવાને લાયકનુંછે. માલ દીકરી
હવે સમજ, વધારે કંટાલો આપયામાં—"

"હું તમોને કહુંછું, કે હું સાવકશાના સોહરાબ
સાથે કદી પણ પરણવાની નથી."

"આહ, તારે કોણ સાથે તું પરણવાનીછે, હેં ! "

"મેં તમોને તે ઘણી વખત કહયુંછે, અને તે તમને
અંજાણ્યું નથી. હું જો કદી પણ પરણુંતો પીરોજશા સા
થેજ પરણું, બાકી હું કોઇને પણ મારો હાથ આપવા
ની નથી."

"શું તારી આલેકઝંડરા ઇસકુલની આ કેલવણી કે ?
તારા મામાની મેહનતનો આ બદલો કે ? અરે દુકતી કાં
ઇ સમજ, હાથે કરીને કુવામાં પડે તેની આગમજ વીચાર
કર કે——"

"વીચાર શાનો કરાવોછ ! " પીરોજે કહયું. "શું
તમે અને મામાએજ મને તેની સાથે અદરાવાં નથી ?
શું તમેજ તેની સાથે મારાં લગન કરવાનો કોલ આપયો
નથી ? શું તમેજ અને સાથે વલી મામાએજ તે જારે ગ
યે વરસે વેલાત ગયો તારે તેને ધીરજ આપી નહી હતી કે,
'પીરોજશા જલદી આવીને પીરોજને તારી ઓરત દાખ
લ લેજે. હમણાં તો તે નાનીછે ? ' તે વખતે હું નાની
હતી અને આજે એક વરસમાં મોટી થઇ ગઇ, શું નહી ?"

"દીકરી—— "

"દીકરીને ચાહતાં હોવતો હજી મારી વાત સાંભલો.
તમારી તથા મામાની આ સઘલી ઠગાઇછે. જારે ગયે વ
રસ પીરોજશા વેલાત ગયો તારે તમોને ખબર હતી કે
તે પઇસાવાલોછે, અને તે તથા પીરોજ બંધે એકેકને ચાહે
છે મારે તેમનાં લગન થવાથી બંધે શુખી થશે. એ ત
મારો વીચાર ડાહપણ ભરેલો હતો, તોપણ લોભથી ખાલી
નહી હતો. હવે તમે જારે ગયા મેલમાં આવેલાં કાગજ
ઉપરથી જાણયું કે, પીરોજશાના ભાગીયાઓની પેહડી ભા
ગીછે, અને તેથી તેબી બદામ વગરનો થઇ ગયોછે, તારે
હવે તે ગરીબી અવસથામાં મુંબઇ પાછો આવે તેની આ
ગમજ તમો બંધેજણ મારાં 'પઇસાદાર ઠેકાણે લગન કરી
નાંખવા માંગોછો, કે તે આવે તો તેને ના કેહવામાં આવે.
પણ હું તમને પુછુંછ કે તમે તારે બાહાણું શું લાવશો ?
તે જારે આદરણી મુજબ મારી સાથનાં લગણનો દાવો ક
રશે તારે તમે શું જવાબ દેશો ? એમ કેહશો કે તારી પાસે
એકબી અરધી રહી નથી મારે અમેતો પીરોજનાં લગન
સારે ઠેકાણે માંગુ આવયાથી કીધાંછે ? "

"એટલી આકલી ના થા, પીરોજ. અમે જેબી કાં
ઇ કરતાં હોશું તે સારૂંજ કરતાં હોશું, અને તે ફક્ત તા
રાજ ફાયદાને વાસતે કરતાં હોશું."

"ફાયદો ? તે બીચારાને ભરૂસે રાખીને, તેને આપે
લો હક લુટી લેઇને તમારી કમાઇને થકી બીજા ધણી સા
થ મને પરણાવો, તેમાં મને તમે ફાયદો શું કીધો ? પઇ
સા ? તેતો તમો લેશો. ફાયદાને બદલે ગેરફાયદોતો કર
શો, અને તે એકે જે ધણીને મેં મારો વચન આપેલો તેને
થી મને તમો છુટી પાડીને બીજા સાથે વલગાવા જતાં
મારૂં મોત લાવશો."

"તારે શું તું તારો સંસાર કંગાલ હાલતમાં ચલા
વશે ? પીરોસા પાસે તો એક કોડીબી નથી. તે કાંહાંથી તા
રૂં પુરૂં કરશે ? તું ભુખે મરશે. તુંને તેનું પેટ ભરવું પ
ડશે. તારી તંદોરસતી બીગડશે, અને ભુખ, થાક અને
ચીંતાથી તું મરી જશે." દીનબાઇ બોલયાં.

"બેહતર કે જેને વચન આપયો હોય તે તરફ એકી
ન રાખીને મરવું, પણ બદતર કે વચન અને એકીન ડુબાડી
એક અણગમતા ધણી સાથ પરણી, તેનો અને આપણો
ભવ ગુરાપા અને કલેશમા ગુજારી મરણ પાંમવું ! "

પીરોજ હવે સમજે એવું નહી લાગવાથી દીનબાઇ
શેકાંણી પોતાના ભાઇ મંચેરશાના ઓરડામા ગયાં, અને
તેવણને સઘળી હકીકત જણાવી, પણ જારે દીનબાઇનું ન
હી ચાલયું તારે મંચેરશાનું શું ચાલવાનું હતું ? એવું સ
મજી તેવણ મુગા રહયા, અને દીનબાઇએ એ વાત હાલ
તુરત પડતી નાખી.

પીરોજશા મુંબઇની યુનીવરસીટીમા પસાર થયલો આ
શરે ૨૧ વરસનો જવાન પીરોજના કાકાનો દીકરો થતો હતો.
તેનો બાપ અને પીરોજનો બાપ ઘણા વરસના એકેકથી જુ
દા રેહતા હતા, તોપણ તેઓએ પોતાના ફરજંદોની એકેક
જોડે સગાઇ કરી આપવાની ઇછાથી બંધેને અદરાવયાં હતાં.
પીરોજશાના બાપે ગયે વરસે તેને પોતાના ભાગીયાઓની
પેહડીમા તેનોબી થોડોક ભાગ નાખીને વેલાત મોકલયો હ
તો. બે ચાર માસમાંજ નાણુંતો સઘળું ઘસડાઇ જતું જ
ણાયું, અને પીરોજશાએ વધારે નાણાની રકમ પોતાના
બાપ ફરામજી પાસે મંગાવીને ધંધો ચલાવયો, પણ એમ ક
રતાંતો છેડો એ આવયો કે નાણું સઘળું પેસી ગયું, અને
છેલા મેલમા ખબર આવી કે પેહડીએ દીવાળું કાડયું હતું.

આ ખબરથી દીનબાઇ જેવણના ભરથાર બે વરસ
ઉપર મરણ પાંમયા હતા, અને જેવણ તારથી પોતાના ભા
ઇ મંચેરશાને ઘેર આવી રહયાં હતાં તેવણે પોતાની દીકરી
પીરોજનું કારજ જે પીરોજશા સાથ ગયે વરસે થયું હતું તે
તોડીને સાવકશા શેઠના દીકરા સોહરાબ સાથ કરવા ધારયું.
બંધે બોરદુવાળીઓ રાજી થયાં, પણ પીરોજ સોહરાબ સાથ
લગન કરવાને ના પાડતી હતી. વાંધો ફક્ત એજ હતો.

સોહરાબને જારે પીરોજના વાંધા વીશે ખબર પડી, તથા જારે તેણે જાણ્યું કે તેણીતો ગયે વરસે તેના દોસત પીરોજશા સાથે અદરાઈ ચુકી હતી, તારે તેણે તેઓના સુખમાં હરકત કરવાંને પસંદ કીધું નહી, તે સમજયો કે પીરોજ સાથ લગન કીધાથી ઘણા ગેરફાયદા થશે. પીરોજશા દુશમન થશે, તે તથા પીરોજ દુખી થશે, અને પોતાને સુખ મલશે નહી, અમો બંધે વચે કલેશ થયા કરશે, અને અંતે સાર શુભનો નહી નીવડશે.

એ કારણ ઉપરથી તેણે પીરોજના પીરોજશા સાથના લગનમાં મદદ કરવાનો ઠરાવ કીધો. તે દીવસે સાંજે તે પીરોજને મલયો, અને તેણીતો પીરોજશાને ચાહેછે એવી પોતાની ખાતરી કરીને તેણે તેણીને પોતાનાં દેલનો ખોલાસો કહયો. પીરોજ ખુશી થઈ ખરી, પણ અડચણ એ હતી કે ઉપાય શું લેવો. સોહરાબે કહયું કે, "પરણવા મારે હું બી હઠ લેઉંછું, અને પીરોજશા વેલાતથી આવે તેટલો વખત ઢીલ નાંખવા કહુંછું, જો તેમ તેઓ નહી કરશેતો પછે પરણવાજ ના પાડુંછું."

આ વખતે તોપના બે બાર થયા.

તેજ રાતે પોતાની ભવીશની સાસુ સાથે સોહરાબે વાત કોધી અને તે પરથી તેને માલુમ પડયું કે દીનબાઈનેતો રૂ૨૫) હજારની પુંજીવાલો જમાઈ જોઈતો હતો.

"હા, બા, સોહરાબ, જો પીરોજશા પાસે રૂ૨૫૦૦૦ની દોલત હોયતો હું તેને મારી દીકરી આપું; પણ તેની પાસેતો ૨૫) દમડીબી નથી તારે હું મારો દીકરીને—"

"કાકી, રૂ૨૫) હજાર તમને જોઈએછે, તેને બદલે બેવડા યા તરણઘણા તમારી આગલ ગણી આપું તારેબી તમારી દીકરીને મારી બાયડી બનાવશો કે નહીં ?"

ઓરડાનું એકદમ બારણું ઉઘાડીને એક કદાવર જવાન તાંહ દાખલ થયો. તેનું મોહડું સુંદર હતું, મોહડાં ઉપર દાહાડી રાખેલી હતી, અને મરોરદાર મુછ હતી. માથે ઓનાઈ બોખું ઘાલેલું હતું, અને પગમાં વેલાતી બુટ પેહેરેલાં હતાં.

"આહ, પીરોજશાહ, મારા દોસત !"

આમ બોલીને સોહરાબ પોતાના રફીકને મલયો. એજ વખતે સુંદર પીરોજ પાસેના ઓરડામાંથી આવી પોતાના ભવીશના ભરથારના હાથને વલગી પડી. દીનબાઈ જોકે અજાયબીમાં ગરક ગયાં તોપણ ટીચકું કરીને ઉભાં રહયાં, અને મનચેરશા શેઠ જાણે કાંઈ જાણતાજ નહી હોય તેમ પીરોશાને શેકહાંડ કરી ઓરડામાં લેઈ ગયા.

પીરોજશા વેલાતથી આવયોતો ખેરો, પણ ખબર આવી હતી તેમ તે "લાસ" થઈ ગયો હતો કે તેના બોલવા મુજબ પોણાલાખનો ધણી થયો હતો, તે કોઈને માલુમ હતું નહી. હવે તેણે પોતાની જબાંન ખોલી અને સઘલો ભરમ કહી દીધો કે, પેહડી કાંઈ તેઓની ભાગી હતી નહી, પણ એક બીજીજ પેહડીએ દીવાલું કાઢયું હતું. તેઓની પેહડીનું નામ "પુણાની પેહડી," અને જે ભાગી તેનું નામ "યુનાની પેહડી" એવું એકેકને મલતું નામ હોવાથી પતરોમાં "યુનાનીને" બદલે "પુણાની" એવી ખોટી ખબર છપાઈ હતી, પીરોજશાની પેહડીનેતો તે વરસે ૪ લાખનો નફો થયો હતો.

વફાદાર પીરોજ પોતાની ખરી વફાઈમાં ફતેહ પાંમી, અને દીનબાઈએ પોતાના ભતરીજાને લખપતી થયલો જોઈને તેને પોતાનો જમાઈ કરી ઓવારણા સાથે તેની સઘલી "અલાબલા" લીધી !

---

## ઈરાંની મગેલોના જાદુ કોતલના વેહેમો.

ઈરાનમાં કોઈની નજર નહી લાગે, તથા કોઈ જાદુ નહી મલાવે તે મારે મહમદીઆંન ઓરતો મંતરેલી તાવીજ તથા માદરીઆં પેહેરેછે, અને છોકરાંઓની ગરદને સાબરસીંગડું, વાઘ તથા વરૂના પંજા, અને ગલોડીની તાવીજ બાંધેછે.

હીંદુસથાંની મુસલમાંનોની ઓરતો પોતાના ભરથારોને હાથમાં લેવા મારે નીચલો ઉપાય કરેછે. પોતાના ભરથારને તેઓ સરડાનું માસ ખવાડેછે, અને તરેહવાર જાતનાં જંગલી મુલીઆંઓ, પાલા, અને સોપારી ખવાડેછે. હીંદુઓનાં મસાણની જગાપરથી થોડીક મુરડાંની રાખ લાવી તે ઉપર થોડાક કલાંમો પઢી રાતરે પોતાનો ભરથાર હુંઘાયલો હોય તયારે તેની ઉપર તથા તેના પલંગ ઉપર તે છાંટેછે, અથવાતો પોતાનાં કપાલ અને ભવાં ઉપર એક જાતની મોહબતનો જોસસો ઉશકેરનારી ભભુક લગાડેછે, કે જે ભઈ તેણીનો ભરથાર તેને ઘણી ચાહે તથા તેની ખુશી પર માંથે ચાલે.

અગરજો એક છોકરી બીહકના સવભાવની હોયતો ઇરાનમાં મોહલાના દરવાજા આગલ એક કઢાઈ મુકી તે ગરમ થવા માહે આતશ મેલેછે. અને પછી તે છોકરી તથા તેની માએ તે કઢાઇની એક બાજુએ સાથે ઉભાં રેહેછે, અને થોડે થોડે વારે તેઓ તેમાં થોડુંક સીધું અને પાણી છાંટેછે. તે વખતે તેઓ તે કઢાઈ ઉપર અને મુખપ કરી જે જગાપર સીધું તથા પાંણી છાંટયું હોય તે પર સથીર જોયા કરેછે. અને તેપર તેમને જે જાનવર અથવા અહેવાંનથી પેલી બીહેછે તેનો આકાર દીસેછે ! ફરીથી, એક રવીવારની રાતનાં તેઓ એક કાચી ઈંતરડી લીએછે, અને તેની ઉપર ટીપે ટીપે થોડુંક તેલ રેડેછે, અને પછી જયાં તે તેલ પડયું હોય તયાં છરીથી તે ઈંતરડી ઓખવેછે, અને બોલેછે કે આએ આંખ ફલાના ફલાનાની નજર લાગી તેનીછે તે પછી તે ઈંતરડીપર થોડોક રૂ અને એક ઈંડું મુકેછે. અને તે રૂ સલગાવી તે ઈંતરડી રસતામાં મેલેછે. પછી પાછાં ઘેર ફરતી વખતે તે ઈંતરડીને મુતલક જોતાં નથી, કેમકે તેમાં બધી અલાબલા જતી રેહેછે. વાઘ અને વરૂના પંજાની તાવીજ પણ જાદુગરોની બુરી નજર લાગેલી હોય તેને દુર કરેછે. કેટલાકો તાવીજને કાનપટી આગળ, કેટલાકો ખભાપર, અને કેટલાકો છાતી આગળ બાંધેછે.

નસીબ જોવાની એક નીચલી કલાછે. ભઠીમાંથી બે ગરમ પાંઉ કે જે એકમેકને વલગેલાં હોય તે કાઢો, અને તે બંધે જે છોકરીનું નસીબ જોવાનું હોય તેણીના માથાં ઉપર ફેંકો. અગરજો તે બેહુ છુટાં નહી પડેતો તે છોકરી જલદીથી પરણશે એમ જાણવું.

" અરઝેન-અરૂસી " નામનાં એક જાતનાં બીઆં
આવેછે તે જયારે એક કનયા પોતાના પરણુવાના ઓરડા
માં જતી હોય તીયારે તેણીની પાછલ તેણીનું નામ દઈ ના
ખેછે, અને પછી કેટલાં બીઆં પડયાં તે ગણેછે, અને તે
ઉપરથી તેણીનું ભવીશય તારેછે.

બીજો એવો વેહેમછે કે એક છોકરીએ પોતાનું નસી
બ જોવાને માટે બીજનો ચાંદ જોઇ પછી એક કાગડા તરફ
જોવું, અગર તેણીની અને તે કાગડાની નજર તેજ વખતે
એક થાય તો તે ઘણાં સારાં નસીબના સગનછે. અગર
જો હાથની હથેલીપર કીર લાગે, તો તે એક નાથલો છોકરો
કે જેનાં મા બાપ જીવતાં હોય તેનાં માથાં ઉપર તે હથે
લી ઘસેડવી કે જેથી પઈસાટકાની બખશેશ જલદીથી થ
શે. અગરજો એક કુતરો એકુ માખ પકડે, તો તે લઈને
એક રૂમાલને છેડે લપેટવી-કે જેથી બેશક કાંઈ ફાએદોજ
હાંસલ થશે.

કલસુમ નાનેહ કેહેછે કે ઘણું અજાયબ જેવુંછે કે
એક ઓરત પોતાની આખી જીંદગી લગણ ફકત એકજ
ઘેરમાં એકજ ભરથારની સાથે શી રીતે રહી શકે. શા મા
ટે તેણીને આ દુનયાંનાં સુખો ભોગવવાથી છીનવી લેવાં
જોઈએ! દીવસો અને વરસો જતાં રેહેછે તથા પાછાં આવે
છે, અને એક ઓરત ફકત એકજ ભરથારની સાથે પોતાના
બધા દીવસો કાં કાઢે?

એવો રેવાજછે કે જયારે એક ઘેરમા કોઈ માણુસ મરી
જાએ, તયારે તે ઘર માહેલું સઘળું પાણી ઘોલી નાખવું,
કાંએકે અગર કોઇ તે પાણી પીએતો તેને હોજરીપર દાહે
ખલયા વીના રેહે નહી.

રવીવાર અને મંગલવારે સન તથા રૂના વસ્ત્ર અને
માટીના વાસણ ઘેરમાં લાવવાં નહી. બુધવારે ઘેરમાં દીવા
નવા સલગાવવા નહી. શુકરવારે લાકડાં અથવા નાન ઘે
રમા ખાવાને માટે લાવવાં નહી. અથવા તે દાહાડે ઘરમા
નો સામાન તથા લુગડાં ધોવાં નહી.

રવીવારે અને મંગલવારે કોઇ માદાં માણુસને ઘેર મ
લવા જવું નહી. શનીવારની રાતના જયાં સુતા હોઈજી
એ તયાંજ રવીવારની રાતના પણુ સુવું, તથા એજ પરમા
ણે ભરેસપતવારની રાતના જયાં સુતા હોઇજીએ તયાંજ શુક
રવારની રાત પણુ કાઢવી, અને મંગલવારની રાત જયાં
કાઢી હોય તયાંજ બુધવારની રાત પણુ ગુજારવી.

હીંદુસથાનના મુસલમાનોના એ વાર સંબંધી વળી
જુદાજ વેહમોછે. તે એમકે અગર જો રવીવારે કોઇ માણુ
સે પોતાનાં બદનના માપ ઉપરથી કપડાં વેતરાવયાં તો તે ગ
મગીન અને રડતો થાયછે, અગર જો શોમવારે એ પરમા
ણે વેતરાવેતો તેને ઘણો ખોરાક તથા અશબાબ મલેછે; અ
ગર જો મંગલવારે એ પરમાણે વેતરાવેતો તેનાં લુગડાં બળી
જાએ, અગર જો બુધવારે એ પરમાણે કરેતો તેને સુખ અ
ને સલાહસંપજ હાંસલ થાય, અગર જો ભરેસપતવારે વે
તરાવેતો તેને આબાદાની થાય, અગર જો શુકરવારે વેતરાવે
તોપણુ ઠીક થાય, અને શનીવારે વેતરાવેતો તેને ઘણી રંજ
તથા પીડા ખમવી પડે.

તેજ પરમાણે અગર જો એક માણુસ રવીવારે નાહે
તો તેની ઉપર ઘણું દુખ પડે; શોમવારે નાહેતો તેની મીલ
કતમા વધારો થાય, મંગલવારે નાહેતો તે ઘણો મનમા ચીં
તાતુર થાય, બુધવારે નાહેતો તેની ખુબસુરતી વધે, ભરેસપ
તવારે નાહેતો તેનો માલ મીલકત વધે, શુકરવારે નાહેતો તે
ના બધાં પાપો માફ થાય, અને શનીવારે નાહેતો તેની બી
મારી સાજી થાય.

---

## ફેફસાંનો ખોરાક—હવા!

જેમ હોજરાંમા આપણુ ખોરાક મોકલીએ છઈએ તેમ
ફેફસાંમા હવા મોકલીએ છઈએ. આપણા જનમથી મરણુ
સુધી એ હવા આપણા દમમા જવાનું રાતો દીન જારીછે,
તેનું થોડુંક શાધારણુ ગાન વાંચનારી બાનુઓએ જરૂર કરી
લેવું જોઈએછે.

હવાની ઉંચાઈ—જે પુરૂથવીપર આપણે રહીએ છી
એ, તેની આસપાસ હવાછે, જેની ઉંચાઈ ઓછામા ઓછી
૪૫ માઈલ સુધીની જણાયલીછે. દરીઆની સપાટીની ઉં
ચાઇએ દર ચોરસ ઈંચે ૧૫ રતલના વજનથી તે દરેક ચી
જપર દબાણ ચલાવેછે. જેમ જેમ આપણે ઉંચા પાહડોપર
ચરતા જઈએ, તેમ તેમ એ વજન ઓછું થાયછે, અને
જેમ જેમ આપણે ઉંડી ખાણોમા ઉતરતા જઈએ, તેમ તેમ
એ વજન ખુલી રીતે વધતું જાયછે.

આપણે એ હવા દમમા લઈએ છીએ, અને તેના વ
ગર આપણે એક ઘડી પણુ જીવી શકીએ નહી. પુરૂથવી
ની આસપાસ તે હમેશાં હીલચાલ કરેછે; અને જે ઝડપ
થી તે હીલચાલ કરેછે, તે પરમાણે આપણે તેને નરમ લેહેકી,
જોરાવર પવન અથવા ભારે તુફાનનું નામ આપયે છીએ.

હવા, આપણા વડવાઓનું એક તતવ—જોકે હવા
આપણને હમેશાં લાગેછે, અને આપણે તેને થોડીજ અજા
યબીથી જોઇએ છીએ, પણુ એ હવા પોતાનામા અને વપ
રાસમા ઘણીજ અજાયબી ધરાવેછે. આપણા વડવાઓનું
ગાન અલબત્તાં હાલના કરતાં થોડું હોવાથી, તેઓએ હવા
ની અગત પીછાનવા સારૂં તેને એક તતવ દાખલ ગણીને
સંતોસ પામયા હતા. જોકે હવા દેખાઈતી સવચછ, અ
ને તતવ જેવી દીશેછે, તોપણુ તે કોઈબી રીતે તતવ જેવી
નથી, એવું એના પુરૂથકકરણુ કરવાથી માલુમ પડેછે. વાં
ચનાર જાણતાં હશે કે તતવ એટલે એવી કાંઈબી ચીજ કે
જે કોઈબી ચીજની બનેલી નહી હોય, પણુ બીજી ચીજ બ
નાવવામા તે કામ લાગે. ઘણા તતવના મલવાથી બનેલી
ચીજને તેના તતવમાં છુપું પાડવું તેને પુરૂથકકરણુ કહેછે.
હવા કેટલીએક જુદી જુદી જાતના તતવોના સાથે મલવાથી
થઈછે અને તેનું દરેક તતવ પરાણી અને ઝાડ પાણની જીં
દગીના સંબંધમા પોતાનું કામ કરેછે. જેને આપણે હવા
કહીએ છીએ, તે મેલવની બનાવવા સારૂં ઓછામા ઓછી
ચાર ચીજ અગતયનીછે. એ ચાર માની બે, ઓકશીજન
અને નાઈટરોજનથી તેનું સઘળું વજન નજદીક થઈ રહેછે;
અને બીજી બે કારબોનીક એસીદ અને પાણીનો ભીનાસ,
ઘણાજ થોડા વજનમા મલેલી હોયછે.

ઓકસીજન, તેની બનાવટ અને ગુણો—હવાની લં
બાણુ સમજ અગ્રે આગળ આપી ચુકયા છઈએ. ઓકસી

જન એક હવાછે, જે હવાની માફકજ રંગ, સવાદ અથવા વાસ વગરનીછે. સાધારણ હવામાં એક બતી બલે તેના કરતાં વધારે ચલકાટ અને ઝડપથી-એક બતી ઓકસીજન મા બળેછે. પરાણીમા પણ જે દમમા લીધામા આવેતો તે ઘણી ખુશી અને હોશીઆરી ઉતપન કરેછે; પણ જુઓ, એ હવા ઘણીજ ચોખી ને પ્રાણીના દમમાં જાયછે તો, તેઓનો જીવ ઉસકેરાયછે, તેઓનું લોહી પુશકલ ઝડપથી ફરેછે, તેઓને તાપ આવેછે, અને તેઓને ઘણાજ ઉશકેરીને છેલે તેઓનો અંત આણેછે. અને જેમ એક બતી પુર જોસથી બલીને એ હવામાં જલદીથી ખપી જાયછે, તેજ પ્રમાણે પ્રાણી પણ એ'હવામાં ઘણાજ જલદી જીવીને મરણ પામેછે.

એ હવા ઘણીજ જલદીથી અને સેહેલાઈથી બની શકેછે. વેલાતી ગાંધીઓની દુકાંનપરથી થોડો કલોરેટ ઓફ પોટેશ મેલવી, તેની અંદર થોડી રેતી, અથવા વાટેલો કાચ, અથવા ઓકસાઈડ આફ મેનગેનીસ મેલવવું, અને એક નાની શીશીમાં એ બે પદારથ નાંખી ઘણી ગરમીના દીવા પર તે શીશીને ગરમ કરો; જયારે અંદર નાંખેલી ચીજો પીગલેછે, તયારે ઓકસીજીન જે, ઓકસાઈડ ઓફ મેનગેનીસ, અથવા સાધારણ બોલીમાં બોલીયેતો મેનગેનીસનો કાટછે, તેમાંથી છુટી પડેછે, અને તે શીશી ભરી નાખેછે. તે આંખથી જોવાઈ, અથવા બીજી ઈંદરીથી પરખાતી નથી. પણ તેની હાજરી જાણવા સારૂં એક લાકડાંની ચીપ સલગાવી તેનું બલતું હલુશે બુજવી નાંખી સેજ લાલ હોય તે વેલા શીશીના મોં આગલ ધરીયાથી ભડકું પાછું થઈ આવેતો ઓકશીજીન નીકલેછે એમ સમજવું.

નાઈટરોજીન, ગુણ અને બનાવટ—નાઈટરોજીન વીશે પણ એક ખાશ વીશયમાં અમે આગલ સમજ પાડેલી છે. એ હવા પણ ઓકશીજીનની માફક રંગ, વાસ અથવા સવાદ વગરની હવાછે; પણ જેમ ઓકસીજન હવાના વાસનમાં બતી બલેછે, અને પ્રાણી ખુશીથી દમ લેછે, તેમ એ હવામાં થતું નથી. એ હવા બનાવવા સારૂં એક છાલકી પયાલીમાં ફોસફરસ (જે જલદી સલગી ઉઠેછે) નો કકડો મુકી, તે પયાલી પાણીપર તરતી મુકવી, અને ફોસફરસને સલગાવવો અને તેનીપર મોટાં મોનાની એક બાટલી ઢાંકવી, એવી રીતે કે તે બાટલીનું મોનું પાણીની સપાટીને લાગે. જયારે ફોસફરસ બલી રહે, અને સઘલો ધુમારો જે સફેદ રંગનો હોયછે તે બેસી જયા પછે બાટલીને બુચ મારી પાણીમાંથી બાહાર કાહાડવી. હવે જો બાટલીનો બુચ ઉંગાડી એક બલતી મીનબતી, અથવા કસારી નાખશું તો બતી બુજાઈ જશે, અને કસારી તરતજ મરી જશે. હવે નાઈટરોજીન કેમ બની ? બાટલીમાં સાધારણ હવા હતી. તેમાંની ઓકસીજન ફોસફરસના બલવાથી ખપી ગઈ, અને નાઈટરોજીન રહી ગઈ જેની હાજરીથી આપણે ઉપર જોયું તેમ બતી બુજાઈ ગઈ, અને કસારી મરી ગઈ.

સાધારણ હવા કરતાં ઓકસીજીન ૧/૧૦ ભારીછે, અને નાઈટરોજીન હવા કરતાં ૧/૩૬ ભાગ હલકીછે.

કારબોનીક એસીદ જેની લંબાંણ તપાસ વાંચનારી બાનુઓને માટે આપણે આગળ કરી ચુકા છઈએ. હવાનું તીજું તતવ, ઓકસીજનની માફક રંગ વગરનીતોછે; પણ તેઓથી ઉલટી રીતે વાસ અને ખાટો'સવાદ ધરાવેછે. જો કારબોનીક એસીદના એક વાસનમાં મીનબતી, અથવા પરાણી દાખલ કીધાં હોયતો પેહેલી બુજાઈ જાયછે, અને બીજું મરી જાયછે. તે હવા (સાધારણ) કરતાં દોહોરઘણી ભારીછે અને તેથી પાણીની માફક હવાની અંદરથી એકમાથી બીજા વાસણમા રેડી શકાયછે. કલચી ચુનાનાં નીતરાં અથવા કાચ જેવાં પાણીમા કારબોનીક એસીદ મેળવયાથી તે પાણી દુધ જેવું સફેદ થાયછે, અને ચુના સાથ મળી જઈ કારબોનેટ ઓફ લાઈમ, અથવા ચાક થાયછે જે પાણીમા નહી પીગલે એવોછે. સોડાવાટર, ચમપીન, ઈતયાદી પાણીઓનો ચલકાટ આએ હવાને લીધે હોયછે, અને એ હવા બાટલી ઉંગાડયા પછી ઉડી જાયછે. વળી કેટલાંએક ઝરાના પાણીમા પણ એ મળેલી હોયછે. એ હવા, ચાક અથવા સંગેમરમરના નાના કકડાઓ પર મયુરેટીક અથવા હાઈડરો કલોરીક-એસીદ નાખયાથી અથવા સાધારણ સોડા ખારપર સરકો નાખયાથી બનેછે. બનાવટની વખતે એ ગેસ અથવા હવા, પરપોટા અથવા કકળતાં પાણીના કકરાના આકારમા નીકળેછે, અને સાધારણ હવા કરતાં ભારી હોવાથી વાસણને તલીએજ રહેછે, જયાં એકઠી થઈને સાધારણ હવાને હટાવીને ઉપર ચઢેછે, અને આખું વાસણ ભરી નાખેછે. એ હવા આસતે આસતે નીચેથી ઉપર ચઢેછે તે જોવા સારૂં જે ટમબલરમા એ ગેસ બનાવી હોય તે તમબલરમા બે બતી જુદી જુદી ઉંચાઈએ ધરીઆથી નીચેની બતી પેહેલાં બુજાઈ જશે, અને ઉપરની પછી બુજાસે.

પાણીનો ભીનાસ—આ નામ હવામા ભેલાયલી દેખાઈતી અથવા નહી માલુમ પડે એવી વરાલને આપવામા આવેછે; એ ભીનાસ જમીનની સપાટીપરનું વરાળના આકારમા ઉડી ગયળું પાણીછે. જયારે સુકા દાહાડાઓમા જમીનપર પાણી ઢોરોયે છીએ તયારે તે જલદીથી સુકાઈ જાયછે. તે પાણીની બેમાલુમ વરાલ થાયછે, અને હવાના બીજાં તતવો સાથ એ વરાલ ભેલાઈ રહેછે.

હવામા આ તતવોનું પરમાણ—આ ચારે ચીજો દરેક ઠેકાણે હમેશાં હવામા હોયછે. તેઓ સઘળી પરાણી અને વનસપતીની જીંદગીની દરરોજની હાજતોને અગતયનીછે, પણ બે હવાઓ ઓકશીજીન અને નાઈટરોજીનનું હવામા એટલુંતો મોટું પરમાણછે કે સુકી હવામાં નાઈટરોજીન અને ઓકશીજીનજછે એવું સાધારણ રીતે કહેવાયછે. હવામા જે કારબોનીક એસીદ અને પાણીનો ભીનાસ નહી ગણીએતો ૧૦૦ બાટલી હવામા ૭૯ બાટલી નાઈટરોજીન અને ૨૧ બાટલી ઓકશીજીનનાછે. કારબોનીક એસીદનો ભાગ હવાની અંદર ઘણાજ નાના પરમાણમા હોયછે. સાધારણ ઉંચાઈએ ૧/૨૫૦૦ ભાગ કારબોનીક એસીદછે. પણ જેમ જેમ વધારે ઉંચે જઈએ તેમ તેમ વધતી જાયછે; અને આઠ, અથવા દશ હજાર ફીટની ઉંચાઈએ તે નજદીક બમણી હોયછે. આએ વધતો જથો પણ નાનોછે, અને તેની હાજરી વનસપતીની જીંદગાનીને અગતયનીછે.

પણ સાધારણ હવા કરતાં એ હવા ભારીછે, તોપણ અજાએબ જેવી વાતછે કે નીચેના કરતાં ઉપર એ હવાનો જથો વધતો જાયછે. આપણે અગાઉ કયું કે એ હવા સાધારણ હવા કરતાં ભારીછે. તયારે તો ધારા પરમાણે એ હવા નીચે રહીને જમીનની સંપાટીપર જેહેરી હવાનું એક

પર થવું જોઈએ. પણ તેનું કારણ એમ નહી થવાનું આછે:—"હવા જે તતવોની બનેલીછે, તે તતવો ફુંકતા પવનના ઝાપતાંઓથી એક એક સાથ મલી ન જતાં દરેક તતવ બીજા સાથ થોડી અથવા વધતી ઝડપથી, જયાં ઘણીજ સાંત હવા હોયછે તયાં પણ ભેલાયલું રેહેછે. તેથી કરીને હાઈડરોજીન હવા જે ઘણીજ હલકીછે તે હવાના સઉથી ઉપરના ભાગમાં જઈને પોતાની નીચેની ભારી હવાઓપર તરતી નથી; અથવા કારબોનીક એસોડ જેવી એક ભારી ગેસ હલકી ગેસોની નીચેજ રેહતી નથી. પણ તેથી ઉલટી રીતે સઘળીઓ એકમેક સાથ હલુ હલુ ભેલાયછે, જેથી કરીને હાઇડરોજીન (પાણીનું એક તતવ), કારબોનીક એસીડ, અને બીજી હવાઓ જે ખુદરતમાં પેદા થાયછે, તે હવાના આખા જથામાં દરેક ઠેકાંણે મળી આવેછે; અને એવીજ રીતે ભેલાવાથી થયલી એક મેલવણી, હવા, પરૂથવીની આખી સપાટીપર પથરાયલીછે. આ ધારાથી કરાને કારબોનીક એસીડ સઘલે ઠેકાંણે આસતે ઉપર ચઢેછે, અથવા નીચે ઉતરેછે, અને એ પરમાંણે જે હવા આપણે દમમાં લઈએ છીએ તેની અંદર એકસરખી સવછતા જલવાયલી રહેછે. જો એ હવા 'જાવાની ઝેહેરી ખીન' જેવી કેટલીક જગાઓમાં ભય ભરેલી રીતે ઘણીજ હોયતો તેનું કારણ એકે 'એ ઝેહેરી હવા જેટલી ઝડપથી હવામાં ભેલાઈ જાયછે, તેટલીજ ઝડપથી એ હવા જમીનમાંથી નીકલેછે; અને જો પહાડોનાં મથાલાંપર એ હવા પુશકલ હોયતો તેનું કારણ એકે, 'એ હવા જેટલી ઝડપથી ઝાડો અને દરીયાનાં પાણીની હાજતો પુરી પાડવાને નીચે ઉતરે તેથી વધારે ઝડપથી, ઝાડોનાં પાતરાં અને દરીયાનું પાણી કારબોનીક એસીડને હવાના નીચેના પરમાંથી ચુસી લેયછે.'" (સાંધણછે.)

---

# ફરજંદ.

(એક મોટાબાવાની નોંધબુકમાંથી.)

અએ મારા જવાન દોસત, શું ઉપલો ફકત એકજ શબદ સાંભળતાં તારા મોઢાંમાં મીઠાશ છુટતો નથી? તારા નાકમા અતરની બો પમરતી નથી? અથવા તારી ચશમમા કોઈ અજબ કીસમનો ચલકાટ રોશન થતો નથી? હા, કદાચ હજીતો તું જવાનછે માટે આ સઘલાં વાણઓનો ભેદ તારી સમજમા આવી શકતો નહી હશે.

દુનયાના ઓહોલા અને પોહોલા રસતા ઉપર થોડાં ડગ ચાલતાંજ તારે કાને ઘડી ઘડી આ શબદો પડતા હશે કે, "ફરજંદ! આહ, ફરજંદ કોણને ઘરછે?" એ શબદો નીકલતાંજ તે બોલનારના ચેહરા ઉપર તું મીના, ખાહેશ, ખુશી અને સાથે વલી નીરાફળતાને એવાતો એકબીજા સાથે મલી ગયલા આકારમા જોશે કે એ શબદો શું ઉંડી અને ઉમદા મતલબ ધરાવેછે તેની સેહજ છાપબી તારા મન ઉપર પડયા વીના રેહશે નહી.

જે મીસાલે દુનયાને રોશન કરનાર ખોરશેદછે, રાજપાટને આબાદ કરનાર પાદશાહછે, અને આદમીને સરફરાજ કરનાર તેના કેરદારછે, તેંજ મીસાલે એક કુટુંબ જે તેના વડાને મનસાથ તેની દુનયાની પાદશાહીછે, તે કુટુંબને રોશન કરનાર, આબાદ કરનાર અને સરફરાજ કરનાર તે ખાનદાનનો ચેરાગછે, અને તે ચેરાગ તે તેનું ફરજંદછે.

ફરજંદથી, એક કવીના કેહવા મુજબ, ફીરોજીછે, જે ખાવંદ અને ઓરત પોતાના ભવમા સઘલી જાતનું સુખ ભોગવવા છતાં ફરજંદના સુખથી ખાલી હોય તેઓ ફીરોજગરીથી બેનસીબછે. ફરજંદની ફીરોજીથી ખાનદાનની રોજીછે, અને "ખાવંદ અને ઓરત" ના પવીતર નામને લાયક હોય એવાં એક જોડાંની રોજીમા ફરજંદ એક અગતનો અને અતલગનો સંબંધ ધરાવનાર ફીરોજીછે.

વલી વગર ફરજંદના એક જોડાંનાં ભવીશના હાલ વીશે જુદા જુદા ધરમમાં ગમે તેવી હકીકતો જાહેર કીધી હોય તોપણ એટલુંતો તું ખરૂંજ માનજે, વાહલા મીતર કે ફરજંદ એ દુનયાના ચલણમાં નહી બરાબરી થઈ શકાય એવું એક કીમતી સુખછે.

એક જોડાં વચે ગમે એટલી જાન ફેશાની હશે, મેહર અને મોહબત હશે, તથા દેલદારી અને દેલબરી હશે, પણ તે સઘલાંને તુટી જવાના ઘણા સંભવછે, ઘણી એવી આરીછે કે જેથી તેમના એકેકસાથ જોડાયલાં અને નહી છુટે યા નહી તુટે એવાં દેલ વેહરાઇ કપાઈને જુદાં પડેછે, પણ એવો વખતે ફરજંદ આ ખુનીઆરીનાં જોરને અટકાવેછે, તેની ઉપરવારી થાયછે, અને તુટવા અને છુટવાની તઈયારીપર આવેલા પવીતર ગાંઠને વધારે ઓસતવાર અને મજબુત કરેછે.

પણ એટલુંજ નહી. ફરજંદ એ ભરથાર અને બાયડી વચે એક એવો સંબંધ ધરાવેછે કે જેથી ઘણાં વરસની જુદાઈ દુર થઈને એક વહાલાં જોડાંનો નવેસરથી મેલાપ થાયછે. ભરથારને બાયડીની ઝીદને થકી, યા બાયડીને ભરથારના જોલમને થકી એકેકનો સંગ છોડવો પડયો હોય, એ બનાવને બે પાંચ વરસ વીતી ગયાં હોય, એ મુદતમા કાંઈ તરેહ કીસમના બનાવો બની ગયા હોય કે જેઆ તે જોડાંને પોતાની આડી ચાલને માટે વેઠવું પડયું હોય; નહી કદાચ એમબી હોય કે બંને એકેકને ભુલી પણ ગયાં હોય, પણ તેટલા માટે શું તું એમ વીચારેછે કે તેઓ જુદાંજછે, અને જુદાંજ રેહશે! નહી, આયનદેહ "એકજ લોહી" દોડેછે, જોશો કરેછે, અને ફાવેછે, તે "એકજ લોહી" તે ફરજંદછે, પોતાના ફરજંદને ખાતર આ એકેકના શતરૂઓ વચે સલાહ થાયછે, તેઓ એકેકને બગલગીરી કરેછે, અને એકેકની બાથમાં ભરાયછે.

તારે હવે તું સમજયો હશે કે, એવું પમરતું કુદરતી અતર તે ફરજંદછે. કદાચ ઓતમ અતર ધરાવનાર તારા બાગમાના ગોલાબ ઉપર લોભાઈ ગયલું બુલબુલ પોતાની માનીતીને માટે મગરૂર થતું હશે; પણ તે બુલબુલને આ કુદરતી અતરની ખુશબોની ખુબીનો ફકત તું ઈશારોજ કર, અને પછે જોકે જાણે જાદુઈ ચાલી હોય તેવી રીતે પેલું મગરૂર બુલબુલ બેશુધ હાલતમાં પોતાની માશુકના ખોલા ઉપરથી નીચે તુટી પડશે.

ખરૂં ફરજંદ એ મુજબની ખુબી ધરાવેછે, અને એવી ખુબી ધરાવનારજ "ફરજંદ" ના પવીતર નામને લાયક છે, બાકી તું જાણેછે કે બાગમા ફુલોતો ઘણાંબી ફુટેછે,

ખીલેછે અને કરમાઈ જાયછે, તે સરવેને આપણુ ગેલાબ
કરીનેતો કેહતા નથી ? જે ગેલાબ હોય તેજ તે નામથી ઓ
લખાયછે, તેમજ જેને લાયક હોય તેનેજ લાયકી ભરેલું ફર
જંદનું નામ છાજેછે. બાકી બીજાં જેઓ પોતાના માબા
પના સુખ અને આશીશને બદલે દુખ અને શરાપનું મુ
ળ થઇ પડેછે, તેવા કાંટાદાર કચરાનેતો ફુટતી વખતેજ ક
રમાઈ જતા જોવાને હું ખુશી થઇશ.

"ઓરત" અને "ખાવંદ" નું પવીતર નામ ધરાવ
નાર એક જોડાંનું સુખ એક પવીતર "ફરજંદ" થી સંપુર
ણ ગણાશે, માટે તેવાંજ એક "આશનીદેહ અકલ" ના ફર
જંદની બખશેશ એ સરવેથી મોટું સુખછે.

---

# શું પીશું ?

દારૂ પીવાય કે નહી ? તેને તંદરોસતી સાથ કે
ટલો અને કેવો સંબંધ છે ? તે. પીધાથી નુકસાન થાયછે કે
ફાયદો ? કેટલો પીધાથી ફાયદો અને કેટલો પીવાથી નુકસા
ન થાયછે ? એ સઘલા સવાલોની આપણે ગયા અંકમા ત
પાસ લીધીછે. વાંચનારી બાનુઓએ જોયું હશે કે ડાકટર
સ્ત્રીબોધ કાંઈ દારૂને ધીકારતા નથી. તેવણ દારૂની ચોકસ
અગત કબુલ કરેછે અને ચોકસ હદમા તેને પીવાની ભલા
મણ કરેછે. કેટલાક દારૂને કેટલેક દરજે ખોરાક ગણેછે.

હવે તારે દારૂ પીવો તો કીઓ દારૂ પીવો તેની આપણ
આજે તપાસ લઈશું. દારૂ ઘણો પીવાથી નુકસાન થાય
છે, માટે કેટલાક ભલા ડાકટરો તેનો તદનજ અટકાવ કરેછે
કે જો તે મુદલ પીવામા નહી લઈએતો નુકસાનની ધાસતી
જં નહી રેહે. પણ ડાકટર સ્ત્રીબોધનો બોધ તેવો નથી.
તેવણ કેહેછે કે શું પીવું તે પેહેલાં શીખો અને પછે તે પર
માણેજ પીવાનું રાખોતો દારૂ તદન બંધ કરવો પડશે નહી
અને બીજા હાથ ઉપર તે પીવાથી નુકસાનબી થશે નહી

પેહેલાં ઈંગરેજી "એલ" દારૂ ઉપર નજર કરીએ. બીર,
પોરટર, વગેરે ફીણ ચટતા શરાબો એ વરગમા આવેછે. સ
હવારના નાસતાની અગાઉ જો એકુ ટંબલર એ દારૂ લીધો
હોયતો કેટલાંક લોકોને તેજ બસ થાયછે અને નાસતાની ગ
રજ સારેછે. એ દારૂઓમાં જવ આવેછે, જે ખોરાક લેખે
પોશણકારક છે. ડાકટર ઈનમાન "એલ" ને ખોરાક ગણેછે
અને કેહેછે કે તેથી બે તરણ કલાક સુધી ભુખ અટકેછે તથા
ખોરાક વના ચાલેછે. કેટલાકોને વલી એથી ભુખ છુટેછે.

એલ દારૂ જેવો ધારો તેવો તે ખોરાક લેખે વધુ ઇઆ
ઓછો ગુણકારી છે. પણ એ દારૂ બઇરાંઓને રોંગાં બના
વેછે તથા જુવાન માણસોને પીત પેદા કરેછે; માટે જેઓને
માફક નહી આવે તેઓએ એ દારૂ મુકી દેવો જોઇએ. ધ
વાડતી માતાઓનું દુધ વધારવાને એ દારૂ ઉપયોગી છે, પ
ણ જો તે ઘણો પીધો હોયતો ધવાડતીને દુધના કરતાં ચર
બી વધારે ચહડાવેછે.

કેટલાકોને પોરટર સદતો નથી. એ દારૂ ઘણો પીવા
થી નબલો અને સંધીવાના દરદો થાયછે. ડાકટર ઈનમા
ન પોતે અડધાં પોરટર અને અડધો બીર ભેલીને પીવાનું
પસંદ કરેછે. થાકી ગયલા માણશને તથા ધવાડતી વેળા
પેટના મરજથી હેરાણ થતી ઓરતોને એલ દારૂ પીવાની ભ
લામણ કરવામાં આવેછે. તેમાં પેટ ભરવાની, પોશન કર
વાની અને ગરમી આપવાની તરણેડ શકતી છે.

ઉપલા નરમ દારૂ જો માફક નહી આવેતાં એકેક ગ
લાસ વાઇન લેવાની ભલામણ અગતની છે. વાઇન સોજો
અને ઉંચી જાતનો લેવાનો અગત છે. એ દારૂમા અતી
શય તરકટ ચાલેછે, માટે મોઘો પણ સારો માલ લીધો હો
ય તોજ તે ગુણ કરેછે. સસતો વાઇન લઇને ઘણો પીવો
તેના કરતાં સરસ માલ થોડો પીવો એમાજ ગુણ છે. એક
ગલાસથી વધારે પીવાનો માહાવરો પાડવો નહી જોઇએ.
એનો એકવાર લખ લાગો તો પછે ખરાબી સીવા બીજું
કાંઇજ નથી.

બીર કરતાં વાઇન જલદ છે. તે નરમ કરેલા બરાંડી
ની બરાબરનો છે. બરાંડીને પાણી પીવો અને સારો વાઇ
ન પીવો લગભગ સરખો છે. વાઇનમા જાંને કે બરાંડીને
પાણી આગમચથી ભેરેલું છે. બરાંડી પોતે પણ વાઇનનાજ
વરગમા છે, પણ તે ઘણો જલદ અને તેજી છે. ઓરતોને
તે માફક આવતો નથી; અને ઓરતોને એ દારૂ લાએકનો
નથી.

જારે મનશકતીની મેહેનતથી ઘણી થાક ચહડી હોય,
અથવા જારે ઘણી ગરમી પડતી હોય અને ઘણો પરસેવ
છુટતો હોય તારે વાઇનના એક ગલાસથી આરામ મળેછે.
પોરટ અને શેરી એ બેજ વાઇન નુકસાન નહી કરે એવા
છે. એતો મગજની મેહેનત, જેવાંકે લખવા વાંચવાથી થા
ક ઉપજે તેનો ઉપાય થયો, પણ જારે શરીરની મેહેનતથી
થાક ચહડી હોય તારે એલ અથવા પોરટરનું એક ટંબલર
ઘણી આસાએસ આપેછે.

ઘણા લોકો વાઇનને શુખાકારીને માટે નહી પ
ણ મોજને માટે પીએછે. વાઇન બે જાતના આ
વેછે. જુનો પોરટ અને શેરી "ભારી" કેહેવાય
છે. મલાગા, મારસલા, મદીરા, કલારેટ વગેરે "હલ
કા" વાઇનમા ખપેછે—ભારી ને હલકા જાતમા નહી પણ
ગુણમા સમજવા. ભારી વાઇન તેજ ખોરાક છે, જેમ સંગી
ન ખોરાકમા ગોશટ અને રોટી ભારી પણ ઉંચો ખોરાક છે,
તેમ ખોરાક લેખે ગણાતા દારૂમા એલ, બીર, પોરટર અને
પોરટ તથા શેરીવાઇનની તેજ પદવીછે.

ફરેંચ, રેહેનીસ, હંગેરીઅન, ગરીક વગેરે દેશોના નામ
થી તરાંહાં તરાંહાંના વાઇનો ખપેછે, પણ તે સઘલા "હલકા"
અને શુખાકારીને માટે નકામા છે. તેઓ મગજને ચકરોલ
કરેછે અને જીભને બોલકણી કરેછે. ચંપીન, મોસેલ, હોક
વગેરે ઉંચા દારૂઓની પણ એજ અસરો છે. તેઓ તંદ
રોસતીને ગુણ કરતા નથી, પણ મંડળીમા પટપટારો, વાત
ચીત, ટોલટપા, અને જો વધારે લીધો હોયતો ગડબડ
તથા હસાહસ નીપજાવવાને કાંમના છે.

"ભારી" વાઇન વધારે પીવાથી જેટલું છાકટંપણું પે
દા કરેછે તેટલું "હલકા" વાઇનોથી થતું નથી. ચંપીનથી
છાકટા થવા આગમચ તે ઘણો પીવો જોઇએ, પોરટ અથ
વા શેરી થોડો પીધોતો લાગી જાયછે. જેટલો ચંપીન પીવા
થી માણસ ટાહેલાખોર થાયછે, તેટલોજ બરાંડી અથવા વાઇ
ન પીધાથી માણસ લાંબો થઈ જાયછે.

સાર એકે સરીરની શુખાકારીને માટે "ભારી" દારૂ પીવા જોગ છે, પણ તે થોડોજ પીવો જોઈએછે. "ભારી" દારૂ પીવામાં ખોરાક તરીકે ખુબીઓ છે, પણ તે મ જોખમભરી છે. "હલકા" દારૂમાં જોખમ થોડો છે, તે મ ગુણભી થોડોજ છે. જેવો મુકાબલો ખોરાકમાં ગોસત અ ને તરકારી વચે તેવો ભારી અને હલકા દારૂ વચેછે. તર કારીથી ઘણું પોશણ મળતું નથી તેમ તે વધારે ખવાઈ શ કાયછે. ગોસતમાં પોશણ વધારે છે, પણ તે ઘણું ખવાતું નથી. તારે પીવા લાએક દારૂ તે "ભારી" જ દારૂ છે, પ ણ તે ઘણો પીવો નહી એટલેજ ફાયદો થાયછે.

ઘણો રંગ મારેલો વાઈન ઘણો ફાયદાકારક નથી. જે વાઈનમા ઓછો રંગ તેમાં ફાયદો વધારે છે. ઘેરા જાંબુરા રંગની દરાખમાંથી એ દારૂઓ બનેછે. તે દરાખની છાલ નો રંગ દારૂમા ઉતરેછે. તે રંગ પાંણીમાં ઓગરતો નથી, પણ અરકમાં ઓગરેછે. જે વાઇન થોડો રંગત હોયછે, તે માં દરાખને ખમીર ચઢાવા આગમચથી રસ કાહાડી લીધે લો હોયછે, તેથી રંગ ઓગરવાનો રહી જાયછે.

રંગત વાઈનોની બનાવટમાં જાંહાંસુધી ખમીર ચઢે અ ને જોસ આવે તથા "આલકોહોલ" અથવા અરક બને તાંહાં સુધી દરાખના રસની સાથે છાલ, દાંખલી, ઠરીયા, સંધું ભેલાય લું હોયછે; જેથી દારૂમા રંગ ઓગરવાને પુરતો વખત રેહે છે. દરાખની છાલ, દાંખલી, વગેરે કોઠાને કબજ કરેછે, તેથી જે દારૂમા તેમનો રંગ વધારે ઓગરેલો તે દારૂઓથી આપણને જાહાડાની કબજીઆત થાયછે. શેરીવાઈન પેટ નરમ કરેછે, તારે પોરટવાઈન પેટને લગાર કબજ કરેછે તેનું કારણ એજ છે.

વેલાતી દારૂઓમા "વીહીસકી", તનદરોસતી બાબે સ ઉથી સરસ ગણાયછે. એ દારૂ જે સકાટલંડ અથવા આ યરલાંડમા બનેછે તે ગુણગારો છે અને તેમા નુકસાનકારક ખાસીએતો નથી. પણ એ દારૂ જેને સદે તેણેજ પીવો જોઈએ, કેટલીક ધવાડતી માતાઓએ "વીહીસકી" પી વા પછે તેમના બાલકોને બીજે દીને ઓકારી થયલી જાણ વામાં આવીછે.

"રમ" દારૂ પીવાની ભલામણ કરી શકાતી નથી. કાંદા અથવા મુળા ખાવાથી આપણો દમ વાસ મારેછે, તે ના કરતાંભી ખરાબ અસર રમની છે એવું ડાકટર ઇનમા ન કેહેછે.

"જીન" દારૂ ઘણો સાધારણ છે. તેથી પીનારના બુ કા ઉપર અને છાતીના થાન ઉપર કાંઈક અસર થાયછે. ધવાડતી માતાઓ જે ઘરમાં ઘણું કાંમ કરીને થાકી જતી હોય તેણીઓને "જીન" પીવાની કોઈવાર ભલામણ કર વામાં આવેછે. તેમજ જલંદરના મરજવાળાં માણસોને પ ણં ડાકટરો "જીન" પાયછે. એક ગલાસ "જીન" અ ને પાણી પીવાથી ઉંઘ સારી આવેછે.

જુનો દારૂ વધારે સારો હોયછે. લોકો દારૂને ઘણા વરશ સુધી ભરી રાખેછે, અને જેમ તે જુનો થાયછે તેમ વ ધારે પીવા લાએક થાયછે. એનું કારણ શું ? ઘણા વરશ રેહેવાથી તેમાનો અરક ઉડી જતો નથી, પણ તે અરક (આ લકોહોલ) "ઇઠર" નું રૂપ પકડેછે અને ઇઠર જેમ સવા દદારછે, તેમ શરીરને વધારે સારી ગરમી આપેછે, હોજરી માં વધારે ટકેછે અને શરીરને સુધારેછે. નબલા દરદીઓ ને "ઇઠર" ઘણું આપવામાં આવેછે અને તેજ મુવાફેક તેઓએ શથલા દારૂને ઓકી નાખવા છતાં જુનો બરાંડી, તેમાં ઇઠર હોવાથી, ઘણીવાર ટકેછે.

ઘણો દારૂ પીવાથી નજલો અને સંધીવાના દરદો થા યછે. સાંધા અકડી જવાના દરદીએ અગત કરીને ફીણવા લો દારૂ બંધ કરવો જોઇએ. પોરટર અને બીર તેમજ ચં પીન, મોસેલ, વગેરે તેના દરદને વધારે છે. પણ સંધીવા અને નજલાનું કારણ એજ નથી. છાકટાઓને એ દરદ કોઈવાર મુ દલ થતું નથી, અને દારૂને ઓળે નહી જનારાઓને થાયછે. ઇંગલંડનો માજી પરધાન લારડ ડરબી નજલાથી ઘણો હે રાન હતો, પણ તેને દારૂની મુદ્દલ ટેવ નહી હતી. હાલ ના પરધાન ડીજરાયલીને નજલો છે, પણ તેભી દારૂ પીતો નથી.

એજ પરમાણે ઘણા દારૂની કલેજાં ઉપર ખરાબ અ સર થાયછે. પણ છાકટાઓને આ ધીરજછે કે ફકત દારૂથી જ "લીવરકંપલેટ" થાયછે એમ નથી. દારૂ નહી પીના રાઓને તે થાયછે અને અજાએબ જેવું એ છે કે ગાય ઢો રનેભી એ મરજ થાયછે, પણ તેઓ કાંહાં દારૂ પીવા જાયછે ?

દારૂની એક ખરાબ અસર ચોક્સ છે. તે પીવાથી પાણીની શોખાર ઘણી વધેછે, થોડા વખત પછે તેથી અંગ ઠંડું થાયછે, અને જો ઘણો પીવો હોયતો થોડા કલાક પછે તે નબલાઈ પેદા કરેછે. દારૂ પીવા પછે તરત અંગની ગ રમી અને જોસ વધેછે અને તેની ઉલટમાં મેહેનત વધારે થાયછે, પણ તે શકતી કરતાં વધારે મેહેનતથી અચબુચ થા ક પણ જોઇએ તે કરતાં વધારે ચહડેછે. દારૂ પીને કામ કરનારાઓ મેહેનતને ઘટતી હદમા રાખેતો આ ખરાબ અ સરમાથી થોડોઘણો બચાવ થશે.

## અમેરીકન રેલવેઓ.

રેલવેની શોધ થવા પછે જે દેશોએ તેનો લાભ લીધોછે તેઓમા અમેરીકાના યુનાઇટેડ સટેટસનો હેવાલ ઘણોજ અજાએબ જેવો છે. રેલવે બાંધવાની ઝડપ, કરકસર અને વળી તેની સગવડ તથા ફાયદાઓમાં અમેરીકાના એ રાજ યો સઘલાં દેશો કરતાં સરસ દેખાવ કરેછે. ખરેખર અમે રીકન રેલવે એક ચમતકારછે. ફકત તેમનો વધારો જ અચરતીથી આપણને દંગ કરનારો છે. આપણા હીંદુસતાંનના મોટા ખંડમાં વરશ દાહાડે એકસો મા ઇલનો રેલવે બંધાતો નથી, પણ યુનાઇટેડ સટેટસ જેવાં એકજ મુલકમાં વરશ દાહાડે બેથી તરણ હજાર માઇલનો રેલવે બાંધવામાં આવેછે.

સન ૧૮૨૭ માં એ દેશનો રેલવે પેહેલ વેહેલો બં ધાયો હતો. ૧૮૩૦ મા માતર ૪૧ માઇલનો રેલવે હતો; ૧૮૩૩ માં તે ૯૧૮ માઇલનો થયો. ૧૮૪૦ માં ૨૧૯૭ માઇલનો થયો, ૧૮૪૫ મા ૪૫૨૨ માઇલનો અને ૧૮૫૦ માં ૭૪૭૫ માઇલનો રેલવે થયો. એ પછે એકજ હુમલે આ રેલવેમા મોટો વધારો થઈ ગયો. ૧૮૫૭ માં એ રે લવે ૨૫૦૦૦ માઇલનો થયો... અને ૧૮૬૬ માં તે ૩૬૯૦૦ માઇલ [illegible]ની પડયો. [illegible]ાં ૧૮૬૭ માં ૨૨૨૭ મા

ઈલનો રસતો ઉંઘડયો, ૧૮૬૮ માં બીજા ૩૦૦૦ માઈલ વધયા અને ૧૮૬૯ ના એકજ વરશમા ૪૫૦૦ માઇલની નવી સડક બંધાઈ. ૧૮૭૦ માં એ રેલવે ૪૮૮૬૦ માઈલનો થયો અને હાલ તે ૫૫૦૦૦ માઈલથી વધારે ગણાયછે !!

અડધી સદીની વાત ઉપર જાંહાં રેલવે જણાયલો નહી હતો, તાંહાં આજે ૫૫ હજાર માઇલનો રેલવે એક દેશે બાંધી આપયો હોયતો તે ઉપરથી તે દેશની આબાદાની કેવી મોટી હશે તેનો આપણને ખેઆલ આવેછે. આ અમેરીકન રેલવેઓ પાછળના ખરચની દર માઈલે ૪૦ હજાર ડાલરની રાસ આવેછે. ૧૮૬૯ માં એ રેલવેનો કુલે ખરચ ૨૨૧૨૪૧૨૭૧૯ ડાલરનો થયો હતો, પણ તારપછે બીજાં પાંચ વરશ ગયાંછે અને નજદીક અડધા અબજનો બીજો ખરચ ગણવામાં આવેછે. એ રકમ કરતાં છ ઘણી રકમનો વેપાર આ રેલવેઓ પાછળ ચાલેછે. ૧૮૫૧ માં અમેરીકન રેલવેની મારફતે ચાલેલો વેપાર ૫૮ લાખ ટનનો હતો, જેની પેદાસ ૨૦૧ કરોર ડાલરની હતી. પણ ૧૮૬૯ માં ઈઆને ૧૮ વરશમા એ વેપાર ૧૪ ઘણો વધી ગયો અને તેની કીમત ૧૦૮૦૦૦૦૦૦૦ ડાલરની થઈ પડી !

પણ અમેરીકન રેલવેઓનો ચમતકાર એટલામાજ ખતમ થતો નથી. અમેરીકનો ઘણા કસરીઆ લોકોછે, અને તેઓની કસર આ રેલવેમા માલમ પડેછે. ઈંગલંડમા રેલવે બાંધવાનો ખરચ દર માઈલે ૪ લાખ રૂપીઆનો થયોછે, તારે યુનાઇટેડ સટેટસમાં તે માતર ૪૦ હજાર થયો છે. અલબતાં આ રાજની જમીન ઘણી સપાટ હોવાથી રેલવે સસતા પડેછે ખરા. પણ આ કીફાએતનું એટલુંજ કારણ નથી. અમેરીકન ઈંગરેજો સોભા અને સણગારના કરતાં મજબુતી ઉપર વધારે ધેઆન આપેછે. જાંહાં લાકડાંથી કામ ચાલતું હોય તાંહાં તેઓ લોહોડું વાપરતા નથી. લાકડાંના બંગલા, ઘર વગેરે જે આપણા શેહેરમા પણ હાલ ઠારેઠાર વધયાંછે તે પરથમ અમેરીકાથી આવેલાંછે.

આ ખુબી અમેરીકન રેલવેઓ મધે ઘણી જોવામા આવેછે. એ રેલવેના પુલો મજબુત પણ શોભા વગરનાછે, અને તેમાના ઘણાક લાકડાંના છે. રેલવે સટેશનો, આફીસો વગરે પણ લાકડાંના બાંધેલાં હોયછે. વળી અમેરીકાની ઘણીખરી રેલવેઓ એકવડીજ લાઇનની છે, જેથી તે ઉપર કજા થોડી બનેછે. એ રેલવેની સડકમાં વલાણદાર રસતો દુર કરવા ખામખા લાંબો રસતો પસંદ કરવામા આવતો નથી. લગાર વધારે ગોળાકાર લાઈન બાંધવી પડેતો અમેરીકન ઇજનેરો તેમ સુખેથી કરે છે. અમેરીકન રેલવેના એનજીનો બદસુરત અને બેહોલ, પણ ઘણા મજબુત અને સંગીન હોયછે. તેમા કોલસાને બદલે લાકડું બાલેછે.

અમેરીકન રેલવે ઉપરની ઉતારૂઓની ગાડીઓ આપણી તરફની ગાડીઓ કરતાં જુદીજ કીસમની હોયછે. તે આપણી રેલવેની ગાડીઓ કરતાં દોહોરી લાંબી હોયછે, પણ હીઆંની મીશાલે તેમા જુદા જુદા ભાગ કરેલા નથી તથા એકજ ગાડીના તરણ ચાર ભાગના તરણ ચાર બારણાં નથી. ગાડીને બેહુ છેડેથી ચહડવા મારે ગાલેરી કરેલી હોયછે અને બે છેડાથીજ તેમા જવાયછે. આપણી ઉતારૂઓની ગાડીઓની બાજુએ જાંહાં બારણાછે, તાંહાં અમેરીકન ગાડીઓમા બારણાને બદલે બારીઓ હોયછે, જેવી ગાડીની બેહુ બાજુએ કાંઈજ નહી પણ બારીઓની હાર જોઈએ છઈએ. અંદરથી આખી ગાડી સલંગ લાંબીને લાંબી હોયછે અને આપણી ટરામવેની ગાડીઓની મીશાલે તેમા એકેકની પાછળ બેઠક કરેલી હોયછે. આખી ગાડીમા એક છેડેથી બીજે છેડે ચાલી જવાનો વચમાંથી રસતો કરેલોછે અને તેમાં બે બાજુએ બેઠકોની હાર હોયછે.

આ ગાડીઓ અંદરથી એક મોટાં દીવાનખાનાં જેવી લાગેછે. ઘણીક ગાડીઓની પછવાડે તેજ ગાડીને લગતું એકેક સલુન હોયછે, જેમાં એકલી લેડીઓજ બેસેછે. તે સલુનમા સોફા, ખુરશીઓ, ટેબલ, આરસી વગેરે હોયછે. ઉતારૂઓની ગાડીમાં પેહેલા બીજા વરગો કરેલા નથી. સઘલી ગાડીઓ એકજ વરગની હોયછે, સરવેમા બેસવાનું હોયછે અને મોટા નાહાના સરવે ઉતારૂઓ સાથે બેસેછે. આ ગાડીઓ ઘણી ઝડપથી જાયછે અને ઉતારૂઓનું સઘલી પાંતીનું સુખ તથા સગવડ તપાસવામાં આવેછે.

પાસેના સફા ઉપર અમેરીકાની એક મોટી રેલવેનું ચીતર આપયુંછે. એ ગરેટ પાસીફીક રેલવેના નામથી ઓળખાયછે. એ રેલવેના ૪૦૦૦ માઇલ દોહોડ વરશમાં બાંધી લીધાછે અને એ રેલવેથી અમેરીકાના પુરવ કોસતાથી પશચીમ કોસતા સુધી સલગ રેલવે થયોછે. આટલાંનટીક માહાશાગરના કીનારા ઉપરથી અમેરીકામાં ઉતરી રેલવેની મારફતે છેક પાસીફીક માહાશાગર ઉપર બીજે કીનારે જવાનું આ રેલવેથી બની આવેછે. પાસીફીકને મારગે અમેરીકાથી ચીન જવાનું ઘણું સવલ પડેછે, અને ઈંગલંડથી પાસીફીક ઉપર જવાને આ રેલવેથી સવલ થયુંછે. તેમ જોતાં ઈંગલંડ અને ચીન વચે—યુરોપ અને એશીયા વચે—અમેરીકાથી આ નવો રસતો ઉંઘડયોછે અથવા ખરાબર બોલીએતો દુનીઆંની આસપાસની મુસાફરોના મારગમાં આ એક નવું વલું હુમેરાયુંછે.

---

## માણસ અને જાહાડ વચે અરસપરસનો આધાર.

માણસ અને જાહાડ વચે એક ટુક મુકાબલો આપણે ગયા અંકમા કરયોછે. તેમા આપણે જોયુંછે કે ખોદાતાલા જેટલી સંભાલ માણસના જીવને મારે લીએછે તેટલીજ સંભાલ એક જાહાડની જીંદગીને મારે પણ લીએછે. એટલુંજ નહી પણ જેમ આ દુનીઆંમા માણસની બનાવટમા ખુદરતે ચોકસ મતલબ નજરમા રાખીછે, તેમજ જાહાડની બનાવટમાં પણ છે. જે તતવો તથા પદારથો સાથ માણસને કામ છે, તેમનીજ સાથ જાહાડને પણ કામ છે. જે ચીજો જાહાડ આપેછે તે માણસ લેયછે, તેમ જે ચીજો માણસ આપેછે તે જાહાડ લેયછે. એ રીતે માણસ અને જાહાડ વચે અરસપરસ સંબંધ છે; તેઓ એકેક ઉપર અરસપરસ આધાર રાખેછે.

આ અરસપરસના આધારની એક સાબેતી કારબાંત અથવા કોલસાના તતવના ઉપયોગ ઉપરથી મળી આવેછે. જાહાડ કોલસો ખાયછે, અને માણસ પણ કોલસો ખાયછે.

"ખાયછે" એ બોલ અલંકાર રૂપી છે, તેની મતલબ પોતાના શરીરમાં લેયછે એમ સમજવી. માણસ કોલસાને કેઈ રીતે શરીરમા લેયછે ? પેટમાની ગલીચી સાફ કરવા કોલસાની ભુકી ઈઆ બીસકીટ ખાવામા આવેછે, તે વીશે આપણુ બોલતા નથી. તેતો એક જુદીજ પાચણ કીરીઆ છે. પણ બીજી રીતેથી કોલસો આપણા શરીરમા જાયછે અને તે ખોરાકછે.

ખાંડ, આટાનુ સત વગેરે ખોરાક આપણા શરીરને કોલસો પુરો પાડેછે. પણ વાંચનારી બાનુઓ પુછશે કે આપણા બદનમા એ કોલસાનો ખપ શું છે ! તે ખપ મોટો છે. આપણા બદનમાં ખોદાતાલાએ એક નાદર કારીગરીની ભઠી મેલીછે. તે ભઠીને આપણ ફેફસાં કહીએ છઈએ. એ ભઠી એ મોટાં ધમનની મીશાલે રાત દીન ચાલુ રેહેછે, તેમાં આપણું લોહી સાફ થાયછે; તેમાં લોહી ગરમ થાયછે, અને એજ ભઠીથી આપણા અંગની ગરમી છે. એ ભઠીને માટે આપણને કોલસાનો ખપ પડેછે.

એ કોલસો ઉપર કહયું તેમ ખોરાકમાં ખાંડ ઈઆને મીઠાસથી તથા સટારચ ઈઆને આટાના સતવાલા ખોરાકથી પુરો પડેછે. હવે ખોરાકની જે ચીજોમા મીઠાસ અને સટારચ—ખાંડ અને આટાનો સત વધારે છે, તે ચીજો વનસપતીના ખોરાકથી પુરી પડેછે. જાહાડ પણ, તરકારી, મેવા અને ફુલની બનાવટમાં ખાંડ, ગુંદ, અને સટારચનો મોટો જથો છે. પરાણીઓના શરીરમાં એ ચીજો બનાવટ મધે મેલેલીજ નથી. એ ચીજો તરકારી અને ફળના આકારમાં આપણ ખાઈએ છઈએ, તેમાથી કોલસાનુ તતવ લોહીને રસતે ફેફસાંની ભઠીમાં જાયછે અને તે રાત દીસ ચાલતી કીમતી ભઠીમા આપણાં શરીરનો કોલસો બલેછે.

પણ જાહાડની ઉપર માણસનો આ આધાર છે; એટલુંજ નથી. માણસની ઉપર જાહાડનો પણ આધાર છે. જેમ કોલસો જીવજંતોને ખપનો છે, તેમ કોલસો જાહાડની બનાવટમાં જોઈએછે, માટે તેજ તતવ જીવજંતોને જાહાડોથી પોહોંચતું થાયછે એવી ખોદાતાલાએ કરામત કરેલી છે. માણસ જાહાડમાથી ખાંડ અને સટારચના આકારમા કોલસો લઈને મુગો મુગો ખાઈ બેસતો નથી. તેને જાહાડનો એ ઉપકાર પાછો વાલવો પડેછે, જાહાડ પાસેથી કોલસો લેવાનો બદલો આપવાની જીવજંતોને ફરજ પાડેલી છે. તારે હવે એ શી રીતે બનેછે ?

જેમ જીવજંતો સવાસ અથવા દમ લીએછે તેમ જાહાડો પણ દમ લીએછે. જાહાડના દમ લેવાના ફેફસાં તેના પાતરાં છે. આપણ ફેફસાં વાટે આકસીજન હવા દમમા લઈએ છઈએ, પણ જાહાડો પાતરાં વાટે કારબાનીક એસીડ નામની હવા દમમા લેયછે. કારબાન તે કોલસાનું રસાએણી નામ છે, અને "કારબાનીક આસીડ ગેઆસ" તે કોલસાના તેજાબની હવા જાણવી. એ કારબાંનીક આસીડનો જાહાડના શરીરમા પુશકલ જથો જાયછે. એ હવાના જવાથી જાહાડની બાંધણીમા કોલસો પુરો પડેછે.

હવે એજ હવા જીવજંતો જાહાડને પુરી પાડે છે. આપણા દમમા આકસીજન હવા જઈને, ફેફસાંની ભઠીમાં આપણા લોહીને સાફ કરેછે. પછે ફેફસાંમા આવેલો ઉપલો કોલસો આકસીજન સાથ મલી જઈ તેમાથી "કારબાનીક આસીડ ગેઆસ" ફેફસા મધેજ બનેછે. તે હવા ફેફસાંમાંથી દમને રસતે પાછી બાહાર નીકલેછે અને તેજ હવા પાતરાંની મારફતે જાહાડના શરીરમા જાયછે. આપણાં શરીરમાથી રાતોદીન કારબાનીક આસીડ હવા નીકલતી અને જાહાડના શરીરમાં જતી જારીને જારીજ છે.

પેહેલા દેખાવે એવું લાગેછે કે જાને જાહાડ અને જીવજંતો એકેકથી ઉલટું કામ કરતા હોય. જાહાડ જે ચીજ માગેછે તે માણશના ખપની નથી અને માણશ જે ચીજ માગેછે તે જાહાડના ખપની નથી. માણસ કારબાનીક આસીડ બાહાર કાહાડી નાખેછે, તે જાહાડ લેયછે; અને જાહાડ આકસીજન બાહાર કાહાડેછે કે જે માણશને કામની છે. પણ બરાબર તપાસતાં બેહુ એકેકથી ઉલટાં કામ કરેછે, પણ એકેકને મલતાંજ કરેછે. બેહુ એકેકને જોઈતી ચીજ આપેછે. જાહાડ જીવજંતોને કોલસો આપે છે, તે કોલસો પાછો જીવજંતોના શરીરમાથી જાહાડમાં જાયછે અને એ રીતે દુનીઆં પેદા થઈ તારથી આજશુધી અરસપારસનો એ આવજો માવજો ચાલુછે.

આહા ! આ કેવી નેઆમત ! કેવી કરામત ! કેવી ખુદરત ! દુનીઆના અગણીત જીવજંતોને કરોડો જાતીની વનસપતી સાથ કેવા મજબુત ગાંઠમાં બાંધી લીધાંછે ! ખોદાતાલાએ પોતાની બે નામીચી પેદાસ જીવજંત અને જાહાડ વચે કેવી ઉતમ સગાઈ કરી આપીછે ? માણશ જાહાડને લાંજેછે, તરકારીને કાપેછે, ફુલને ભઠીમા ગાલેછે, ફલને ખાઈ જાયછે, સઘલું "હજમ" કરેછે, ગેપ કરેછે અને તોપણ તે જાણતો નથી કે એ જે કીરીઆ તે કરેછે તે પોતાનાજ શરીરને માટે નહી પણ જાહાડના શરીરને માટે બી કરેછે. તે જાણતો નથી કે એજ સઘલો ખોરાક તેના ફેફસાંમા જઈને કારબાનીક આસીડ હવા બનાવશે, જે ફેફસાંની અંદરથી મોહોડાંની વાટે બાહાર નીકલી જાહાડમાં પાછી જશે !

હે ! મગરૂર માનવી, તારી આંખો ફોડીને આ તલેસમાત જો. જોકે તે પરતીપાલ પરવરદેગારે તારે માટે કેવી નેઆમત ગોઠવણ કરેલીછે, પણ વલી એ એકલા તારેજ માટે નથી. જાહાડપાણની દુનીઆં તારેજ માટે બનાવી નથી. તું જો એમ હેંકાર કરતો હોયતો, જાહાડબી હેંકાર કરશે કે જીવજંતોને ખોદાએ માટે વાસતે બનાવયાંછે. વાસતે ઓ ! કમીના આદમી તારૂં માથું નીચું કર, ખાકમાં પડ અને હેંકાર છોડી દે.

## તેમુરલંગ અને બુઢીયા.

પાદશાહ તેમુરલંગ વીશે એવું કેહવાએલુંછે કે એક વખતે તેણે એક મોટા દેશના મધીય ભાગ ઉપર હોમલો કીધો, પણ તે દેશની આસપાસના ઘણાએક રાજાઓએ એકઠા મલીજઈને તેને એક સખત સીકસતે આપી તેનાં લશકરને પરાગંદે કરી નાખીયું. જ્યારે તેમુરલંગે પોતા ઉપર આવો મામલો દીઠો તેવારે સેતાબ પોતાના

ઘોડાની લગામ ફેરવી પવનની ઝીશાલે જંગલની તરફ નાહશી ચાલીયો. એમ કરતાં તે નાહસતાં નાહસતાં તે એક બીઆબાન જંગલની તરફ જાઈ પોંહચયો. તે ઘણો ભુખીયો થયો હતો તેથી પોતાની આસપાસ નજર ફેરવી જોવા લાગો કે કોઈબી આસરો લેવા લાએક જગા તેયાંછે કે નહીં. એવામાં તેની નજરે દુરથી એક રોશની જોવા માં આવી તેથી ખુશી થાઈને તે તરફ પોતાનુ મોંહ ધરીયું, અને તેયાં જઈ જોય શું કે એક બુઠી દોશી એક ઝુંપડીની અંદર પોતાનુ રેહાણુ કરી બેઠીછે. તેમુરલંગે તે બુઠીઆને સલામ કીધી, અને અરજ ગુજારી કે "માઈ કંઈ તાહરી પાસ ખાંનું હાજર હોયતો મને આપ." તે દોસીએ જવાબ વાલીયો કે "બેટા માહરી પાશે હાલ કંઈ પકાવેલું ખાનું હાજર નથી, પણ તું જો સબર કરેતો આ આટોછે તેની ભરકી કરી આપું." તેમુરલંગે કહયું કે "તાહરી મેહરબાંની; તુએ મુજ ઉપર ઘણોજ ગલબો કીધોછે." હવે તે દોસીએ થોડા વખતમા પેલા આટાની ભરકી બનાવી તેમુરલંગને એક થાલીમાં નાખી આપી. તે ઘણોજ ભુખીયો થયો હતો તેથી એનીગંમ પેલીગંમ જરા ફુક મારી શેતાબીથી પોતાનો હાથ ભરકીની થાલીની વચ આ નાખીયો તેથી તેનો હાથ મજબુત દાઝી ગીયો. આ દેખાવ જોઈને પેલી દોસીને જરા હસવું આવીયું, અને તે બોલી કે "બેટા, તુંએ આસપાસથી ઈયાને કોરકાંડેથી ખાવાને બદલે એકદમ વચમાં હાથ નાખીયો તેથી તાહરા હાથને તુંએ નુકશાન પુગાડીયુંછે." જેયારે તેમુરલંગે પેલી દોસીને મોહથી આવા સખુનો સાંભલીયા તેયારે તેની શુધ ઠેકાણે આવી, અને સમજીયો કે "ખરેખર હું બી એકદમ મોટો પાદશાહ થવાને વાસતે દુશમનોની વચોવચમાં જઈ પડીયો અને તેથીજ લશકરની ખુવારી થઈ તથા આવી ફેજને હુંબી પુગી ચુકો છેઉં." તેણે થોડાએક પઈસા પોતાની પાસે હાજર હતા તેમાથી થોડા પેલી દોસીને આપી બોલીયો કે "જેયારે માહરો વખત સારો આવશે તેયારે હું તાહરો ઉપકાર ભુલસ નહી." આ પરમાણે પેલી દોશી સાથે વાતચીત કીધા બાદ તેમુરલંગે તેણીની રૂકશત લીધી, અને ઘોડા ઉપર શવાર થઈ જંગલની તરફ નીકલી ચાલીયો.

વળી એજ પાદશાહ વીશે બીજી એક રમુજી વાત મશહુરછે કે એક વખતે તેની દરબારની અંદર એક આંધલા ગવઈયાએ એવુંતો ખુશનુમા ગાણું ગાયું કે પાદશાહએ તેના નામ બાબે પુછયું કીધું. તે આંધલા ગવઈયાએ જવાબ વાળીયો કે "જેહાંપનાહા માહરૂં નામ દોલતછે." આ નામ સાંભળી પાદશાહનું જરા ટકોર કરવાનું મન થયું, અને તે બોલીયો—"શું દોલતબી આંધલી હોયછે?" ગવઈયો "સાહેબ, જો દોલત આંધલી નહી હોતેતો લંગડાને ઘેર નહી આવતે." હવે વાંચનારે જાણવું જોઈએ કે પાદશાહ તેમુરલંગ એક પગે લંગડો હતો, અને તે આ ગવઈયાની મશકરીથી ગોસે થવાને બદલે ઓર ખુશ થયો, કાંએકે તે પોતે જાતે પઢેલો હતો તેથી તે સમજીઓ કે બદનની એક ખુદરતી ખોરને ધકી મજાખની પેહલી સરૂઆત તેની પોતાની હતી, અને તે બીચારા ગવઈયાને તેના હાજર જવાબને માટે નાહક પોતાની પાદશાહી સતાનો ગેરઉપયોગ કરી શીકશા કરવી તેને તદન અનઘટતું લાગું. તેણે તે ગવઈયાને તેને લાએકનો સરપાવ આપી રૂખશત કીધો.

ચો૦ જ૦ રી૦

## પરચુટણ બાબતો.

**હંગેરી અને આસ્ટ્રીયા ખાતે કોલસાની પેદાશ**—આ દેશો કરતાં કોલસાની વધારે પેદાશ બીજે થોડેજ ઠેકાંણે થતી હશે. એક લખનાર કેહછે કે ૧૮૪૮ માં હંગેરી દેશમાં સઘલી મલીને ૧૮,૭૭,૭૮૮ ટન કોલસાની પેદાસ થઈ હતી; અને તે વધી વધીને આજે તેથી બારગણી થઈછે! ૧૮૫૯ સુધી આસ્ત્રીયા ખાતે કોલસાની જેટલી પેદાશ થતી હતી તે કરતાં ખપ વધારે હતો. પણ આજે તે એટલીતો વધી પડયોછે કે તે અતીશય સસતી કીમતે મલે છે, અને તેથી કરીને આસ્ત્રીયાના કેટલાંક શેહરો ખાતેથી ઈંગરેજી કોલસાનો ખપ સદંતર નીકલી જઈને સઘલે એજ કોલસો ખપેછે.

---

**સરસ કોણ?** એક, એક આંખવાલા પુરૂસે પોતાના બે આંખવાલા દોસતને કહયું કે "હું તારા કરતાં વધારે જોઈ શકુંછું." બીજાએ તે વાત માની નહી, તેથી પેહલાએ સરત બકી, અને તે સરત બીજાએ કબુલ કીધી. એક આંખવાલાએ કહયું કે "હું તારી બેઉ આંખ જોઉંછું પણ તું તો મારી એકજ આંખ જોયછે." અલબતાં બે આંખવાલો હારયો.

---

ઈંગરેજી શીકાઓને હાલમાં યુનાઈટેડ સટેટસની ઓરતો "એરીંગ" દાખલ કાનમાં પેહેરેછે!

---

ચીનના શેહનશાહનાં પુસતકખાંનાંમાં સઘલાં મલીને ૪૦૦૦૦૦ પુસતકછે.

---

"હોઠ આગલ પચાલું લાવીએ એટલા અરસામાં ઘણા બનાવો બનેછે." આ કેહેવત 'પીનીલોપ'ના એક આશક 'એનટીનસ' ના મોતપરથી નીકલીછે. કારણ જેવો તે પીઆલાંમાંથી પીવા જતો હતો, તેવોજ 'પીનીલોપ' ના ભરથાર 'યુલાઈસીસે' તેને તીર મારી મારી નાખયો હતો.

---

**આંજુઓ**—એક ઈરાની કવી કહી જાયછે કે "આંસુંઓ, એક ખુબસુરત સ્ત્રીની ચાલચલનમાંથી 'દાઘ' ધોઈ નાખેછે."

---

**માથામા ભેજું**—એક સુરખ છોકરાના માથાંની ખોપરી ભાગી ગયાથી ડાકટરે કહયું કે 'વાત ઘાસતીમાંછે, સબબ, એનું ભેજું દેખાયછે.' છોકરાએ કહયું 'સાહેબ મેહેરબાની કરીને મારા બાપને લખી જણાવજો, કારણ તે હમેશાં મને કેહેતા કે મારાં માથાંમાં ભેજુંજ નથી.'

કયું પાણી સરસ ! ભારી કે હલકું !—આપણા લોકોમાં તેમજ સુધરેલા ઇંગરેજોમાંથી કેટલાકોને એવોજ વીચારછે કે વરસાદનું પાણી ઘણું હલકુંછે, અને ઝરા, તથા પાહાડનું પાણી ઘણું ભારીછે. તેઓ એમ ધારેછે કે હલકું પાણી જરપત અને તંદોરસતછે, અને ભારી પાણી જરી શકતું નથી, પાલીયાની માફક પેટ ફુગાવેછે. પણ એ બાબે હાલની શોધ પરથી એવું સાબેત થયુંછે કે હલકાં કરતાં ભારી પાણીજ ઘણું તંદોરસત અને જરપતછે. ઈંગલાંડમાં જે પરગણાઓ ખાતે પાણી ભારીછે તેઓ હલકાં પાણી પીનારાઓ કરતાં વધારે તંદોરસતછે, અને વલી ભારે પાણી પીનારાઓમાં મરણની સંખ્યાબી ઘણી ઓછી નીપજેછે.

શીક્ષક—"છોકરા 'જાતી' કેવલીછે, અને તેના દાખલા શું ?"

છોકરો—"સાહેબ, જાતી તરણછે; નર, એટલે માણસો. નારી, એટલે સ્ત્રીઓ. અને નાનપતર, એટલે બુધા કુમારા પુરૂસો."

ચીનાઓની માછલીની દુનયા—કેહછે કે ચીનાઇ દરીયાઓમાં ઈંગરેજી દરીયા કરતાં વધારે અને વલી તરેહવાર જાતની માછલીઓ મલી આવેછે. તાંહના રેહવાસીઓ સઘલી જાત, કદ, રૂપ, રંગ વીગેરેની માછલીઓ પોતાથી બને એટલી માવજતથી ઉચારેછે. ચીન ખાતેનો ફ્રાંસનો કાનસલ જેનરલ લખેછે કે, "તરણ વરસના અરસામાં ઓછામાં ઓછી એક હજાર જાતની જુદી જુદી માછલીઓના નમુના મેં ચીનાઇ દરીયા અને નદીઓમાંથી એકઠા કીધા હતા !"

વકીલને તાંહાં જવું એટલે શું ?—વકીલ—(પોતાના કુલને) "તેં તારો હીસાબ પરતીવાદીને દેખાડયો કે" કુલ—'હા'. વકીલ—"અને તેને તુંને શું કહયું." કુલ—"તેને મને કહયું કે જીહાનમમાં જા." વકીલ—"અને તેં શું કીધું." કુલ—"હા, હું તમારે ઘેર આયો."

તરણ કીમતી ચીજ—એક બુઢા ગરહસથને પુછવામાં આવયું કે ખાવાને વાસતે 'શું' જોઈશે સાહેબ. જવાબ વાલયો કે "સારી ભુખ, સારા દોસત, થોડું ખાવાનું અને એક ટુવાલ."

આપણી જીંદગીનાં દુખોને છ ચીજો નરમ કરેછે. ૧ લું, સારો ખોરાક; ૨ જું, ભલો દોસત; ૩ જું, વફાદાર ઓરત; ૪ થું, ફરમાબરદાર ફરજંદ; ૫ મું, શયાંણી જીભલી; અને ૬ ઠું ડાહયું માથું.

ગરેટ બરીટનની પોસટ આફીસો—ગયાં સાલમાં ટપાલ ખાતાંની સંખયામાં ૩૦૦ નવી આફીસોનો વધારો થયો હતો. ગરેટ બરીટન અને આયરલાંડ ખાતે સઘલી મલીને ૧૨૨૦૦ કરતાં વધારે પોસટ આફીસોછે, જેમાં ૮૭૦ તો વડી આફીસોછે. રસતા ઉપર કાગજો નાંખવાના ૮૪૦૦ નલાછે, અને કાગજ નાંખવાની સઘલી જગાઓની એકંદર સંખયા ૨૦૬૦૦ નીછે. ફકત લંડન શેહર ખાતેજ એવી ૧૫૦૦ કાગજ નાંખવાની જગાછે.

કુઈનીનની બેહનપણી—કુઈનીન ઘણી મોંઘી ચીજ છે, પણ તાપ ઉપર તે સરવેથી કીમતી ચીજછે. આવી બેસુલ ચીજ ઘણી વખતે ખુટી જાયછે, તે માટે પરોફેસર ગ્રાઈના નામે એક સપાનીશ ડાકટર કેહછે કે, ફીલીપાઇનના ટાપુઓ ખાતે "ઈચાઈટોસ" નામના રોપા થાયછે, તેઓ સઘલી ખાસીયત સીનકોનાના જેવીજ ધરાવેછે. તેઓની છાલમાંથી કુઈનીનની માફકની દવા બનાવવામાં આવેછે, જેથી કુઈનીનના જેવીજ અસર થાયછે, અને તાપ જાયછે; એટલુંજ નહીં પણ કુઈનીન પીધા પછે જેવું મોઢું કડવું થાયછે તેવું કાંઇજ આ નવી દવાથી થતું નથી. આ દવાને "ડાઈટેન" કેહછે. છાલના સો ભાગમાંથી બે ભાગ આ દવા નીકલેછે, અને તઇયાર થયા પછે તે કુઈનીનની અરધી કીમતે પડતા જાયછે.

તરણ ચીજ સરવેથી મુશકેલછે. ૧ લી, એક વાત છુપી રાખવી; ૨ જી, કોઇએ દુખ દીધું હોય તે ભુલી જવું; ૩ જી, ફુરસતના વખતનો સારો ઉપયોગ કરવો.

હીંદુસતાંનનું જાહેર કરજ અદા કીધેલું અને અદા કરવાનું સઘલું મલીને ગયા જાનેવારી માસ સુધીમાં ૩૨૦ કરોડનું હતું, એમાંથી ૩૨ કરોડ સીવાય બાકીનું ૩૧૮ કરોડનું સઘલું દેવું ઈંગરેજ બેંકવાલા અને શરાફોનું હતું.

કોઈ આટલો આંક ગણી આપશો !—એક, દશ, સો, હજાર, લાખ અને કરોડ બોલી જતાં તો સરવે કોઇને આવડેછે, અને તેમજ પદમ, માહપદમ, જલદી, ખરવર વીગેરે વગર વીચારનું બકી જતાંબી સઉને આવડેછે, પણ તેટલા રૂપીયા તમોને કોઇ આપેતો ગણી આપશો ? કેહો કે અમે તમને એક માહપદમ રૂપીયા આપી દીધા. હવે ગણી લો કે તે બરાબર માહપદમજછે કે ઓછા વધતા ? તમારેથી તે કદી ગણાવાના નથી. તમે મરી જાઓ, તમારાં છોકરાં, તેનાં છોકરાં, એ રીતે સો પેહડી થઈ જાય પણ કોઇથી તે ગણાવાના નથી. એવો ગણનારો લેવાઇછે કે એક માણસને એક બેથી ૧૭૦ લગન ગણતાં એક મીનીટ જોઈયેછે, પણ આપણે એક મીનીટમાં કદાચ ૨૦૦ લગન ગણીયે, તો એક કલાકમાં આપણાથી ૧૨૦૦૦ સુધી ગણાય; એક દીવસમાં એજ હીસાબે ૨૮૮૦૦૦ સુધી અને એક વરસમાં ૧૦૫૧૨૦૦૦૦ તુલીક ગણી શકાય. અને એજ રીતે તમે ખાધા, પીધા, તથા સુયા વગર વરસોના વરસો સુધી ગણયા કરો તોપણ માહપદમનો છેડો આવે નહી. કહો કે આવા આદમે ઉપલી ગણતરી મુજબ પોતે જનમ્યો તારથી ગણવા માંડયું હતું. તો માહાપદમ સુધી ગણતાં તેને ૯૫૧૨ વરસ, ૩૪૨ દાહાડા, ૫ કલાક અને ૨૦ મીનીટ જોઈયે; પણ જો તેણે ખાવા પીવા વીગેરે આસાયશને માટે દીવસના ૧૨ કલાક લીધા હોયતો તેને ખાસાં ૧૯૦૨૫ વરસ, ૩૧૯ દાહાડા, ૧૦ કલાક અને ૪૫ મીનીટ ઉપલી નજીરી રકમ ગણતાં લાગવાં જોઈયે !!!

**માની ગફલતથી બચાંના મરણ**—ડાકટર લાનકેસ ટર જણાવેછે કે ઈંગલાંડમા દર વરસે ૩૦૦૦ બચાંઓ તે ઓની માના બેદરકારપણાથી મરણ પામેછે. બચાંને ધવાડ વા સારૂં પાસે લીધા પછે તેની મા ઉંઘી જાયછે અને તે એવી ઢપમા સુવેછે કે બચાંનું મોહોડું ઢંકાઈ જવાથી તે ગુંગલાઈને મરી જાયછે.

---

**પટેટા અને ઘઉં**—પટેટાનો લોટ બનાવી શકાયછે, તેના પાઉં થાયછે અને તે ખાધાથી શરીરને પોશન મળેછે, પણ ઘઉં તેથી વધારે સરસછે. પટેટો કરતાં ઘઉંમા પાંચ ગણું વધારે માસ કરનારા પોસટીક ભાગો અને ૩ાા ગણા વધારે ગરમી આપનાર ભાગોછે.

---

**લંડનની ખોરાકી**—લંડન શેહેરમા ૨ાા લાખ બ લદ, ૦ાા લાખ વાછરડા, ૧૫ લાખ મેંઢાં અને ૪૦ હજાર ડુકર ખોરાકીને માટે કપાયછે. ૩૫ કરોર રતલ પટેટા, ૧૦ કરોર કોબીજ, ૫ કરોર સલગમ, ૨ કરોર ગાજર, ૫ લાખ બુશલ ચના, ૨ લાખ બુશલ વાલ, વટેણા અને ૩ લાખ બુશલ ફરેંચબીન ખપેછે.

## રમુજે ફુરસત.

૧. રેલવેના અકશમાતમાં 'મનની હાજરી' કરતાં વધારે સારૂં શું

૨. બોબરાં માણસના બોલવાપર ભરૂશો કાંય નહી રખાય.

૩. હું એક જીણું જાનવર છઊં. કોઈના પેટમાં આબો છઊં. કોઈના મગજમાં ફુટેલો છઊં, પણ બેહુમાં હું અકારો છઊં.

૪. હું એક જીણું જાનવર છઊં. સુલટો હું અકારો છઊં અ ને મને તમો દુર કરોછો. મને ઊલટાવો તો હું તમારાં ઘરપર ચઢ ડી બેસુંછઊં અને બાનુઓ મને સણગારેછે.

૫. સવાલો.

૧ પારસીઓમાં ધમકી આપનારૂં ખાનદાન કીઊં ?
૨ પારસીઓમાં ધુંધલીઊં ખાનદાન કીઊં ?
૩ પારસીઓમાં દીવાબતીનું ખાનદાન કીઊં ?
૪ પારસીઓમાં ઓગડા રાખનારૂં ખાનદાન કીઊં ?
૫ પારસીઓમાં દયાલુ ખાનદાન કીઊં ?
૬ પારસીઓમાં બાજીગર ખાનદાન કીઊં ?
૭ પારસીઓમાં લંગડું ખાનદાન કીઊં ?
૮ પારસીઓમાં બેસવાદ ખાનદાન કીઊં ?
૯ પારસીઓમાં ટપાલ ખાતાનું ખાનદાન કીઊં ?
૧૦ પારસીઓમાં લડાએક ખાનદાન કીઊં ?
૧૧ પારસીઓમાં પેશવાઈ ખાનદાન કીઊં ?

---

### ખોલાસો ગઈ વેલાનો.

૧. ચાંચડ. ચાંચ-ડ.

૨. માકડ. મા-કડ.

૩. સવાલો.

૧ એકનુ કામ ડોસલાં સાથે ને બીજાનુ કામ ઢાસ લાં સાથે છે.
૨ કાંએ કે તે ડોસલાં-બાપા-છે.
૩ વટલી માચી.
૪ જારે ગામબાર (ગામ-બાહાર) ગયા તારે.
૫ હમેશનુ ખાવાનુ બીકાઈ, નવું ખાવાનુ ટકેલા.
૬ વરાવો. વર-આવો.

## માતાની પુત્રીપર તે શીખામણ.

તોટક છંદ.

સુણ શાણી શીખામણ મ્હારી અરે,
કહુ નીતી વીવેકની વાત ખરે;
ધરી અંગ ઉમંગ તું લાવી ઠરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૧

જંન બંગી કુસંગી કહાજ કરે,
કદિ પુત્રી શીખાવવી નાહી ખરે;
બહુ પાપી અનાદીજ તેતો ઠરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૨

હજી વ્હેમ ગયા નથી મુર્ખ તણા,
શિર કુટી મરેછે અભાગી ઘણા;
પણ એમ કરે નહીં અર્થ સરે,
જવું રોજ નિશાળની માંહિ ખરે—૩

સહુ જાંણી પ્રમાંણી વીચાર કરે,
નથી શાસ્ત્ર પુરાંણમાં બાધ ખરે;
રિત આદિ અનાદિથી ચાલી સરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૪

ઘણી શાંણી ભણી નવ મૂર્ખી રહે,
મન માતા પીતા જરીએ ન બીહે;
જવ મોટી થઈ તવ દુઃખ હરે,
જવું રોજ નિશાળની માંહિ ખરે—૫

સતી સુંદરી ને ગુણવંતી ગણી,
દમયંતી અને લીલાવંતી ભણી;
ખીજી ખંતી ઘણી યશવંતી વરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૬

કદિ કલેશ નહીં ગુણવંતી કરે,
કદિ દ્વેશ નહીં સુભવંતી ધરે;
શિળ પાળી સદા સુખવાળી ફરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૭

પ્રિય પ્રાણ સમાન પતીને ગણે,
પ્રિય પ્રાણ સમાન પતી ન હણે;
દિલ ધારી દયા પ્રભુ નામ સ્મરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૮

ઘણી સ્નેહે ધરી મન ખુશી કરે,
દિન આનંદમાંજ ગુમાવી ફરે;
રસ રંગ પ્રસંગ ધીધા સંધરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૯

પ્રભુ મ્હેર કરે પુજવાથી ઘણી,
દિલ દાદ સુણે દિન તાજ તણી;
વિનંતી સહુની હરખરામ કરે,
જવું રોજ નિશાળનિ માંહિ ખરે—૧૦

હરખરામ કુ૦ મા૦

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠો૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૮ મું. નવેમબર ૧૮૭૪ આંક ૧૧ મો


## ફ રં ગી જ,

અથવા

### વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

### બાબ ૩૧.

"ધાર્યું ન થાયે થવાનું તે થાયે,
આશાયે ફોગટ જીવ ઠગાયે.
જોગી જોષી સ્વરોદય ગ્રહ જોયે,
તેમાંએ નકી નહીં કાંઇ હોયે."—નર્મદાશંકર.

"લોભિ દ્રવ્યની આશથી, કને હોય તે ખોય,
પછિ પસ્તાઇ આખરે, ખની બાવરો રોય."—નર્મદાશંકર.

જવાન અને દુખી ફરીદ, પોતાના બાપ જેવા ગુરગીન અને માં જેવી માહબાનુ સાથે મદાઇન ખાતે જતો હતો, જાંહ જવાની તેને ઘણીજ ખાહેશ હતી, તેવામાં દજલા નદીના કીનારા આગલથી હોડીમાં ચઢતાં તેનો એક દમ પગ લપસી ગયો, અને તે નદીમાં ડુબી ગયો હતો તે એકાએક બાવા કારન અને ફીલકુસ તથા ખેજર જેવા તેના તથા ગુરગીનના દુશમનોના શુફામાં કાંહથી આવી પડયો, એ વાત પેહલાં જાણવી જોઇએછે.

આગલા જમાનામાં ઘણું કરીને એશીયાખંડનાં ઘણાં દેશોનાં જંગલી લોકોમાં પોતાના દુશમનો ઉપર વેર લેવાની ઘણી યુકતીઓ હતી. અગત કરીને જારે એકેકની નજદીકના અને ફકત એકાદુ નદી નાલાંથીજ જુદા પડેલાં બે શેહરનાં લોકો વચે અણબનાવ હોયછે તારે વેર લેવાના બીજા ઉપાયોમાં તેઓ એક આ ઉપાયબી કામે લગાડતાં હતાં:—તેઓ નદીના કાંઠા આગલ મોટા ખોહ પાડતાં હતાં કે જેમાં ભરતી આવવાથી પાણી ભરાઇ રેહતું હતું. હવે જારે પાસેના ગામડાંવાલાં લોકો પોતાનાં ઢોર વીગેરેને તે ઠેકાણે પાણી પાવા યા જો પાણી મીઠાં હોયતો પોતાના ઉપયોગને માટે ભરવા કાજે, તાંહ આવેતો આગમજથી પેઠા ખોહમાં દુશમન સંતાઇ રહીને જેવો પોતાનો મુદઇ તે ખાડા આગલથી પાણી ભરે કે તુરત બાહેર નીકલી તેનો હાથ પકડી ખાડામાં ડુબાડી દેતો હતો અથવા કેટલીક વખતે જો ઓરત હોયતો તેણીને ઘસડી લેઇ જાતો હતો. આવી રીતનો દગો આગલ થતો હતો, અને હાલમાં કાફરસ્તાનના મોલક તરફ સીહાપુશ નામનો ટોલો વસેછે તેને પાસેના મુસલમાનો સાથે બનતું નથી તેથી બંધે ટોલાઓ એજ મુજબની બદી એક બીજા સાથ હજી શુધી કરેછે.

એજ મુજબ બીચારા દુખી ફરીદનેબી ઘસડી લેઇ જવામાં આવયો હતો. આપણે આગલા બાબમાં જોયુંછે કે એ કાંમ ફીલકુસે બજાવયું હતું. કારન શાહજાદા નુશજાદ સાથે પકડાઇ ગયા પછે ખેજર તથા ફીલકુસે તેને શી રીતે છોડવયો હતો તે આપણે જાંણયુંછે. જે દીવસે કારન કેદખાંનેથી છુટો તેજ દેવસે કોઇ ઉડતી ખબર ઉપરથી ફીલકુસ જે ફરંગીજની જુ થઇ લાગો હતો તે તેણીને શોધવા જે ગામડાંમાં ફરંગ અને ફીરોજ રેહતાં હતાં તાંહ ખેજર સાથે આવયો હતો, અને તાંહાં તેની નજર ફરંગીજ ઉપર તો નહી પણ જવાન ફરીદ જે ફતેહસીંગ સાથે મેલામાં ફરતો હતો તે ઉપર પડવાથી તે પોતાના શેકારનો ધારણ કીધેલો વેશ પાંમી ગયો હતો. અંતે જારે ફરીદના મદાઇન જવાની ખબર તેના જાણવામાં આવી તારે તે આપણે ઉપર જણાવયું તેવો એક ખાડો દજલા નદીમાં તઇઆર કરી તેમાં ચોમાઇ બેઠો, અને પેહલી તકેજ ફરીદને ઘસડી ચાલયો.

જારે તેને બાવા કારનનાં ઝુંપડાંમાં ફીલકુસ લેઇ આવયો તારે ફરીદને જીવવાની આશા થોડીજ હતી. પણ કારન જે જંગલની જડીબુટીના ગુણથી જાણીતો હતો તેણે તેમની અસરથી તેને સાજો કરવામાં કસુર રાખી નહી. હવે જારે ફરીદ હુશીઆર થયો અને પોતાની આગલથી કારન વીગેરેને જતા રહેલા જોયા તારે તે પોતાની આંખમાં આજુ લાવી આ મુજબ બોલતાં રડી પડયો—

"ફરામરોજ, વાહાલા ફરામરોજ, આ શી રીતનો જુલમ મારી ઉપર ગુજરેછે તેની તને કસી પણ ખબરછે? અરે બેખબર વાહલા, સોદાગર નરીમાનનાં મકાંનમાંજ મેં મારી છાતી જો તારી આગલ ખોલી કીધી હતેતો આપણી ઉપર આટલી સખતી નહી પડતે. પણ કુદરતની ઈછાને અટકાવનાર કોઇ નથી. જે આપણાં કેસમતમાં બનવાનું હ

શે તે બનયા વગર રેહવાનું નથી. હું જાણુતી નથી કે તું
કાંહછે; પણુ અરે, શું એક ખરા મરદની ફરજ નથી કે તે
ની દેલદાર જાંહ હોય તાંહથી તેને ધુંડી કાઢે ?"

આટલું બોલી ફરીદ નામ ધરાવનાર મરદ એક માશુ
કનાં દુખથી દુખી થઇ પોતાનાં બીછાંણાં ઉપર પડયો.

પણ બાવા કારનને ફીલકુશ શું કહી ગયો હતો ?

આ બંધે કરસેવજો ફરીદને તેના બીછાંણાં ઉપર મુકીને
પાસેની એક આરબરી લીપેલી નાની ઓરડીમાં ગયા, અને
તાંહ કારને પોતાનો ચેહરો જે અતાર લગન જેવો કુદરતે
ઘડયો હતો તેવોજ હતો તેને દાઢી અને મુછ વીગેરેના ફ
ચાથી તદન બદલી નાંખી એક ખરેખરા સાધુ બાવાને છા
જતો કીધો. પોતાના હાથમાં તેણે પોતાની નવગર (લાકડી)
લીધી, અને ફીલકુસની સાથે ઝુંફડીની પછાડીના વાડા ત
રફ ચાલયો. યુનાનીના હાથમાં સાધુઓની ઠગાઇનાં હથ
યારો—એક વાઘનાં ચાંમડાંનો ચોકો, એક કાચનો કલસી
યો, એક પથરની નાની લાકડી વીગેરે—હતાં.

બંધે જણાં વાડામાં આવે તેની આગમજ તાંહાં એક
ઓરત તદન ફીકા ચેહરાની પોતાની આંખ આગલ રોમા
લ પકડીને વીચાર અને ફેકરમાં બેઠી હતી. તેણીની નજ
દીક ખેજર ભોંય ઉપર ફસડાઇને બેઠો હતો, અને તેણીના
ચાલા તપાસતો હતો. આ ઓરતની પછવાડેથી થોડેક છે
ટે બે મરદો, જેઓ તેણીના નોકર હોય એવું તેમના પોશા
ક અને ઉભા રેહવાની ઢપ ઉપરથી લાગતું હતું તેઓ ખડા
રહેલા હતા. તેઓએ પોતાની બાઇના આવવા વીશે ખેજર
ને ખબર કરી બાવા કારન સાથ મલવા માંગયું હતું, પણ
બાવા કાંમમાંછે એવું જણાવી ખેજરે તેઓને વાડામાંજ થો
બવાની અરજ કરી ફીલકુસને કારનને ચેતાવા મોકલયો હ
તો. કારણ કે આ ઓરત કોણુ હતી તે ખેજર તથા યુ
નાની જાણતા હતા.

જેવો કારન ધીમી અને ગંભીર ચાલણથી ફીલકુસ
સાથ વાડામાં આવયો કે ખેજર પોતાની જગાએથી મોટાં
આદરમાન સાથ ઉઠીને તેને પગે પડયો. પેલી ઓરતની
નજર ખેજર ઉપર પડતાંજ તેણીબી ઉઠી, અને પોતાની દુ
ખી ચશમથી કારનને જોયો. તેણીનો ચેહરો તદન ફીકો
અને મોહડું ઉતરી ગયલું હતું, તોપણુ કારને તુરતજ પા
રખી કાઢયું કે તેણી કોઇજ નહી પણુ સોદાગરજાદી શાહ
બાનુ હતી !

મગરૂર પણુ દુખી બીચારી શાહબાનુ ! પોતાના બેટા
ને પોતાને હાથે ઘેરમાંથી કાઢી મુકીને, તથા પોતાની બેટી
ને પોતાના લોભી જીવને થકી પોતાની નજદીકીથી દુર ક
રીને, તથા પોતાના વાહલા ભરથારને પોતાના આ બંધે
ગેરસલુકાઈ ભરેલાં કામોથી પોતાની ગોદમાંથી હાંકી કાઢી
ને આજે તે ઘણી કંગાલ અવસથામાં આવી ગઇ હતી.

ફરંગ ફીરોજ સાથે પરણી ગેઇ તેબી તેણીની હજાર વ
ખત રજા માંગવા છતાં જારે તેણીએ નાજ પાડી અને ફ
રંગનેબી ઘેરમાંથી કાઢી મુકવા કીધી, તારેજ તેણી ફીરોજ
સાથ પરણી ગઇ હતી. ફરંગે તેણીને શાહજાદા સાથનાં
લગનથી થતા ગેરફાયદા અને ગેરફાયદા વીશે ઘણું સમ
જાવયું—તથા વલી તેણી નુશજાદ સાથ પરણવાને મુદલ
રાજી નથી માટે શાહબાનુએ પોતાની હઠ છોડી દેવી એવું
બી તેણીએ કહયું; પણુ આ મગરૂર ઓરત તે સમજી
નહી, અને ફરંગે આખેર તેણીની રજા વગરજ પોતાનો
દસ્ત ફીરોજને આપયો.

તોપણુ ફરંગે ફીરોજને પોતાનીજ ખુશીથી દસત આ
પયો હતો નહી. તેમ કરવાને તેણી તથા ફીરોજતો રા
જી હતાંજ, પણુ તેણીનો બેરાદર ફરામરોજ પણુ રાજી હતોઃ
એટલુંજ નહી પણુ તેઓને સુખી જોવાને "મીઠો મીલા
દ" બી ખુશી હતો; અને પોતાના પેદરની રજાથીજ તથા
તેની હાજરીમાંજ ફરંગ ફીરોજ સાથ પરણી હતી. પ
રણીને તેણી પોતાની માદરના આશીરવાદ માંગવા ગેઇ.
શાહબાનુ એક સોસવાટનીપેઠે તેણી ઉપર ધસી; અને તે
દીવસથી ફરંગ પોતાની માદરથી છુટી પડી. તેજ દીવસ
થી વલી મીલાદ પણુ પોતાના દોસત સોદાગર નરીમાનને
ઘેર જાઇ રહયો.

મગરૂર શાહબાનુનાં કરૂર દેલની આ ટુક કાહાણી હ
તી. હમણા તેણી દેલાસો લેવા કારન પાસે આવી હતી.
તેણી જાણતી હતી કે કારનને તો શાહજાદા નુશજાદ સા
થેજ કેદ કીધો હતો; પણુ હમણા તેણીને ખબર મલી કે બુઢા
બાવા કારન તો તમામ આસુદગી સાથે પોતાના ઝુફડાંમાં વ
સેછે ! એ પોતાની અજાયબી તેણીએ બાવાને જણાવી, અને
સાધુજી પોતાની બડાઈ જણાવતાં શરમાયા. તેવણુની તરફ
થી યુનાનીએ જણાવયું કે, સાધુબાવામાં એટલું સત હતું
કે નોશેરવાનનાં માણુસોએ બાવા કારનનો જેવો હાથ પક
ડયો કે તે પોતાનાં સતથી તાંહથી ગેબ થઇ ગયો, અને
આ ઝુફડીમાં આવી પડયો ! એ વાત શાહબાનુએ મગરૂર
દેલ જેટલું ભોલું હોય તેટલી ભોલાઇથી માની, અને પછે
પોતાની આવવાની મકસદ જણાવી.

હઇયાં કારને પોતાના મદદગારો તરફ નજર કીધી
અને તેઓ તાંહથી જતા રહયા.

"અએ ધરમી અને પરહેજગાર સાધુજી, તમોએ છે
લું મારૂં કામ કરી આપયું હતું તેથી તમારા ઉપર મને
એકીન બેહુંછે. હમણા હું એટલા માટે તમારી હજુર
આવીછું કે મારી બેટી નામે ફરંગ જેણી સાથે શાહજાદા
નુશજાદનાં લગન થયલાં જોવાની મારી મોટી આશાછે, તે
ણી મારી રજાની ઉપરવારી થઇને ફીરોજ નામના એક ગરી
બ જવાન સાથ પરણીછે. માટે શું તમો કાંઇ એવું સત
ચલાવી નહી શકો કે જેથી આ ફીરોજ યાતો મરી જાય,
અથવાતો તે પોતાની રાજીખુશીથી ફરંગને છોડી દીયે, જે
થી તેણી છુટી થાય ?"

"બરહકછે, બેટી," બાવાએ ઉતર આપયો; "એમ
બનશેજ."

"અને વલી એબી મારી અરજછે કે પેલી સીપેહસા
લાર શેહરગીરની બેટી શીરીન, જેણી સાથ શાહજાદાએ છુ
પી રીતે નેકાહ કીધાછે તેણી એકાએક મરી જાય, અથવા
કેઠે ગેબ થઇ જાય, અથવા કોઈ લાલચથી શાહજાદાની સા
થનાં પોતાનાં લગન રદ કરવાને રાજી થાય, એવું શું તમો
નહી કરી શકશો, કે જેથી મારી બેટી સાથ પરણવાને શાહ
જાદાને કંસી હરકત નડે નહી ?"

"એમબી બનશે, બેટી; પણ—પણ જે પવીતરાઈનાં સતથી આ સઘલું થાયછે તેનાં નામને કોઈ લાયક બખશેશ નો તારે ભોગ આપવો જોઈએજ!"

"તો તમો સાધુજી માંગો તે આપવાને હું તઈયાર છું. મારી અરધી માલમીલકત, યા તમો માંગોતો મારા ભરથારનો આખો વારસો તમોને આપવાને હું તઈયારછું: હું કોઈને હવે અમારાં વારેસ દાખલ ઓલખતી નથી," શાહબાનુ બોલી.

"ઠીકછે." આમ બોલીને કારને ઈશારતથી બેજનને બોલાવયો, અને લખવાની જીનસો મંગાવી.

બેજનરે સઘલી વસતુ લાવીને શાહબાનુ આગલ મેલી, પછે કારને તેણીને આ મુજબ કહયું—

"બેટી, જે પવીતરાઈનાં સતથી તારી માગી મોરાદ બર આવનારછે તેની ઉપર તારૂં પુર યકીન રાખીને લખ કે તારા નકારા બેટા અને નાફરમાન બેટીને તારા ભરથારનો તેમજ તારો પોતાનો જે સઘલો વારસો મલનાર હતો તે તેમને મલે નહી પણ તે ઉપર આજે યા કોઈ પણ દાહાડે એક એવા ધણીનો દાવો ચાલે કે જેની પાસે તારૂં આ સહી સાથનું લખત હોય. એ રીતે લખીને નીચે ફક્ત એટલો ઈશારો કરજે કે "આ "બુજરગ મરદ" મારાં મનમાંનું માણસછે." આમ લખવાથી કોઈની દખલ તે ઉપર ચાલશે નહી."

"બેહતરછે, અએ પવીતરાઈનું સત ધરાવનાર ગુરૂ," લોભી શાહબાનુ બોલી; અને પછે કારનના કેહવા મુજબની મતલબનું સઘલું લખયું. જેવું તેણી તે લખત પોતાની સહી કરીને કારનને આપવા જાયછે તેવામાં આ કારસતાની કારને તેણીને શકમંદ ચેહરો કરીને પુછ્યું.

"પણ રાખ, બેટી," તે બોલયો, "રાખ. તું તો તારી મીલકત પવીતરાઈનાં સતને ભેટ કરેછે, પણ તે ઉપર એખલો તારોજ હક નથી—બલકે તારા ભરથારની મીલકત ઉપર તારોતો મુદલ દાવો નથી; તારે તું શી રીતે આ લખત લખી આપવાની હીમત કરેછે?"

"તે વીશે તું કસી ફેકર ના કર, અએ સત ધરાવનાર સતી; જો આ ચમર પતર મારા ખીસામાં હું મારા જીવની પેઠે સાચવી રાખુંછું. એ મારી સતા, મારો હક, અને મારી મુખતયારીછે. મારા ખાવંદ ઓલાદના આ હાથ દસતખતછે, એમાં તે પોતાની મીલકતની સંભાલ મને સોંફેછે, અને તેનાં મરણ પછે જાણે હુંજ મીલકતોની માલેકણ હોઉં આમ તે લખેછે."

"ઠીક તારે, લાવ, બેટી, આ ચમર પતર મને આપ. જો એનું મને કાંમ પડશેતો હું રાખીશ, નહી તો તે તને પાછું હવાલે કરીશ."

આ મુજબ બોલીને બાવા કારને શાહબાનુને રજા આપી; જેવણ પોતાની પાસે હતું તે સઘલું પારકે હાથ આપી સાધુજીના ફક્ત સપુનપરજ આધાર રાખીને તાંહથી ભરયાં પુરયાં વીદાય થયાં!

—

## બાબ ૩૨.

"ફરેદુન— . . . . . . . આફરીન સદ હજાર!
આભાર થયો તારો કેવો બેહદ, અપરમપાર."—
ફરેદુન.

એક ગમથી શાહબાનુએ પોતાનાં ઘર તરફ મોહડું કીધું કે બીજી તરફથી કારન જે આટલો વખત શુધી એક બોજરગ સાધુની માફક લાંબી સુફેદ દાઢી હીલવતો વાંકો વલીને પોતાનાં કારસતાન ચલાવતો હતો તે ઉઠી ઉભો થયો, અને નહી ધારેલો એક મોટો વારસો તેને એકાએક વગર મેહનતે મલી જવાથી ખુશી થતો, અજબ થતો, નાંચતો અને કુદતો પોતાના સોહબતીઓને જઈ મલયો.

પણ એટલાંમાંજ કાંઈ કારન જેવા કારૂનની ભુખભાગી નહી. આટલા વારસાએ તે ધરાયો નહી, અને વધારે નાણાંની ભુખનો તેનાં પેટમાં શોર પડયો. ફીલકુસ અને બેજન તેણે જે ધંભીરાઈ અને મકરથી પોતાનો ભાગ બજાવયો હતો તે મારે તેને શાબાશી આપવા આવયા, પણ તેણે તેમને અટકાવયા, અને કહયું કે હજી તેની ધારેલી ઉમેદ પાર પડી નથી.

તેમને વાડા આગલ વમાસતા મેલીને જાંહ જવાન ફરીદ પડેલો હતો તાંહ તે ગયો. હઈઆં તેણે ફરીદને મીઠી હુંઘમાં પડેલો જોયો. તે જવાન ખુબસુરત મરદને, એક મરદ હોવા છતાં એક ઓરતના જેવી કાકલુદી કરીને બીછાણા ઉપર ઉધેમસતક પડતાં વાંચનારી બાનુઓએ છેલો જોયો હતો. તે હાલતમાં તે નીંદરાવશ થઈ ગયો હતો. તેથી હઈઆં કારને પોતાનું ઘાતકીપણું ચલાવવાને દરૂસત ધારયું નહી, અને તેને સુવા દીધો.

પણ તે હાલતમાં તે ઝાઝોવાર રહયો નહી. કારન શાહબાનુએ આપેલું લખત હજીતો ધયાનથી વાંચેછે તેવામાં ફરીદ પોતાના ખાબથી બેદાર થયો, અને કારન તરફ નજર ફેરવી. કારન પુઠમોરો બેઠો હતો, તેથી તેણે ફરીદના ચાલા તપાસયા નહી. ફરીદ આહેસતેહથી પોતાની જગાએથી ઉઠયો, અને કારનની નજદીક ગયો. તેનાં મોહડાં તરફ જોતાંજ તે ચમકયો!

"આહ!" તે બોલયો; "શું મેં તને આગલ જોયો હતો નહી? આજ બેથી વધારે માસ ઉપર આજ ઝુકડીમાં મેં તારી સુરત જોઈ હતી. બોલ, અરે બોલ, તું કોણછે?"

"ખબરદાર, મારા બેટા, તારાં મગજને એટલી તસદી આપવાથી પરહેજ રેહજે!" કારન ધંભીરાઈથી બોલયો. "રખાદા તારો જુસ્સો ઉશકેરાશે, અને ભેજાં ઉપર અસર થવાથી તને દેહશતનાક તાપ આવશે, અને તેથી તારી જીંદગી તું ખોવાર કરશે. મને જોઈને તું અજબ થાયછે કે? સાંભલ, તું હજી સુધીમાં નથી. આવ, મારી સાથે આવ—તારાં બીછાણા ઉપર પાછો સુ, અને લગાર આરામ લેઈને હોશીયાર થા."

"પણ શું તું તેજ મરદ નથી? તેજ બુઢો, જેને મેં આજ ઝુકડીમાં જોયો હતો? બોલ, સાચું બોલ; અને—"

"શું તારી યાદદાશત તને ઠગતી નથી? બેટા, સંભાલ; તું મને ઓલખી કાઢવામાં ભુલ કરેછે. હું કાંઈ આ

દેશનો રેહવાસી નથી. હું તો દુનયાનો મુસાફરછું. મને તારાં શેહરમાં આવયાને ચાર દીવસ થયા નથી—તારે શી રીતે તું મને ઓલખેછે?"

"હશે તારે; પણ હું તો ખાતરીથી માનુછું કે તુંજ તે બોનરગ મરદ, જેણે મારી સારવાર કરી હતો," ફરીદે કહયું.

"હાય! પણ હું તો ખાતરીથી કહુંછું કે તારી છેલી બેસુધીથી તારી યાદદાસત શકતી ખલલ પાંમીછે," મકરખાન કારને જવાબ આપયો. "પણ વારૂ, બેટા, પેલી વીટી જે મેં તને આપી હતી તે કાંહછે?"

"આ રહી તે વીટી. બોલ, એની કીમત તને શું જોઈએછે? હું તારી નોકરીને માટે તારો બદલો વાલી રૂખસત લેવા માંગુંછું."

"નોકરીનો બદલો! હા હા હા હા!" એક વાંદરની માફક મશકેરી કરીને બુઢા સાધુજીએ જવાબ વાલયો. "નોકરી? અએ બેટા, એવી નોકરી શું મેં તારીજ કરીછે કે? એવી રીતે જાન મેં ફકત તારોજ બચાવયોછે કે? નહી—અજબ ના થા. મારી જીંદગી મારી નથી, એટલે કોઈની જીંદગીપર મારો શું દાવો હોય? દેશોદેશ ફરતાં મેં ઘણું કાંમ કીધાંછે. પણ તે કાંમ કેવાં ભલાં કીધાંછે તે મારી જબાનથી કદી બોલાશે નહી. અને તે સરવે તકલીફને માટે મેં શું બદલો લીધોછે? પઈસા?—નહી. પયાર?—નહી. પાદશાહી?—નહી. તું પુછશે કે, તારે શું?—ફકત જશ. ખાલી જશ. જે મીસાલે ખાલી ઘોલકનો આવાજ થાયછે તેવા એક ખાલી આવાજને માટે મેં એ સઘલાં કાંમ કીધાંછે; તે આવાજને લોકો જશ કેહેછે."

"અએ ધરમી નર, ખોદા તારી ઉપર કેટલો મેહરબાન હશે!" ફરીદ પોતાની ભોલાઈમાં બોલયો. "પણ તારા ઉપકારના બદલામાં મારે કાંઈ કરવું તો જોઈએજ. હું મારી પાસે જેબી કાંઈ હતે તે તને આપતે; પણ શું કરૂં મારી પાસે કાંઈજ નથી. આ વીટી હું તને આપતે, પણ અએ બાવા, જો આ વીટીથી હું છુટો પડીને જીવું તો મારીપર લયાનત વરશે! હું મરણ પાંમું પણ આ અંગોશતરી મારી આંગલીએથી ઉતારૂં નહી."

"બેટા, એ તને મોબારેક હોજો. હું તારી જોડે કાંઈજ માંગતો નથી, હું એટલુંજ કહુંછું કે હજી તું બરાબર તંદોરસ્તીમાં આવયો નથી, માટે બે દીવસ વધારે આ મકાનમાં રેહ. તને અરધી માંદગીમાં મારી ગરીબ ઝુંપડાંમાંથી કાઢી મુકવાને હું રાજી નથી."

"અએ ભલા સાધુ, તું તારી અશરાફી જાહેર કરેછે, પણ હું તને ખાતરી આપુંછું કે તારી તશતીફથી હું પુરી તંદોરસતીમાં આવયોછુ; તોપણ મને ભય લાગેછે કે હું હવે કાંહ જાઉં? મારૂં કોઈ વાલી નથી!"

"શું તારૂં કોઈ વાલી નથી?" કારને હવે પોતાના કારસ્તાન ચલાવા માંડયાં. "શું ફરામરોજ નામ ધરાવનાર શખ્સ તને મારા એખતીયારમાં સોંફી જતાં મને કહી ગયો હતો નહી કે તારા બાપનું નામ ગુરગીનછે, અને તેણે પોતાની સઘલી દોલત તારાં નામ ઉપર કીધીછે? બોલ, તારો હોકમ બજાલાવવાને હું તઈયારછું. મેં ગઈ કાલેજ આ સોદાગર ગુરગીનનું મકાન ખુંડી કાદયુંછે, અને આજે હું તેને ખબર કરવા જનારછું કે તેનો બેટો મારી ઝુંફડીમાં સલાંમતછે, પણ હું બે દીવસ સુધી તેને આપી શકનાર નથી—કેમકે તે પુરો તંદોરસ્ત થયો નથી. બોલ તારો શો હોકમછે?"

"શું તેં તેને ઓલખયોછે? આહ, તેની સાથે બીજું કોણછે?"

"એક સુંદર ખીલેલા ચેહરાની ઓરત અને એક સાંમલા રંગનો હીંદોસ્તાની નોકર તેની સાથેછે."

"બસ મારી ખાતરી થઈ. તેજ મારો પેદર. પણ તેની આગલ હું એકાએક જવા માંગતો નથી. હું એક ચીઠી આપું તે તું તેની પાસે લેઈ જશે?" ફરીદે પુછયું.

"મોટી ખુશી સાથે; હું તારૂં કામ કરવાને સદા તઈયારછું."

ફરીદે કાગજના એક તુકડા ઉપર પોતાના પેદર ગુરગીનને નામની એક ચીઠી લખી, અને તે ચીઠીને કારનના હાથમાં મેલી.

"પણ આટલા ચાર દસ્તખતથી સોદાગર ગુરગીનની કેમ ખાતરી થશે કે આ ચીઠી તેના બેટાએજ લખીછે?" કારને તે ચીઠી શકમંદ દેલે લેઈને પુછયું.

"અરે હા, તેં સારી વાત યાદ દેવાડી," ફરીદ ડોકું ધુણાવીને બોલયો. "આ ગલપટો લે, એ મને તેણે ભેટ આપયો હતો. એ તેનો હતો, પણ તેણે મને વાપડવા આપયો હતો. એ નીશાનોથી તે મને ઓલખશે."

કારને ચીઠી અને ગલપટો લીધાં, અને ફરીદને કેટલાક આશીરવાદ દેઈ, તથા તે ખુશીની ખબર લેઈ જલદીથી પાછો ફરશે એવી કબુલત આપી સોદાગર ગુરગીનનાં ઘર તરફ ચાલવા માંડયું.

---

## બાબ ૩૩.

"નમત નમનમે ભેદહે ઓર કપટી નમે નીધાંન,
ચોર ચુગલ દુના નમે ચીતા ચોર કમાન"—કબીર.

સુંદર ફરીદના એકાએક ગેબ થવાથી ગુરગીન તથા માહબાનુજ એકલાં દુખી થયાં હતાં નહી. રજપુત ફતેહસીંગનો તેના જવાન શેઠને માટે ઘણું લાગતું હતું. આ નોકરની વફાદારી તરીકે વાંચનારી બાનુઓને આટલુંજ જણાવવું જોઈએ કે જેવો ફરીદ નદીમાં પડયો અને ગેબ થઈ ગયો કે ફતેહસીંગે તેની પુઠેજ નદીમાં નખાવી દીધું અને જે જગાએ તે પડયો હતો તાંહ તેનાં શરીરને શોધયા કીધું. ઘણી મેહનત કરવા છતાં, અંતે ગુરગીનેબી કપડાં કાઢી નદીમાં હોમાવા છતાં, તથા વલી હોડીના ખારવાઓને ઈનામ આપવાનું કહીને નદીમાં તપાસ કરવા માટે ઉતારવા છતાં ફરીદની લાશ પાઇ નહી. અને તેથી આ બેર ઘણીજ મોડી રાતે પરણવાની ખાહેશમાં આવેલું આ ઉમરે પુગેલું જોડું નાખુશ થઈને પોતાને ઘેર ગયું.

એ બનાવને પાંચ દીવસ વીતી ગયા. સોદાગર ગુરગીનના મદાઇન પાછા આવવાની ખબર સરવે કોઈએ જાણી હતી, પણ તેની મોલાકાત કોઈ લેઈ શકતું નહી હતું. કેમકે જે દુખનો ભાર માહબાનું ઉપર ફરીદના ગુમ થવાથી આવી પડયો હતો તે કરતાં ઓછો ભાર ગુરગીન ઉપર

હતા નહી. અને તેટલા માટે તે પોતાનાં મકાનમાંથી બા
હેર નીકલતો નહા હતો, તેમજ કોઇ મલવા આવેતો તેની
મોલાકાત લેવાને ના પાડતો હતો.

અલબતાં માહબાનુબી બાહેર નીકલતી નહીજ હતી;
અને આવા હીગાંમમાં તેણીએ બાહેર નીકલવું પણ નહી
જ જોઇતું હતું. તેણીને મોટો ડર એ હતો કે રખેને કો
ઇ તેણીને ઓલખી કાઢે કે તેણીતો ગુરગીનની આગલી
ઓરત માહબાનુજછે; કેમકે તેણીની એવી ઇછા હતી કે
જાંહસુધી ગુરગીન એ વાત જાણતો નથી તાંહસુધી તેનો
પયાર પોતા તરફ મેલવીને પછે પોતે તેની આગલ જાહેર પ
ડવું; તથા જો બનેતો તેમનાં નવેસરથી લગન થયા બાદ
તેણીએ પોતાની ખરી હકીકત ગુરગીનને જણાવવી.

એ મતલબોથી આ હવે પછે થનારાં બંધે માટી બાઇ
એર પોતાના ઘેરમાં ભરાઈ રહયાં હતાં. બંધેને દેલાસો દે
નારૂં કોઇ હતું નહી, તોપણ બંધે એકેકને દેલાસો દેતાં હ
તાં. બંધેને પરણવાની ખાહેશ હતી, પણ બંનેની તે ખા
હેશ એ વાચાર મનમાં લાવતાંજ મરી જતી હતી. બંધે એ
કેકની ચશમમાં જોતાં હતાં, પણ બંધેની ચશમમાં પાણી
ભરાઇ આવીને અંદરની પુતલીનો ખુલો આકાર દેખાતો
ઢાંકી દેતાં હતાં.

એ રીતે પાંચ દીવસ વીતી ગયા. ગુરગીન પોતાના
બાગમાં બેઠો હતો—જે બાગનું વરણન આપણે આગલા
બાબમાં વાંચયુંછે. જે ફુંવારામાં ફરંગીજને નાંખી દેતાં
ફરામરોજે આવીને તેને અટકાવયો હતો તેજ ફુંવારા આ
ગલની મોતી સરખી ઝીની અને સુફેદ રેતી ઉપર ખુરસી
માંડીને તરેહવાર વીચાર કરતો તે બેઠો હતો. તેની આગ
લ અને પાછલ ઝાડો અને છોડવાઓ પવનના દરેક ઝપાટા
થી હીલતાં અને નમતાં હતાં; ફુલો અને ફુલો સલામ ક
રતાં અને ખુશબો પાથરતાં હતાં; પક્ષીઓ અને પશુઓ
ગાતાં અને ગેલ કરતાં હતાં.

ગુરગીનનું ધયાન એ સઘલાંઓમાંથી ફકત એકજ
ગોલાબના છોડવા ઉપર લાગું હતું. આ છોડવો સરવે
થી નાનો મગર સરવેથી સીધા કદનો અને ખુબસુરત હ
તો. બીજાઓ કરતાં ગુરગીનનું વધારે ધયાન ખેંચવાની
તેનામાં નીચે જણાવયા મુજબની ખુબી હતીઃ—

દમકતી અદાસે હતી નાચતી,
નીચું ને ઊચું ને ચોગમ જોઇ જોઇ:
સુખંદી ખજાને હસી રાચતી,
કુબોને સુરતથી પડે મોહી કોઇ
સીધો જાણે સરવ ને વાંકી ખરી,
બોલંદ જાણે પરબત ને નીચી ઘણી;
રોશન જાણે ખોરશેદ થંડી નરી,
શીરીન જાણે શાકર પોચી ઘણી:
પવનને દરેક સુસવાટે હસે,
સુખી ગાલોપર આપી અસેમસે!

વગર વાચે બોલે ને ડોલે વલી,
વગર પાયે કુંદે ને નાચે તમામ;
વગર પેરહંને શોભે પુતલી,
વગર મગરૂરીએ બતાવે દમામ:
વગર દુશમની તીર મારે નહી,
વગર વાંકે કોઇને સતાવે નહી;
વગર ખમવે સેતમ ગુજરે નહી,
વગર કારણે બલ બતાવે નહીં:
ખીલેલી હતી એવી બાનુ શીરીન,
શીરીન બાગમાં તે શીરીન નાજનીન!

ગુરગીન પોતાના ખેયાલમાં હતો એવામાં તેની પછા
ડીથી આવતા પવનના મધુર સુસવાટામાં ખલલ થઇ, અ
ને તે એકદમ બંધ પડી ગયો. ગુરગીને તુરતજ પોતાની
પછવાડે જોયુંતો એક બોજરગ મરદ હાથમાં નવગર લેઇને
વાંકો વાંકો ચાલી તેની તરફ આવતો હતો. પોતાની જ
ગાએથી ઉઠીને બાગના ધણીએ મેહલ તરફ ચાલવા માંડ
યું, પણ આ નવા આવનારે પોતાને ખોખરે સાદે તેને બો
લાવયો, અને પોતાના હાથમાં ધરેલો એક કાગજનો કકડો
તેની તરફ ફેંકયો.

આ ચાલાથી ગુરગીનનું દેલ લલચાયું અને તે પા
છો પોતાની જગાએ બેઠો. તેણે ભોંય ઉપરથી કાગજ ઉં
ચકયું, પણ તે ઉખેડવાની આગમજ પોતાના નવા સોહબ
તીની તરફ જોયું. તેનો ચેહરો તદન અંજાણ્યો લાગો, અ
ને તેથી કાંઇ પણ વેહમ વગર ગુરગીને તે કાગજ વાંચયું.
તેમાં આ રીતે લખેલું હતું—

"વાહલા બાવા ગુરગીન,

"તમારે મનસે હું તમારૂં ફરજંદ નથી, પણ તમેતો
મારા બાવા છો. તમારી મારી તરફની ફકત મેહરબાનગી
ને ખાતરજ નહી, પણ તમે મારી ઉપર જે ધીકાર બતાવ
યોછે તેને માટેબી હું તમારાં અહેસાનમાં છું.

"નદીમાં પડતી વખતે મને ખબર નહી હતી કે હું
જીવશ. તમે મને મરણ પાંમેલો જાણતા હશો, પણ હું
જીવુંછું. મને કોણે બચાવયો હશે? જુઓ તમારી સામે
કોણ ઉભુંછે! તેને તમારી પાસે બેસાડીને તે જે માંગે તે
આપજો.

"તમારી મેહરબાંની હોયતો મારી હાલતપર દયા ક
રી મને હુંઇથી ઉડાડી લેઇ જજો. માદર માહબાનુ શું ક
રતાં હશે? બાવાજી, માદરે મારી હકીકત તમોને કહીતો
હશેજ. અગર નહી કહી હોયતો થોડા વખતમાં તમો
જાણશો. "ફરીદ."

આ કાગજ વાંચયાબાદ અંદર લખવા મુજબ ગુરગી
ને પોતાની સામે ઉભેલા મરદ તરફ એકવાર ફરીને જોયું,
અને તેને મોટાં આદરમાનથી પોતાની પાસે બેસાડયો.

"અએ પીર મરદ, આ બાયગશાલી ખબર તું કાંહ
થી લાવયોછે! તેં મને આ ચીઠી લાવી આપીને મારૂં જી
વતદાન બખશવા જેટલી મેહરબાનગી કરીછે. બોલ, મા
રો બેટો કાંહછે?"

"સોદાગર ગુરગીન," પેલો પીર મરદ, જેને વાંચ
નારી બાનુઓએ મકરબાજ કારન દાખલ તુરત પીછાણી લી
ધો હશે, તે બોલયો; "સોદાગર ગુરગીન, તારો બેટો સલા
મતછે, અને તે મારા મકાનમાંછે, તેને વીશે તું કસી ચીં
તા રાખતોના, બે દીવસ પછે તારો બેટો હું તને સવાધી

ન કરીશ. હવે હું રજા લઉંછું—કાંએકે મેં મારૂં કામ બજાવ્યુંછે."

"નહી, નહી, ઉભો રેહ, અએ બેજરગ મરદ,—પણ સબર, આ કાગજ ઉપર હું ઇતબાર રાખી શકતો નથી, કદાચ મારા દુશમનોએ મને ઠગવાની આ એક યુકતી કીધી હશે. બોલ કે—"

"ધીરો થા, સોદાગર. જે આ ગલપટો મારી બેજરગી અને સચાઈ સાબેત કરવા મારે તારા બેટાએ મને આપેલોછે. શું એ ઉપરથી તને વીશવાસ નથી?"

"બસ; મારી ખાતરી થઇછે. એજ ગલપટો મેં તેને આપયો હતો. હવે મને કેહ, અએ મારા બેટાનો જાન બચાવનાર કે તે શી રીતે તારે હાથ આવયો હતો?" ગુરગીને ગલપટો પોતાના હાથમાં લેઈ કારન સામુ જોઇને પુછયું.

"મારી વાત લાંબી નથી, ફક્ત એ બોલમાં સઘલી હકીકત તારે જાણવી જોઇએ," કારને ધરમીપણાનું ડોલ ઘાલીને કહયું. "સાંભલ, સોદાગર કે દરરોજ દજલા નદીનાં પાણીથી દીવસમાં પાંચવાર મારૂં આંગ સાફ કીધા વીના હું મોઢાં ઉપર તેનાં શરબત જેવાં પાણીનું ટીપુંબી મુકતો નથી. સહવારની બંદગીને મારે હું ગોસલ કરતો હતો, એવામાં એક લાકડાંના કકડા સાથે વલગેલી એક લાશને મેં તરતાં દીઠી. હું નદીની અધવચમાં ગયો અને લાશને બાહેર લાવયો. શોકર પજદાંના કે તેનાંમાં હજી ગરમી હતી. બંગદો મેં પડતો નાંખીને મારૂં ઝુકડું જે કાંઠાપરજછે તાંહ તેને મારાં માણસો સાથે લેઇ ગયો, અને મારેથી બની એટલી સુદારા કરીને તે લાશને ગરમી આપી. તે હીલવાલાગી, અને આપનદેહ મારી મેહનત ફલી; કાંએકે તે બોલવા લાગી! તેણે મને ખબર આપી કે તે એક નવ જવાન મરદ હતો અને તેના બાપનું નામ સોદાગર ગુરગીન હતું."

"બેહતર થયું કે તેની લાશ તારે હાથ આવી; બાકી કોણ તેને જીવાડવાની દરકાર કરતે?" ગુરગીન ખરી જ ઘંભીરાઈથી બોલયો. "તું કદાચ દવાદારૂ થોડો ઘણો જાણતો હશે?"

"અલબત મને જેટલું જાણવું જોઇએ એટલું તો જાણુંછું. દરીયામાં વસતાં હું જાણુંછું કે મગર સાથે વેરને બદલે દોસતી રાખવી જોઇએ. એન વખતે એ દવાદારૂ મને જરૂરનાં થઇ-પડેછે. એજ ઓસાલે મેં સેંકડો જાન બચાવયાછે, અને—"

"ખરેજ ખોદાનો બંદો તું છે!" ગુરગીન ઘંભીરાઈ અને અજાયબી સાથે બોલયો. "પણ વારૂં હવે તું શું કેહછે? તારો ઉપકાર નાનો નથી, અને તેટલા મારે મારો અપકાર મોટો નથી. તું સમજયો કેની? જે ધણીનો તેં જાન બચાવયોછે તે મારો બેટો થાય; મારે તેનો જાન ઉગારનારને હું જેટલુંબી આપું એટલું થોડુંછે, યાને બીજા બોલમાં—તારા ઉપકારનો બદલો જાણે હું અપકારથી વાલુછું."

"નહી, નહી, એમ શા મારે બોલેછે, સોદાગર?" કારને કહયું; "હું કાંહ તારી પાસે મારી મેહનતનો બદલો માંગવા આવયોછું? મને તારા બેટાએ આ ચીઠી તને પોંહચાડવા મોકલયો હતો. તે કાંમ મેં કીધુંછે. હવે હું રજા લેઉંછું."

---

## બાબ ૩૪.

"ગુરગીન—બીના તું જણાવેછે, અએ મરદ નેક,
તેપર રાખી હું મારો એતબાર છેક,
હું તારે કરૂંછું હવાલે તુરત,
ગણુંછું જેને હું સોનાની મુરત!"

. . . . . . . .

"ગુરગીન—પકડ, અરે પકડ, તે મુજીને પકડ. તે કમબખતને જવા કેમ દીધો? જવા કોણે દીધો? જવા કાંહથી દીધો? દોડ દોડ, તેની પુઠે દોડ. મને તે ઠગી ગયોછે!"—એક નવો નાટક

આમ બોલીને કારન, જે વાંકું ડોકું કરીને ગુરગીનની નજદીક ખુરસી ઉપર બેઠો હતો તે ઉઠયો, અને જવા માંડયું; પણ સોદાગરે તેને પાંખડું ધરીને અટકાવયો.

"ઉભો રેહ, ઉભો રેહ," ગુરગીન બોલયો, "જાયછે કાંહ? લે આ ઠેલી, અને મને તારી સાથે તારા મકાનમાં લેઇ જા કે હું મારા બેટાને જોઈ મારી ગોદમાં દાબું અને તેને પાછો મારા મકાનમાં લાઉં."

"તેમતો જીનહાર બનશે નહી. નહી પેહલું કે નહી છેલું; તારી એકબી માંગણી હું કબુલ રાખતો નથી. તારો ઠેલી તારી પાસેજ રાખ. તારો બેટો હમણા મલી શકશે નહી."

"હેં? પછી?"

"પછી એકે હવે હું જાઉંછું, અને એ દીવસ પછે પાછો આવી તારા ફરીદને જો મારેથી બનશે તો તારે હવાલે કરી જઇશ.—પણ—પણ—સોદાગર—પણ—"

"શું છે? તું શું બોલવા માંગેછે?" કારનને કગલતો જોઈ ગુરગીને પુછયું.

"નહી, નહી, કાંઇ નહી—તે તારેથી નહીબને—સાહેબજી. હું રજા માંગુછ."

આમ બોલીને કરસેવજી કરનાર કારને ચાલવા માંડયું; પણ તેના આ શકમંદ બોલવાથી તો ગુરગીનની ઇછા ઉશકેરાઈ, અને તેને ફરીથી ઉભો રાખયો.

"હું પુછું તેનો ખોલાસો તું જાંહવેર કરે નહી તાં હવેર તને હું જવા દેનાર નથી, બોલ, તું મારી પાસે શું બનાવવા માંગેછે? તું શાપરથી કેહછે કે તું ધારેછે તે ચીજ મારેથી નહી બની શકશે? બોલ—"

"શું તું બનાવશે!" કારને પુછયું.

"હું ધારૂંછ કે હું બનાવીશ."

"નહી, તે હું કેહવાનો નથી", પેલા કરસેવજીએ કહયું; "તે એક ભરમછે, તે એક છુપી વાતછે, તે એક ભેદ છે; અને મેં કોઇનો પણ વીશવાસ તોડીને આજસુધી કોઇની પણ છુપી વાત પારકા માણસને કહી નથી, મારે આ જે હું તે વાત તને કેમ કહું?"

"કોણની તે છુપી વાતછે? કોણ વીશે તે છુપી વાત છે? કોણને કેહવાની તે છુપી વાતછે? આહ, તું મને અ

ધીરાઈનો દરીયામાં ડુબવા દેછે પણ કીનારે લાવતો નથી. શું એમજ તેં મારા બેટાનેબી બચાવયો હતો કે! અમે પાપી પીર, મને બચાવ, હું વેહમમાં મરી જાઉંછું—બોલ તું શું ભરમ ધરાવેછે!"

ગુરગીનને આ પરમાણે છેક અણીપર આવેલો જોઈને કારને જાણયું કે હવે ખીમડી તઈયાર થઈછે; જો વધારેવાર સુહુલાપરજ રેહવા દીધામાં આવશેતો તલીપેથી બલીને કોયલો થશે. એટલા માટે મકરથી તેણે પોતાનાં મોટાં આગલ એક રોમાલ ધરીને મોહું બીજી બાજુએ ફેરવયું, અને ગુરગીન સાંભલે તેમ, પણ જાણે પોતાના મન સાથ બોલતો હોય એવી રીતે બડબડવા લાગો:—

"બેટા, તારા કેહવા મુજબ મેં તાલતો કીધી—હવે એને કેહવા વગર ચાલતું નથી. તુંએ મને ફરમાવયું હતું કે જારે તારો પેદર ઘણોજ બજીદ થાય તારેજ મારો ભરમ તેને તું કેહજે; તેથી હવે તે ઘણો બજીદ થાયછે, માટે કેહવા વગર ચાલતું નથી."

આ રીતે બોલીને તે મોટે સાદે પોકારયો કે, "અમે સોદાગર, શી રીતે તારો બેટો દુખી થાય છે, તે તું જાણતો નથી. તું તેને તારો વારસો આપનારછે એવું તે જાણેછે, અને તેં તેને નામનું તારૂં વસીહતનામું પણ કીધુંછે, એવીબી તેને ખબરછે. એ ખબર પડયા પછે તે પોતાનાં મનથી હમેશ મુઝાયછે. તે તારૂં આ વસીહતનામું મેલવવા માંગેછે, અને મને તેણે એક દુખ ભરેલો હોકમ કીધોછે કે જો તું મને આજે તે નહી આપેતો મારે તેને એજાન કરવો. તેણે મને ફરમાવયું હતું કે તારૂં વસીહતનામું મેલવવાની મારે પેહલાં અરજ કરવી નહી, પણ તું જો અવલ તારી રાજી ખુશીથીજ તે આપેતો તેમ, નહીતો કે ઉઠતી વખને મારે કોઈ ચાલાથી તારી અધીરાઈ ખેંચીને પછે તે માંગવું, તેમ કરતાંબી જો તું નહીજ આપેતો હવે હું છેલી સલામ તને કરી જાઉંછું."

"આહ, હવેજ મેં જાણયું કે વાહલો ફરીદ એટલો બધો ગમગીન અને દુખી શા માટે હતો; તેમજ વલી ફરંગીજનું નામ સાંભલીને તે ઉજલો પુણી જેવો શા માટે થઈ જતો હતો, તેની પણ મને હમણાંજ ખબર મલી. તેને કદાચ શક હશે કે હું મારો વારસો મારી બેટીને આપીશ, અને તેને બકાત રાખીશ; અને તેથી તે દરરોજ અંદરખાંનેથી બલયા કરતો હશે. હા, હા; એમજ, એમજ."

આ મુજબ મન સાથે વીચાર કરીને ગુરગીને પોતાની નીચી નજર ઉંચી કીધી અને કારન તરફ જોયું. કારન પણ નીચી મુંડી કરી ગુરગીન ઉપર તેના બોલવાની શું અસર થાયછે તે જાણવા માટે કાન ઉભા કરી રહયો હતો. તેના બોલવા બાદ ગુરગીન પોતાનાં મનમાં વમાસવા લાગો તેથી કારને ચોકસ જાણયું કે સોદાગરના આંતરડાં તેણે છેક થડમાંથી ઉકલાવયાંછે.

"અરે ચંડાલ!" ગુરગીન પોતાના મન સાથના ખયાલથી બેદાર થઈ કારન તરફ ધીકાર ભરેલી ચશમથી જોઈ એવા મોટા પોકારથી બોલયો કે કારને ઘભરાઈને પોતાનો નીચો મુંહો ઉંચો કરી સોદાગરના ખુનથી લાલ થયલા ડોલા તરફ જોયું. "ચંડાલ! જારે આવીજ વાત હતી તારે પેહલેથરથીજ તેં મને એ બાબે કાંએ નહી જણાવયું! પાપી! શું મારા બેટાને નદીના ગુસાથી બચાવી તારા ગુસાથી તું મારી નાંખવા જતો હતો કે! નાપેકાર! તેં તારી બેજરગીની બરકતથી તેની આ ગાંડી વરતણુકને સીધે રસતે લાવવાની કોશેશ કાંયે નહી કીધી!"

"સોદાગર ગુરગીન, સાંભલ. તારો બેટો બે દીવસની વાત ઉપર જેવો હતો તે કરતાં હાલમાં તદન જુદાજ ખવાસનો થઈ ગયેછે. જારે મેં તેને નદીમાંથી બાહેર કાઢયો તારે તે તદન મરણને કાંઠે આવી રહેલો હતો, પણ જારે મારી દવાથી મેં તેને તદન સાજો કીધોછે તારે તે એક પેહલવાન સરીખો જોરાવર થયોછે. તું એમ ના જાણતો કે તેનું આ કામ કરવાને હું મારી રાજીખુશીથી આવયોછું. તેના જોલમ સેવાય મને અતરે આવવાનું કાંઈજ કારણ હતું નહી."

"તેનો જોલમ!" સોદાગર તાણમાં આવીને પોકારયો. "અમે કેજબ! તારી જબાનને ખોટા સખુનો બોલવાથી પરહેજ રાખ. શું મારો નાદાન, નાકુવત, નાતવાન બેટો તારા કેહવા સરીખો મસતાન થાય? નહી, એ વાત ગલતછે, એ વાત હું માનતો નથી. એ વાત તદન બનાવટછે!"

"કદાચ ઠગારા મજદકને યા તેની રાહ ઉપર ચાલનારાઓને એક ખરા ખોરશેદની જગાએ બે દેખાય—પણ યજદાંની રાહ ઉપર ચાલનાર એકથી વધારે ખોરશેદ જોતો નથી. સોદાગર," કારન ગંભીરાઈથી બોલયો, "હું તદન રાસ્ત બોલુંછું; મારી વાત ઉપર તું એટલોબધો શક બતાવ ના; એમાં તને નફો નથીઃ કેમકે જેટલો તું શક બતાવશે એટલો તને વેહમ જશે, અને તારા બેટાની માંગણી નાકબુલ રાખવાનું તારૂં મન થશે, અને તેથી મને ખાલી હાથે તેની નજદીક જવું પડશેઃ જાંહ, તેનો કે મારો બેમાંથી એકનો જાન ખચીત જશે. તેનું કારણ તું જાણતો નથી. તે મારો શેઠછે અને હું તેનો ગોલામછું. તેના ફરમાવા મુજબ જો તારૂં વસીહતનામું હું નહી લઈ જાઉંતો તે મરણ પાંમશે!"

"આહ, શું તું તેનું ખુન કરશે કે?"

"અલબત! અગર નહીતો તે મને મારીને પછે પોતે મરવાની મને ધમકી આપેછે!"

"અફસોસ! પણ એટલોબધો જાપતો તારો ઉપર તે શા માટે ચલાવેછે?"

"સોદાગર, એ કાંઈ જાપતો નથી, એતો સુખછે! તું જાણતો નથી કે આ છોકરાને હું ચાહુંછું. તે જે ચાહે તે કરવાને હું તઈયારછું."

"શું ખચીત તે તંદોરસત હાલતમાંછે?"

"તારી તંદોરસતી તેની આગલ કાંઈજ બીસાદમાં નથી."

"ઠીકછે—તું મારા બેટાને કારે પાછો વાલશે?"

"બે દીવસ પછે."

"અને પછે? તુંતો તેની ઉપર કુરબાનછે, તને તે વગર કેમ સોહવાશે? તુંતો તેને કેડે ખેંચી લઈ જશે!"

"હું મારાં મરણ તુલીક તેની ખેદમતમાં રેહવસ.

શું તું તેને ખાતર મને તારા આ બાગમાં નહી રાખશે? મને બાગબાનનું કામ ઘણું સારી રીતે આવડેછે."

"બેહતરછે. તું જરાવાર હઈયાં થોભ."

એટલું બોલીને ગુરગીન એક સરસોંની ઝડકથી ચાલી ને પોતાના મેહલમાં ગયો. કારનને તેના આ ચાલા ઉપર શક આવવાથી તે ફુંવારામાં પોતાના કપડાં સુધાં પડ યો, અને ડોકું બાહેર રાખયું; એવી મતલબથી કે જો ગુરગીનની સાથે કોઈ બીજો શખ્સ આવે, અને તે કારનને ઓલખતો હોયતો તેણે ફુંવારામાંજ ડુબકી મારીને પડી રેહવું; પણ જો ગુરગીન એખ્લોજ આવે અથવા કોઈ અણજાણયો મરદ તેની સાથે હોયતો તેણે બાહેર પાછું નીકલવું.

થોડાવારમાં ગુરગીનના પાછા આવવાનાં પગલાં સંભલાયાં. તેની સાથે કોઈ હતું કે? નહી. તે એખ્લોજ હતો, તેથી કારનને ધીરજ આવી; પણ વલી તેના હાથમાં કાગજનું એક બંડલ જોઈને કારનને એટલીતો ખુશી પેદા થઈ કે તે ફુંવારામાંથી એકદમ બાહેર નીકલયો, અને પાલ ઉપર ઉભા રેહતાં તેનાં સઘલાં કપડાંમાંથી પાણીના નેવ ચાલવા માંડયા.

"એ શું થયું, અએ બુઢા?" ગુરગીને આવતાંજ સવાલ કીધો.

"અરે સોદાગર, તમારા બાગમાં કોઈ જીન યા ખવીસ પેવશ થયલોછે. આ પાલ ઉપર બેસીને હું મારૂં મોહોડું ધોઈ સાફ કરતો હતો એવામાં કોઈએ પછાડીથી મને આંચકો મારયો અને હું અંદર તુટી પડયો!"

"છટ, છટ! આમ કાંઈ બને નહી, એતો તારી નાતવાનીના સબબથી તું અંદર પડી ગયો હશે." ગુરગીન બોલયો; "પણ આ જો: તારા ભરૂસા ઉપર હું આ મારૂં વસીહતનામું તારે સવાધીન કરૂંછું, તે એવી શરતે કે તું તે મારા બેટાની ખાતરી મારે તેને પુગાડે અને તેને આવતો કાલે મને લાવી આપે."

"બેહતરછે," તરકટયા કારને જવાબ આપયો. પછે પેલું વસીહતનામું ઉપર તલેથી તપાસી તે બોલયો, "પણ એને હું શું કરૂં: લે, લે—એ તારા પાસેજ રાખ. તારો બેટો ફક્ત એટલુંજ માંગતો નથી."

"તારે વલી તને બીજું શું જોઈએછે?"

"એમ લખી આપ કે આ વસીહતનામું તારા બેટા ફરીદના હોકમથી તેં મારે સવાધીન કીધુંછે. હું એટલો જુમોખી મારે માથે રાખવાનો નથી. હું કહુંછ તેમ લખી આપ."

ગુરગીને પોતાના ખીસામાંથી તુરતજ એક કલમ કાઢી, અને ફુંવારાની પાલપર ગોઠવેલાં કુંડાંઓમાંનાં એક આગલ જઈ તેમાંના એક છોડવાનાં પાદડાં એક ખાડામાં નીચવી તેના રસથી આ મુજબ લખી આપયું:—

"આ મારૂં વસીહતનામું મારા બેટા ફરીદની ફરમાસથી હું સોદાગર ગુરગીન,—પણ વારૂ તારૂં નામ શું વારૂ?"

"બોજરગ મરદ," કારન બોલયો.

"ફરમાસથી હું, સોદાગર ગુરગીન બોજરગ મરદને સોંપુંછું."

કારને ફરીથી વસીહતનામું લેઈ વાંચયું અને તે ઉપર પોતાને મતપતીજ લખેલું જોઈ સલામ કરી ચાલવા માંડયું.

હજીતો તે બાગના પાછલા દરવાજાની બાહેર ગયો નહી હશે એવામાં માહબાનુ વીહીલી ફાંફલી જેવી દોડતી આવી, અને ગુરગીનને ગલે વલગી આ મુજબ ફરીઆદ કરવા લાગી:—

"અએ વાહાલા, તમે વસીહતનામાનું શું કીધું? તે કોણને આપયું? અરે તમારે હાથે તમારૂં અને તમારાં ફરજંદનું તમે નખોદ વાલયુંછે! જે ધણી તમારી હજુરમાં હમણાજ હતો તેતો મેં તમોને જણાવયું હતું તેમ શાહબાનુનો ગોલામ પેલો કરસેવજી કરનાર કારન તમારી હકદાર અને વફાદાર ઓરત માહબાનુનો દુશમન હતો, જેણે તેણીથી તમોને જુદા પાડયા હતા. તમારી બાતરીજી ફરંગ પોતાના ભરથાર ફીરોજ સાથ તમારી ઉપર કાગજ લખવા મુજબ આપણાં મકાનમાં હમણાજ આવીછે, તેણી કેહછે અને ફીરોજબી કેહછે કે આ બુઢો કોઈ નહી પણ નાપેકાર કારનજ હતો!

"અરે, મેં હમણાજ જાણયું કે એમ છે!" ગુરગીન દુખથી બોલયો.

એજ વખતે ફીરોજ અને ફરંગ તાંહ આવયાં, અને ફીરોજે ગુરગીનને ધીરજ આપીને વગર ઢીલે કારનની પુઠ પકડવાનો ઠરાવ કીધો અને એકદમ તાંહથી નીકલી ગયો.

"પકડ, તે મુજીને પકડ!"

ગુરગીન ગુસ્સામાં બોલયો.

"પકડ તેને, તેતો મારો જુનો શતરૂછે. ફીરોજ, દોડ તેની પુઠે!"

## "નજરે દીઠેલી વાત પણ કોઈવાર ખોટી ઠરેચ."

અસલના વખતમાં પંજાબ પરગણા મધેના કોઈક શેહરમાં "ભગવાનસીંગ" નામે હીંદુ રાજા રાજ ચલાવતો હતો, જે ઘણોજ કાબેલ અને માયાલુ હતો. રાજા ભગવાનસીંગને તેના દરબારીઓ અને રએત તરફથી અતી માન મલતું અને જોકે તે એક મોટો રાજા કેહેવાતો હતો તોપણ તે સદા ગમગીન માલમ પડતો. આ રાજાની ગમગીનીનું કારણ એ હતું કે તેને ફરજંદની પુરણ હોંશ હોવા છતાં ઇશવરે તેને તેથી બેનસીબ રાખયો હતો. પણ પરમેશવર કે જે કુલ જગનો સીરદારછે તેને હવે ભગવાનસીંગને એ બાબે વધારેવાર ઇનતેજાર રાખવા નહી ચાહયો.

એક દાહડે એ પરમાંણીક રાજા પોતાના રાબેતા મુજબ દેહરાંમાં પુંજા કરી આવીને મેહેલના દીવાનખાનામાં બેઠો હતો જયાં તેને પોતાની બાયડી યાને "રાંણીને" દાખલ થતાં જોઈ. આ રાણીનું નામ "ગુલાબી" કરી હતું અને ખરેખર તેણી એક ગુલાબના ફુલ જેવીજ કોમલ અને ખુબીવાંન હતી. રાજા ભગવાનસીંગે રાંણીને આવકાર દેઈ પોતાની જોડે બેસાડીને પુછયું કે મારી પયારી ગુલાબી હું જાણવા માંગુંચ કે આજ રોજે તું દરરોજનાં કરતાં વધુ ખુશાલ દીથેય તેનું કારણ શું છે. વાંચનારી બાઈઓ ગુલાબી-કે જેને હમેશ રહેલા હતા અને તેણી એજ ખુશ-

ખબર વીશે પોતાના ખાવંદને જાણીતો કરવાને દીવાનખાનામાં આવી હતી. તે બોલી કે, "મારા છતરપતી માહારાજ હું આજ એટલા માટે ખુશાલ છું કે પરભુના હોકમથી મને હમેલ રહયાછે; અને તું જહાંપનાને એજ મુબારક વધાંમણી કેહેવાને અતરે આવીછું."

હવે આપણા રાજા ભગવાનસીંગની ખુશીનો શું પાર ? તે તરતજ ખુદાના સુકરાના બજાલાવયો અને તેની પરારંથના કરવામાં મસગુલ રહયો. હવે નવ માસ પુરા થયા, અને રાંણી ગુલાબીએ એક ચાંદરૂપી પુત્રનો જનમ આપયો. આ ખુશ ખબરથી રાજા એટલોતો મધન થાઈ ગયો કે એ ખબરના લાવનારપર મોતીનો નેસાર કરી તેને એક ઉમદા સરોપાવ બખશીઓ, એટલુંજ નહી પણ શેહેરમાં ગરીબોનેબી બહુજ બોખશા આપી. રાંણીએ પોતાના સાહાજાદાનું નામ "ગુલાબસીંગ" કરી રાખયું. ગુલાબસીંગ ઘણો સમજુ અને ચપલ હોવાથી તેને કેલવણી આપવાને કાજે રાજા ભગવાનસીંગે એક કાબેલ પંડીત રાખયો હતો. સાહાજાદો ગુલાબસીંગ આ પંડીતની તરબીયત હેઠલ સારી કેલવણી લેતો અને એ પંડીત જયારે પોતાને ઘર જતો તયારે ગુલાબસીંગને બીજી કીમતી નશીહત સાથ ઉપલા સલોક પણ કેહેતો હતો કે "નજરે દીઠેલી વાત પણ કોઈવાર ખોટી ઠરેછે."

હવે કજાના બનાવથી રાજા ભગવાનસીંગ તાવના મરજથી આ નાપાયદાર દુનીઆં છોડી ચાલી ગયો. રાંણી ગુલાબીને અને સાહાજાદા ગુલાબસીંગને આ કુદરતી પણ દુખદાયક હોનારતથી એક જબુન જખમ લાગો, મગર કીરતાર ઉપર સબુરી પકડી બેઠાં. પોતાના પીતાના કવખતના મરણનો શોક કરયા બાદ સાહાજાદો બાપની ગાદીએ બીરાજયો, જે વેલાએ તેની ઉમર ફકત ૧૯ વરશની હતી. ગુલાબસીંગ પોતાના ગુજરી ગયલા પીતાનીજ પરમાણે અદલ ઇનસાફથી રાજ ચલાવા લાગયો અને ટુંક મુદતમાં તેણે સરવે રઈયતનો પયાર મેલવયો. ગુલાબસીંગ એક મોટા રાજા તરીકે ગણાવા લાગો તેથી ઘણીક સાહાજાદીઓએ તેની જોડે પરણવાને માંગા મોકલયાં પણ તે એક ઉમરાવની સુરયમુખી નામની બેટી સાથ પરણીઓ હતો.

રાજા ગુલાબસીંગનો માતાદીન નામનો એક વીશવાસુ નોકર હતો, જેનું કાંમ ફકત એટલુંજ હતું કે દર રાતરે જહાંપનાનો પલંગ બીછાવવો. એક દાહાડાને સમય માતાદીનને તયાં ખાણું હતું તેથી તેણે રાજા ગુલાબસીંગની પરવાનગી મેલવી હતી કે કદાચ આજ રાતરે તેનીથી પલંગ બીછાવવા મોડું અવાએનો જહાંપનાએ માફ કરવું. હવે માતાદીનને તયાં જે દીને જમણ હતું તેજ દીવશે કોઈક ઉમરાવજાદીને તયાં પણ જીયાફત હોવાથી રાજા ગુલાબસીંગની બાયડીને તેણીએ નોતરૂં કરયું હતું, જયાં એ પતીવરતા રાંણી પણ ગઈ હતી.

માતાદીનને તયાં ખુબ ધુમ મચી રહી હતી અને ખાણાપર ભાંગની સલામતીઓ વારંવાર લેવાઈ ચુકી હતી. આસતે આસતે મેજબાનો "જમીન માપતા" ઘર ભણી ચાલતા થયા, અને માતાદીનને રાજાનો પલંગ બીછાવવાની યાદ આવયાથી તે પંડનો ખરતો જઈને પલંગ બીછાવી તે ઉપરજ બેઠો. બેઠાં બેઠાં ભાંગની ખુમીથી તે વીચારવા લાગો કે આજ રોજતો રાંણી જીયાફતે ગઈછે તેથી ઘણીજ મોડી આવશે, અને તેણીના આવયા વના રાજા કાંઈ અતરે આવનાર નથી માટે હુંતો લગાર જહાંપનાના પલંગપર લેટું, એવા ઈરાદાથી ભાંગથી ચકચુર બનેલો માતાદીન રાજાનો દુશાળો ઓઢીને સુતો, જયાં તે સેજવારમાં પવનની ખુશ લેહેરોથી અને ભાંગની અસરથી ઉંઘાઈ ગયો.

હવે થોડા વારમાં જીયાફતમાંથી રાંણી આવી લાગી. તેણીએ માતાદીનને રાજાનો દુશાળો ઓઢીને સુતેલો જોઈ એવું વીચારયું કે તેણીની મારી રાહ જોઈને આવાંને ઉંઘાઈ ગયોછે. આવા ખયાલથી તે નીરદોશ રાણી માતાદીન કે જેને તેણી ભુલથી પોતાનો ભરથાર સમજતી હતી તેનાં ગલાં પર પોતાનો નાજુક અને બરફ જેવો સફેદ હાથ નાખી નીરમલ અને સવચછ મનથી તેની જોડમાં ઉંઘાઈ ગઈ.

પેલી તરફથી રાજા ગુલાબસીંગ કંટાલીને સુવા આવયો. તેણે વીચારયું કે રાણી હજી આવી ન હશે, પણ જોયછે તો તેની નજરે ઉપલો દેખાવ પડયો. વાંચનારી બેહેનો આવો સંજોગ જોઈ કોણને ન રીશ આવે ! રાજા ગુલાબસીંગના ગુસાનું શું બીઆન કરૂં ! અફસોશ તે એવોતો રીશમાં અને કરોધમા આવયો કે સેતાબ મયાનથી તલવાર કાહાડીને તે વડે રાણી અને માતાદીનને કતલ કરવા જતો હતો.

પણ દઈવયોગે તેને પેલી પંડીતની આગલી નશીહત યાદ આવી કે "નજરે દીઠેલી વાત પણ કોઈ વાર ખોટી ઠરેછે" આ ઉપરથી તેણે તલવારને પાછી મયાનમાં ખોશી અને મેહેલની હેઠલ જઈને પોતાના બે વીસવાશુ હજુરીઆઓને હોકમ આપયો કે જલદીથી જઈને મારા અસલી પંડીતને પાલખીમાં બેસાડી અતરે લેઈ આવો.

રાજાના હોકમને તાબે થઈ પેલા બેઉ નોકરો પાલખી સમેત દોડયા, અને પંડીતના ઘરના દરવાજા ઉઘડાવી તેને નીંદમાથી બીદાર કરી રાજાનું ફરમાંન કહયું. પંડીત લાગલો કપડાં પેહેરીને પાલખીમાં સવાર થયો, પણ બાપડો ઘભરાટમાં પડી દીલમાં વમાસવા લાગયો કે શું હશે જે રાજા બહુજ લાંબી મુદતે અને વલી આવડી મોડી રાતરે બોલાવેછે. આવા વીચારમાં પંડીત હતો, તેટલાં તેઓ મેહેલ પાસે આવી પોહોચીઆ, જયાં પંડીતે રાજા ગુલાબસીંગને ઘણોજ ચીતાતુર ઉભેલો દીઠો. રાજાએ તુરત પંડીતનો હાથ ઝાલયો અને પેલા પલંગ કે જેની ઉપર બેફામ માતાદીન તથા નીરદોશ રાણી ઉંઘાયલાં હતાં તયાં લઈ ગયો અને તલવાર કાહડી બોલયો કે પંડીતજી તમે મને અગાઉ દરરોજ નશીહત કેહેતા હતા કે "નજરે દીઠેલી વાત પણ કોઈવાર ખોટી ઠરેછે" તો આ વાત આપણે બંને જણાં નજરે જોઈએછે, માટે એને ખોટી પાડો નહીતો આ તલવારને આધીન થાઓ. રાજાના આ બોલોથી પંડીત લગાર બીનો પણ હીંમતથી તેણે રાજાને કહયું કે "જહાંપના તમે પલંગની પછવાડે છાના ઉભા રહી જુઓ કે હું શી રીતે એ વાતને ખોટી પાડુંછું."

એમ બોલી તેને તુરત રાણીને જગાડીને કહયું કે "રાણી સાહેબ, આવી નચીંતાઈથી ઉંઘાઈ શું રહયાં છો ! કીલ્લાની બાહાર એકાએક દુશમનનું જબરૂં લશકર આવી લાગુંછે, અને અબઘડીએ સઘલું ચેહેર તારાજ

થવાની વકીછે, વાસતે વેહેલાં થાઓ અને તમુને જે લેવું હોય તે લેઇને રાજા સમેત છુપાઇ બેસવાની યાતો કેથે નાહાસી જવાની યુકતો કરો." પંડીતના આવા સખુનથી રાણી ઘભરાટમાં પડી, અને માતાદીન જેને તેણી હજી સુધી ગુલાબસીંગ દાખલ જાંણતો હતી તેને "જહાંપનાના" નામથી પોકાર મારી ઉઠાડવા જતી હતી પણ તેમ કરતાં પંડીતે તેને અટકાવી અને બોલયો કે "જહાંપનાને હું જગાડું છું, અને એમને સઘલી બીનાથી વાકેફ કરૂંછુ, મગર તમે જલદી દીવાનખાંનાંમાં જઇને સઘલી જોઇતી તયારી કરો" જે ઉપરથી રાણી દીવાનખાંનાં તરફ દોડી.

રાજા ગુલાબસીંગ જે અતારસુધી ખુણાંમાં ઉભો ઉભો સઘલું જોતો તથા સાંભલતો હતો તેની ખાતરી થાઈ કે રાણી તદન નીરઅપરાધી હતી.

હવે પંડીતે માતાદીનને પણ બીદાર કરયો અને ખુબ ધમકી આપી પોકારીઓ કે "ઉઠ બેઅદબ તને શરમ નથી આવતી કે જહાંપનાના પલંગ ઉપર લેટીઓછે ?" પંડીતના આ બોલોથી માતાદીનની ભાંગ વટીક ઉડી ગઇ અને તે રડી પડી બોલયો કે "આ બેઅદબી જે મારીથી થાઇછે તે જો હું મારી સુધીમાં હતે તો કદી ન થતે, પણ આનદીને મારે તયાં ખાણું હોવાથી ભાંગ વધુ પીવાઇ હતી તેથી જયારે હું પલંગ બીછાવવા આવયો તયારે મને અતીશય ફેર આવતા હતા માટે મેં વીચારયું કે રાંણી જીયાફતમાં ગઇછે, તે બહુજ મોડી આવશે અને તેણીના આવયા શીવાય જહાંપના કાંઇ ઉંઘવા આવનાર નથી વાસતે થોડોવાર પલંગપર આસાએશ લેઉ, એવા ગુમાનથી હું સુતો, મગર ભાંગની કેફથી ઉંઘાઈ ગયો. પણ સારાં ભાગયે પંડીતજી સાહેબ તમે આવી લાગયા, નહીતર રાણી જેણી જીયાફતમાં ગયલીછે તેણી આવીને મને આવી હાલતમાં જોતે તો જહાંપનાને કહીને ગરદન મરાવતે." પંડીત બોલયો ખરેખર તેમજ બનતે પણ વારૂં હવે ચુપચુપ તારે ઘર જઈ આરાંમ કર જેથી તે રૂખશત થયો.

માતાદીનના ગયા કેડે રાજા ગુલાબસીંગ જે પલંગ પાછલ ઉભો હતો તે એકદમ બાહાર નીકલીને પંડીતને ગલે વલગી પડયો અને આંખમાં આંસું લાવી બોલયો કે આજ રોજે તુંએ તરણ જીવના જાન બંચાવયાછે; જો તારી નશીહત મને યાદ નહી આવી હતેતો બેનાહક મારી "બે જીવવાલી" શુભાંગી બાપડી અને માતાદીનનું ખુન મેં રેડયું હતે. હવે વાતનો છેડો આવયોછે, રાજા ગુલાબસીંગે પંડીતને પાંચ ગાંમડાં બખશીશ દાખલ આપયાં અને ટુકાંમાં કહુંતો તેને નવાજી નીહાલ કરયો.

ભલી બાઇઓ ઉપલી વાતપરથી ખોલલી રીતે માલમ થાયછે કે "નજરે દીઠેલી વાત પણ કોઇવાર ખોટી ઠરેછે." આપણી બાનુઓ કેટલાક સાધારણ દેખાવો માટે કેવો હલકો અને શક ભરેલો વીચાર લાવેછે, તથા વગર વીચારવે તેની નીંદા કરવામાં કેટલું પાપનું કાંમ કરેછે ? હું કાંઇ એવું નથી કેહેવા માંગતો કે આ રીતે સરવે પારસી બાનુઓ કરેછે પણ આવો દેખાવ ફકત હલકાં અને સાંકલાં મનની ઓરતોજ દેછે જે ઇશવર કરેને કેલવણીના ઝરાથી નાબુદ પાંમે.

દા૦ જં૦ કા૦

# શીકંદર.

## અંક ૫ મો.

### દારાંની કુચ—શીકંદરની માંદગી અને ઘભરાટ.

હવે શાહ દારાં પોતાની તઇયારી કરતો હતો. તેહેને પેલા રોહોડસના રેહવાસી મેમનને એવી શહલા આપી કે મેસીડોનીઆમા લડાઈ ચલાવવી. આ વીચાર આ ભયંકર વખતમા દારાંને વાજબી લાગો; કારણ કે લેસીડીમોનીયંને અને બીજી યુનાની રઇયત જેઓને મેસીડોનીયનોપર ધીકાર હતો તેઓ તેમ કરવાથી તેઓની સાથે મલી જાયા અને જેથી કરી શીકંદરને પોતાના દેશનો બચાવ કરવાને દરીયાઈ મારગે એશીયાખંડ છોડી જવાની ફરજ પડે. આ ઠરાવ દારાંએ પશંદ કીધો, અને તે પરમાણે ચાલવાને સઘળો જુમમો મેમનનનેજ શોંફયો. આથી તે આખા લશકરનો શેનાપતી કેહવાયો, કારણ કે જેમ તે વીશવાસુ તેમજ બાહાદુર અને ડાહાંપણવાન હતો, અને ઈરાંણીઓની સંગમા રહી ઘણીવાર વફાદારીથી મોટી મોટી લડાઈઓ મારી હતી. તેનીજ શીખામણ પરમાણે ગરેનીકસની લડાઈ વખતે વરતવામા આવયું હોતતો લડાઈમા તેઓને એટલી હાર ખમવી પડી નહી હોત. તે લડાઈમા હાર ખાધા પછી પણ તે વીખરાયલા લશકરની સાથેજ રહેઓ હતો, મીલેટસ પેહેલાં ગયો, પછી હેલીકારનાસસ અને છેલે કોસના સરનદીપમા જઇ રહયો હતો—જયાં તેને ઉપલું કામ સોંફાયું.

આ તે સરવે કાફલાને એકઠા રહેવાની સલાંમત જગો હતી; અને મેમનન હવે તયાં લડાઈના સઘળા ચોકડાં ઘડવાના વીચારમા ગુંતાયો. માઇટીલીની શેહેર શીવાય આખા લેસબોસ અને ચીયોસ નામના ટાપુઓનો તે ધણી કહેવાવા લાગો. તયાંથી યુબીયા પાસ કરવાની તઈયારીમા તે હતો, પણ અફસોસ ! તે બીચારો માઇટીલીનીને ઘેરો નાખતાં મરણ પાંમયો, તે વખતે જાંણે તેના મોહોતથીજ ઈરાણનું નશીબ હીંણ થયું. એક માહાનપુરૂશના મરણથી આખાં રાજની કેવી પડતી દશા આવેછે તે આ વખતે શાફ માલમ પડયું. તેની સાથે તેના સઘળા ઠરાવો પણ હવામા ઉડી ગયા અને શાહ દારાંનો સઘળો આધાર હવે પોતાની ફોજમા કોઈ તેના જેવો શરદાર નહી હોવાથી પુરવ તરફની ફોજની ઉપર રહેયો. પોતાના બીજા શરદારોપર સંતોશ નહી હોવાથી દારાંએ પોતે શરદારી લેવાનો ઠરાવ કીધો. બેબીલોનને પોતાના લશકરની છાવણી બનાવી, જે ફોજમા જુદા જુદા તવારીખ લખનારોના મત પરમાણે, ચાર, પાંચથી છ લાખ માણસ હતો.

શીકંદરે ગોરડીયન છોડી પાફલેગોનીયા અને કેપેડોશીઆ તરફ કુચ કીધી અને તે શેહરો તાબે કીધાં. તયાં તેને મેમનનના મરણની ખબર મલી, તેથી હવે ઉતર એશીયા તરફ ચહાઈ કરવાને તેને ઉતેજન મલયું. તેજ વખતે સીલીશીયા તરફ ઘણી ઉતાવલથી કુચ કીધી અને ખુશરૂની છાવણી (સાઈરસ કેમપ) નામની જગો આગળ આવી લાગો. તયાંથી સીલીશીયાની સાંકડી ખીણંનો રસતો પસાર કીધો. આ રસતાપર એક અમલદાર શાહ દારાંના નામથી ચોકી

કરતા હતો, તે પોતાની પાસ થોડાંજ માણસો હોવાથી નાહાસી ગયો. શીકંદર આ વખતે પોતાને ઘણો નશીબવાંન સમજતો હતો, કારણ કે તેને તયાં માલમ પડયું કે તેના માણસની સંખયા ગમે એટલી મોટી હોત, તોપણ પેલો ચોકીબાંન પોતાનાં ગમે એટલા થોડાં માણસની મદદથી માતરે પાહાડપરથી પથરા મારી શીકંદરને હઠાડી શકતે, પણ તે શીકંદરના આવી પોંચવાનો ખબર સાંભલતાંજ નાહાશી ગયો.

તયાંથી સીકંદરે ટારસસનાં શેહર તરફ કુચ કીધી; તયાંના લોકોને ખબર પડતાંજ તેઓએ પોતાની દોલત શીકંદરના હાથમાં નહી જવા દેવી એવા વીચારથી શેહરને આગ લગાડી. શીકંદરે એક ઘોડેશવાર ટુકડી આપી પારમીનીયોને તયાં રવાંને કીધો, જે વખતશર આવી લાગો, અને આગ બુજાવી, જેથી ઈરાનીઓને શેહર છોડી નાહાશી જવું પડયું. આ શેહરની વચે થઈને એક નદી વેહતી હતી, તે કંઈ મોટી કે પોહલી કે ઉંડી નહી હતી, પણ તેના નીરમલ અને ચલકતાં પાણીને વાસતે તે તયાં આશકારા થઈ હતી, તેમજ તેનાં પાણી આસપાસનાં ઝાડોની ગટાથી થંડાં રેહતાં હતાં. આ વખતે સીલીશીયામાં તાપ પુશકલ પડતો હતો, અને બપોરી જમપાંન વખતે શીકંદર તયાં ધુલ અને પસીનાથી ગરકાવ આવી લાગો.

પેલી નદીના સવચછ પાણી જેઈ શીકંદરે પોતે અંદર નાહાવાની તલપ કીધી. નાહી રેહા પછી તેને ધુજરી થઈ આવી. તેનાં માણસોએ જેયું કે હવે એ મરી જશે, તેથી તેને બેસુધ હાલતમાં તંબુમાં લઈ ગયા. આ ખબરથી તેનું આખું લશકર મોટા ધભરાટમાં પડયું, અને નીચે મુજબ તેઓ જારી અને ફરીયાદ કરવા લાગા:—"હમારો સઉથી મોટો બાદશાહ હમારી ફતેહ અને આબાદાનીની વખતે હમુને છોડી જાય; તેબી કંઈ લડાઈમાં નહી, કોઈ તોફાંનમાં નહી, પણ માતરે એક નદીમાં નાહાવાથી. અફસોસ! હવે દારાં અહી આવશે, અને પોતાના દુશમનને જેયા આગમચ જીહીતી લેશે. જેમ હમો લોકોએ તેઓના મુલકમાં આવી તેઓને નહશાડયા, તેમ હવે હમુને તેઓ નહશાડશે અને જે રસતે હમે નાહાસસું તે રસતે જો સાંમે કોઈબી દુશમન નહી મલયો, તોપણ ભુખમરાથી હમારો નાસ થશે. પણ નાહસતી વેલાબી હમારો સરદાર કોણ થશે? અને નશીબ સંજોગે જો હેલેસપોંટની સાંમુદરધુની શુધીબી જઈ પોંચશું, તો તયાંથી વાહાણો કોણ પુરાં પાડશે?" ઈતયાદી.

અંતે પાદશાહ જરા હુશીયાર થવા લાગો, તોપણ તેના શરીર કરતાં મનપર વધારે અશર થઈ હતી, કારણ કે શાહ દારાની તેને વધારે ધાસની હતી. બાદશાહી હકીમોને તેણે પોતાના તંબુમાં બોલાવી તેઓને કહેઉં કે, "મારા દોસતો, તમે જેવ કે હું હમનાં મારાં કમ નશીબથી આવી હાલતે પુગો. જાણે દુશમનના હથીઆરોનાં અવાજે મારે કાંને પડતા હોય, અને દારાં મારી સાંમે ધસારો કરતો હોય એવું મન લાગેછે. બેશક, મારાં કમ નશીબની ખબરતો તેને પડી ચુકીછે, અને તેથી તેણે પોતાના શરદાર પર મારે વીશે લખયું કે 'એ નાદાનને પકડી મુશકેટાટ કરી દરબારમાં લઈજવો,' તોપણ તે તેની મોરાદમાં પાર પડવાનો નથી. વાસતે આ વખતનો મામલો એ ચોછે કે એવી એક દવા સોધી કાહાડવી જોઈએ કે જેની અસર તરત થાય; કારણ કે હવે ઢીલ કરવી મુનાશેબ નથી, ધીમે ધીમે સારૂં થવા કરતાં મરવું બેહતર" ઈતયાદી.

આ ઓચીંતી અધીરાઈથી ઘણો ધભરાટ થઈ રહયો. પેલા હકીમો સમજયા કે આ કાંમને વાસતે તેઓ ઘણા જેખમદારછે; કારણ કે શાહા દારાંએ એવું જાહેર કીધું હતું કે જે કોઈ શીકંદરનું ખુન કરે અથવા તેને મારી નાંખે તેને રૂ૧૪,૫૦,૦૦૦ નું ઈનામ મલે. તેથી કોઈની હીમત શીકંદરને દવા કરવાની ચાલી નહી. અંતે ફીલીપ નામનો એક હકીમ, જે શીકંદરને તેની બચગીથીજ ઘણો ચાહતો હતો, તે આ વખતે તઈયાર થયો, અને શીકંદરને એક "જલાસ" દવા આપી. આ દવા ઘણી જલદ નહી હતી તોપણ તેની અશર તરત થાય એવી હતી. આ દવા તઈયાર કરવાનું કામ ચાલતું હતું તે વખતે શીકંદર પર કેપેડોશીયાથી પારમીનીયોએ એક કાગળ લખયો—જેની ઉપર શીકંદરનો પુર વીશવાશ હતો. કાગજમાં એવું લખયું હતું કે શાહ દારાંએ ફીલીપ હકીમને ઉપલી રકમ અને તેનાં બેહન નેકામાં આપવાને કહેલુંછે, તેથી તે તેની દવા પીવી નહી—નહીતો તું મરી જશે. આ કાગજથી સીકંદર ઘણો બેચેન થયો, કારણ કે હવે વધારે ભરોશો કોણ પર રાખવો! ફીલીપ હકીમ પર તેનો બચગીથી પયાર હતો, તેમજ પારમીનીયોને તે કંઈ થોડો ચાહતોતો નહી. આખરે જે થવાનું હોય તે થાય એવા વીચારથી, પેલાં કાગજમાં શું લખેલું હતું તે કોઈનેબી જણાવયા વગર તેણે પોતાના તકીઆ નીચે મુકયું.

ધારેલો વખત અંતે હવે નજદીક આવયો. હકીમ દવા લઈ તંબુમાં દાખલ થયો અને શીકંદરે પેલું કાગજ ફીલીપને આપી વાંચવા ફરમાવયું. તેજ વખતે પોતે દવાનો જામ લીધો, અને પોતાની નજર પેલા હકીમને કાગજ વાંચવાથી શું અશર થાય તે ઉપર રાખી, જરાબી આનાકાંની વગર તે દવા પી ગયો. ફીલીપને કંઈ ડર કે અજાયબી લાગી નહી તોપણ તે ઘણો કોપાયમાંન થયો, અને પાદશાહનાં બીછાંનાંપર પોતાનું શર નીચું નમાવી, મકમ અને ઉસતવાર રહી નીચે મુજબ બોલયો:—"ઈનસાફનાં આપનાર મેહરબાંન પાદશાહ, તમો નામવરનું દુઃખ દરે થવાથી મુજ ગરીબપર જે ગુનાહ મુકાયો તે ઉડી જશે, પરંતુ હું જે અરજ ગુજારૂ તે એ છે કે તમો મેહરબાંને તમારા મનમાં જરાબી અંદેશો રાખવો નહી; પેલી દવાની અશર બરોબર તપાશવી, અને જે જુઠી ખબર તમુને મલી તે ઉપર કંઈ એતબાર લાવવો નહી, કારણકે એ શઘલું તમારી તરફ હશદ રાખી લખેલુંછે; જે હશદ અને અદેખાઈ કમઅકલ અને કવખતનીછે." આ વાતથી પાદશાહને સંતોશ થયો, એટલુંજ નહી, પણ પોતે ઘણોજ મધન થઈ ગયો, અને ફીલીપનો હાથ પકડી બોલયો કે "તું શાંત થા; હું જાણુંછું કે એ વાતથી તને બેચેની પેદા થઈછે. એકતો મારી તનદરોશતી, અને બીજુંતો તારો પોતાનો ઈનશાફ—" આ બોલવાનું અધુરૂં રહી ગયું અને સીકંદરપર પેલી દવાની અશર એવી થવા લાગી કે એકવાર પારમીનીઓ ખરો પડે, કારણ કે સીકંદર એકદમ બેશુધ થઈ જમીનદોસત થયો; અને તેની નાડી પણ બંધ પડી ગઈ! તેને હુશીયાર કરવાને ફીલીપથી જેટલું

બનયું તેટલું કીધું. આ પલમાં ફીલીપ પોતાની આ બેહ નનો વીચાર કરતો, કે પાદશાહને કંઈ કશું હોય, અને હું મારેઓ જવશ, તો તેઓનાં શા હાલ થશે. અને બીજી પલે જો પાદશાહને ફીરોજી જલે તો પોતાની ફતેહનું પરી ણામ કેવું આવશે,"તેથી તેની છાતી ધડકતી હતી. આ સતે આસતે શીકંદરની નેસમાં આગલું કઉવત આવતું માલમ પડયું, તયારપછી તેનું મન ઠેકાણે આવયું, અને છેલાં તેના આખા શરીરમાં એવો ફેરફાર થયો કે બીજે દીવ શે જયારે તે લશકરની વચે જઈ ઉભો તયારે શરવે આદમી ઓને શક પેદા થયો કે સીકંદર એટલે જલદી આવે નહો. ફીલીપ હકીમનાં માંનનું હવે શું પુછવું ? તેને શરવે લોકો એક ખોદાની માફક ચાહાવા લાગા. નોશેરવાન.

## ઈરાણની ઓરતોમા સગન તથા મુહુરતના વેંહમો.

જે ઓરતો બાહેર વાખવાખી મેલવવાની ખાએસ રાખતી હોય તેઓ હેવું સમજેછે કે તેમને સુંદર પોશાગ તથા સઘળાં ઘરેણા ગાંઠાં પેહરી, તથા અતર અને ગેલાબ છાંટી બાહેર નીકલવું, અને જો કોઈ તેમને એકું શરબતનું પયાલું આપેતો તે પીવું કાંએકે તે સારા સવભાવ અને દો સતીની નીશાનછે. અગરજો બે ઓરતોને એકમેકને સાથે ઘણી દોસતી હોયતો તેણીઓએ તે હમેશ સુધી કાયમ રા ખવી અને કોઈ કાંઈ લરાવી મારે તે પર ધયાન આપવું નહી તથા એકમેક સાથે નીમકહલાલીથી ચાલવું. અગર જો તેઓમાની એકુ મરણ પામેતો બીજીએ બાગમા ફરતાં, હમામખાંનામા નાહતાં, ઈતયાદી પોતાની પયારી શહીને યાદ કરવી, તથા તેણીને પેલી જેહાનમા બેહસત માગવું.

મોગલ ઓરતોની આ એક રસમ રમુજીછે. તેઓ માનેછે કે બુધવારની રાતના એક પાણીનો કુંજો અથવા મા ટીનું વાસણ પાણીથી ભરી પોતાના ઘેરના માલ ઉપરના પ શચીમ તરફના એક ઓરડામા લઈ જવું અને ખામદાદમા તે પાણી અને વાસણ બંધે મોહલામા ઉંચેથી ઘોલી નાખ વાં કે જેથી કરી તે આખો દીવસ તે ઘેરમાના કોઈબી મા ણસને કાંઈ ઈજા થાય નહી. વળી કેટલાકો કેહેછે કે તે વાસણમા ગેલાબ અથવા થોડું અતર હોયતો તે વધારે સારૂં.

કેટલાક બીજા સાધારણ વેહેમો નીચે આપીઆછે. જયારે કોઈ માણસ મુસાફરીએ જાય, તયારે એક પા ણીનું ભરેલું પયાલું, એક આરસી અને થોડાં લીલાં પાત રાં લેવાં, અને જયારે પેલો ઘેરમાથી નીકલે એટલે તુરત તે ની પછવાડે પેલું પાણી છાંટવું કે જેથી તે વેહલો પાછો ફરે.

બુધવારને દાહાડે ઘેરમાનો કચરો પુંજો વાલવો નહી, તે અવરની નીશાનછે.

તમારી પાસે એક કોટલું અને થોડીક બદામ રાખ ચોતો તેથી તમો વીછુના ડંખથી સલામત રેહશો.

મોહરમના દાહાડાપર તરણુચના બીઆં ભાંજી તે ખા વાં વાજેબછે કે જેથી આખું વરસ ગલાંમા દાહે નહી.બલે.

જયારે કોઈ ઓરત કાંઈ કામ માથે લે તયારે તેણીએ તે સરંજામ ઉતરે તે માટે શરૂ કરતી વખતે પોતાના હાથ ની હથેલીપર પોતાનો એક પગ અલગી રીતે મુકવો.

દરેક મહીનાની પેહેલી રાતે રાંધણીનો ઉંબર ધોવો વા જેબછે.

અગરજો કોઈ શખસે કાંઈ કાંમ કરવા ધારયું હોયતો તેણે પોતાની છોકરીના પાણી પીવાના કુંજા ઉપરથી ઓલં ગી જવું કે જેથી તે પોતાનાં કામમાં ફતેહ પામશે.

અગરજો એક દીવો બળતો હોયતો બીજો સલગાવવો નહી, અને અગર સલગાવવો પડેતો પેહેલો મેલવી નાખવો.

સુરજ અસત પામયા પછી કોઈ શખસે પોતાનાં ઘેર માંથી પાણી અથવા આતશ બાહેર કાઢવો નહી.

અગરજો રાતનાં એકુ કીટલી અથવા કઢાઈ ઘેરમાં લેવી પડેતો તે પર જરા પાણી છાંટવું અને બોલવું કે—

શેહતાનીઅતની ખસલત, તું અહીંથી જા અને દુર થા, તારૂં જેહરી ટીપું અહી ના નાખ, એક ખરા મુસલ માનનાં ઘેર આગલ.

એક છોકરાં વગરની ઓરતને જો છોકરાં જનવાની ખાહેસ હોયતો તેણીએ એક બુધવારની રાતનાં એક મુએ લાં કુતરાંનાં મોહમાં થોડોક ગેલાબ રેડવો. વળી બીજાઓ કેહેછે કે તેણીએ રાતનાં હમામખાનાનાં છાપડાં ઉપર જાવું અને એક કાચનાં વાસણમાં થોડીક મીઠાઈ લઈ તે નીચે હોજમાં નાખી દેવી. અગરજો તે કાંચનો સારો અવાજ આવેતો જાણવું કે તેણીને હમેલ રેહશે અને જો ખોખરો અવાજ આવેતો જાણવું કે તે વાંહાંજનીજ રેહશે.

બીબી જાન અફરૂઝ કેહેછે કે એક વાંહજની સ્ત્રી અ થવા પુરૂશે હમામખાનાંમાં જતી વખતે તયાંની બુઢામાં બુ ઢી ચાકરડીને થોડીક મીઠાઈ આપવી કે જેથી તેઓને તયાં છોકરાં થશે.

## બેહેન.

"કોઈબી ઘર એક બેહેન વગર પુરૂં નથી થતું. એક કુટંબને તે ઝલકાટ આપેછે. એક બેહેનનો પયાર અને બે હેનનો મહબબો ! એના કરતાં બીજી કોઈ ચીજ વધારે પ વીતર થાઈ સકેછે ? એક બેહેનની મયા ! એના કરતાં કાંઈ બી વધારે પાક ચીજ દુનીઆ આપણી નજરે પાડેછે ? એક બેહેન વગર કોણ જીવી અથવા દુનીઆં ભોગવી સકેછે ? એક બેહેન જે વફાદારીમાં, પાક દીલીમાં, મોહોબતમાં, ખ રેખરી બેહેનજ છે, તે ઘેરની મંડલીમાં એક જાતનો નીગેહ બાન ફરેસતો હોયછે. તેની હાજરી બુરાઈને ધીકારેછે. તે સઘલા સારા ઠેરાવની તાકીદ કરનારી હોયછે, અને ઘેરના રસતાનો પરકાસ પણ તેજછે. તે દરએક ભાઈનો શાન તથા જીવછે. તેનું દીલ તેના ભાઈના વીસવાસનો ભંડા રછે. મરદ પોતાની બેહેનમાં એક મજબુત, સખી દીલવા લી, માફ કરનારી, અને મયાલુ પણ વારેઘડીએ કડણ મીતર જોએછે. તેણીમાં તેને એક હાજર સોબતી મલેછે. તેની દીલસોજી દીવસની માફક ખુલી અને ફુલોની ખુશબોઈના જેવી પયા રી હોયછે. જે ભાઈને કોઈ બેહેન નથી અથવા તેની ઉપર કો

ઈ બેહેનનો પયાર નથી, તેની ઉપર આપડે દયા કરીયે છીયે. આપડે તે ઘર વીશે નીશાસો મુકસું કે જે ઘરમાં બેહેનનું આનંદ નથી. 'એક બેહેનનું કામ ઉમદા અને ભલુંછે. નેકી તરફ વલણ આપવાં તથા ડહાપણના રસતા તરફ ખેંચવું, જયાં ફરજ આપણને બોલાવેછે તયાં નરમાસ થી આપણને લેઈ જવું, નેકીની ઉંઘ વગરની ચોકસાઈથી ઘેરના કોટની ખબરદારી કરવી, તથા ઘેરની ભકતી કરવા ની જગાની આસપાસ બખશેશ મેલવવાનો અને ફુલો પાં થરવાનો તેનો (બેહેનનો) દરજ્જો હોયછે. બેહેન થવું એ ઘરના દીલમાં એક પયારની જગયા ધરાવવી હોયછે. ઘેર માં એક પયારનો જગો મેલવવો તે એક પાક કામમાં ખી દમત કરવાની હોયછે. હરએક બેહેન પોતે કોણછે અને શું થવું જોઈએ તથા પોતાનો દરજ્જો, પોતાની ફરજ, પો તાની મોજ અને પોતાની જીંદગી શુંછે તે વીશે ધયાન લ ગાડી વીચાર કરવો જોઈએ. નીરઅપરાધીપણામાં, નેકીમાં, ખુશ સવભાવમાં, સબુરીમાં, અને બરદાસતમાં પોતે નમુનો થઈને દાખલો આપવો તથા ઘર અને તેમાનાં પયારાંઓ વચે દીલખુશી અને રોસની આપવી એ બેહેનની ફરજછે."

ર. અ. મ.

---

## દારૂનું શું થાયછે ?

તનદરોસતીના સંબંધમા દારૂની તપાસ આપણે આગળી બે તરણ અંકોમા સમાપત કરીછે, પણ દારૂને લગતો એક અગતની ચરચા જે પાછલથી નવી ઉભી થઈ છે અને જેમા ડાકટર ઈનમાન મુખીઅ ભાગ લીએછે, તે ચરચાનો સારાંઉસ અતરે ઉતારી લેવા જોગ છે. તે ચરચા નીં મતલબ આગળા અંકોમા સમાવેલીછે. ડાકટર ઈનમા ન એવું દેખાડવા માગેછે કે દારૂ જો મધીઅમ રીતે લીધો હોયતો તે એકજાતનો ખોરાક છે, અને જેમ બીજી જાત ના ખોરાકોની તેમજ દારૂની તનદરોસતી ઉપર જુદી જુદી અસરો થાયછે.

છાકટાઓ આમા ખુશ ખબરી સમજતા હોયતો તે વીચાર તેમને મુબારક છે, પણ આ નવી શોધ અને ચરચા સાવધ તથા સાહુચેત માણસોની તનદરોસતી અને ફાયદા ને લગતી છે: અરક તે ખોરાક છે એ વીચાર પેહેલો દરશા વવાનું માન મી૦ લોવીશ નામના વીદવાનને છે. તાર પછે આટો, ખાંડ અથવા રોટીના વરગમા જુદા જુદા દા રૂઓને મેળવાની હીમાએત થાયછે. ગોસત ઈઆ બીજા જાનવરી ખોરાક સાથ દારૂનો મુકાબલો કરવામા આવતો નથી; પણ ખાંડ, ચરબી, આટાનો સટ અને એવાજ બી જો ખોરાક જે અંગને ગરમી આપેછે તથા ચરબી વધારેછે, તેનીજ સંફમા દારૂને પણ મેળવામા આવપેછે.

પણ તે કેમ બને ? માણશથી ખોરાક વના જીવાતું નથી, પણ દારૂ વના જીવાયછે, તારે દારૂ ખોરાકમા કેમ ગણાય ? આનો જવાબ આપવામા આવેછે કે ખોરાક જા ત જાતનો હોયછે, અને જોકે ખોરાક વના જીવાતું નથી, તોપણ જાત જાતના ખોરાક વના જીવી શકાયછે. ગોસત ખાધા વગર માણસો જીવેછે, પણ તેથી શું એમ કેહેશો કે ગોસત ખોરાક નથી ? એજ પરમાણે દારૂ વગર માણસો જીવી શકેછે તેટલા માટેજ તેને ખોરાકના વરગમાથી બાતલ કરવ નહી. દારૂ ખોરાક નથી એમ કેહેવાના કાંઈ બીજાં કારણો શોધવાં જોઈએ.

પણ વળી સવાલ ઉઠેછે કે જે બીજા ખોરાક વના માણશને દારૂ ઉપરજ રાખીએ હોયતો શું તે જીવી શકેછે ? પાણી પીવાપર જીવવા કરતાં દારૂપર તે વધારે દાહાડા જીવે છે અને ઘણીવાર આજારા માણશોતો બીજા કસા ખોરાક વગર ફકત દારૂપરજ રેહેછે. મગર કબુલ કરીએ કે એકલા દારૂપર માણસ જીવતો નથી; પણ તેથી કાંઈ ખોરાક ત રીકે દારૂનો દાવો રદ થતો નથી. રોટી, બીસકીટ અને આપેલુ ગોસટ દરરોજ ખાધાથી દરોઆવરબી માણસોને એક જાતનો રોગ થાયછે. ફકત અનાજ ઉપર માણશથી જીવાતું નથી, તેથી શું એમ ઠરેછે કે એ અનાજ તે ખોરાક નથી ?

એક બીજી તકરાર એ છે કે દારૂ શરીરમાંથી જુદે જુદે રસતે પાછો નીકલી જાયછે તારે તે ખોરાક ગણાય ન હી. આ તકરારનો જવાબ આપવામા આવેછે કે બદન માથી બાહેર પાછો નીકલતા અરકનો જથો ઘણોજ થોડો છે. તે બાફના આકારમા નીકલેછે અને હવાના ચોકસ તતવો સાથ તે બાફ મળી જાયતો બતી આગળ સલગી ઉ ઠવાની તેનામા ખાશીએત હોયછે. પણ છાકટાઓ બારી બારણા બંધ કરીને રેહેતા હોય તોપણ તેમના ઓરડામાની હવા કદી સલગતી નથી, તે ઉપરથી વીચારી શકાયછે કે બ દનમાથી નીકલતો દારૂનો બાફ ઘણો થોડો છે અને તેનો મોટો ભાગ શરીરમાજ પચેછે.

એટલુંજ નહી પણ વળી સઘલી કીસમનો ખોરાક થોડો કે ઘણો બદનમાથી પાછો નીકલી જાયછે. દમ ઉપર થી જેમ દારૂ પીધેલો પરખાયછે, તેમ ખોરાક પણ પારખી શકાયછે. વધારેલું કે ભુંજેલું ઈઆ બાફેલું ખાધું હોય તે દમની હવા પરથી, વાસ પરથી પારખી શકાયછે. કાંદા અને મુળાનો વાસ વળી તદન જુદો હોયછે. એ ચીજોના બાહેર નીકલતા જથા ઉપરથી કોઈ એમ કેહે કે એ ચીજો ખોરાક નથી તો તે કેહેનાર ઘેલામા ખપશે.

હવે અરક ખોરાક તરીકે બદનમા કેમ કામ કરેછે તે શરીર વીદીઆથી આ પરમાણે શીધ થાયછે. આટાનો બ નાવેલો સઘલો ખોરાક લેતાં, આપણી થુક અથવા લબ તે મા સારી રકે મેળવતી પડેછે. તે મેળવણીથી સઘલા આ ટાના ખોરાકની સાકર થાયછે અને તે સાકરને જો ગરમી લાગેતો તે ઉકલીને તેનું ખમીર ચઢેછે. વળી તે સાકરને ચોકસ ગરમીમા આકસીજન હવા લાગેછે, તારે "કારબાનીક આસીડ" નામની ઝેહેરી હવા નીકલી જવા પછે તે સાકર માથી "આલકોહોલ" (દારૂનો અરક) બનેછે. હવે તારે આપણ દારૂ પીને પેટમા અરક મોકલીએ છઈએ, એટલુંજ નહી પણ આટાના સત વાળા ખોરાકમાથી વટીક શરીરમા અરકનો વધારો કરીએ છઈએ.

આપણી લબમાં આટાની સાકર બનાવાની શકતી છે, એટલુંજ નહી, પણ આપણું કલેજું પણ પીગલેલા ખોરાકમાથી સાકર પેદા કરેછે, જે લોહી સાથ મળી જાયછે. એ સઘલો સકરીઆ ખોરાક જારે લોહીની મારફતે ફેફસાં

મા આવેછે, તારે ગરમ આકસીજન હવા તેની ઉપર અસર ચલાવેછે, જે પછે "કારખાનીક આસીડ" છુટી પડવાથી ફેફસાંનો અંદરજ તે સાકરમાથી અરક બનેછે. એ રીતે ડાકટર ઈનમાન દેખાડેછે કે આપણા ફેફસાં એક લેખે આપણા શરીરમા દારૂ ગાળવાની ભઠી છે; અને તેમા કેટલાક ખોરાકમાથી ખરેખર દારૂનો અરક બનેછે.

હવે તારે ખોલું દીસેછે કે જારે ખોરાકના ચોકસ ભાગનો બદનમા દારૂ બનેછે, તારે જો આઈતો દારૂ બદનમા મોકલપો હોયતો તે પણ ખોરાકની ઓશાલેજ કામ લાગેછે. ફકત ઘાસ, ચણા ખાધાથી ઘોડો જેટલી તેજી પકડેછે, તે કરતાં તેને દારૂ પાવા પછે તે વધારે તેજ પકડેછે. સતાવાલાઓ કેહેછે કે ઢોરને ચરાવતાં જવના કરતાં જવનો તઈઆર બનાવેલો દારૂ વધારે ગુણગારો છે. એ ઉપરથી સાર કાહાડવામા આવેછે કે ચણા અને જવ જાનવરના પેટમા જવા પછે તેમાથી અરક બનેછે, પણ ખુદ અરક પાવાથી વધારે જલદી અસર થાયછે.

ગોસતમાથી ખાંડ બનતી નથી અને તેથી તેમાથી દારૂ પણ બનતો નથી. એટલાજ માટે ગોસત ખાનારાઓ આંગે રોગા અથવા દેખામણા નથી. અનાજ અને જાહાડ પાણના ખોરાકમાં દારૂ બનવાની શકતી છે અને તેજ ખોરાક ચરબી વધારેછે તથા બદનને શોભીતું ડોલ આપેછે. પટેટા, કંદ, આરારૂટ એ સરવે ખોરાકનો બદનમાં એજ મુખીઅ કામસર ખપ પડેછે, અને એ ચીજોનો દારૂ પણ બનેછે, તારે હવે તરત સવાલ પેદા થાયછે, કે જારે એ ચીજો ખોરાકમા ખપે તારે તેમનો અરક ખોરાક નહી કાંએ કેહેવાય? ડાકટર ઈનમાન કેહેછે કે જેવી એ ચીજોની અરક બનાવાની ખાશીએત તેવી કીસમનો તે વધતો ઈઆ ઓછો ખોરાક જાણવો.

દારૂમા ખોરાકીનાજ સાંધનો હોયછે. જેમકે ખાંડ, અગતનો ચીકાસ, તથા જાહાડ પાણના ખોરાકની ખાશીએતો ખમીર ચઢાવેલા દારૂમાં છે. વલી ખોરાકથી જેમ ભુખ મટેછે, પેટ ભરાયછે, અંગને ગરમી આવેછે, કુવત વધેછે, થાક મરી જાયછે ઈતીઆદી, તેવીજ અસરો કેટલીક જાતના દારૂઓની છે. છેલે આ વાત પણ ડાકટરો કબુલ કરેછે કે ઘણા દરદીઓને કાંઇ નહી સદતું તારે દારૂ સદેછે. વલી દારૂ પીનારને ઘણી ભુખ લાગતી નથી, પણ દારૂ નહી પીનાર ઘણી વધારે ખાયછે. એ સઘલી દલીલોથી માલમ પડેછે કે દારૂ ખોરાકના વરગમા છે, તેથી વધતું ઓછું પેટ ભરાયછે અને વધતું ઓછું પોશણ મલેછે.

ઉપલી ચરચા માણસની નજરમાં દારૂની કીમતને વધારે છે. પણ તે ઉપરથી છાકટાઓ અને તંપાલ માસટરોએ મલકાવું નહી. જો કબુલ કરીએ કે દારૂ ખોરાક છે, તોપણ તે ગોસતના જેવો સંગીન ખોરાક નથી. તે આટાના સતવાલા ખોરાકને મલનો છે, એટલેજ ઉતરતા દરજાનો છે. આટાના સતવાલો ખોરાક જરૂરનો છે, પણ થોડો જરૂરનો છે; અને જારે એ ખોરાક ઓછો જરૂરનો હોય તારે તેના દારૂની જરૂર તેથીબી ઓછી હોવી જોઈએ. સંગીન ખોરાક મલે તાંહાં શુધી દારૂને ખોરાક ગણીને વાપરવામા કેટલીક ઘાસતી છે. સાર એકે દારૂ પીવા જોગ પદારથ છે, પણ તે ઘણો થોડો પીવો જોઈએ. કોઈબી ચીજ, પાણી કે ચાહે વટીક, હદની બાહેર પીધાથી જેહેર થઈ પડેછે, અને તેમજ ઘણો દારૂ પણ જેહેર છે.

## પેશતનશાહ ભરૂચા અને તેનો સંગેમરમરનો કુતરો.

નવરોજજી ભરૂચા પોતાના વતનથી આવીને કોટમાં પટેલના મોહોલામાં રેહેતા હતા. તથા ભરૂચથી આવવા પછા મોહોવડાંનો ધંધો ચલાવી સારો પૈસો એકઠો કીધો હતો. તેવન જારે આજારી પડીયા અને જોયું કે હવે અંતની ઘડી આવી અને આ દુનીયામાંનો સરવે પીયાર બંધ થશે તારે પોતાના દીકરા પેશતનશાહને પોતાના બીછાના આગળ બોલાવીયો અને નીચે પરમાણે કહયુંઃ—

"પેશતનશાહ, હવે મોહોત નજદીક આવયુંછે; મારી એવી આશાછે કે મરતી વખતની મારી સીખામણ તું ધીયાનથી સાંભળશે અને જે આડે મારગે ચાલવાનુ તે આજ કેટલાએક વરસ થયાં જારી રાખયુંછે, જે વીશે હું દરરોજ તે સાહેબની આગલ એવી આજીજી કરતો હતો કે તારામાં કાંઇ એવી તોફીઅત મુકે કે જેથી તું સુધરે, તે હવે સુધારજે. મારી પાસ જે સરવેછે તે હું તુનેજ આપી જાઉછું પણ તારી આવો ચાલ તું સુધારસે નહી તો કદાચ તે સઘલું તું થોડા વખતમાં ગુમાવી બેશસે. વાસતે હવે સુધરજે. જે ધંધામાં મેં આ દોલત મેલવીછે તે તું જારી રાખજે. આપણી આખી જીંદગી કાંઇ ખાવા પીવા તથા મોજ એગને સારૂં નથી, અગરજો એમજ ચાલુ રેહેશે તો કુવાને કુવા ખાલી થશે. વાસતે ફરી કહુંછું કે સુધરજે અને આપણ (ભરૂચા) ને માથે જે કલંક કે બેઅબરવતછે તે મારી પખી સરવે ભાઈ ભાડું તથા બીજા જાત ભાઈઓને વરતાવી તથા સારાં કામોમાં મદદ કરી આખી દુનીઆને દેખાડજે કે સરવે તેવા નથી."

થોડોએક વખત સુધી પેશતનશાહાથી બોલાયું નહી. પછી આસતે રહી ગંભીરાઈથી પોતાના બાપનો હાથ પોતાના હાથમાં લઈ કહયું કે હવેથી તમારા કહયા પરમાણે ચાલવાની બનતી કોશીસ કરોશ. આથી નવરોજજીનો હરખ સમાયો નહો. જોકે તેવણુ ઘણાજ બેહાલ હતા તથા હાલવા ચાલવાની શકતી ન હતી તોપણ અચમબુચ તેવણનામાં જોર આયું અને પોતાના હાથે તેને છાતી સાથ દાબયો.

મોહોત, જુલમગાર મોહોતે પોતાની તેજ ચુંગાલ મારી હતી પણ આ નીમલા શબદો બોલવાની માતર તાકત રાખી હતી.

"પીઆરા દીકરા, સુધરવાને સારૂં બનતી કોશેશ કરજે અને તું સુખી થશે. પણ જો તેમાં નીશફળ થાય અને કંગાલીઅતમાં આવી પડે અને તેબી ગમે તેવી હેય તોપણ આ મારી મરતી વખતની આશાછે કે આ સંગેમરમરનો કુતરો કદીબી વેચતો ના. તું જાણેછે કે જેઓની નજર એના ઉપર પડેછે તેઓ એની કારીગીરી જોઈ આફ્રીન કરેછે. અગરજો તું ભુખે મરે અને એના વેચાણથી

તારી દલદર જતી હોય તોબી તે વેચતો ના. બેટા, આ મારી મરતી વખતની અરજછે કે તે તું કધી વેચતો ના, પણ તે વખતે મને યાદ કરજે અને દેખાડી આપજે કે મારી મરજી પરમાણે તું ચાલીઓ. બેટા, પીયારા પેશુ, જો તે વખતે શરમ અને લુખમરો તારી સામે ઘુરકતો હોય તોબી તે વેચતોના પણ તેને ભાંગીનાખી ટુકડે ટુકડા કરજે! આવી તારી બાપ તરફના વફાદારીની પરીખશા કાંઇ ફોકટ માં જવાની નથી. આ યાદ રાખજે કે તારે હું તારી મદદે આવીશ અને તને દીલાસો આપીશ."

આવા શબદો સાંભલી પેશતનશાહ અજાએબ થવા લાગો પણ પોતાના બાપના તરફ માનથી જોઇ તેના કહયા પરમાણે ચાલવાને કબુલાત આપી. થોડાવારમાં જે હાથથી નવરોજજીએ હજારોના મદદ મેલવી હતી તે થંડો બરફ જેવો અને જડ થઇ ગયો.

બાપના મરણ પછી પેશતનશાહએ બાહેર જવું આવવું બંધ કીધું અને પોતાની પેહેડી ઉપર બેઠો, અને ઠેડાવ કીધો કે આગલી ચાલનો પસતાવો કરી નવી રીતપર ચાલવું જારી રાખવું અને બાપના છેલા વચનોને માન આપવું. પણ નવી જાતનાં કપડાં પેહેરવાની રીત જારી રાખીપે તેમ નવી ચાલ કાંઇ જારી રખાતી નથી. દરરોજ સહવારથી સાંજ શુધી પેહેડીપર ગંધાઇ રેહેવું પેશતનશાહને વધારેવાર ગમીયું નહીં તેથી બાહેર ગાંમ જવાનો વીચાર કીધો. સરવે કામકાજ તથા સરવે અખતીઆર પોતાના મેહેતાઓને આપી પોતે કલકતાની મુસાફરીએ નીકલપો. રસતામાં એક પારસી જવાન મલીપો તેની સાથ દોસતી બાંધી. આ પારસીનું નામ નાદરશા હતું. નાદરશા ઘણાજ ભલા આદમી હતા. તેવનના બાવા નશરવાનજી સોસ સારો પઇસો મુકી ગયા હતા તે ઉડાવી દઇ કોઇ ભોલા આદમી મલતા તેની ભોલાઇ ઉપર પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેની સાથ થોડાએક માસ ફરી પેશતનશાહએ પોતાની પાસે જે હતું તે ગુમાવીયું અને વલી કેટલાએક હજારની હુંનડી પોતાના મેહેતાઓ ઉપર લખી. આખરે જારે જોયું કે વધારે મંગાવશ તો મેહેતા તથા બીજાઓ પાંમી જશે તેથી ઘર તરફ આવવાનો ઠેડાવ કીધો. જારે પેશતનશાહએ આવો વીચાર નાદરશાને જણાવીપો તારે નાદરશાએ કાંઇ તાલ સોધી કાઢી પેશતનશાહ પાશેથી કાંઇ નાણું કઢાવીયું અને એક રાતના પોતાનો પોરટફોલીપો, જેમાં બે ચાર કપડાંની જોરી સીવાય બીજું ' હતું નહી તે મુકી પેશતનશાહનો પોરટફોલીપો જે હજુર કાંઇ નાણું તથા કેટલુંએક જહવેરકામ હતું તે લઇ વટેણા વાવીયા. પોતાના પોરટફોલીપાને બદલે પેશતનશાહનો લીધો તેમાં નાદરશાની હુસીઆરી હતી કે કદાચ પકડાઇ જાયનો કેહેવા કામ લાગે કે રાતના અંધારામાં તે મારો કે પેશતનશાહનો હનો તે દેખાયું નહી આ પરમાણે ખાલી થઇ પેશતનશાહ પાછા મુંબઇ આયા.

ઘરમાં આવયા પછી પેલા સંગેમરમરના કુતરા ઉપર નજર પડી તેથી સરમીંદા થયા. સહવારના પોહોરમા ઉઠી આંગ ધોઇ પેહેડી ઉપર જવા આગમજ જે ઓરડામા પેલો કુતરો મુકેલો હતો તાંહાં ગયા અને એકવાર ફરીથી સુધરવાને સારૂં તેને હાથ લગાડી સોગન લીધા કે તેના મરનાર બાપના કહયા પરમાણે ચાલશે અને તે જે ધંધો ચલાવતો હતો તે પાછલ ઉલટથી મંડશે, આમ કહી પેહેડીપર ગયા અને એજ પરમાણે નજદીક છ માસ જવા દીધા.

એક દાહાડો કાંઇ કામસર પેશતનશાહ રાતનાં બાહેર ગયો. પાછા ફરતાં જે રસતે તે આપો તાંહાં ગાયણકારોના ઘણા ઘર હતાં. તબલા તથા સારંગીના અવાજથી તેનામા એકજાતનો ભુત ભરાપો. ઘર આપો અને બીજી રાતે એક ગાયણકારના ઘર ગયો અને આખી રાત તાંહાં બેઠો. ઘર આવી સઘળો સામાન તથા પોતાની પેટી મેહેતાઓને સોંપી અને તેના બદલામા કાંઇ ચોકસ રકમ લઇ પોતાનો હાથ ઉઠાવીપો. કેટલુંએક ચોકસ ફરનીચર.તથા પેલો કુતરો એક માલપર બંધ કરી બાકીનો ભાગ ભાડે આપપો. પોતાની પાસ જે સરવે હતું તે લઇ દીલલી જવા નીકલીપો. તેના બાપના દોસનોને માલમ પડીયું કે પેશતનશાહ આ પરમાણે પોતાની પેટી તથા સરવે વેપાર મેહેતાને વેચી બાહેર જાયછે તેથી તેઓ આવયા અને ઘણો સમજાવીપો પણ એકનો બે થયો નહી, પણ છેલે તેઓએ સમજાવીયું કે તું દીલલી ના જા પણ એકુ વાડી વેચાતી લઇ, જો તારાથી વેપાર ન થતો હોયતો તાંહાં જઇને એકાંત રેહે અને તારો બાપ જે મુકી ગયોછે તે ઉપર તારૂં ગુજરાન ચલાવ. ઘણી બોહોશ થવાથી પેશતનશાહએ દીલલી જવાનું છોડી દીધું અને ગોરગામમા એક વાડી વેચાતી લઇ તાંહાં જઇ રહયો.

પેહેલાંતો તેણે પોતાનો ખરચ નાનો રાખીપો પણ ગરીબ ગુરબામા સારૂ ધરમદાન કરવા લાગો. જે વાડીમા તે રેહેતો હતો તેની સામે એક "કલમ" હતી હીંયાં ઘણા એક શેહેરમા ખપનારા લોકો આવતા હતા તેઓ સાથ પેશતનશાહને ઓળખાણ પડી અને તેઓની દોસતીમા પેશતનશાહ પોતાની પુંજી ખોહીને કરજદાર થયો. તેના દોસતોએ તે સરવે કરજ ફોટાડવાનો ઉપાય જુગાર બતાવીપો. આ વીચારથી પેસતનશાહને જુગારનો બુરો લખ લાગો. પેહેલાંતો તેના દોસતોએ તેને મોટી રકમ જીતાવી પણ પાછલથી એવો ઘાણ કાહાડીપો કે સઘળું સમતોલ થયું.

દેવું વધતું ગયું અને ખરચ જેમનોતેમ. રોકડ તથા બીજા શેરો અને નોટતો વપરાઇ ગઇ, વાડી મારગેજ મુકી અને હવે કાંઇ બાકી રહયું નહી તેથી માંગનારાઓએ ગાડી ઘોડા તથા સામાન ઉપર ટાંચ લાવીને સઘલું લઇ ગયા અને જેઓને હાથ કાંઇ આયું નહી તેઓ તેને. બંદીખાને નાખવાની ધમકી આપવા લાગા. આવો મામલો જોઇ કેટલાએક દોસતોએતો આવવા જવાનું માંડી વાલયું. આ ગુચવાડામાંથી બનચવાનો એક ઉપાય તેને સુજીપો તે એકે કોટમાના ઘર સીવાએ બીજું જે કાંઇ હતું તે વેચી સરવે માંગનારાઓનું પતાવે. આ વાત તેણે અમલમાં આણી. જે કાંઇ હતું તે હરાજ કીધું અને સરવેનું ડોકરે પાએકે પતાવયું. છેલે કોટમાના ઘરમાં જઇ તેના ભાડાંઉપર પોતાનું ગુજરાન કરવાનો ઠેરાવ કરી રહેપો.

જે દાહાડે પેસતનશાહ કોટમાંના ઘરમાં આવી રહયો તેને બીજે દીને સહવારના પોહોરમાં પેલા સંગેમરમરના કુતરાએ તેને વળી તેના બાપની શીખામણ યાદ આપી. બારીએ ઉભો ઉભો તે વીચારવા લાગો કે "અગરજો હજુર

બા આ ઘરમાં પાધરો રેહેવશ અને બાહેર મઝા મારવી મુકી દેવશ તો મારો બાપ મને તે જીહાનમાંથી દુવા દેશે."

આવા વીચાર પરમાંણે તે ચાલયો પણ એક દાહાડે, તેનો પુરાણો દોસત ઘરમાં મલવા આવયો. વાતચીત આલી પછી સાંજ પડી તારે પેશતનશાહએ દારૂ કાટીઓ અને પોતાના દોસતન બોહોસ કરી જમવા બેશાડયો. દારૂના બે તરણ ગલાસ ચઢાવયા પછી પેલા દોસતે પેશતનશાહની આવી હાલત ઉપર શોક કીધો. તે બોલયો:—"ભાઈ તારી હાવી હાલતથી મને બહુ લાગી આવેછે. મારી તો એવી મરજીછે કે ખોદા જો મને કાંઈ પઈસા આપે તો તેમાથી હું તને અરધો ભાગ આપું અને તારા ગએલા પઈસા પાછા મેલવાઉં. ખસુસ કરી પેલા લુચા દોસતો જેવો તારી સાથ ખાવા પીવા તથા રમવામાં હતા તે ઉપર મને તારા કરતાં વધારે કરોધ આવેછે કારણ કે થોડા દાહાડા ઉપર તેઓ મને મલયા હતા તે તારી આવા હાલત વીશે સાંભલી પેટ ધરીને હસવા તથા તારી મશકેરો કરવા લાગા."

"શું તેઓ મારી મશકેરી તથા મારી આવી હાલત ઉપર હસવા લાગા? અગરજો એવુંજછે તો તેઓ ઉપર મારૂં વેર લેવશ. પણ મારી પાસ હવે આ ઘરના ઠોબલાં સીવાએ બાકી કાંઈ રહયું નથી અને મેં ઠેરાવ કીધોછે કે કોઈબી રીતે આ મારા ઘરને અલવલ લાગવા દેનાર નથી."

આ મસલહતનું શેવટ એ આવયું કે પેસતનશાહના દોસતે નાણા કટાવીયાં, તે બધાં પેશતનશાહના હાથમાં આપયાં. તેણે ફરી પોતાનો હીસાબ નશીબ સાથ રાખયો અને વેપારમા પડયા. થોડા દાહાડામાં તેની આશાનું પરીનામ આયું, સઘલું પેલા દોસતે આપયું હતું તે ગયું. આથી પેશતનશાહને બહુ દુખ લાગું અને તે સઘલા કરતાં પેલા ડોલઘાલુ દોસતે જે રડાકુટ અને નાસીપાસી બતાવી તેથી તેના ઉપર વધારે અસર થઈ. એક વખત પેશતનશાહ તે દોસતના ઘરમાં ગયો તારે તેણે જાણે પેશતનશાહને જોયો નહી હોય તેમ રડવા કુટવા લાગો અને મોહોટે સાહાડે બોલતો કે હવે મારી પાસ કાંઈ રહયું નથી, મારી આબરૂ જવાનો વખત આવયો વાસતે આપઘાત કરવા શીવાએ બીજો કાંઈ ઉપાય રહયો નથી. આવું સાંભલીયું તેથી પેશતનશાહના દીલમા દયા લાગી આવી, તે બોલયો કે—"શું હું આગલ રહી તારી વફાદારી તથા દોસતીના બદલામાં તારો જાન જવા દઉં? એનાં કરતાં મારૂં ઘર, બાકીનો શામન અને જે કાંઈ મારો પાસ રહયુંછે તે સઘલું તારા સારૂ વેચી નાખશ. મારો કુતરો જેની મને આગલ ઘણી કીમત આપવામાં આવતી હતી તે સીવાએ સઘલું તારા ઉપર કુરબાન કરશ."

એમ કરી સઘલું વેચી સાટી નાખીયું અને તે દોસતના રૂપીઆ આપીયા, પછી જે કાંઈક રહયું તે લઈ પેશતનશાહ પાછા મોહોટા વેપારમાં પડીયા અને દોસતોની ઠગાઈથી એક મહીનામા પેશતનશાહ પાસ જે કાંઈ થયું હતું તે પાછું જતું રહયું.

ફીકો ચેહેરો તથા મુગોમંતર થઈ તે ઘર આવીયો. ઘર—પણ તે ઘર કાંઈ હવે તેનું ન હતું, પોતાના ચાકરને હાંક મારી કપડાં એકઠાં કરાવીયાં, તે હાથમાં લઈ, આ કરને છેલી સલામ કરી આ બેવફા દુનીઆમાં હવે તેનું શું થશે તે વીચારમાંને વીચારમાં ચાલીયો.

પણ આ વખતે તેણે પોતાના બાપના ફરમાન મુજબ પેલો સંગેમરમરનો કુતરો હજુર સાથેજ રાખીયો હતો.

રાત પડેલી હતી તેથી તેને જોવા કોઈ મલીયું નહી. કાંહાં જઈને રેહેવું અનો તેણે ઠેડાવબી કાંઈ કીધો ન હતો તેથી નીચે ઉતરી ઓટલા ઉપર બેઠો. ઘરમાંના ભાડુતો આવી તેની આગલ ઉભાં અને અફશોશ કરવા લાગાં કે એક વખત તે કેહેવો હતો અને હમણા તેના કેહેવા હાલ થયાછે. સઘલાંઓ તેને શીખામણ દેવા લાગાં. કોઈએ તેને પુછીયું કે તેની પાસ કાંઈ બાકી રહયુંછે કે નહી?

તેના જવાબમાં પેશતનશાએ કહયું કે "આ 'થોડાં કપડાં તથા આ સંગેમરમરનાં કુતરા સાવાએ બીજું કાંઈ નથી."

તેઓ બોલવા લાગાં કે "એ કુતરાને વેચી નાખ, એ છામાં ઓછા બસો ચારસો આવશે."

આ સાંભલી તે બોલી ઉઠીઓ "નહી! નહી! કધી નહી! અગરજો મારા બાપની બોલો ઉપર મેં ધીઆન આપીઉં હતેતો આજે આવી હાલતે હું પોંહોંચતે નહી. હજુર હું કાંઈ એવો અધમ થયો નથી કે મારા મરનાર બાપના બોલોને વીસરી જાઉં અને આ તેની વાહાલામાં વાહાલી ચીજને તેના ફરમાન ઉપરાંત વેચી નાખું. હજુર કાંઈ મોડું થયું નથી. પણ સબર! મને કાંઈ આથાઈ થાયછે અને જાણે મારો મરનાર બાપ મારા કાનમાં કાંઈ કહેછે. "અગરજો તું ભુખે મરે અને એના વેચાણથી તારી દલદર જતી હોય તોબી તે વેચતોના પણ તે વખતે મને યાદ કરજે અને દેખાડી આપજે કે મારી મરજી પરમાણે તું ચાલીયો. જો તે વખતે શરમ અને ભુખમરો તારા સામે ઘુરકતો હોય તોબી તે વેચતોના પણ તેને ભાંજીનાખી ટુકડે ટુકડા કરજે તે વખતે હું તારી મદદે આવીશ અને તને દીલાશો આપીશ.' હું તેના કહયા પરમાણે ચાલશ. મેહેરબાની કરી એક હથોડો મને લાવી આપો જેથી એના કટકા કરૂં. આ વખતે તે જો આવીને મને મલનાર હશે તો મલશે નહીતો હું જઈને તેને મલશ."

બીજાઓની આજીજી અને સમજાવીઆ છતાં એક ગાંડા માણસની માફક પેસતનશાહે પેલા કુતરાના કટકેક ટકા કરી નાખીયા. છેલી ઘડીએ તેણે પોતાના બાપનો વચણ પાલયો!

અને તરતજ તેની એ ઈમાનદારીનો તેને બદલે મળયો!

આ સંગેમરમરનો કુતરો પોકલ હતો તેથી ભાગવા પછે તેમાંથી ગીનીનો વરસાદ વરસીઓ તથા તેના બાપની એક સબી અને એક ચીઠી માહેથી નીકલી. તે ચીઠીની મતલબ નીચે પરમાણે હતી.

"પીયારા પેસુ—ઈમાનદારી અને વફાદારીથી ભરેલ દીલ તુંએ પાલયો ન હતેતો આ સંગેમરમરના કુતરાની ખરી કીમત તું કધી પીછાણતે નહી. બેટા, તું લાડમાને લાડમા મારી બેવકુફીથી ઊપરીયો તેથી આગે પસતાવો તુંને આજે કરવો પડીયો, પણ આ જે હું તારી આગળ આ સબીથી તથા આ શીખામણ સાથ આપો છું. હવે આ નવી દોલત કે જે તારીછ તે લઈ તારા હાથે આપે



લડાઇની વેળા લોકોની નાહાસ ભાગ.

લી પીડામાથી નીકલ; અને આ છેલી શીખામણ જે હું ઉપરથી આપુંછું તે તું પુરતા રીતે ધીયાનથી શાંભલી રાખજે. હવે સુધરવાના સાધણો અખતીયાર કર અને જે દુખો તારા ઉપર વીતીયાંછે તેનો ઠંડા લઇ આ દોલતથી શારે મારગે ચાલવું શરૂ કરજે નહીતર હવે તારો અને મારો મેલાપ કદીબી થનાર નથી.

હું છું પીયારા દીકરા,
નવરોજજી ભરૂચા."

આ દોલત જેમ અચબુચ મલી તેમ પેશતનશાહજી અચબુચ સુધરયો. તેના બાપનાં આગલાં ફરમાનો મુજબ ચાલવું તેણે શરૂ કીધું. પેલા કુતરાના ભાગેલા કટકા એકઠા કરી તેણે પોતાની કબટમાં મુકયા તાંહાં તે આજ લગી જેવામાં આવેછે અને તેને વારેવાર તેના બાપની યાદ આપેછે. આ દોલતમાંથી એક નાહાનું સરખું ઘેર વેચાતું લઇ પેશતનશાહ તાંહાં રહયો અને પોતાનો આગલો વેપાર ચાલુ રાખયો જેથી તેણે થોડા વખતમાં સારૂ નાણું એકઠું કીધું. પઇસા થવા પછી પોતાના વતનની એક સુંદરી સાથ નેકા કીધા. આ બાઇનું નામ ડોસીબાઇ હતું તેઓને ઘણા બચાં થયાં અને આજે તે ડોશાં ડોસી પોતાના નાહાના ઘરમા ઘણાજ સુખથી વસેછે અને દરરોજ પડેલા કુતરાના ભાગેલા કટકાને યાદ કરેછે કે તેનાથીજ તેઓને આ સુખ પાણું મલયુંછે. ૪.

---

# પ્રજાઘાતની પીડાકારીઓ.

## ચીતર ૧ લું.

સઘલા ઘાત કરતાં પ્રજાઘાત સઉથી નાંશકારક અને પીડાકારક હોવો જોઇએ. આતમઘાતમાં ફક્ત આતમાની ખુવારી થાયછે, આપઘાતમાં ફક્ત એકનાજ પ્રાણની ઘાત થાયછે, પણ પ્રજાઘાતમાતો આખી પ્રજાની ખુવારી થાયછે. આ પ્રજાઘાત બોલ જે અમે વાપરયોછે તે લડાઇને માટે વાપરયોછે. લડાઇ એ કાંઇજ નહી પણ પ્રજાનું ખુન, પ્રજાની ખુવારી, પ્રજાનો નાશ, પ્રજાઘાત છે. અફસોસ! લડાઇનું નામ સાંભળતાંવારજ આપણા શરીરમા કેવા કંપારા છુટી આવેછે.

વાંચનારી બાનુઓ આપણી તરફ કોઇ મુસલમાનો એક હુલડ કરેછે તો આપણા રેહેવાસીઓ ઘભરાટ અને નાહાસભાગમા પડેછે. એક બલવો કે ફીતુર થતાંવાર બાહારકોટના રેહેવાસીઓ કોટમા ખાલી કરેછે; કોટના લોકો કીલામા જાયછે. રાતની ઉંઘ જાયછે, દીસની ભુખ જાયછે, હંમેશનું કામકાજ ખોહોવું પડેછે અને ધંધોધાપો મુકીને પોતાના તથા પોતાનાઓના જાનમાલની સલામતીની ફીકરમા બચાવ કરવા ઉપર રોકાવું પડેછે.

જારે એક સાધારણ હુલડમા લોકોનો આટલો ઘભરાટ થાયછે, તારે એક મોટી લડાઇમા ઘભરાટ કેટલો મોટો હયેવારૂં! તે સંઘલો ઘભરાટ કારણ વનાંનો નથી. લડાઇની પીડાકારી અને નુકસાન કાંઇ કામચલાઉ ઇઆ થોડા વખતનું નથી. તેમાં ઘરબાર અને માલમતા ખોહોવો પડેછે, મીલકતો અને જમીનો ખોહોવી પડેછે, જાન પણ ખોહોવા પડેછે એટલુંજ નહી પણ રાજ વટીક ખોહોવું પડેછે.

લડાઇથી લખો અને કરોડોની મીલકતનો નાશ થાયછે, લખો અને કરોડોનાં વેપાર ધંધા ફના થાયછે, લખો અને કરોડોના રાજપાટ ઉંધાં વલેછે, એટલુંજ નહી, પણ લડાઇથી એકેક રાજપાટના મુલના હજારો અને લખો માણસોના ભોગ થાયછે, અને હજારો ઘર રડતાં તથા હજારો કુટંબો લાચાર અને નાવારસ થઇ પડેછે. રાજના તાજદાર પાદશાહાઓ, લશકરોના બાહાદુર શરદારો, પરજાઓના માનવંત આગેવાનો, દરબારના બુજરગ દરબારીઓ સરવે આવા હીગામો ઉપર ખુનીને હાથ કપાઇ જાયછે, એ શું થોડો ધુજારો છે?

ધરથીકંપ, આગ, મરકી ઇઆ બીજી ખુદરતી આફતો કરતાં લડાઇની આફત વધારે જબુન છે. ધરથીકંપથી કાંઇ આખાં રાજ ગરક જતાં નથી. આગોથી કાંઇ શેહેરોના શેહેરો તારાજ થતાં નથી. મરકીમાથી પરજાનો મોટો ભાગ બચી શકેછે. પણ લડાઇનો આતશ સઉથી વધારે વીસતાર ઉપર, સઉથી વધારે શંખીઆને, સઉથી વધારે હલાકી એટલે વેર પોંહોંચાડેછે કે સદીની સદીઓ સુધીની જાહોજલાલી વાવાં રાજયો એક લેહેજામા તમામ કીરતી ખોહીને એવાં બરબાદ થાયછે કે જેના ગોદામાથી તેઓ પાછાં ઉઠવા પામતાં નથી.

પ્રજાઘાતની આવી દેહેસતનાક, દુખદાએક પીડાકારીઓછે. તે વધારે દુખદાએક એમછે કે તેમાં માણસનો ભોગ માણસને પોતાને હાથે લેવાયછે. તેનું બી ઘણીવાર લોભ, લાલચ, અદેખાઇ, કપટ તથા બીજી નીચ આપમતલબમા હોયછે. પઇસાનો હવસ, ઓરત જાતનો હવસ, રાજગાદીનો હવસ, કીરતીનો હવસ એવાં કારણોથી ઘણી લડાઇઓ ઉઠેછે. વેરને માટે, પોતાનુ જોર દેખાડવા માટે અને એવા હીના હેતુઓથી ઘણી લડાઇઓ ઉઠેછે. ફક્ત એકુ ઇઆ બે જણની હુજતને માટે આખાં દેશમા લડાઇ ઉઠેછે. પાદશાહોના લોભને માટે લડાઇઓ ઉઠેછે અને તેવા એકેક જણને ખાતર હજારોના જાન જાયછે.

પ્રજાઘાતની આ સઘલી પીડાકારીના થોડાંક ચીતરો વાંચનારી બાનુઓ આગળ ધરવાની ઉમેદ રાખીએ છઇએ. લડાઇની કેવી નેહેસત, કેવી ધીકાર ભરેલી, કેવી નાશકારક આફત છે, તે બાબે વાંચનારી બાનુઓને થોહોક વીચાર આ ચીતરો જોવાથી આવશે.

તેમાનું એક ચીતર પાસેના સફામા આપયું છે. એ મધે લડાઇના વખતની આબરૂદાર રેહેવાસીઓની નાહાસભાગ ચીતારી છે. એ ચીતર આપણી દયાને ઉસકેરેછે. પણ તે ખરેખરો ચીતાર છે; લડાઇઓમાં તે હમેશનો બનતો બનાવ છે.

એક દેશમા લડાઇ શરૂ થાયછે તે વેળા પેહેલેથીજ તેની પીડાકારીઓ પરગટ માલમ પડતી નથી. પેહેલાં તો લડાઇ આપણા રેહેઠાણોથી સેંકડો કોસ દુર મેદાનોમા અને જંગલોમા ચાલેછે. કદાચ દેશાનીબી હદ બાહેર તે લડાઇ શરૂ થાયછે. માટે પરથમતો અરસપરસની હાર જીતની ખબરો તાર અને લની ટપ મારફતે આવેછે અને

તેમને વાંચવા કરવા ઉપરજ સઘલી ચરચા અને ઉસકેરણી ગોવાયલી રેહેછે.

તેવામા કોઈ દાહાડે અચબુંમ આપણુ લશકરની મોટી સીકસતની ખબર આવેછે. પછે દુશમન આપણા રાજમાં દાખલ થવાની ખબર આવેછે. પછે તેઓ આપણા શેહેરની નજદીક માલમ પડવાની બુમ પહેછે. આ ખબરો મળતાં રેહેવાસીઓનો ઘબરાટ ધીમે ધીમે વધતો જાયછે.

તે ઘબરાટ પેહેલાંતો ફક્ત ચીંતા અને અંદેશાના આકારમાં હોયછે. સરકાર શેહેરના બચાવની તઈઆરીમાં પડેછે, રઈએત પોતપોતાના ઘરો તથા માલ મીલકતોના બચાવની ગોઠવણો કરેછે. પણ દુશમનતો નજદીક આવતો જ જાયછે. તેણે પડોશનું શેહેર લીધુંછે. પાસેના ગામમા આગ લગાડીછે. છેલે દુશમનનું જબરદસત લશકર આપણા શેહેર ઉપર કુચ કરતું આવેછે, અને હવે રેહેવાસીઓનો ઘબરાટ વધારે મજબુત આકાર પકડેછે.

શું કરશું ? કાંહાં જશું ? ઘર કોણપર મેલી જઈશું ? બચાંને કોણ સંભાળશે ? એવા એવા સવાલો ઉપર મોટાં દુખ્પથી લોકો પોતાના ચીત લગાડેછે. માતાઓ બચાંને ગોદમાં દાબેછે, બાલકો માબાપના ચેહેરા તરફ જુવેછે, ચેહેરા તો સરવેનાજ ચીંતાતુર છે. પઈસાદારો કે ગરીબો પોતાના નગદ રોકડ અને કીમતી દાગીનાઓને ઠેકાંણે લગાડે છે. બેંકો ઉપર ચોકી પેહેરા બેસેછે અને નગદીને સલામત ઠેકાંણે મોકલવામાં આવેછે.

છેલે ઘણાક રેહેવાસીઓ પોતે પણ ખાલી કરી જવા નીકલેછે. જે શેહેરમાં દુશમન ઘેરો નાખવા આવેછે તેમા રેહેવાય કેમ ? માથાં ઉપર ટોપોના ગોળા, આસપાસ આગ વરાર અને દીલમાં દેહેસત સાથ સુખથી જીવી કેમ શકાય ? ભોંએરાંઓની અંદર જઈ વસીએતો તાંહાંબી ટોપ અને તીખાંનાં તથા આગ અને મરકીના હલકારાઓ પોંહોંચી વળવાના. માટે જેઓથી બને તેઓએ ખાલી કરીને સલામત જગામા જવુંજ જોઈએ.

પણ સઘલાંથી જવાનુ બને કેમ ? જેઓનો ગુજારો પોતાની મીલકત ઉપર છે, તેઓ કાંઈ પોતાના ઘરબાર, વાડી વજીફા, ઈઆ જમીન કે દુકાંનો ઉંચકી લઈ જઈ શકે નહી. તેવાં લોકો સઘલી ખુવારી વચે શેહેરમાંજ રેહેવાનું પસંદ કરેછે. બીજાંઓ અને અગત કરીને ગરીબ ધંધાદારી લોકો, ભરભાડુતો, મજુરો, ઉદીઓગી કારીગરો એવા સરવે જણ ગામ ખાલી કરી જાયછે. સરકારે તેમની સંભાળને માટે ઢંઢેરો છપાવયોછે કે ફલાણી મુદત સુધીમાં તેઓને જવા દેવામા આવશે અને તેમની સલામતીને માટે સરકાર પોતાના સીપાહીઓને આપશે, સઘલાં લોકોએ ફલાંણી ભાગળથી ફલાંણે રસતે જવું ઈતીઆદી.

અને હવે ગામમા મોટો ગડબડાટ ચાલેછે. ગાડી ઘોડા સોધયા મળતા નથી. માલનાં ગાડાં વટીક એકના દસ આપતાં પાતાં નથી, આજે કંઈ અગવડ છે, કાલે કંઈ છે. દાહાડા ભાગેછે, સરકારે આપેલી મુદત પુરી થાય છે અને જેમ દાહાડા ભરાયછે તેમ પછવાડે રેહી જવાની ધાસતીથી ઘબરાટાં લોકો ભારી શોહોર મચાવેછે, મોહલાઓમાં લોક બાહાર પડેછે. રસતાઓ હલચલી રેહેછે. ગાડી ગાડાં અને પગે ચાલનારાઓની અલગારનો અલગાર ચોકી પેહેરાના સંભાલ તલે ભાગલની બાહેર નીકલેછે.

હવે વાંચનારી બેહેનો, આ નાહાસભાગમા પડેલા લોકોની હાલત જુવો. એક વસતીમા ગરીબો વધારે હોયછે અને તે બીચારાં સરવે ચાલતાં નીકલયાંછે. પોતાનું સઘલું લેવાનો કોઈને વખત મળયો નથી, કોઈ વાર સઘલું લઈ જવાનો હુકમ નથી. પરજાની ખાધખોરાકી ઈઆ બીજા અસબાબ ઉપર આવા બારીક વખતમા સરકાર દાવો કરેછે. ઘેરાની વેળા શેહેરમાનો માલ વધારે દાહાડા ટકે માટે ફાલતુ સામાણ પોતાને સવાધીન લઈ સરકાર તેની બરાબર વેહેંમણી કરેછે.

બસ અગત જોગ સામાણ લઈને બીચારાં હંજારો ગરીબો ચાલતાં થયાંછે. કોઈએ ગોદરાં અને બોરીઆં વીંટાલી તેમા સામાણ ભરયોછે, કોઈએ કપડાં ચપડાંના ગાંસડા પોટલા બાંધી લીધાછે. કોઈએ ગાંસડા ખાંધે મારયાછે અને કોઈએ બચાંને કેડે અહડાવયાંછે. નાના મોટાં, ઘરડાં જવાંન સઘલા એક લાકડીએ હંકાડાયછે, માતબરોની મગરૂરી અને તકોબરી એક કોરે રેહી જાયછે. ગાડી ઘોડા વાલાઓ કદાચ વધારે આબદામા પડયાછે, ખરતલ ગરીબો કદાચ વધારે સુખીછે.

પાસેના સફામા પેહેલે એક સીપાહ લડાઈના અસબાબથી પોતાના શરીરને લાદીને મજબુત કદમે ચાલયો જાય છે. તે પોતાની કવાયદની કુમક ઉપર કુદેછે અને બલપર મુસતાક છે. તે ઠંડે પેટે પોતાની બીડી પીએછે અને બે દરકાર બેદહેસત પગલે કુચ કરેછે. કદાચ આવતી કાલે તેની લોથ થવાની છે, પણ આજે તે અને તેની આસપાસના સોબતીઓને હોકો ધોકો કાંઈ નથી.

પણ આ સીપાહની પછવાડે ચાલતાં જોડાંનાં ચેહેરા, દેખાવ, પગલાં સઉ જુદાંજછે. પેહેલીજ હરોલમાં એક ગરીબ કુટુંબ ચાલેછે, કે જેઓએ જેમ પોતાના પેઆરાં બાલકને વીહીલુ મુકીઉં નથી, તેમ તેઓ પોતાના વફાદાર કુતરાંને લેવાને ભુલયાં નથી; કદાચ એ નીમખહલાલ પરાણી પોતાના શેઠને ભુલયું નથી અને તેથી વગર કેહેવે આ પીડાકારીમાં મુગે મોહાડે ભાગ લેતું ચાલયું આવયુંછે.

અરે ! પણ જેહેમત અને દુખ આ શેઠ શેઠાણીના મોહોપર છે, તે તેમની પીઠે બાંધેલાં બાલકના ચેહેરા પર છે અને તેમનું કુરકુરીઉં વટીક તેજ હેબતથી હેબતાયલુંછે. પોતાના બે હાથે માને વલગી પડેલાં પેલાં બાલકનો ફારે ખાયેલો ચેહેરો હેબતાયલાં કુતરાંના ધુજતા કદમોની આબેહુબ નકલ કરેછે.

એમની પાછળ વળી એક બીજું કુટુંબ કુચ કરેછે. બાપે ગોયા આખું ઘર ખાંધે મારયુંછે અને બચાંને પાંખડીએ વલગાવયુંછે. તેની ખાંધપર સઘલો અસબાબ એકજ લાકડીસે બાંધયોછે. મેળાં અને ધોતાં કપડાંનો ગાંસડો સાથે બાંધી લીધોછે, પાણી અને દુધના વાસણો આગળ ઓલવયોછે, થમચ, તવાથા અને રાંધવાનો સામણ પાછળ લીધોછે. પોતાની બાજુના તોબડાંમાં છરી કાંટા વટીક લીધાછે અને તેની પાંખડીએ વલગેલું નીરદોશ બાલક પોતાની ઢીંગલી અને બીજી રમકડાંની કીમતી મીલકતને વટીક બગલમાં ઉપાડવાને ભુલયું નથી.

ગરીબ બીચારૂં ભુલકું ! તેનો બાપ જોકે દોડતો નથી તોપણ આ નીરદોશ ભુલકાંનેતો સાથે દોડવું અને ઘસડાવું પડેછે. આ નાહાસ ભાગમા ઘરડાં ખોખાં અને આજારીઓ ઉપર કેટલું દુખ આવી પડતું હશે ! આ નાહાસભાગ કરતાં સરવે લોકોના હાલ એ કસરખા છે, માટે તેમના વીશે વધારે લંબાંણ કરવાનું કાંમ નથી. વાંચનારી બાનુઓ અમે એટલુંજ પુછીશું કે જે લોભીઓના લોભને ખાતર આ બીચારી પરજા હેરાંન થાયછે, તે નાપાકો ઉપર શું તમે ધીકાર નહી વરસાવશો !

—oooo—

## એક પારસણ ગરંથકરતા.

ખ૦ મે૦ મ૦ (ખરશેદબાઈ મેહેરવાનજી મરજબાન)ની સહી સાથ આ સ્રીબોધ ચોપાંનીઆંમાં કેટલીક બાબતો લખાઇ આવતી હતી તે અમારી વાંચનારી બાનુઓને યાદ હશે. તે બાબતો ઈંગરેજી ઉપરથી તરજુમો કરેલી હતી, તોપણ તેમા લખનાર બાઈની વખાણ કરવા જોગ ખુબીઓ હતી. સ્રીબોધના વાંચનારાંઓને લાએકની દાનાઇનો બાબતો ઈંગરેજીમાંથી ચુંટી કાહાડવા સારૂં જે પસંદગી વાપરવામાં આવતી હતી, તેમાં સારી સમજ અને વધારે સારા શોખની નીશાણો માલમ પડતી હતી. તેમજ વળી તે બાબતોનો તરજુમો એક સ્રીને છાજતી સાદી પણ સારી ભાશામાં વાંચવા ગમે એવી રીતે કરવામાં આવતો હતો. પણ સઉથી પસંદ કરવા જોગ અમારી તે જવાંન લખનારીની જાહેર હીમત અને ઉલટ હતી. પોતાનો ફુરસતનો વખત અભેઆસમા રોકવા ઉપરાંત તે અભેઆસનો પોતાની બેહેનીઓને થોડો લાભ આપવા અને પોતાના ગ્યાનની સાથ બીજાંના ગ્યાનમાં પણ વધારો કરવાની બાઈ ખરશેદબાઈની હોંશ ઘણી માન લાએક હતી. તેટલાજ માટે તેવણના લખાંણને અમારાં ચોપાનીઆંમાં ઉતારી લઇ તેવણની કોશેશને ઉતેજન તથા ઉલટને જસ આપવાને અમે ઘણા ખુશી હતા.

બાઈ ખરશેદબાઇ જે હાલ ડાકટર પેસતનજી નવરોજજીના ધણીઆની થાયછે તેવણે પોતાના જાહેર લખાણના આ માહાવેરાને હાલ નવાઈ જેવું રૂપ આપયુંછે. તેવણે પોતાની કમ ફુરસતના મોટા ભાગનો જાહેર સેવાને માટે ભોગ આપયોછે અને ગુજરાતીમા એક અગતનું અને ઉપયોગી પુસતક બાહેર પાડયું છે. એ પુસતક "લારડ ચેસટરફીલડની નશીહતો" નું છે. એ પુસતક અસલ ઈંગરેજીમાં ઘણું ઉતમ ગણાયછે અને બાઇ ખરશેદબાઈએ તેના અગતજોગ તથા આપણને લાગુ પડતા ભાગોનો તરજુમો આ ગુજરાતી ગરંથમા સમાવયોછે. આવાં નશીહતનાં પુસતકોની ગુજરાતી ભાશામા ઘણી ખુટ છે. હલકા હવસોને લગતી વારતાના તથા એવાંજ બીજાં રંગરાગનાં પુસતકો આપણી ભાશામા વધતાં જાયછે, પણ નીતીની દાનાઈ તથા ફીલસુફીના ગરંથો ઉપર એક અબલા જાતી પોતાનું ધેઆન લગાડે એ પુરૂશ વાંચનારાઓના સાધારણ શોખ કરતાં ઘણું વધારે છે.

લારડ ચેસટરફીલડની નશીહતો શેખશાદી અથવા સાલોમનની નશીહતો કરતાં જુદીજ છે. કવીઓ અને ફીલસુફોની કેટલીક નશીહતો નકામી અથવા ખોટી થઈ પડે છે કેમકે માણસોને ફરેશતા બનાવાની કેટલીક હવાઈ પ્રેરણા કવીઓમા હોયછે. પણ લારડ ચેસટરફીલડની નશીહતો જુદીજ કીસમની છે. તેમા સઘલી ફીલસુફીના ઘેલાં કાહાડયાં નથી, પણ તેમા દુનીઆંદારી તથા સંસારની ઉંડી સમજ ધરાવીને આદમીઓને જરૂરનો બોધ કરેલોછે. તેમાં આદમીજાતની તરેહવાર ખોરખાપણોમાંની એકબી લારડ ચેસટરફીલડની કલમની અણી તલે આવી નહી ગઈ હોય એમ નથી. આ નાહના પુસતકમા ચાલચલણ, વીવેક, વેહેવાર, અને કામકાજને લગતી દરએક બાબત ઉપર મંડલીના, કીરતી મેલવવાના, ફતેહ પામવાના કાયદાઓ વીશે કરેલો બોધ કદીબી ખોટો પડે ઈઆ રદ જાય એવો નથી. એ બોધની એકેએક લીટી અગતની છે. તેને પાને પાને સુનાના ગુલની સચાઇ જે અનુભવની કસોટી ઉપર કસીને તવારીખે ખરી પાડેલી તે સચાઈના બોધ જાબજા દરસાવેલા છે. આવાં એક નાદર પુસતકની ગુજરાતી આવરૂતી બનાવીને બાઈ ખરશેદબાઈએ વાંચનારી આલમ ઉપર કેવો ઉપકાર કરયોછે તે બાબે વધારે બોલવા કરતાં એ લારડ ચેસટરફીલડની નશીહતોનો એકજ નમુનો હેડલ ઉતારેલો બસ થશે.

### કરકસર.

"એક અકલમંદ માણસ પોતાને જેટલું માન અથવા નફો મલેછે તે મીશાળ જેટલા પોતાના પૈસા ખરચેછે, તેના કરતાંને વધારે પૈસા એક મૂર્ખ માણસ એમાનું કાંઈ પણ મળ્યા વગર ઉડાવેછે. એક અકલવાળું માણસ પોતાના વખતને જેમ ઉપયોગમાં લાવેછે તેમ તેના પૈસાને લાવેછે, અને પૈસામાંથી એક પાવલો, અને વખતમાંથી એક પળ જવા દેતો નથી, પણ પોતાને યા બીજાઓને કાંઈ ચીજ ઘણી કાંમની યાતો અકલમાં ઉતરી મન ખુશ કરે એવી હોય તોજ તેમાં પૈસા ખરચેછે. એક મૂર્ખ માણસ તેને જે ચીજની ગરજ નહી હોય તે વેચાતી લેછે, અને જે ચીજની જરૂર હોય તેને વાસ્તે પૈસા ખરચતો નથી. તેને રમકડાંની દુકાંન ઉપર જે લાલચ લાગેછે તે દાબી શકતો નથી. તપખીરની દાબડીઓ, ઘડીઆલો, લાકડીની મુઠ, ઇત્યાદિ, એ તેને ખુહાર કરનારી ચીજોછે. તેના ચાકરો, અને વેપારીઓ તેને ઠગવાને વાસ્તે તેની આળસાઇની સાથે સંપ કરેછે; અને ઘણાજ થોડા વખતમાં, આએ હજરા સરખી વગર કામની ચીજોની વચ્ચે જીંદગીની ખરી અગત્યની ચીજો અને ખરા સુખની તંગીમાં તે અજાયબી સાથ આવી પડેછે.

કાયદા અને સંભાળ વગર સર્વથી મોટી દોલત પણ સઘલા અગતજોગ ખરચ પુરો પાડશે નહી, પણ સંભાળ અને કાયદાથી સર્વથી નાહની દોલત સઘળા અગત્યના ખરચોને પુરા પાડશે. જેમ તમારેથી બને તેમ જેબી ચીજ તમો વેચાતી લેવો તેના રોકડા પૈસા આપજો, અને બીલ ના કરાવતા, અને તે પૈસા તમારે પોતાને હાથે આપો, અને ચાકરોને હાથે મોકલાવતા ના; કારણ કે તેઓ હમેશ પોતાની મેહેનતના બદલામાં અથવા તો જાણે પોતે નાણા અપાવવામાં મેહેનત કીધી હોય એવું દેખાડી બક્ષીસ માગેછે. જયાંહાં તમારા ઉપર બીલ કરવાની જરૂર હોય (જેમકે ગોશ, દારૂ અને કપડાંને વાસ્તે ઇત્યાદિ,) ત્યાંહાં તેઓને કાયદાસર દર મહીને ચુકવી આપો, અને તમારે પોતાને હાથે આપો. કદી સુનાવો ખવરાવે એવી કરકસરથી એક ચીજ તમો

ને જરૂરની નહી હોય પણ તે સસતીછે એવું જાણી વેચાતી લેતા ના; અથવા એવકુફી ભરેલી મગરૂબીથી એક ચીજ મોંઘીછે એવું જાણીને પણ લેતાના. એક ચોપડીની અંદર, જે કાંઇ લેવો અને જે કાંઈ ખરચો તેનો હિસાબ રાખજો; કારણ કે કોઈબી માણસ પોતાની આવકનો અને ખરચનો હિસાબ રાખેછે તે કદી પાયમાલ થતો નથી. તમોને એવી બલામણ કરવામાં નથી આવતી કે રૂપીઓ, અર્ધો જે તમો નાટકમાં યા ખુરસી ભારામાં ખરચો તેનો હિસાબ રાખો. એતો વખત ખોવાનુંછે, અને ફોકટની સહી ખપાવાનીછે. એવા નાહના ખરચો જે સુસ્તી અને કોડી કોડીની કરકસર કરે એવા દોહોડચતુરોને વાસ્તે રહેવા દો. પણ યાદ રાખો કે કરકસરમાં, તેમજ જીંદગીના સઘળા ભાગોમાં વાજબી ચીજો ઉપર વાજબી રીતે ધ્યાન આપવું, અને નજીવી ચીજને વાસ્તે વાજબી રીતે ધિક્કાર બતાવવો."



## ઘરઘટુ નુસકા.

**એક સવાદીશટ રકાબી**—એક પેનીમાં પાશેર સોજી પતીર નાખી ચુહલા પર મેલો. સારીપેઠે તવાય એટલે તેમાં એક ઇંડું, અને એક વાઇન ગલાસ ભરીને દુધ ભેલો; અને પછે એ સઘલાને "કસટર" જેવું થાય તાંહાંસુધી હીલવયા કરો. છેલે સારીપેઠે બલતું કરીને ઉપલી જીનસો બદામી રંગ પકડે તાંહાંસુધી ચુહુલા પર રાખીને પછે ઉતારી પાડો. થંડું પડે ને ખાઇ જુઓ, કેવું સવાદીશટ લાગેછે!

**છુરી સાફ કરવાની એક નવી રીત**—છુરી, અસતોરા વીગેરે ઉપર ખાંડ, યા ઘસા વીગેરે પડેછે તારે આપણ સહરાણીયા જોડે ઘસાવીયેછે, અને પથરી ઉપર ઘસીયેછે; પણ તેને બદલે નીચલી રીત કામે લગાડયાથી ઘણું સેહેલ પડેછે. થોડાંક પાણીની અંદર છુરી અથવા અસતોરાને અરધો કલાક સુધી બોલી રાખો. આ પાણી વજનમાં જેટલું હોય તેનો ૨૦ મો ભાગ મયુરીયેટીક અથવા સલફયુરીક આસીડ તેમાં આગમજથી ભેળવી જોઇયે. અરધા કલાક પછે પાણીમાંથી કાઢીને પાણું ધીરેથી નુછી નાખીને પથરીના એકાદ બે હાથ દેશો તો સઘલા ખાંડ, ઘસા, ડાગ વીગેરે જે હશે તે ઉપલી આસીડે કાઢી નાખેલું માલમ પડશે.



## પરચુટણ બાબતો.

**એક અસલી વેહેમ**—આગલા વખતમાં એક એવો વેહમ હતો કે એક ભરથાર જારે તેની બાયડી સુતેલી હોય તારે તેણીની ડાબી બાજુએ મરઘીનું કલેજું મુકે તો તેણી પોતાની દરેક છુપી વાત ઉંઘમાં કહી દેય!

**સટીલ પેન**—બરમીંગહામમાં દર અઠવાડયે બાર બાર ડનજના ૯૮૦૦૦ બાકસ અથવા ૧,૪૧,૨૦૦૦૦ છુટી સટીલ પેનો બનાવામાં આવેછે. તરીશ વરસની વાત ઉપર ૧૨ ડજન સટીલ પેનને માટે રૂરા આપવા પડતા હતા, પણ હમણા ૧૨ ડજન પેનના બે આના થઇ ગયાછે! જે સટીલ પેને આપણ લખીયેછે તે તેની એ હાલતમાં આવતાં બાર વખત સાંચામાં જઇને પાછી બાહેર આવેછે.

**એ પનીર કે બલા!**—એક ગંજાવર પનીર એક દીને નયુયારકથી લંડન મોકલવા માટે વહાણ પર ચઢાવયું હતું. તે ઓનીડાના મુલકમાં બનાવયું હતું. તેનું વજન ૨૨૦૦ રતલ હતું; ૨૧૦૦૦ રતલ દુધ તેને બનાવવામાં ખપયું હતું! જારે પેહલવેહલું બનાવયું તારે પનીરનો ઉડાવ ૨૬ ઈંચ હતો, પણ પાછલથી તે બે ઈંચ બેસી ગયું હતું, અને જારે વહાણ પર ચઢાવયું તારે ૨૪ ઈંચ તે ઉંચાઇમાં હતું, અને ૫૪ ઈંચ ઘેરાવામાં હતું!

---

**કાચની ટોપીઓ**—વાયનાના સંઘરહસથાનની વખતે જેજે નવાઈ જેવી ચીજો આવી હતી તેમાં કાચની બનાવેલી ટોપીઓબી હતી. આ ટોપીઓ બોહીમીયાના મુલકથી આવી હતી. તેઓ એવીતો રીતે બનાવી હતી કે વજનમાં થોડાક આઉંસથી વધારે નહી હતી. આ ટોપીઓ બીજી ટોપી કરતાં તકાઉ અને વલી સસતી માલુમ પડીછે. વરસાદની આ ટોપીઓને થોડીજ ધાસતીછે.

---

ઈંગલાંડમાં દર વરસે દર ૧૭૮૦૦૦ માણસે એક માણસનું ખુન થાયછે; પણ આરગેનટાઈનના મુલકમાં દર ૯૦૦ માણસે એક માણસનું ખુન થાયછે.

---

દુનયાનાં લોઢાંની દર વરસની પેદાશમાંથી અરધો રત લોઢું રેલવેઓમાં ખપેછે. દુનયાની રેલવેઓની જુમલે લંબાઇ ૧૪૬૨૪૩ માઇલનીછે. એઓમાં દર સો માઇલે ૪૮ માઇલ યુરોપના અને ૪૭ માઇલ અમેરીકાના રેલવેઓની લંબાઇ છે.

---

જાવાના ટાપુ ખાતે જારે કોઇ ઓરત પરણવાની હોય તારે ફકત એકજ નીશાની ઉપરથી કુમારાઓ તે ઓલખી કાઢેછે. તેણી પોતાની અગાસી ઉપર ફુલતું એક ખાલી કુડું મુકેછે, એવી મતલબથી કે તે કુડું તે તેણીછે, માટે તે કુડાંમા મુકવા રોપો (યાને ભરથાર) જોઇયેછે!

---

ગરીબો કરતાં દોલતમંદોને કેટલીક વખતે પઈસાની ઘણી જરૂર પડેછે તેનું કારણ એક લખનાર એમ કેહે છે કે કુદરતી ચીજોની જરૂર કરતાં હાથે બનાવેલી ચીજોની જરૂરીઆત તાલેવંતને ઘણી હોયછે. ગરીબ પાણી પીને શોકર ગુજારેછે, પણ પઈસાવાલાને આઇસ પીધા વગર ચાલતું નથી.

---

જરમની ખાતે મયુનીચ શેહેરની ઘણુંકરીને સઘલી બેંકોમાં મેહતા અને હીસાબ રાખનારી સઘલી જવાન ઓરતોજછે. તેણીઓ ગણવા અને હીસાબ કાટવામાં ઘણી ચપલ કેહવાયછે.

---

**એરીંગ પેહેરતાં કાંહાંથી શીખયાં!**—મુસા પેગામબરના કાયદાઓના પુસતકમાં એક ઠેકાણે એવું લખેલું કેહેછે કે, સારાહે હેગાર નામની ગોલામડીની ખુબસુરતીની અદેખાઇ કરીને અબરામ પેગામબરને કહયું કે જાંહાંસુધી તેણીનાં લોહીમાં હાથ બોલું નહી તાંહવેર હું ઠર પડવાની નથી. આ ઉપરથી યાહુદીઓના પેગામબરે હેગારનો કાન

વાધો તેમાં બાલી પોઈ અને તે લોહીમાં ખુની સારાહે હાથ બોલયા. તે દીનથી કાનમાં એરીંગ પેહરવાનો ચાલ નીકલપોછે, એમ કેહછે.

---

**વેલાતની છેલી પારલામેંટ**—આ પારલામેંટ ૫ વરસ અને ૪૮ દાહાડા ટકી હતી. એટલી મુદતમાં તેના ૫૪ સભાસદો મરણ પાંમયા હતા, ૨૩ સભાસદોએ રાજીનામાં આપયાં હતાં, ૩૧ ને ઉડાવી મેલયા હતા, ૧૫ જણે એ ધો બહાલ રાખયો હતો, ૧૮ ને ઉમરાવનો ખેતાબ મલયો હતો, ૧૧ ને બેરોનેટના ખેતાબ ભેટ થયા હતા, અને ૧૩૫ સભાસદોને નવા ચુંટી કાહ્યા હતા.

---

ગાયનકારો—ઈંગલાંડ અને વેલસમાં સઘલા મલીને ૧૧૫૭૫ ગવઈયા અને ૭૦૫૬ ગાનારીઓછે. એમાંના ૧૦૦ થી વધારે ગાયનકારો તો ૭૦ થી વધારે વરસનાં બુઢાંછે.

**ચીનાઓની માફક સીયામના લોકોબી પોતાનાં આંગલાંનાં લાંબાં લાંબાં નખો રાખેછે, અને તેમની ઓરતો તેમને મોટાં કરી તેમને રૂપાંની ખોરી જડેછે!**

---

**એક બુરૂં કામ કરવાથી આપણને હંમેશાં શંખેયા રહી જાયે, પણ એક ભલું કામ સેજ વખતમાં વીજલીને વેગે ઉડી જાયછે.**

---

**એક અજાયબી**—ચામડાંના કવરની એક બાઈબલની ચોપડી જેની "ઉલીયમ સીમ" તથા "સને ૧૮૩૦" એવા શબદો લખેલા હતા તે હાલમાં "કાડ" જાતની માછલીના પેટમાંથી શોધી કાહડવામાં આવીછે.

---

**જાપાનની રાજ સભાએ એવો હોકમ કાહડયોછે કે દરેક છોકરાંનાં કપડાં ઉપર ચાંડી મારી તે ઉપર તેમનાં માબાપનાં નામ અને રેહઠાણ લખવાં!**

**ઈંગલાંડ, સકાટલંડ અને આયરલાંડ ખાતે સઘલાં મલીને ૧૫૮૫ વરતમાન પતરો છપાયછે જેમાના ૧૩૦ રોજીંદાંછે.**

---

**ચામડાંની તોપ**—સવીડનના રાજા બારમા ચારલસે ડેનમારક ઉપર હુમલો કરવા માટે ૧૨ ચામડાંની તોપો બનાવી હતી તેમાંની ફકત એકજ તોપ હાલમાં રહીછે અને તે કોપન હેગનનાં પાદશાહી તોપખાનાના હસતકમાંછે.

---

**લંડન ખાતે સઘલા મલીને ૫૬૭૧ લીલાંઉંવાલાછે, જેમાના દરેક ઉપર રૂ૧૦૦ નો કર લાગુ પાડવાથી દરસાલ ૩૫,૬૭૧૦૦ ની આવક થાયછે.**

---

**પંદરથી એકવીશ વરસની કુમારી નાનજીનોની જુમલે સંખયા વેલાતની છેલી વસતીની ગણતરી થઈ તે વખતે ૧૨,૪૬૦૦૦ ની હતી.**

**એક શીખામણ**—તમે એક એક ચીજ બાબે બોલો તે આગમજ વીચાર કરજો કે તમો શું બોલોછો, વલી જેની આગલ બોલનાર હોય તેને માટે વીચાર કરજો કે તે કોણ અને કેવોછે; પછે એમ વીચાર કરજો કે તમો શા માટે બોલોછો, અને છેલે એટલો વીચાર કરજો કે તમો શું બાબત વીશે બોલોછો.

---

**દુનયામાં સરવેથી હલકી ગેયાસ**—આજસુધી એવું જ માનવામાં આવતું હતું કે હાલ જમાનામાં શોધી કાહડલાં ૬૪ અનાસરો અથવા તતવોમાં હાઈડરોજન ગેયાસ સરવેથી હલકીછે, અને તેટલા માટે બલુન ઉડાવતી વખતે તેની ઘણી અગત પડેછે. પણ ચાલુ સાલની શરૂઆતમાં મો. લીબેર નામના એક ફરેંચે એવું શોધી કાહડયુંછે કે હાઈડરોજન ગેયાસ બે તતવોની બનેલીછે, જેમાનું એક તતવ તેના કરતાં નવ ઘણું હલકુંછે! અને તેને "આબેરન" યાને "વજન વગરનું" કરીને કેહછે. આગલા જમાનામાં પાણી એક તતવ હતું, પછે આપણે જાણયું કે આકસીજન અને હાઈડરોજન નામનાં બે તતવોથી પાણી બનયુંછે. હમણા આપણે જાણયું કે હાઈડરોજન પોતે બે તતવોનું બનેલુંછે. શું હવે પછે એવું કોઈ નહી શોધી કાહડશે કે હાઈડરોજનનું આબેરન તતવબી બીજાં તતવોનું બનેલુંછે?

---

**બરોબર તપાશ કીધા શીવાય કોઈની ઉપર શક લાવતા નાં**—અમેરીકામાં એક રેલવેની ટરેનમાં એક લેડી અને કોઈ પારકો ઘરહસથ માણસ અને બીજાંઓ પણ બેઠેલાં હતાં. ગાડી ચાલી, અને જરાવાર થયો કે લેડી પેલો ઘરહસથ જે તેની પછવાડે પીઠ કરી બેઠો હતો તેની ઉપર ચીરડાઈ તેને ગાલો દેવા લાગી. ગરહસથતો મુગો મુગો ખામોશ કરી ગયો. તે સમજયો કે બાઈ જરા કરક હશે. પેલી લેડી પાછી બેઠી અને જરાવાર થયો કે વલી આગલ કરતાં વધારે ચીરડાઈ ઉઠી. તે કેહવા લાગી કે "ઓ હરામખોર, પછવાડેથી મારો પગ ટંટોલતાં તને શરમ નથી આવતી!" પેલો બીચારો ઘબરાયો કે તેતો મુગો મુગો બેઠો છે અને આ લેડી તેની આબરૂપર હુમલો કરેછે. હવે લેડીએ તો એવોજ ઠરાવ કીધો કે આવતાં સટેશનપર આ મરદને પોલીસનાં સવાધીનમાંજ આપી દેવો. પણ શારાં ભાગગે હવે તેનુ કારણ માલમ પડયું. પેલી લેડી અને આ ગરહસથની "સીટ" (બાંક) ની નીચે એક ટોપલીમાં હાંસ હતું તે પેલી લેડીના પગમાં પોતાને ગમત મેલવવા ટોંક મારતું હતું! જેથી પેલી લેડી સમજતી હતી કે આ મરદ તેને પછવાડેથી પગ મારેછે. આથી જેટલી હશાહશ તેટલો રકાશ પેલી લેડીનો થયો હતો. માટે બરોબર તપાશ કીધા પછી કોઈને ઠપકો આપજો. નાશેરવાંન.

---

**કજીઓ બંધ કરવાની દવા**—મેલવારની ગલીમા એક માંટા બઈયેરના જોડાંને કંઈ બનતું હતું નહી, તેઓ જરા જરામાં કજીઓ કંકાશ કરતાં હતાં. એક દીવશે એ રતે કોઈ બરાહમણને બોલાવીને પોતાનો હાથ દેખાડી દુખ જાહેર કીધું. બરાહમણે એક મંતરેલી દવા આપી જે ઘ

ખતે બરાહમણે એટલુંજ ફરમાવયું કે જયારેબી કજીઓ થાય અને તેનો ખાવંદ ગાલો દેવા માંડે તયારે તે દવાનો ગોટ એક તેણીએ પોતાના મોડાંમાં ઓછામાં ઓછી પાંચ મીનીટ સુધી રાખવો. ગમે એટલો પેલો ધણી ચીરડાય, ગાલો દે, અને કદાચ મારે, તોએ પેલો ગોટ ગલવોએ નહી ને થુકવોએ નહી. પેલી ઓરતતો તેમજ ચાલી. અને આ મંતરેલો ઉપાય પણ ઘણો અકશીર માલમ પડયો. હવે દવા થઈ રહી તયારે પેલી ઓરત બીજી દવા વધારે લેવા ગઈ. બરાહમણે કહયું કે દવા બવા કંઈ નથી, એતો ખાંડનું પાંણી હતું! તે બરાહમણ બોલયો કે "એતો કુદરતી ધારોછે કે એક જણ ગરમ થાય તયારે બીજાએ નરમ થવું. તમારો ખાવંદ જયારે ગરમ થાય ને તમે પણ ગરમ થાવો, તો તે વધારે ચીરડાશે, અને કજીઓ વધશે. પણ તમે જો નરમાશથી તેને સમજાવી ઠંડો પાડશોતો જલદીજ અંત આવશે. મારી દવા તમારાં મોનાંમાં રાખવાથી તમો બોલી શકયાં નહી. તમારા ખાવંદે જોયું કે તમો ઘણા ગરીબ થઈ ગયાં, અને તેનું મોનું માથું અમશતું કુપે, તેનાં કરતાં તે મુગોજ બેશેતો બેહતર. વાસતે જાવો, બાઈ, ફરીથી જયારે તમારો ખાવંદ ગુસે થાય તારે મુગાં રેહેજો, અને નરમાશથી તેનો સવભાવ થંડો કરજો. નોશેરવાંન

---

ઉતર અમેરીકામાં જમેકાના ટાપુ ખાતે લીલા રંગનો ગોલાબ ઘણો સાધારણછે.

---

## રમુજે ફુરસત.

૧ સવાલો.

૧ પારસીઓમા રજપુત દૌરનું ખાનદાન કીઊં ?
૨ પારસીઓમા તખતનશીન ખાનદાન કીઊં ?
૩ પારસીઓમાં મોગલાઇ દૌરનું ખાનદાન કીઊં ?
૪ પારસીઓમા પેશવાઈ ખાનદાન કીઊં ?
૫ પારસીઓમા હંમેશનું શખી ખાનદાન કીઊં ?
૬ પારસીઓમા હંમેશનું આનંદ ખાનદાન કીઊં ?
૭ પારસીઓમા રોકડીઊં ખાનદાન કીઊં ?
૮ પારસીઓમા બાપ તરફનું ખાનદાન કીઊં ?
૯ પારસીઓમા મા તરફનું ખાનદાન કીઊં ?
૧૦ પારસીઓમા ભોજાઈ તરફનું ખાનદાન કીઊં ?
૧૧ પારસીઓમા લડાએક સીપાઇને માથેનું ખાનદાન કીઊં ?
૧૨ પારસીઓમા વઈદનો હાથ હેઠલનું ખાનદાન કીઊં ?
૧૩ પારસીઓમા જંગી સીપાહ બચાઓનું ખાનદાન કીઊં ?

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧ તનની ગેરહાજરી.
૨ કાંએક તેઓ પોતાના બોલ તોડેછે.
૩ કરમ.
૪ કીડા—ડોકી.
૫ સવાલો.
  ૧ મારીશ.
  ૨ શકલાનવાલા, (શક—લાન—વાલા)
  ૩ હાંડીસન.
  ૪ મેહેતા.
  ૫ મેહેરજી.
  ૬ મારકર.
  ૭ કુંઠી.
  ૮ બારી.
  ૯ ડાકટર (ડાક—તર).
  ૧૦ બાધુરજી.
  ૧૧ પુણેગર.

---

## દીવાન દાદાભાઈ નવરોજજી.

ચોપાઈ.

ધન દાદાભાઈ ધન પામ્યો,
ધન મ્હોટુ માનતણું જમ્યો,
આલસ ને આફતસે ભડયો,
ઉદ્યોગી તે પાંમે હદયો. ૧.

અદેખા, અપરસે ભીડયો,
સાચો ને સુધો જીત્યો,
ઉનમત ને એંટાઅસે વહડયો,
ઉદ્યોગી તે પાંમે હદયો. ૨.

જુલમ ને જાસ્તીપર ઉઠયો,
જંગ ને જંતલથી રૂઠયો,
પરમારથનો જુસ્સો ચ્હડયો,
ઉદ્યોગી તે પાંમે હદયો. ૩.

૧દરદી તે દાદે પોંચયો,
લંપટી તુજથી ચોંકયો,
થયો નિરોગી–હતો સડયો,૨
ઉદ્યોગી તે પાંમે હદયો. ૪.

રીબતી રૈયત સાથ રડયો,
તેમણો સાથી ખરો ઠડયો,
પ્રથવી અખંડ પશંદ પડયો,
ઉદ્યોગી તે પાંમે હદયો. ૫.

રંક રૈયતનો પત્તો થયો!
પત્તી પોતે પાછળ રહયો!
રાજ કરોડપર કરવા પડયો!
ઉદ્યોગી તે પાંમે હદયો! ૬.

૩હાથી પર તૂ નહી બેઠો!
બેઠો પારસી કોમ જેતો!
ક્યાની નામનો તાપ વધ્યો!
જર્થોરતીઓ પાંમ્યા હદયો! ૭.

સદા રેહેજે તુ જીત્યો,૪
તુંજ વેરી ન્હેડે બેઠીઓ,
સાચનું રાજ કર સદીઓ,
ઉદ્યોગી પાંમશે હદયો. ૮.

---

૧ રાજાનું જતું રાજ બચીયું તે. ૨ રાજ ખોવાની ફીકરમાં હતો તે ફીકર ટલી ગઈ, સડેલું રાજ સુધરતું ચાલ્યું. ૩ દીવાનનો સરોપાવ મલ્યો તે વખતે હાથીપર બેઠો હતો તે. ૪ ફતેહમંદ.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠેકાણું—બેહરામજી હોરમજજી સ્ત્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૮ મુ. ડીસેમબર ૧૮૭૪ આંક ૧૨ મો.


## ફ રં ગી જ,

અથવા

## વાંધામાં પડેલાં વારેસો.

સ્ત્રીબોધને માટે તદન નવીજ વારતા.

લખનાર—"મીનોચેહર ખોરશેદ."

### બાબ ૩૫.

"એ પ્યારી મુજપર જુલુમ, શો કીધો આ હાય !
ગજબ કર્યો તેં રંકપર, કયમ મેંથી મુંખાય ?
પ્રીત પરસ્પર બહુ છતે, જાદું પડવું થાય,
તે દુખતો આની કને, છેક ડબાઇ જાય."—નર્મદાશંકર.

"પ્યારા ત્હારા દિલમાં કે મ્હારો નથી જો,
પ્યારા કેરથી પતીજ કરૂં હું મથી જો;
પ્યારા બીજા જેવી બે વચની નહીં જો,
પ્યારા ત્હારે મારૂં હું તલપું સહી જો."—નર્મદાશંકર.

સમી સાંજનો વખત હતો. ખોરશેદના સોનેરી કીરણો હજીતો પશચીમના દરીયામા ઘંડાં થયાં નહી હતાં, એવામા આકાશ ઉપર ગાજવીજ સાથે તુફાન શરૂ થયું. તુફાન ઘણું જબરદસત અને ભયંકાર હતું. તે છેક અંધારૂ થયું તાંહાંસુધી ચાલયું, અને તાંહાંસુધી વરસાદ પડયા કીધો. જોકે અતી થવાબાદ તે નરમ પડયું તોપણ આકાશનો બીહામણો દેખાવતો આખી રાત સુધી રહયો.

એજ રાતે શેહરે મદાઈનના વસતીવાલા ભાગમાંથી બે માણસો એકેકની પુઠે મેદાન તરફ ચાલતાં હતાં. તેઓના બદન ઉપર ફકત સાધારણ અને સાદાં કપડાં સોવાય ઉપલાં દેહશતનાક તુફાનથી તેમનો બચાવ કરે એવું બીજું એકપણ વસ્ત્ર હતું નહી. એકેકની પુઠે તેઓ મુગાં મુગાં ચાલતાં હતાં. એ રીતે ચાલતાં તેઓ એક ઉંચા ઝાડ આગલ આવી પુગાં. જેવાં તેઓ તે ઝાડના ઓકા નીચે આવયાં કે વીજલીના એકજ ઝટકાથી તે ઝાડ કપાઇને બળી ગયું !

"અએ ખોદા !" પેલા માણસોમાંનો એક જે પેહલો ચાલતો હતો તે બોલયો, "મનેબી એવુંજ મોત જોઇયેછે. એવેજ મોતે મરવાને હું હઇવાં આવયોછું. મારી નાંખ, મારી નાંખ, મનેબી એજ મોતે મારી નાંખ !"

"અફસોસ, એટલુંબધું તે શું દુખ તારી ઉપર પડયુંછે, વાહલા ભરથાર," પેલો બીજો આકાર જે પુઠે પુઠે ચાલતો હતો તે બોલયો; "મને કેહતો ખરો કે આવી તુફાની રાતને વખતે ઘેરબાર છોડીને તું શા માટે આ જંગલમાં મને ઘસડી લાવયોછે ? અને વલી આ મુજબનું ગાંડાઈ ભરેલું એ તું શું બોલેછે ?"

"તારા સવાલથી મને તું દુખી ના કર, ઓરત !"

"ઓરત ! અરે, શું તું મને ફકત એક ઓરતનાંજ નામથી બોલાવેછે ? આજસુધી તારી વાહલી ને પયારી ને દેલદાર ને દેલઆરા ઓરત હતી, તેની આજે ફકત ઓરત કેમ થઇ ! ફીરોજ, એ કેવી રીતનું ઘાતકીપણું ?" પેલી ઓરત આંખમાં આંજુ લાવીને બોલી.

વાંચનારી બાનુઓને હઇઆં સવાલ પેદા થશે કે કદાચ આ ખાવંદ અને ઓરતનું જોડું તે આપણને જાણીતા ફીરોજ અને ફરંગ તો નહી હોય ? કેમકે આ મરદનું નામ તેની ઓરતના બોલવા મુજબ ફીરોજછે. પણ નહીં, તેમ નથી. ઓરતનું નામ કાંઈ ફરંગ નથી.

"શીરીન, હું તને સોગંદ આપુંછું કે તારાં ફેલથી હવે વધારે વાર મને હેરાન કરવાથી પરહેજ રેહ. તું એમ સમજેછે કે તારી આ કાફલુદી હું હમેશ મુજબ ખરીજ માનયા કરશ; પણ બેવફા, તારા સઘલાં મકર મને માલુમ પડયાંછે. તારાં પાપનો ઘડો ફુટોછે, અને તેની ઘંદગી એટલીતો ભારીછે, કે તેની બદબો મારેથી સેહવાતી નથી. શીરીન, તારાં પાપને માટે હું મરી જાઉંછું !"

"મારા જાન !" શીરીન બીચારી નીસાંસો મેલીને રડવા લાગી: "વાહલા ફીરોજ હજી પણ હું નથી માનતી કે તું આજે તારી સુધોમાંછે. અફસોસ, શું બે વરસની વાત ઉપરની તારી એવીજ કબુલત હતી કે ? તે વખતે આ તારે આંગસેની સુંદર વીટી મારી આંગલીને ભેટ આપતાં શું તું આમ નહી બોલયો હતો કે—'શીરીન, ગમે તેવી આ અંગોશતરી પેહરનાર બેવફા થશે તોપણ હું કદીબી તે વીશે તેણીને એક સખુનતો કેહનાર નથીજ, પણ, તે બાબે મારાં મનમાં ફકત ખેયાલ પણ પેદા થવા દેવશ નહી.' તે શું તું આજે ભુલી ગયો ?"

"અએ બેવફા, મારા તે સખુનો યાદ કરીને શું આજે તું એવું કેહવા માંગેછે કે, તું ગમે તેવી બુરી ચાલ ચલાવે તોપણ મારે તને એક હરફ કેહવો નહી ? નાપેકાર, તારાં કરતુક આડાં ને અવલાં નીકલશે—તે ખબરછે કે ?"

"ફીરોજ, ફીરોજ, હું તારે પગે પડીને માગી લઉંછું કે એવા સખુન ના બોલ.—યા ખોદા, મને મારા ખાવંદની સુખી ઠેકાણે નથી એવો ભય લાગેછે. તું એને તારી પનાહમાં લે!"

અને આમ બોલીને તે જંવાન અબલા એકવાર ફરીને રડી પડી. આ વખત વરસાદ નરમ પડયો હતો. તુફાન બંધ પડયું હતું. વીજલીના ચંમકારા થંડા થઈ ગયા હતા..

"શીરીન, મને તારીપર દયા આવેછે. વાહાલી," પેલો દેવાનો ભરથાર પોતાની જવાન ખાયડીને રોતાં જોઈને લગાર નરમ-થયો, અને તેણીની આગલ જઈ પોતાની ગોદમાં દાબી બોલયો; "વાહલી, તું મને કાંયે દુખી કરે છે? તારી ચાલથી મને શરમ લાગેછે, દુખ થાયછે, મરવા ગમેછે. શીરીન, હું મરવાનો તો ખરો—હા, હું હમણાજ અને તારી હજુરમાંજ મરૂં છું: પણ અરે, પછે તારૂં શું થશે? તું કોણને આશરે પડશે? તારાં માબાપ તો તારાં શતરૂ થાયાંછે, કાંએકે મારા જેવા એક મોહતાજ સાથ તું પરણીછે; અને વળી મારાં મા બાપ તને પોતાનાં મકાનમાં જગા આપી શકનાર નથી, કેમકે તેઓ પોતાના બેટા ફીરોજને પોતાને ગમતી વહુ સાથ પરણાવનાર હતાં. તારે શીરીન, તું હવે કાંહ જશે? દુનયાંને આશરે પડવા સીવાય, તારી પાસે બીજો કસો ઉપાય નથી. અફસોસ, મારી લાડકી—એક વખત આપણ કેહવાં હલમલીને બદામની બે મીયની માફક વલગેલાં હતાં! અને આજે———"

"ફીરોજ, મારાં જેગરના જાન, એવું ના બોલ, એવું ના બોલ. છુટાં પડવાનો આપણને કશો સબબ નથી. વળી છુટાં પાડનાર કોઈ જાલેમ દસ્ત આપણી વચે નથી. શા માટે છુટાં પડીયે આપણ તારે?"

"નહી, પયારી. છુટાં પડવુંજ જોઈયે. જોકે તારા કેહવા પરમાણે આપણને છુટાં પાડનાર કોઈ પણ દેખાઈતો જોલમગાર નથી, તોપણ આપણ બંધે એક અણદીઠ લુટારાને બસ પડયાં છીયે. વાહલી ઓરત, હું ઘણા દીવસ થયા દુખીછું. મને તારી બેવફાઈની ખબર થઈછે. તે માટે મારી કબુલત મુજબ હું તને ઠપકો આપતો નથી, બુરૂં કે હતો નથી, યા તને કે તારા માનીતાને શોધી કાઢી સજા કરતો નથી, ફકત એમા હું મારીજ કસુર સમજુંછું કે તારા જેવી ઓરતને મેં મારો પયાર આપયો, તે કસુરને માટે આજે હું મરવા માગુંછું."

"વાહલા ખાવંદ, હું તું કેહ તેવા સોગંદ લઈને કહુંછું કે જે વાંક તું મારી ઉપર મેલેછે તેથી હું તદન બેગોનાહ છું. મારૂં મન અને મારો ખોદાજ જાણેછે કે તારાં તોહમતને હું કેટલી લાયકછું. મારી કાકલુદીથી જો તું સમજતો નહી હોયતો હું જાણતી નથી કે તારી પુઠે આવયા સીવાય હું બીજું શું કરી શકશ."

આમ બોલીને રડતી ચશમે શીરીને ફીરોજને કોટી કીધી. તે આ મોહબતની ઈશારત સમજી શકયો નહી, અને તેણીને આગળ ઘસડવા લાગો. થોડુંક વધારે ચાલયા બાદ એક ઉંચી ટેકરી આવી તે ઉપર તેણીને તે ઘસડતો ચાલયો. હઈયાં તેઓ ઉભાં.

"નીચે જો, મારી શીરીન," ફીરોજ બોલયો. "આ ખીણમા પડીને હું મરવા માગુંછું."

"તો તારી પુઠે હું. જો તું મરવાનેજ રાજીછેતો હું શા માટે જીવવાને રાજી થાઉં? જાંહાં તું તાંહાં હું. જીવયાં આપણ સાથે, તો મરવુંબી સાથેજ જોઈએ."

"શીરીન, તું મને ખરેખર ચાહેછે?" પેલા વેહમાયલા ભરથારે પુછયું.

"જેટલો તું મને ચાહેછે તે કરતાં વધારે અને ખરા પયારથી!" શીરીને જવાબ આપયો.

"તારે હું સુખી થઈને મરૂંછું"; આમ બોલીને જેવો ફીરોજ નીચે નખાવી દેવા જતો હતો તેવામાં શીરીને તેને પકડી લીધો.

"ફીરોજ, મનેબી મરવા ગમેછે. આપણ સાથેજ મરીયે!"

અને આ જવાન જોડું એકેકની બગલમાં હાથ દેઈને ઉંચી ટેકરી ઉપરથી નીચે ખીણમાં પડયું.

---

## બાબ ૩૬.

"ફરંગીસ—મારા જાન! મારા જાન!! ઓ:! ઓ:!!"
શાહજાદો સીઆવખ્શ.

"કબીરકા ઘર બજારમે, ગળ કત્તો કે પાસ,
કરેગાસો પાવેગા, બંદા તૂં કયું ઉદાસ?"—કબીર.

ટેકરી ઘણી ઉંચી હતી. નીચે જોકે કઠણેથી જવાનો સરીયામ રસતો હતો તોપણ તે રસતો ખડક અને ફતરોના ઢગલાની વચેથી જવાનો હતો. આ ટેકરીની લગોલગ બીજી ટેકરીઓની હાર લાગી હતી, અને આ જંગલમાંથી પસાર થતાં મુસાફરોને આ ફતરનું વણ વતાડવાનીજ માતર અડચણ હતી.

આવી ઉંચી ટેકરી ઉપરથી નીચે પડતાંને વારજ આ દુખી જોડું ફતરોની અણીયાલી અને બારીક ધારો, અથવા બરાબર બોલીયેતો તેમના ખુની અને જેહરી દાંતોથી તદન છુદાઈ અને કચડાઈ ગયું. તેમના બદન આખાં રહયાં, એ વાત ખરીછે, પણ તેમનો ચેહરો એવોતો બેશીકલ થઈ ગયો કે બંધેમાંથી મરદ કોણ અને ઓરત કોણ તે ઓલખી કાઢવુંબી ભારી પડે.

કજા એલાહીથી એજ વખતે સોદાગરજાદી શાહબાનુ તેજ રસતેથી પસાર થઈ. રાત તમામ થઈ હતી, અને પોહોર ફાટાથી ઉજેરી થવા માંડી હતી અને થોડા વખતમા ખુશ બામદાદ રોશન થશે એવી નીશાની જણાતી હતી.

શાહબાનુ એકલી હતી નહી, તેણી સાથે બીજાબી કોઈ અંજાણ માણસો હતાં. તેઓ સઘલાં ઘોડા ઉપર સવાર થયલાં હતાં, કેમકે તે વખતે ગાડી ભાયગે જણાયલી હતી, અને ગાડી જેવી જો કોઈ પણ ખેંચી લેઈ જનારી ચીજ હોયતો તેનો વપરાસ અને ઉપયોગ ઘણોજ થોડો હતો, તથા તે ફકત માતબરોને માટે હતો.

વળી તે વખતમા ઘોડા ઉપર સવારી કરવાનો રેવાજ ઘણાં દેશો ખાતે એટલોતો ફેલાયલો હતો કે ઓરતો ઘોડા ઉપર બેસીને મુસાફરી કરતી હતી, એટલુંજ નહી પણ ચો

ગાન અથવા દડીદાવની રમત વડેક તેઓ ઘોડાપર બેસીનેજ રમતી હતી. તેમ કરવામા કસી છીટ હતીબી નહી અને તેની કોઈ છીટ રાખતું પણ ન હતું. આજે આપણા લોકોમા અજ્ઞાનપણાના સબબથી વેહમો અને છીરોએ ઠગ લાબંધ દેખાવ દેવાથી ઘોડાપર બેસવા જેવી એક ઉતમ કસરતને તદન ભુલાવી નાખીછે.

શાહબાનુ અને તેણીના સાથીઓ કાંહથી આવતાં હતાં?

તેઓ ઘણી ઝડફથી પોતાના અસપોને દોડાવતાં હતાં. તેઓનો રસતો શેહેરે રૂમીયેહ તરફથી મદાઈન જવાનો હતો. રૂમીયેહ ખાતે શાહબાનુને કોઈ અગતનાં કારણ સર જવું પડયું હતું. તાંહાંથી તેઓ વીજના વેગથી મદાઈન તરફ આવતાં હતાં.

એ વખતે પાદશાહ નોશેરવાન શામના મુલક તરફ રાજદરબારી કારણ માટે ગયો હતો. તે પોતાના બેટાનું શંજાદનાં સેપેહસાલાર શેહરગીરની બેટી સાથ થયલાં લગન બાબે વધારે તલાશ કરનાર હતો, પણ તેની આગમન તેને શામ ખાતે જવું પડયું હતું.

હંઈઆ આં નામચીન પાદશાહને એક બુરો મરજ પેદા થયો હતો, જેથી તે ઘણો હેરાન હતો. હરપલે તેના દરબારીઓમાં તેના જાનની સલામતી બાબે ધાસતી પેદા થતી હતી, અને તેઓ પાદશાહના બેટા હોરમજને હવે પછે ઈરાનની પાદશાહાત આપવાના અંદેશામાં હતા.

પાદશાહને લાગુ પડેલા આ બુરા મરજની ખબર અટકાવેલી અટકી નહી. તે શામમાં ફેલાવો પાંમી એટલુંજ નહી પણ તાંહાંથીબી આગલ ચાલી, અને રૂમીયેહમાં તો હઈયાં સુધી વાત ફેલાઈ કે પાદશાહ નોશેરવાન ઉપલા મરજનો ભોગ થઈ પડયો હતો!

આ ખબર શાહબાનુને પડી અને તેવણ તે ખબર લઈને વીજલીના હાલના કાસદની માફક મદાઈને આવવા નીકલયાં. તેવણને આ ખબર સાંભલતાં અતોયે ખુશી પેદા થઈ હતી. ખુશી એમ પેદા થઈ હતી કે હવે તેવણનો જમાઈ ઈરાનનાં તખત ઉપર બેસશે. તેને તે ખબર આપવા માટે તેવણ રૂમીયેહથી મદાઈન આવતાં હતાં.

શાહબાનુ અને તેવણના સોહબતીયો જાંહ ફીરોજ અને તેની વફાદાર ઓરતની લાશ છગડો થઈને પડી હતી તાંહ આવી લાગાં. હંઈયાં તેઓની નજર જો કે આ કમનસીબ જોડાંપર મુદલ પડી હતી નહી તોપણ તેમના ઘોડાને પથરની ઠોકર લાગાથી તેવણે તે જગાએ ફરીને જોયું, અને બે જવાન માણસોને લોહીમાં ઝઝરતાં જોઈ તેઓ કમકમયાં.

પણ આગલ જવું તો જોઈયેજ. તેઓ આગલ ચાલયાં, એટલે થોડેક છેટેથી સોદાગર નરીમાન જોડે એક જવાન મરદ ચાલતો તેમને સામો મલયો. આ બંઘેને જોતાંજ શાહબાનુએ બીજો રસતો લીધો. નરીમાન અને તેનો સોહબતી આગલ વધયા અને પેલા કમકમાટ ભરેલાં જોડાં આગલ આવી લાગા.

તેમનું લોહી તેઓએ તાજુંજ દીઠું. હજીતો બંઘેનાં માંથાંમાંથી લોહીની નેહર વેહેતી હતી. હજીતો લોહી બંધાઈબી રહયું ન હતું. હજીતો તે લોહીમાં કોઈ જાનવરે જીભબી લગાડી ન હતી. આ દેખાવ જોઈને નરીમાન અટકયો.

"અફસોસ, આશું?" તે બોલયો.

"આહ! બે જવાન મરદો!—નહી, નહી, સબુર; એક મરદ અને એક ઓરત!" તેના રફીકે કહયું.

"એ કરમ કોણે કીધું હશે? મને અજબ લાગેછ કે—"

"સોદાગર, તું જાણેછે આપણને એ સામે મલયા તે ઘોડસવાર કોણ હતા?"

"શું તું મારી બુઢી ચશમને નબલી જાણેછે, બેહરામ?" નરીમાને ઉતર વાલયો. "સોદાગરજાદી શાહબાનુ——"

"તેજ, તેજ!" બેહરામ બોલયો. "પણ રાખ, આ પણ તપાસીયે એઓ કદાચ જીવતાં હશે."

"શું તપાસે, પપર? તેમનાં મસ્તક કોઈએ પથરથી છુંદી નાંખયાંછે!"

"કોણયે? મને મોટો શકછે કે——"

"અરે આ ચીઠી શું છે?" નીચે પડેલો એક કાગજનો કકડો ઉંચકીને નરીમાન બોલયો:" લે વાંચ, એમાં શું લખયુંછે?

"આહ, એતો મારી, એતો પયારી—ઓહ!" ચીઠી વાંચતાંજ લુલે આવાજે બોલતાં બેહરામ એક છાકટની માફક લડડવા લાગો. પછે ધીરેથી બોલયો—"સોદાગર આતો મારી "શીરીન" નું નામછે. અરે હા, એજ તેણી મારી શીરીનજ, મારી શીરીનજ! ઓ ખોદા!"

"હવે મને સમજ પડી. તું જાણેછ કે શાહબાનુએ ચાર માણસો સાથ આપણને સામે મલી. તેણીએ પોતાના પાદશાહી જમાઈની ઉપર દાવો કરનાર તારી વાહાલી શીરીનનો આ રીતે ઘાત ઘડયોછે!"

"હા, મનેબી એમજ લાગેછે. મારી શીરીન, મારી શીરીન!"

"પણ અરે, આ બીજી ચીઠીમાં હું "ફીરોજ" નું નામ વાંચુંછું."

"શું? ફીરોજ મારો દોસ્ત? વકીલ ફીરોજ?" બેહરામે પુછયું.

"હા, હા, તેજ! તેના હાથ દસતખત હું ઓલખુંછું."

"એ વાત હું સમજયો. ફીરોજ શાહબાનુની બેટી ફરંગ સાથ ફકત ઓલાદનીજ પરવાનગીથી પરણયોછે. જો ફીરોજ ફરંગનો ભરથાર થાયતો પછી તુશજાદ કાંહ જાય? માટે તેની જગા સઘલી રીતે ચોખી કરવા શાહબાનુએ જ આ કામ કીધેલું લાગેછે"

"અરે અફસોસ! ઉઠાવ, બેહરામ, તું તારી શીરીનને ઉંચક, હું આ જવાન વકીલને મારા માંથાં ઉપર લઉંછું. હકીમ જામાસપનું ઘર નજદીકજછે. કદાચ એઓમાં હજી જાન હશે. ઉઠાવ."

આ રીતે રડતી અને તતડતી ચશમ સાથે બેહરામ અને નરીમાન આ અંજાણાં જોડાંને પોતાના વાહાલાં સમજીને ઉપલી જગાએથી ઉંચકી લઈ ગયા.

પણ ઉપલો બનાવ બનયો તેની પંદર દીવસ પછે ઈરાનમા જે મોટો ફેરફાર થઈ ગયો, તે વીશે આપણે હઈયાં ટુકમાંજ નોધ લેવી જોઈએ.

શાહબાનુએ તુશજાદ શાહજાદાને બાવા કારણની મારફતે પાદશાહ નોશેરવાનના મરણની ખબર પુગાડી, જેથી

તે શાહજાદો એકદમ પોતાના કેદખાનાથી છુટો થયો. એ દીવસ પછે કોઇ ઉડતી અફવા મદાઇન ખાતેના સરદાર રામબુરજીન ઉપર પાદશાહ આદેલના વાકા વીશે આવી, જે થી તે મોટી ચીંતા સાથે શાહજાદાનો જગાએ ગયો, પણ તુ રતજ તેને માલુમ પડયું કે નુશજાદ પોતાના આગલા મીત રો-ગંજાવર ગેવ, બામાશ, ખરતલ, દેવનદામ અને બીજાઓ- સાથે બંધથી ખલાશ થઇને એક લશકર ઉભું કરવા મંડયો હતો.

શાહજાદાની મતલબ ઇરાનની પાદશાહી લેવાની હતી એટલુંજ નહી પણ ઇરાનમા પોતાના ભાંતરો જોડે સંપ કર વા મુજબ નવો ધરમ સથાપવાની હતી. એ કારણ માટે તેણે પોતાના મનજુર દોસતોને જુદે જુદે શેહેર મોકલી પાદ શાહના વાકા વીશે ખબર પોંહચાડી, અને નોશેરવાનની જ ગોએ પોતેજ તખતનશીન થનારછે માટે તેની તરફેણમા જે ઓખી તેના ઝુંડા નીચે આવાને રાજી હોય તેમને એકઠા કરી ઇરાન ઉપર ચઢાઇ કરવાની તેની મતલબ હતી.

આ સઘલું બનતું હતું તે વખતે પાદશાહ નોશેરવા ન પાછો તંદોરસત થયો હતો. તેને પોતાના બેટાની બદ ચાલની ખબર પડવાથી તેણે રામબુરજીન ઉપર એક રૂકો લખીને લશકર એકઠું કરી નુશજાદની સામે થવા ફરમાવયું અને જણાવયું કે "ગમે તેટલા નાફરમાનોના જાન લડાઇ માં જાય તેની જેટલી પરવા કરે તે કરતાં આ બેટાના એક બાલની દરકાર વધારે કરજે, કાંએકે એ મને ઘણો પયારોછે."

એ વાતને થોડાક દીવસ વધારે ગુજરયા. પાદશાહી ઝંડા હેઠલ રામબુરજીન, શેહરગીર, બેહરામ અને બીજા સરદારો જોડે સોદાગરજાદો ફરામરોજબી હતો, જે પોતાની માશુકને શોધી કાઢવામાં નીશફલ થઇને અંતે લડાઇના મેદાનમાં દુશમનને હાથે કતલ થવા આવયો હતો.

લડાઇ થઇ, અને તેમાં તુફાની અને નાફરમાની શાહ જાદો નુશજાદ પોતાના સઘલા દોસતો સાથે મેદાનમા લોડ થઇ પડયો. તેનું વગર કવાયદનું લે ભાગું લશકર નાશ પામયું, અને તે પોતાની કરણીનો સવાદ જોઇ દુનયાને એ ક ખરો અને બોધ લેવા જોગ દાખલો આપી ગયો!

---

## બાબ ૩૭.

"દુનિયાં જાહાંની જાહાંની, એ અનુભવ વાત પ્રમાણી.
જેવું લે તેને તેવ આપે, ઉલટી વાણી બોલે;
હકદારોને હાંકી મેલે, ચોર શાહને તોલે.
પ્રપંચથી જે હક હરી લે, તે જન વ્હાલું લાગે;
ધમકાવે તે પાર પડે ને, રડે પડે જે માગે."—નર્મદાશંકર.

આપણી વારતાનો જલદીથી છેડો આણવો જોઇએછે, અને તેથી દરેક બનાવ ટુકમાં પતાવવો પડેછે.

અલબતે પોતાના બેટાના મરણને માટે પાદશાહ નો શેરવાનને ઘણું લાગું હતું. નુશજાદને એક કારી તીરનો જખમ લાગો હતો. મરતી વખતે પણ તેણે પોતાની અ સલ હઠ છોડી હતી નહી, પણ ઇસાઇ ધરમનો રૂહે લુમી દા થવાની ઇછા જણાવી હતી. પાદશાહે પોતાને લાગેલા જખમથી તેની ઇછાથી વીરૂધ જવાને બદલે તેની મરજી મુ જબ કરવાનો હોકમ આપયો હતો.

પણ પાદશાહ કરતાં એક પુરશને નુશજાદના મરણથી વધારે લાગું હતું. તે પુરશ તે સોદાગરજાદી શાહબાનુ હ તાં. આ બનાવ નગાડવામા, તેને જનમ આપવામા અ ને અંતે તેમા પોતાના વાહાલા જમાઇનું મોત લાવવામા સીધી નહીતો આરકતરી રીતે તેણી પોતેજ પેહલી હતી.

તેણીની હવે દરેક આશા, દરેક ઉમેદ અને દરેક ઇ છા બરબાદ થઇ. તેણી હવે "બાપલા" વગરની થઇ પડી. તેણીને દેલાસો આપનારતો કોઇ હતુંજ નહી, પણ તેણી નુશજાદને જમાઇ કરીને એક દોસત હાંસેલ કરનાર હતી. તેમ કાંઇ બનયું નહી. ભરથારથી દુર, બેટાથી દુર, દીકરી થી દુર—હવે તેણી પોતાની છેલી ઉમેદથીબી દુર થઇ!

કરણી તેવી ભરણી! બેહશત અને દોજખ આ દુ નયામાંજ જોવાનું છે.

પણ વાંચનારી બાનુઓ, તમારી જાતીની આ મગ રૂર ઓરતપર કુદરતનો એટલોજ કોપ નથી. તેણી ઉપર એક નવું વાદલ ચઢી આવવા માટે એકઠું થતું હતું.

પાદશાહ નોશેરવાનના પાછા મદાઇન આવયા બાદ એક દીને એક અરજદાર દરબારમા હાજર થયો. તેની ઉમર અઢોર દીસતી હતી, તોપણ તેના કોઠાં બેઠેલાં હતાં. તેની આંખ ગલી ગયલી હતી, અને ચેહરો વધારે બીહામણો એમ લાગતો હતો કે તેનું સઘલું મોહડું તરેહકીસમના ગુછ ખાઇ ગયલા બાલોથી ભરાઇ ગયું હતું.

પાદશાહની નજદીક ઘણા દરબારીઓ બેઠેલા હતા, તેઓમા બુજર-જ-મેહર, રામબુરજીન, શેહરગીર, અને સો દાગર મીલાદ એઓ મુખય હતા. અરજદારે ઉગમણ પરાં તોના ધારા મુજબ પાદશાહને કુતસ બજાવી તથા કદમબો સી કરીને પોતાનું અરજનામુ રજુ કીધું. એક નવીસંદા હે તે પાદશાહને તખતબોસી કરીને આપયું. પાદશાહે તે વાંચવાનો હોકમ કીધો.

તેમા લખેલું જારે વંચાઇ રહયું તારે કેટલાક દરબારી ઓ તરફ પાદશાહે જોયું, પછે એક નવીસંદાહને હોકમ કીધો કે, "અરજદારને સોદાગર ગુરગીન તરફથી હક મલે લોછે માટે તે સોદાગરની જેબી માલ મીલકત હોય તે અ રજદારને નામે કરી મારી મોહર સાથનું તેને લખત કરી આપવું."

આ વખતે અરજદારે પોતાનું સર નમાવયું, અને પાદશાહ ચમકયો!

થોડોવાર રહીને અરજદારે એક બીજું નામુ પોતાના ખીસામાંથી કાઢયું અને તે આગલ માફક પાદશાહની હજુ ર ધરયું. જારે નવીસંદાએ તેબી બાપોકાર વાંચી સંભ લાવયું તારે ઘણા દરબારીઓના ચેહરા ફીકા મારી ગયા. પા દશાહે આ અરજનામામા "સોદાગરજાદી શાહબાનુ, તે સોદાગર મીલાદ બીન મરવાસની હકદાર ઓરત" એવું નામ સાંભળયું તારે સોદાગર મીલાદ તરફ જોયું.

મીલાદ ઉજલો પુણીસરખો થઇ ગયો. તેણે જો પોતા ની ઓરત વીશે કોઇબીવાર બુરૂ ગુમાન રાખયું હોયતો તે આ વખત હતું, કેમકે અરજનામા ઉપરથી તેણે એવી મતલબ ઉડાડી કે તેની બાપડી શાહબાનુએ પોતાની કોઇ ખાનગી મતલબનેસર કોઇ "બુજરગ મરદ" નામના શખસ ને પોતાના ધણીની તમામ સથાવર મીલકત તથા રોકડ નાણુ તથા સોદો સઘલું આપી દીધું હતું, અને પોતાની સહી

આપી હતી, એટલુંજ નહી પણ પોતાના ધણી સોદાગરે મી લાદે તેણીને પોતાની મીલકત ઉપર જે અમલ સોંપ્યો હતો તેની રૂહે તેણીએ આ કામ કીધું હતું.

અલબતે આ કાંઈ નાની બાબત નહી હતી. બે વાલે તોજાર બેરાદરોના પાદશાહી વારસા તેમના બાલકો હઈયાત હોવા છતાં પારકા ધણીના હાથમાં જાય એ એક વીચારવા સરખી વાતછે.

તોપણ પાદશાહની નજરમા અરજદારની માંગણી વાજબી દીસી, અને સોદાગર મીલાદની આંખ ભીની થવા છતાં પાદશાહે નવીસંદાહને હોકમ આપયો કે તે સોદાગરની મીલકતબી અરજદારના નામપર કરે!

"પણ નામવર પાદશાહ," બુજર—જ—મેહર બો લયો, "અરજદારનો હક જો ચાલેતો મીલાદની મીલકત ઉ પર તારેજ ચાલે જારે કે ખોદા ન કરે ને એ સોદાગરનો વાકો થાય અને તેની ઓરત માલેક બને."

"તે વાત ખરીછે, શયાણા વજીર, પણ હમણાથીજ જારે સોદાગર મીલાદ પોતાની ઓરત જોડે રેહવું પસંદ કરતો નથી, તારે અલબત હમણાથીજ શાહબાનુનો માલકીછે."

પણ પાદશાહના આ બોલવાને વધારે ટેકો અરજ દારથી મલયો, તેણે એક તરીકે દસ્તાવેજ કાઢયો, અને તે રજુ કીધો. એમાં સોદાગર મીલાદે પોતે સાફ લખેલું હતું કે તેની તમામ દોલત શાહબાનુનીછે! એ દસતાવેજ હેઠલ મીલાદની સહી હતી, તે પાદશાહે તે સોદાગરને દેખાડી. મીલાદે સહી પોતાનીછે એમ કબુલ કીધું પણ એવું લખા ણ તેણે કોઈનેબી કરી આપયું હોય તે વાત ના પાડી.

પાદશાહે આખેરશ "બુજરગ મરદ" ની તરફેણમાં ચુકાદો કીધો; જેથી મીલાદની મીલકત પણ તેનાંજ નામ પર રહી.

એ રીતે વાંધામાં પડેલાં વારેસોનો વારસો પારકે હાથ પાદશાહની મોહર સાથના હોકમનામાની રૂહે ગયો. એ વખતે મીલાદ તદન બેહોશ થયો અને એ ભરમ શું બન યો હતો તે નહી સમજવાથી બેખબરીમાં ગેરફતાર થઈ ભોં ય ઉપર પડી ગયો!

---

## બાબ ૩૮.

"ફરંગીજ—નથી તું મરદ દીસતો, અમ્મે જવાં,
નથી હું જવાંમર્દ, ગર નાતવાં:
જેવો તું સેપાહ તેવો હું પેહલવાં,
હું બેટી, વહુછે તું નોશેરવાં."—એક નવો નાટક.

છેલા બાબમાં જણાવેલી હકીકતને લગતી ખબર સઘલે વીજલીના વેગ માફક ફેલાઈ. સોદાગર ગુરગીનની છેલવે લી મુલાકાત કારનના લઈ જવાબાદ તેની વાહાલી માહબા નુએ આવીને તેને જે ખબર કહી હતી તે સાંભલતાંજ તેતો બેહોશ જેવો ફરતો હતો, અને જો કે વકીલ ફીરોજ કારન ની પુઠે ગયો હતો તોપણ ગુરગીન તો એમજ જાણતો હ તો કે તેની તમામ દોલત ગઈજ!

અને જારે ગામમાં ફેલાયલી વાત સાંભલી તારે તેની ફેકર તદન ખરી પડી. તેણે પોતાના જીવપર કરવાને અ નીડના ઉપાયો કીધા, પણ તેની ભતરીજી ફરંગ જે તેની જોડેજ રેહતી હતી તેણે તથા વફાદાર માહબાનુ જેની સા થે તે હજી પરણયો હતો નહી, તેઓની મેહનતથી તે બ ચયો હતો.

પણ પેલી સઘલી વાતે દુખી ઓરત શાહબાનુ! તે ણીના શા હાલ? તેણી નુશજાદને જમાઇ કરવામાં તેનાં મર ણને લીધે નીશફલ જવાથી બાવા કારનની જોડે પોતે લખી આપેલાં કાગજ્યાં પાછાં માંગવા ગઈ, કારણ કે હવે ફીરો જ તથા શીરોનને મારી નખાવાની તેણીની મતલબ હતી નહી. પણ કારને તેણીને રોકડોજ પરખાવયો કે "હવે ઘણું મોડું થઈ ગયુંછે!"

એવામાં વલી મીલાદની તરફથી શાહબાનુ ઉપર ઠપ કા, ગુસા અને વેરની ખબર લઇને માણસ આવયું! એ સઘલું ફોકટનું હતું, કારણ કે ફસેલા બેરાદરોનો એમાં કાંઈ નીકાલ હતો નહી.

તોપણ સેપેહસાલાર શેહરગીરના સમજાવવાથી વજી ર બુજર—જ—મેહરે પાદશાહ નોશેરવાનને અરજ કીધી કે સોદાગરો મીલાદ અને ગુરગીનની મીલકતો ઉપર અરજ દારે તેમની હાજરીમાં પાદશાહની ભર દરબારમા દાવો કરવો, એવો તેને હોકમ આપવો. આ વેલા પાદશાહને આ અ દલ વાત પસંદ આવયાથી તેણે સાત દીવસની અંદર દર બારમાં સઘલી બીના તપાસવાનો હોકમ ફરમાવયો.

. . . . . . . . . . .

બીજી ગમ જવાન ફરીદ પોતાના દુશમનને પોતાનો બચાવનાર સમજી તેની મેહનતનો બદલો આપવા જતાં પોતાની તમામ દોલત અને વારસાથી હાથ ધોઈ બેઠો હતો, તે એક દીને બાવા કારનની ગેરહાજરીમાં તેની ઝુંપડી છોડીને પોતાના પેદર ગુરગીનને મલવા થકી શેહર તરફ ચાલયો.

એ વખતે સાંજ પડેલી હોવાથી તે શેહરમાં જઈ પુ ગયો નહી. પોતાની ઉપર પડતાં આફતોનો વીચાર કરતો એક મોટાં દરખત નીચે તે બેઠો. ફરીદ જે દરખત નીચે બેઠો હતો તેની થોડેજ દુર એક નાની ઝુફડી હતી. આ ઝુફડીમાંથી એક આકાર ફરીદને જોઈ તેની નજદીક આ વયો, અને ધીરેથી તેનો હાથ પકડયો.

"અએ જવાન, જો તું આસાયશ શોધતો હોયતો ચાલ મારી સાથે. સાબી કંગાલ ઝુફડીમાં તને આસાય શ મલશે. તું દુખી જણાયછે, પણ તેવોજ દુખી હુંબીછું."

"અએ અંજાણા, તું કોણછે તે યા તું મને શા મા ટે સાબી ઝુફડીમાં લઈ જાયછે તે હું જાણતો નથી, તોપણ મને લાગેછે કે તું એક વેશધારણ કીધેલો પુરૂશછે. કદા ચ તું કેહછે તેવાં દુખથી તારો આવાજ બદલાઈ ગયો હશે, પણ મનેતો શકછે કે તું મરદ નથીજ."

"બેશક. પણ તારે તારા આવાજ ઉપરથી હુંબી તને એમજ કેહવશ," પેલા અંજાણા મરદે કહયું.

"અએ મરદ, તું ગમે તેવો હોય તોપણ હું તારી સાંથે આઉંછું. હું તારી ઝુફડીમાં મરવા માટે આઉંછું. લઈજા મને તાંહ, અને જારે હું મરણ પાંમું તારે મારો ખરો પયાર સોદાગરજાદા ફરામરોજને કેહજે," ફરીદ બો લયો અને રડી પડયો.

"આહ; શું, તું એક ઓરત નથી ! અને મને લાગે છે કે સોદાગર મીલાદના બેટા ફરામરોજની માશુક——"

"ખબરદાર—સબુર ખમ. હું તેજછું, પણ તું કોણછે ?"

"હુંબી એક ઓરતછું. પાદશાહ નોશેરવાનની હું વહુ થાઉંછું. મારો ભરથાર——"

"શાહજાદા નુશજાદની તું ઓરત, શીરીન ? અફસોસ, તું તો જીવતીછે, ને તારે વાસ્તે વાતતો એમ ચાલેછે, કે તને માહારી ફરંગના ભરથાર ફીરોજ સાથ પેલી બાજુનાં જંગલમાં કોઇએ મારી નાંખીછે !"

"શું ? એ વાતથી તું મને અજાયબ કરેછે બાનુ:— પણ તારૂં નામ શું ?" શીરીને પુછ્યું.

"તું હવેથી મને જંદારનાંજ નામથી ઓલખજે. તુંબી જો મરદનોજ વેશ રાખેછે તો શું નામ ધરાવેછે ?" ફરીદે પુછ્યું.

"મને પાસેનાં રાહદારીઓ મરવાસના નામથી બોલાવેછે. તું કેહતો આપણ સાથેજ વસીયે. જારથી મારો ભરથાર લડાઇમાં મારયો ગયોછે તારથી મેં એકાંતવાસ પકડયોછે."

"તારો ભરથાર શાહબાનુનાં કાવતરાંથી મારયો ગયો છે. મનેબી તેણીથીજ ખમવું પડેછે. ખોદા તેનો બદલો તેને દેખાડશે," ફરીદ ઉંચે જોઈ બોલયો. "પણ ખરાર, તને કેહતાં હું ભુલી જાઉંછું કે તારૂં તથા ફીરોજનું ખુન કરવાનો અપરાધ એજ મગરૂર બાનુ ઉપર લાવવામાં આવયોછે."

"આહ, તારેતો હું——"

"નહી, વેર લેવામાં ખોદા રાજી નથી. તું મારી સાથે આવ, આપણ તારાં ઝુફડાંમાં જઈ મારી શું શું મકસદછે તેથી હું તને વાકેફ કરૂં."

---

## બા બ ૩૯.

"માથું ટેકી પીડજ પામે, જાડું સુખી થાએ,
પાપ કરતું બહુ જિવે ને, ધર્મી ઝટ મરી જાએ."—નર્મદાશંકર.

આપણી વારતાનો હવે છેડો આવયોછે.

પાદશાહ નોશેરવાને સોદાગરો મીલાદ અને ગુરગીનના વારસાઓ ઉપર દાવો કરનાર બુજરગ મરદ—જે કોઈજ નહી પણ કરસેવજ કારન હતો, એમ વાંચનારે જાણી લીધું હશે તે—ને ખબર આપવા મારે નવીસંદાને હોકમ કીધો હતો કે તેણે પોતાનો દાવો ભર દરબારમાં સઘલા પરતીવારીઓની હજુરમાં સાબેત કરવો.

અલબતે દાવાદાર પોતાનાં નસીબની આ બદલાતી વલણથી બીહે નહી. તેણે પોતાની તરફથી લડવા મારે કોઇ પણ વકીલની ગરજ જોઈ નહી.

એ મુજબ ઠરાવેલે દીવસે પાદશાહની કચેરીમાં પુશકલ લોકોની ઠઠ મલી હતી.

દરબારનો એક બાજુએ સોદાગર ગુરગીન પોતાની ધનાર ઓરત શાહબાનું તથા ફરંગ સાથે હાજર થયો હતો. ફરંગ બીમારી દેલગીર ચેહરે બેઠેલી હતી, નહી કે તે તેણીના બાપ તથા કાકાના વારસા પર એક ધુતારાએ દાવો કીધો હતો તેથી, મગર તેણીનો ભરથાર ફીરોજ જે કારનની શોધમાં ગયો હતો તેને નુશજાદની ઓરત શીરીન સાથ કોઈએ મદાઇનનાં જંગલમાં મારી નાંખયો હતો તેના શોકમાં તેણી હતી.

બીજી બાજુએ, પણ તેજ હારમાં સોદાગર મીલાદ પોતાની પસતાવો કરતી ઓરત અને બીજા દોસતો સાથ બેઠો હતો: તેની પહોશમાંજ થોડેક દુરથી બે જવાન શખસો બેઠા હતા, જેઓએ પોતાનાં મોઢાં સુધી દુપટો હોઢેલો હતો.

સામી બાજુએ બાવા કારન પુરતી ગંભીરાઇ સાથે પોતાની જોડે ફીલકુસ અને એજરને લઈ બેઠો હતો. તેઓના દેખાવ એવા હતા કે જાણે કોઇને તેમની ઉપર શક આવેજ નહી કે તેઓનો દાવો વગર પાયાનોછે.

દરબારમાં ઉપલી બંધે બોરદુઓની વચમાં પાદશાહનું મસનદ ગોઠવેલું હતું, જેની આસપાસ બીજી ફાલતુ જગાઓ કરેલી હતી.

થોડોકવાર નહી થયો એટલામાં નકીબે પોકાર કીધો અને પાદશાહ નોશેરવાન, બુજરજ-મેહર, રામબુરજીન, ફરામરોજ તથા બીજા સરદારો સાથે આવી તખત ઉપર બેઠો. આ વખતે સઘલાઓ પોતાની જગાએથી ઉઠયા અને પાદશાહને સેજદો કીધો. કારનબી ઉઠયો અને ભોંય બરાબર નમયો. તેને જોઈ પાદશાહ ફરીથી ચમકયો.

હવે દરબારનું કામ શરૂ થયું. કારનનાં સઘલાં કાગજીયાં પાદશાહે પોતાની પાસે લીધાં, અને ધીરેથી તે સઘલાં વાંચયાં. એ પછે કારન તરફ ફરીને તે બોલયો:— "અરજદાર, તારો દાવો કોણ કોણ પરતીવાદીઓ ઉપરછે, તેમનાં નામ બોલ."

"અમે અદલ પાદશાહ," કારન નમીને બોલયો, "સોદાગરજાદી શાહબાનુ અને સોદાગર ગુરગીન સીવાય મારા દાવાના બીજા કોઈ પણ જવાબદાર નથી."

એ વખતે શાહબાનુ અને ગુરગીન બંધે પાદશાહની હજુર પોતાની જગાએથી ઉઠીને આવયાં, અને કદમબોસી કીધી. તેમના ફીકા ચેહરા ઉપરથી તેમનાં દુખો વીચારી લેવાનું પાદશાહને મુશકેલ હતું નહી.

"અમે સોદાગર બાનુ," પાદશાહ બોલયો, "એક માસની વાત ઉપર આપણ તમારા મકાન મધે મલયાં હતાં, તારબાદ મેં તમોને આજે જોયાંછે. તમારા ખાવંદ અને ફરજંદોની મીલકત ઉપર આ અરજદારે દાવો ઉઠાવયોછે, જેના પુરાવામાં તે તમારા તથા તમારા ખાવંદના હાથ દસતખત બતાવેછે. તે અરજ કરેછે કે તમે કોઇ તમારાં કામને થકી અરજદારને તમારા ખાવંદની મીલકત ઉપરનો હક લખી આપયોછે. શું એ વાત ખરી ?"

"પાદશાહ, એ વાત મારાં ભાવજે તદન ખરીછે," શાહબાનુએ નમીને કહયું.

"તારે મને જવાબદો કે આમ લખી આપવાની તમોને સતા તથા સબબ શું હતો ?"

"પાદશાહ, સતા મને મારા ખાવંદની હતી, પણ સબબ તદન ખાનગી હતો."

"અલબતે તમારા ભરથારે તેની મીલકત એક પારકાને આપી દેવાની તમોને સતા આપી નહીજ હોય !" પાદશાહે કહયું.

"પણ તેમાં તેનો પોતાનો ફાયદો હતો," શાહબાનુ એ ઉત્તર વાલયો.

"શું તે તમારો ફાયદો તમે જોયો?"

"અફસોસ, હું મારી ધારણામાં તદન નીશફલ થઇછું."

હઇયાં પાદશાહે ગુરગીન સામુ જોયું અને તેને પુછયું—"સોદાગર ગુરગીન, અમે તને ઓલખીયેછે. આપણ વચે આગલ એખલાસ હતો તે અમે ભુલી ગયા નથી, અને તેથી તારી આજની હાલત જોઇ અમો દેલગીર છીયે. શું તારી મીલકતના બચાવમાં આ અરજદારને તું કાંઇ કેહવા માંગેછે? એ સાફ જણાવેછે કે તારા એક ફરીદ નામના બેટાના નામ પર તેં તારી તમામ મીલકત ચહાવી છે. તે ફરીદને અરજદારે દરીયામાં ડુબતો બચાવવાથી તે બેટાએ તને ચીઠીની મારફતે જણાવયું કે તું જે દોલત ને બખશનાર હતો તે અરજદારને આપવી. તેં તેમ કીધું અને અરજદાર તે મીલકતનાં કાગજીયાં લઇને તારા બેટા ફરીદ પાસે ગયો, જેણે તેને તે કાગજીયાં ભેટ આપયાં હતાં. શું એ બાબતમાં સચાઇ સીવાય કાંઇ બીજું તને જણાયછે?"

"અમે નામવર પાદશાહ, તારી સોચના માટે હું તારો ઉપકાર માનું છું. જે મીલકતનો હું માલેક હતો તે મેં મારા બેટાના નામપર કીધી હતી અને તેને લગતા દસતાવેજો મેં મારા બેટા ઉપર મોકલી આપેઆ હતા; પણ તારબાદ મારા બેટાએ તે દસતાવેજો આ અરજદારને આપયા કે તેનું શું કીધું તે હું જાણતો નથી."

„એટલે તારી પાસે તારી મીલકત ઉપરના અરજદારના દાવાની સામે થવાનો પુરાવો નથી. બેશક એમજછે. અરજદાર સઘલી વાતે ફત્તેહમંદછે. તું તથા તારો બેરાદર મીલાદ બંધે આરકતરી રીતે તમારી દોલત ખોહી બેઠાછો. એમાં તમારો નહી પણ બીજાઓનો વાંકછે. શાહબાનુની બેવકુફી અને ફરીદનાં મોટાં દેલે તમારી ઉપર આફત આણીછે. મારાં રાજના બે સોદાગરોના અમીરોને એ રીતે દમડી વગરના થઇ ગયલા જોવા હું માંગતો નથી; તેમજ વલી મારી અદલના રઇયતનનેકી મારા ઈનસાફ બાબે સખુન નાંખવા હું દેનાર નથી. વાજબી હશે તે હું કરવાનો. તમારી દોલત ઉપર તમારો કસો પણ ઈલાખો હોય એવું મને લાગતું નથી. માટે હું પેહલી તપાસની માફકજ આજ રોજે પણ અરજદારની તરફેણમાં ચુકાદો કરી તેના નામ ઉપર તમો બંધે ભાઇઓની પાદશાહી દોલતનું હોકમ નાંમું કરી આપુંછું."

પાદશાહના આ સખુનો નીકલતાંજ આખી દરબારમાં દેલગીરીના સખુનો નીકલવા લાગા. એ વખતે પાદશાહ દરબાર બરખાસત કરવાનો હોકમ આપતો હતો એવામાં સેપેહસાલાર શેહરગીર પોતાની જગાએથી ઉઠયો, અને પાદશાહના પગ પર માથું મેલી અરજ ગુજારી કે તેમની ફરીયાદ સાંભલવી. પાદશાહે તેમની ફરીયાદ શું હતી તે જાણવા માંગયાથી શેહરગીર બોલયો—

"નામવર પાદશાહ આજ એક વરસની વાત ઉપર તારા મરનાર બેટા નુશજાદ જોડે મારી બેટી શીરીને છુપી રીતે નેકાહ કીધા હતા. એ વીશે અને હમણાજ ખબર થઇછે. નુશજાદે શીરીનથી પોતાનું દેલ ફેરવીને સોદાગર મીલાદની બેટી ઉપર લગાડયું હતું. આ નવાને છોડી તેને પોતાનો ભરથાર કરવાને તેણીની માદર શાહબાનુના ફુસલાવવાથી રાજી થઇ, હતીપણ જારે નુશજાદ અને ફરંગનો મેલાપ થયો તારે મારી બેટી શીરીને પોતાના હકદાર ભરથારની એબ ઉઘાડી પાડી કે તે પરણેલોછે એમ જણાવયું હતું. આ ઉપરથી શાહબાનુ તેણી ઉપર વેર લેવા તાંપી રહી હતી. "હવે," સેપેહસાલારે આગલ ચલાવયું, "હવે આજ કેટલાક દીવસની વાત ઉપર મારી બેટી મારા મકાનમાંથી નીકલી ગઇછે. તે વખતે હું તો તું નામવરના બેટાએ ઉઠાવેલું તુફાન નરમ પાડવામાં રોકાયલો હતો. હમણા મને ખબર થઇછે કે તેણીને કોઇએ પાસેના મેદાનમાં ઠાર કીધી હતી. મને આ શાહબાનુ ઉપર શક જાયછે, માટે હું તેણી ઉપર તપાસ ચલાવવાની રજા લઉંછું."

"પણ શાખશી વગર તારા શકને તું કેવી રીતે ટેકો આપશે?"

"મારી પાસે બે શાખશીછે, જેઓએ મારી બેટીને જોઇછે." એટલું બોલીને શેહરગીરે દરબારના દરવાજા તરફ નજર કીધી, અને તુરતજ બેહરામ તથા નરીમાન હાજર થયા. પાદશાહે તેમને ઉલટ પાલટ રીતે તપાસયા જેમાં તેઓ કેવી રીતે શાહબાનુને સામા મલયા હતા તથા તેણીએ મોઢું ફેરવયું હતું, તથા તાંહથી આગલ ચાલતાં ફીરોજ તથા શીરીનનાં મુરડાં લોહીલુહાન જોયાં હતાં તે સઘલી વાત કહી દીધી. પાદશાહની આ શાખશીઓ ઉપરથી ખાતરી થઇ અને તેથી શાહબાનુની કેટલીક તપાસ કીધા બાદ દેશનીકાલની સજા ફરમાવી.

અલબતે શાહબાનુએ પોતાના ખુનની બાબતનાં નીરદોશપણા વીશે ઘણો બચાવ કીધો, પણ તેણીની સામે મજબુત શાખશી પડવાથી પાદશાહે તેણીને તુરતજ દેશનીકાલ કાઢવાનો હોકમ ફરમાવયો.

હવે દરબાર બરખાસ્ત થવાનો વખત થયો.

પણ એજ વખતે એક કાસદ ઝડફથી દોડતો પાદશાહની હજુર આવયો અને એક નામુ રજુ કીધું. બીજાં બે કાગજો પોતાના ખીસાંમાંથી કાઢી તેણે સોદાગરો મીલાદ તથા ગુરગીનને આપયાં.

---

# રાણી કેરોલીન.

("દુનયામાં સરવેથી દુખી રાણી.")

અમારી વાંચનારી બાંનુંઓની સનમુખ ઈંગલાંડની રાણીઓનાં જે ટુક બયાનો હમે રજુ કીધાંછે તેઓમાંજ નહી પણ ઈંગલાંડની સઘલી રાણી, બલકે આખી દુનયાની આગલા અને હાલ જમાનામાં થઇ ગયલી રાણીઓમાં જે કોઇ પણ રાણી મોટાંમાં મોટી દુખી હોય તો તેણે હમે આજે જે રાણીનો અહેવાલ લખીયેછે તેના જેવું તો દુખ નહીજ સોસયું હશે.

બરનસીકનો શાહજાદો ચારલસ ઉલીયમ ફરડીનાંડ ઈંગલાંડના રાજા તરીજા જારજની બેહન શાહજાદી આગસટા સાથ પરણયો હતો. તેઓને પેટે ૧૭૬૮ ના મે માસની

તા૦ ૧૬ મીએ એક બેટી અવતરી હતી જેનું નામ તેઓ એ કરોલીન રાખ્યું હતું. આ બાલક ઘણુંજ તંદોરસ્ત અને તેનો બાંધો અતી મજબુત હોવાથી તેણીની માતા કે હતી હતી કે "આ દુકતી સંકટ ખમવાને માટેજ પેદા થઇછે." કેરોલીનને બે ઉમરાવ દાસીઓના હસ્તકમાં સોંપી હતી પણ તેણી હંમેશાં પોતાનાં મા બાપનીજ જોડે ખાતીપીતી અને ફરતી હતી. હજી તો તેણી ઘણી નાની હતી તેટલામાંજ કેરોલીન ભુગોલ વીદ્યા, જ્યોતીશ શાસ્ત્ર, અને તવારીખમાં પુરવીણ થઇ હતી; એટલુંજ નહી પણ જરમન, ઈંગરેજી, ફરેંચ અને ઈટાલીયન ભાશાઓ ઘણી સરસ રીતે બોલી જા ણતી હતી, એ સાથે વલી "વાટર કલર"નાં ચીતરો દોરતી હતી અને ગાયનના હોનરમાં મોટી સરસાઇ મેલવી હતી.

કેરોલીન એટલા માટેજ તેનાં માબાપને વાહાલી હતી નહી, તેણી પોતાના પીતાની રઈયતનીબી માનીતી હતી. તે ણી મોટાં અને માયાલુ દેલની હતી. ઘણાંક ધરમ ખાતાં ઓમાં તેણીએ મદદો આપી હતી, જાહેર મકાંનોની ભેટ લઈ,તથા દુખી અને ગરીબોની રૂબરૂ જઈ તેમને દેલાસો તથા બક્ષીસ કરી તેણી લોકમાની થઈ હતી. જારે તેણી પા દશાહી બાગ યા બીજે ઠેકાંણે ફરવા જાય તારે ગરીબ બાલકો તેણીની પુઠે ટોલાબંધ દોડે અને તે સરવેને તેણી રાજી કરી ને ઘર મોકલે.

આવી એક અબલાને કુદરતે શા માટે અંતે દુખી કીધી હશે!

જારે તેણી ૧૭ વરશની જવાન ઉમરે પુગી તારે કેરો લીનનું દેલ એક જવાન જરમન શાહજાદા જોડે લાગું હતું. બંધે એકેકને ચાહતાં હતાં, અને પરણવાને તઇયાર હતાં. પણ એ વાતની ખબર શાહજાદીની માદરને થવાથી તેણીએ પોતાના ભરથારને કહી આ જવાન આશક માશુકોનું જોડું તોડાવયું. પાછલથી પેલો જરમન શાહજાદો લડાઈમાં મારયો જવાથી કેરોલીને તેનું દુખ હઈયે ધરયું અને મરણ સુધી તેને વીસરી નહી.

એ પછે પરૂશીયાના રાજાએ તેણી જોડે નેકાહ કરવાને આશનાઈ કીધી હતી, પણ તે નામંજુર રાખવામાં આવી હતી. એ રીતે કેરોલીન હવે ૨૬ વરસની ઉમરે પુગી તો પણ તેણી પરણી ન હતી. પણ એવામાં તેણીના મામા ઈંગલાંડના તરીજા જારજે પોતાના દીકરાના દીકરા જોડે કે રોલીનના નેકાહ કરવા માટે માગું મોકલયું, જેથી તેની બેહન ખુશખુશ થઈ ગઈ, પણ શાહજાદી ઘણીજ દુખી થઈ.

તેણીને કાને તેણીના ભવીશના ભરથાર બાબે કેટલીક વાતો આવી હતી, તથા તે મીસીસ ફીટઝ હબરટ નામની ઉમરાવજાદી જોડે ચોડાં કાહનો હતો સે તેણીને ખબર હતી; તોપણ શાહજાદો જારજ તો તે વખતે આખા યુરોપખંડ માં એક ઘણોજ "સંપુરણ ગરહસથ" ગણાતો હતો, અને તેવીજ તેની કેલવણી હતી, તે માટે અંતે કેરોલીને તેની બાયડી થવાને હા પાડી. તેણી પોતાની મા અને મોટા રસાલા જોડે ઈંગલાંડ તરફ ચાલી, જે વખતે રસતામા ગ રીબો તેણીને પુશકલ આશીશ દેતાં હતાં.

રસતે ચાલતાં તેણી ઈંગરેજી રીતભાંતોથી વાકેફ થઇ. એમ કરતાં તેણી લંડન પુગી, જાંહ તેણીના થનાર ભરથારે મોટાં માન તથા મોહબત સાથ તેને આવકાર દીધો. પણ હઈયાંજ કેરોલીનનું પેહલું દુખ શરૂ થવા માંડયું. તેણીની મામી રાજા જારજની બાયડીને કેરોલીન ગમી નહીં; તથા શાહજાદા જારજની માશુક ઉપલી ઉમરાવજાદીને અદેખાઇ આવવાથી તેણીએ પોતાના માનીતાને જુઠું કહયું કે, "કેરો લીને પોતાના એક જરમન શાહજાદા સાથના આગલા પયા રનાં વાત મારી આગલ કહી દીધીછે." આ ઉપરથી શાહ જાદો પોતાનાં થનાર બાયડી તરફ થંડે દેલે જોવા લાગો.

કેરોલીનના શાહજાદા જારજ સાથે તા૦ ૮ મી એપ રેલ ૧૭૯૫ ને દીને પુશકલ ઠાઠમાઠ સાથે નેકા થયા, બીજે વરશે તેણીએ એક બેટીને જનમ આપયો. આ બ નાવથી તેણી અને ભરથાર વચે વીયોગ પડયો, અને તેથી તે ણી બ્લેકહીથ ખાતે એકાંત પડી રહી. નાની શાહજાદીને તે જ ઠેકાંણે નજદીકીમાં કેલવણી લેવા રાખી હતી જાંહ દુખી કેરોલીનને અઠવાડયામાં ફકત એકજ વાર જઈ પોતાની દી કરીને મલી આવવાની છુટ આપવામાં આવી હતી. જો ઈંગલાંડમાં પાદશાહી કુટુંબમાંનું કોઇપણ કેરોલીનને ચાહ તું હોય તો તે તેણીનો મામો બુઢો રાજા જારજ હતો.

૧૮૦૬ માં કેરોલીનનો બાપ લડાઈમાં મારયો જવા થી તેણીની માતા વેલાત આવી જાંહ બુઢા રાજાએ તેણીની ૪૦ વરસની જુદાઈ બાદ મુલાકાત લીધી!

ભરથારથી જુદાં પડવાને ૧૦ વરસ વહી ગયાં તોપણ તેણી સાથે એવી ચાલ ચલાવવાને તે શાહજાદાએ એક પણ કારણ હતું નહી. હવે તેણે તેણી ઉપર દેખરેખ રાખવા માંડી, કે કાંઈ વાંક જણાયતો લાંગલા છુટાછેડા કરે. કેરોલી ન કોઈ કોઈ વખતે લારડ અરડલોના તે તરફ આવેલી જ ગામે જઈ જગા અને ચીતરો તપાસતી હતી, એ બાબે તે જ ગાના દરબાનને બોલાવી શાહજાદાએ તપાસ કરાવી પણ કે રોલીન પર ગોનાહ સાબેત થયો નહી.

વલી બીજી વખતે એ તરકટીયાઓએ તેણી સામે કેટ લાંક તોહમત ઉભાં કીધાં, પણ તેમાંથીબી બચી ગઈ. એ ઉપ રથી તેણીના ઘાતકી ભરથારે તેણીની બેટી જોડે મુદલજ નહી મલવાનો તેણીને હોકમ અપાવયો. જો બંધે મા દીકરીની ગાડી સાંમાસાંમી થાય તો ઘોડાવાલાને હોકમ કીધો હતો કે ગાડી ઉભી રાખવી નહી.

આ જોલમને માટે કેરોલીને એક દયા આણવા જોગ પતર પોતાના ભરથાર ઉપર લખયો, પણ તેણે દસો જવાબ વાલયો નહી. એ પછે તેણીની માતા મરણ પામી. એ વ ખતે નાની શાહજાદી તેણીની માને મલી હતી. થોડુક પછે કે રોલીન યુરોપની મુશાફરી કરવા નીકલી, એ વખતે વેલાતના લોક તેણીનાં દુખનાં એટલીતો દાઝ જાણતાં હતાં કે તેણીને રૂ પયા ૫૦૦૦૦૦ પારલયામેંટે ખરચ તરીકે આપવા કબુલ કીધું, પણ મોટી જોરાવરીએ કેરોલીને રૂ૩૫૦૦૦૦ બહાલ રાખયા હતા. જારે તેણી દેશેદેશ ફરતી હતી તારે તેણીને તેણીની બેટીનાં લગન થવા વીશે ખબર પડી હતી, પણ પછે તુરતજ તે જવાન શાહજાદીના એકાએકના મોતની કમકમાટ ભરેલી ખબર તેણે સાંભલી હતી. આ બનાવથી તેણીની સઘલી ભ વીશની આશા ધુલ મલી.

વલી એવામાં ૧૮૨૦ મા રાજા જારજ મરણ પામયો એ કેરોલીનને તરીજો મોટો ફટકો હતો. એ વખતે તેણીનો ભરથાર રાજા ચોથા જારજ તરીકે તખતનશીન થયો. તેણે કે

રોલીનનું સાલીઆણું વધારી આપવા કહયું તથા બીજી લાલચો દેખાડી, તે એવી સરતે કે તેણીએ રાણીનો ખેતાબ છોડી દેવો અને ઈંગલાંડ આવવું નહી. હમના સુધી તેણીને ભરથારથી જુદું પડવામે ૨૩ વરસ થયાં હતાં. તેણીએ તેની નીચ માંગણી ધીકારી અને ઈંગલાંડ જઈ પોતાના હકનો દાવો કીધો. રાજાએ તેણીનું રાણી તરીકેનું નામ કાઢી નાખ્યું, પણ જેવી તેણી વેલાત પુગી કે દરેક ઠેકાંણેથી લોકો તેણીને પરીતી ભરયા આવકાર દેવા લાગાં, અને તેણી તરફની પોતાની વફાદારી બતાવી.

રાજાએ તેણીને બકીંગામના મેહલમાં ઉતરવા દીધો નહીં, તેથી એક નાનાં ઘરમાં તેણીએ ઉતારો લીધો. લોકોના દેલ તેણી તરફ પુશકલ ઉશકેરયાથી રાજાની તેણી તરફ ઘણીજ ઈતરાજી થઈ. રાણી કેરોલીન (કારણ કે હવે ખરૂં જોતાં તેણી તે પદવીએ પુગી હતી) તદન બપકાથી ખાલી હતી. તેણી નીચાં માણસોનેબી પોતાની બરાબરના ગણતી હતી અને તેથી તેણી નાચ રંગ, ગાન તાંણ વીગેરેમાં ભેલાઇ પોતાનો મોટો ગમ વીસારતી હતી. તેણીએ એક વાહાણોના સઢ બનાવનારના દીકરાને પોતાનો પાલક કીધો તથા તેમની મોજમાં પોતાનું સુખ સમજવા લાગી.

પણ હવે એક નવું તોહમત તેણી ઉપર આવી પડયું. તેણી જારે યુરોપની મુસાફરીએ ગઈ હતી તારે વેલાતમાં એવી વાત ફેલાઈ હતી કે તેણી કોઈ બરગામી નામના કાસદ જોડે ગેરસંબંધ રાખતી હતી અને તેણીએ હલકી પદવી ઉપરથી પોતાના કારભારીની જગા આપી હતી. તથા તેની સાથેજ બેસીને ભોજન લેતી હતી. એ બાબે તપાસ થઈ હતી અને નીચ માણસો તેમાં નીશફલ થયાં હતાં. રાજાનો એવો હોકમ હતો કે યુરોપના પાદશાહો તેને માન આપે તો તેમાથી રાણીનું નામ કાઢી નાખે; નેપોલીયન બોનાપારટને ફતેહ કરનારા વેલીંગટન જેવા શુરા પેહલવાનોને રાણીને મલવા જવાની મનાઈ હતી. એટલીબધી સખતી છતાં રાણીની સાંમે ઉપલું તોહમત હવે ખોલું મુકવામાં આવયું.

તા૦ ૫ મી જુલાઈ ૧૮૨૭ ને દીને પારલામેંટમાં લારડ લીવરપુલે એક એવી મતલબનું બીલ રજુ કીધું કે રાણી કેરોલીનની રાણી તરીકેની પદવી છીનવી લેઈ રાજા સાથનાં તેણીના લગન રદબાતેલ કરવાં. તેણી ઉપર જનાકારીનું તોહમત સાબેત કરવા માટે શાખશીઓ બોલાવયા અને તપાસ ચાલી, જે વખતે મી૦ બરોહામ (પાછલથી પરખ્યાત લારડ બરોહામ), મી૦ ડેનમાન અને ડાકટર લશીંગટને એવીતો મજબુતીથી તેણીનો બચાવ કીધો કે લીવરપુલનું બીલ રદ થયું, અને પરજાની નજરમાં રાણી તદન નીરદોશ જણાઈ ! તોપણ તેણીને માથે રાણીનું તાજ ધારા પરમાંણે મેલાયું નહી. તેણી પોતાનાં નીરપરાધીપણાને માટે પરવરદેગારનો ઉપકાર માનવા સેંટપાલનાં દેવલમાં ગઈ, જેથી લોકોએ હરખમાં આવી ઘણા દીવસો સુધી રોશની કીધી હતી.

તા૦ ૧૯ મી જુલાઈએ રાજાને માથે તાજ મેલયું તારે રાણીએ પોતબી તે વખતે પોતાનો હક માંગયો પણ તેણીને કોઈ પણ રીતે રાજાએ મચક આપયો નહી. લોકો ધારેતા હતા કે તેઓ ન્યાવપર કરશે. પણ તેમ થયું નહીં; તોપણ કુદરતે તેણી ઉપર હવે પોતાનું દખાંણુ ચલાવા માંડયું. રાજાએ જે બપકાથી તાજ પેહરયું તે તાજ રાણીને માથે મુકાયું તો નહીંજ પણ તે વખતે તેણીને તાંહ હાજર થવાબી દીધી નહી, એ એક જબરો ફટકો હતો. તેણી દીનપર દીન લેવાતી ગઈ, અને ઘાતકી રાજાના તાજ પેહરવા બાદ ૨૦ દીવસમાં તેણી મરણ પાંમી. એ વખતે તેણીની ઉમર ૫૪ વરસની હતી. તેણીની ઈછાથી લાશને બરનસીક ખાતે લઈ ગયા, જેપર તેણીએ એવો લેખ કોતરવા ફરમાવયું હતું કે, "હઈયાં ઈંગલાંડની દુખી રાણી કેરોલીન પડેલીછે."

એક ઓરત, રાણી, બાપડી અને માતા તરીકેનાં કેરોલીનનાં દુખનો એ રીતે છેડો આવયો. તેણીની લાશને બરનસીક લઈ જતાંબી રાજાએ છેલું ઘાતકીપણું ચલાવાને બાકી રાખ્યો નહી. રાજાની મતલબ લાશને હારીચનાં બંદરથી મોકલવાની હતી, પણ લોકોની મરજી લંડનમાંથી તેને પસાર કરાવાની હતી. એ ઉપરથી ઘાતકી રાજાએ તે રસતા ઉપરનો રસતો ખોદાવી નાંખયો અને વચમાં ઝાડોના ઠુંઠાં નાંખ્યાં કે તાંહથી લાશ લઈ જવાય નહી. ઘણે ઉગટ રસતેથી લાશને બરનસીક લઈ ગયા જાંહ તેણીના બાપદાદાઓની જોડે મધરાતે તેણીને ભુમીદાહ કીધી હતી.

---

## હવાનો ભીણાસ અને તેનુ ચાલુ કામ.

રાત દીસ આપણા દમમાં જતી સાધારણ હવાની અજાએબ જેવી બનાવટ અને ખાશીએતો વાંચનારો બાંનુઓને ઘણીવાર અમે સમજાવી છે. પણ એ હવાનો એક અગતનો અને અજાએબ જેવો ગુણ—તેનો ભીનાસ—તેને લખનારાઓ તરફથી કોઈજવાર ઈનસાફ મલેછે. હવામાં પાણીનાં ભીનાશનો જથો સાઠમા ભાગથી વધારે, અથવા ૨૦૦ મા ભાગથી ઓછો કદાચજ હોયછે. રૂતુ અને જગાની વધતી ઓછી ગરમીથી એ ભીણાસનો જથો વધારે અથવા થોડો હોયછે. હવામાં 'પાણીનો ભીનાશ' સોધી કાહડવા સારૂં કાંઈ અખતરાની જરૂર નથી. એક તંબલરમાં આઈશનું ઠંડું પાણી નાંખીઆ પછે તે થોડાવારમાં તંબલરની બાહેરની સપાટીપર દવનાં સરખાં ટીપાં બંધાયછે તે કાંઈજ નહી પણ તંબલરની આસપાસની હવામાંનો ભીનાશ તંબલરની અંદરનાં પાણીની ઠંડીથી બંધાઈ જાયછે.

હવામાંનો ભીનાશ થોડો ઉપયોગી નથી. તેનો એક મોટો ફાયદો જાહાડોને થાયછે. એક જીવતાં ઝાડમાં, તેના પોણા વજન જેટલું પાણી હોયછે, જે બેમાલુમ બાફના આકારમાં તેનાં પાંડદાંમાંથી નીકલી હવામાં મલી જાયછે. જો હવા તદન સુકી હોય, એટલે તેમાં પાણીનો ભીનાશ નહી હોયતો, ઝાડોનાં પાંડદાંને જેટલી ઉતાવલથી તેઓના મુલીયાં અને જમીનની મારફતે પાણી મલે, તેથી વધારે ઝડપથી તે તેમાંથી ઉડી જાય. આથી કરી ઝાડો નબળાં થઈ જઈ, અને જલદીથી કરમઈને મરી જાય.

તેજ પરમાણે જીવતાં પરાણીને પણ એ ભીણાસ ઉપયોગીછે. શરીરનો ઘણો ભાગ પાણી હોયછે. ૧૫૪) રતલ વજનનાં એક માણસનાં શરીરમાં ૧૧૬) રતલ પાણી, અને માતર ૩૮) રતલ સુકી ચીજો હોયછે. હવે તેની ચામડીમાંથી પસીનાના આકારમાં, અને ફેફસાંમાંથી દમની સાથ પાણી હમેશાં નીકળીયા કરે છે. જો તેની આસપાસની હવા તદનજ સુકી હોયતો, તેની ચામડી સુકી થાય અને કરચલી વળી જાય, અને તેને પુશકલ તરસ લાગે. તેનાં ફેફસાંમાંથી જે હવા તે પાછી કાહાડેછે તેમાં પાણીનો ભીનાશ હોયછે, અને જે હવા તે ફેફસાંમાં લેછે તે જો તદનજ ભીનાસ વગરની હોય તો, તેના શરીરમાંની પાણી જેવી સઘલી પરવાઈ ચીજ તેના પાછા નીકલતા દમની સાથ નીકલી જાય, અને તેનું શરીર સુકાઈને લાકડાં જેવું શુકું થઈ જાય. તેટલાજ સારૂં રેતીના જંગલોમાં અને રણોમાં જે ગરમ પવન ફુંકે છે તેમાં પાણીનો ભીનાશ નહી હોવાથી મુસાફરોને વધારે તરસ લાગેછે, અને તે પવન તેઓને મોતકારક થઈ પડેછે.

એ ઉપરાંત હવાનો આ ભીનાશ બીજાં સુંદર કામો સારૂં ઉપયોગી થઈ પડેછે. જયારે હુનાલાનો સુરજ અસ્ત પાંમેછે, તથા તપેલી અને સુકી જમીનપર થંડક પંથરાયછે, તીયારે લીલાં પાંડદાં અને શુકી જમીનપર તે ઠંડક સાથ દવ પડેછે, અને હવામાંનો બેમાલુમ બાફ અથવા ભીનાશનો ધુમસ થઈને નાહાનાં મોતીરીકાં ટીપાંના આકારમાં દરેક ઠંડો ચીજપર એકઠો થાયછે. સાંજી વખતના આ દવને વાસતે દરેક ઠેકાણે અને હમેશાં ખુદરત કેવી ઉપકારીછે; અને દરેક જમાનાનાં કવીઓએ તેના ખુબશુરતી વીશે કેવાં ગીતો જોડેલાંછે!

ગરમીનો કાયદો એવો છે કે સદા સીધી લીટીમા તેના કીરણો જાયછે અને તે સઘલી ચીજોમાં એકસરખી થવાની કોશેશ કરેછે. પુરૂથવીની સપાટીપર સઘલી ગરમ ચીજો પોતાથી ઠંડી ચીજો તરફ ગરમીના કીરણને સરખી લીટીમાં ફેંકેછે. આખી પુરૂથવી પોતે સ્વચછ હવાને રસતે ઉપરની ખોલી ઠંડી જગાપર ગરમીનાં કીરણો મોકલેછે. એક ગરમ ચીજ ઠંડી ચીજને પોતાની ગરમી આપવાથી તે ગરમ ચીજ ઠંડી થાયછે. પણ એક જગા પોતાની ગરમી બીજી જગાને આપતી હોય, તેવામા તે ગરમી આપનારી જગાપર સુરજ પ્રકાશેછે તથારે તે જગા ઠંડી થઈ શકતી નથી, કારણ કે તે જગા જે ગરમીને પાછી ફેંકેછે તે તેને મળેલી સુરજની ગરમીથી ઓછી હોયછે.

તાર પછે વળી જયારે સુરજ નીચે જાયછે, તારે પુરૂથવી જે ગરમી ફેંકેછે તે ગરમીને વાદલાં અટકાવેછે અને તેમાંની થોડી ગરમી પુરૂથવી તરફ પાછી ફેકેછે. આ કાયદા મુજબ રાતરે જયારે સુરજ ગેરહાજર હોય અને આકાશ પણ ખોલું હોય તયારે પુરૂથવી પોતાની ગરમી બાહેર આપી દઈ ઠંડી થાયછે. જયારે આકાશ વાદળાં વગરનું તયારેજ તે ઘણી ઠંડી થવાનું કારણ એ છે. આ કાયદો હીઆંવેર ચાલેછે કે આકાશ જો વાદળાંથી થોડુંજ ઘેરાયલું હોયછે તયારે ખોલાં આકાશની તલેનો પુરૂથવીનો ભાગ ઘણોજ ઠંડો થાયછે, અને વાદળાંની તલેનો ભાગ ગરમ હોય છે. "વાદળ ફાટીને ઠંડી પડે" એવા સાધારણ વીચારનો સમજ એ છે. વાદળાં પરૂથવીને પોતાની ગરમી બાહેર ફેંકતી અટકાવેછે.

વળી હવામા પાણીનો રૂપર વધારે આધાર રાખે છે. ગરમ દીવસો ઉપર ભીનાશ વાળી ગરમ હવા જયારે ઉંચે ચઢેછે, અને પાહાડના એક ઠંડાં મથાલાંને લાગે છે તયારે તે હવા ઠંડી થાયછે, અને તેમા સઘળો ભીનાશ સમાઈ શકતો નથી, તયારે તે ભીનાસ હવામાથી ધુમશ અથવા વાદળાંના આકારમા છુટો પડેછે, અને પાહાડના ઉચાં મથાલાંની આસપાસ તે એકઠો થાયછે. જયારે જમીનની સપાટી ઠંડી થાયછે, તયારે તે ઉપરનો પવન પણ ઠંડો થવો જોઈએ; અને તેની અંદર અતયાર તુલીક જે ભીનાસ હતો તે તેમાથી છુટો પડવો જોઈએ. આ છુટો પડેલો પાણીનો ભીનાસ પાહાડ પરના તરતાં ધુમસની મુઆફેક ઘણાજ નાહાના છાંટાના આકારમા નીચે ઉતરેછે; એ છાંટાઓ દરેક પાંદડાંપર એકઠા થાયછે, અને ઘાસના દરેક તનખાંની ઉપર 'મોતીરીકાં' ટીપાં એકઠાં થાયછે.

હીઆં વલી ખુદરતે એક બીજી સુંદર ગોઠવણ કીધીછે તે જુવો. જુદી જુદી ચીજો જુદી જુદી ઝડપથી બીજી ચીજો તરફ પોતાની ગરમી ફેંકેછે, અને તેથી તે ઝડપના પરમાણ મુજબ તે ચીજો થોડી અથવા વધતી ઝડપથી ઠંડી થાયછે. તયારેતો જે ચીજો હવામાં પેહેલાં થંડી થાયછે, તેઓએ દવના ટીપાં પોતા તરફ પેહેલાં અને ઘણાંજ ખેંચવાં જોઈએ. તેથી કરી જયારે ઉનાલાની સાંજરે ઘાસનું લીલોતરી વાલું મેદાન ભીનું થાયછે, તયારે રેતીવાલી જમીન સુકી માલુમ પડેછે; અને તરસી વનસપતી અને દરેક લીલું પાંડદું પોતા પર પડતું પાણી ચુસી લેછે, તયારે ખુલી જમીન પર દવનું ટીપુ પણ પડયું નહી હોય.

હવે હવામાના ભીંણાસ સાથ વરસાદનો સંબંધ તપાસીએ. પવણના ફુંકાટા બે જાતના હોયછે. ઠંડી હવાના ફુંકાટાઓ હમેશાં ઉતર દીશાથી, અને ગરમ હવાના ફુંકાટા દખણીણ દીશાથી ફુંકેછે. જયારે આ જુદી જુદી ગરમી ધરાવનારા પવનના બે ઝપાટા સાથે થાયછે, તયારે તેઓ મલી જઈને બેહુનો એકજ ફુંકારો થાયછે અને બેહુની ગરમી એકસરખી થઈ જાયછે. એ બેહુ ઝપાટાં ઠંડાં થઈ મલી જવાથી તેહવા પાણીના ભીનાસને રાખી શકતું નથી. તેથી કરીને જેમ પાહાડની બાજુપર છુટા પડેલા ભીણાસથી ધુમસ થાયછે તેમ હવામાં એ છુટા પડેલા ભીણાસથી એક વાદલું થાયછે, અને પાણીના ભીનાશનો જે ભાગ હવા જીલી શકતી નથી તેનાં ટીપાં થઈને વરસાદના આકારમાં તે આપણી પરૂથવી પર પડેછે.

આપણે જાણીએ છીએ કે હવામાં પાણીનો ભીનાશ ઘણોજ થોડોછે—એટલો થોડો કે જો સઘલો એકઠો થઈને આખી પરૂથવી પર પડેતો માતર ૫) ઈંચ પાણી થાય. પણ તેનાથી જે મોટી ચાલુ અસરો થાયછે તે વીશે અજાયબી લાગયા વગર રેહતી નથી. સબબ આ વરસાદ હવામાંથીજ પડેછે જેની અંદર આખા વરસમાં જે દવ પડેછે તેથી વધારે પાણી હોતું નથી. વલી આ વરસાદ પડતી વખતે એક બીજું કામ કરેછે: જે હવામાં થઈને તે જમીન પર પડેછે તે હવામાંથી તે કેટલીએક દુરગંધીઓને પોતા

સાથ મેલવી દેછે, અને પોતાની સાથ નીચે લઈ આવેછે; જેથી કરીને તે દુરગંધોએ પરાણીઓને નુકસાનકારક થતી નથી, પણ ઉલટી ઝાડપાણને ફાયદાકારક થઈ પડેછે. જમીન પર ઉતરતો હવાનો બીગાસ આ રીતે તે આપણને બે ફાય દા કરેછે, એકતો આપણી તંદરોસતી સારૂં હવા ચોખી ક રેછે, અને જે વનસપતી આપણા ખોરાક દાખલ વપરાયછે તેને ઉગાડવામાં મદદ કરેછે.

જેવો વરસાદ પડતો બંધ થયો કે ખુલા આકાશમાંથી સુરજના કીરણો પરૂથવીની સપાટીને ગરમ કરવા મંડેછે, તેની પર પહેલાં પાણીનો પાછો બાફ કરેછે, અને એ રીતે જમીનની ભીંગાયલી સપાટી પવનના હીલવાથી કરી સુકા ઈ જાયછે. વલી પરૂથવી પર કેટલાંએક દેશોછે જયાં ઘણો ખરો હુનાલોજ રેહેછે, અને તેથી કરી દરીઆનું પાણી બાફ ના આકારમાં જથાબંધ ઉડી હવા સાથ મલી જાયછે. આ બાફ પવનથી કરી બીજા દેશો તરફ ઘસડાઈ જાયછે; અને આ પર માણે જે પાણી, વરસાદ અથવા દવના આકારમાં એક જગા પર પડેછે તેથી હવામાનો જે બાફ ઓછો થાયછે તેની ખોટ બીજી જગાએથી બાફના આકારમાં ઉડી જતાં પાણીથી પુરી પડેછે, અને આ પરમાણે પરાણીઓની જીંદગી જાલવવા વાસતે હવાની મેલવણીમાં જે ગોઠવણ કીધેલીછે, તે જલ વાયલી રેહેછે.

તયારે કેટલીક જગામાંથી વધારે અને કેટલીકમાંથી ઓ છું પાણી હમેશાં બાફના આકારમાં ઉડી જાયછે, અને પવ ણની બોહાલી અને હીલચાલ કરતી દુનયા સાથ મલી જાય છે અને તાજગી આપનારા વરસાદ કે જે હવાને સવચછ કરેછે, અથવા ભેદ ભરેલા દવના આકારમાં પાછો જમીન પર પડેછે તે ગોઠવણ કેવી સુંદર છે વારૂં ? પણ એથીબી કેવી સુંદર ગોઠવણ દવની ચોકસ ચીજો પર પડવાની વલાં ણ છે ! તેને આપણે 'દવની બુધી' કેહીએ તો ચાલે; કે જેથી કરી દવ જે ચીજો પર પોતે પેહેલાં પડવાને પસંદ કરેછે તેઓ પર પડેછે, અને પેહેલાં જીવતાં ઝાડ પર પડીને દરેક ઝાડ ની પુશકલ તંગી ખુદરતી રીતે પુરી પાહેછે, અને તેમ કીધા પછી બાકીનો વધતો ભાગ ખુલી જમીન પર પડેછે.

---

## છતરી ઓઢવામાં એબ શાની ?

(મારી ઉપર વીતેલી એક કાંહાંણી.)

વાંચનારી બેહેનો, આજે આપણ પાછાં ઘણે દાહાડે મલયાં છીએ. નજદીક ૧॥ વરસ ઉપર આપણી છેલી મુલાકાત થઈ હતી, અને તાર પછે લા૦ તમારી બેહેનપણી બીખાઈજીને તમે તદન ભુલીજ ગયાં હતાં. તોપણ ગયા જુન માસમાં મરૂં મારા બીખાજીએ આપણ વચેની વાત પાછી તાજી કરવા સારૂં તમારી આગલ મારે વીશે જરા સહરાગાત ભરેલી ફરમાસ મેલી હતી, જે સહરાગાતને હું મુદલ લાયક નથી.

હવે આપણ છેલાં મલયાં હતાં તાર પછે મારી ઉપર એક નવી કાંહાંણી વીતીછે, તે આજે તમોને જાહેર કરવા ની મારી ખાહેશ છે. એટલા વખતમાં હું ઘણી સુધરી ગઈ છું—નહી કે બુટ ઇસટાકીંગ પેહેરીને ભપકો દેખાડ વામાં, યા વગર કેળવાવે ખાલી દમામ દેખાડી સમજુ મરદોને આંગલી દેખાડવા જેવું કરવામાં, અથવા નહી ઘટતી રીતે આપણો પોતાનોજ રકાશ કરવામાં; પણ એક ઘણીજ અગતની બાબત—એવી બાબત કે જે વીશે હું પોતે આજે તમોને ભલાંમણ કરવા માંગુંછું, તે બાબતમાં હું પોતાને સુધરેલી સમજુંછું.

ગયા ડોસલાંના દાહાડામાં એક દીને સાંહાંજે ચંદન વાડીથી હું કોટમાં આવતી હતી. સમોસાંજ પડવાં આ વેલી હતી, તેથી ધીરે ધીરે ચાલીનેજ જાંઉં એવો વીચાર કરીને નીકલી હતી તેથી ગાડીમાં બેસવાની મેં જરૂર જા ણી નહી. સાથે મારો દીકરો ફરામરોજ હતો. તેની ઉમર સાત વરસનીછે. તેણેબી ચાલવાનીજ ખાહેશ દેખાડી તે થી અમે બંધે માએ દીકરાં ચાલવા લાગાં. મને મારાં માયને ઘેરથી તેડું આવયું હતું. તે દીવસ વમલી મામી નો હતો. તેવણે કાંઇ સારૂં સારૂં ખાવાનું કીધું હશે તે થી અમોને જમવા બોલાવયાં હતાં. મારીતો જરા થઈને મરજી હતી નહી, પણ મરૂં બીખાજીએ ઘણી બોહોસ કી ધી અને વલી ફરામરોજ મોટાંમાયને ઘેર જવાને તઈયાર થયો તેથી મેંબી એકદીલ કરીને જવાનું મન કીધું.

એ વખતે આકાશ ખોલું હતું અને સુરજબી અસ ત પાંમવાની તઈયારીમાંજ હતો. એવામાં આસમાન ઉપર એકાએક વાદલ ચહી આવયું, અને કુદરતનો સઘલો સું દર દેખાવ ઢંકાઈ ગયો. થોડા વારમાં છાંટા પડશે એવું મને લાગું અને તેથી મને મોટી ધાસતી પેદા થ ઈ. અમે બંધે મા દીકરાંનાં આંગમાં સોજાં કપડાં પેહેરે લાં હતાં. તમો બાઈઓ જેવી આતશીયા રેશમના સુઈસ વીગેરે પેહરોછો તેવાંતો અમે ગરીબો કાંહાંથી લાવીયે ? પણ જે ખોદાએ આપયું હતું તેવાં અમારે મન સાથનાં સોજાં કપડાં પેહરી અમે નીકલેલાં હતાં; તેથી જો તે પાણીએ ભીં જાયતો અમારો એક દાગીનો બગડેલો અમે સમજીયે. એ કારણસર મને ફકર પેદા થઈ.

પણ હવે ફકર દુર થઈને ઘભરાટ પેદા થયો. વરસાદના પેહલાંતો ઝીના છાંટા આવયા અને પછે સેહેજ વારમાં બોર જેવા છાંટાનાં ઝાપટાં ઉપર ઝાપટાં આવવા માંડયાં. હુંતો ગોભરી પડી ગઈ. ફરામરોજ દયકાં ખાવા લાગો.

"માયજી, હવે શું કરીયે ?" તે બોલયો. "હવે કાં હાં જઈયે ?"

"દીકરા, ફકર ના કર; ઓય વરસાદ નરમ પડી જ શે.' જોની પેલાં લોકોબી ભીજાતાંજ જાયછે તે ?"

"પણ તે લોકના હાથમાતો છતરીછે ! જુઓરે માય જી પેલી મડમેતો નાની છતરી ઓઢીછે !"

ફરામરોજને જવાબ દેવામા જેટલો મારો જીવ હતો તે કરતાં આસપાસથી પસાર થતાં લોકો અમારો રકાશ જોતાં જાય તેનો સંતાપ મને વધારે હતો.

અમે રસતા પર રોપેલાં એક મોટાં ઝાડના ઓઠામા ઉભાં હતાં ખરાં પણ તેથી અમારો બચાવ જોરાવરીએ થ તો હતો. જો અમે માથાં ઉપરથી નહી ભીજાતાં હોઈયેતો અમારૂં બાકીનું બદનતો તદન તરબોર થતુંજ હતું. એ વી હાલતમા અમે ઘણો વાર રહયાં. અમારી નજદીકથી

ઘણા જણ પસાર થઈ ગયાં; ઘણા હીંદુ, મુસલમાન અને ઈંગરેજો પસાર થયા. એટલુંજ નહી પણ કેટલાક પારસી ઓબી તે રસતેથી ચાલી ગયા, પણ કોઈને અમારી દયા આવી નહી. અમારો ઉપર પડતા કુદરતના કોપની તેમને થોડીજ દરકાર હોય કે તેઓ પોતાની કોટમા જતી ખાલી ગાડીમા અમો માં દીકરાને બેસાડી લઈ જઈ માન મેલવે. અરે એટલુંજ નહી; તેઓમાના એકને તો મેં મારે કાનેકાન આમ બોલતાં સાંભલયો કે—

"—શાહ, જોયું કે પેલાં ઝાડ નીચે? આવી વખતે બી બાહાર રખડવાનું હોય વારૂં? છેકજ શરમ છોડી દી ધીછે!"

શરમ કોણે છોડી દીધી હતી તેતો વાંચનારી બાનુઓ તમો પોતેજ સમજશો. આ પારસી શેઠની ગાડીતો પસાર થઈ ગઈ; પણ એવામા એવાજ સખત દેલના એક બીજા શેઠી યા તેજ રસતે ગાડીમાં પસાર થયા. તેમની સાથે કોઈ હતું નહી. તેવણ બપકાદાર દીસતા હતા. ઉમરે આધે ર હતા. તેવણે અમારી સામુ જોયું, અમારી ખરાબ હા લત જોઈ, અમોને તદન ભીજવાઈ ગયલાં જોયાં; પણ તેવ ણે અખાડા કરીને ગાડી આગલ ચલાવી.

ગાડી હજીતો ચાર ગજ આગલ ગઈ નહી એવામાં એક યુરોપીયન સ્ત્રી પોતાના બેશીયા ઓલખાણવાલા જોડે કોટ તરફ જતી તે મને સામે મલી. તેઓબી ભીંજાઈ ગયાં હતાં. તેમની જોડે છતરી હતી પણ તેનાથી તેણીના પો હોલા ઘાઘરાનો બચાવ થયો ન હતો. તેણીની સાથવાલો કોઈ જાણીતો ઈંગરેજ હતો. અને પાછલથી માલુમ પડ યું કે ટાઉન કાઉનસીલવાલા એક ડાકટરના ભાઈનો તે દીકરો થતો હતો. શું ખુશામદની દુનયાંછે! વાંચનારી બેહેનીઓ, આ ઈંગરેજની સાથે સેહેજ વાત કરીને પેલા પારસી શેઠીયાએ પોતાની ગાડી પાછી કોટ તરફ ફેરવી, તેમાં પેલા ઈંગરેજ અને તેની સાથની સ્ત્રીને બેસાડી, અ ને તેઓ કોટ તરફ ચાલયાં. અમારી આગલથી તેઓ પ સાર થઈ ગયાં, પણ અમારી કોણને દયા આવે કે અમોને એજ માફક ગાડીમાં બેસાડે?

ગરીબ દીકરો ફ્રામરોજ! તે ફરીયાદ કરવા લાગો કે તે તદન ભીજવાઈ ગયો હતો, અને તેનાં કપડાં પાણીથી તરબોર થઈને તેનાં બદનને તે ભીણાં લાગાથી તેને તાહાડ વાગતી હતી! મેં તેને મારાં પેટમાં દાબયો; પણ મારી સા ડી અને કપડાં તે કાંહ સુકાં હતાં? વરસાદ તો કેવારનો માર મારનો પડતો હતો. હું પોતાનેજ કદોચ્યા દેતી હતી, પણ વલી સબુર સુચકતાથી મન સાવધ રાખી ફ્રામરોજ ને હીમત આપતી હતી.

પણ હવે ખોદાએ અમારી સામુ જોયું.

અમોને દુરથી કોઈ પારસીએ જોયાં અને તે વેહેલો કે અમારી તરફ દોડી આવયો. તેનો ચેહેરો બુઢો તોપ ણ ખુબસુરત હતો. તેના એક હાથમાં તાશતાની છતરી પકડેલી હતી, અને બીજા હાથમાં એક વેલાતી કોથલો હ તો. તે અમારી નજદીક આવયો અને મારી સામુ જોઈ ને બોલયો:—

"બાઈ મેં ઘણેવાર થયો તમોને હુંઈ ઉભેલાં જોય છે. તમે ઓછાંમાં ઓછો અરધો કલાક થયો હઈયાં કેમાં ઉભાં રહયાં વારૂં? શું કોઈએબી તમને મદદ નહી કીધી! આવો આવો, બાહેર આવો, જાંહ તમે ઉભાંછો તાંહ હવે થોડા વખતમાં મેદાનમાંનું પાણી ભરાઈ જશે."

તેનો દરેક બોલ ભલમણસાઈ અને નાજુકાઈથી ભરે લો હતો. તે બોલતોતો કઠોર રીતે હતો પણ તે કઠોરપણા માં આ વખતે તદન જુદોજ ખવાસ હોવાથી તે મને તદ ન મીઠું લાગતું હતું. એ વખતે જાણે મારી આંખમાં આંસુ આવી જતાં હોય એમ મને લાગતું હતું, પણ હું ખમી રહી હતી. મારેથી તેને કશો પણ જવાબ આપી શ કાયો નહી.

"હું ધારૂંછ કે તમો કોટમાં જાઓછો. તો ચાલો હું બી તાંહાંજ જાઉંછું. આપણ સાથે જઈયે. પણ કોટમાં કેણીગમ તમે રહોછો?"

મારેથી હજી પણ જવાબ આપી શકાયો નહી. પ ણ જવાબ આપનાર મારો બેટો તઈયાર હતો.

"મોટાંમાયને ઘર," ફ્રામરોજે કહયું.

"મોટાંમાય? તેવણનું નામ શું, બા?"

"મોટાંમાયજતો જી! વલી નામ બીજું શું?"

"મોટાંમાય તેવણનું નામ? કેમ દીકરા. વારૂં, પ ણ તેવણ કીઆ મોહલામા રેહેછે?" પેલા ભલા મરદે પુછયું.

"તેતો માયજી જાણતાં હશે, મને ખબર નથી."

હવે બોલવાની મારી વારી આવી. મેં તે ભલા પાર સીની મેહરબાનીને માટે તેનો ટુકમા ઉપકાર માનયો, અને અમે કાંહાં જનાર હતાં તે કહયું. તેણે મારા હાથમા પોતા ની છતરી આપી, અને ફ્રામરોજને પોતાની કેડ ઉપર લી ધો અને પોતાના હાથમાનો કોથલો તેના માથાં ઉપર ધરયો કે તેને વરસાદના છાંટા લાગે નહી. પોતેતો બીચારો આ ખે રસતે ભીંજાતો ચાલયો!

એ રીતે અમે મારાં માયજીને ઘર પુગયાં. તાંહાં અ મારો ફેરાતો થાય તેવું હતું તોપણ તેમ કાંઈ થયું નહી. અમે કપડાં બદલી નાખીને ગરમ બદન પેહેરી લગાર આ તશ આગળ સેક કીધો, તે છતાં ફ્રામરોજનેતો બીજે દીને તાઢ ભરાઈને તાપ આવવા લાગી, અને હુંબી થોડાએક દી વસ પછડાઈ ઉઠી.

પેઆરી બેહેનીઓ, આ મુજબની કાહાણી ગયા હોસ લાંના દીવસમા મારી ઉપર પડી હતી. તે દીનથી હું શી ખીછું કે આપણે સુધારાના જે બરાડા મારીયેછે તે એક રી. તે તદન ખોટાછે. જે જે ચીજોની ખોટી છીટ રાખીને આપણા જીવને કેટલીએક વખત જોખમમા નાંખીયેછે તે માની છતરી ઓઢવાનીબી એક છીટછે, હું તમોને ખરાં દી લથી કહુંછું કે એવી છીટ કોઈ પણ રીતે આપણ ને ફાયદાકારક નથી, મગર તેથી મોટા ગેરફાયદાછે; મા ટે એવી કેટલીક છીટો એકદમ દુર કરવાની તમારી પેહેલી ફરજ સમજજો, નહીતો વળી કોઈ દીને મારી ઉપર વીતયા જેવો ગજબ તમારી ઉપરબી પડશે.

હું તમોને પુછું કે કાંઈ એમાં એબછે? અને જો હો યતો દેખાડો કે તે એબ શું અને શાનીછે? છતરી ઓઢવા માં એબતો નહી પણ નફોછે. વરસાદમાં એ યંતરથી કેટ લો ફાયદો થાયછે, તેતો તમે ઉપલી હકીકતથી જોયુંજ હશે.

મન વરસાદ નડયો તે વખતે જો મારીકને છતરી હતેતો પા કલાકમાં હું મારાં માયને ઘેર પુગતે. પણ આજ લગન હું તેમ કરવું હલકું અને એબ ભરેલું સમજતી હતી. હવે હું સમજુંછું કે એમાં એબ જેવું કશું નથી. હું આગલ એટલોજ ડર રાખતી હતી કે કોઈ પણ પારસી બાનુ છતરી લઇને ફરતી નથી તારે હું કેમ નીકલું ! પણ હવે હું સમજુંછું કે મારીજ માફક સરવે કોઈ છતરીનો છીંટ રાખેછે તેથીજ કોઈ છતરી લઇ ફરતું નથી, માટે દેખાદેખીથીજ એ છીટ દુર થશે.

વલી તડકાંમાં આપણ કેવાં લુજાઈયેછે ? નીચે ભોંય તપેલી, આસપાસ ભોંય તપેલી, અને વલી ઉપરથી બાલી નાંખે, એવું તડકું પડે તેમાં ચાલતાં આપણ કેવાં થાકીને લુસ થઈ જઇયેછે ! જાણે આપણો જીવ ફરી આવેછે, ફેર આવેછે, અને મીજાજ ગરમ થઈ જાયછે. પણ એટલોજ ગેરફાયદો નથી. આપણો સુંદર ચેહરો કરમાઈ જાયછે, આપણી ખુબસુરતીનો દીપતો કાચ ઝાંખો મારી જાયછે, અને તે કાચમાં મોહું જોનારાઓની નજરમાં આપણ હલકાં દીસીયેછે. આપણાં બદનને વલી નુકસાન થાયછે તે જુદું. એવા એવા સેંકડો ગેરફાયદા છતરી નહી ઓઢવાની નઠારી છીટથી નીપજેછે. તે આપણી નજરે જોઈયેછે તારે શામાટે તે વીશે છીટ રાખીયે. હું હવે છતરી ધુમ પોકાર ઓઢંછું, ને મને આશાછે કે હવેથી તમે પણ મારોજ દાખલો પકડશો.

---

## મોહબત.

(એક મોરાબાવાની નોધબુકમાંથી.)

જવાન દોસત, એક નાના કુટુંબનાં તરણ મુખ્ય પુરૂશો—ખાવંદ, ઓરત અને ફરજંદ—થી તું વાકેફ થયોછે. હવે હું તને સમજાઉંછું કે એ તરણને એક બીજા સાથે જોડી રાખનાર મુખ્ય અને મોતેબર ચીજ શું છે !

તે ચીજ મોહબતછે. મોહબત એક એવી જાતની દોલતછે કે જે આપનાર અને લેનાર બંધે તેનો ઉપયોગ કરી શકેછે. તે એક જવાન, ખુબસુરત, મીઠી, બલવાન અને વગર હાથ પગની પણ રાખશશી પાંખવાલી પરીછે. તે ખોદાતાલાની પયારી બેટીછે. તે બેપંકાર ભયમાંબી એ વાહલાં દેલદારો—ભરથાર, બાપડી, બચ્ચાં, મીતરો ઈતયાદી—ની હમશરીકછે.

તે એક એવી નાજનીનછે, જેનો દેખઈતો આકાર નથી. તેને લોકો આંધલી કેહછે, પણ તે જુએછે. તે બોલતી નથી પણ "મુગાંને બોલાવેછે." મોહબત મોહબતને ઓલખેછે. તે ગમે તાંહ વગર રેહશતે પસાર થાઈ શકેછે. તેને આકાર નથી, એટલે તેને કોઈ જોઈ શકતું નથી; પણ તેતો સઘલાંને જુએછે.

મોહબત ચાહે તે કરી શકેછે. તે કડણમાં કઠણ દેલને પીઘલાવેછે. તે પથરનું પાણી કરેછે. ગાયનથી જેટલું થઈ શકે તે કરતાં વધારે મોહબત કરેછે. ગાયનતો મોહબતની દાસીછે. બે દેલદારોના મોહબતનાં ફરમાંબરદાર તરીકે ગાંયન હાજરી આપેછે; એટલા માટે ગાયનથી મોહબત નહી પણ મોહબતથીજ ગાયનછે.

મોહબત એક તીરંદાજ દેવછે, તે પાદશાહને ફકીર બનાવી શકે એવો તીણો તીર ધરાવેછે. તે તીરથી લખો જવાનો એક લેહેજામાં લોથ થઈ પડેછે.

મોહબત સઉને પસંદછે, મોહબત સઉનો સાથીછે, મોહબતથી આ દુનયાં ચાલેછે. મોહબતની ગેરહાજરી તે આ દુનયાનો નાશછે. દુનયા એક ખોખુંછે અને મોહબત તેમાંનો જાનછે. ખોદાની કુદરત, સંસારનું બંધારણ અને શાયરોની શાયરીમાં મોહબત દુધમાં શાકેર મીસાલ મલેલીછે.

ખરી મોહબતનો ગાંઠ ઘણો ચીવટ હોતો નથી, તોપણ ઘણા ચીવટ ગાંઠને જેટલી છુંછો થઇ જવાની દેહશત છે તેટલો આ ઢીલા ગાંઠને છુટવાની નથી. બે આશનાઓનાં બદન સાથે જોડાઈને એક થયાંછે, અને તેમાંનો જીવ કોઈજ નહી પણ મોહબતછે. તેજ મોહબતમાં વધારો કરનાર તેમનું ફરજંદછે, જે પોતાનાં માબાપોની મોહબતના ગાંઠમાં પોતાની મોહબતથી એટલો વધારો કરેછે કે જાણે તે અસલ ગાંઠને બેવડો જોર આવેછે.

એ સઘલી ખુબી મોહબત અને ખરી મોહબતનીછે. જે મોહબત પોતે મીઠી, મેહરબાન અને માહરોયછે તેનીજ આ સઘલી સેફતછે. પણ જે મોહબત ખરી નથી, જેમાં કેહર, કંકાશ અને કુહુડાપો સમાયલોછે તે આ મોહબત નથી; બલકે તેવીને "મોહબત" નું માયાલુ અને પાક નામ છાજતુંજ નથી.

---

## ઈરાનના લોકોમાં સગનના વેહમો.

ઈદનો દીવસ મુસલમાન લોકો ઈરાનમાં ઘણો ખુશનુમા ગણેછે. તે દાહાડે સઘલે નાચ રંગ તથા ગાયણો ચાલેછે, અને દરેક હમામખાનાંઓ ગોલાબ અને બીજાં સુંદર ફુલોથી સણગારેછે; તથા તીયાં આવજાવ કરનારાઓને રમુજ આપવાને માટે હમામખાનાંનો ધણી પોતાને ખરચે ગાયણ તથા નાચરંગ કરાવેછે, અને જો તે તેમ નહી કરાવે તો તેનું આખું વરસ અપસગનનું ગણાયછે.

અગરજો કોઈ માણસ એક બુધવારે મરી જાએ અને તેની પછીના બીજા બુધવારે તેજ ઘરમાનું કોઈ માણસ મરી જાએ તો તે મરનારનું એક ખાસડું તેની સાથે તેની કબરમાં મુકેછે, કે જેથી તે ઘેરમાં બીજા મોહત થાય નહી. અગરજો તેનું એકુ ખાસડું ભોગ ચોઘડીએ મલી નહી આવેતો તેની જગાએ એક ઈંડું તેની કબરમાં દાટેછે.

રમજાન મહીનાના છેલ્લા શુકરવારે જેવારે ઓરતો ભપકાદાર પોશાક તથા ઘરેણું ગાંઠું પેહરી પોતાના બદનપર અતર, ગોલાબ, ઈતીયાદી સુગંધ છાંટી મસજીદોના ઝરૂખામાં જાએછે તે દાહાડે બે વખત ગુડંઘુમંડીએપરી બંદગી કરવી જોઈએ એવું તેઓ સમજેછે કે જેથી ખોદાતાલા સઘલી મોરાદ હાંસલ કરે.

તેઓ હેવું માનેછે કે અગરજો કોઈ ઘેરમાં આજારી માણસ હોય, અને તીયાંથી કોઈનું મુરદું જતું હોયતો તે આજારીના હાથ અને પગ એક વાસણમાં ધોઈ તે પાણીનો પેલાં મુરદાંની કરકતીં ગયા પછી તેની પાછલ છટકાવ કરવો. પછી પેલાં આજારી માણસને ઉડાડી સાત કદમ ચલાવવું.

અગરજો એક ઘેરમા મરયો પોતાના વખત ઉપરાંત બીજે વખતે વાસેતો તેને મારી નાખવો.

ઈરાનમા મરદોને મસજીદમા બંદગી કરવાની વખતે ઓરતોને તયાં જવા દેતા નથી, કેમકે તેણીઓની તયાં હાજરીથી પેલા મરદોનું ચીત બંદગી કરવાપર રેહતું નથી. તેટલા માટે ઓરતોને પોતાના મકાનમા બંદગી કરવાનો હોકમછે, અને અગરજો તેણીઓ મસજીદમા જાયતો મરદોને નીમાજ કરવાને વખતે જવું નહી.

એક ઓરત પોતાનું ભવીશય આ પરમાણે વરતી શકેછે—

અંધારી રાતના હાથમા કોરાન લઈ તે હુંધાડેછે, અને તે હુંધડેલાં પાંણાં ઉપર પોતાના ઓરડાની કુંચા મેલેછે, અને પછી તે બંધ કરી ખામદાંદમા નીમાજ કરી તે હુંધાડેછે, અને જે દસખતો કુંચીની તલીએ આવી ગયા હોય તે જાણે કે તેણીની ભવીશય વાણીછે.

ઈરાનના લોકો કેયે મુસાફરી કરવી હોય, અથવાતો કોઈ જાતનો નવો પોશાગ પેહરવો હોયતો પેહલાં નજુમીઓને પુછેછે, અને તે જે સારા દાહાડાનું મુહુરત કહે તે દાહાડે મુસાફરી જાયછે અથવા નવો પોશાક પેહરેછે.

સર જાન માલકમ એ વીશેનો એક દાખલો આપેછે કે—

"કેટલાંક વરશની વાત ઉપર એક ઈરાની એલચી કાંઇ રાજદવારી કામસર હીંદુસથાન જવાનો હતો, અને તે વખતે તેના નજુમીએ એક દાહાડો મુહુરતનો કહયો કે એ દાહાડાના ગ્રહો ઘણા ભાયગશાલીછે, અને એવો સુભ દાહાડો ઘણા મહીના સુધી પાછો આવશે નહી. આથી તેણે તુરત પોતાને ઘેરથી નીકલી અબુ-શેહરના બંદર તરફ એકદમ તેજ દીવસે નીકલવાનો ઠેડાવ કરયો. તેટલામા વળી પેલા નજુમીએ કહયું કે જોકે આજનો દાહાડો સારોછે ખરો, પણ એ દાહાડે તેનાથી પોતાના ઘેરના અને શેહરના કીલ્લાના દરવાજામાથી બાહેર જવાશે નહી, કાંએકે તેની બરાબર સાંમે એક નાશકારક નક્ષેત્ર તે દાહાડેછે, અને તે તે દીશાઓ તરફ નુકસાંનકારકછે. આથી પેલા એલચીએ પોતાના ઘેરના દરવાજામાંથી બાહેર નીકલવાનો વીચાર માડી વાલી પોતાના ઘેરની અંદરની દેવાલમા એક સુરાખ પડાવયું, અને એ પરમાણે મોહલામાના બીજાં ચાર પાંચ ઘેરોની દેવાલોમા સુરાખ પડાવી તેમાથી પોતે પોતાના રેસાલા સહીત મોહલાની બાહેર ગયો. તયાંથી પછી તે કીનારા પર જઈ એક મછવામા બેસી જહડફથી અબુ-શેહરનું બંદર કે જે તયાંથી બે માઇલ દુર હતું તયાં હંકારી જવાનો વીચાર કીધો કે તેઓ પેલાં નક્ષેત્રથી દુર થાય, પણ આ વેળા એ દરીઓ તોફાની હોવાથી તેઓએ પોતાપર એક કલપીત ધાસતીને બદલે ખરી આફત આવેલી જોઈ. આથી પેલો એલચી રેસાલા સહીત મછવામાથી બાહેર નીકલયો, અને તે શેહરના હાકેમને અરજ કીધી કે શેહરની બાહેર જવાની દેવાલનો થોડોક ભાગ ભંજાવી તેમાંથી તેને પસાર થવા દે, કાંએકે તેઓ આવાં અગતયના સરકારી કામને માટે બાહેર જાય તયારે તેઓને કસા પણ અપસગન નડવા જોઈએ નહી. આએ અજબ જેવી માગણી પેલા હાકેમને પણ બાહાલ રાખવી પડી, અને એ પરમાણે તે શેહરના કીલ્લાની દેવાલ ભંજાવી તેના સુરાખમાથી પોતાના રેસાલા સહીત શેહરની બાહેર અબુ-શેહર તરફ જવાને નીકલયો."

---

## જાંહાં તાંહાં પડીએ.

"જાંહાં તાંહાં જઈને પડયું—જાંહાં રહયા તાંહાં ખરા—ઘરવાલાનું એક ઘર ને ભાડુતના એકસો—માટે ચાલો, જાંહાં સસતું હોય તાંહાં જઈને રહીએ." આપણા રેહેવાના ઘરો બાબે લોકોના મોહોમાથી ઘણીવાર આ વીચાર નીકલતા આપણ સાંભલીએ છઈએ. આમ બોલનારાઓ રેહેવાના ઘરની થોડીજ પરવા બતાવેછે. એક ઘર શોધીને રેહેવું તેમા તેઓ સેજ બોસાદ સમજેછે. ઘરની દસા ગમે તાંહાં હોય, બારી બારણા ગમે એટલાં હોય, મોહોલો ગમે તે હોય, જાંહાં મળયું તાંહાં રહી પડવાની વાત.

પણ શરીરની તનદરોસતી સાથ, જીંદગીના લાંબા આવરદા સાથે જેટલો ખોરાકને સંબંધ છે, તેટલો સંબંધ રેહેવાના ઘરનેબીછે. તનદરોસતીની જાલવણી વીશે લખતાં તંબાકુ, દારૂ અને લગનની આરોગીઅતા ઉપર કેટલી અસર છે તે આપણે આગલા અંકોમાં તપાસયુંછે. તેટલીજ અસર રેહેવાના ઘરની પણ છે. રેહેવાની જગા સારી લેવી એ જીંદગી વધારવાનો એક ઉપાય છે. અલબતાં સઘલાઓની હાલત એ ઉપાય મનમાનતો કરવાને રજા આપે એવી નથી. તોપણ એ બાબે જેટલી બને એટલી સંભાલ લેવી એ દરએક જણની પોતા તરફની તથા પારકાઓ તરફની ફરજ છે.

ઘર કેવું જોઈએ ! આટલુંતો સઉ કોઈ સમજેછે કે તાપ અને તાહાડથી, વરસાદ અને તોફાનથી બચાવ થાય અને રૂતુના સઘલા ફેરફારો છતાં રેહેવાઇ શકાય એવું ઘર જોઈએ. પણ એટલુંજ નથી. ચાર દેવાલો અને એક છાપરૂં થયું એટલે ઉપલી સંભાલતો મલી શકેછે. પણ ઘર કેવું જોઈએ તેની ખરી સમજતો વઈદો આપેછે. તે ઘરમાં તાજી હવા રાત દીન આવતી અને જતી રેહેવી જોઈએ. તેમા સારીપઠે અજવાલુ દાખલ કરવું જોઈએ: તે ઘર સુકું અને કોરડું જોઈએ અને તે ધુમાડા તથા બીજી દુરગંધીથી દુર હોવું જોઈએ.

રેહેવાના ઘરને આવી હાલતમાં રાખવા માટે તેની બાંધણી અને જગામાં ચોકસ કાયદા સંભાલવા જોઈએછે. તે કાયદા તબીબ વીદીઆના પકા અનુભવથી ઘડેલા છે અને તે કાયદા ભુલવાથી શરીરને નુકસાન ચોકસ છે. પેહેલો કાયદોતો એ છે કે તે ઘરને માટે જગા અગવાં લતો તનદરોસતી ભરેલો પસંદ કરવો જોઈએ. તે કેવો ! ખાલ કુવા અથવા ગટરોની પડોશમાં એક ઘર હોવાથી જેટલી ઈજા થાયછે, તેટલીજ પાણીના જથો ભરાઈ રહેલો એવી જગામા ઘર બાંધવાની ધાસતી છે. જેમ તે ગટરનં જેહેર

હવાને બગાડેછે, તેમજ ચોમાસાંમાં પાણી ભરાઈ રહેલું બાફના આકારમાં ઉડી જતી વેળા હવામાં તાવનું જેહર એલેછે. કચરો પુરેલી જગામા પણ ઘર બાંધવું એ જેહેર ખાઈ આપઘાટ કીધા સરીખું છે. આવી કીસમની જગા આપણા ઘણા ઘરોની છે. ઘરો ખોલી અને તાજી હવા વાલી જગામા બાંધવાં એ પેહેલો ફાયદોછે.

ઘરોનો મુખરો અગત કરીને પશ્ચીમ બાજુએ રાખવો જોઈએ. પશ્ચીમના દરીઆવ ઉપરથી આવતો પવન તાજગી તથા શુખાકારી આપનારોછે. પશ્ચીમ બાજુએ ઘરનું મોહો રાખવાથી તે પવન પાધરોજ ઘરમા આવેછે અને તેથી તાજી તથા ચોખી હવા ચાલુ રેહેછે. પણ તે હવા, જેમ આગલી ગમથી દાખલ થાય તેમ પાછલી ગમથી તેને નીકલી જવાના રસતા રાખવા જોઈએ, નહીતો ઘરમાં તાજી હવા કદી દાખલ થઈ શકતી નથી. પેહેલાં જે હવા દાખલ થઈ તેજ, તેને નીકલી જવાનો બીજીગમથી રસતો નહી હોયતો પછે બીજી હવાને દાખલ કરવા માટે તે પેહેલી હવા જાય કાંહાંથી ? તે હવા જીંદગીના વપરાસથી જેહેરી થઈને ઘરમા રેહેછે અને પછે બાહાર ગમે એટલો પવન હોય, પણ ઘરમાં એક તાજી લેહેરકીનેબી જગા મળતી નથી.

એ ઉપરથી તારે ઘરોના બારી બારણા ઉપર આવીએછઈએ, આ એક અગતનો ફાયદો છે કે તે બારી બારણાં સઘલાં બરાબર એકેકની સાંમાંસાંમી આવવાં જોઈએ. તેઓ સામાંસાંમી હોય તોજ એક બારણે હવા દાખલ થઈ બીજે બારણે પસાર થઈ શકેછે. ઘરનાં ઉભરણી ઉંચી રાખવાથી હવાનો જથો વધારે મળી શકેછે. બારી બારણાંની ઉપર તીરકસ અથવા નાહાના બારી બારણાઓ રાખવાની રીત ઘણી ગુણગારીછે. પણ તે આપણા ઘણા ઘરોમા થાયછે તેમ ખાલી શોભાને માટે રાખવાના નથી. બારણા બારીની ઉપરના તે નાહાના તીરકસો ખોલાં રાખવાં જોઈએ. ઘણીવાર નીચેના બારી બારણાથી ઘરમાં એટલો ફુંકાટો આવેછે કે તે બંધ રાખવાં પડેછે, તારે ઉપરના તીરકસો ખોલાં રેહેવાથી પવણ ઘરમા દાખલ થવા છતાં ઈજા કરતો નથી.

ઘરમાં વપરાતાં હવા આપણા દમથી કરીને જેહેરી થાયછે. તે જેહેરી હવા હલકી હોવાથી હંમેશાં ઓરડાના અથવા ઘરોના મથાલાં તરફ જાયછે અને તાંહાં જો તેને રસતો નહી મળેતો તે એકઠો થયા કરેછે. એટલા માટે બારણા બારીઓને મથાલે તીરકસો, વગેરે રાખવાથી બીજો ફાયદો એ થાયછે કે આ જેહેરી હવાને ઉપરથી બાહેર નીકલી જવાને રસતો મળેછે. આ સઘલા ખોલાસાથી તનદરોસતીને માટે જરૂરનો સાર એજ નીકલેછે કે ઘરમાં જેમ બને તેમ બારી બારણા જોઈએ, તે સામાંસામી સરખાં જોઈએ અને મથાલાં ઉપર હવા આવવા જવાના ખોલા મારગો રાખવા જોઈએ.

આજ ઠેકાણે ધુમાડા વીષે પણ બોલી શકાશે. ધુમાડાથી ફકત આંખનેજ ઈજા થાયછે એમ નથી. ધુમાડો એક જેહેરી હવા છે, અને તેને પણ ઘરમા ફેલાવા વના બાહેર કાહાડવો જોઈએછે. ધુમાડાને બાહેર કાહાડવાનો રસતો ધુમાડીઆંછે. પણ ઘણા ઘરોમાં તે ધુમાડીયાં નામના છે. ધુમાડીયાં એવી રીતે બાંધવાં જોઈએ કે ચુહુલાને લાગતા પવણથી ધુમાડો ધુમાડીયાંની અંદર હડસેલાઈ જાય અને ઉપરથી બાહેર નાકલે. માટે ધુમાડીયામાં નીચેથી પવણનો ફુકારો દાખલ કરવો જોઈએ. તેમ બાંધવાને બદલે ઘણાક ધુમાડીયાં એવાં બાંધેલાં હોયછે કે ધુમાડો ઉપર જવાને બદલે ઉપરથી નીચે આવીને ઘરમા ફેલાયછે. આપણા ઘરોની અશુખાકારીમાં એક મોટું કારણ ધુમાડો છે.

ધુમાડાના જેહેર પછે ઘરોની બાંધણીમા બીજું ધેઆન આપવ જોગ જેહેર સંદાસ અને મોરીઓનું છે. ધુમાડાનું જેહેર લાગતાં વખત થાયછે, પણ સંદસની હવાનું જેહેર વધારે કારગત છે. પવણ આવવાની બાજુએ જેમ ધુમાડીયાં બાંધવાં નહી જોઈએ, તેમ સંદાસ પણ બાંધવાં નહી જોઈએ. સંદાસનું જેહેર પવણની પાંખ ઉપર ઘરમા ફરી વલેછે. એટલા માટે સદાસ અને મોરી સાફ રાખવાં એજ માતર બસ નથી, પણ તેમને કોઈ દસાએ બાંધવાં તે હમેશાં સંભાળવાનું છે. શંદાશ, પાએખાના વગેરેના જેહેરને મારી નાખવા માટે તેમને ધોયલા બસ નથી. તેઓમાં સારાપઠે ચુનો, કોલસો, કારબાલીક આસીડ તથા બીજી જેહેરને દુર કરનારી દવાઓનો જથો રાખવો જોઈએ.

આતો સઘલા ઘરોમાની હવા સાફ રાખવાના ઉપાયો થયા. પણ ઘરોમાનું પાણી સાફ રાખવાને એજ પરમાણે મોટી શંભાલ લેવી જોઈએછે. જેમ ઘણાક નાશકારક રોગો હવાથી ફેલાયછે, તેમજ પાણીની મારફને પણ રોગનું જેહેર શરીરમા દાખલ થઈ શકેછે. "ટાઈફાઈડ તાવ" જે આપણી તરફ હાલ ઘણો વધી પડયોછે તેજ નહી પણ કોલારા વીષે પણ છેલી અટકલ એ છે કે ખરાબ પાણી પીવાથી એ નાશકારક રોગો પેદા થાયછે. એટલા માટે ખુબ સંભાલ રાખવી કે ગટરોની આગળથી પાણીના નળ મેળવામા નહી આવે ઈઆ કુવા ખોદવામા નહી આવે. આપણા ઘણા ઘરોમાં સંદાસ અને કુવા બેહુ પાસે પાસે હોયછે અને ઘણીવાર સંદાસની જેહેરી હવા પાણીમાં પચીને તે પાણી આપણા પીવામા આવેછે.

આપણા રેહેવાના ઘર સુકાં જોઈએ. ભીણા અને હવાયલાં ઘરો તનદરોસતીને નુકસાન કરેછે એ સઉ કોઈ જાણેછે. પણ એ જેટલું બોલવાનું સેહેલ છે તેટલું સમજવાનું સેહેલ નથી. એ વીષેની બારીકીઓથી લોકો પુરતા વાકેફ નથી. પાણી વાલી, રેતાલ અથવા માટી અને ફતરની જમીન ઉપર રેહેવાથીજ તે જગા ભીણી ગણાતી નથી. એક ઘરનો પાયો ઉંચો અને સુકો હોય, તોપણ આસપાસ ગીચ જાહાડો આવેલાં હોયતો તે ઘર ભીણું અને હવાયલું થઈ પડેછે. ગીચ જાહાડોના ઓથાથી તાજી હવાનો અને સુરજના કીરણોનો અટકાવ થાયછે, તેથી ઘરમા ઘણો ભીણાસ રેહેછે અને શેઆલાના દાહાડામા તેવાં ઘરોની અંદર ગમે એટલો આતશ સલગાવતાંબી સરદી ભાગની નથી. તેવાં ઘરોમાં મુરણો જલદી ખાટો મારી આવેછે અથવા દારૂ ઉતરી જાયછે તો હવા પાણીમા શુખાકારી કેમ હોય ?

ઘરોને, દરરોંજ ધોવાં એ ભુલ છે. આપણા ઘણા લોકો દરરોજ જમીન ધોયછે, એ સરદી વધારવાનો ઉપાયછે. વાંહાંણોમા માલતા રોગોની તપાસ કરવા માટે પારલામેંટ

ઠરાવેલાં કમીશને એવો રીપોરટ કીધો હતો કે તે વાંહાંણોને દરરોજ ધોવામાં આવેછે, તેથી થતા ભીણાસ અને સરદી ઘણાક રોગોનું કારણ છે. એ પછે તે વાંહાંણોને દરરોજ ધોતાં બંધ કરવાથી તે રોગોનો અટકાવ થયો. ડાકટર કોપલાંડ એક આખી બોરડીંગ સકુલનો દાખલો આપેછે કે જેમાં દરરોજ જમીન ધોવાનું બંધ કરાવયું નહી તાંહાંસુધી દરદોનું એ કારણ માલમ પડયું નહી.

ઘરો જેમ સુકાં જોઈએ, તેમ ઘરોની અંદરની હવાની ગરમી પણ સંભાળવી જોઈએ. અંદરની અને બાહેરની ગરમીમા ઘણો તફાવત હોવાથી એક હવામાથી બીજી હવામા જતાંવાર સલખમ, અને બાંજા સરદીના મરજો થાયછે. ઘરની બાંધણીમાં બીજી ઘણી બાબતો ધેઆંન આપવાજોગ છે. પણ ઉપર અમે મુખીઅ સંભાલ સમજાવીછે તે ઉપરથી જણાશે કે રેહેવાના ઘરોમાં જાંહાંતાંહાં જઈને પડવું એ જીંદગીને ઘટાડવાની વાત છે. આપણા ઘરોની બાંધણીમાં ઘણી સંભાલ જોઇએછે, પણ અફસોસ છે કે ઘરધણીઓ ભાડાં ખાવા માટે કસી સંભાળ વના ઘરો ઉભાં કરેછે અને તેમા હજારો ગરીબોના શરીરને જેહેર લાગેછે તેના સરકારથી કસા ઉપાય થતા નથી.

—ooooo—

# માહાભારતની કથાઓ.

[હીંદુસતાનની જમીન ઊપર અસલના વખતમાં થાયલી માહાભારત લડાઈ જેનુ નામજ માહાભારત તેનુ વરણન લખનાર કરીશન દવૈપાયન હતો. તેણે એ લડાઈની હકીકત કવીતાના આકારમાં પોતાના ચેલા વયેસમપાયનને સીખવી, અને એમ કરતાં એ કવીતા આપણા જમાનામા ઊતરી આવીછે. પણ અસલ ચીજમાં જુગોના ગુજરવાથી ઘણો ફેરફાર થાયોછે. એ મધે મોહોટો ફેરફાર કરનાર બરાહામણો હતા જેઓ પોતાનો કાબુ લોકો ઊપર જારી રાખવાને માટે તથા પોતાની મતલબ સાચવવાને માટે આ માહાભારતમાં ફેરફાર કરતા ગયા હતા. જે ઊપરથી અસલને અને તીયારબાદ તે મધે થાયલાં ફેરફારોને છુટા પાડવાનુ કામ આજે ઘણું મુશકેલ થાઇ પડયુંછે. આ કવીતામાં બધા મલી ૧૦૦,૦૦૦) સલોક આવેલાછે. એની મતલબ વાંચનારી બાનુઓ આગલ હવે પછે મેલતા જઈશું]

૧.

એક વખતે હસતીનાપુરનો રાજા દુશયંત જંગલમાં સેકાર કરવાને નીકલયો, તેવાંમાં પાંણીનો તરસયો થાવાથી આસપાસ જોતાં કનવ નામના જોગીના મઠમાં તે જાઇ પુગયો. એ જોગીની એક છોકરી સકુનતલા નામની હતી, જે તે વખતે જણાયલી ખુબીમાં પોતાની ખુબસુરતીને મારે ઘણી વખણાયલી હતી. રાજા દુશયંત તેને જોતાંજ મોહીત પડયો અને ગનધરવ લગન તેનીની સાથે કરયા બાદ વખત જાતાં આ રાજા પોતાના મુલકમાં પાછો ગયો અને ખુબસુરત સકુનતલાની સરવે યાદી તેના મગજ મધેથી નીકલી ગઈ. હવે સકુનતલા હમેલદાર હતી જેથી તેનીએ દુશયંતના ગામમા જાવાનો વીચાર કરી પોતાના બાપની જુંફડી છોડી પોતાની મા સાથે નીકલી. રાજા દુશયંતે પોતાની નીશાણી દાખલ સકુનતલાને પોતાની વીટી ભેટ કરી હતી તે વાટી પણ આ વખતે સકુનતલાએ સાથેજ રાખી હતી, પણ વાટમા એક નલામા નહાતાં સકુંનતલાને હાથેથી તે વીંટી સરી ગઇ જેની તે વખતે તેને ખબર રહી નહી. બેહુ મા દીકરી ઘણા દાહાડાની મુસાફરી બાદ હસતીનાપુરમા આવી પુગાં, પણ રાજા દુશયંતે ખુબસુરત સકુનતલાને ઓળખી નહી, અને જણાવયું કે સકુનતલાનેતો તેને એક વીટી ભેટ આપી હતી, માટે જો તે ખરી સકુંનતલા હોયતો તે વીટી તેણીએ બતાવવી. પણ વીટી કયાંહાંથી લાવે? અંતે નીરાસ થઇ સકુંનતલા પોતાની મા સાથે પોતાના મઠ તરફ પાછી ફરી, જયાં તેણીએ ભારત નામના છોકરાને જનમ આપયો. દુશયંતના ગામમાથી સકુંનતલાના જાવા બાદ રાજાને માટે એક માછી એક મોટી માછલીની ભેટ લાવયો જેના પેટમાથી સકુંનતલાની ખોવાયલી વીટી (જે સકુંનતલાંના સંકટનું સરવે મુળ હતું) મલી. રાજાને તરત બીચારી સકુંનતલા યાદ આવી અને તેણીને બોલાવી એક ખાસ મેહેલમા રાખી:

હવે આ ભારત નામનો છોકરો માહાભારતની તવારીખમા વખણાયછે. અસલના વખતમા કઉરવ અને પાંદવ વંચે મોટી જંગ ચાલી હતી, જે વખતે જણાયલું હીંદુસતાન દેવરૂપી માનવીઓના ધુજારાથી ધુજયું હતું, તથા જે વખતે લખો બલકે કરોડો જીવડાઓનું મરણ નીપજયું હતું, તે લડાઈ જે માહાભારત અને લડાઈ કરનાર બેહુ ટોલીવાળાઓનો વડવો તે આ ભારત નામનો છોકરો હતો.

ભારતનો છોકરાનો છોકરો સાનતાનું નામનો હતો. સાનતનું જયારે જઈફ વયમા આવયો તયારે તેની ખાએસ એક ઓરત સાથે પરણવાની થઇ, પણ તે વખતે કોઈબી ધણી પોતાની પુતરીને આવા ઘરડા રાજાને આપવાને હા પાડતો નહી. વલી તેનુ બીજું કારણ એ હતું કે રાજાનો એક છોકરો સાનતનવ કરી હતો તેથી જો રાજાને તીયાંહાં બીજાં ફરજંદોની વરધી થાય તો તે ફરજંદોનો ગાદી ઉપર કાંઈ હક ચાલે નહી. અંતે પોતાના બુઢા બાપની ખાએશથી સાનતનવે એવા સોગંદ લીધા કે પોતાની જીંદગી સુધી તે કોઇબી ઓરત સાથે પરણે નહી, રાજાની નવી બાયડીથી જેબી છોકરાં થાય તે છોકરાંની તે સારી માવજત લીએ, તથા તેઓનેજ તે ગાદી ઉપરનો હક આપે. બાદ સાનતનુએ સતયવતી નામની કનયા સાથે લગણ કરયાં જેનેથી બે છોકરા જનમયા. આ ફરમાબરદાર છોકરો સાનતનવ એ વખત પછી ભીશમને નામે ઓલખાવા લાગો. તીયારબાદ રાજા સાનતનુની કજા થાઈ. ભીશમે પોતાનો સખુન એક રાખી રાજાના પેલા બે છોકરા મધેથી એક છોકરાને ગાદી ઉપર બેસાડયો. પણ તેણે ટુંક વખતમાં બીજા રાજાઓ સાથે લડાઇ ચલાવી જેમાં તેહેનું મોહોત નીપજયું. વલી ભીશમે નાધલા છોકરાને ગાદી આપી, પણ તેની વયે નહી પુગે એટલી હોવાથી રાજની લગાંમ પોતેજ રાખી. રાણી સતયવતીની ઘણી ખાએશ ભારતની પેહેડી ચાલુ રાખવાની હતી, જેથી તે નાનકરા રાજાને માટે બાયડી સોધી કાહાડવાનુ ભીશમને સોંફયું. ભીશમના સાંભલવામાં આવયું કે કાસીના રાજાને તીયાંહાં તરણ છોકરીઓ ઘણી ખુબસુરતીની રાખનારી હતી, જેથી



મહેલમા તબેલા.

તેણે પોતાની રથ જોડાવી તથા તે મધે બેસી તે છોકરીઓને જાતે જોવાને ગયો. તે સમયે કાસીના રાજાની છોકરીઓ સ. વયમવરથી* લગણ કરવાની તઈઆરીમાં હતીઓ, જેથી ગામેગામના રાજા તે છોકરીઓનો હાથ મેલવવાને કાસીમાં એકડા મલીઆ હતા. ભીશમે એવો મામલો જોયાથી ઠડાવ કરી તથા તક જોઈ તે છોકરીઓને જોર જુલમથી પોતાની રથમાં બેસાડી હસતીનાપુર સારૂં પાછો નીકલયો, પણ પેલા એકડા મલેલા રાજાઓ તેનાં સાથે ખુબ જોરમા લડયા જેમા અંતે ભીસમની જીત થાઈ; રાણી સતયવતી આ તરણ નાજુક અબળાઓને જોઈ ઘણીજ ખુશી થાઈ, પણ આ તરણું મધેથી અમબા નામની વડી છોકરી સાળવા ગામના રાજા સાથે અદરાએી, જેથી સતયવતીએ તેને બાઆબરૂથી તે ગામમા મોકલી.

રાજા વીચીતર વીરયા સાથે એ બે છોકરીઓના લગન થાયાં, પણ ટુંક મુદતમાં એ છોકરાનું પણ મરણ થાયું જેથી રાણી સતયવતી ઘણો ખેદ પાંમી કારણ કે ભારતની પેહેડીનું ઉતારનારૂ કોઈ પણ રહયું હતું નહી. હવે તે વખતનો રેવાજ એવો હતો કે કોઈબી ધણી પોતાની તોખમ ઉતારીઆ વગર મરણ પાંમેતો તે મરનાર ધણીનો સગો ભાઈ અથવા કોઈ અતલગનું સગું તે મરનારની ઓરતો સાથે પરણે અને તેનું તોખમ ઉતારે. સતયવતીએ ભીસમને એમ કરવાને કહયું પણ તેને લીધેલા સોગનને લીધે તેણે સાફ ના પાડી, જેથી સતયવતીએ વયાસ નામના ધરમગુરૂને ફરમાવયું. તેનેથી વીચીતર વીરયની બાયડીઓને તરણ છોકરાં થાયાં, જેનાં નામઃ—ધરીતરાશતર, પંડુ, અને વીદુર; વડો છોકરો અપંગ હોવાથી રાજની ગાદી પંડુને મલી. આ છોકરાએ હસતીનાપુરમા પોતાના વડવા ભારતની મુજબજ ઘણું ફતેહમંદીથી રાજ ચલાવયું. એ રાજાની બે બાયડીઓ હતી નામે કનતી અને માદરી. કનતીથી એ રાજાના તરણ છોકરા હતાઃ—યુધીસથીર, ભીમ અને અરજુન અને માદરીથી નકુલ અને સાહદેવ.

એક સમયે એવું બનયું કે રાજા પંડુ જંગલમા સેકાર કરવાને નીકલયો જેના દરમેઆનમા હરન અને હરની જંગલમા ફરતાં હતાં તે મધેથી એકને તેનો એક તીર લાગયો. આ હરન હરની એક બરાહમન ઓરત મરદ હતાં; હરને તરતજ મરદનો આકાર પકડયો અને પંડુને સરાપ દીધો કે તેની બાયડીની ગોદમાંજ તે મરણ પાંમશે. આ સરાપની ધાસતી ખાઈને રાજા જંગલમાં ભતકતો થાયો પણ જયાંહાં તેને તેની બાયડી માદરી સાથે મેલાપ થાયો, જે મેલાપમાં તે બરાહમનના સરાપ મુજબ તેનુ મરણ માદરીની ગોદમાં જ નીપજયું. રાજા પંડુની ચેહેમાં રાણી માદરી પણ બલી મુઈ.

હસતીનાપુરમાં પંડુના રાજ છોરવા બાદ ધરીતરાશન રાજ કરતો હતો. તેણે પોતાના લગણ ગાનધારી નામની ઓરત સાથે કરયાં હતાં. એને ઘણા છોકરા હતા જે આ પોતાના વડવા કુરૂ ઉપરથી કઉરવને નામે ઓલખાતા હતા, જેમાં દુરયોધન અને દુહસાસન વડા હતા. પંડુના મરણ પછી કનતી પોતાના કુટુંબ સહીત હસતીનાપુરમાં આવી, એને રાજા ધરીતરાશતરે સારો આવકાર દઈ મેહેલમાં રાખી.

કાઉસ.

* જાહેર મોજમસમાં જે ધણી એક ચોકસ કાંમ ફતેહમંદીથી બજાવે તે ધણી આવંદ કરે.

---

# પ્રજાઘાતની પીડાકારીઓ.

## ચીતર ૨ જું.

## મેહેલમા તબેલો.

પ્રજાઘાત અથવા લડાઈમાં સુલેહ ભરેલાં અને એકમારગી લોકોને પોતાનું શેહેર ખાલી કરી જવું પડેછે, તે વેળાની નાહાસ ભાગનું એક ચીતર ગયા અંક સોથ વાંચનારી બાનુઓને અરપણ કરયુંછે. તાર પછે તેમના ઘર બાર, માલ મીલકત, બાગ બગીચા, તથા મેહેલ અને એવાનોના લડાઈથી કેવા બુરા હાલ થાયછે, તે બાબેનું એક બીજું ચીતર આજ રોજે વાંચનારી બાનુઓ આગળ ધરીએ છઈએ. એક શુંદર મેહેલ બાંધતાં વરશો લાગેછે, પણ તેને ભાંજતાં તેટલા દાહાડા નથી લાગતા. એ બીનાને લડાઈ ખરી કરી આપેછે, જારે કે એક કે બે નહી પણ આખાં શેહેરની ઈમારતો ધરતીકંપ ઈઆ બીજી ખુદરતી આફતોની મીશાળે સાધારણ નાશ પામેછે. એક મેહેલમા કેવા રાજા રાંણીએ એશ આરામ કીધેલો અને લડાઈમાં તાંહાં કોણ આરામ કરેછે! એક શુંદર મીલકતના ધણી કોણ, પઈસા કોણે ખરચેલા, મોટી જેહેમતે કોણ વસેલું, કોણે સઘલું વસાવેલું, અને હવે તેના ધણી કોણ થઈ બેઠાછે, તથા કોણ જઈ વસયાછે ! તે આ ચીતરથી થોડુંઘણું માલમ પડેછે.

આ ચીતરમાં પરથમ એક રોણકદાર અને રલીઆમણું સણગારેલું અને આરાસતે કરેલું દીવાનખાનું જોઈએ છઈએ. તેની દેવાલ ઉપરની શુંદર નકસી તથા ચીતારો,-જેમાં કાંઈ નામીચા ચીતારાની પીછીએ આંખને તાહાડક આપનારા રંગોની મેળવણી કરી હશે તથા કોઈ ચંચલ કારીગરે તે પર સોનેરી લીસોટીઓ દોરી હશે, તે ઉપરથી જણાયછે કે કોઈ માતબર આદમીના મેહેલનું એ દેવાનખાનુંછે. જેવો મેહેલ છે, તેવોજ તેમા સણગાર કરેલોછે. કીમતી ટેબલ, મખમલની ખુરશીઓ, સાટીનના કોચો અને અતલશની તોલાઈ સરખો કીમતી ઘર સણગાર કરેલોછે. દેવાલને અઢેલાવેલી મેજ (સાઈડ બોરડ) ઉપર સંગેમરમરનું ફુલનું કુંડું છેક ઉંચી અભડાઈ પર જોઈએ છઈએ, જેની હેઠે આસપાસ શુંદર ફુલાવર વાસોની વચોવચ એક શોભીતું ઘડીઆલ બીરાજેછે, જે કદાચ સોનેરી હશે અથવા તેની તખ્તીને ફરતા કદાચ હીરા મઢેલા હશે.

આવાં શુંદર દીવાનખાનાના લડાઈથી શું હાલ થયા છે. એ મેહેલનો તબેલો બનયોછે! એક લશકરી અમલદાર, કદાચ ઘોડાઓનો ઉપરી, દીવાનખાનાની જમણી બાજુએ કમાનની ખુરશી ઉપર આવીને અરડાયછે, તથા ડાવા હાથ આગલ મખમલની ઝાલરવાલા કોચોની ઉપર ઘાસની પુરીઓ નાખી છે. જે ગોલ ટેબલ ઉપર શુંદર "આલબમો" ઈઆ બીજો શોભીતો સામાન બીરાજતો

હતા, તાંહાં શીપાહને ઉસકેરનારા બીર અને ચંપીનના ગલાસો ભરાયછે અને ઢોલાય છે. ખુદ દીવાનખાનાનો રેહેવાશી કોઈ અમીર ઉમરાવ નથી, બલકે માણસો વટી ક હીઆં વસતાં નથી, પણ હીઆંતો જાનવરોએ આવીને ઉતારો કરયો છે. શુંદર ગાલીચાવાલી જમીન ઉપર ઘાસ ના પેંડા બીછાવયાછે અને તેની ઉપર લડાઈના ઘોડાઓ પોતાનું ઘાસ ચાવવા પડયાછે. મેહેલની આ ખરાબી હજી થોડી હોય તેમ, તથા આ મેહેલમાં તબેલો ચોકસજ કરવો હોય તેમ હજી બીજી બાજુએથી એક માણસ ઘા સની પુરી લઈને દાખલ થાયછે. ના—આ મેહેલના વ સનારાં બીચારાં ખોદા માલમ કાંહાં અટવાઈ ગયાંછે અને હીઆંતો ખરેખર ઢોરોનું ગલીચ રેહેઠાણ થયું છે.

એ કેટલો બધો ફેરફાર! પણ વલી આખાં શેહેરોના શેહેર અને દેશોનાદેશ આવી ખુવારોમા આવી પડે એ કેટલી બધી જફા! અને તોપણ આ ચીતર કાંઈ ખેઆલી સહરાગાત નથી. દરએક લડાઈની વેળા ખરેખર એમ બનેછે. છેલી ફ્રાનસ અને જરમનીની લડાઈમા ખરે ખર બનેલા એક મેહેલના તબેલાનું આ ચીતર છે. મારે પેઆરાં વાંચનારાંઓ લડાઈના નેહેસત પગલાંની તમો સદા નાબુદી આહાજો. લડાઈનુ સદા કાલું મોહો માગજો. આપણી દુનીઆંની ઘણીક લડાઈઓ રાજાઓ અને પર જાઓના લોભથી ઉભી થાયછે; અને જે રાજાઓ આવી મોટી ખુનખાર જંગો ચલાવેછે તેઓ દુનીઆંમા મોટા કે હેવાયછે; પણ આ ચીતરો જોવા પછે, બેહેનો, તે ધણીઓ ને તમે મોટા નહી કેહેશો. આ દુનીઆંમાં તેમના લોભ થી ધરતી ધ્રુજે છે અને પેલી દુનીઆંમાં પરમેશવર આગ લ તેમને જવાબ દેવો પડે છે.

---

## નવી જાતનું સુરીઅ ઘરણ.

વાંચનારી બાનુઓએ સુરજ અને ચંદરના ઘરણો ઘણા દીઠાંછે અને એ ઘરણો કેમ થાયછે તે ઘણીવાર આ ચોપાનીઆં મધે સમજાવાંમા આવયુંછે. સુરજને સેતાન ગલી જાયછે અથવા ચંદરને રાહુ ઘેરેછે એ સઘલા વેહેમો વીદીઆના અમલવાલાં આગલ નાહાસી ગયાછે અને સઘલા કાંઈજ નહી પણ ભાશાના અલંકાર તરીકે ગણાવા લાગાછે. હવે દરએક નીશાળીઓ પણ જાણેછે કે જારે ચંદર ફરતો ફરતો સુરજ અને પરૂથવીના ગોળાઓની બરાબર વચે આવે છે તારે પરૂથવી પર તેનો ઓથો થાયછે અને સુરજની સપા ટી ઉપર તે કાલાં ધાબાં જેવો દેખાયછે; તેને સુરજ ઘરણ કહીએ છઈએ. તેમજ જારે ચંદર પરૂથવીની પછવાડે જાયછે અને પરૂથવી સુરીઅ તથા ચંદરની વચે આવી જાયછે, તારે ચંદર ઉપર પરૂથવીનો ઓલો પડેછે, જેને આપણ ચં દર ઘરણ કહીએ છઈએ.

પણ એ ઉપરાંત સુરીઅના બીજાં ઘરણો થાયછે; જે માનુ એક ઘરણ ચાલતા ડીસેમબર મહીનાની તા૦ ૯ મીને દીને થઈ ગયુંછે. હીંદુઓ ઘરણ વીશે ઘણા વેહેમો પા લેછે, પણ તે કેટલા ખોટા અને હસવા સરખાછે તેની આ એક સાબેતી છે કે ઉપલી તારીખે એક ખાશું સુરીઅ ઘરણ થઈ ગયું, પણ તે હીંદુસતાનના જોશીઓને માલમ ન હી હોવાથી તથા તે માલમ નહી પડે એવું હોવાથી તેના આપણા હીંદુ ભાઈઓએ કસી ખબર લીધી નથી. પણ એ ઘરણ વાદવાંનોને માલમ હતું અને તેઓએ તેનો આ ગમચથી વરતારો કરેલો હતો, જેથી બરાબર મુકરર દાહાડે અને મુકરર વખતે એ ઘરણ થયું હતું. એ ઘરણથી ખગો લ વીદાઆમા એક મોટી શોધ થવાના વકી હોવાથી, યુરોપ અને અમેરીકાના દેશ દેશથી વીદવાંનોના મોટા કાફલા લા ખો રૂપીઆનો ખરચ કરી એ ઘરણ જોવા નીકળયા હતા, અને પરૂથવીના જે ભાગો ઉપરથી એ ઘરણ દેખાવાનું હતું, તે ભાગો ખાતે તેઓ આગમચથી આવીને મોટી ગોઠવણો કરી રહેલા હતા.

એ ઘરણ તા૦ ૯ મી ડીસેમબરને દીને બામદાદે સુર જ ઉગતાંવાર તેની સપાટી ઉપર શરૂ થયું અને સહવારના ૧૦ થી ૧૨ વાગા સુધી જુદાં જુદાં મુલેકોમા તે દેખાયું હ તું. એ ઘરણ દેખાવમા કાંઈ ઘણું રલીઆમણું ઈઆ શું દર નહી હતું. બીજાં સુરજ ઘરણોની મીશાલે આ ઘરણ ની વેળા ખુદરતના દેખાવમા કાંઈ ફેરફાર થયો નહી હતો. ચાંદ વચમા ઓથે આવવાથી થતાં સુરજ ઘરણમા જેમ સુ રજ આખો ઢંકાઈ જાયછે તથા પરૂથવીના તેટલા ભાગ ઉપર અંધારૂં ફરી વળેછે તેમ કાંઈ ઉપલી તારીખે થયું નહી હતું. વળી સુરીઅ ઘરણમા જેમ સુરજની કીનારીએ ગોળ ફરતી ચલકતા દાનાની હારડી માલમ પડેછે, તથા તે હારડી તે રો શનીના પાહાડ ગણવામા આવયાછે તેવો પણ કોઈ દેખાવ ગઈ ૯ મી તારીખના ઘરણમા જોવાનો નહી હતો.

એ ઘરણતો માતર આ પરમાણે થયું હતું. સુરજની સપાટી ઉપર પચાચમ તરફની બાજુએથી એક ગોળ ટીપકું અથવા ધાબું દાખલ થતું માલમ પડયું હતું, તે ધીમે ધી મે સુરજના બીંબ અથવા તખતીની વચે આવતું ગયું અને પછે ચાર પાંચ કલાકે તે બીજી કીનારીએથી પાછું નીકળી જઈને બેમાલુમ થયું. આ ઉપલું નવી જાતનું સુરીઅ ઘરણ હતું. એ ઘરણ ઘણું નવાઈનું હતું. એ ઘરણ છેલું છેક ૧૭૬૯ મા થયું હતું, જેની આઠ વરશ આગમચ તે દે ખાયું હતું. હમણા તે ૧૦૫ વરશે પાછું દેખાયુંછે, અ ને આવતાં ૮ વરશ પછે ૧૮૮૨ માં તે ફરીથી થશે, જે પછે વળી ૧૨૨ વરશનો ખાંચો નાખી તે પાછું સને ૨૦૦૪ મા તથા તારબાદ ૮ વરશે વળી ૨૦૧૨ મા આવશે. એ રીતે આ ઘરણ જમાનાઓ ગુજરી જવા પછે જોવાને મળેછે. આવતી સદીમા તે મુદલ દેખાવાનું નથી અને ૨૧ મીસ દીમા તે દેખાશે તાંહાંવેર આપણ કોઈ જીવવાના નથી.

એ નવી જાતનુ ઘરણ તે શું હતું ? એ કાંઈ પરૂથ વીના ઈઆ ચંદરના ઓથાથી થતાં ઘરણો મારેલું નથી. એતો એક બીજાંજ કારણથી થયું છે અને તેની સમજ ટુકમા આપીશું. સુરીઅ મંડળ અને તેમાના ગરેહો તે શું તેની વીગતવાર સમજ આગલા અંકોમાં અમે આપી છે. વાંચનારી બાંનુઓ જાંણેછે કે રાતના ખોલાં આકાશ માં જે કરોડો તારા પરકાશેછે, તે હજારો સુરજો અને સુ રીઅ મંડળોમાં વેહેંચાઈ ગયલા છે. તે એકેક સુરજ ક રોડો માઈલ જેવડો મોટો છે, તથા દરએક સુરજનો આ સપાસ સેતારાની મીશાલના ચલકતા ગરેહઓ ફરેછે. કે

જે દરએક ગરેહ વલી લખો માઈલના મોટા ગોળાછે. આપણને જે સુરીઅ દેખાયછે, તેનું પણ એવુંજ એક સુરીઅ મંડળ છે, ઈઆને તેની આસપાસ પણ લાખો માઈલના ઘેરાવાના ગરેહઓ ફરેછે. આપણી પરૂથવી પણ તેમાને‌ા એક ગરેહ છે. મંગલ, સુકર, બરેશપતી, શની શંચર વગેરે સેતારાઓ પણ આપણી પરૂથવીનાજ સરખા મોટા ગરેહઓ સુરજની આસપાસ દોડયા કરેછે.

હવે પરૂથવી તરફથી સુરજ નજર કરતાં કેટલાક ગરેહઓ સુરજની નજદીકમા છે, અને કેટલાક સુરજથી ઘણા દુર છે. મંગળ અને સુકરના ગરેહઓ તેવા નજદીકનાંછે. સુરજની આસપાસ પેહેલો મંગળ દોડેછે, તેની પછે સુકર દોડેછે, અને તેની પાછળ આપણી ધરતીનો મારગ છે, તેથી મંગલ અને સુકર સુરજ અને પરૂથવીની વચમા ફરનારા ગરેહઓ છે. બાકીના સઘલા ગરેહઓ પરૂથવીની બાહારથી સુરજની આસપાસ ફરેછે, તેથી તે બાહારના ગરેહ કેહેવાયછે. હવે જારે મંગળ અને સુકરના ગરેહો વચમા છે, તારે તેઓ ફરતાં ફરતાં કોઈવાર સુરજ તથા આપણ વચે સીધી લીટીએ આવી જાયતો તેમનાથી ઓથો થાય એ સવભાવીક છે. કેમકે જારે ચંદર પરૂથવી અને સુરજની વચે ફરતો ફરતો આવેછે તારે તેનાથી આપણને ઓથો થાયછે. તેમજ દીસતું છે કે જારે સુરજની આસપાસના આપણી પરૂથવીના કુંડાળાંની અંદરના ગરેહઓ મંગલ ઈઆ શુકર ફરતાં ફરતાં વચે આવી જાયતો તેમનાથી પણ સુરજ ઉપર આપણને ઓથો દેખાય.

એવો જે ઓથો તે આ નવી જાતનું સુરજ ધરણ છે. ગઈ તા૦ ૯ મીનું ધરણ સુરજ અને પરૂથવી વચે એજ પરમાણે સુકરનો ગરેહ આવી લાગાથી થયું હતું. આગલ જારે સુરાઅની તખ્તી ઉપર સુકરનુ આવું ગમન થયું હતું તારે તેનું ધાબું બે તરણ આકારમા દીસયું હતું. કોઈવાર તે પેર રોકું, તો કોઈવાર કાંદાના આકારમાં દીસતું હતું; પણ તે દર વેલા તેની સાથ એક કાળો ડોલો લટકેલો દીસતો હતો. વીદવાંનોએ પાછળથી શોધી કાહાડયું હતું કે એ કાલો દોરો માતર રોશનીના એક જાતના પડછાયાંથી થતો હતો બાકી એ કાંઈ સુકરના ઓથાનો ભાગ નહી હતો. ગઈ તાં૦ ૯ મીના ધરણથી વીદવાંનોની આ અટકલ ખરી પડીછે. ૨૦૫ વરશ ઉપર સુકરનો ગરેહ એ રીતે આવી ગયો તાર પછે જોતીશોના સાંચા તથા હથીઆરોમાં ઘણો સુધારો થયોછે. તે શુધરેલા યંતરોથી અવલોકણ કરતાં છેલાં ધરણમાં ઉપલો કાલો દોરો દેખાયો નથી, ઈઆ નથી પેર રોકો આકાર જાણે દીસીઓ. આ વખતે સુકર પરૂથવી અને સુરજની વચેથી બસ એક કાલા ગોલાની મીશાલે પસાર થયોછે. એ ગોલો કદમાંતો આપણી પરૂથવી જેટલો મોટો છે, પણ તે આપણથી ૨ાા કરોર માઈલ દુર હોવાને લીધે એક બોર જેટલો દીસયો હતો.

ઉપલી સમજ ઉપરથી વાંચનારી બાનુઓના મનમાં સવાલ ઉભો થશે કે સુકરના આ દેખાવને એટલો બધો વજુ આપવાનો શું શબબ, કે તે જોવા સારૂં વીદવાંનો હજારો માઈલની મુસાફરી કરી તથા લાખો માઈલનો ખરચ કરી દુરેદરાજ આવયાછે? જેમ સુકર પરૂથવી અને આપણી વચેથી પસાર થાયછે, તેમજ મંગલનો ગરેહ પણ પસાર થાય છે અને તેનાથી પણ એવા ઓથા પડતા હશે કે નહી? હા, મંગલનું આ પરમાણે ગમન થાયછે અને ઘણીવાર થાયછે. સુકરનું ગમનતો સદીઓ પછે થાયછે, પણ મંગલનું ગમન તો વારેઘડીએ થાયછે. સને ૧૮૪૫ પછે આજસુધી ૪ વખત મંગલ સુરજની તખતી ઉપરથી જતો દેખાયોછે, અને ચાર વરશ પછે ૧૮૭૮ માં તે પાછો દેખાશે. પણ તેબી આ વાત યાદ રાખવાજોગ છે કે વીદવાંનો આ જાતના ધરણથી જે શોધ કરવા માગેછે તે મંગલનાં ગમનથી થતી નથી; જારે પરૂથવી અને સુરજ વચે સુકર આવેછે, અને જારે સુકરજ સુરજની સપાટી ઉપર માલમ પડેછે તારેજ વીદવાંનોની ધારેલી શોધ થઈ શકેછે. તેનું કારણ એછે કે મંગલના કરતાં સુકરનો ગરેહ આપણી વધારે નજદીકછે. મંગલ આપણાથી ૫ કરોર ૮ા લાખ માઈલ દુરછે, પણ સુકર આપણથી ૨ાા કરોર માઈલને છેટેછે; તેની એ નજદીકીને લીધે તેનાથી સુરજ ઉપર થતાં ધરણમા ધારેલી શોધ મનમાનતી થાયછે.

એ ધારેલી શોધ તે શું? એ શોધ સુરજનો તફાવત છે. સુરજનો આતશી ગોળો આપણાથી કેટલો દુરછે, તે ચોકસ શોધી કાહાડવાને વીદવાંનો ઘણાં ખંતીછે. કેમકે એ શોધ ઉપર બીજી ગણતરીઓનો ઘણો આધાર છે. સુરજ અને પરૂથવી વચેનો તફાવત તે બીજા ગરેહ તથા સેતારાઓનો તફાવત ગણવાનો ગોથા ગજ છે, તથા તેઓ સુરજ કરતાં કેટલા ઘણા દુરછે તેજ માતર ગણવામા આવેછે. જો એ તફાવત નકી થાયતો ચંદરની ચાલના કોશટકો સહી થઈ શકેછે, જે કોસટકો વાંહાણ વાળાઓને ઘણા ઉપયોગી છે. એવાં એવાં ઘણા કારણોને લીધે સુરજ આપણથી કેટલો દુર છે તે ચોકસ ગણી કાહાડવાની જરૂર છે. હવે સુરજ એટલોતો દુર પડેલોછે કે હીઆંથી તેનું માપ લેવું ઘણુંજ બારીક અને મેહેનતનું કામ થઈ પડયુંછે અને તેમા એક સેકંડની ભુલ થઈતો લાખો માઈલનો ફરક પડી જાયછે. એ ઉપરથી જારે સુરજ અને પરૂથવી વચે એક વધારે નજદીકનો ગરેહ આવી લાગેછે તારે બેની વચેનો તફાવત શોધી કાહાડવાનું સવલ પડેછે. એટલા માટે ૧૭૬૧ તથા ૬૯ મા જારે સુકરના વચે આવવાથી આ જાતનું ધરણ થયું હતું, તારે વીદવાનોએ એવી ગણતરી કીધી હતી કે સુરજ આપણી દુનીઆંથી ૯ાા કરોર માઈલ દુર છે, પણ પાછળથી આ ગણતરીમા બીજી શાહાદતોએ ૩૦ લાખ માઈલની ભુલ માલમ પડી હતી અને વીદવાંનોમા વાંધો પડયો હતો, જેઓ કેહેતા હતા કે સુરજ ૯ાા કરોર નહી પણ ૯ કરોર ૨૦ લાખ માઈલને છેટે છે. એ ભુલ ખરીછે કે ખોટી તે શોધી કાહાડવા માટે બીજી વખત જારે સુરીઅ બીંબ ઉપરથી સુકરનું ગમન થાય તારે તપાસ કરવાની હતી. તે ગમન ગઈ તા૦ ૯ મીએ થયુંછે અને તે તપાસ કરવા સારૂં વીદવાંનોની ૮૦ ટોલકીઓ ૮૦ જુદી જુદી જગા ઉપર અવલોકણ લેવાને આવીછે. ખોદા તેમની મેહેનતને જસ આપે. આમીન!

---

## ખાસડાનું માન.

ખાસડાંનું માન કોણને ભાવેછે? હરેક દેશમાં પોતાનો દોર અને તોર દેખાડનારા પોતાના મન સાથ મોટા પણ સમજુ લોકોની નજરમાં ઘણાજ નીચા અને હલકા લોકોજ એ માનના ભુખા હોયછે. તેઓ પોતાને પવીતર સમજીને પોતાના મકાનને પવીતરાઈનું થાણક બનાવે છે, અને જે પગે તે મકાનમાં પોતે ચાલી જાયછે તેજ પગે બીજાઓને તેમાં ચાલી આવતા તેઓ જોઈ શકતા નથી.

પોતેતો ગોરા રંગનાછે માટે તેઓ કાલા રંગના માણસને તે મકાનમાં ચાલતાં અટકાવેછે—તો જો કે માણસ કરતાં નીચાં પરાંણીઓ તે મકાનમાં આખો દીવસ રખડેછે.

ખાસડાંનું માન એવાજ છાલકા અને હલકા કેટલાક યુરોપીયનોને લેવા ગમેલાંના દાખલાઓ મોટા ધીકાર અને તીરસકાર સાથ આપણ વાંચીયેછે, અને તે વાંચનારી બાનુઓના જાણવામાં પણ આવયા હશે. તેમની આફીસમાં યા ઘરમા ઈંગરેજો જઈ શકે, પણ દેશીઓએ તો બાહેર પોતાનાં ખાસડાં કાઢીને અંદર જવું જોઈયે; કેમકે બુટનાં તળીયાં તો હમેશાં દુધ જેવાં ગોરાં અને રોશની જેવાં ચલકતાંજ રેહછે, પણ દેશી ખાસડાંતો કાળાં ઘીકરાં જેવાં થઈ જાય, તે ગોરા "સાહેબ લોકો" ને કેમ પાલવે? માટે જ તેઓ વગર બુટના દેશી જોડે તેના જોડા ઓરડાની બાહેર કાઢીને અંદર આવવા દેયછે!

ગુજરાતમાં અને બીજે ઘણે ઠેકાણે અમે જોયુંછે કે હરકોઈ જમીનદારને તાંહ તેનો ખેડુત જાય તો (જો કે તે જમીનદારના ઘરનો કચરોબી કાઢેલો નહી હોય તોપણ) તે ખેડુત પોતાનાં ખાસડાં પોતાની મેળેજ ઘરની બાહેર કાઢીને અંદર જાયછે. મતલબ એકે જાણે જેમ યુરોપીયનો પોતાનું માથું ખોડું કરીને પોતાથી મોટાને માન આપેછે તેમ જાણે ખેડુતો પોતાના જોડા કાઢી નાંખી જમીનદારને માન આપેછે.

સીરીયા દેશમાંબી એવોજ ધારો છે. તાંહના ઘરોમાં ધરમી મુસલમાનો પોતાની હર વખતની નેમાજ કરતી વેલા ખોદાતાલાને નમતાં નાકઘસણી ઈતપાદી કરતા હોવાથી પોતાના મકાનમાં તેઓ સાદરી બીછાવી રાખેછે, જેથી ખાસડાં સમેત તેપર ચલાતું નથી. પણ સીરીયામાં સરવેથી સરસ રમુજ આ ચાલને લીધે નીશાલ આગલ મલેછે. નીશાલમાં પેસતાં જોડા બાહેર કાઢીને છોકરાઓ અંદર જાયછે, અને જારે છુટી મલેછે તારે ગરોગર બાહેર નીકલી એકેકને ધુકકી લગાવી તેઓ પોતાના જોડા ખોલવા પડેછે; જેથી ગરબડ થઈને પછે મારામારી અને ગાલાગાલી વધેછે, અને અંતે જારે આખુનજી નેતર લઈ તેમને ચુપ રાખવા આવેછે તારે એક પોતાનો અને એક બીજાનો જોડો પેહરી છોકરાઓ બાહેર નીકલી જાયછે, અને કોઈ ઘણી પોતાનો નવો જોડો પેહરી ફરેલો મુકી ગયો હોયતો નવા જોડાવાલો પેલા ઉપર ગાલના વરસાદ વરસાવેછે, જેથી અંતે બદલી જનારને તેનો જોડો આપવાની ફરજ પડેછે.

---

## ઘરઘતુ નુસકા.

ચાખાનું પુડીંગ—અરધી પેંટ તાજું દુધ લેઈ તેમાં ૩ આઉંસ ચોખાનો આટો નાંખો, પછે અંદર ૩ ઈંડાં ફોડો અને લીંબુની અરધી ચીર નાંખો, તથા અંદર ૩ આઉંસ ચારેલી ખાંડ અને ૩ આઉંસ માખણ ભેલો એ સઘલાંને પેણીમાં ભુંજી કાઢો અને પછે ખાઈ જુઓ.

---

કાંદામાં ઈંડાં કેમ ભુંજશો? એક કાંદાના વરખ પાડો ને તેને માખણ યા ઘીમાં કકરાવો, જારે લગાર લાલ થાય એટલે એક રકાબીમાં માખણ ચોપડી તે ઉપર કાંદો પાંપરો પછે તે કાંદા ઉપર ઈંડાં ફોડીને રકાબી ચુહુલાઉપર યા પેણીમાં મેલી દો. ઈંડાં તઈયાર થાય કે ઉપર પાઉંની ઘીમાં ભુંજી કાઢેલી કરચો પાંથરી દો, અને ઉનું ઉનું ઉતારીને મોહમાં મારી દો.

---

નાનાં બાલકો માટે તંગડીની જેલી—તંગડીનાં મટનના ચાર કકડા લઈ તેને એક શેર પાણીમાં ઉકાલો અને અરધો કલાક પછે તે પાણી ઘોલી નાંખી બીજું તેટલુંજ લઈ સાત આઠ કલાક શુધી ફરીને બાફી કાઢો. જારે પાણી બલીને ૦॥ શેર થઈ જાય તારે જેલી તઈયાર થયલી સમજી ઉતારી પાડો અને જારે જરૂર પડે તારે એક અખરોટ જેટલો કકડો કાપીને બચાંને આપયા કરજો.

---

પટેટાનું પુડીંગ—બે રતલ પટેટાને છોલી બાફો, અને તેને પીસી નાંખો, પછે તરણ ઈંડાં લઈ તેની સાથે પટેટાના આટાને ગુંદો; એ પછે રફતે રફતે ૦॥ શેર દુધ, ૩ આઉંસ ભીણવેલી ખાંડ, અને સઘલી જાતના મસાલાની બરણીમાંથી એક ચમટી ભરીને તેમાં નાંખો. સઘલાંને એકરાસ કરીને પોણો કલાક શુધી ચુહુલા ઉપર મેલો અને જારે તઈયાર થાય તારે સાથે બે ચમચા શેરીવાઈન મીઠાં માખણના સાસ જોડે લેઈ ડબાવા માંડો.

---

માંખ, મછર ઓછાં કરવાનો ઉપાય—ભમરા, માંખ, મછર, માકડ, ચાંચડ વીગેરે ફંટાલો આપનારાં પરાણીઓને જો દુર કરવાં હોયતો તેમને પેવશ થવાનાં ચાંથલાંમાં બહુની કણક સાથે થોડો કેલોમેલ ભેલીને મેલો, એટલે તેઓ તુરત નાપેદ થઈ જશે.

---

રાઈનું પલાસટર—એક લખનાર કેહેછે કે આ પલાસટર કરતી વખતે કોઈ પણ જાતનું પાણી વાપડવું નહી પણ રાઈને ઈંડાંની સફેદી સાથ મેલવવી, આથી ફાયદો સારો થશે. આ પલાસટર બચાંને ગમે એટલા કલાક સુધી લગાડયું હોય તોપણ તેથી બલીસટર ઉઠતું નથી.

---

## પરચુટણ બાબતો.

આખા હીંદુસતાનમાં ગયાં સાલની આખેરીએ રઘલાં મલીને ૩૦૦૦ ટપાલ ખાતાં તથા ૨૦૦૦ કાગળ નાંખવાની પેટીઓ હતી.

**વેલાતના શેહરો અને વસતી**—૧૮૬૧ મા વેલાત મા સઘલાં મલીને ૭૮૧ શેહરો હતાં, તે ૧૦ વરસમા વધીને ૧૮૭૧ મા ૯૩૮ થયાં હતાં. ૧૮૬૧ મા વસતી ૧,૧૦,૦૦૦૦૦ કરતાંબી ઓછી હતી તે ૧૮૭૧ મા વધીને ૧,૪૦,૦૦૦૦૦ ની થઈ હતી, વેલાતની સઘળી મળીને નજદીક ૨,૩૦,૦૦૦૦૦ માણસની વસતીમા ૧,૦૦,૦૦૦૦૦ માણસો ૨૦ વરસની અંદરનાછે. ૧૬૦ માણસો ૧૦૦ થી વધારે વરસનાછે, જે માની ૧૧૯ સ્ત્રીઓછે. મરદો કરતાં ઓરતોની વસતીમાં ૫,૮૬૦૦૦ સ્ત્રીઓ વધારેછે.

---

**દેવાના અને બેવકુફ આદમીઓની સંખયા**—ઈંગલાંડમા બેવકુફ આદમીઓમા મરદ અને ઓરતની સંખયા એક સરખીછે, યાને ૧૪૭૨૮ મરદો અને ૧૪૭૨૪ ઓરતો છે. દર ૭૭૧ માણસે ૧ બેવકુફની અથવા દર ૧૦૦૦૦ માણસે ૧૩ બેવકુફ આદમીની રાસ આવેછે. દેવાના આદમીઓની સંખયા એ દેશમા ૩૯૫૬૭ નોછે જેમા ૧૮૧૪૬ મરદો અને ૨૧૪૨૧ ઓરતોછે. આખી વસતીમા દર ૫૭૪ માણસે એક દેવાના આદમીની ગણતરી આવેછે.

---

**પરણવાની એક જંગલી રસમ**—ઈકુઈમો જાતના લોકોમા જો એક છોકરો સફેદ રીંછ મારેછે, તો તે પોતાના કુટુંબનો વહીવટ ચલાવે એવો ગણાયછે, અને તેથી તેને ગમે તેવી બાયડી પરણવાની રજા મળેછે. બાયડી મેળવવા મારે તે પોતાને મનપસંદ ઓરતનો રાહ જોતો રાતે છુપાઈ બેસેછે, ને જેવી તેણી બાહેર નીકળે કે પકડી લેછે, પણ પેલી બુમ પાડેછે, ને પોતાના ભવીશના ભરથારને કરડી છટકી જાયછે. તેણીની પુઠે પેલો દોડેછે, એટલે બુઢી સ્ત્રીઓ ચાબકા લઈ તેને લોહી નીકલે તેમ માર મારેછે તે છતાં જો તે હીમત હારતો નથી તો બીજી વખત નસીબ અજમાવવાની તેને તક મલેછે. તે વખતેબી ઉપર કહયું તેવી જ આપદા નડેછે. તરીજી વખતમાં જો પેલો જવાન મરદ થાકતો નથી તો પેલી સ્ત્રી તેને લાયક શખસ ગણી પોતાનો ભરથાર કરવાને રાજી થાયછે, અને પેલો જવાન લોકોનાં ટોલામાંથી તેણીને મોટી શાબાશી વચે પરણવાને ઠેકાણે લઈ જાયછે !

---

**આફ્રીકાના સરદારોની શાખશી છતરીઓ**—આ છતરીઓ જો કે કદ અને ઘેરાવામાં ઘણીજ મોટી હોયછે તો પણ સરદારો તેમને પોતા જોડે લડાઈમાં લઈ જાયછે, અને જેબી સરદારે પોતાની છતરી ખોહી તેણે જાણે લશકરી ઝુંડો ખોહયો એવું ગણાયછે. કેટલીક છતરીઓતો ઘેરાવામાં ૭૫ ફુટ હોયછે. તેને ૬ સલીયા હોયછે અને દર સલીયા વચે ૧૨ થી વધારે ફુટનો ગાલો હોયછે. છતરીનું કવર જુદી જુદી તરાહની કાલી, લાલ, લીલી ઈતયાદી છીંટનું હોયછે. તેઓ કપીની મારફતે ઉંચડાયછે, અને તે બી એક બે નહી પણ ચાર માણસોથીજ ઉંચડાયછે. છતરીનો દાંડો ૧૪ થી ૧૫ ફુટ લાંબો હોયછે. પાદશાહની છતરીતો જરી તારની બનાવામાં આવેછે, ને તેને ફરતી ઝાલર હોયછે. આવી છતરીઓની હેઠલ નજદીક ૨૦૦ માણસો નો તડકા યા વરસાદથી બચાવ થઈ શકેછે !

વધતાંમાં વધતો ગોનાહ ૨૦ થી ૩૦ વરસની વયનાં માણસો કરેછે, પણ ઓરતોમાં એવા ગોનાહ કરનારીઓની સંખયા ૩૦ થી ૪૦ વરસની ઉમરની આવેછે.

---

નામદાર રાણીના બીજા દીકરા ડયુક આવ એડીનબરોને ઘેર છોકરો આવયોછે. તેની માતાની જોડે સઘલું મલીને રૂ૫૦,૦૦૦૦૦ નું જરીયાનછે.

---

આગલા જમાનામાં ગરીક અને રોમન લોકો અંધારી રાતે જાનવરોનાં શીંગડાંનાં ફાણસો બનાવી કામ લેતા હતા.

---

ગયે સાલ લંડન શેહરમા ૧૭૦૩ વખત આગની બુમ પડી હતી અને તેમાંથી ૮૩ બુમ ખોટી પડી હતી, તથા ૧૬૬ આગથી ભય ભરેલું નુકસાન થયું હતું.

---

સીતલાના ઉપાય તરીકે ઈંડયન આરચીપેલેગોના વલંદાઓ કુઈનીન વાપરેછે. તેઓ ૬૦ થી ૧૦૦ ગરેન સુધી એક વખતમાં આપેછે અને અજબ જેવુંછે કે તેથી તુરત ફાયદો નીપજેછે.

---

બચાંના વેરી ઘણી વખતે માબાપો પોતે હોયછે. તેઓ તેમના માંગવા મુજબ ખાણા પર બેસતી વખતેજ નહી પણ ઘડીનેવારે આપઆપ કરયા કરેછે, જેથી બચું હેવી થઈ જાયછે, અને તે પાચન કરી ન શકવાથી માંદુ પડેછે, ને કોઈવાર મરણ પામેછે.

---

**૫૦૦ તખતીનું ઘડીયાલ**—સેન ફરાનસીસકો ખાતે એક ઈમારત બાંધીછે તેના ૫૦૦ ઓરડાછે. આ દરેક ઓરડાને માટે અકેક તખતી પરમાણે ૫૦૦ તખતીનું ઘડીયાલ બનાવયુંછે. આ તખતીઓ નલીની મારફતે આખી ઈમારતમાં ફરી વલેલી હવાનાં દબાણથી ચાલેછે. આ ઘડીયાલ સેટ ટામસ કલાક કંપનીએ બનાવયુંછે.

---

**લડાઈમા થયલો ઈંગરેજ સરકારને ખરચ**—ગયાં ૧૫ વરસમાં ૪ લડાઈઓ લડતાં ઈંગરેજોને રૂ૧૬,૦૦૦૦૦૦૦ (૧૬ કરોડ) નો ખરચ લાગો હતો, તેમાં ઈરાન ઉપરની ચહાઈમાં રૂ૯૦,૦૦૦૦૦ નો; ચીન સાથની લડાઈમાં રૂપીઆ ૬,૧૧,૪૦૦૦૦ નો; નયુઝીલાંડની લડાઈમાં રૂપીઆ ૭૬,૫૦૦૦૦ નો; અને એબીસીનીયાની લડાઈમાં રૂ૮ થી ૯૦૦૦૦૦૦૦ સુધીનો ખરચ થયો હતો.

---

**ઈરાની ઘોડાઓ**—આગલા ઈરાનીઓ સરસ લડાયક અને ઉતમ ઘોડાના ધણી હતા. કેહછે કે હાલમાં ઈરાનમાં જે ધણીને તાંહ સુંદર ઘોડા હોય તે પોતાના તબેલામાં તેમની સલામતીને માટે બારણા આગલજ કુકરનું બચું બાંધી રાખેછે કે જો કોઈ શેતાન આવેતો તે તેની ગંધ જોઈ નાસી જાય. વલી તેઓ એવો વેહમ રાખેછે કે સારસ ઘોડાની પુછડીએ જો એક જાતનો લીલો ફનર બાંધેતો તેમને કશી ઈજા થાય નહી. તેઓ ઘોડાને ચણા યા સુકું ઘાંસ આપવાનું જાણતા નથી તેથી ફકત જવ અને ડાબરો ઘોડાઓને ખવારેછે.

**તંબાકુમા દગો**—૧૮૭૨ તંબાકુના જુદી જુદી જાતના ૨૧૨ નમુના વેલાતની આયાતના મેહસુલ ખાતાંની કમીટી ઉપર આવયા હતા તેમા ૧૨૯ નમુનામા ભેલસેલનો દગો થયો હતો !

**ઈંગલાંડમાં દારૂ ગાલનારાઓની સંખયા ૩૩૦૦૦** નીછે, જેઓની જોડે જગાતના આકારમા રૂ૪૦,૦૦૦૦૦ નું મેહસુલ લેવામા આવેછે.

**દેશ છોડી જનારાઓ**—જરમની ખાતેથી ૧૮૬૪ થી ૧૮૭૪ સુધી દશ વરસમા સઘળા મળીને ૧૯,૦૨૭૮૫ રેહવાસીઓ ઉતર અમેરીકામા નયુયારક ખાતે ધંધો શોધવા ગયાં હતાં.

**કેળવણી**—દરેક પુરૂશને હમેશાં બે જાતની કેળવણી લેવી જરૂરની છે. એક કેળવણી બીજાઓથી તેણે લેવી જોઇએ, અને બીજી કે જે ઘણીજ અગતની છે તે તેણે પોતાને આપવી જોઇયે.

## રમુજે ફુરસત.

૧. સોના રૂપાંનું "કોટલું"
   ને પીતળનો તેમાં "ગર."
 એવો રસીલો "ચાલતો"
   પણ "કાંટા" બાહારને અંદર,
 તે શું ?

૨. ચામડાંનું ઇઆ કપડાંનુ એક ઘર,
   પદડાના ઓરડા તેમા એકથી ચાર,
 નહી તેમા વાપરૂં લાકડું કે પથર,
   ના છાપરૂં ના પાયો ના મારપર માર.
 ચામડાંની દેવાલ, પણ ધાતુની ફરેમ,
   કપડાંના બારણાપર પીતલની કલ,
 નાહાના પણ સોનાને રાખી તેમા,
   લઇ ફરોચ સાથે હર પલેપલ.
 તે શું ?

૩. સવાલો.
 વરોદરા રેલવેની લાઇન ઊપર,
   ૧ માણસને મલતું સટેશન કીઊં ?
   ૨ આસમાનને લાગતું સટેશન કીઊં ?
   ૩ મોટી દોલતવાલું સટેશન કીઊં ?

૪. એવી કઇ જમીન છે કે જે ઢોરોનું પોશન કરેછે અને તોપણ જેની આગલ સો મેલીએ તો ચારસો થઇ જાય ?

## ખોલાસો ગઈ વેલાનો.

૧ રાંણા.
૨ રાંણીના.
૩ નાદરશાહ.
૪ પુશેગર.
૫ બખશી.
૬ સુખીઆ.
૭ "કેઆશ."
૮ કાકા.
૯ ફલાજી મામા.
૧૦ ભાભા.
૧૧ કોલાહ.
૧૨ "બાટલી બાએ."

## મરણ પાંમેલી માતા બાબે તેની નાની દીકરીનો વીલાપ.

(બેત—બેહરે તકારૂબની રાહ)

કમીની બેટીની ઓ મેહરબાન માય,
છુટી તું પડી દુખ નહી એ ખમાય !
મીંડું વાળી ચાલી તું વહાલી ઓ માય,
ચશમમાં ચમકતી હવે નહી પમાય,
દગળબાજ દુન્યાને બોલેજ, માય,
હવે સર છે તારી બેટીનું ન માય !
સમાઈ છું તારા સમાસે હું માય,
કે માદર વીનાનું ન કંઇ સમાય:
ઊછારી, ઊછેરી, ચરાવી તેં, માય,
કમાઇ જે તું સે, હવે કાંઇ કમાય ?
રમીજે રમાયો તુસે ગેળ, માય,
રમાડે હવે કોણ, કોણસે રમાય ?
હસાવી, બોલાવી, ઘવાડી તેં, માય,
,ફસોસ કે તે શરબત[1] હવે નહી જમાય !
નજરબન્દ રહી તું બેટી બાબે, માય,
શું જાણે તું તેપર શું શું ધમધમાય ?
છે દુખી ખરેખર બેટી તારી,- માય,
કે પેદર શીરીની ઝેરીથી ભમાય.[2]
કરે નહી નઝર મારી ઊપર તે, માય,
મહેરબાન હતી જેવી તારી, હુમાય !
બેઝાન[3] ગરચે[4] ઊડાવે ગુલઝાર, માય,
અસંતોશી બુલબુલથી ગુલ કાંઇ.સુમાય ?
નયુરે જમા પોશતેહખાર[5] ગુલ, માય,
થીરીની વીના આ બેટી ગુલ ગુમાય ![6]
નઝર કર, નઝર કર, એ માદર, હે માય !
ન બેહતર સુખામાં જો આતશ ધુમાય,
તો થીરીતે છવું વીના તું હું, માય,
બેગાના બોલાપર બે ગોનાહ ખુમાય ![7]

મીનોચેહેર ખુરશે

[1] દુધ.

[2] કાંએકે, બાપતો ઝેરી મીઠાસ (સાવકી માતાંના બળનારા અને ફરેબી સખુનો) થી ભમાયોછે.

[3] બેઝાનનો—પાનખારૂતનો સુકો પવન.

[4] અગરજો.  [5] કાંટાનો ભારો.

[6] કાંટાનો ભારો ગોલાબનાં ફુલની ગરજ નહી સારે (તે તારી ગરજ સાવકી માથી નહીજ સરે). સારા સખુન તારી માફકીને મને કોઇ બોલાવતું નથી તેથી હું જે એક ફુલ જેવીછું તે કરમાઇ જાણીછું.

[7] સાવકી માતા પારકીછે, તેથી તણીતો હું નીરદોશ હોવા છતાંબી મારી બાપની આગલ ફરીયાદ કરી મને ખુમ પડાવેછે.

## લખનારાઓને ખબર.

અ. બે. પ. તમારી મેહેનત તથા મેહેરબાનગીને માટે ઊપકાર માનીએ છઇએ. તમારી વારતા વાંચવા જોગ છે, પણ દલગીર છઇએ કે સો બોધની કટારોને લાએકની નથી એવં અમારૂં મત છે. તે આ છાપાખાંનાંમાંથી પાછી મંગાવી લેજોજી.

મુમ્બઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીઉં તથા પરગટ કીધુંછે. કો૦ કોટ:—બેહરામજી હોરમજજી સ્ત્રીટ, ના૦ ૧ તથા ૭૧.